શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળ ગ્રંથાંક.

# શ્રી શત્રુંજય મહાત્મ્ય.

(શ્રી ધનેશ્વર સૂરીકૃત મૂળ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર.)

સંશોધન કરનાર,

ભગુભાઇ ફત્તેહચંદ કારભારી.

અધિપતિ—જૈન.

પ્રકટ કરનાર,

શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળ. મુંબઇ



બીજી આવૃતિ. પ્રત ૧૦૦૦.

ધી સુરત "જૈન પ્રિન્ટીંગ પ્રેસ"માં મગુભાઇ ભાઇદાસે છાપ્યું.
ખપાટીઆ ચકલા—સુરત.

વીર સંવત્ ૨૪૩૮. સન ૧૯૧૨.

મૂલ્ય રૂપિયા બે.

# પ્રસ્તાવના.



શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળનો મુખ્ય ઉદ્દેશ જેમ બને તેમ સસ્તામાં સસ્તાં જૈન ધર્મના પુસ્તકો પ્રકટ કરી જૈન સાહિત્યની તથા જૈન કોમની સેવા બજાવવાનો છે અને તે ઉદ્દેશ ટુંક વર્ષોની મુદતમાં થોડે ઘણે અંશે પાર પડેલો છે તે જાણી અમને આનંદ થાય છે. શત્રુંજય મહાત્મ્ય જેવા મહત્વના મોટા ગ્રંથની હજારો રૂપીઆનો ખર્ચ કરતાં છતાં એક હસ્ત લીખીત પ્રત મલી શકતી ન હતી તે આજે સુધરેલી ઢબ મુજબ સુંદર રિતે છપાયેલાં મ્હોટા અનેક જાતનાં ગ્રંથો મલવા લાગ્યા છે તે ખરેખર જૈન કોમની ઉજ્વળ કીર્તિનેજ ભાસ કરાવે છે.

આ અમૂલ્ય ગ્રંથની પ્રથમાવૃતીની ૨૫૦૦ કોપી પ્રકટ કરાવી હતી તે ખપી જવાથી અને લોકોની ઉપરાચાપરી માંગણીથી દ્વીતીય આવૃતી કાઢવાની આ મંડળને ફરજ પડી છે. શ્રી શત્રુંજય તિર્થ આપણામાં જેટલું પવિત્ર ગણાય છે તેટલુંજ તેનું મહાત્મ્ય પવિત્ર ગણાય એમાં જરા પણ શક નથી. આવા મહત્વના ગ્રંથ માટે કાંઇપણ લખવું એ સોના ઉપર ઢોળ ચઢાવવા પુરતું છે.

શ્રી શત્રુંજય મહાત્મ્ય જેવા અનેક ગ્રંથોની હસ્ત લીખીત પ્રતો જૈન સાહિત્યમાં હસ્તી ભોગવે છે પરંતુ તેવાં ગ્રંથોનું ભાષાંતર કરાવનારાઓ અને કરનારાઓનો કેટલેક અંશે અભાવ દેખાય છે તે વિચારણીય છે, તોપણ આપણા મુનિ મહારાજાઓ આપણા ગ્રંથોનું ભાષાંતર કરવાનું માથે લેતો જૈન કોમની, જૈન સાહિત્યની ગુર્જર ભાષા દ્વારાએ બહુજ અચ્છી રિતે સેવા બજાવી શકાય તેમ છે.

આ મંડળનો ઉદ્દેશ પુસ્તકો પ્રકટ કરી કમાઇ કાઢવાનો નથી પરંતુ જાડા કાગળપર સુંદર સાહીથી છાપી મજબુત પુંઠાથી બંધાવી સારાં પુસ્તકો પ્રકટ કરવાનો છે. ત્યારે તેની કીંમત તેના કદના પ્રમાણમાં જૈન બંધુઓને સાધારણ રિતે પોસાઇ શકે તેવીજ રાખવામાં આવે છે.

વીર સંવત ૨૪૩૮.<br>ભાદરવા શુદી પુર્ણીમા. } હીરાલાલ વર્દ્ધમાન શાહ.

# અમેરીકન અકસીર ઇલાજ.




# પ્રો૦ જેમ્સની વીજળીક શકતીની

# ગોળીઓ.

એ ગોળીઓ સ્વપનામાં અને પીસાબમાં જતી ધાતુને બંધ કરી શરીરને શક્તી આપે છે, જ્ઞાનતંતુની નબળાઇ, ધાતુનું પાતળાપણું, અજીરણ, ખોરાક ન પચવો, હાથપગનું દુઃખવું, મગજે ચકરી આવવી, યાદદાસ્ત શક્તી ગુમ થવી, જવાનીમાં બુઢાપાની હાલત, મનની ચીંતા, ઉદાસી, કોઇ પણ કામપર ચીત ન લાગવું, ખાવાપર અરૂચી, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચેહેરાની ફીકાશ, જવાન વિદ્યાર્થીઓનું અભ્યાસના બોજાને લીધે નબળું પડી ગયલું મગજ, તેમજ વકીલો, બારીસ્ટરો અને કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાત દીવસ મગજ કસવું પડે છે તેમને એ ગોળીઓ વીજળીક ઇલાજથી થોડીક મુદતમાં અજબ જેવો ગુણ કરે છે તેમજ જે સ્ત્રીઓને હદબહાર માસીક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુઃખાવો, પ્રદર, ભુખ મરી જવી, વગેરે રોગો થાય છે તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે.

**કીંમત ૨૫ ગોળીની શીશીના રૂા. ૧-૪-૦ તથા ૪૦ ગોળીની શીશીના રૂ. ૨. વી૦ પી૦ ના એકથી ત્રણ શીશીઓ સુધી રૂા. ૦ા વધુ.**

**ધી એંગ્લો ઇન્ડિયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦**

નં. ૧૫૫ જુમામસ્જીદ—મુંબઇ.

# બાલની સુખાકારી.




તમારા અંગને ખોરાક અને જતનની જરૂર છે, તેટલીજ તમારા બાલને પણ છે કારણકે વાળ એ સ્ત્રીનું આભુષણ છે. તેને સારી હાલતમાં જાળવી રાખવા અને આજના જમાનાની વીદ્યાની શોધખોળનો પુરેપુરો લાભ તેમને આપવા તમારી સઉથી વધુ કાળજી રહેવી જોઇએ. જો તમારા વાળ ખરી પડતા હોય અથવા તેની તેજસ્વીતા ઓછી થઇ જતી માલમ પડતી હોય તો

## કામીનીઆ ઓઈલ (રજીસ્ટર્ડ)

વાપરો. કામીનીઆ ઓઇલ બાલને માટે ઉત્તમ તેલ છે અને તેમાં ઘણાજ ગુણકારક વસાણાઓનો સમાવેશ થયેલો છે. આ તેલ લગાડવાથી ટાલકાના છીદરો ખુલ્લાં થાય છે. ખોડો નાબુદ થાય છે. વાળ ખરી પડતાં અટકે છે અને સુંવાળા, અને તેજસ્વી બને છે. આજેજ વાપરી અનુભવ મેળવી **જુવો**, પછી હંમેશ વાપરશો.

જેઓએ આ તેલ વાપર્યુ **છે** તેઓ શું કહે છે તે વાંચી **જુવો.**

**ડાકટર હરીનારાયણ સીવીલ સરજ્યન** કમાલપુરથી લખે છે કે, તમારૂં કામીનીઆ ઓઇલ સર્વ કરતાં વધુ પસંદ કરૂં છું. બીજી ત્રણ બાટલી મોકલો.

કીંમત બાટલી ૧ નો રૂા. ૧-૦-૦ વી. પી, ખર્ચના રૂ. ૦-૪-૦.

કીંમત બાટલી ૩ ના રૂા. ૨-૦-૦ વી. પી. ખર્ચના રૂ. ૦-૭-૦.

**તા૦ ક૦** કામીનીઆ ઓઇલ ખરીદની વખતે બરાબર સીલબંધ બાટલી નામ વાંચીને લેવી.

**ધી એંગ્લો ઇંડીયન, ડ્રગ એન્ડ કેમીકલ કું.**

નં૦ ૧૫૫ જુમા મસજીદ-મુંબઇ.

**જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઇ ખાતરી કરેલો**
**તેમજ પ્રદર્શનમાં સોના ચાંદીના ચાંદ ઇનામ મેળવેલો**

**ડા. વામન ગોપાળનો**

**આયોડાઇઝ.**




# સારસા- -પરિલા.



આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે, જે ઔષધો કોઇ પણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલું હશે ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ શિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણોજ સારો ગુણ ધરાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી. આ રોગોનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલુંજ નહીં પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં પણ તેનો અંશ આવે, શીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષઘાત, સંધીવા, સાંધાનો, હાડકાનો દુખાવો, શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ડાઘ પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસનાશક્તિનું કમી થવું, મોઢામાં અવાળુ તથા જડબાનો દુખાવો ને લાળ પડવી, જીર્ણ તાવ ને ઝાંઝલી આવવા, વગેરે સઘળાં દરદો નાશ પામે છે, વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષો થયાં અનુભવથી સિદ્ધ કરેલું છે. એક બાટલીની કિંમત રૂા. ૧ પો. ૫ આના જુદું.

સારા ગુણ માટે ચાર બાટલી વાપરવી. એકદમ લેનારને કી. રૂ. ૪. પોસ્ટેજ ૯ આના.

આ શીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે કેટલીક મંગાવો.

**વીશેષ સુચના**—કોઇપણ દવાઓ એકદમ ગુણકારી ઠરે છે, તો જ્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહીં, સરવે નકલથી સાવચેત રહેજો.

**માલેક—ગૌતમરાવ કેશવ, ઠાકોરદ્વાર, મુંબઈ.**

# પી. પી. રેળે અને કંપની.

## રબરસ્ટૅમ્પ મેકર્સ અને એન્ગ્રેવ્હર્સ વિગેરે,

### ૧૭૯ કાલકાદેવી રોડ, મુંબાઇ.

નં. ૫૧૪ રૂા. ૩-૦-૦. નં. ૨૯૭ રૂા. ૨-૮-૦.













**લાખને માટે પીતળના સીલ.**

બે અક્ષરોના મોનોગ્રામની કી. ૨-૮-૦.
ત્રણ ,, ,, કી. ૩-૮-૦.

**સ્ટાયલો પેન.**



ફક્ત એકવાર શાહી ભરવાથી ૧૦૦૦૦ શબ્દ ઝડપથી લખાય એવી.

**કી. આના ૧૪. રૂ. ૧ા. રૂ. ૧ાા.**

**અંગુઠા છાપ.**



દસ્તાવેજ જેવા કીંમતી કાગળોપર અભણ લોકોના અંગુઠા છાપી લેવામાં બહુજ ઉપયોગી પડે છે.

નં. ૧ ( સામાન સાથે ) કીં. ૦-૧૨-૦
નં. ૨ રૂ. ૧-૦-૦
નં. ૩ રૂ. ૩-૦-૦
નં. ૩ ની સાથે પ્લેટ, રબરનો રોલર, શાહીની શીશી અને છરી આવશે.



**એક નાની પેટી વીજળીના લાઇટ સાથે.**

રોજ થોડીવાર સુધી બળતી રાખવાથી ઘણા મહીના સુધી ટકે છે. કી. રૂ. ૭,૮ અને ૧૦ તથા ઇલેક્ટ્રીક સન ડ્રાયમેટરી, પોકેટ લેમ્પ અને કોલબેલ વિગેરે અમારે અહીંયા મળશે.

શ્રીમત્ પરમ જૈનાચાર્ય ધનેશ્વરસૂરીજી વિરચિત.

# શ્રી શત્રુંજય-મહાત્મ્ય.

## ( ગુજરાતી ભાષાંતર. )

---

## પ્રથમ સર્ગ.

ॐ नमो विश्वनाथाय विश्वस्थितिविधायिने ॥
अर्हतेऽव्यक्तरूपाय युगादीशाय योगिने ॥ १ ॥

જગતના સ્વામી, જગતની મર્યાદા કરનારા, અને જેમનું સ્વરૂપ કોઇના જાણવામાં આવી શકે નહિ એવા યુગાદિદેવ યોગિ સ્વરૂપ શ્રીઅર્હંત ભગવાનને નમસ્કાર હો. અર્હંતપણું તથા ચક્રવર્તીપણું એ બેઉ લક્ષ્મીઓના અધિપતિ, સોના જેવી કાન્તિ વાળા, પ્રાર્થનીય તથા અનેક કલ્યાણની પંક્તિઓને ઉત્તરોત્તર વધારનારા શ્રીશાન્તિનાથ પ્રભુ (અમારાં) રૂડાં કામના લાભને માટે હો. રમતમાંજ વાસુદેવને દોલાયમાન કરનારા, જરાસંધના ઐશ્વર્યને હરણ કરનારા અને કામદેવનો પરાભવ કરનારા એવા શ્રીનેમિભગવાન્ તમને પવિત્ર કરો. જેનાં નેત્રથી જોવારૂપ અમૃતવૃષ્ટિવડે સર્પ પણ ધરણેન્દ્ર એટલે નાગકુમાર નામે ભવનપતિ

નિકાયનો ઇન્દ્ર થઇ મન, વચન, અને કાયા એ ત્રણ પ્રકારના તાપથી મૂકાયો; એવા શ્રીપાર્શ્વનાથ ભગવાન્ તમને આનંદ પમાડો. ઇન્દ્રની શંકા ટાળવાને જેણે મેરૂગિરિને ધ્રુજાવ્યો એવા શૂરવીર, દાનવીર તથા ધર્મવીર શ્રીમહાવીર પ્રભુ તમારાં શુભને અર્થે હો. કલ્યાણ રૂપ લક્ષ્મીનું કમળ, મોક્ષ રૂપ લક્ષ્મીનું છત્ર અને શત્રુંજય પર્વતના મુકુટ રૂપ એવા શ્રીપુંડરીક ગણધરને હું પ્રણામ કરૂં છું. પુંડરીક આદિ મુનિઓ તથા શાસનદેવીનું ( મનમાં ) ધ્યાન કરી હું આ રૂડા ગ્રન્થનો આરંભ કરૂં છું.

પૂર્વ કાળમાં શ્રીયુગાદિ ભગવાન્‌ની આજ્ઞાથી પુંડરીક નામે ગણધરે વિશ્વના કલ્યાણને માટે દેવતાઓએ સત્કાર કરેલું, સઘળા પ્રકારનાં તત્ત્વોએ યુક્ત અને અનેક આશ્ચર્યવાળું આ શત્રુંજય મહાત્મ્ય સવાલાખ શ્લોકનું કર્યું હતું. ત્યાર પછી મહાવીરસ્વામીની આજ્ઞાથી મનુષ્યોને અલ્પાયુષી જાણી સુધર્મા નામે પટોધરે તેમાંથી સંક્ષેપરૂપે ચોવીશહજાર શ્લોકનું કર્યું હતું. ત્યારપછી જે અઢાર રાજાઓના અધિપતિ સોરઠ દેશના મહારાજા કે જેણે શત્રુંજય ગિરિનો ઉદ્ધાર કર્યો તે શિલાદિત્યના આગ્રહથી (સઘળાં અંગે સહિત યોગ માર્ગને સંપૂર્ણ જાણનાર, સ્યાદ્વાદમાં વાદવડે બૌદ્ધોના મદને ઉતારનાર, વિશાળ ભોગ છતાં તેની ઇચ્છાનો તદ્દન ત્યાગ કરનાર, રૂડાં ચારિત્રથી નિર્મળ અંગવાળા, અનેક પ્રકારની લબ્ધિઓએ યુક્ત, વૈરાગ્યના સમુદ્ર, સઘળી વિદ્યાઓમાં નિપુણ અને રાજગચ્છના ઘરેણા રૂપ મહાત્મા શ્રી) ધનેશ્વરસુરિએ પ્રાચીન ગ્રન્થમાંથી સારભૂત–પડઘારૂપે સુખવડે બોધ થાય તેવું આ શત્રુંજય મહાત્મ્ય વલ્લભીપુરમાં રચેલું છે. હે ભવ્યો ! તેને તમે ભકિત ભાવથી સાંભળો. જ૫.

તપ, દાન, તથા રૂડાં ફળનું તમારે શું પ્રયોજન છે? ફક્ત એકજ વખત આ શત્રુંજયનું મહાત્મ્ય સાંભળો. ધર્મ મેળવવાની ઈચ્છાથી તમે અનેક સ્થળે શા માટે અથડાઓ છો? જો એક વખત શ્રી શત્રુંજયગિરિની છાયાનો સ્પર્શ કરશો, તો પછી બીજું કંઇ કરવાનું પ્રયોજન નથી. મનુષ્યનો જન્મ પામી સઘળાં શાસ્ત્રો શ્રવણ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ માત્ર એક શત્રુંજય મહાત્મ્યના સાંભળવાથી ફળિભૂત થાય છે. જો તમને તત્ત્વ જ્ઞાનની ઇચ્છા હોય, ધર્મ આચરવાની રૂચિ હોય, તો સર્વનો ત્યાગ કરી આ સિદ્ધાચલનો આશ્રય લ્યો. સિદ્ધાચલ ઉપર સઘળા વિશ્વને સુખ રૂપ એવા શ્રીજિનેશ્વર ભગવાનનું ધ્યાન કરવું એ ઘણુંજ ઉત્તમ છે; કારણ કે તેના જેવું મોટું બીજું એકે તીર્થ નથી, તેમ જિન ભગવાનના ધ્યાન જેવો બીજો ઉત્તમ ધર્મ પણ નથી. જીવોએ કુલેશ્યાથી દુઃખને આપનાર એવું મન, વચન અને કાયાવડે કરેલું ઉગ્ર (આકરૂં) પાપ પણ પુંડરીકગિરિને સંભારવાથી નાશી જાય છે. આ શત્રુંજય તીર્થમાં સિંહ, વાઘ, સાપ તથા કેટલાંક હિંસક પક્ષિઓ કે જે મહા પાપી જીવો હતા તે પણ અરિહંત ભગવાનના દર્શનથી સ્વર્ગને પામ્યા છે. દેવ, દૈત્ય તથા મનુષ્ય વગેરે જન્મ પામી કોઈ ભવમાં જેણે આ પર્વતોના રાજા શત્રુંજયનું દર્શન કર્યું નથી, તે પશુ (જનાવર) જેવા પ્રાણીનું કદી કલ્યાણ થતું નથી. બીજાં તીર્થોમાં જઇ રૂડે પ્રકારે દાન, પુન્ય, શીળ, પૂજન, તથા ધ્યાન કરવાથી જે ફળ મળે છે તેના કરતાં અધિક ફળ શત્રુંજયની કથા સાંભળવાથી પ્રાપ્ત થાય છે; માટે હે ભવ્યજીવો! આ ગિરિરાજનું મહાત્મ્ય મોટા ભક્તિ

ભાવથી સાંભળો કે જેથી દુઃખનો નાશ થઇ સર્વ પ્રકારની સંપ-
ત્તિઓ મળે.

એક સમય દેવતાઓએ પરવરેલા અને બહાર તથા અંદરના શત્રુઓ જેણે જિતી લીધા છે એવા શ્રીમહાવીર પ્રભુ શત્રુંજય ગિરિ ઉપર પધાર્યા. તેમને જોઇ સંભ્રમથી જાણે ઇન્દ્રનાં આસન પ્રભુને નમસ્કાર કરવાને ઉતાવળાં થતાં હોયની ? તેમ કંપવા લાગ્યાં. બીજા ઘણા દેવતાઓએ સહિત વીશ ભુવનેન્દ્ર, બત્રીશ વ્યંતરોના ઇન્દ્ર, બે જ્યોતિરિન્દ્ર તથા ઉર્ધ્વલોકના દશ વૈમાનિક ઇન્દ્રોએ સહિત ચો-સઠે ઇન્દ્રો જગત્‌ના સ્વામી શ્રીમહાવીરસ્વામીવડે શોભાયમાન એવા શત્રુંજયગિરિ ઉપર આવ્યા. જેને ઉપમા આપવાને યોગ્ય અન્ય વસ્તુ નથી એવા દર્શન કરવા યોગ્ય પર્વતોના રાજા શત્રુંજ-યને જોઇ આશ્ચર્ય પામેલા દેવતાઓએ પોતાનાં માથાં ધુણાવ્યાં. ઇન્દ્ર પોતાના ભૃત્ય વર્ગને કહેવા લાગ્યો કે—શું આશ્ચર્ય ! આ પર્વ-તોનો રાજા પવિત્ર સિદ્ધાચલ ચારે પાસથી વિશાળ અને મોટી કા-ન્તિવાળાં અમૂલ્ય રત્નોના વિસ્તાર પામતા તેજથી અત્યંત વિચિત્ર દેખાય છે. સોનાનાં શિખરોવડે શોભિતો આ ગિરિરાજ સઘળા પર્વ-તોનો સ્વામી છે; માટે મુકુટમંડિત જેવો દેખાવ આપે છે. સોના, રૂપા, તથા રત્નનાં શિખરોવડે આકાશને પણ ચિત્ર વિચિત્ર રંગથી રંગિત કરે છે. પૃથ્વી તથા આકાશને એકે કાળે પવિત્ર કરતો આ સિદ્ધાચલ પાપને ટાળી નાખે છે. ઉદયગિરિ, અર્બુદગિરિ, સુવર્ણ-ગિરિ તથા બ્રહ્મગિરિ વગેરે એકસો આઠ ઉંચાં શિખરોવડે ઉત્તમ પ્રકારે શોભાયમાન્ લાગે છે; વળી યક્ષલોકોના નિવાસ તથા ચારે પાસ અર્હંત ભગવંતનાં મંદિરોને લીધે આ સિદ્ધાચલ વિશેષ શો-

ભિતો જણાય છે. યક્ષ, ગાંધર્વ, વિદ્યાધર, કિન્નર, દેવતા તથા અપ્સ-
રાઓવડે હમેશાં સેવાએલો શત્રુંજય દેદીપ્યમાન્ લાગે છે. મોક્ષ
પામવાની ઈચ્છાવાળા યોગિઓ, વિદ્યાધરો, પુરૂષો તથા નાગ-
કુમારો સિદ્ધાચલની પવિત્ર ગુફાઓમાં નિવાસ કરી નિરંતર અર્હં-
ત્ ભગવાન્ના સ્વરૂપનું ધ્યાન કરે છે. દિવ્ય ઔષધો, રત્નની ખાણો,
તથા રસકુપિકાઓવડે આ સિદ્ધાચલ સઘળા પર્વતોના અભિમાનને
તોડી દે છે. કસ્તૂરીઆમૃગનાં ટોળાં, મદ ઝરવાથી ઉન્મત્ત થએલા હા-
થીઓ, તથા મોર અને ચમરીમૃગના આવવા જવાથી તેની ચારે પાસ
દેવતાઇ શોભા થઈ રહેછે. મંદારનાં વૃક્ષ, પારિજાત, સંતાન, હરિત-
ચંદન, જુદી જુદી જાતના ચંપાઓ, આસોપાલવ તથા બોરસલીના
વૃક્ષોથી સિદ્ધાચલ ખીચોખીચ ભરેલો છે. કેવડાનાં પુષ્પોથી તેની
સઘળી દિશાઓ સુગંધમય થાય છે. ઝરતાં ઝરણોના ઝંકારરવથી
સિદ્ધાચલ હમેશાં શબ્દાયમાન્ રહે છે. પુષ્પ તથા ફળોવાળા મા-
લતી, પાડલ, કૃષ્ણાગરૂ તથા આંબા વગેરે વૃક્ષોના ( ઘટાવને ) લીધે
વધારે શોભા વાળો દેખાય છે. કલ્પ વૃક્ષની ઘટાઓમાં બેઠેલી કિન્નર
લોકની અંગનાઓને જૂઓ ! તેઓ જિનભગવાન્ના ગુણનાં ગાયન
કરતી થકી પોતાનાં પાપને નાશ કરે છે. તેઓને વિશેષ પ્રિય એવો
આ શત્રુંજય ગિરિ પોતાના જળપ્રવાહોમાંથી વહેતા જળકણો
રૂપ મોતીઓને મોક્ષરૂપ સુંદર સ્રીની માળાને માટે વેરતો હોય
તેવું લાગે છે. જૂઓ ! વળી આ બીજી પાસે વેહેતાં ઝરણોનાં
જળકણોમાં વર્ષાદની ભ્રાન્તિથી મોર પ્રભુની સમક્ષ નાચે છે. હે
સેવકો ! જરા આ તરફ તો જુઓ ! હજાર ફણાઓ વાળો પાતા-
ળનો સ્વામી શેષનાગ જિનેશ્વરભગવાન્ની પાસે નાટારંગ કરે
છે. વળી આ બીજી પાસે સુંદર સ્વાંગ વાળી દેવની સ્રીઓ હા-

થમાં વીણાયંત્ર લઇ અર્હંત પ્રભુના ગુણ સમૂહનાં ગાયન ગાઇ રહી છે. સ્વભાવથીજ પરસ્પર વૈરી એવાં પ્રાણીઓ પોતાના દ્વેષનો ત્યાગ કરી પ્રભુના મુખકમળને જોતાં ભેગાં રમે છે. પૂર્વસમુદ્રને ભેટતી આ શેત્રુંજી નદી પોતાને જોનાર તથા તેનું નામ સાંભળનારને પુન્યની રેખા રૂપે નજરે પડે છે. એજ શેત્રુંજી નદીને પગલે પગલે ગતિ કરતી આ તાલધ્વજી નામે નદી તાલધ્વજપર્વતના ખોળામાં થઇ પૂર્વસમુદ્રને મળી જાય છે. પોતાનાં પવિત્ર જળથી મોટા ઉદયને આપનારી વિકસિત કમળો વાળી આ ઐંદ્રી નદી ઉત્તર દિશામાં વહન થતી ઘણી શોભા આપે છે. વળી જુઓ ! આ બીજી બાજુએ પોતાનાં દિવ્ય-સુંદર જળતરંગોથી શોભતી અને જળમાં રહેલાં કમળોના મધ્યને વિષે બેઠેલા સારસ તથા હંસ પક્ષિઓથી સેવાયલી કપર્દિકા નામે નદી આવેલી છે. પ્રભુની આથમણી દિશાએ જગત્‌ને ઉપકારની કરવા વાળી તથા પાપને ટાળનારી બ્રાહ્મી નામની સરિતા-નદી પૂર્ણ જળથી ભરેલી શોભે છે. શત્રુંજયા, ઐંદ્રી, નાગેંદ્રી, કપિલા, યમલા, તાલધ્વજી, યક્ષાંગા, બ્રાહ્મી, માહેશ્વરી, સાભ્રમતી, શબલા, વરનોયા, જયંતિકા તથા ભદ્રા એ ચૌદ મોટી નદીઓ સુંદર દેખાવ આપે છે. પૂર્વ દિશામાં અત્યંત શોભાવાળું સૂર્યોદ્યાન આશ્ચર્ય યુક્ત દેખાય છે. તેવીજ રીતે દક્ષિણ દિશામાં નંદન વનના સરખી કાન્તિવાળું સ્વર્ગોદ્યાન શોભી રહ્યું છે. પશ્ચિમ દિશામાં વિશાળ ચંદ્રોદ્યાન મનને હરી લે તેવું જણાય છે. ઉત્તરમાં લક્ષ્મીવિલાસ નામનો બાગ આવેલો છે. ચારે દિશાની શોભા રૂપ સ્ત્રીના કેશપાશ સરખાં તે ચારે ઉદ્યાનો વડે આ પર્વતોનો રાજા સિદ્ધાચલ ઘણો શોભી ઉઠે છે. આ એક બાજુએ સુધર્મા નામે ઇન્દ્રના કહેવાથી કુબેરે બનાવેલો ઇન્દ્ર નામનો

કુંડ મન, વચન અને કાયાનાં સર્વ પ્રકારનાં પાપને નાશ કરે તેવો છે. **ભરતરાજાના** પવિત્ર યશનો ઢગલો પડયો હોય તેવું આ **ભરતસરોવર** ચંદ્રના અજવાળા સરખા પોતાના ધોળા જળ તરંગોના શબ્દોવડે શબ્દાયમાન થએલું શોભી રહ્યું છે. આ બીજી બાજુએ મંદ મંદ વાયુએ હલાવેલાં જળતરંગોની પંક્તિઓવડે લેહેરો લેતું, કપર્દિ નામના યક્ષે બનાવેલું કપર્દિસરોવર સર્વને સુખનું આપનાર લાગે છે. વળી આ તરફ તપસ્વીઓના પ્રેમને પણ પ્રફુલ્લિત કરે તેવું **સર્વતીર્થાવતાર** નામનું સરોવર મુક્તિ રૂપ સુંદર સ્ત્રીને પોતાની કાન્તિ નિરખવાના આરીસા રૂપે વિકાશી રહ્યું છે. તે શિવાય નિર્મળ જળવાળા સૂર્યકુંડ તથા ચંદ્રકુંડ વગેરે બીજા પણ ઘણા કુંડો તેમના બનાવનાર પુરૂષોનાં નામ સહિત શોભી રહ્યા છે. હે દેવો! આ એક પાસ વિશાળ બુદ્ધિવાળા મુનિ તપ આચરે છે તે તમે જુઓ ! તે મહાત્માના ચરિત્રની વિલક્ષણ વાત વિશેષ આશ્ચર્ય યુક્ત છે, તે તમે સાંભળો.

ગયા જન્મમાં આ મુનિ ચંદ્રપુર નામે નગરનો કંડુ નામનો રાજા હતો. પાપીઓની મધ્યે પ્રધાન એવો તે રાજા યમની પેઠે નિર્દય હતો. મદિરામાં આસક્ત હોવાથી ઉન્મત્ત એવો કંડુ રાજા લક્ષ્મીના તૉર–ગર્વને લીધે દેવ, ગુરૂ વૃદ્ધ માતા પિતાદિ કોઇને લગારે પણ ગાંઠતો નહતો, પૂર્વના પુન્ય ફળના ઉદયથી કેટલાક કાળ સૂધી પાપીઓની લક્ષ્મી પણ વૃદ્ધિ પામતી જાય છે; પરંતુ છેવટે ઘાસની ગંજીમાં મૂકેલી અગ્નિશિખાની પેઠે નિર્મૂળ થાય છે. તે પાપીરાજા રાત્રીએ શયન કરતાં પણ પરસ્ત્રી,

તથા પરધન શી રીતે હાથ આવે ? તેના મનમાં ઘાટ ઘડતાં ઘડતાં ઉંઘી જતો ને પ્રભાતમાં ઉઠી લોકોને બોલાવી જરા પણ ખેદ કર્યા શિવાય તેમનું-ધન, માલમતા તથા સ્ત્રીઓનું હરણ કરતો હતો, ઘણું કરીને રાજાઓ જે લક્ષ્મી મેળવે છે તે પૂર્વના પુણ્યનુંજ ફળ હોય છે, તેજ પુણ્ય જ્યારે તેમનું શત્રુ થાય છે, ત્યારે તેઓ નર્કગતિને પામે છે. ચંદ્રથી જેમ કોક—ચકવા જાતના પક્ષીને પીડા થાય છે, તેમ લોકોને વિવિધ પ્રકારે અનેક દુઃખ દેવાથી તે કંડુરાજાના શરીરમાં ક્ષયરોગ ઉત્પન્ન થયો, તેથી તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું. શરીરની ક્ષીણતા થતી જોઇ મિત્રની પેઠે તેને ધર્મ સાંભર્યો, જડ બુદ્ધિનાં મનુષ્યો, જ્યાં સૂધી સર્વે પ્રકારનું સુખ હોય છે ત્યાં સૂધી ધર્મને લેશ પણ ગણતા નથી; પરંતુ યમરાજાનો પાશ ગળામાં આવી પડે છે ત્યારે તેમને ધર્મનું ભાન થાય છે.

એક સમય નિર્દય સેવકોથી વિંટાએલો કંડુરાજા દરબારમાં સભા ભરીને બેઠો હતો, અને પોતે કરેલા પરદ્રોહ રૂપ પાપને મનમાં ચિંતવતો હતો તેવામાં સુંદર કલ્પવૃક્ષના પાંદડા ઉપર લખેલો નીચેનો શ્લોક આકાશમાંથી તેની સન્મુખ આવીને પડયો, તે દિવ્ય શ્લોક આ હતોઃ—

“ धर्मादाधिगतैश्वर्यो धर्ममेव निहंति यः ॥
कथं शुभायतिर्भावी सस्वामिद्रोह पातकी ॥ ”

ધર્મવડે ઐશ્વર્ય સંપાદન કર્યા છતાં જે મનુષ્ય ધર્મનોજ નાશ કરે છે તે સ્વામિદ્રોહ કરનાર પાતકીનું ભવિષ્યમાં શી રીતે ભલું થાય ? એ પ્રમાણે પત્રમાં લખેલો શ્લોક હર્ષભેર વાંચ્યો અને તેનો

અર્થ સમજી ચિત્તમાં વિચારવા લાગ્યો—અરે ! ગાઢ અજ્ઞાનથી માયામાં લપટાએલા ચિત્તવડે મેં જે જે પાપ કર્યાં છે, તે તે વડે પ્રત્યક્ષ આ ક્ષયરોગ રૂપી ફળ ઉઘાડી રીતે મને મળ્યું છે. લોઢાના શળીઆમાં ભરાવેલા માંસના કડકાથી માછલું લોભાય તેની પેઠે આ રાજસંપત્તિના લોભથી મેં મારા આત્માને નકામો બંધનમાં નાખ્યો છે. જો રાજા થઇ ન્યાયમાર્ગનું અવલંબન કરી ચાલે તો તેને આ લોક તથા પરલોક બેઉમાં અભય ફળ પ્રાપ્ત થાય છે; પણ જો અવળે માર્ગે ગતિ કરે તો પ્રજાઓના, પોતાના કુળના, તથા રાજ્યના નાશનો હેતુભૂત થાય છે. મને મારા કર્મનું ફળ અવશ્ય મળ્યું છે. આવી રીતે ચિંતા કરતાં કરતાં તે મૂર્ખાધીશ કંડુરાજા રાત્રિના સમયે મરવાની ઇચ્છાએ રાજ્ય છોડી એકાકી ચાલી નીકળ્યો. મનમાં નિશ્ચય કર્યો કે–સમુદ્રમાં પડી અથવા તો પર્વત ઉપરથી પડતું મૂકી પ્રાણનો ત્યાગ કરીશ. લાંબા હાથ વાળો તે રાજા નગર બહાર નીકળ્યો તેવામાં સ્હામે એક ગાય તેની દૃષ્ટિએ પડી. તે તેની પૂર્વની શત્રુ હોય તેની પેઠે ક્રોધથી રાજાની સ્હામે ધસી; પોતાનું પુંછડું ઉંચુ કરી તે મરજી મુજબ ગતિ કરનારી ગાય કંડુની નજીક આવી તે પોતાનાં શિંગડાં મારવા લાગી. પૂર્વનો અભ્યાસ હોવાને લીધે કૃતકાર્યનું સ્મરણ (યાદી) ન થતાં કૃતાન્ત સરખો કંડુરાજા ક્રોધને વશ થઈ ઉઘાડી તરવારે તે ગાયની તરફ દોડયો. યમરાજના સરખા કુંફાડા કરતી ગાય પણ યુદ્ધને અર્થે કંડુના સન્મુખ આવી. ક્રોધ યુક્ત ગાય ને પોતાના સ્હામી આવતી જોઇને કંડુએ તરત તેના ઉપર તરવારનો ઘા કર્યો કે જેથી તેના શરીરના બે ભાગ થઇ ગયા. તેના શરીરમાંથી જેનું ઉગ્ર સ્વરૂપ છે અને હાથમાં કાતિ નામનું હથીઆર પકડેલું એવી એક સ્ત્રી ઉત્પન્ન થઇ.

હાથમાં પકડેલા કાતિના હથીઆરને કંપાવતી રાતાં નેત્રવાળી તે ભયંકર સ્ત્રી કંડુની સન્મુખ આવી કઠોર વચનથી આ પ્રમાણે કહેવા લાગી—અરે દુષ્ટ ! હથીઆર વગરની આ ગરીબ પશુ જાતિ ગાયનો તેં નાશ કર્યો; પરંતુ તારામાં પરાક્રમ હોય તો હવે મારી સાથે યુદ્ધ કર. સ્ત્રીના મુખમાંથી કંઈક સકારણીક વચન સાંભળીને તે મદવંતી વીરબાળા તરફ અને પોતાની તરવાર તરફ દૃષ્ટિ ફેંકતો તે દુષિત રાજા આ પ્રમાણે બોલ્યો–હે યુવાવસ્થાવાળી ! તું કેળના ગર્ભ સરખી એક યુવાન્ સ્ત્રી છું. અને હું શસ્ત્ર વિદ્યામાં કુશળ એવો બળવાન્ ક્ષત્રી છું ! આપણું–બેઉનું પરસ્પર યુદ્ધ લોકમાં વખણાય નહિ. સિંહ ગમે તેટલો ક્રોધિત થયો હોય તોપણ તે શું હરિણીની સાથે યુદ્ધ કરશે? ના, કદી તેમ હોય નહિ! એટલુંજ બોલી કંડુરાજા તો શાન્ત થયો; તો પણ ગર્વીલી યુવાન્ સ્રી રાજાને ફરી કહેવા લાગી–હે રાજન! હું પણ તારા સરખી બળવાળીજ છું; માટે યુદ્ધને અર્થે જલદી તૈયાર થા. અબળાનું એ ગર્વિત વચન સાંભળી કંડુરાજા ક્રોધ વશ થઇ પોતાનું ખડ્ગ ઉગામી જેવો તેની તરફ ચાલ્યો તેવોજ તેની કાતીથી વિંધાએલો તથા રૂધિર નીકળતો પોતાનો દેહ તેની દૃષ્ટિએ પડયો. ફરી સ્રી રાજા પ્રત્યે બોલી—તારૂં ઐશ્વર્ય કેટલું છે? તે હવે તો તેં જાણ્યું હશે! છતાં ઐશ્વર્યનું અભિમાન રાખતો હોય તો હજી પણ યુદ્ધ કરવાને તૈયાર થા. તેનું એવું કઠોર વચન સાંભળીને કંડુરાજા ચિંતવવા લાગ્યો કે–પ્રારબ્ધ વાંકુ થવાથી એક અબળા જાતિથી પણ હું પરાજિત થયો. આ લોકમાં જ્યાં સૂધિ પ્રાચીન સત્કર્મનો ક્ષય થયો ન હોય ત્યાં સૂધી, તેજ, બળ, કીર્તિ અક્ષત રહે છે. જીવોને પૂર્વનું પુણ્યજ

સત્કર્મમાં પ્રમાણભૂત છેઃ કારણ કે તેજસ્વી એવા સૂર્યને પણ ક્ષીણતા આવે છે. પુણ્યવાળા પ્રાણીને જે સુખ કરનારૂં :તથા શુભ પરિણામને આપવાવાળું હોય છે તે સઘળું પાપી મનુષ્યને વિષ સ-રખું દુઃખ કરનારૂં થાય છે. પૂર્વે હું જે મોટો બળવાન્ કહેવાતો તે આજ આ અબળાથી પરાજયને પામ્યો છું. આમ ચિંતવન કરતાં કરતાં તે ખેદ પામ્યો. પોતે કરેલો રાજ્યનો પરિત્યાગ તથા ક્રોધા-વેશમાં કરેલી ગોહત્યાનું ભાન કંડુરાજાને આવ્યું અને ફરી તે ચિંતવવા લાગ્યો—કે મૃત્યુ પામવાની ઇચ્છાએ હું ઘેરથી આવ્યો છું; તેમ છતાં મારવા :માટે આવેલી ગાયથી હું શુ કરવાને ડર્યો; અરે ! આડો દોરાઇ જતાં મરણનું સ્મરણ ભૂલી મેં ગોહત્યાનું મહાપાપ કર્યું; તે મને અસદ્ગતિ આપવામાં વિશેષ કારણરૂપ થયું. જેની પાસે પુન્યનો લેશ સંચય રહ્યો નથી તે પ્રાણી વિશેષ દુઃખી થાય છે. બુદ્ધિમાન્ પુરૂષ દ્રવ્ય સંપાદન કરી પો-તાની પાસે તેનો સંચય રાખે નહિ તો તે નિર્ધનની માફક દુઃખ પામે છે. હવે દુઃખના દરિઆમાં ડુબેલો હું શું કરી શકું ! આગ લાગ્યા પછી કુવો ખોદવો એ નિરર્થક છે. આવી રીતે શોકસમુદ્રમાં ડુ-બેલા કંડુરાજાને જોઈ તેને પરાજય પમાડનારી તે દેવની સ્ત્રી કહેવા લાગી કે—હે મૂર્ખ ! મોટા પાપના આચરનાર ! પશ્ચાતાપ શા માટે કરે છે ? અને શુ ચીંતવે છે ? પ્રથમ રાજ્યમદથી આંધળો થયેલો ધર્મદ્રોહ કરતાં લગારે ડર્યો નહિ અને હવે જ્યારે દુઃખ પ્રાપ્ત થયું ત્યારે ધર્મનું સ્મરણ શાને કરે છે ? બુદ્ધિમાન્ પુરૂષો આ લોકમાં ધર્મના સરખો ઉપકારક તથા ધન્યવાદવાળો બીજો એકે પદાર્થ માનતા નથી. મરણ સમયે પણ ધર્મનું સ્મરણ કર્યું હોય તો તે તેના દ્વેષ કરનારનો પણ ઉદ્ધાર કરે છે. હે મૂઢ !

આટલું વિત્યા છતાં હજુ તારા અન્તઃકરણમાં ધર્મબુદ્ધિ ઉત્પન્ન થઈ નથી. તારા શરીરમાં ક્ષયરોગ છે, તેથી તું હમણાં ધર્મને સંભારે છે. મેં તારી સંપૂર્ણ ચિકિત્સા કરી છે. હું અંબિકા નામની તારી કુળદેવી છું. તારૂં ઐશ્વર્ય જોવાને આદર પૂર્વક હું અહીં આવી છું. તારૂં અંતઃકરણ ક્રોધથી દુષિત થયું છે તે પવિત્ર ધર્મને નિવાસ કરવા યોગ્ય નથી, તથા શાંતિ રૂપ અમૃતથી હજી પલળ્યું નથી. હે રાજન્! હજી કેટલોક સમય સઘળા દેશમાં ફરતો ફરતો અનેક તીર્થોનાં તું દર્શન કર. જ્યારે ધર્મ સાધવાનો સમય પ્રાપ્ત થશે ત્યારે પાછી હું તારી પાસે આવી અવશ્ય કહીશ. એટલું કહી કુળદેવી અદ્રશ્ય થઇ. કંડુરાજા ઉંડા વિચારમાં પડયો કે—અરે! હજી મારૂં સદ્ભાગ્ય ઉદયને પામતું જણાય છે; કારણ કે મારી ગોત્રદેવી મારા સમક્ષ આવીને મારૂં હિત ચાહ્ય છે. હવે હું મારા મનરૂપી મદોન્મત્ત હાથીને વશ કરવા અહોનિશ પ્રયત્ન કરવા માંડું કે તેથી મને જરૂર મોક્ષસુખ મળશે, આવો વિચાર કરી સવારે કંડુરાજા કોઇ દિશા તરફ રવાને થયો. ચિત્તને શાન્તિ મળવાથી કોઈ પ્રકારનું દુઃખ હવે તેને રહ્યું નહિ. ક્રોધાગ્નિને સમાવી પ્રાણી માત્ર ઉપર સમાન ભાવ રાખતો કંડુરાજા પૃથિવીમાં ફરતો ફરતો ક્રોલ્લાક નામે પર્વત ઉપર જઈ ચડયો. તેણે એક રાત્રી તે ગિરિ ઉપર નિવાસ કર્યો. રાત્રીના છેક પાછલા પહોરે પૂર્વનો તેનો શત્રુ કોઇ યક્ષ પ્રત્યક્ષ તેની સન્મુખ આવ્યો. તેની દૃષ્ટી વિકાળ જણાતી હતી, તેમ ક્રોધથી મ્હોડું લાલચોળ થઇ ગયું હતું તે પોતાની ઉગ્ર ભ્રકુટીને કંપાવતો હતો, તથા હાથમાં ગદા પકડી લીધી હતી. કંડુની સ્હામા આવીને ક્રોધને ઉત્પન્ન કરે તેવાં

વચન કહેવા લાગ્યો—હે પાપી રાજન્ ! પૂર્વે કામમાં અંધ થયેલા તેં મને મારી નાખ્યો હતો અને મારી સ્ત્રીનું તું હરણ કરી ગયો હતો, તે તને સાંભરે છે કે ? આજે તારૂં મૃત્યુ પ્રાપ્ત થયું છે; માટે તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લેજે. આરંભમાં જણાતા સુખને લીધે મદવડે આંધળા બનેલા પુરૂષો પ્રથમ પાપ કરે છે; પરંતુ જ્યારે તે કરેલા પાપનું ફળ ભોગવવાનો વખત પ્રાપ્ત થાય છે ત્યારે તે પાપ ઘણું ઉગ્ર થઇ પડે છે. આ તારો સમય પાપનું ફળ ભોગવવાનોજ આવ્યો છે માટે તું તેનું સ્મરણ કર. યક્ષનાં આવાં વચન સાંભળીને કંડુરાજા એક અક્ષર સરખો પણ બોલ્યો નહિ. યક્ષ કંડુરાજાને ઉપાડી આકાશમાં લઇ ગયો, ત્યાંથી કોઇ પર્વતની ભયંકર ગુફામાં લઇ જઇ અનેક પ્રકારના પાશોવડે તેને બાંધી લીધો. જાણે તેનાં પૂર્વનાં પાપોનું પ્રાયશ્ચિત કરાવતો હોયની ! તેમ તે મહા યક્ષ કંડુના શરીર ઉપર લાતો તથા લાપટો મારવા લાગ્યો. પછી પર્વતના શિખર ઉપર, સમુદ્રમાં તથા કાંટાના અરણ્યમાં અને મોટા ખાડાઓમાં તેને પછાડી છેવટે મૂળ હતી તે ગુફામાં પાછો મૂકી તે યક્ષ અલોપ થઇ ગયો. યક્ષનો માર ત્રણ લોકને ભાગી નાખે તેવો હતો છતાં કંડુના કોઇક પૂર્વ પુન્યથી તેના દેહમાંથી પ્રાણનો નાશ થયો નહિ. પર્વતમાંથી વહેતા જળનો સ્પર્શ થયેલા વાયુના યોગથી કંડુને ચેતન આવ્યું. ને વિચાર કરવા લાગ્યો—અરેરે ! પૂર્વે જે મેં પાપરૂપી વૃક્ષ રોપ્યું હતું તેને હજી તો કુણાં પાંદડાંજ ફુટયાં છે. પાપવૃક્ષને ફુલ તથા ફળ તો હજી બાકી છે, તે નર્કાદિ દુર્યોનિમાં ભોગવવાં પડશે. મદવડે આંધળા થયેલા દુષ્ટ પુરૂષો સહજમાં પાપનાં આચરણ કરે છે;

પણ પછી તે પાપનો પશ્ચાતાપ કરતાં છતાં પણ પોતે તેથી મુકત થઈ શકતા નથી. આ રીતે પોતે કરેલાં પાપનો પસ્તાવો કરી આત્માની નિંદા કરતો કંડુરાજા પોતાનાં પાપ ક્ષય કરવાને શુભ-ધ્યાનથી તીર્થો પ્રત્યે ચાલ્યો. 'आत्मवत् सर्व भूतानि'–( સર્વ પ્રાણિયોને પોતાના આત્માની પેઠેજ જાણવાં) એ નિયમને અનુસરી દ્વેષનો ત્યાગ કરી પુન્યફળ સંપાદન કરવાને તીર્થોમાં ફરવા લાગ્યો. ઉકત સમય પ્રાપ્ત થવાની પૂર્વે શિક્ષા આપી ગયેલી તેની કુળદેવી **અંબિકા** વચન પ્રમાણે આવીને ઉભી રહી ને પ્રસન્ન મુખવડે કંડુરાજાને કહેવા લાગી—હે વત્સ ! તું સિદ્ધાચલ પ્રત્યે જા, ત્યાં તારાં સઘળાં પાપ નાશ થશે. તારા વડીલોએ પૂર્વે મારી ઉત્તમ ભકિત કરી છે તેથીજ હું તારા કુળ ઉપર પ્રસન્ન હોવાને લીધેજ મેં પૂર્વે તને એક બોધક શ્લોક આપ્યો હતો. હે ઓછી બુદ્ધિવાળા ! તું અન્ય તીર્થોમાં શું કરવાને ફરે છે ? એક વાર પણ તું **શત્રુંજય**નું સ્મરણ શા માટે નથી કરતો ? પર્વતોના રાજા સિદ્ધાચલનું શુભ ભાવથી પૂજન, સ્મરણ, સ્તવન તથા કીર્તન કર્યું હોય અગર એકવાર જો તેનું દર્શન કર્યું હોય, તો તે જલદીથી કર્મનો નાશ કરે છે. ધર્મિષ્ટોને સઘળા પ્રકારનું સુખ આપવાવાળો અને પાપીઓને પાપથી મુક્ત કરી ઇચ્છિત કામનાઓને પૂર્ણ કરનાર શત્રુંજય કલ્યાણકારક છે. દાન, પૂજા કે તપ શિવાય માત્ર એનો સ્પર્શજ કર્યો હોય, તો તેટલામાંજ તે સિદ્ધાચલ અવિનાશી સુખ આપે છે. વત્સ ! દુર્ગતિને આપવાવાળું તેં જે કઠોર કર્મ કર્યું, તે સિદ્ધાચળ શિવાય બીજા કોઈ પુન્ય કર્મથી નાશ કરી શકાય તેવું નથી. હમણાં સૂધી 'પરોત્કર્ષ' સહન કરવાની બુદ્ધિ તારામાં નહોતી; તેથી તારો મેં આદર

કર્યો નહિ. તું હવે તીર્થાધિરાજ શત્રુંજયના દર્શનને યોગ્ય થયો છું; માટે તને ત્યાં જવાની આજ્ઞા કરૂં છું. પર્વતોના રાજા શત્રુંજયની વિશ્વને પવિત્ર કરે તેવી પૂજા એકજ વખત કરે તો મનુષ્યમાં અનેક જન્મમાં બાંધેલા પાપ કર્મનો ક્ષય થઇ જાય છે. શત્રુંજય તીર્થ, આદિનાથ ભગવાન્ અને જીવમાત્રનું રક્ષણ—એ ત્રણે જેવું ઉત્તમ ત્રણે લોકમાં બીજું કાંઇ જણાતું નથી. મુકિત રૂપ સ્ત્રીને વરવાની વેદિકા રૂપ ગિરિરાજ સિદ્ધાચલ અતિ આશ્ચર્યકારક વિજયી છે. ભવસાગરમાં ડુબતા જીવસમૂહને આશ્રયનો આપનાર મોક્ષરૂપી [2]તટો વાળો તે એક પવિત્ર બેટ છે. પાપને જીતનાર, ધર્મનો સંચય કરનાર, સુખનો દાતા તથા સર્વ જંતુને પવિત્ર કરનાર તે શાશ્વત-ગિરિ કલ્યાણક છે. તે પવિત્ર તીર્થમાં જઈ શાન્તિરૂપ જળમાં સ્નાન કરેલો તું પવિત્ર થઇ આત્માની ઉપાસનાવડે સિદ્ધિ પદને પામી જઈશ.

પોતાની કુળદેવીના મુખરૂપી કમળમાંથી પડતું સિદ્ધાચલનું મોટું મહાત્મ્ય શ્રવણ કરવાથી જેમ અમૃતવૃષ્ટિથી ભીંજયો હોય અથવા દુધવડે પવિત્ર થયો હોય કે ચંદ્રની શીતળતાથી સ્નાન કર્યું હોય એવો કંડુરાજા પવિત્રપણાને પામ્યો. [3]જગત્માતા અંબિકાને નમસ્કાર કરી શંખના જેવું શુધ્ધ જેનું અંતઃકરણ છે એવો તે કંડુડાજા હૃદયમાં સુંદર તીર્થની ઇચ્છા કરતો [4]સત્વર સિદ્ધાચલ તરફ ચાલ્યો. સિદ્ધાચલનાં દર્શન થાય નહિ ત્યાં સુધી તેણે અહાર લેવો છોડી દીધો. માર્ગમાં જતાં સિદ્ધાચલના મહા-ત્મ્યથી તેનું હૃદય ભીંજાવા લાગ્યું હૃદયમાં ધ્યાનને વિષે કુળદેવીએ કથન કરેલા શત્રુંજયના મહાત્મ્ય તથા કથા પ્રસંગવડે જાણે

૧. બીજાની ચડતી દશા. ૨. કિનારા. ૩. જગતની માતા. ૪. જલદીથી.

શત્રુંજયને સ્પર્શતો હોય તેમ ક્રમે કરીને ગિરિરાજની [1]સમીપમાં આવી પહોંચ્યો. ચાલતાં સાત દિવસ થયા ત્યારે પવિત્ર ગિરિ રાજનું શિખર તેણે દીઠું. સિદ્ધાચલનાં દર્શન કરવાને ઉત્સાહ વાળાં પોતાનાં નેત્રોને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો–નેત્રો! તમારા પૂન્યના [2]પુંજવડે આજે તમને સિદ્ધાચલ પ્રત્યક્ષ પ્રગટ થાય છે, માટે તેનું યથાસ્થિત દર્શન કરો! એ પ્રમાણે હર્ષ પામેલા કંડુ રાજાએ શત્રુંજયના [3]પંથમાં એક મોટા મુનિને દીઠા કે મુનિને પંચાંગ વંદન કરી તેમના મુખ રૂપી કમળ ઉપર દૃષ્ટિ રાખી કંડુરાજા સન્મુખ બેઠો. કૃપાળુ જ્ઞાનીમુનિ કંડુને સંવેગી જાણી આગ્રહ પૂર્વક દેશના દેવા લાગ્યા કે–રાજન્! તું ધર્મ જાણવામાં ઉત્સાહવાળો જણાય છે, વળી આ પર્વતોના રાજા સિદ્ધાચલ તરફ તું ગત્તિ કરે છે, માટે હે ઓજસ્વી રાજન્! ચારિત્ર કિંવા લક્ષણનો પ્રાદુર્ભાવ કરવાવાળા તત્ત્વને તું શ્રવણ કર. સર્વ વસ્તુતત્ત્વને જાણવાવાળા જિનેશ્વર ભગવાને કર્મ રૂપી તરણાંને કાપી નાંખનાર તથા મુક્તિ રૂપી પંચમ ગતિને આપનાર ચારિત્રને પાંચ પ્રકારે વર્ણવેલું છે તે આ પ્રમાણે છેઃ—

પ્રથમ સામાયિક, બીજું છેદોપસ્થાપનીય, ત્રીજું સૂક્ષ્મ સંપરાય, ચોથું પરિહારવિશુદ્ધી તથા પાંચમું પ્રત્યાખ્યાત છે. ચારિત્ર વિનાનું જ્ઞાન દર્શન પાંગળાની પેઠે મિથ્યા છે. તેમ જ્ઞાન દર્શન વગરનું ચારિત્ર પણ આંધળાની પેઠે નકામુંજ છે. જેમ સોનાના ઘડામાં અમૃત ભર્યું હોય, સુવર્ણ–સોનામાં સુગંધ પણ હોય.

---

૧. નજીકમાં. ૨. ઢગલા. ૩. રસ્તામાં.

ચંદ્રની શીતલતામાં ચંદનનો લેપ કર્યો હોય, સોનાની વીંટીમાં મણી જડેલો હોય, પર્વ સમયે દાન, અને દાનમાં તે સુવાસ્નના હોય તે અદ્‌ભુત લાગે છે, તેમ આ સિદ્ધાચલમાં ચારિત્ર ગ્રહણ કરી પ્રભુનું ધ્યાન કરવું એ વધારે ઉત્કર્ષનો હેતુ છે.

મુનિના ઉપદેશથી હર્ષિત થએલો કંડુરાજા તેની પાસેથી ચારિત્ર ગ્રહણ કરી બાહ્યાભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરી પ્રસન્ન નેત્રોથી શત્રુંજય તરફ ચાલ્યો, સિદ્ધાચલ ઉપર આવીને કંડુમુનિએ શીલ રૂપ બખ્તર, દયારૂપી ઢાલ, તથા વ્રત રૂપી હથીઆર પકડી પાપ કર્મ રૂપી શત્રુનો સત્વર વધ કર્યો. ઇંદ્ર કહે છે કે હે દેવતાઓ! આદિનાથ ભગવાનની નિર્મળ મૂર્તિનાં દરશન કરતાં જેનાં નેત્ર તૃપ્તિને પામતાં નથી એવો તથા જેના શરીરનાં રૂવાટાં ખડાં થયાં છે એવો કંડુમુનિ પ્રભુના દર્શનના અર્થે અસ્ખલિત નેત્ર રાખી અદ્યાપી અગ્ર ભાગમાં અસહ્ય તપ આચરે છે. હવે મહાત્મા કંડુના કર્મનો ક્ષય થઇ ગયો છે. થોડા વખતમાં તે કેવળ જ્ઞાન મેળવશે. વળી ઇંદ્ર કહેવા લાગ્યો કે--હે દેવો ! એક સમયે હું મહાવિદેહ ક્ષેત્રમાં ગયો હતો ત્યાં સીમંધરસ્વામીના મુખથી શ્રવણ કર્યું હતું કે મહા પાપી મનુષ્ય પણ સિદ્ધાચલનું સેવન કરવાથી પવિત્ર કંડુ રાજાની પેઠે સિદ્ધિને પામે છે.

ઉપર પ્રમાણે ઇંદ્રના મુખથી કંડુમુનિની કથા શ્રવણ કરી સઘળા દેવો પોતાના તેજવડે ગગનમંડળને શોભાવતા તથા મહાન્ આનંદના ઉછાળાથી હર્ષિત થએલા આદિ તીર્થંકરને નમન કરવાને ગયા. પાપ કર્મને ટાળનાર દુષ્ટોનું ભક્ષણ કરનાર રાયણના વૃક્ષની પ્રદક્ષિણા કરી શ્રીમહાવીરસ્વામીની સમીપ આવી તેમને પ્રણામ કરવા લાગ્યા તેમજ પ્રભુની ચારે પાસ

જે અન્ય મુનિઓ હતા તે જાણે સાક્ષાત્ શાન્તરસની મૂર્તિ તથા દેહધારી ધર્મ હોયની ! તે સરખા દેખાતા હતા. કેટલાક તો અનેક લબ્ધિઓના ભંડાર હોય તેવા હતા. કેટલાક અષ્ટાંગ યોગમાં હુંશીઆર હતા, કેટલાક મહાત્મ્યના ઉદયથી પૂર્ણ હતા, કેટલાક ધ્યાનમાં સારી શક્તિવાળા, કોઇ મૌનવ્રત ધારણ કરેલા, કેટલાક ધર્મનું મહાત્મ્ય કહેતા, કોઈ મહામંત્રનો જપ કરતા, અને કોઇ જપમાળાના મણકાને ફેરવતા એક બીજા સાથે કથાઓ કરતા હતા, કેટલાક કાઉસ્સગ્ગ કરી રહ્યા હતા, કેટલાક પદ્માસન કરીને બેઠા હતા કોઈ દીનતાનો ત્યાગ કરી હાથની અંજલી જોડી રહ્યા હતા, કેટલાક આદિનાથ પ્રભુનું મુખકમળ જોવામાં સાવધાન હતા, કોઇ સૂર્ય સન્મુખ દૃષ્ટિ રાખી સ્થિર થયા હતા. કેટલાકે હાથમાં પુસ્તકો લીધાં હતાં, કોઇ તપશ્ચર્યા અને કોઇ તીર્થસેવના કરતા જણાતા હતા. સઘળા સિદ્ધાન્ત તથા તત્ત્વજ્ઞાનમાં કાબેલ, ધોળાં વસ્ત્રો પહેરેલા, વિકટ દુઃખોને સહન કરનારા, અંતરના શત્રુઓને જિતવામાં બળવાન્, સત્વને વિષે સ્નેહવાળા, તથા ચૌદ ઉપકરણોની પડિલેહણ કરવામાં રોકાએલા તે મુનિઓને દેવતાઓએ નમસ્કાર કર્યા. ત્યાર પછી ઉત્તમમાં ઉત્તમ એવાં રત્નોનો ઉપયોગ કરવામાં એક બીજાની હરીફાઈવાળા દેવતાઓએ સમવસરણ રચવાનો પ્રારંભ કર્યો.

વાયુકુમાર દેવોએ સુગંધીમય પવનથી ભોંયતળીયું સાફ કર્યું; એટલે મેઘકુમારોએ સુગંધી પાણીનો છંટકાવ કર્યો. સુગંધી પાણીથી છંટાએલી સિદ્ધાચલની પૃથિવી મોક્ષફળ પેદા કરવાને પુણ્યનું ઝાડ વાવવા તૈયાર કરી હોય તેવી દીસવા લાગી. આ તૈયાર થએલી સુગંધીમય ભૂમિકા ઉપર વ્યંતરદેવોએ ઢી-

ચણુ સૂધી, નીચાં જેનાં ડીંટાં છે એવાં પંચ રંગનાં ફૂલોનો વ-
રસાદ વરસાવ્યો. ચિત્ર વિચિત્ર રંગનાં વિવિધ રત્નો યુક્ત બાં-
ધેલી સમાન પૃથિવી ઉપર વ્યંતરેન્દ્રોએ ફૂલોના પુષ્કળ ઢગલા
કર્યા. રત્નની પૃથિવી ઉપર ફૂલો પથરાએલા તે પરમેશ્વરની પાસે
કામદેવે છોડી દીધેલાં હથીઆરની પેઠે શોભવા લાગ્યાં. ચારે દિ-
શામાં બાંધેલાં રાતાં પાંદડાનાં તોરણોવડે દિશાઓનાં મ્હોંડાં રં-
ગાઈ ગયાં. ત્યાર પછી ભુવનપતિઓએ બાહારની જમીન ઉપર
પ્રભુના ધ્યાનની સાક્ષાત્ મૂર્તિનો ભંડાર હોય તેવો દેદિપ્યમાન્
રૂપાનો ગઢ રચ્યો, તેત્રીશ ધનુષ્ય અને એક પૂર્ણાંક એક તૃતિ-
યાંશ હાથ પ્હોળો તથા પાંચશે ધનુષ્ય ઉંચાઇવાળો તે રૂપાનો
ગઢ એક યોજન સૂધીની પૃથિવીમાં પિંડાકૃતિથી વ્યાપ્ત હોવાને
લીધે ચન્દ્રના જેવો શોભાયમાન્ લાગતો હતો. કુંડલાકૃતિવાળા
તે ગઢની ઉપર ફરતી ગોળ આકારે સોનાની કાંગરીઓથી પંક્તિઓ
રચવામાં આવી. રૂપાના ગઢથી પંદરસે ધનુષ્યના છેટે જ્યોતિષ્પતિ
દેવોએ સોનાનો મધ્યમ ગઢ રચ્યો. રૂપાના ગઢ જેટલા લાંબા
પ્હોળા તે સુવર્ણ ગઢને રચેલા રત્નનાં કાંગરાં સર્વોત્તમ શોભવા
લાગ્યાં. ત્યાર પછી વૈમાનિક દેવોએ કિરણોના તરંગવડે ચિત્ર
વિચિત્ર રત્નનો ગઢ પ્રથમના જેટલા માપવાળો તૈયાર કર્યો. તેના
ઉપર દેવતાઇ પ્રભાવથી મણિમય કાંગરાવાળી પંકિતઓ બનાવી
સંસારમાં વારે વારે જન્મ મરણરૂપ ફેરા ફરવાથી કંટાળેલા
જીવોના તાપનો નાશ કરવાને જાણે વાયુ ઢાળતી હોય ! તેવી વિ-
ચિત્ર ધજાઓ તે ગઢો ઉપર ફરફડાટ કરતી શોભવા લાગી. ગઢની
છેક ટોચ ઉપર સોનાની ઘુઘરીઓના શબ્દવડે દિશાઓને શબ્દાય

માન્ કરતી એક રત્નમય પતાકા ફરફડાટ કરી રહી હતી. સં-
પત્તિઓને પેસવા માટે તૈયાર કર્યા હોય તેવા સુંદર કમાડવાળા
ચારે દિશામાં ચાર દરવાજા દરેક ગઢને બનાવેલા રત્નની શોભા
વડે ચકળતા જણાતા હતા. દરેક દરવાજે બાંધેલાં ઇન્દ્રનીલ જા-
તના મણિનાં તોરણો ગઢરૂપ યુવાન પુરૂષોની મૂંછ દાઢીની પેઠે
શોભતાં હતાં. દરેક બારણામાં ધુપિયામાં સળગાવેલા સુગંધીમય
ધૂપના ધૂમાડાવડે દિશાઓને વ્યાપ્ત કરતી તથા અંધકારને ટા-
ળતી મોટી શાળાઓ શોભાયમાન્ થઈ રહી હતી. બહારના ગઢ-
ના દરેક દરવાજાની નજીક પરમેશ્વરને નમન કરવાને આવનારાઓને
ન્હાવા માટે સોનાનાં કમળની પંક્તિવડે શોભિતી તથા નિર્મળ
પાણીથી ભરેલી વાવ્યો (હેવોએ) બનાવી હતી. મધ્ય ગઢના ઇ-
શાન કોણામાં પરમેશ્વરને વિશ્રામ કરવાને એક દેવચ્છંદ
બનાવવામાં આવ્યો. રત્નગઢના મધ્ય ભાગમાં મણિની પીઠ
ઉપર સત્તાવીશ ધનુષ્ય ઉંચાઈવાળું એક ચૈત્યવૃક્ષ બનાવ્યું. તે
વૃક્ષનાં સુશોભિત પાંદડાંના આસરા નીચે તડકાની બ્હીકથી દૂર
થઈ બેઠેલા લોકને તે સમવસરણ સંપૂર્ણ સુશોભિત લાગવા
માંડયું. મણી જડિત હોવાથી સૂર્ય સરખી કાન્તિવાળાં પાદપીઠ
તથા અવષ્ટંભ સહિત, ચૈત્યવૃક્ષની નીચે ચારે દિશામાં સોનાનાં
સિંહાસન બનાવ્યાં. રૂડા પ્રકારની ભક્તિવડે નિર્મળ ચિત્ત થ-
યેલા દેવોએ ત્રણે ભુવનની પ્રભુતાઈ પેદા કરનારાં સિંહાસનના
ઉપરના ભાગમાં ત્રણ ત્રણ છત્રો રચ્યાં. ફરતી ચારે દિશાઓમાં
મોક્ષમાર્ગે જવાની સીડીના સરખો એક હજાર યોજન ઉંચા-
ઇનો સોનાથી રચેલો એક ધર્મધ્વજ ( સમવસરણની નજીકમાં )

સ્થાપ્યો. દરેક ગઢના દરવાજાને અડેલા તુંબરૂ વગેરે દેવતાઓ સુશોભિત શૃંગાર સજી હાથમાં છડી ધારણ કરેલા પ્રતિહાર રૂપે ઉભા રહ્યા. આ પ્રમાણે વ્યંતરેંદ્રોએ લક્ષ્મીને શરણરૂપ સમવ સરણ બનાવી તે સંબંધી સઘળું કામ સંપૂર્ણ કર્યું. ત્યાર પછી જગતના જીવનરૂપ, તથા ધર્મિષ્ટોના મૂર્ત્તિમાન્ ધર્મરૂપ, નવ નિધિના આપનાર અને નવ તત્ત્વને નિયમમાં રાખનાર પ્રભુએ દેવતાઓએ મૂકેલાં સોનાનાં કમળો ઉપર પોતાના ચરણકમળને ગોઠવતા પૂર્વને દરવાજે થઇ સમવસરણમાં પ્રવેશ કર્યો. તેમને પ્રવેશ કરતા જોઇ મોક્ષની ઈચ્છાવાળાઓ તે પરમેશ્વરની, વાણીવડે સ્તુતિ કરવા લાગ્યા, મનવડે ધ્યાન કરવા લાગ્યા, કાન મારફત તેમનાં વચન સાંભળવા લાગ્યા, અને કરોડો નેત્રથી નિરખવા લાગ્યા. ધર્મચક્રી પ્રભુની સન્મુખ સોનાના કમળમાં રહેલું પાપમય અંધકાર ટાળવાને સૂર્યમંડલરૂપ ધર્મચક્ર ઉદ્ભવ પામ્યું. ચૈત્યદ્રુમની નજીક આવી પ્રભુએ પ્રદક્ષિણા કરી. પરમેશ્વરને પોતાની પછવાડે પ્રદક્ષિણા કરતા જોઇ પોતાને ગર્વ થયો હોય તેમ ચૈત્યવૃક્ષ નવાં પલ્લવો તથા પુષ્પોથી ઉભરાઈ ગયું. પૂર્વ દિશામાં આવી તીર્થને નમસ્કાર કરૂં છું એમ કહી તત્ત્વને જાણનાર પ્રભુ સિંહાસન ઉપર બિરાજ્યા; એટલે વ્યંતર દેવોએ તાકીદે બીજી ત્રણે દિશાઓ—ઉત્તર, દક્ષિણ તથા પાશ્ચિમમાં રહેલાં સિંહાસનોપર ભગવાનનાં ત્રણ રૂપ વિકુર્વ્યાં. તે પણ તેમના જેવાંજ બન્યાં, એ પ્રભુનું—પોતાનુંજ પરાક્રમ છે. વૈમાનીક દેવીઓ, સાધુ તથા સાધ્વીઓ ઉગમણે દરવાજે પ્રવેશ કરી રત્ન ગઢના મધ્યને વિષે સિંહાસન ઉપર બિરાજલા પરમેશ્વરને પ્રદક્ષિણા દેઇ, પ્રણામ કરી ભક્તિભાવથી સ્તવન કરતી અગ્નિ કો-

ણુમાં તેમની સન્મુખ ઉભી, આગળના ભાગમાં મુનિઓ બેઠા અને તેમની પાછળ વૈમાનિક દેવીઓ ઉભી, તેઓની પછવાડે સાધ્વીઓ પણ ઉભી રહી. દક્ષિણુ તરફને દરવાજેથી ભુવનપતિ, જ્યોતિષી તથા વ્યંતરોની સ્ત્રીઓ પ્રવેશ કરી પહેલાંની પેઠે પ્રભુને નમન કરી એક પછી એક નૈઋત કોણે બેઠી. તેજ પ્રમાણે ત્રણ નિકાયના દેવો પશ્ચિમને બારણેથી અંદર પ્રવેશ કરી પ્રભુને નમસ્કાર કરતા વાયવ્ય કોણે બેઠા. વૈમાનિક દેવો, સ્ત્રીઓ તથા પુરૂષો ઉત્તર દિશાના બારણામાં થઇ પરમેશ્વરના ચરણકમળમાં પ્રણામ કરી ઈશાન કોણમાં બેઠા. હરણ, સિંહ, પાડા, તથા ઘોડા વગેરે તિર્યંચ પ્રાણિઓ કે જે એક બીજાથી સ્વાભાવિક વૈર રાખનારાં છતાં પ્રભુના દર્શનના મહાત્મ્યને લીધે વૈરનો ત્યાગ કરી બીજા ગઢના મધ્ય ભાગમાં ઉભાં રહ્યાં. દેવ, અસુર તથા મનુષ્યોનાં વાહનો છેવટના ગઢમાં રાખ્યાં. (કારણ કે પ્રભુએ સમવસરણનો અનુક્રમ એ પ્રકારે વર્ણવેલો છે.) આવા પ્રકારે રચાએલા સમવસરણમાં પરમેશ્વરનાં વચનરૂપ અમૃતને પીવા માટે સિદ્ધ, ગાંધર્વ તથા કિન્નર વગેરે બીજાઓ પણ ઉદ્યોગ યુક્ત થઇ પોત પોતાન સ્થાનકોમાં આવીને બેઠા. યોજનના માપવાળા આ સમવસરણમાં મનુષ્યો, નાગકુમારો તથા અસુરો વગેરે બીજા કરોડો દેવ સમાય છે એ પ્રભુનોજ પ્રતાપ છે. સમવસરણના મધ્યમ ભાગને વિષે સિંહાસન ઉપર બિરાજમાન્ થએલા ત્રણ છત્રથી સુશોભિત, જેમને આઠ ચામરો ઢોળાય છે એવા, ચોત્રીશ અતિશયોથી દેદીપ્યમાન્, પોતાના આનંદિત પ્રભાવથી ત્રણે લોકને પલાળતા, સમાન ભાવની દૃષ્ટિવડે સર્વેલોકને નિહાળતા, ત્રણે લોકનું ઐશ્વર્ય જેમનામાં શોભે છે એવા, પ્રાણિ-

માત્રના હિતચિંતક, પોતાના દિવ્ય પ્રભાવથી વિંટાએલા, શ્રીમહાવીરપ્રભુને નિરખી સઘળા દેવો ન કળી શકાય એવા આનંદમાં વ્યાપ્ત થયા. કેટલાક પ્રભુની સન્મુખ આવી પોતાનાં મસ્તક કંપાવવા લાગ્યા. કેટલાક ઓવારણાં લેવા લાગ્યા અને કોઇ પ્રભુનાં સ્તવન ગાવા લાગ્યા. એવામાં ગિરિદુર્ગના યાદવ કુળમાં જન્મેલા ગાધિ રાજાનો પુત્ર રિપુમલ્લ રાજા સમવસરણમાં આવી યોગ્યસ્થાનમાં બેઠો. પ્રભુના વચનામૃતને પીવાની ઇચ્છાવાળાં સઘળાં લોક પોતાના કાનને સાવધાન રાખી પોતપોતાના ઘટિત સ્થાને બેઠાં. ભક્તિ પ્રગટ થવાથી જેના શરીરનાં ખડાં થએલાં રૂવાડાંરૂપ કંચુકને ધારણ કરેલો તથા જેના નેત્રમાંથી આનંદનાં આંસુ વહે છે એવો સૌધર્મ નામે ઇન્દ્ર આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો–

"સ્વામિન્ ! હે જિનેશ્વર ! હે પ્રભો ! આપ જયવંતા વર્તો. હે ત્રણ લોકના તિલકાભૂષણ ! આ સંસારના પાર ઉતારનાર આપનો જય થાઓ. હે દેવના પણ દેવ ! પૂજનને યોગ્ય ! કૃપાના સમુદ્ર ! અને સંસારી જીવોને શરણ યોગ્ય આપ કૃપાળુ પ્રભુનો જય થાઓ. હે અર્હંત્ ભગવન્ ! હે જંગમ કલ્પવૃક્ષરૂપ પરમેશ્વર ! હે પરમેષ્ટિ ! અનંત ! અવ્યક્ત ! અને નિરંજન એવા આપ જયવાળા હો. સિદ્ધરૂપ ! પોતે પોતાની મેળે જ્ઞાનવાન્ ! તત્ત્વ માત્રના મહોદધિ, સઘળાં સુખના ભંડાર તથા મોટા ઇશ્વર એવા હે સ્વામિન્ ! આપનો જય થાઓ. હે પ્રભો ! આપ આદિ તથા અંત રહિત છો. કોઇના જાણવામાં આવે નહિ તેવા સ્વરૂપને આપ ધારણ કરો છો ! દેવ, અસુર તથા મનુષ્યોના પતિ આપનેજ નમન કરે છે. હે વિશ્વના સ્વામિન્ ! આપનાથી આ જગત્ ધન્ય રૂપ છે,

એવું અમારૂં માનવું છે. અન્યદર્શનને માનનારાઓના ખરાબ તર્કોથી આપ ભેદ પામવાને યોગ્ય નથી. હે પરમેશ્વર ! આપનાથી મોક્ષરૂપ અક્ષય સુખનો આનંદ પ્રાપ્ત કરવાની ઈચ્છા અમે કરીએ છીએ. આપના અપાર મહાત્મ્યને દેવો પણ જાણતા નથી. સઘળાં તત્ત્વના જાણનાર હે પ્રભો ! જે પરબ્રહ્મ કહેવાય છે, તેનો ખરો અર્થ માત્ર આપનામાંજ સમાય છે, માટે હમેશાં મોક્ષ આપનેજ આધીન છે, એમ વિદ્વાન્ પુરૂષો કહે છે. વિશ્વના ઉદ્ધારને માટે આપે મનુષ્યાવતાર લીધો છે. જો તેમ ન હોત તો સુખવંધ્યાની પેઠે આ સૃષ્ટિ અસૃષ્ટિવત્ થાત. હે કૃપાળુ ! આપના અંશે કરીનેજ અન્ય દેવોમાં દેવત્વ ગણાય છે; કારણ કે અન્યદર્શનીય પંડિતો પણ વીતરાગને વિષેજ મોક્ષ માને છે. હે વિશ્વને પૂજા કરવા યોગ્ય ! આપજ પરમ ઈશ્વર છો; કારણ કે તત્ત્વવડે જોતાં અન્ય દેવોમાં રાગદ્વેષ હોવાને લીધે દેવત્વ (દેવપણા) ની યોગ્યતા તેમાં ઘટતી નથી. અન્ય દેવની માફક ઓછા ભાગ્યવાળા લોકો આપનાં દર્શન કરી શક્તા નથી; કારણ કે બીજાં રત્નોની પેઠે ચિંતામણિ પેદા કરવો, એ આ લોકમાં સુલભ નથી. હે સમર્થ ! વિશ્વને આશ્ચર્ય પમાડનારી પ્રભાવયુક્ત સમૃદ્ધિઓ જેવી આપ પાસે છે, તેવી અન્ય દેવો પાસે નથી. ખરૂંજ છે કે નક્ષત્રોમાં સૂર્યની કાન્તિ હોયજ ક્યાંથી ? ! હે દેવના પણ દેવ ! જ્યાં જ્યાં આપ વિચરો છો; ત્યાં ત્યાં સવાસો યોજન સૂધી હદ ઉપરાંત વરસાદ, હદથી ઓછો વરસાદ, ઉંદરોનો ઉપદ્રવ, તીડનો ઉપદ્રવ, સુડાઓની પીડા, પોતાના તથા પર સૈન્યનો ભય, એ સાતે પ્રકારની ઈતિઓ એટલે ઉત્પાત ઉત્પન્ન થતા નથી. અહો ! મહાત્માઓનો પ્રતાપ કેવો આશ્ચર્યવાળો

છે! હે ઈશ ! યોગીઓને ચિંતવન કરવા યોગ્ય તેજ રૂપ આપજ છો. આઠ કર્મને ટાળવાને અર્થે અષ્ટાંગ યોગ આપેજ રચેલો છે. સ્વામીઓના સ્વામી, ગુરૂઓના ગુરૂ, અને દેવના પણ દેવ એવા આપને નમન કરૂં છું. હે પ્રભો ! જળ, અગ્નિ, અટવી તથા શત્રુઓથી થતા સંકટને વિષે અને સિંહ, સર્પ તથા વ્યાધિઓની પીડામાં આપજ શરણરૂપ છો."

ઉપર પ્રમાણે ભક્તિવડે જિનેન્દ્ર ભગવાનની સ્તુતિ કરી જેમ સ્વાતિનું જળ પીવાને ચાતકપક્ષી સાવધાન થાય, તેમ દેવતાઓનો સ્વામી–ઇન્દ્ર પ્રભુના વચનામૃતનું પાન કરવાને અગ્ર ભાગમાં બેઠો. ત્યાર પછી વિશ્વના આનંદને અર્થે સઘળી ભાષાઓમાં સરખા અર્થને પ્રરૂપણ કરનારી, સઘળાં પ્રાણિઓનું હિત કરનારી, ચોત્રીશ અતિશયે યુકત, સઘળાં તત્ત્વોવડે શોભિતી, ઘટિત અર્થવાળી, રૂડા ભાગ્યવાળી, શાન્ત તથા એક યોજન સૂધી વિસ્તાર પામતી મધુર વાણીવડે–જગતના પતિ દેશના દેવા લાગ્યા.

"હે મનુષ્યો ! જેમ કસ્તૂરી મૃગની ડુંટીમાં થાય છે; છતાં પોતાના સારા ગંધરૂપ ગુણને લઈ જગતમાં અમૂલ્યપણાને પ્રાપ્ત થાય છે, તેમ આ અપવિત્ર મનુષ્ય દેહ ધર્મરૂપ ગુણ વડે શ્રેષ્ટપણાને પામે છે. આ દેહમાં બહાર તથા અંદર સાત ધાતુરૂપ મળ ભરેલો છે. તેણે કરી અપવિત્ર આ શરીર સર્વ પ્રકારે અર્થ વિનાનું છે; છતાં આશ્ચર્ય છે કે—મૂર્ખ જીવો અહંકાર તથા ગાઢ–આકરાં કર્મને વશ થઈ પોતાના આત્માને અવિનાશી માની મરજી મુજબ વર્તન કરે છે. અનેક પ્રકારનાં

હથીઆર, જળ, અગ્નિ, સ્થાવર ઝેર એટલે સોમલ, વછનાગ અફીણ વગેરેનું ઝેર અને જંગમ ઝેર એટલે સર્પ, વિછુ વગેરેનું ઝેર એ બે પ્રકારનાં ઝેર, શત્રુઓ, તિક્ષણ રોગ, અકસ્માત મૃત્યુ, ટાઢ અને તડકાદિની પીડા, ઘડપણ તથા વ્હાલી વસ્તુ અને મિત્રોનો વિયોગ વગેરે અનેક દુઃખથી આ શરીરને બહુ બહુ પ્રકારના કલેશ થાય છે; માટે આ અર્થ વિનાના દેહમાં આવી જગતમાં સારભૂત અને પૂજ્ય એવા ધર્મને ઉતાવળે પ્રાપ્ત કરો. કાચ એકઠો કરવાથી અમૂલ્ય ચિંતામણિ હાથ લાગતો હોય, રેતનો ઢગલો કરવાથી સોનું હાથમાં આવતું હોય, જળકણોના સંચયથી અમૃતનો સમુદ્ર પમાતો હોય અને ઘરના યોગથી ચક્રવર્તી રાજ્ય મળતું હોય અર્થાત્ એજ પ્રમાણે નાશવાન્ દેહથી પુણ્યફળ સધાતું હોય તો સત્ અસત્નો વિચાર કરનાર કોણ પુરૂષ તે ન સાધી લે ? આ જગત્માં માતા, પિતા, ભાઇ, મિત્ર તથા રાજા કોઇ રક્ષણ કરી શકતું નથી. માત્ર ધર્મજ રક્ષણ કરે છે; માટે મનુષ્ય દેહમાં આવી ધર્મનેજ સેવવો જરૂરનો છે. ખરો ધર્મ સંપાદન કરવાના ઉપાયો યોગ્ય આચરણો તથા ખરા જ્ઞાનવાળી ક્રિયાઓવડે બુદ્ધિમાન્ મનુષ્યનો જન્મ વખાણવાને યોગ્ય થાય છે. અવશ્ય વિશ્વના સ્વામીની પદવી હાથ કરવાને લાયક પ્રત્યક્ષ ધર્મજ છે. તેની આજ્ઞા પ્રમાણે ચાલનારા લોકો ત્રણ લોકના અધિપતિ થાય છે. હે ભવ્ય જીવો ! રાજા ઇત્યાદિક ( મનુષ્યો ) ની ચાકરી કરી શરીરને મિથ્યા કષ્ટ શું કરવા દ્યો છો ? રાજાને પણ જે રાજ્યપદવી બક્ષેછે તે ધર્મનેજ સેવો ! ધર્મ શિવાય કંઇ પણ પ્રાપ્ત થતું નથી. સંસારમાં કેટલાક જે સુખ અને કેટલાક જે દુઃખ ભોગવે છે; તે વિચારશો તો જણાશે કે તેમાં ધર્મજ કારણ છે. હે જીવો! તમે

કદી રાગ વગેરેને વશ થતા નહિ; કેમકે તે તમને ઉપર ઉપરથી સુખ બતાવી પરિણામે નર્ક ઇત્યાદિ દુર્ગતિ આપે છે. મારા નિશ્ચયથી મને તો લાગે છે કે આ જગત્‌માં અન્ય નહિ; પણ વિષયોજ કટ્ટા દુશ્મન છે; આરંભમાં તે સારા લાગે છે; પણ છેવટે તે સઘળાનો નાશ કરે છે. ધર્મરૂપી સૂર્યનો આકરો તડકો જેમની નજીકમાં તપતો નથી તેઓની પાસે ટાળી શકાય નહિ એવું વિષયરૂપી અંધારૂં રૂડી રીતે ફેલાય છે. આળસરૂપી પડળથી જેનાં જ્ઞાનચક્ષુ ઢંકાયાં છે, એવા જીવો કષ્ટ કરી નીચ રસ્તે ચાલી હિંસક પ્રાણિયોથી ભરપૂર નર્કારણ્યમાં પડે છે. જેમ પૃથિવી ઉપર સૂર્ય ચંદ્રના દર્શનથી આપણને વ્હાલી વસ્તુનો લાભ થાય છે; પરંતુ તેનું મહાત્મ્ય આપણે જાણી શકતા નથી; તેમ ધર્મને જાણવા છતાં પણ ધર્મનું ખરૂં મહાત્મ્ય આપણે જાણી શકતા નથી. જેમ દહાડો તથા રાત, જાગ્રત્ તથા નિદ્રા; તેમ સુખ તથા દુઃખ જોવાથી સુકૃત તથા દુષ્કૃતનું ફળ પ્રત્યક્ષ દેખાય છે. ક્ષુદ્ર રાક્ષસો, સિંહ તથા સર્પાદિ પ્રાણિઓ પુણ્યવાન્ જીવને પીડા દેવાને લેશ પણ સમર્થ થતા નથી એજ ધર્મનું મહાત્મ્ય સર્વ સ્થળે પ્રકાશિત છે. ધર્મદ્વેષી પ્રબળ પ્રમાદને સર્વ પ્રકારે મૂકી દેવો જોઇએ છે. જ્યારે પ્રમાદથી ધર્મનો નાશ થાય છે ત્યારે શરીરમાં રોગ તથા બંધ ઇત્યાદિ પીડાઓ થાય છે. હે જીવો ! પુન્ય તથા પાપના પરિણામનો વિચાર કરી તેથી શુભની સિદ્ધિ થાય એવા ધર્મને સેવો. ”

ઉપર પ્રમાણે જગદ્ગુરૂના વચનામૃતના પ્રવાહનું પાન કરી શ્રોતાજનો અખંડાનંદ પામ્યા. સર્વ સભાજનો જાણે અમૃત

વડે તૃપ્ત થયા હોય, ચંદ્રની શીતલતાવડે વ્યાપ્ત હોય, તથા લબ્ધિના ભંડારથી ભરપૂર હોય તેવા જણાયા. કેટલાક સંયમ લેવા લાગ્યા. કોઈ સમકિત પામ્યા અને કેટલાક આનંદથી ભદ્રક ભાવવડે જોડાયા. હમેશાં પુન્યકર્મમાં પ્રેરાએલો સુધર્મા નામે ઇંદ્ર ભકિતવડે શત્રુંજયને તથા તેનાપર પધારેલા પ્રભુને, ત્રણે લોકે પૂજેલી યુગાદિજિનની પ્રતિમાને, જેમાંથી અખંડ દુધ ઝરે છે એવા રાયણના વૃક્ષને, તેની નીચે રહેલાં પગલાં; નદીઓ, સરોવરો, કુંડો, પર્વતો, વૃક્ષો, અરણ્યો, નગરો તથા શત્રુંજયનાં ઉંચા શિખરોને નિરખી ભગવંતના ચરણને નમન કરી અત્યંત હર્ષ પામ્યો જેના શરીરના રૂવાડાં ખડાં થયાં છે એવો સૌધર્મેન્દ્ર, સભાજનોને આનંદની આપનારી તથા સંબંધરૂપ ગર્ભિત ગુણવાળી અમૃતમય વાણીથી પ્રભુને પૂછવા લાગ્યો—"હે જગદાધાર ભગવાન્ ! આ વિશ્વમાં તીર્થ રૂપ પોતેજ છો, આપની સ્થિતિવડે આ તીર્થ વિશેષ પવિત્ર મનાય છે. હે વિભો ! આ તીર્થમાં કયું દાન દેવું ? કઇ રીતે તપ આચરવું ? વ્રત તથા જપ કયો કરવો? અત્રે કઇ કઇ સિદ્ધિઓ થાય છે ? આ તીર્થમાં ધ્યાન કઈ રીતે કરવું ? તેથી પુણ્ય શું થાય છે ? આ ગિરિ કયારે થયો ? કેમ થયો ? અને તેની સ્થિતિ કેવે પ્રકારે છે ? નવો પ્રાસાદ કોણ શ્રેષ્ઠ પુરૂષે કરાવેલ છે ? તેમાં બિરાજેલી ચંદ્રની કાન્તિ સરખી કાન્તિવાળી આ રમણીય પ્રતિમા કોણે સ્થાપી ? પ્રભુની સન્મુખ બારણાને પડખે હાથમાં ખડ્ગ લઈ આ બે કયા દેવો ઉભેલા છે ? તેમના ડાબા તથા જમણા ભાગમાં આ બે સુંદર મૂર્તિઓ કોની છે ? આ બીજા

ક્યા દેવો છે ? આ રાયણનું ઝાડ અહીંયાં કેમ રહ્યું છે ? તેની નીચે આ બે પગલાં કોનાં છે ? આ પ્રતિમા ક્યા મોર પક્ષીની છે ? અહીંયાં કયો યક્ષ છે ? આ વિલાસ યુકત દેવી કોણ છે ? અહીંયા કોણ કોણ મુનિઓ રહે છે ? આ તીર્થમાં કઇ કઇ નદીઓ છે ? અહીંયાં વનો કયાં છે ? આ મજેના ફળયુકત વૃક્ષો શાનાં છે ? આ સરોવર કયા મુનિનું છે ? આ બીજા જે કુંડો છે તે કોના છે ? આ રસકૂપિકા, રત્નની ખાણુ તથા ગિરિમાં રહેલી ગુફાઓનો પ્રભાવ કેવો છે ? હે સ્વામિન્ ! લેપવડે સ્ત્રી સહિત રચાએલા આ પાંચે પુરૂષો કોણ છે ? રૂષભદેવ ભગવાનના અપાર ગુણોનું ગાયન આ કોણ કરે છે ? આ દક્ષિણ દિશામાં જણાતો ગિરિ કયો છે ? તેનો મહીમા કેવો છે ? આ ચારે દિશામાં રહેલાં શિખરો તથા નગરો કયાં છે ? હે નાથ ! અહીંયાં સમુદ્ર કયે પ્રકારે પ્રાપ્ત થયો ? અત્રે કયા કયા શ્રેષ્ઠ નરો થઈ ગયા છે ? આ તીર્થમાં કેટલા સમય સૂધી પ્રાણી સિદ્ધિપદને વરશે ? આ ગિરિનું સ્વરૂપ કેવું છે અને અહીંયાં રૂડી બુદ્ધિવાળા પુરૂષોથી કેટલાકનો ઉદ્ધાર થશે ? એ મારા સઘળા પ્રશ્નોના ઉત્તર; હે સ્વામિન્ ! મને કૃપાવડે કહો; કારણુ કે વિશ્વને પૂજા કરવાને યોગ્ય એવા પુરૂષો પોતાને આશ્રય કરીને રહેલા ભક્તજનો ઉપર સ્વાભાવિક સ્નેહવાળા હોય છે. ” સૌધર્મ ઇંદ્રના મુખમાંથી એ પ્રકારનાં પ્રશ્નો સાંભળીને ભવ્યજીવોની જાણને તથા સાંભળનારનું પાપ ટાળવા માટે અને તીર્થના મહીમાની વિશેષ વૃદ્ધિને માટે શ્રીવીરભગવાને, ગંભીરવાણીવડે સમ ભાવથી શત્રુંજય તીર્થનું મહાત્મ્ય આ પ્રમાણે કહ્યું:–

" હે દેવના રાજા ! સઘળાં તીર્થોના નાયક આ સિદ્ધાચળનું મહાત્મ્ય કહેનાર તથા સાંભળનાર એ બેઉને પુણ્યનું આપનાર છે; માટે તું સાવધાનપણે સાંભળ. પુનમના ચંદ્ર સરખો, લાખ યોજનના વિસ્તારવાળો ગોળ આકારે આ જંબુ નામે દ્વીપ કે જેને બીજી ઉપમા આપી શકાય નહિ તેવી શોભાવડે શોભી રહેલો છે એ દ્વીપમાં અક્ષય જાંબુનું વૃક્ષ છે તેની શાખાઓ ઉપર જિન મંદિરો હોવાને લીધે હર્ષિત એવું તે વૃક્ષ પોતાનાં પાંદડાં વડે હમેશાં નાચે છે. જંબુદ્વીપમાં ભરત, હેમવંત, હરિવર્ષ, વિદેહ, રમ્યક, હિરણ્યવંત તથા રૈવત નામે સાત ખંડો છે. તેમાં હિમવાન્, મહા હિમવાન્ નિષધ, નીલવાન્, રૂપી તથા શિખરી નામે છ વર્ષધર પર્વતો કે જે પૂર્વદિશા તથા પશ્ચિમ દિશામાં છેક લવણ સમુદ્ર સૂધી લંબાયલા શાશ્વત્ ચૈત્યોવડે સુશોભિત દેખાય છે. મહાવિદેહ ક્ષેત્રના મધ્ય ભાગને વિષે અનેક શિખરો વડે શોભિતો સોનાનો **મેરૂ પર્વત** રહેલો છે, તે ભૂમીના નાભિસ્થાને સ્થિત છે. તેની ઉંચાઈ લાખ યોજનની છે. શાશ્વત્ ચૈત્યો, ચુલિકાઓ તથા ચક ચકિત રત્નોના કિરણોથી વનની પંક્તિઓવડે સુશોભિત તે મેરૂપર્વત બહુ રમણીય ભાસે છે. આ સાતે ખંડોમ **ભારતવર્ષ** પુણ્યથી પરિપૂર્ણ અમે માનીએ છીએ. મતલબમાં કે—જ્યાં દુઃખમાં કાળ પ્રવર્તતાં છતાં પણ જીવો પુણ્ય વાળા થાય છે. તે ભરતખંડમાં ખોટાં આચરણ ને ભયનો ટાળનાર, સાતે ઈતિઓથી રહિત, પ્રીતિ યુક્ત પ્રજાઓવાળો, તથા સઘળા દેશમાં પ્રધાન એવો આ સૌરાષ્ટ્ર નામે દેશ છે. જેમાં થોડા વરસાદથી ધાન્ય પાકે છે. થોડા સતકર્મથી સારૂં ફળ મળે છે. અને થોડી મહેનતે કષાયો નાશ પામે છે. સોરઠમાં આવેલા સઘળા

નદી તળાવ સરોવર કુંડ કુવા વાવ્ય વગેરેનું પાણી પવિત્ર છે. પવિત્ર પર્વતો તથા ભૂમિ હમેશાં રસાળ તથા સર્વ પ્રકારના ધાતુમય છે. દરેક ઠેકાણે મન વચન કાયા સંબંધી સઘળાં પાપને નાશ કરે તેવાં તીર્થો, નિર્મળ પાણીની વહેતી નદીઓ તથા મહિમા સહિત દ્રહો છે. સુગંધીવાળાં ખીલેલાં કમળો એ યુક્ત સરોવરો તથા ટાઢાં, ઉનાં જળથી પૂર્ણ કુંડો પણ (સૌરાષ્ટ્રમાં) છે. ડગલે ડગલે દોલતના ખજાના, દરેક ગિરિએ મોટા પ્રભાવવાળી ઔષધીઓ, તથા હમેશાં ફળ આપે તેવાં વૃક્ષો રહેલ છે પ્રથમ વાવી મૂકયું હોય તેમ ધાન્ય ત્યાં સ્વાભાવિક પેદા થાય છે. તીર્થસ્નાન જેટલું ફળ આપે તેવી સોરઠની પવિત્ર માટી છે. આદિનાથભગવાનના પૂજનને માટે વજ્ર વૈડુર્ય તથા સૂર્યકાન્ત ઇત્યાદિ જાતના રત્નો, મોતી તથા ઇંદ્રનીલમણિઓ જ્યાં પોતાની મેળે પેદા થાય છે. જ્યાં રત્નાકર નામે સમુદ્ર; જાણે સોરઠના ગુણોને ફેલાવતો હોય ! તેમ રત્નોને વિસ્તારતો થકો પ્રભુની ભક્તિમાં સાવધાન થઈ ગર્જના કરતો પોતાના તરંગો રૂપી હાથ વડે નાચી રહ્યો છે. તીર્થનું સંરક્ષણ કરવા માટે મને સગર રાજાએ આણ્યો છે એવું માનતો થકો પોતાનાં ધોળાં ફીણોવડે જાણે હસતો હોયની ? તેવો તે દેખાય છે. દેવતાઓએ પૂજા કરેલા ચોવીશે તીર્થંકરો સોરઠમાં વિચર્યાં છે; તેમ ચક્રવર્ત્તી, વાસુદેવ તથા બળદેવ વગેરે શ્રેષ્ઠ નરો જ્યાં પધારેલા છે. જ્યાં અનેક મુનિઓ સિદ્ધિપદને વર્યા છે અને વરશે. જ્યાં ધર્મરૂપી ધુંસરને વહન કરનાર સંઘાધિપતિ પ્રગટ થએલા છે, જે સૌરાષ્ટ્રમાં શત્રુઓનો સંહાર કરી શ્રી કૃષ્ણ વગેરે શૂરવીરનરોએ ઉદય સંપાદન કર્યો છે. તેમ નીતિ માર્ગમાં કુશળ, પ્રજાઓનું પાલન કરવાથી યશને સંપાદન

કરેલા, દુશ્મનોનો નાશ કરનારા, દાતાર, પુન્યવાળા તથા સમ દ્રષ્ટિવાળા ઘણા રાજાઓ સૌરાષ્ટ્રમાં થએલા છે. હમેશાં સરળપણે વર્તનારા, પ્રસન્ન મુખમુદ્રાવાળા, ડાહ્યા, લોભને ત્યજી દીધેલા, નિરંતર આનંદી, નિંદા તથા અદેખાઇ વગરના, પોતાની સ્રીમાંજ સંતોષ માનારા, પારકી સ્રીથી દૂર રહેનારા, સત્ય વાણી બોલનારા, સારાં કર્મ કરનારા, પારકો દ્રોહ નહિ કરનારા, શાંત સ્વભાવના, શત્રુતા વગરના, લોભ તથા માયાનો ત્યાગ કરેલા અને ઉદાર તથા પવિત્ર આચારવાળા સુખી લોકો સૌરાષ્ટ્રમાં નિવાસ કરે છે. આચરણ તથા ગુણે શ્રેષ્ઠ, પોતાના પતિની સેવામાં કુશળ, હસમુખી, રૂપાળી, કુટુંબ ઉપર સ્નેહવાળી, ગુરૂજનની ચાકરી કરનારી, પોતાના પતિમાંજ સૌભાગ્યવતી, તેજસ્વી, વિશેષ પુન્યોવાળી, શરમાળ, કમળ જેવી અણીયાળી રતાશ સહિત વિશાળ આંખ્યો વાળી, હાસ્ય વિનોદ કરનારી, ક્ષણિક ક્રોધવાળી, શુભ સ્વાંગ ધરનારી, ભલી, મીઠાં વચન બોલનારી, ઘણી ગંભીર અને ગુણવાળાં મનુષ્યો ઉપર પ્રીતિ રાખનારી એવી સ્રીઓ પણ સોરઠ દેશમાંજ વસે છે. માતાની સેવા કરનારા, પિતાની આજ્ઞા માનનારા, કળાઓમાં કુશળ, શાંત સ્વભાવના, તથા રૂડાં આચરણ વાળા પુત્રો પણ સોરઠમાંજ છે. શેઠની સેવામાં કુશળ, તક સાચવનારા, બળવાન્, સહજ સંતોષી, સ્નેહાળ, સારૂં કરનારા, હૃદયની વાત જાણનારા, સભાને યોગ્ય શુભ વાણી બોલનારા, પોતાના શેઠની સાથે દ્વેષ કરનારાની જોડે શત્રુતા રાખનારા, અને શેઠના મિત્રની

સાથે પ્રીતિ રાખનારા સેવકો પણ સૌરાષ્ટમાં વસે છે. ધર્મમાં શ્રદ્ધાવાળા, યોગ્યતાનું રક્ષણ કરવામાં દક્ષ, ક્ષમા તથા ડહાપણવાળા ષડ્ દર્શનમાં સમપણે વર્તન કરનારા, સેવવા યોગ્ય, અને ઐશ્વર્યવાળા ક્ષત્રીયો પણ સોરઠમાંજ નિવાસ કરેછે. ઘણું દુધ આપનારી, પુષ્ઠ,બળને લીધે કોઇથી ચોરી શકાય નહિ તેવી અને મઝેનાં શીંગડાંવાળી ગાયો ભેંસો વગર બંધને સૌરાષ્ટ્રમાં ફરે છે. ચંચળ તથા પ્રૌઢ અશ્વો, મોટી ખાંધવાળા આખલાઓ, અને રણસંગ્રામરૂપ સાગરના બેટ સરખા મદોન્મત્ત હાથીઓ સૌરાષ્ટ્રમાં શોભે છે. મોટા બળવાન્ છતાં પારકાનો ઉત્કર્ષ સહન કરનારા, નિર્દયતા વગરના, નિર્ભય પણે રહેલા બીજા તીર્યંચ જીવો પણ સોરઠમાં છે. હે દેવેંદ્ર ! સૌરાષ્ટ્રમાં મોટા કોટવડે શોભિતાં નગરો રહેલાં છે કે જેઓ અર્હંત પ્રભુના મંદિરો ઉપર રહેલી ચંચળ ધજાઓવડે જાણે સ્વર્ગનાં નગરોમાં ભળી જવાનો પ્રયત્ન કરતાં હોયની તેવાં જણાય છે જૈનધર્મી મુનિઓના મુખરૂપી કમળમાંથી પડતા સિદ્ધાન્તત-ત્વવડે જેમ-ના પાપને નાશ થયો છે એવા પુણ્યવાળા ધનવાન્ લોકો તે નગરોમાં નિવાસ કરીને રહેલા છે. સૌરાષ્ટ્ર દેશમાં આવેલા નગરો ઉંચા પ્રાસાદોવડે સુંદર જણાય છે, તેમજ સઘળાં નગરો સર્વ પદાર્થોથી સંપૂર્ણ છે. અને જ્યાં ભિક્ષુકોના સમૂહ કૃતાર્થ થએલા છે; એવા સૌરાષ્ટ્ર દેશના માથાનો મુકુટ આ શત્રુંજયગિરિ છે. તેને સંભારવાથી પણ અનેક પાપ નાશ પામે છે. હે ઇન્દ્ર ! કેવળજ્ઞાન થવાથીજ સિદ્ધાચળનું સઘળું મહાત્મ્ય જાણવામાં આવે છે; છતાં પણ તેમનાથી કોઇને કહેવાતુ નથી; પરંતુ જ્યારે તમે પૂછોછો ત્યારે ટુંકામાં કહું છું; કારણ કે જાણ્યા છતાં મૌન રાખી કહે નહીં તો પછી બોબડા માણસે સાકરનો સ્વાદ ચાખ્યા

સરખું ગણાય છે. પાર્શ્વનાથભગવાનના નામ સ્મરણથી જેમ સર્પનું ઝેર ઉતરી જાય છે; તેમ ત્રણ લોકના તેજના ધામ રૂપ આ ગિરિરાજના નામવડે પાપ માત્રનો નાશ થઇ જાય છે. શત્રુંજય, પુંડરીક, સિદ્ધિક્ષેત્ર, મહાચળ, સુરશૈલ, વિમળાદ્રિ, પુણ્યરાશિ, શ્રેયઃપદ, પર્વતેન્દ્ર, સુભદ્ર, દઢશક્તિ, અકર્મક, મુકિતગેહ, મહાતીર્થ, શાશ્વત, સર્વકામદ, પુષ્પદંત, મહાપદ્મ, પૃથિવીપીઠ, પ્રભોઃપદ, પાતાળમૂળ, કૈલાસ, તથા ક્ષિતિમંડલમંડન ઇત્યાદિ ઘણાં સુખને આપનારાં આ તીર્થનાં એકસો ને આઠ નામ છે. આ અષ્ઠોત્તર શતનામનો વહેલો ઉઠીને જે મનુષ્ય પાઠ કરે અગર તે પાઠ સાંભળે તો તેને સઘળી પીડાઓ ટળી જઇ સંપત્ત મળે છે. સિદ્ધાચળ સર્વોત્તમ તીર્થ છે. પર્વતોની મધ્યે તે ઉત્તમ પર્વત છે સઘળાં ક્ષેત્રોમાં તે સર્વોત્તમ ક્ષેત્ર છે. હે ઇંદ્ર ! યુગના આરંભ કાળમાં મોક્ષને આપનારૂં પ્રથમ તીર્થ આ સિદ્ધાચળ હતું, અન્ય તીર્થો પછીથી થએલાં છે. હે દેવતાઓના ઇશ્વર ! એક શત્રુંજયનાં દર્શન થવાથી પૃથિવીમાં જેટલાં તીર્થ છે તેનાં દર્શનનું ફળ પ્રાપ્ત થાય છે. પન્નર કર્મભૂમિઓમાં જુદા પ્રકારનાં ઘણાં તીર્થ છે; પરંતુ પાપને નાશ કરનાર સિદ્ધાચળ સરખું બીજું એકે નથી. અન્ય ઉદ્યાન, નગર તથા પર્વત વગેરે કુતીર્થને વિષે કરેલાં જપ, તપ, નિયમ, દાન તથા સ્વાધ્યાય વગેરેથી જે પુન્યનો સંચય થાય છે. તેથી દશ ગણું પુન્ય તે તે કાર્યો જૈનતીર્થમાં કરવાથી પ્રાપ્ત થાય છે. તેથી સો ગણું જંબુવૃક્ષને વિષે રહેલા ચૈત્યોમાં કરવાથી થાય છે, શાશ્વત્ એવા ધાતકીના ચૈત્યોમાં તેથી સહસ્ર ગણું પુણ્ય થાય છે. પુષ્કરવર દ્વીપ, રૂચકાદ્રિ તથા અંજન પર્વતમાં કરવાથી દશ સહસ્ર ગણું પુણ્ય થાય છે. વૈભારગિરિ,

સમેતશિખર, વૈતાઢ્ય તથા મેરૂપર્વતમાં કરવાથી દશલક્ષ ગણું પુણ્ય થાય છે; રૈવતાચળ તથા અષ્ટાપદપર્વતમાં કોટી ગણું ફળ થાય છે. તેનાથી અનંત ઘણું શત્રુંજયનાં દર્શનવડે ફળ થાય છે. હે ઇન્દ્ર! શત્રુંજયની સેવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે તો વાણીવડે કરીને કહેવાય તેમ પણ નથી.

સિદ્ધગિરિ પ્રથમ આરામાં એંશી, બીજામાં સિત્તેર, ત્રીજામાં સાઠ, અને ચોથામાં પચાસયોજન વિસ્તારવાળો હતો, અને પાંચમામાં બાર, અને છઠા આરામાં સાત હાથ જેટલા પ્રમાણનો હોય છે. છતાં તેનો પ્રભાવ ઘટતો નથી. સિદ્ધાચળનું પ્રમાણ અવસર્પિણી સમયમાં ઓછું થાય છે અને ઉત્સર્પિણી કાળમાં વધતું જાય છે; પણ એના મહાત્મ્યની હાની વૃદ્ધિ કદી થતી નથી. ત્રીજા આરાના અન્તમાં જ્યારે યુગાદીશ પ્રભુ તપશ્ચર્યા કરતા હતા ત્યારે સિદ્ધાચળ અંદરના ભાગમાં પચાસ યોજન, ઉપર દશ યોજન અને ઉંચાઈમાં આઠ યોજન વિસ્તારવાળો હતો. ભરતક્ષેત્રને અવલંબીને રહેલા પ્રલય સમયે, છઠા આરાના અન્તમાં અન્ય ગિરિઓની પેઠે સિદ્ધાચળનો નાશ થતો નથી. તેને અવલંબીને રહેલા મનુષ્યો અવિનાશી સુખને સંપાદન કરે છે. શત્રુંજય, રૈવતગિરિ, સિદ્ધિક્ષેત્ર, સુતીર્થરાજ, ઢંક, કપર્દી, લૌહિત્ય, તાલધ્વજ, કદંબગિરિ, બાહુબલિ, મરૂદેવ, સહસ્રાખ્ય, ભગીરથ, અષ્ટોત્તર શતકૂટ, નગેશ, શતપત્રક, સિદ્ધિરાટ્, સહસ્રપત્ર, પુણ્યરાશિ, સુરપ્રિય, અને કામદાયી નામે એકવીશ પ્રધાન શિખરો સિદ્ધાચળનાં ગણાય છે. સઘળાં શિખરોના પ્રભાવનું વર્ણન કરતાં અનંતો કાળ થઇ જાય માટે જે પ્રસિદ્ધ છે તેમનો થોડો થોડો પ્રભાવ વર્ણવું છું.

ઉપર દર્શાવેલાં એકવીશમાં પણ શત્રુંજય, તથા સિદ્ધિક્ષેત્ર એ બેઉ મુખ્ય છે. તે બેઉ શિખરો પર ગતિ કરનારા જીવો વગર મહેનતે ઉત્તમ લોકમાંજ ગતિ કરે છે. હે ઇન્દ્ર ! મેરૂ ઇત્યાદિ પર્વતો કરતાં પણ ગુણોને લઈ આ–સિદ્ધાચળ વિશાળ છે એવું મારૂં અનુમાન છે; કારણ કે તેનીપર ગએલાં મનુષ્યો પોતાને તાબેજ હોય તેમ સિદ્ધિને સંપાદન કરે છે. મેરૂ, સમેતશિખર, વૈભારગિરિ, રૂચકાદ્રિ, તથા અષ્ટાપદ આદિ સઘળાં તીર્થોનો સમાવેશ આ સિદ્ધાચળમાંજ થાય છે. ઇન્દ્ર આદિ લઇને ત્રણ લોકમાં જેટલા દેવ તથા દેવીઓ છે; તે સઘળાં ઉત્તમગતિની ઇચ્છાને લીધે તીર્થના રાજા સિદ્ધાચળનું હમેશાં સેવન કરે છે. સિદ્ધાચળમાં નિવાસ કરીને રહેલા પ્રાણિઓ પણ તેના ધ્યાનવડે યાત્રાનું ફળ પ્રાપ્ત કરે છે. એવા સર્વ તીર્થ રૂપ સિદ્ધાચળને અમારા પ્રણામ થાઓ. અન્ય તીર્થોમાં એક કરોડ પૂર્વ સૂધી શુભ ધ્યાન કરી પવિત્ર બુદ્ધિવાળો જે સત્કર્મ સંપાદન કરે છે તેટલું સત્કર્મ સિદ્ધાચળમાં બે ઘડી ધ્યાન કરવા માત્રમાં પ્રાપ્ત થાય છે. સિદ્ધાચળનું જેણે ચિંતવન કર્યું તેણે ધર્મ સંબંધી સઘળાં પર્વ, સઘળાં તીર્થ, અનેક પ્રકારનાં દાન, ધર્મ તથા તપ હમેશાં સેવ્યાં છે એમ સમજવું. હે ઇન્દ્ર ! જેનું એકવારમાત્ર નામ સાંભળવાથી પણ પાપનો નાશ થાય તેવું ત્રણે લોકમાં બીજું એકે પવિત્ર તીર્થ નથી. અડતાં માત્રમાં મોક્ષને આપનાર પચાસ યોજન વિશાળ એવા આ સિદ્ધાચળ ક્ષેત્રને વિષે ચિંતવન કરવાવડે હિંસાદિક પાપને નાશ કરવાવાળું આ પ્રધાન શિખર છે. મનુષ્યનો દેહ મળ્યો, ઉત્તમ ગુરૂથી જ્ઞાન સંપાદન કર્યું, પણ આ તીર્થની સેવા ન કરી તો તેનું સઘળું કરેલું મિથ્યા છે. સિ-

દ્ધાચળનું પૂજન જ્યાં સૂધી થયું નથી ત્યાં સૂધી મનુષ્યને માતાના ઉદરમાં આવવું પડે છે, અને તેનાથી ધર્મ વેગળો રહે છે. પરમેશ્વરના ચરણનાં તળીઆમાં વૃષભના ચિન્હથી ધર્મ નિવાસ કરે છે. તે ધર્મ શત્રુંજયમાં આવેલા જનને જોઇ ઘણા પ્રેમથી તેને સેવે છે. હે મૂર્ખ જીવ! "धर्म, धर्म" એવું મોઢેથી પોકારતો તું કેમ ભમ્યા કરે છે? માત્ર એકજ વખત સિદ્ધાચળનાં દર્શન કર, એટલે બેડો પાર થશે! સિદ્ધાચળ ઉપર ગયો નથી તથા ત્યાં બિરાજેલા શ્રી ઋષભદેવજીનું પૂજન પણ કર્યું નથી તેનો જન્મ નિષ્ફળ થાય છે. અન્ય તીર્થોમાં અનેક યાત્રાઓ કરવા વડે મનુષ્યને જે ફળ પ્રાપ્ત થાય છે, તેટલું ફળ સિદ્ધાચળની એકજ ફેરો યાત્રા કરવાથી થાય છે. સિદ્ધાચળ પાપરૂપી કચરાને ધોઈ નાખી મનુષ્યને પવિત્ર કરે છે; માટે તેને 'विमलाद्रि' એવું નામ આપેલું છે. તે પ્રાણી માત્રના પાપનો ઢગલો ટાળી નાખી કલ્યાણનો કરવા વાળો થાય છે. હે કમળના જેવાં નેત્રોવાળી! આ પુંડરીક ગિરિને જો, એટલી પ્રેરણાથી તથા એ વચન સાંભળવાથી પુરૂષ તથા સ્ત્રી બેઉનાં પાપનો નાશ થાય છે. સારી વાસનાએ યુક્ત પુરૂષ હમેશાં પુંડરીકગિરિનું ધ્યાન કરતો પરમપદને પ્રાપ્ત થાય છે. એક પુંડરીક (કમળ) વડે આખું વિશ્વ તાપથી મુક્ત થાય છે; તો પુંડરીકગિરિ અને પુંડરીક ગણધર એ બે પુંડરીકથી અદ્વૈતાનંદ થાય એમાં શું વિશેષ? એકાગ્ર ચિત્તવડે એક પુંડરીકને એકજ વખત સેવવાથી પણ સદા સુખનો વધારો કરે છે. સરોવરો તથા સમુદ્રો એક દિશાને પણ આનંદ આપી શક્તા નથી; પરંતુ પુંડરીકનું એક શિખર આખા વિશ્વના આનંદને અર્થે થાય છે. પુંડરીક

પર્વત રૂપ ગુરૂવડે આજ્ઞાથી મૂકાએલા જીવો પ્રમાણુ રૂપે નઠારા માર્ગને તોડી નાખે છે. જગત્‌માં પ્રત્યક્ષ જણાય છે કે પુંડરીક એટલે કમળને સેવનારા કાળા ભમરા વાસના સહિત હોય છે, પણ આ ઠેકાણે તેથી ઉલટું છે; કારણ કે સિદ્ધાચળનું નામ પણ પુંડરીક છે; તેને સેવનારા કાળા ભમરા થતા નથી અર્થાત્ તે સેવનારની પાપરૂપી મેલની કાળાશ જતી રહી ઉલટા પવિત્ર એટલે ધોળા, વાસના રહિત થાય છે. અને તેને નહિ સેવનારા ભમરાના જેવા મલિન થાયા છે. * "ત્રિપદિ" ને પામી જેઓ પુંડરીકનું અવલંબન કરે છે, તેઓ ભમરાઓ સહિત જળમાં ઉત્પન્ન થએલા પુંડરીક એટલે કળમનું હાસ્ય કરે છે. રાજાઓ પુંડરીક નામનું છત્ર માથાપર ધારણ ન કરતા હોય તો તેમને અક્ષય લક્ષ્મી શી રીતે પ્રકાશિત થાય ? અર્થાત્ એ સઘળો 'પુંડરીક નામનોજ પ્રતાપ છે. આ વિશ્વમાં સત્ માર્ગનો પૈસો, સારા કુળમાં જન્મ. સિદ્ધક્ષેત્ર, સમાધિ તથા ચાર પ્રકારના સંઘ એ પાંચે સકાર ઘણા મુશ્કેલ છે; તેમ પુંડરીકગિરિ, પાત્ર, પ્રથમ પ્રભુ, પરમેષ્ટી તથા પર્યૂષણ પર્વ—એ પાંચ પકાર પણ ઘણા દુર્લભ છે. એજ પ્રમાણે શત્રુંજય, શિવપુર, શત્રુંજયા સરિતા શાન્તિનાથ, તથા શમયુક્ત દાન; એ પાંચ શકાર પણ દુર્લભ છે. આ જગત્‌માં મોટા પુરૂષો જ્યાં આવીને એકવાર નિવાસ કરે તે તીર્થ ગણાય છે; પરંતુ આ સિદ્ધક્ષેત્રમાં તો અનંત તીર્થંકરો પધારેલા છે તેથી આ મહા તીર્થ કહેવાય છે. હે ઇન્દ્ર ! શત્રુંજય તીર્થમાં અનેક તીર્થંકરો સિદ્ધિને પામ્યા છે તેમ અ-

---

* ઉત્પત્તિ—વિગમ તથા ધ્રુવ.

સંખ્ય મુનિઓ પણ સિદ્ધ થાય છે. માટે આ તીર્થ મોટું ગણાય છે. જે સ્થાવર તથા ત્રસ જીવો હમેશાં આ તીર્થમાં વસે છે તેમને ધન્યવાદ છે; અને જેમણે એકવાર પણ આ ક્ષેત્રનાં દર્શન કર્યાં નથી તેમને ધિક્કાર છે. સિદ્ધાચળ પર મોર, સાપ તથા સિંહ વગેરે હિંસા કરનારા જીવો પણ જિન ભગવાનના દર્શન વડે સિદ્ધપણાને પ્રાપ્ત થયેલા છે. હજી થાય છે અને ભવિષ્યમાં થશે.

આ શત્રુંજયનો સ્પર્શ કરવા વડે કરીને બાળક અવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં અને તીર્યંચપણામાં જે પાપ કર્યું હોય તે સર્વ નાશ પામી જાય છે. દાન ચારિત્ર, શીલ તથા કાયાનું, વાચાનું, તથા મનનું ત્રણ પ્રકારનું તપ, અને ધ્યાન એ સઘળું માત્ર એકજ વખત શત્રુંજયનું સેવન કરવામાં સમાઇ જાય છે. આ શુભ તીર્થમાં અલ્પ ધન વાવર્યું હોય તો તેનું પુણ્ય વિશેષ વૃદ્ધિ પામી જે ફળને આપે છે તેને જ્ઞાનીઓજ જાણે છે. શાસ્ત્રના વિધિવડે ભક્તિભાવથી જિનપૂજનમાં પોતાનું લક્ષાવધિ ધન જે ખરચે છે તેઓ સર્વોત્તમ ગણાય છે. શત્રુંજયની યાત્રા, સેવા કે સંઘનું રક્ષણ તથા યાત્રાળુઓનો આદર સત્કાર જે કોઇ મનુષ્ય કરે છે તેનો પોતાના કુલ સહિત સ્વર્ગને વિષે સત્કાર થાય છે. યાત્રાળુઓને બંધન કરે કે તેમનું દ્રવ્ય ખુંચી લે તો પોતાના કુટુંબ સહિત પાપના ઢગલાઓવડે તેનું ઘોર નર્કમાં પડવું થાય છે. સુખ મેળવવાને ઇચ્છતા મનુષ્યોએ તથા પોતાના જન્મનુ સાર્થક કરવાને ઇચ્છનારાઓએ મનવડે કરીને પણ યાત્રા કરનારાઓનું અનિષ્ટ ચિંતવવું નહિ. બીજા તીર્થોમાં

કરેલું પાપ એક જન્મ લગી સાથે આવે છે; પરંતુ સિદ્ધાચળમાં આચરેલું પાપ તો જન્મ લગી વધતું જાય છે. સ્વર્ગ તથા પાતાળમાં જેટલી જિનપ્રતિમાઓ છે તે સઘળીનું પૂજન કરતાં જે ફળ થાય છે તેના કરતાં શત્રુંજય પર રહેલી જિનપ્રતિમાઓના પૂજનનું અધિક ફળ છે. હે ઇન્દ્ર ! જેના હાથમાં ચિંતામણિ હોય તેને દીનતાનો શો ભય ? સૂર્યનો ઉદય થયે અંધકારનો ભય શાનો ? મેઘની વૃષ્ટિમાં દાવાનળથી વન કેમ બળી શકે ? અગ્નિ સમીપ છતાં શીતનો ભય શાનો ? કેસરી વિદ્યમાન છતાં હરિણથી ડર કેવો ? ગરૂડનું અવલંબન કરનારને સર્પ શું કરી શકે ? બારણામાં કલ્પવૃક્ષ છતાં સંતાપનો શો ભય ? તેમ તીર્થનો રાજા સિદ્ધાચળ સમીપમાં છતાં નર્કને પમાડનાર પાપનો ભય કેમ રખાય ? કારણ કે જ્યાં સૂધી શત્રુંજય એ પ્રકારનું નામ ગુરૂમુખથી શ્રવણ કર્યું ( સાંભળ્યું ) ન હોય ત્યાં સૂધી હિંસાદિક પાપો ગાજી રહે છે; પણ શ્રવણ કર્યા પછી તેમની કંઇ સત્તા નથી. હે ઇન્દ્ર ? જે આળસુ છે તેણે પણ પાપથી લેશ ડરવું નહિ પણ તેણે એક વખતે સિદ્ધાચળની કથા શ્રવણ કરવી. સિદ્ધ તીર્થમાં એક દિવસ પણ સર્વને જાણનાર પ્રભુની પૂજા કરવી તે ઉત્તમ છે; પરંતુ કલેશનું કરનાર એવું લાખો તીર્થમાં ભમવું તે સારૂં નથી. પુંડરીક પર્વતની યાત્રાએ જવાની કામના વાળા પુરૂષોનાં કરોડો જન્મનાં પાપનો, ડગલે ડગલે નાશ થાયછે. તેની પ્રત્યે એક પગ મૂકવાથી મનુષ્ય કરોડો પાપથી મુકાઇ જાયછે. વ્યાધિ, ચિંતા, દુઃખ, વિયોગ, દુર્ગતિ, કે શોક સિદ્ધાચળને સ્પર્શનાર જીવોને થતાંજ નથી મોક્ષની ઇચ્છાવાળા બુદ્ધિમાન્ મનુષ્યોએ સિદ્ધાચળ પર જઇ તેના પથ્થરને ભાગવા નહિ; તેમ ત્યાંની પૃ-

થિવીને ખોદવી નહિ, તેના પર મળ મૂત્ર પણ ન કરવાં; કારણ કે સ્વયમેવ તે ગિરિરાજ તીર્થજ છે. જેનું દર્શન તથા સ્પર્શ, ભોગ અને મોક્ષ બેઉ આપે છે, તો તેનું સેવન કોણ ન કરે? તીર્થનો રાજા સિદ્ધાચળ આદિનાથ ભગવાનથી અલંકૃત છે માટે તપ જેમ નઠારાં કર્મનો નાશ કરે છે તેમ તે ગાઢ પાપનો પણ ક્ષય કરે છે. પૂર્વે ભારે તપ કર્યું હોય અથવા ઉત્કૃષ્ટ દાન દીધુ હોય, વળી જિનભગવાન્ પ્રસન્નતાને પામ્યા હોય તોજ સિદ્ધાચળનું એક ક્ષણ પણ સેવન થાય છે. પૃથિવીને વિષે પુન્યવાળાં તીર્થો બીજાં ઘણાં છે, તે સઘળાનું મહાત્મ્ય વાણી વડે કહી શકાય છે; પરંતુ આ સિદ્ધાચળનું મહાત્મ્ય તો સર્વજ્ઞ એવા કેવળી ભગવાન્ પણ જાણ્યા છતાં કહી શકતા નથી. સિદ્ધાચળમાં નિવાસ કરીને રહેલા યુગાદિ ભગવાનના ચરણકમળના પૂજન વડે ભવ્યજીવો પણ વાંદવા લાયક, સેવવા યોગ્ય તથા પાપ રહિત થાય છે. શીતળ તથા સુગંધી યુક્ત જળ વડે આ સિદ્ધ ક્ષેત્રમાં જે પ્રભુને સ્નાન કરાવે છે તે કર્મવડે પવિત્રપણાને પ્રાપ્ત થાય છે. પંચામૃતવડે સ્નાન કરાવનાર મનુષ્યો પંચમજ્ઞાન એટલે કેવળ જ્ઞાન સંપાદન કરે છે. ચંદનવડે પૂજન કરનાર અક્ષય ધનને મેળવી યશરૂપી સુગંધના પાત્રપણાને પ્રાપ્ત થાય છે. કર્પૂરવડે પૂજન કરનાર મનુષ્યો શત્રુના કલેશથી મુક્ત થઇ જગતમાં શ્રેષ્ઠપણાને પામે છે. કસ્તૂરી, અગરૂ તથા કેસરવડે પૂજનારા આ જગતને વિષે સ્વામીપણાને પામે છે. હે ઇન્દ્ર! ભક્તિભાવથી જેઓ પરમેશ્વરની સેવા આદરે છે તેઓ પોતાના યશવડે ત્રણે લોકને સુગંધિત કરી આ લોકમાં વ્યાધી થકી મુક્ત થએલા પરલોકમાં ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે. સુગંધીવાળાં પુષ્પવડે

ભાવ સહિત સેવા કરનારા સુગંધ યુક્ત દેહવાળા થઈ ત્રણે લોકમાં નિવાસ કરીને રહેલાઓના પૂજ્ય ભાવને પામે છે. સમકિત વાળા શ્રાવકો હરકોઇ સુગંધીવાળા પદાર્થથી પ્રભુનું પૂજન કરે છે; તેઓ સમાધિએ કરીને આ ક્ષેત્રમાંજ સિદ્ધિને વરે છે. પરમેશ્વરની સમક્ષ સહજ ધુપ કર્યો હોય તો પંદર દિવસના ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે. વાસક્ષેપથી ભગવાનનું પૂજન કરવાવડે મનુષ્યો આખા જગતને સુવાસિત કરે છે. વસ્ત્રો અર્પણ કરવાથી પોતે જગતના ઘરેણારૂપ બને છે. સેવા વડે પોતે પણ દેવતાઓને સેવવા લાયક થાય છે. અણીશુદ્ધ અક્ષતો ( ચોખા )અર્પણ કરવાથી અક્ષય સુખની સંપત્તિ મળે છે. સુંદર ફળો અર્પણ કરવાવડે મનની ઈચ્છા પરિપૂર્ણપણાને પામે છે. પરમેશ્વરનું સ્તવન કરનારા પોતે સ્તુતિ કરવા લાયક થાય છે. દીવો કરવાવડે દેદીપ્યમાન્ થાય છે. અતિશે આનંદવડે હર્ષિત થઇ જેઓ ભગવાનને નૈવેદ્ય ધરાવે છે તેઓ પોતાને પ્રાપ્ત થનારા સુખની ગણના કરવાને સમર્થ થતા નથી. આરતી કરનારા કીર્તિ તથા ધનને પ્રાપ્ત કરે છે; પછી તેમને સંસાર સંબંધી આર્ત જે દુઃખ, તે રહેતાં નથી. હે ઈન્દ્ર ! પ્રભુને નમન કરનારા પોતે નમનને યોગ્ય થાય છે. ગાયન અને પૂજન કરનારા પોતે જગતને ગાવા યોગ્ય બને છે; કારણ કે–જેને જેવી ભાવના તેને તે પ્રમાણે સિદ્ધિ થાય છે. પ્રભુની આગળ દીવો કરવાથી મંગળ થાય છે. પરમેશ્વરને ઘરેણાં પહેરાવવાથી પોતે ત્રણ લોકના ઘરેણારૂપ થાય છે. વિશ્વના સ્વામી એવા પરમેશ્વરની રથયાત્રામાં જે રથને અર્પણ કરે છે તેઓને સામ્રાજ્ય લક્ષ્મી પોતાની પસંદગીથી સન્મુખ થઇ વરે છે. નિરાંજન વડે કર્મ રૂપ

રજથી રહિત થાય છે; તથા તેના મહાત્મ્ય રૂપ તાપ વડે પીડાને પ્રાપ્ત થાય છે. સિદ્ધાચળમાં જેઓ ઘોડાનું દાન કરે છે તેમને સઘળી પાસથી સંપત્તિઓ મળે છે. હાથીનું દાન કરવાથી હાથીની પેઠે ગતિ કરનારી એટલે " ગજગામિની " તથા સારાં આચરણ વાળી સ્ત્રીઓ મળે છે. પંચામૃતવડે સ્નાન કરવાને પરમેશ્વરને જે ગાયનું દાન કરે છે તે હાથીની સંપત્તિવડે ગર્વિત થએલો ગો-પતિ એટલે પૃથિવીનો સ્વામી–રાજા થાય છે. છત્ર, ચામર, સિંહાસન તથા ચંદરવો અર્પણ કરનાર જેમ તેણે તે પદાર્થોને અનામત મૂકયાં હોય તેમ સંપાદન કરે છે. ધ્વજા અથવા મોટો ધ્વજ ગુરૂની આજ્ઞાવડે જે ચડાવે છે, તે ઉત્તમોઉત્તમ વિમાનનાં સુખને અનુભવી શાશ્વતૂપદને પામે છે. સોના, રૂપા, ત્રાંબા કે પીતળના કળશો જે આ તીર્થમાં ચડાવે છે તેમને સ્વપ્નમાં પણ દુઃખ થતું નથી, પરંતુ શાશ્વતા કળશો સંપાદન કરે છે. સારાં વસ્ત્રના સુતર વડે ગાંઠેલી આંગી આ ક્ષેત્રમાં પ્રભુને રચાવે છે તે જગતૂના શણગાર રૂપ થાય છે. પૂજા નિમિત્ત પૃથિવીનું દાન કરનાર ભોગ ભોગવે છે. સિદ્ધાચળ ક્ષેત્રમાં જિન ભગવાન્‌ની પૂજા નિમિ-ત્તે ગામ, કે વાડીનું દાન કરે તો ચક્રવર્તી પણું તથા સમકિતનું ફળ પ્રાપ્ત થાય છે. પ્રભુને મોટી માળા પહેરાવી વિધિવડે આ-રતી ઉતારે તો દેવોને પોતાના ચાકર બનાવી સ્વર્ગ સંપત્તિનો ઉપભોગ કરે છે. શત્રુંજયમાં જિનપ્રભુની પૂજાને વિષે દશ મા-ળાઓ ધરાવે તો ચાર ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી અનુક્રમે દશ દશ ગણી માળાઓ ધરાવ્યાથી છઠ, અઠ્ઠમ તથા માસખમણનું ફળ પ્રાપ્ત થાય છે. બીજાં ક્ષેત્રોમાં સોનું, પૃથિવી, તથા ઘરેણાં ઈત્યાદિ અર્પણ કરવાવડે કરીને જેટલા ફળની

પ્રાપ્તિ થતી નથી તેટલા ફળની પ્રાપ્તિ સિદ્ધાચળને વિષે એક ઉપવાસે કરીને થાય છે. ઘણો કાળ દુષ્કર (કઠિન) તપશ્ચર્યા કરવાથી તથા બ્રહ્મચર્ય પાળવાથી અન્ય તીર્થોમાં જે ફળ થાય તેટલું સિદ્ધ ક્ષેત્રમાં એક ઉપવાસ વડે પ્રાપ્ત થાય છે આ તીર્થમાં પુંડરીક મુનિને સ્મરણ કરતો થકો દશ વિધ પચ્ચખાણ કરનાર પુરૂષ નિર્વિઘ્નપણે સઘળી પ્રકારના મનોરથ સિધ્ધ કરે છે. છઠ કરવાથી સઘળી સંપત્તિઓ મળે છે, અઠ્ઠમ કરવે કરીને આઠ પ્રકારનાં કર્મ ખપાવી મોક્ષને પ્રાપ્ત કરે છે. અન્ય ક્ષેત્રોમાં સૂર્યના સન્મુખ દૃષ્ટિ રાખી એક પગ ઉપર કાયા તોળી, અખંડ બ્રહ્મચર્ય પાળી એક મહીનો ઉપવાસ કરે અને જે ફળ થાય તેટલું ફળ સિધ્ધક્ષેત્રમાં બે ઘડીજ સર્વ આહારનો ત્યાગ કરે તો પ્રાપ્ત થાય છે. રાગયુકત પ્રાણી અર્હંત ભગવાનનું ચિંતવન કરવા વડે કરીને રાગ રહિત થાય છે. અઠ્ઠમ કરવા વડે સ્ત્રી હત્યાનું પાપ ટળે છે. પખવાડિયાના ઉપવાસ કરવાથી બાળક હત્યાનું પાપ જાય છે. એક માસના ઉપવાસ કર્યા હોય તો બ્રહ્મચારીને માર્યાનું પાપ નાશ પામે છે. સિધ્ધક્ષેત્રમાં એકાદિ ઉપવાસનું ફળ પામ્યો હોય તો લક્ષાદિ ઋણમાંથી છૂટે છે; તથા છેવટે મોક્ષ સુખને પ્રાપ્ત કરનારા બોધબીજ (સમકિત)ને સંપાદન કરે છે. આ શત્રુંજય ઉપરનાં જિનમંદિરને વિષે પ્રતિમાને પખાળ કરવાથી સો રૂપિયાના દાનનું ફળ થાય છે. લેપ કરવાથી હજાર રૂપિયાનું ફળ અને માળા અર્પવાથી લાખ રૂપિયાના દાનનું ફળ છે. સિધ્ધક્ષેત્રમાં ભગવાનની સન્મુખ ગાવા બજાવાથી જે ફળ થાય છે તે તો મુખવડે કહી શકાતું પણ નથી. શત્રુંજયનું નામ સાંભળવાથી ફળ થાય છે; પરંતુ તેના સામા જવાથી વગર દીઠે

કરોડઘણું પુણ્ય છે; અને દર્શન થયા પછી તો અનંત ફળ પ્રાપ્ત થાય છે. સિધ્ધાચળનું પૂર્ણ દર્શન થયું ન હોય તેવે સમયે જે સંઘની ઉત્તમ સેવા કરે છે તેમને લોકોત્તરની અવધિ સૂધીનું મોટું ફળ પ્રાપ્ત થાય છે. આ ક્ષેત્રમાં ચારિત્ર ગ્રહણ કરેલા મુનિને વ્હોરાવે તેને કાર્તિક મહિનાની તપશ્ચર્યાનું પુણ્ય મળે છે. સિદ્ધાચળમાં આવી જેમણે સાધુજનોની સેવા કરી નથી તેઓનો જન્મ, દ્રવ્ય તથા જીવન નકામું જાણવું. જિનનાં તીર્થ, જિનની યાત્રા અને જિનનાં પર્વોને વિષે જેઓ મુનિઓનું પૂજન આચરે છે તેઓ ત્રણ લોકનું ઐશ્વર્ય સંપાદન કરે છે; એટલા માટે સિધ્ધાચળમાં આવીને બુધ્ધિમાન્ શ્રાવકોએ સાધુઓને સેવવા, માનવા તથા પૂજવા. વીતરાગની આરાધનાવડે યાત્રા ફળીભૂત થાય છે અને તેમ ન કરવાથી નિષ્ફળ જાય છે. હે ઇન્દ્ર ! વીતરાગપણું સંપાદન થવામાં પૂર્વ જન્મે શ્રવણ કરેલું ગુરૂનું કથન એજ મુખ્ય કારણ છે. માટે દેવતત્ત્વ કરતાં ગુરૂતત્ત્વ ગૌરવવાળું ગણાય છે. વિદ્વાનોએ આચરેલું સુપાત્ર દાન મોટા ફળને આપે છે તે દાન સિદ્ધક્ષેત્રમાં થયું હોય તો 'જેમ સોનું અને સુગંધ' તેમ ઉત્કૃષ્ઠ લેખાય છે. સિદ્ધક્ષેત્રમાં જેઓ અન્ન, જળ, વસ્ત્ર, આસન, પાત્રો તથા ઉપાશ્રય-સ્થાન આપી સાધુઓની સેવા આદરે છે તેઓ પોતાના ધનવડે દેવોને જીતી લે છે; અને વસ્ત્રાદિકવડે ગુરૂને સત્કાર કરનાર પુરૂષ આ જન્મમાં સુખ સંપાદન કરી ત્રીજે ભવે પવિત્ર આત્મતત્ત્વથી મોક્ષને પ્રાપ્ત કરે છે. તેજ ધન, તેજ જ્ઞાન, અને તેજ પવિત્ર બુદ્ધિ વખાણવા યોગ્ય તથા ધન્યવાદ આપવાને લાયક ગણાય છે કે-જે ધન, જ્ઞાન તથા પુણ્ય બુદ્ધિથી વિશ્વને સેવવા લાયક ચારિત્ર ધારણ કરનાર

—યોગ્ય સાધુઓની ભકિતવડે પૂજા થાય છે. ગુરૂની સાક્ષી રાખી જેઓ જિનભગવાનૂની સેવા–પૂજા કરે છે તેઓ આ લોકમાં ચક્રવર્ત્તિનું સુખ ભોગવી પરલોકમાં ઉત્તમ ગતિ મેળવે છે. સિદ્ધ ક્ષેત્રમાં અનેક પવિત્ર શ્રાવકોને ભોજન આપ્યાથી જે ફળ થાય છે તેના કરતાં એક સાધુને વ્હોરાવવાથી વિશેષ ફળ થાય છે. સાધારણ ચિન્હ ધારી સાધુને પણ સદ્જ્ઞાનવાળા શ્રાવકોએ સિદ્ધ ક્ષેત્રમાં ગૌતમપીઠ ઉપર વીનવવો. મનને કંકાસ કરાવનારો, બેડોળ અને મ્હોડેથી કડવું બોલનાર ગુરૂને પણ કર્મરૂપ વ્યાધિવડે પીડાતા શ્રાવકોએ સૌષધની પેઠે સેવવો યોગ્ય છે. જેમ તેમ વેષ ધારણ કરેલો યંત હોય તો તેને સમકિતિ શ્રાવકોએ શ્રેણિકની પેઠે ગુરૂબુદ્ધિએ હમેશાં પૂજવો. ગુરૂની આરાધનાથી સ્વર્ગનું ફળ મળે છે અને તેની વિરાધના કરવાથી નર્કમાં જવાય છે, એ બેઉમાંથી જે ઇપ્સિત હોય તે મેળવવું. સિદ્ધક્ષેત્રમાં અન્ય દાનો કરવાથી યશ તથા ધન મળે છે અને અભયદાન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે તો વાણીથી પણ પારંગત છે. ગરીબોને આપેલું દાન પ્રત્યેક જન્મમાં લક્ષ્મી સંપાદન કરવાને અને પરલોકમાં સ્વર્ગને અર્થે છે. આ લોકમાં દાનાદિકનું ફળ રાજ્યલાભ વગેરે જે કહેવામાં આવ્યું છે તે પુણ્યાનુબંધી પુન્યને અર્થે છે. વિશેષે કરીને તે સમકિતવાળા જીવને મોક્ષનું આપનાર થાય છે. શુભ વાસનાવાળા મનુષ્યનું અન્ય સ્થળે કરેલું પાપ સિદ્ધાચળમાં જવાથી નાશ પામે છે; પરંતુ સિદ્ધક્ષેત્રમાં કરેલું પાપ તો "**वज्रलेपो भवति**" વજ્રલેપ થાય છે. એટલે કદી છૂટતુંજ નથી! હે ઇન્દ્ર! આ ક્ષેત્રમાં આવી કોઇની નિંદા કરવી નહિ; પારકાનું ખરાબ કરવાનો પણ વિચાર કરવો નહિ. પારકી સ્ત્રીથી મોહ પામવું ન-

હિ. પર દ્રવ્યની ઇચ્છા ન કરવી. મિથ્યાત્વીનો સહવાસ રાખવો નહિ. તેમનાં વચનો પર પ્રીતિ ભાવ ન કરવો; તેમ તેઓની નિંદા પણ ન કરવી. મિથ્યાત્વીઓના શાસ્ત્રોમાં પૂજ્યબુદ્ધિ રાખવી નહિ; શત્રુઓની સાથે દ્વેષબુદ્ધિ કરવી નહિ. કોઇ જીવની હિંસા ન કરવી. કામ ઉત્પન્ન કરે એવા ઘી વગેરે પદાર્થોમાં પ્રીતિ રાખવી નહિ અને ખોટી વૃત્તિથી કંઇ વિચાર કરવો નહિ. તે સઘળાં દુષ્ટ કર્મ જાણી બુદ્ધિવાળા મનુષ્યે ત્યાગ કરવો. પુણ્યની ઇચ્છા રાખી સંઘની સ્તુતી કરવી. જૈનતીર્થમાં જવા પછી જે માણસ મિથ્યાત્વ તથા જૈન એમ શેળભેળ કર્મ કરે છે તે મોટો પાપી થાય છે. પછી તેને પુણ્ય સંપાદન કરવાની શી આશા? અર્થાત્ કંઇજ નહિ. ઇન્દ્ર ? અનર્થદંડમાં વિરતિ, તત્ત્વવિચારમાં પ્રીતિ, જીનભગવાન્‌ની ભક્તિ, સાધુઓમાં રાગ, સદા દાન કરવાની વૃત્ત, રૂડા પુરૂષોનાં ચરિત્રનું ચિંતવન તથા પંચ (પરમેષ્ટી) નમસ્કારનું સ્મરણ તે સઘળાં પુણ્યના ખજાનાને તર કરનાર તથા સંસાર સમુદ્રથી તારનાર છે; માટે આ ક્ષેત્રમાં તે સઘળાં આદરવાં. મુક્તિ મેળવવાને ઉદ્યોગ કરતા પુરૂષે શુભ ધ્યાન, દેવનું પજન તથા તપ વગેરે રૂડાં કર્મ સિદ્ધાચળમાં જરૂર કરવાં. સાધુ સાધ્વી શ્રાવક, શ્રાવિકા એ ચારે પ્રકારના સંઘ સહિત સિદ્ધાચળની યાત્રાએ જેઓ આવે છે તેઓ તીર્થંકરનું સર્વોત્તમ પદ સંપાદન કરે છે. સિદ્ધાચળની યાત્રાએ જતાં માર્ગમાં થાક લાગવાથી શરીરે જે પસીનો થાય છે અને તે પસીનાને જેઓ લુંછે છે તેઓ પાપ વગરના પવિત્ર થાય છે. સિદ્ધક્ષેત્રમાં ભક્તિ સહિત યાત્રાળુઓનો અન્ન વસ્ત્રાદિથી જેઓ સત્કાર કરે છે તે ભારે સમૃદ્ધિઓ ભોગવી પરિણા-

મે મોક્ષસુખના ભાગીઆ થાય છે. આ સિદ્ધાચળમાં મનને મોકળું રાખી યાચકની ઇચ્છાનુસાર દાન હમેશાં જે આપે છે; તેઓ આનંદ સહિત અનહદ્દ સુખ ભોગવે છે. રૂડી બુદ્ધિવાળા મનુષ્યો બીજા પ્રકારનાં પુણ્ય કર્મ આ સિદ્ધક્ષેત્રમાં કરે છે; તેમનાં ખોટાં કૃત્યનો નાશ થવાથી આ ભવ ને પરભવ એ બન્ને સુધરે છે. હે ઇન્દ્ર ! ઉપર પ્રમાણે સિદ્ધાચળ ક્ષેત્રનો પવિત્ર પ્રભાવ મેં તને ટુંકામાં કહ્યો. હવે તેના પર રહેલા પવિત્ર રાયણના વૃક્ષનો મહિમા તને કહું છુ તે તું સાંભળ. તે રાજદિની એટલે રાયણનું શાશ્વત્ વૃક્ષ ભગવાન્ ઋષભદેવની ચરણપાદુકાઓવડે સુંદર જણાય છે. તે રાજદિનીમાંથી વહેતી દુધની સેરો અલ્પ સમયમાં અંધકારને ટાળે છે. તે પવિત્ર વૃક્ષની નીચે ભગવાન્ ઋષભદેવ અનેક વખત સમોસર્યા હતા; તેથી તે વૃક્ષ સર્વોત્તમ તીર્થ સમાન વાંદવા લાયક છે. તેનાં પ્રત્યેક પાંદડાં, ફળ તથા શાખાઓ પર દેવતાનાં સ્થાન છે; માટે રાજદિનીનાં પાંદડાં ફળ કે શાખાઓ તોડવા કાપવા લાયક નથી. કોઇ સંઘનો અધિષ્ઠાતા જ્યારે ભક્તિ ભાવથી ભરપૂર ચિત્તવડે એની પ્રદક્ષિણા કરે અને તેથી પ્રસન્ન થઇ તે તેના માથાપર દુધની વૃષ્ટિ કરે તો પરિણામે આ જન્મ તથા પર જન્મ બેઉ તેના સુધરે છે. જો તે દુધની વૃષ્ટિ નથી કરતો તો તે ઇર્ષા યુક્તની પેઠે આનંદને આપવા વાળી થતી નથી. સોના, રૂપા તથા મોતીવડે રાજદિનીનું પૂજન કર્યું હોય તો પૂજા કરનારનું શુભ તથા અશુભ સ્વપ્નમાં આવી કહી જાય છે. ભૂત, વેતાળ, ડાકણ કે રાક્ષસાદિથી જે પીડાતું હોય તે રાજાદિનીના પૂજનવડે દોષથી મૂકાઇ જાય છે. એકાંતરિયો, ચોથિયો તથા કાળીજ્વર અને હરકોઇ ઝેર રા-

જંદિનીના પૂજનવડે પીડા કરી શકતાં નથી. રાજંદિનીનાં પાંદડાં, ફૂલ કે ડાળીઓ આદિ એની મેળે ગરી પડયાં હોય તો તે લાવી પ્રાણની પેઠે સંઘરવાં, જેથી સર્વ અનિષ્ટનો પરાભવ થાય છે. પરસ્પર ( એક બીજાથી ) સ્નેહ બાંધતાં જે રાજંદિનીને સાક્ષી રાખે છે તે સઘળું ઐશ્વર્ય સંપાદન કરી પરિણામે ઉત્તમ સ્થાનને પામે છે. હે ઇન્દ્ર ! રાયણની પશ્ચિમ દિશામાં એક અગમ્ય રસકૂપિકા છે; તેના રસના ગંધથી લોઢાનું સોનું થાય છે. અષ્ટમ તપ આદર્યું હોય, દેવની પૂજા તથા નમનપર શ્રદ્ધા હોય તેવા કવચિત્ પુરૂષને રાયણની કૃપાથી તે રસ પ્રાપ્ત થાય છે. રાજંદિની જેના પર પ્રસન્ન થાય તેને કલ્પવૃક્ષ, દિવ્ય ઔષધ કે સિદ્ધિનું પછી શું પ્રયોજન ? અર્થાત્ કંઇ જરૂર નથી. ત્રણે ભુવનના લોકથી સેવાએલી શ્રી યુગાદીશની પાદુકાઓ આ રાજંદિનીના વૃક્ષ તળે છે. તે પાદુકાઓ મોટી સિદ્ધિને પ્રાપ્ત કરે છે. તે તેમને સુખને માટે થાઓ. રાજંદિનીના ડાબી તથા જમણી બાજુમાં ઋષભદેવજીના મુખ્ય ગણધર પુંડરીકની બે પ્રતિમાઓ છે તે તમને આ લોક તથા પરલોકના સુખને અર્થે થાઓ. આ પહાડ ઉપર મરૂદેવા નામના શિખર ઉપર રહેલા ક્રોડો દેવતાઓએ સેવવા લાયક શ્રી શાંતિનાથજી ચતુર્વિધ સંઘની શાંતિને માટે થાઓ. હવે સર્વ સમયમાં કલ્યાણનો કરનાર આશ્ચર્ય યુક્ત એવા સિદ્ધ તીર્થનો મહિમા પૂર્ણપણે કથન કરૂં છું. શ્રી આદિનાથ ભગવાન્, પુંડરીક ગણધર, રાયણ, પગલાંઓ, તથા શાંતિનાથ પ્રભુનું સૂરિમંત્રવડે મંત્રેલા નિર્મળ જળથી ભરેલા સુગંધીવાળાં પુષ્પો સહિત એકસો ને આઠ ઘડા વડે જેઓ માંગલિક સ્નાન કરે છે તે પુરૂષો આ લોકમાં

ધન, આબરૂ, સુંદર વેશ, સ્ત્રી પુત્રની સંપ્રત્તિ, સૌભાગ્ય, નિરોગીપણું, વિજય, સઘળી મનકામનાઓ, આનંદ તથા દોષરહિતપણાને પ્રાપ્ત કરે છે; અને પરલોકમાં સ્વર્ગ તથા મોક્ષાદિ સંપાદન કરે છે વળી એ એકસો આઠ ઘડાના સ્નાનના જળવડે ભૂત, પ્રેત, વૈતાળ તથા ડાકેણ અને વ્યંતરોના દોષથી મુક્ત થવાય છે. સ્નાત્ર જળનો અભિષેક કરવાથી જયેષ્ઠા, અશ્લેષા, મઘા, મૂળ, ભરણી તથા ચિત્રાદિ અશુભ નક્ષત્રોમાં જન્મ થયો હોય એવા જીવોના દોષ ટળી જાય છે. તે જળનું બીજું પણ બહુએ મહાત્મ્ય છે; પરંતુ આ સ્થળે તેનો માત્ર ઉપસંહારજ વર્ણવ્યો છે. દોષ રહિત એવું આજ સિદ્ધક્ષેત્ર મોક્ષરૂપ લક્ષ્મીનો સંગ કરાવનાર વેદિકા સરખુંજ કલ્યાણક વર્તે છે. ભૂમિના કપાળમાં તે ચાંદલા સરખું છે; શ્રી આદિનાથ રૂપ અમૂલ્ય રત્નની વિશાળ શોભાયુક્ત છે. અનંત કેવળજ્ઞાનીઓની પેઠે સર્વ પ્રકારે ઉપકારનું કરનાર છે. હમેશાં મોક્ષપદની પેઠે સ્થિર, પવિત્ર તથા બાધ રહિત છે. પાપના ઢગલાને ટાળનારા સિદ્ધાચળનું ક્ષેત્ર, વિશ્વના સ્વામી શ્રી ઋષભદેવ ભગવાનનું મનમાં ધ્યાન રાખી સેવન કરવા લાયક છે. રાયણની ઉગમણી દિશાએ અલંકાર રૂપ, નિર્મળ તથા દેવોને પ્રિય એવું સૂર્યોદ્યાન છે. તેમાં સિદ્ધાચળની સુંદરતાની વેણી સરખી તથા સઘળી મનકામનાઓને પૂરવામાં જિનપૂજાની હરીફાઇ કરતી કલ્પવૃક્ષની પંક્તિઓ આવેલી છે. પોતાની સ્ત્રીઓ સહિત કિન્નર પુરૂષો ત્યાં આવી જિનમંદિરમાં સંગિત કરી પક્ષીઓને પણ આનંદ આપે છે, 'અમારાં રંગબેરંગી પુષ્પોને ભમરાઓ ડસે છે.' એમ માની તમાલ, હિંતાલ, આગર તથા તાડપત્રોની પંક્તિ જાણે છણકાઇ હોય તેમ ત્યાં

ચળતા તથા મધુર શબ્દવડે ભમરાઓને ઉડાડે છે. સૂર્યનાં કિરણો પણ પેશી શકે નહિ એવાં નવાં પાંદડાંની ઘટાવાળાં વન વૃક્ષોની પંક્તિ જાણે વસંતમાં કામદેવે લાજ ધારણ કરી હોય તેવી દેખાય છે. 'ગુણ રહિત પણ સંગથી ગુણવાળો થાય છે' એવી હેતુ સહિત વાણી આંબાના વૃક્ષ પર બેઠી બેઠી, કોકિલાઓ વારે વારે પંચમ સ્વરથી બોલી હર્ષ ઉત્પન્ન કરે છે. જ્યાં રાગવાળા પુરૂષોને હર્ષના ઉછાળા કરાવનારી વાણીઓ પક્ષીઓ બોલે છે તે જાણે અમૃતરસની ધારાઓની મીઠાશનો તિરસ્કાર કરતી હોય તેવી લાગે છે ! લોકોને દેખાવામાં નહિ આવવાથી ભય રહિત થએલો વાયુ ' મને અળખામણો કર્યો છે, ' એમ માની વનવૃક્ષોને ધ્રુજાવતો હોય તેવો જણાય છે ! માર્ગમાં પર્વતોના પાષાણોને અફળાવવાથી ચકચકિત થએલું, પક્ષીઓને પ્રિય એવું નીકોનું નિર્મળ જળ ઉદ્યાનના વૃક્ષોના કયારામાં વહ્યું જાય છે. જ્યાં પહેલા પહોરના તરૂણ સૂર્યની રાતી કાન્તિ સરખી પુષ્પની રાતી કળીઓપર રસ ચુસવાને મંડેલા ભમરાઓની પંક્તિની કાળાશને લીધે કૌતુક જોનાર લોકોએ ધુમાડે વિંટલાએલા અગ્નિ સરખી માની લીધી છે. જ્યાં આંબાના મહોરની સુંદર માંજરોના સહવાસથી (હર્ષિત થએલી ) કોયલો પોતાના મધુર ટૌકાઓથી વિરહીના મનને પરિતાપ ઉત્પન્ન કરે છે. જે ઉદ્યાનમાં સૂર્યના તડકાથી પીડાએલા મનુષ્યોને (પોતાનો આશરો લેતા જાણી) પોતાનાં પાંદડાં રૂપ પંખાવડે કેળનાં વૃક્ષો વ્હાલી સ્ત્રીની પેઠે પવન ઢાળે છે. વૃક્ષોના જથ્થાને ( ખડખડાટ રૂપે ) હસાવનારી, તથા હમેશાં પુષ્પ વિલાસવડે શોભિતી રૂતુઓ સુખની ઇચ્છાવાળા પુરૂષોને પરમ સુખ આપે છે. હે દેવો ! જિન-પ્રભુની અમૃતદ્રષ્ટિવડે સીંચા-

એલી, અને ખીલેલાં કમળોની પંક્તિવડે સુશોભિત તથા વૃક્ષોની શોભાથી દેદીપ્યમાન આ વનલક્ષ્મી સુંદર દેખાવ આપે છે. હંસોની પંક્તિ એ તો જેમાં રસ્તો છે; અને ખીલેલા કમળો એ તો જેનું મ્હોડું છે; એવું આ ઉત્તમ સરોવર પ્રાણિઓના અઢાર જાતના કોઢના રોગને ટાળી દે છે. હે ઇન્દ્ર ! સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળની પ્રજાઓએ સેવન કરેલું શત્રુંજયની નજીક પૂર્વ દિશાના અલંકારભૂત એવું આ સરોવર તથા વન કયા મનુષ્યને હર્ષ નથી પમાડતું ? અર્થાત સર્વને આનંદ પેદા કરનાર છે. !

शत्रुंजयादिनिकपा सुरेंद्र ।
सं सेवितं भूर्भुवनाकिलोके ॥
त्वदीय दिग्मंडन मेतदारात् ।
नानंदकृत् कस्य वनंसरश्च ॥ ५२८ ॥

इति परम जैनाचार्य श्री धनेश्वरसूरी विरचित महा तीर्थ श्री शत्रुंजय महात्म्य, गिरि, कंड मुनिविषे भगवत्समवसरण देशना अने उद्यान वर्णन नामनो प्रथमः सर्ग संपूर्ण थयो.

# બીજો સર્ગ

सुरासुरशिरोरत्नरोचिः कंचुकितक्रमः ।
आदिनाथो जगन्नाथः पातु वः कर्म्ममाथकृत ॥ १ ॥

સુર અસુરના મુકુટની કાંતિથી જેમના ચરણુ કંચુકીવાળા થયેલાં છે એવા કર્મને મથન કરનાર આદિનાથ પ્રભુ તમારૂં રક્ષણ કરો. પ્રથમ સર્ગમાં કહેલી ભગવંતની વાણી સાંભળીને ઇંદ્ર હર્ષવંત થયો. પછી હાથ જોડી સ્વામીને પ્રણામ કરી વિનતિ કરવા લાગ્યો. " હે પ્રભુ ! મને પ્રસન્નતા કરનાર આ તીર્થરાજનો મહિમા આપે કહ્યો; પણ હવે સૂર્યોદ્યાનમાં રહેલા સરોવરની કથા સાંભળવાની મારી ઇચ્છા છે. " તીર્થના મહાત્મ્યને વધારનારા શ્રીવીરપ્રભુ સર્વ સભાજનોને ભવ્ય જાણી ઇંદ્રના આગ્રહથી કહેવા લાગ્યા, " હે ઇંદ્ર ! આ સંસારરૂપી ખાડાની પીડાને હરનારો સૂર્યાવર્ત્ત [1] નામે આ ઉત્તમ કુંડ છે, જેનું જળ સેવન કરવાથી અઢાર પ્રકારના કોઢ રોગ નાશ પામે છે. ભગવંતનાં પગલાં ઉપર તેનું જલ ચડાવવાથી, તત્ત્વ જાણવાથી જેમ મિથ્યાત્વ ટળી જાય તેમ સર્વ દોષ ટળી જાય છે. તે ઉપર એક કથા કહું છું તે સાંભળ—શ્રી સૌરાષ્ટ્ર દેશના ગિરનાર પર્વતની તળેટીમાં ગિરિદુર્ગ [2] નામે નગર છે. તે વિશાળ કોટ કિલ્લાથી શોભિત છે, તેમાં લક્ષ્મીના વિલાસના સ્થાનરૂપ ઘણા લોકો વસે છે. વાવ, કુવા, સરોવર અને મોટા ઉદ્યાનોવડે તે ઘણું સુંદર લાગે છે, દાનશાળા અને પરબોના સ્થાનથી ભરપૂર છે અને જિનેશ્વર

---

૧. સૂર્યકુંડ  ૨. જુનાગઢ.

ભગવાનોના મંદિરોની શ્રેણિરૂપ મોક્ષની સીડીથી શોભતું એ નગર ઇંદ્રનગરની ઉપમાને પામેલું છે. તે નગરમાં કોઇ પણ લોકો નિર્ધન, ચાડિઆ, મૂર્ખ, અવિવેકી, કંગાલ અને પરાધીન હતા નહીં. ત્યાં હમેશાં પૂજાથી દેવતા, ભક્તિદાનથી તપસ્વીઓ, ઇચ્છિત દાનથી માગણો, અનુકંપાદાનથી ગરીબો, રાજસન્માનથી વેપારીઓ, લાયક નિવાજસોથી કવીશ્વરો અને પ્રસાદદાનથી સેવકો પ્રસન્ન રહેલા સુખે રહેતા હતા. એ નગરમાં સમુદ્રવિજય રાજાના વંશમાં ઉત્પન્ન થયેલો સૂર્યમલ્લ નામે એક રાજા થયો હતો. તે ઘણી સૌભાગ્ય::લક્ષ્મીવાળો અને ભગવાન્ તથા મુનિવરોની સેવા પૂજા કરતો હતો.

રાજા સૂર્યમલ્લે સૂર્ય પ્રમાણે તીવ્ર રાજતેજવડે શત્રુરૂપી અંધારાને દૂર કર્યું હતું; તે છતાં સૂર્યમલ્લ કુવલય (ચંદ્રને જોઇ ખીલનારાં પોયણાંને) ખીલવતો હતો અને કમળાલય હતો એ મહા આશ્ચર્ય હતું; એટલે કે પોતે સૂર્ય નામ ધરાવતો હતો; છતાં ચંદ્રને જોઇ ખીલનારાં પોયણાંને કરમાવી નાખવાને બદલે ખીલવતો હતો અને કમળાલય—કમળોનું ઘર અથવા લક્ષ્મીનું ઘર હતો એ મોટું અચરિજ હતું ! મતલબમાં પૃથિવીવલયને ખીલવનાર અને લક્ષ્મીનું ભુવન હતો. યદુ વંશના અલંકાર રૂપ સૂર્યમલ્લ રાજાએ રણક્ષેત્રમાં અનેક શત્રુઓના માથા ઉપર પોતાનો પગ મૂકયો હતો. તે સૂર્યમલ્લના પ્રતાપરૂપ સૂર્યના તાપે કરીને શત્રુની કીર્તિરૂપી માખણ ગળી ગયું; તો પણ જડતા—મૂર્ખતાને પામ્યો નહીં. સૂર્યની કમલિની હોય તેવી શુભ કર્મમાં સન્મુખ રહેનારી; કમળના સરખા મુખવાળી, પ્રાણપ્રિય એવી શશિલેખા નામે સૂર્યમલ્લને એક રાણી હતી. નેમિનાથ પ્રભુનાં

ચરણુકમળનું સેવન કરનારી સૂર્યમલ્લ રાજાની તે રાણી શશિ-
લેખા, સૂર્યરાજની સ્ત્રી છે તે, છતાં તેને બધા 'असूर्यपश्या'
એટલે સૂર્ય પણ જેને દેખી શકે નહિ એવી હતી. એમ કહેતા
હતા. એટલે કે સૂર્યની સ્ત્રી છતાં સૂર્ય તેનું મ્હોં જોવા પામતો
ન હતો. સુખરૂપી સમુદ્રમાં કાચબા: અને કાચબીની પેઠે સ્નેહ
વાળાં રાજા તથા રાણી સત્કર્મમાં આદર રાખી પોતાનો કાળ
વ્યતીત કરતાં હતાં. એક સમયે સૂર્યમલ્લ તથા શશિલેખા ગિ-
રનાર પર્વતપર પ્રભુની યાત્રા કરવાને ગયાં. ત્યાં શશિલેખાએ
એક મોરપક્ષીની માદા (મોરડી) ને પોતાનું બચ્ચું રમાડતાં
જોઇ. અત્યાર સૂધી પોતાને કંઇ પ્રજા થઇ ન હતી એ વાતને
યાદ કરી તે પશ્ચાતાપ કરવા લાગી. સૂર્યમલ્લના જાણુવામાં
આવવાથી રાણીને શીખામણુ આપી દિલાસો દેવા લાગ્યો—"હે
પ્રિયે ! તને સંતાનની ઇચ્છા હોય તો તું જિનભગવાન્‌ની
પૂજા કર." સ્વામીની આજ્ઞા પ્રમાણે રાણીએ તેમજ કર્યું; અને
એથી થોડાક સમયમાં **જગદંબિકાની** કૃપાથી તેને **દેવપાળ**
તથા **મહીપાળ** નામે બે પુત્રની પ્રાપ્તિ થઇ. તેઓ કળાઓના
સમૂહવાળા, પક્ષ સહિત, મીઠી વાણી બોલનારા, પારકી ઉન્નતિ
કરવામાં ગાઢ પ્રીતિવાળા, ખોટું કૃત્ય ન કરવામાં સાવધાન
થઇ પોતાના પૃથિવી પતિ પિતાની હૃદયરૂપી ભૂમિમાં આનંદ
રસનું સ્થાન પ્રાપ્ત કરી સદૈવ સદાચરણથી વર્તવા લાગ્યા. બુદ્ધિ-
માન્ તે બેઉ રાજપુત્રો માત્ર ગુરૂને સાક્ષી રાખી સર્વ શાસ્ત્ર ભ-
ણ્યા. નાના પ્રકારની શસ્ત્ર વિદ્યામાં પણુ તેઓએ કુશળતા મેળવવા
ભારે મહેનત કરી. પોતાની વયના મિત્રો સાથે અનેક પ્રકારની રમતો
આદરી પ્રજાઓને પ્રસન્ન કરતા તે બે રાજકુમારો યુવાવસ્થાને પા-

મ્યા. સૂર્યમલ્લે મોટો વિવાહોત્સવ આદરી પોતાના બેઉ પુત્રોને ઘણા હર્ષથી ઘણી રાજકુમારિકાઓ સાથે પરણાવ્યા. તે બેઉ રાજ-પુત્રોમાં દેવપાળ કરતાં મહીપાળ, યશ, તેજ, માન, વિનય, અને નીતિ રીતિ વગેરેમાં વધારે કાબેલ હોવાને લીધે તે સર્વ સદ્ગુણસંપન્નમાં અગ્રગણ્ય થયો. એક દિવસના સમાયોગમાં મહીપાળ ક્ષણ રાત્રી બાકી રહી તેવામાં એકાએક જાગી ઉઠયો. તેણે પોતાને શીકારી પ્રાણીઓથી ભરેલા ઘોર વનમાં જોયો; વ્યગ્ર ચિત્તને લીધે ઘોર વનમાં કોઇક ઠેકાણે ભુંડનાં ટોળાં, કયાંક હાથીના સમૂહ, તથા કયાંક સિંહના સંચાર તેના જોવામાં આવ્યા. ક્ષણેક વિચાર કરી તે મનને કહેવા લાગ્યો–'મને શું કંઈ ભ્રાંન્તિ થઈ? કંઇ આ ઇંદ્રિજાળ તો ન હોય? કોઈ દેવનું કરેલું વિચિત્ર ચરિત્ર હોય કે શું? કે આ સ્વપ્ન હશે? કિંવા મારા ચિત્તમાં કંઇ ફેરફાર થયો? કામિનીની હાસ્યકેલિ તથા ગીતના રસમાં મગ્ન થઇ મારા મેહેલની અગાશીમાં હું સુતો હતો તે અહીં. શી રીતે આવ્યો? આ તો ઘોર જંગલ છે" એમ ચિંતવન કરતો આગળ જાય છે. તેટલામાં "હે મિત્ર! મેં તને હરણ કર્યો છે, તું બ્હીશ નહિ." એવી વાણી તેના સાંભળવામાં આવી. આ વાણી કયાંથી આવી? એની તપાસ કરતો એક મેહેલમાંથી જેમ બીજા મેહેલમાં જાય એમ ઝાડની ઘટાઓમાં અત્યંત ખેદ કરતો થકો આમથી તેમ ફરવા લાગ્યો. ફરતાં અરણ્યના મધ્ય ભાગમાં એક પ્રાસાદ તેણે દીઠો. તે વિશાળ પ્રાસાદ કોઈક સ્થળે ચંદ્રકાન્ત મણિનાં જળસ્રાવ કિરણોવડે શરદ્ ઋતુના મેઘ સરખો શોભતો હતો. કોઇક સ્થળે ઇન્દ્રનીલ જાતના મણિઓની પંકિતરૂપ કેશપાશથી સુંદર લાગતો હતો. કોઈક સ્થળે પદ્મરાગ મણિના તેજથી ગૌ-

રતા વાળો દીસતો હતો. કયાંક સોનાના કળશોવડે શુભકારી દેખાતો હતો, કોઇક સ્થળે અનેક જાળીઓથી અસહસ્ર નેત્રનું અનુકરણ કરતો હતો. વજ્ર મણિના કિરણોના સમૂહથી પ્રૌઢતાને લીધે પર્વતોને જિતી લેતો હતો. પતાકા દ્વારાએ ફરફડાટ કરી મૂકતો, તથા રત્નોવડે ઉષ્ણપણાનું અનુકરણ કરતો હતો. એ પ્રકારની શોભાવાળા પ્રાસાદને જોઇ 'શીકારી પ્રાણીવાળા જંગલમાં આવો પ્રસાદ કયાંથી !' એમ મહીપાળના ચિત્તને આશ્ચર્ય લાગ્યું. "ગમે તેમ હો; પરંતુ હમણાં જોવામાં આવેલા પ્રાસાદનું વિનોદને અર્થે દર્શન તો કરૂં. એવું વિચારી મહીપાળ તેની તરફ ચાલ્યો. 'પ્રથમ માળ કરતાં બીજો માળ વિશેષ ઉત્તમ છે ?' એમ પ્રત્યેક માળનું નવું નવું સૌંદર્ય જોતો જોતો મહીપાળ પ્રાસાદ ઉપર ચડવા લાગ્યો. એક પછી એક એમ માળપર જતાં છેવટે અાગાશી ઉપર આવ્યો. ત્યાં સત્વગુણીઓના માથાના મુકુટ સરખા તે રાજકુમારે તે સ્થળે પદ્માસન કરીને બેઠેલા એક યોગી પુરૂષને જોયા. 'ભવરૂપ અરણ્યમાં ભ્રમણ કરતા સંસારી જીવની પેઠે મને પણ આ વનમાં ભમતા આ જીવન્મુકત યોગેશ્વરનાં અકસ્માત્ દર્શન થયાં' એવું વિચારી પૃથિવીને માથું અડકાડી તેણે દયાળુ કલ્યાણકારી યોગીને નમસ્કાર કર્યો. અહિંસાદિ પાંચ વ્રતને ધારણ કરેલા, દૃઢ આસનવાળા, પ્રાણવાયુ રોકી મોટાં ધ્યાનને કરનાર, નિયમોમાં પ્રીતિવાળા, પ્રત્યાહાર નિયોગથી ઇંદ્રિયોને નિયમે રાખી પવિત્ર ધ્યાન ધરનારા, સમતાયુકત પંચવિધ ધારણાવાળા, ત્રિદંડનો અભાવથી સમાધિવડે અર્હત ભગવાનના તેજનું સ્મરણ કરનારા અને દયાના ભંડાર તે યોગી રાજકુમારને જોઇ ધ્યાનમુકત થયા. મહીપાળને જોઇ તે બોલ્યા

"હે વત્સ ! તારૂં આવવું સુખથી છે ? શરીર પણ સુખમાં છે ? તું વિઘ્ન રહિત અત્રે આવ્યો છે ? હે બાલક ! આશ્ચર્યયુક્ત થતો મા, સદ્વિદ્યાના ઉપદેશવડે ગુરૂના ઋણથી છોડાવવાની ઇચ્છાએ હું તને અત્રે હરણ કરી લાવ્યો છું. તને ભૂખ લાગી હશે માટે પહેલાં ખાઇ લે" એ પ્રકારે કહી તેજ ટાણે પોતાની દિવ્ય શક્તિના પ્રભાવથી આણેલું ભોજન તેને જમવા આપ્યું. મહીપાળ પણ પ્રથમ ભોજન મળ્યું એ ઉત્તમ ફળ માની તે જમ્યો. પછી વિનય વડે નમ્ર ભાવથી યોગી પાસેથી ખડ્ગસિદ્ધિ નામે મહા વિદ્યા ગ્રહણ કરી લીધી. વિદ્યાદાન કર્યા પછી તરતજ પદ્માસન કરી આધાર ચક્રવડે મહાનસને ખેંચી લઇ આકાશ ચક્રને ભેદી યોગીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. તેના તેજથી આખો પ્રાસાદ તેજોમય થઈ ગયો. યોગીંદ્ર સ્વર્ગને પ્રાપ્ત થવા પછી સાર અસારને જાણનાર મહીપાળે યોગી તથા પ્રાસાદ એ બેમાંનું કાંઇએ દીઠું નહિ, ફક્ત જંગલજ તેના દેખવામાં આવ્યું.

ઉપરનો ચિતાર જોવાથી મહીપાળને ઘણું આશ્ચર્ય લાગ્યું; તે ચિંતવવા લાગ્યો—"અહો ! યોગનું સામ્રાજ્ય કેટલું બધું છે ? જેના પ્રતાપથી હયાતીમાં આવી સંપત્તિઓ પ્રાપ્ત થાય છે; વળી દેહનો ત્યાગ થયા પછી મોક્ષ પણ મળે છે. યોગવડે પાપનો જથ્થો ટળી જાય છે. યોગથી મુક્તિરૂપી સુંદર સ્ત્રીનો સમાગમ થાય છે. યોગમાર્ગનો આશરો કરનારાઓને સઘળી પ્રકારની સિદ્ધિઓ મળે છે" એ પ્રકારનો વિચાર કરતાં કરતાં મહીપાળ તે જંગલની ઝાડીમાં આમથી તેમ ભમવા લાગ્યો. કેટલાક સમયમાં અનેક બગલાંઓના રહેઠાણવાળો એક મોટો કુંડ તેના જોવામાં આવ્યો. ધીર પુરૂષોમાં શ્રેષ્ઠ તે રાજપુત્ર કુંડમાં સ્નાન કરવા-

ની ઇચ્છાએ અંદર પ્રવેશ કરે છે, એવામાં "નહી; નહી;" એવી આકાશવાણી તેના સાંભળવામાં આવી. ફરી ફરીને તે વાણી સાંભળી, "આવું નિષેધ વચન ફરી ફરીને મને કોણ કહેતું હશે ?" તે જાણવાની આતુરતાથી કુંડના કિનારા પર આવ્યો; પરંતુ તે નિષેધ વચન કહેનાર કોઇ તેના જોવામાં આવ્યો નહિ. કેવળ મનુષ્ય વગરના જંગલમાં આ આશ્ચર્ય જાણવાને તે ઉભો છે. એટલામાં એક વાનર એકદમ પ્રગટ થઇ તેને કહેવા લાગ્યો "હે વીર ! હું પશુ જાતી છું; એમ સમજી મારા વચનનો તિરસ્કાર કરીશ માં; રામચંદ્રજી જેવા બળવાન્ નરે પણ વાનરોની વાણીના વિશ્વાસથી રાક્ષસો ઉપર જય મેળવ્યો હતો, મોટા ડુંગરો સરખા આ હાડકાંના ઢગલા પડયા છે. તે તું જો; તે ઢગલા આ કુંડમાં વસતા રાક્ષસે મારી નાખેલા પ્રાણિઓના છે. તારી આકૃતિ ઉપરથી જણાય છે કે તું રૂપાળો તથા ડાહ્યો કોઈ રાજાનું ફરજંદ છે. માટે તને ચેતાવું છું કે તું અહીંયાંથી ભાગી જા. નહિ તો એ રાક્ષસ તારો પણ ઘાત કરશે." વાનરનું એ પ્રકારનું વચન સાંભળી મહીપાળ હસીને કહેવા લાગ્યો "અરે ભાઈ ! જરૂર તું પશુજાતી તે પશુજાતિજ છું; કારણ કે સૂર્યને જેમ કોઇ અંધકારની બ્હીક બતાવે તેમ તું મને રાક્ષસનો ભય દેખાડે છે." મહીપાળની તેવી ગર્વ યુકત વાણી સાંભળી વાનર બોલ્યો—"જો તારામાં બળ હોય તો કુંડમાં ભલે જા, પરંતુ તેમાં પ્રચંડ ક્રોધવાળો અને કાળા વર્ણવાળો રાક્ષસ રહે છે. એ પ્રકારે કહી વાનર અંતર્ધાન થઈ ગયો. પછી મહીપાળે યોગીએ આપેલી વિદ્યાએ અલંકૃત કરેલું ખડ્ગ હાથમાં ઝાલી ઉતાવળે બગલાના રહેઠાણવાળા કુંડમાં

પ્રવેશ કર્યો. એટલામાંતો ક્રોધવડે થએલી લાલચોળ આંખો વાળો રાક્ષસ પ્રગટ થઇ તેની સન્મુખ ધસ્યો. લડાઈમાં હુંશીઆર એવા બેઉ મોટા બળવાન્ લડવૈયા માંહો માંહે યુદ્ધ કરવા લાગ્યા. કેટલેક સમય એક બીજાએ પાડવું તથા પડવું; એ પ્રકારે યુદ્ધ ચલાવ્યું એથી તે સમયે પૃથિવી ધ્રુજવા લાગી. છેવટે યોગીએ આપેલી ખડ્ગવિદ્યાના પ્રતાપથી મહીપાળે રાક્ષસને જીતી લીધો. રાક્ષસે મહીપાળની સેવા કરવાનું કબુલ કર્યું. (હિંમતથી સર્વ કામમાં ફતેહ મળે છેજ !) હારી ગયેલા રાક્ષસે એ પ્રકારે પ્રતિજ્ઞા કરી કે—"જ્યારે જ્યારે તમે મને સંભારશો ત્યારે ત્યારે હું તમારી પાસે પ્રત્યક્ષ થઇશ. આ વિશ્વમાં તમારી સાથે વૈર રાખનાર તે મારો કટ્ટો શત્રુ અને તમારો સ્નેહ કરનાર મારો પરમ મિત્ર છે એમ તમારે જાણી લેવું." એ પ્રકારે કહી વેષ બદલાઈ જવાની તથા ઘા રૂઝવવાની એવી બે પ્રકારની ઔષધીઓ રાક્ષસે તે રાજપુત્રને અર્પણ કરી. અહિંસા ધર્મ અંગીકાર કર્યો. તે પછી રાજકુમારની આજ્ઞા લઇ રાક્ષસ અંતર્ધાન થઇ ગયો. તે પછી મહીપાળ કુંડમાંથી બહાર નીકળ્યો; અને જંગલની અક્ષય શોભાને નિરખવા લાગ્યો. તેણે જંગલમાં ફરતાં ફરતાં જોવાની ઈચ્છાથી કોઇક વૃક્ષથી પુષ્પ લીધાં; કોઇકનાં પાતરાં અને કોઇક સ્થળેથી પાકેલાં ફળો ગૃહણ કર્યાં. ત્યાંથી તેણે શ્રીનિવાસ નામના વનમાં પ્રવેશ કર્યો. તે વનમાં ધ્વજેના તોરણોવાળો શ્રીનેમિનાથ પ્રભુનો એક સુંદર પ્રાસાદ તેની દૃષ્ટિએ પડયો. તેમાં પ્રવેસ કરી હર્ષવડે ભગવાન્‌ને નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યો. અન્તઃકરણમાં જિનેશ્વરનું ધ્યાન કરીને બેઠા છે, તેવામાં પરમેશ્વરની સન્મુખ એકાએક એક યોગિ-

ણી તેની દૃષ્ટિએ પડી. તે યોગિણીના બે બાજુના લમણામાં કાનમાં પહેરેલાં બે ચલકતાં કુંડળ અથડાતાં હતાં. તેણીએ ખાખરાના કાષ્ટની પાવડીઓ પગમાં પહેરેલી હતી. એક હાથમાં સોનાનો દંડ લીધેલો હતો તથા બીજા હાથમાં મીઠાં ફળથી ભરેલું પાત્ર લીધેલું હતું. યોગિણીને જોતાંજ ચકિતપણે ઉભા થઇ મહીપાળે તેણીને પ્રણામ કર્યો; એટલે તેણે "જય થાઓ તથા ઘણું જીવો" એ પ્રકારે આશીર્વાદ આપ્યો. રૂપનું લાવણ્ય તથા અલંકાર વસ્ત્રોથી શણગારાએલી તે યોગિણીને જોઇ પ્રત્યક્ષ દેવી હોય તેમ માની મહીપાળને ઘણો હર્ષ ઉત્પન્ન થયો. તે તેણીને ભાવ સહિત કહેવા લાગ્યો કે–"હે દેવી ! તમે જરૂર મારાં કુળદેવી છો; માટેજ આ શીકારી પ્રાણીઓથી ભરપૂર જંગલમાં હમણાં પ્રગટયાં છો." મહીપાળની અમૃતરૂપ વાણી સાંભળી યોગિણી બોલી–"હે બાળક ! હું માનુષી, કે દેવી નથી; પરંતુ તપસ્વિની છું. હમણાં સુકૃતના હેતુરૂપ તમે મારા અતિથિ થયા છો; માટે મારૂં વચન મિથ્યા કરવાને યોગ્ય નથી. શાસ્ત્રને વિષે કહ્યું છે કે, જેના આંગણામાં આવેલો ઉત્તમ અતિથિ સેવા પૂજા કર્યા શિવાય નિર્મુખ જાય; તે ગૃહસ્થાશ્રમીના પુણ્યનો ક્ષય તથા પાપનો ઉદય કરતો જાય છે." યોગિણીનાં એ પ્રકારનાં વચનો સાંભળી મહીપાળે તેના અતિથિ થવાનું અંગિકાર કર્યું; કે તુરત તે લાવણ્યવાળી તપસ્વિની હાથમાં દંડ તથા પાત્ર લઇ જિનમંદિરની બહાર આવી. આશ્ચર્ય યુક્ત થઈ મહીપાળ જુએ છે; એટલામાં તે પ્રભાવવાળી યોગિણીએ હાથમાંથી પાત્ર ઉંચું કરી વૃક્ષો પાસે ફળની યાચના કરી; એટલે વૃક્ષથી નીચે ધરેલા તેણીના પાત્રમાં તે વૃક્ષો ઉપરથી ફળ પડયાં. કલ્પવૃક્ષની માફક દાન આપવાથી તે વૃક્ષોઓ ખ-

રી રીતે કલ્પવૃક્ષપણું જ ધારણ કર્યું. મીઠાં ફળોથી ભરેલું પાત્ર તે યોગિણીએ મહીપાળના આગળ મૂકયું. તેણે તેમાંથી કેટલાંક ફળ ખાધાં. ત્યાર પછી નેમિનાથ પ્રભુનાં દર્શન કરી ત્યાંથી જવાને તૈયાર થતા રાજપુત્રને યોગિણી પૂછવા લાગી—"હે વત્સ ! તમે ક્યાંથી આવ્યા અને ક્યાં જશો ?" રાજપુત્ર બોલ્યો—"માત ! હું સંઘાતથી વિખુટો પડેલો અત્રે ઓચિંતો આવ્યો છું નેમિપ્રભુને તથા આપને નમન કરી મારા નગર પ્રત્યે જવાને ચાહું છું." દયા આવવાથી યોગિણી બોલી—"વત્સ ! આગળ જે વન દેખાય છે તેમાં મહાકાળ નામનો એક મોટો યક્ષ રહે છે તે જીવોની હિંસા કરે છે. તે વનમાં ગએલા ઘણા પ્રાણીઓનો ઘાણ તેણે વાળ્યો છે. માટે તે જંગલને વટી દૂર થઇ તમે ગમન કરજો." મહીપાળ તથા યોગિણી આમ એક બીજા સાથે આનંદથી વાર્તા કરે છે. તેવામાં આકાશ માર્ગથી મોટા તેજસ્વી મુનિ અકસ્માત્ ત્યાં ઉતર્યા. તપના પ્રભાવથી દેદીપ્યમાન્ જેમનું શરીર છે એવા મુનિનાં દર્શનથી સંભ્રમયુક્ત બેઉ ઉઠયાં. પોતાનું પુન્ય મૂર્ત્તિરૂપે થએલું હોય એમ માની બેઉએ મુનિને નમસ્કાર કર્યાં. વિઘ્નરૂપ હાથીને હણવામાં સિંહ સમાન મુનિએ 'ધર્મલાભ' કહી બેઉને આશિર્વાદ આપ્યો. મહીપાળ તથા યોગણી કહેવા લાગ્યાં—"હે ભગવાન્ ! આપના સરખા ઉત્તમ પુરૂષ આજ અમારી નજરે અતિથિ રૂપે પ્રાપ્ત થયા, તે ત્રણ લોકના સ્વામી નેમિ ભગવાન્નાં ચરણકમળનાં દર્શનનું પરિપૂર્ણ ફળ અમને પ્રાપ્ત થયું છે. હે પ્રભો! આપ સમતાના સમુદ્ર તથા પુન્યનો ઢગલો છો; ઓછા ભાગ્યવાળાં પ્રાણિઓને આપનું દર્શન દુર્લભ છે. હે ભગવાન્ ! આપ અમને ધર્મનો ઉપદેશ આપવાને યોગ્ય

છે; કારણ કે આપ જેવા મહાત્મા પુરૂષો હમેશાં પારકો ઉપકાર કરવામાં સાવધાન રહે છે." એ પ્રમાણે તેમની અમૃત વેહેવા જેવી વાણી સાંભળી તે ઉત્તમ મુનિ [1]પંચ દંડકવડે દેવનું વંદન કરી નીચે પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.

"હે વત્સો ! દાન આપવું; ભણવું, શીલ પાળવું, તથા તમામ જીવ ઉપર દયા રાખવાથી જેટલું ફળ થાય છે તે સઘળું ફળ એક જિનની સેવા કરવાથી પ્રાપ્ત થાય છે. જિન ભગવાનનું પૂજન કરનાર મનુષ્યોને સામ્રાજયલક્ષ્મી, સદ્બુદ્ધિ, પુન્યનો વધારો તથા પાપનો નાશ થઇ ગ્રહપીડા પણ જતી રહે છે. પ્રભાત, બપોર, અને સાંઝ વખતે જે સારાં સુગંધી ફુળોવડે જિનની પૂજા કરે છે તેજ પુરૂષ આ વિશ્વમાં ધન્ય, પુણ્યવાળો તથા ગુણવાન ગણાય છે. માટે ઉદ્યોગવાળા પુરૂષોએ સુરતી દેનારા આળસનો ત્યાગ કરી પાપને ટાળનારી પ્રભુની પૂજા ત્રણે કાળ આદરવી."

એ પ્રમાણે મુનિરાજનાં વચનો સાંભળી મહીપાળ તથા યોગિણી આનંદ પામ્યાં. ત્યાર પછી તેમણે મહાકાળ નામે યક્ષની કુચેષ્ટાના સંબંધમાં આ પ્રમાણે પ્રશ્ન પૂછયો—"હે પ્રભો ! મહાકાળ યક્ષ ધર્મ સેવવાથી દેવત્વને પામ્યો છે, તેમ છતાં તે પોતાના કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ થઈ દેવત્વના શત્રુરૂપ હિંસા કેમ આચરે છે ? સર્વ પ્રકારની સત્કર્મવાળી મતિનો ત્યાગ કરી તે મનુષ્યોનો દ્વેષી કેમ થયો છે ? હે પૂજન કરવા યોગ્ય મુનિ ! એ પ્રશ્નનો ઉત્તર કૃપાવડે વિસ્તારથી અમને કહો." એવો તે

---

૧ નમુથ્થુણં, અરિહંતચેઇયાણં, લોગસ્સ, પુખ્ખરવરદી, અને સિદ્ધાણં, બુદ્ધાણં એ પાંચ દંડક કહેવાય છે.

મનો પ્રશ્ન સાંભળીને જ્ઞાનના પ્રભાવથી યક્ષનું સઘળું ચરિત્ર મનમાં વિચારીને અમૃતના સ્વાદને ટપી જાય તેની વાણીવડે કહેવા લાગ્યાઃ—

"પૂર્વ કાળે સૂર્યની કાન્તિ ઉપર જેમ ઘુવડ દ્વેષ કરે તેમ જિનશાસન ઉપર વૈરબુદ્ધિ રાખનારો કોઈ તપસ્વી સ્ત્રી સહિત આ જંગલમાં રહેતો હતો. માથા ઉપર જટા ધારણ કરી, કંદમૂળ તથા ફળનું ભક્ષણ કરતો, એક [1] વલ્કલ વસ્ત્ર પહેરેલું તથા એક ખભે રાખેલું એમ બે વલ્કલ વસ્ત્ર ધારણ કરી એક વનમાંથી બીજા વનમાં ભમતો હતો. કાદવમાંથી જેમ તેજસ્વી રત્ન પ્રગટે તેમ નિર્મળ કાન્તિવાળી તથા રૂપનું ભાજન એવી સારાં લક્ષણયુક્ત એક પુત્રી તાપસને ત્યાં ઉત્પન્ન થઈ. મોરનાં પીંછાની કળા જેવા કેશવાળી અને ગુણે કરીને પવિત્ર પુત્રી તપસ્વીને પ્રાણ કરતાં પણ વિશેષ વહાલી હતી. પુત્રીનું નામ તેણે શંકુતલા પાડ્યું. વસંત ઋતુમાં જેમ વનની શોભા યુવાન્ અવસ્થા પ્રાપ્ત થવાને લીધે અત્યંત દીપી ઉઠે છે, તેમ સ્વભાવથીજ ઉત્તમ ભાગ્યવાળી તે બાળાને યૌવન પ્રાપ્ત થતાં વિશેષ શોભવા લાગી. એક સમયે કામદેવના જેવો કાન્તિવાળો કોઈક ભીમ નામનો રાજા ફરતાં ફરતાં તે જંગલમાં આવ્યો. દેવીના સરખી આ યુવાન્ બાળાને જંગલમાં એકલી ફરતાં દીઠી. તે સૌભાગ્ય સુવાસમયી સુંદરીને જોઇ ઘોડાની લગામ ખેંચી રાખી ચકિત થએલો રાજા ત્યાંજ સ્થિર થઇ ગયો. કામદેવનાં આકરાં બાણો વડે રાજા ભ્રષ્ટતાને પામ્યો હોય કે પછી ઘોડાના પગના દાબડાના ક-

---

૧. ઝાડની છાલમાંથી બનાવામાં આવેલાં કપડાં

ઠોર શબ્દથી એ કોમળ બાળાના કાનને પીડા થશે એવી શંકાને લીધે, ગમે તેમ હો; પરંતુ ભીમરાજા તે જગોએ સ્થિરજ થઇ ગયો. ક્ષણવાર ભ્રાન્તિમાં પડયા પછી મનમાં નિશ્ચય થયો કે આ કોઇ મનુષ્યની કન્યા છે! એમ જાણવાથી યોગીઓ જેમ શાશ્વત્ સત્તાનો નિર્ણય કરી પ્રસન્નતાને પામે તેમ ભીમરાજા પણ મનમાં પ્રસન્ન થયો. હરિણીના જેવાં ચપળ નેત્રવાળી તે યુવાન બાળાની નજીકમાં આવી ભીમરાજાએ પૂછયું, હે સુંદરી ! તું પરણી છે કે નહિ ? શરમ લાગવાથી નીચાં નેત્ર ઢાળીને તેણીએ ' હું કુમારી છું ' એમ ધીમે સ્વરે કહ્યું. સ્ત્રીના મનના ભાવને સમજનાર રાજા તેણીને ઘોડા ઉપર બેસાડી ચાલતો થયો. પુત્રીનો વિયોગ થવાથી તેણીનો પિતા તપસ્વી ઘણો ખેદ પામ્યો. તે દિવસથી આરંભી કલેશવડે તેના શરીરનું માંસ સુકાઇ જઈ માત્ર હાડકાં તથા ચામડીજ બાકી રહ્યાં. પુત્રીનો વિયોગ થવાથી તેના દિવસો દુઃખમાં જવા લાગ્યા. છેવટે ધાતુક્ષય થએલા, અદેખા, જડતાને પામેલા, તથા મરવાની ઇચ્છાવાળા તે તપસ્વીને તેનું ભલું થવા બીજા તપસ્વીઓએ ઉચકી આ જૈનમંદિરમાં આણ્યો. જૈનમતની સાથે સ્વાભાવિક ઇર્ષ્યાને લીધે તે જિનેશ્વરને પગે પણ લાગ્યો નહિ. શરીરના વ્યાધિવડે ગ્રસ્ત થએલો પરિણામે તે મૃત્યુને વશ થયો. જિનેશ્વરમાં ભક્તિભાવ નહી છતાં દર્શનને યોગે તે યક્ષપણાને પામ્યો. મિથ્યાત્વને લીધે જેઓનું અંતઃકરણ જડતાને પ્રાપ્ત થયું છે તેવા પુરૂષોની ગતિ નર્કમાંજ થાય છે. કારણ કે ઝેર વ્યાપી ગએલા પુરૂષનું મૃત્યુ એજ શરણ છે. પુત્રીના વિયોગથી તપસ્વીને મરણ સમયે અણધાર્યાં નેમિનાથ પ્રભુનાં

દર્શન થયાં, તેથી ઉત્પન્ન થએલા નર્કનું નિવારણ કરી દેવપણું બક્ષ્યું. ભાવ વિના એકજ વાર નેમિપ્રભુનાં દર્શન થવાથી ઉત્તમ ગતિ થાય છે, તો તેમનાં દર્શન, કીર્ત્તન, પૂજન, સેવન સ્મરણ વગેરે ભાવ સહિત કર્યું હોય તો તેથી સ્વર્ગાદિ શ્રેષ્ઠ ફળ મળે તેમાં શું આશ્ચર્ય? અર્થાત્ કંઇજ નહિ! અહો! જિનેશ્વર મહારાજનું કેવું મહાત્મ્ય છે કે, વગર ભાવનાથી ફક્ત એકજ વારના દર્શનમાં તપસ્વી પાપનો ઢગલો છેદી નાખી દેવત્વને પામ્યો. પૂર્વ જન્મે તેની પુત્રીનું મનુષ્યે હરણ કર્યું છે માટે તે વૈરને લઇ તે મનુષ્ય ઉપર દ્વેષબુદ્ધિ રાખે છે; અને પૂર્વના અભ્યાસને લીધે આ જન્મમાં મનુષ્યનો નાશ કરે છે.”

એ પ્રમાણે યક્ષના પૂર્વ જન્મની કથા વર્ણવી શરીરની કાન્તિ વડે પૃથિવી તથા આકાશને તેજોમય કરતા તે મુનિરાજ અનેક ચૈત્યનાં–જિન મંદિરનાં દર્શનને માટે આકાશ માર્ગે ચાલતા થયા અને દેવના જેવો જેનો મહિમા છે, એવી યોગિણી પણ પોતાના સ્થાને ગઇ; તથા જિનેશ્વરની સેવા કરી મહીપાળ પણ મહાકાળના વન ભણી ગયો.

જતાં જતાં મુડદાંઓના શરીરમાંથી વહેતા પરૂ વગેરેની દુર્ગંધ નાકની સુંસરી નીકળી ચારે પાસ પથરાવા લાગી. હાથમાં ઝાલેલા ખડ્ગને રમાડતો રમાડતો રાજપુત્ર ગંધને અનુસરી આગળ ચાલવા લાગ્યો. એવામાં જેના હાથમાં શસ્ત્ર છે એવા કાળ તથા કંકાળ નામે બે રાક્ષસો ભયંકર વેષે ક્રોધ કરી તેને મારવાને સન્મુખ ધસ્યા. જોતાં માત્રમાં બેઉ રાક્ષસોની સાથે મહીપાળનું યુદ્ધ શરૂ થયું, ખરાબ ગતિને આ-

પનાર રાગ દ્વેષને મુનિ જેમ જિતી લે, તેમ બાહુયુદ્ધને વિષે કુશળ એવા રાજપુત્રે બેઉ રાક્ષસોને તેજ ક્ષણે જિતી લીધા. ત્યાર પછી તે પેલા યક્ષના ઘર ભણી ચાલ્યો. તેને આવતો જોઇ યક્ષ હાથમાં ગદા લઇ માર્ગ રોકીને કહેવા લાગ્યો–" હે અજાણ મનુષ્ય ! તું પારકા ઐશ્વર્યને લીધે આટલો ઉન્મત્તપણાને પ્રાપ્ત થએલો દેખાય છે, પરંતુ હવે તારા ઇષ્ટનું સ્મરણ કરી લે. કારણ કે હવે તારૂં મોત નજીક આવ્યું છે." યક્ષનું એ પ્રકારનું વચન શ્રવણ કરીને રાજકુમાર હિંમતવડે હસીને કહેવા લાગ્યો. " હે યક્ષ ! એવી ઉચ્છૃંખળ વાણીવડે તું શું મને ક્ષોભ પમાડવાને ઇચ્છે છે ? ક્રોધનો ત્યાગ કરી તું મને પ્રસન્ન થા. અપરાધ વગરનાં મનુષ્યોને વિના કારણ ક્રોધ આદરી શું કરવા મારે છે ? જરા તો મનમાં વિચાર કર. પૂર્વના પુણ્યના સંચયથી આ દેવત્વને પામ્યો છું; તેને ભોગવી મનુષ્યની હિંસારૂપ કર્મનો ત્યાગ કર. ક્રોધવડે આંધળા થએલા પુરૂષને આ લોક તથા પરલોકમાં કંઇ શુભ ફળ થતું નથી. હે યક્ષ ! દયારૂપી વેલીમાં ક્રોધ એ દાવાનળ અગ્નિ સમાન છે. તે સંસારસમુદ્રને વધારનાર, નઠારી ગતિને આપનાર તથા ધર્મનો નાશ કરનાર છે. ક્રોધ અન્યને બાળે કિંવા ન બાળે; પરંતુ જેમાંથી તે ઉત્પન્ન થાય છે તે સ્થાનને તો અગ્નિની પેઠે અવશ્ય બાળી નાખે છે, માટે તેનો તારે ત્યાગ કરવો જોઇએ." એ પ્રમાણે રાજપુત્રનાં અમૃત સરખાં મીઠાં વચનો સાંભળ્યાં છતાં તાવવાળાની પેઠે તેને ક્રોધે વધારે ઉશ્કેર્યો. હોઠને થર થર ધ્રુજાવતો ભવાં ચડાવી અંદર શમાએલા ક્રોધને બહાર કહાડતો હોય તેવી રીતે ભયંકર યક્ષરાજ તે રાજપુત્રને આ પ્રમાણે કહેવા લાગ્યો—" હે કપટી ! અન્ય શરણ

ધર્મ તારામાં જો રહેલો છે તો આજે તું મારી સાથે યુદ્ધ કર; હું તારા ધર્મનું મહાત્મ્ય તો તપાસું." એ પ્રકારે બોલી પ્રાણિઓના આનંદને હરનાર મુદ્દગરનું હથીઆર હાથમાં ઝાલી કાળના સરખો મહીપાળની સ્હામે દોડયો. વિશાળ હાથવાળા રાજપુત્રે તેને પોતાની સન્મુખ આવતો જોઇ, વિદ્યાવડે પવિત્ર કરેલા ખડ્ગને લઇ યુદ્ધને માટે ક્રોધ સહિત યક્ષના સ્હામો ધાયો. વિશાળ બાહુવાળા, ઘણા ઉંચા અને મોટા પરાક્રમી મહીપાળ તથા યક્ષ બેઉ જણા મલ્લની પેઠે યુદ્ધ કરવા લાગ્યા. બેઉને યુદ્ધ કરતા જોઇ વનદેવીઓને આશ્ચર્ય લાગ્યું. મોટા બળવાળા તે બેઉ એક બીજાની સાથે લડતાં ઘડીમાં આકાશમાં ઘડીમાં પૃથિવી ઉપર અને વખતે વિલક્ષણ રીતે ફાળો ભરી ગતિ કરવા લાગ્યા. પરસ્પર એક બીજા ઉપર શકિત, મુદ્દગર તથા ખડ્ગના ઘા વારંવાર કરવા લાગ્યા. પરસ્પર મુષ્ટિ યુદ્ધ કરતાં ઐશ્વર્યયુક્ત મલ્લોની પેઠે પગને પછાડી પૃથિવીને ધ્રુજાવવા લાગ્યા. એક બીજાને પાડયો તથા પડવું એવી મલ્લક્રીડા કરતાં કરતાં યક્ષના મારથી રાજપુત્ર ખોખરો થયો; પછી ક્રોધ થવાથી તેણે પોતે સંપાદન કરેલી ખડ્ગવિદ્યાનું ચિંતવન કર્યું! તુરતજ ખડ્ગ તેના હાથમાં આવીને ઉભું રહ્યું. યક્ષને હણવાની ઇચ્છાએ મ્યાનમાંથી ખડ્ગને બહાર કહાડયું કે તેમાંથી સઘળી પાસથી અગ્નિની અનેક શિખાઓ ભભુકવા લાગી, ઉપરા ઉપરી તણખાઓ નીકળવા માંડયા; અને તડતડાટ શબ્દો થવા લાગ્યા. આ ઉગ્ર ખડ્ગ જોઇ યક્ષ બીકથી મનમાં ડર્યો. તેને ક્ષોભ પામેલો જોઇ રાજપુત્ર બોલ્યો—"રે યક્ષ! મારા ક્રોધને લીધે તું દેવપણાનો શું કરવાને ત્યાગ કરે છે; જો આ ખડ્ગથી તને ભય જણાતો હોય તો મારાં

ચરણમાં આવીને પડ. હત્યા કરવાની વૃત્તિનો ત્યાગ કરી દયાવૃત્તિ ધારણ કર. પોતાની સંપત્તિની ઇચ્છા હોય તો સઘળા જીવો ઉપર સમાન દૃષ્ટિ રાખ." રાજપુત્રની વાણીનું વિશેષ ધૈર્ય તથા તેનું અત્યંત ઐશ્વર્ય જોઇ યક્ષરાજ મનમાં આશ્ચર્ય પામી પ્રસિદ્ધપણે રાજપુત્રને કહેવા લાગ્યો–" હે વીર ! હે સુંદર નેત્રવાળા ! તેં મને જીતી લીધો છે, માટે તારી ઇચ્છામાં આવે તેવો વરદાન મારી પાસે માગ. તારા સરખો પરાક્રમી આ પૃથિવીમાં બીજો કોઇ જણાતો નથી. ધર્મવડે સર્વ સ્થળે જય સંપાદન થાય છે એવું તમે પૂર્વે કહ્યું હતું તે ખરૂં છે; હું હિંસક છું અને તમે જીવને અભયના આપનાર છો; માટેજ આપે જય મેળવ્યો છે." એ પ્રકારનાં યક્ષનાં વચનો સાંભળી રાજપુત્રનાં નેત્ર ચકિત થઇ ગયાં. ઉગામેલું ખડ્ગ મ્યાનમાં પાછું ઘાલી ધર્મયુક્ત સુંદર વાણીવડે યક્ષને કહેવા લાગ્યો–" હે યક્ષ ! મને લાગે છે કે હવે તમારી મતિ ધર્મ તરફ વળી છે. ચાલો આપણે બેઉ આ પ્રાસાદ ઉપર જઇ ધર્મ સંબંધી ચર્ચા કરીએ." યક્ષે મહીપાળનું વચન કબુલ કર્યું અને પ્રસન્ન થએલા તે બેઉ જણ પ્રાસાદ ઉપર ચડી ઝરૂખે બેઠા. ત્યાં પછી મનને આનંદ આપનારી અર્થના ગૌરવવડે ગંભીરતાવાળી ધર્મમિશ્રિત સુંદર વાણીવડે રાજકુમાર કહેવા લાગ્યો—" હે યક્ષ ! ધર્મવડે રાજ્ય મેળવી શકાય; ધર્મથી દેવપણું મળે; અને મોક્ષ પણ ધર્મવડેજ સંપાદન થાય છે. માટે જ્ઞાની પુરૂષોએ હમેશાં ધર્મનું સેવન કર્યા જવું. સર્વોત્તમ કલ્યાણ ધર્મ છે; તે સ્વર્ગ તથા અપવર્ગ (મોક્ષ) ને આપે છે. આ ભવાટવીનો વિકટ માર્ગ ઓળંગવાને ધર્મ વળાવો છે. તે માતાના સરખો પોષક છે; અને પિતા સરખો રક્ષક છે. મિત્ર સરખો આનંદ

આપનાર તથા બંધુવત્ સ્નેહનો રાખનાર છે. એટલા બધા મહાન્ ઉપકાર કરનાર ધર્મની જનની **જીવદયા** છે. દેવ તથા અસુરોને તે માનનીય છે. હિંસા એ દયાની કટ્ટિ શત્રુણી છે. રૂડી બુદ્ધિવાળા પુરૂષોએ હિંસાને કદીએ માન આપવું નહિ. હિંસકે કરેલા જપ, તપ, દાન, દેવની પૂજા, શીલ તથા સત્ય એ સઘળાં નિરર્થક ફળ વગરનાં થાય છે. ઝીણો કાંટો શરીરમાં લાગવાથી જીવને કેટલી બધી પીડા પેદા થાય છે ? તો શસ્ત્રના ઘાતથી બીજા પ્રાણિઓને કેટલી બધી પીડા થતી હશે તેનો વિચાર જાતેજ કરવાનો છે. જે મૂર્ખના સરદાર દયારહિત ધર્મને માને છે; તે વાંઝણી સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન થયા બરોબર માનવા. દયા એજ ખરો ધર્મ છે, દયા એ મોટું શાસ્ત્ર છે, દયા વગરનો સઘળો ધર્મ નિષ્ફળ છે. હે યક્ષ ! એટલા માટે બુદ્ધિમાન્ પુરૂષે કૃતઘ્નપણાનો ત્યાગ કરી કૃતજ્ઞપણું સેવવું વાસ્તવિક છે; માટે તમે પણ આ દયાળુ ધર્મને વિષે ભાવના ભાવો. જીવદયા વડે એક બગપક્ષી સ્વર્ગનું સુખ મેળવી પુનઃ ભવમાં ન પડાય તેવી મુક્તિને પ્રાપ્ત થયો તેની કથા કહું તે શ્રવણ કરોઃ—

## બગલાની કથા.

એક વનમાં કાચના જેવા નિર્મળ પાણીવાળું અતિ સુંદર સરોવર હતું; તેના તટમાં પક્ષીઓની પંક્તિને ભયનો કરનાર, મિથ્યા ધ્યાની, ઘણો નિર્દય, માછલાંઓને ખાનારો એક બગલો નિવાસ કરીને રહેતો હતો. વિષયોના ટોળાની પેઠે મરજી મુજબ ગતિ કરનાર તે બગપક્ષી તરસ્યાં થએલા કાગડા વગેરે અન્ય પક્ષીઓ સરોવરમાં પાણી પીવાને આવતાં તેમનો નાશ કરતો હતો. એક

સમયે જેમ ધર્મ પોતેજ મૂર્ત્તિરૂપે થઈને આવ્યો હોય તેવા કોઈ કેવળજ્ઞાની મુનિ આખા જગતૂને સ્વઆત્મા સમાન જોવા વાળા તે સરોવરના તટમાં આવી ચડયા. મુનિ સમવસર્યા જાણી હરિણ, સિંહ ઈત્યાદિક પ્રાણિઓ ઉતાવળાં ત્યાં ભરાઇ ગયાં. બગ પક્ષીઓના સમૂહ સહિત ભારે શરીરવાળો પેલો માછલાંખાઉ બગલો પણ મુનિના વચનોને સાંભળવા તેમની પાસે આવ્યો. આ પશુ પક્ષીઓને બોધ થવાને કૃપાળુ મુનિએ જનાવરોની વાણીમાં સર્વ પ્રકારની ધર્મલક્ષ્મીથી શોભિતી દેશના દેવા માંડી. મુનિ કહે છે—"હે જીવો! વિવેક રહિત તિર્યંચ પ્રાણિઓને પહેલાં તો પંચેંદ્રિયની પૂર્ણતા કઠિન છે. કદાચિત્ તે થઈ તો જાણવાપાણું દુર્લભ છે; કદાચિત્ તે બેઉ પ્રાપ્ત થયાં તો ધર્મ પ્રાપ્ત થવો ઘણો કઠણ છે. પૂર્વ જન્મમાં ધર્મની વિરાધના કરી હોય ત્યારેજ તિર્યંચપણાને પમાય છે. તિર્યંચ અવસ્થાને વિષે પણ પાપ આચરે તો તેવડે નર્કમાં ગતિ થાય છે. ત્યાં પાપી પ્રાણિઓને તપાવેલાં લોઢાંએ બઝાડે છે. તપાવેલો સીસાનો રસ પીવો પડે છે. વજ્રના કાંટાવડે આંકે છે, બંધાવું, છેદાવું તથા ભેદાવું ઈત્યાદિ અનેક કષ્ટ સહન કરવાં પડે છે. માટે તમારે રૌદ્ર તથા આર્ત્તધ્યાન આચરવાં નહિ; કોઈ જીવની હિંસા કરવી નહિ; સ્થાવર તથા જંગમ સઘળા જગતૂને પોતાના આત્માની પેઠે જોવું." મુનિવરનાં આવાં ઉપદેશ વચનોવડે વાઘ તથા સિંહાદિ સર્વ જીવે અને મત્સ્યાહારી બગલે હિંસાનો ત્યાગ કર્યો. ઉપદેશના દિવસથી અહિંસા ધર્મ પાળતાં મરણ સમય આવી પહોંચ્યો; ત્યારે પણ અન્તઃકરણમાં દયાધર્મનું ભાન રહેવાથી મરણ પુંઠે દેવત્વને પામ્યો. દેવપણામાંથી પડી કોઇ વણિક શ્રેષ્ઠી-

ના કુળમાં જન્મ પામી એક અવતાર ભોગવી હિતકર ધર્મને આદરતો તે અંતે મોક્ષના પદને પામશે; તેટલા કારણ માટે હે યક્ષનારાજા ! તમે પણ ધર્મવડેજ દેવત્વ પ્રાપ્ત કર્યું છે; ત્યારે ક્રોધથી ઉશ્કેરાઇ ધર્મદ્વેષ કરનારી હિંસાને શા માટે આચરો છો ? હિંસાનો ત્યાગ કરો; અને દયાને આદરો. સનાતન ધર્મનું સેવન કરી પારકો ઉપકાર કરો. લક્ષ્મી, જીવન, વિદ્યા તથા પરાક્રમવડે આ લોક અને પર લોકમાં શ્રેયનો કરનાર પરોપકાર કરવો. હે યક્ષરાજ ! પૂર્વ ભવના ક્રોધનું ફળ તમે ચાખ્યું છે; એટલા કારણ માટે તમારા અભિશ્રેયને અર્થે ક્રોધના શત્રુરૂપ ધર્મની સંગાથે શત્રુતા ન બાંધશો. પૂર્વ જન્મમાં મરણના સમયે તમને જિન-પ્રભુનાં દર્શન થયાં છે; તે વડે દેવપણાને પામ્યા છો આ જન્મમાં પણ નેમિભગવાનની રોજ સેવા-કરો.” રાજપુત્રનાં ઉપદેશ વચનોથી ચિંતામણિ સરખા પવિત્ર ધર્મને પામી ખુશી થએલા યક્ષરાજે ગુણવાળા રાજપુત્રને ગુરૂ સરખો ગણી નમસ્કાર કર્યો. વળી તે બોલ્યો કે—“ આજથી આરંભી શ્રીવીતરાગ દેવ, પરિગ્રહ-વગરના ગુરૂ, તથા દયા પ્રધાન ધર્મ એ ત્રણ મારે હમેશાં હો.” એ પ્રકારે બોલી નડતર વગરનો ધર્મ અંગીકાર કર્યો. રાજપુત્રે કરેલા ઉપકારને બદલે યક્ષે ગુરૂપૂજામાં તેને એક વિદ્યા અર્પણ કરી. યક્ષની આજ્ઞા લઈ રાજપુત્ર આગળ જવાને નીકળ્યો ત્યારે યક્ષે તેની પાછળ આવવા માંડયું, દયાવાળા રાજપુત્રે યક્ષને પાછો વિદાય કરી પોતે ત્યાંથી આગળ ગયો. રસ્તામાં જતાં મહીપાળે વિચાર્યું કે, ‘ હવે મારે મારા નગર પ્રત્યે જવું; ’ વળી તેણે વિચાર્યું કે-“ના, ના, ઘર ભણી જવું તે તો ઠીક નહિ;

કારણ કે પ્રસંગોપાત આગમન થયું છે તો હવે અદ્‌ભુત્ એવા નાના પ્રકારના અનેક દેશોનું અવલોકન કરૂં એજ ઠીક. મુસાફરી કરવાવડે કરીને પોતાની સત્તાનું ભાન થાય છે. પ્રત્યેક દેશના આચાર વિચારની રૂડા પ્રકારે પરીક્ષા થાય છે. સારા નરતાની ખબર પડે છે. અનેક કળાઓનું જ્ઞાન થાય છે. જુદી જુદી જાતના તથા ભિન્ન ભિન્ન સ્વભાવના પુરૂષોનો સમાગમ થાય છે. અસંખ્ય તીર્થોનાં દર્શન થાય છે. આવાં ઘણાંક પ્રયોજનોને અર્થેજ પંડિતો પૃથિવીને વિષે દેશ દેશમાં ફરે છે. ગમે ત્યાં ગતિ કરતો પુરૂષ પોતીકાં કે પારકાં મનુષ્યો તરફથી જે સત્કાર સંપાદન કરે છે તે પૂર્વના સત્કર્મનુંજ ફળ છે." આ પ્રકારનો નિશ્ચય કરી રાજપુત્ર પૂર્વ દિશા પ્રત્યે ચાલી નીકળ્યો. રસ્તામાં પર્વતો, આશ્રમો અને ઘણાં નગરો ઓલંઘતો કેટલેક દિવસે તે **સુંદર** નામે એક મોટા નગર પ્રત્યે આવી પહોંચ્યો. નગર બહાર એક ઝાડોની સુંદર ઘટાવાળા ઉદ્યાનમાં તેણે પ્રવેશ કર્યો. તે ઉદ્યાનમાં અંબિકા દેવીનું એક મંદિર હતું તેના ઝરૂખામાં બેશી વિશ્રામ લીધો; અને પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી રાત્રીએ શયન પણ તેજ સ્થળે કર્યું. મધ્ય રાત્રીએ 'હે બાપ ! હે ભ્રાતા ! હે દયાળુ દેવ ! આ કાળસરખા ક્રૂર તથા પાપી પુરૂષથી મારૂં રક્ષણ કરો. એ પ્રકારની કોઇ સ્ત્રીની દયા ભરી વાણી ફરીફરીને તેણે સાંભળી. રાજપુત્ર તત્કાળ ઝબકીને બેઠો થયો. આ આર્ત શબ્દ કઇ દિશામાંથી આવે છે તે દિશાનો નિશ્ચય કરી શબ્દને અનુસારે તેણી તરફ ગતિ કરવા લાગ્યો. હાથમાં ખડ્ગ ઝાલી આગળ ચાલતાં પર્વતની ફાટમાં ધ્યાન કરતો કોઇ પુરૂષ, ભયથી વિહ્વલ થએલી સ્ત્રી તથા એક અગ્નિ સળગતો કુંડ તેના જોવામાં આવ્યો. કોઇકે ઠગેલો આ મૂર્ખ પુરૂષ કંઇ

ક સાધવાને અર્થે આ અબળાનો જીવ લેવા બેઠો જણાય છે. માટે એને મોતથી બચાવવી એવો નિશ્ચય કરી પેલા સાધક પ્રત્યે બોલ્યો-" અરે ! પાપના કરનારા અધમ પુરૂષ ! તું આ શું કર્મ કરે છે ? આ અબળાને મૂકી દે; જો તેને છોડી નહી દે તો અવશ્ય હું તને યમલોકમાં પહોંચાડીશ. એવાં તેનાં નિંદાં વચનો શ્રવણુ કરી ભ્રાન્તિ તથા ભયને પ્રાપ્ત થએલો તે સાધક વિદ્યાધર સ્રીને બગલમાં મારી વાયુથી પણ વિશેષ વેગવડે ત્યાંથી નાસવા લાગ્યો. રાજપુત્ર હાથમાં ખડ્ગ લઇ તે સ્રીને છોડવવાની ઇચ્છાએ વેગથી તેની પુંઠે પડયો. પછવાડે જોતો જોતો વિદ્યાધર આગળ નાસતો જાય છે; પરંતુ રાજપુત્રે તેની પુંઠ છોડી નહિ; છેવટે નિરપરાધી અબળાનો વધ કરવાની ઇ-ચ્છાવાળા તે વિદ્યાધરે નાસતાં નાસતાં નર્કકુંડ જેવા એક ઊં ડીઆ કુવામાં પડતું મૂકયું. પરાક્રમી રાજપુત્રે અબળાને મૃત્યુના ભયથી મૂકાવા દયાને લીધે તેની પછવાડે કુવામાં ઝંપાપાત કર્યો. પૂર્વે કરેલાં પાપના તપવડે જાણે આકર્ષાયો હોય તેમ તે વિદ્યાધર રાજપુત્રની નજર આગળથી દૂર થઈ ગયો. ભયંકર એવો કુવાનો માર્ગ વટાવી રાજપુત્ર આગળ ધસ્યો; એટલે આ-ગળ ઉજાસ તેના જોવામાં આવ્યો. કેટલાક પર્વતો તથા ઝાડી તેની નજરે પડી. તેને જોતો જોતો રાજપુત્ર આમ તેમ ફરવા લાગ્યો; તેવામાં વળી ફરીથી પેલી સ્રીને અતિશય બૂમો પાડતાં તેણે સાંભળી. ઝાડોની ગુફામાં સંતાતો સંતાતો, ઉઘાડી તરવારે, બોલ્યા ચાલ્યા શિવાય હળવે હળવે હીંડતો, જેણી તરફથી તે સ્રીનો આર્ત્તશબ્દ આવતો હતો તેણી તરફ તે આવ્યો. ત્યાં રતાંજળીવડે રકતચંદનનું લેપન કરેલી, રાતાં વસ્રો પહેરાવેલી

તથા કોટમાં રાતાં ફુલની માળાઓ ઘાલેલી પેલી અબળાને અગ્નિના કુંડના મોં આગળ દીઠી. આકૃતિને ઢાંકી, વસ્ત્રવડે ખડ્ગનું આચ્છાદન કરી, ધીમે ધીમે ગતિ કરતો રાજપુત્ર વિદ્યાધરની સન્મુખ આવીને ઉભો. રાજપુત્ર બોલ્યોઃ–"હે બલીષ્ટ ! તું આ શું કર્મ કરે છે ? ગુરૂની આજ્ઞાથી કરે છે કે તારી પોતાની બુદ્ધિથીજ આચરે છે ? અથવા તારો કુળાચાર એવો છે." વિદ્યાધાર બોલ્યો–"હે વટેમાર્ગુ ! તું તારે જ્યાં જવું હોય ત્યાં જતો રહે; સઘળાં મનુષ્યો પોતાના કાર્યમાં કુશળ હોય છે, તેમાં અન્યના શિક્ષણની કંઇ અગત્ય રહેતી નથી. એમ એક બીજાની બોલા બોલીમાં વચ્ચે પેલી બાળા બોલી ઉઠી. "હે પરોપકારી પુરૂષ ! મને મારવાને તૈયાર થએલા આ નિર્દય પાપી પુરૂષના પંજામાંથી મને છોડાવી મારૂં રક્ષણ કરો." તે અબળાનાં દીન વચન શ્રવણ કરી રાજપુત્ર વિદ્યાધર પ્રત્યે ભભકાભેર બોલી ઉઠયો.–"હે બલિષ્ટ ! મને લાગે છે કે તું ક્ષત્રીનાં કુળમાં ઉત્પન્ન થએલો છું; તેમ છતાં આ સ્ત્રી હિંસા કરતાં તને શરમ કેમ આવતી નથી ? સ્ત્રી હિંસા કરવાથી કોઇપણ વિદ્યા સાધ્ય થાય છે એવી ભ્રાંતિમાં પડીશ નહિ; કારણ કે પાપરૂપ કર્મનો આરંભ કરવાથી શુભ કર્મનો નાશ થઇ જાઇ છે. તને આ કર્મ કરવાનો ઉપદેશક તારો હિતશત્રુ જાણજે. તેણે તારી ઉત્તરોત્તર વૃદ્ધિ ન થવા દેવાને આવો ઉપાય વિચારી તને ઠગ્યો છે. હે મૂર્ખ ! મારૂં વચન અંગીકાર કરી આ નિરપરાધી અબળાને મુક્ત કર. સ્ત્રીહિંસાના પાપનો ટોપલો માથે મૂકી ફોકટ નર્કમાં ન જા." તપેલા તેલમાં જળ રેડવાથી જેમ ભડકો થાય તેમ રાજપુત્રનાં આવાં વચન શ્રવણ કરી વિદ્યાધર વિશેષ ક્રોધાયમાન થયો. વિદ્યાધર બોલ્યો-

"રે પંથી ! મારા ગુરૂ તથા મારી વિદ્યાને તું કેમ નિંદે છે ? તારે રેસ્તે ચાલતો થા, નહિ તો હમણાં તારા મસ્તકના ટુકડે ટુકડા કરી નાખીશ." એ પ્રકારે બોલી હાથમાં તરવાર લઇ વિદ્યાધર રાજપુત્ર પ્રત્યે ધસ્યો. તેને આવતો દેખી રાજપુત્ર યુદ્ધને અર્થે સાવધાન થઇને ઉભો. એક પળવારમાં તરવારે તરવાર, મુષ્ટિએ મુષ્ટિ, તથા દંડ સામે દંડ; એમ પરસ્પર તેજસ્વી બેઉ વીરો ભારે યુદ્ધ કરવા લાગ્યા. થોડાક સમયમાં પરાક્રમી રાજપુત્રે ઉત્તમ ખડ્ગ વિદ્યાના પ્રભાવથી વિદ્યાધરને વશ કર્યો. મ્હાત થએલો વિદ્યાધર ડહાપણ વાળી વાણીવડે કહેવા લાગ્યો—"હે બલિષ્ટ ! અસ્ત્ર વિદ્યામાં પારંગત થએલા દેવોથી પણ પૂર્વે હું પરાભવ પામ્યો નથી, તે આજ તમે મને જીતી લીધો; કહો કે તમે કોણ છો ? હું પાપ કર્મ કરવાને તૈયાર થયો છું અને તમે પ્રાણિનું હિત કરવાને સાવધાન છો. ધર્મનો જય છે અને અધર્મથી પરાભવ થાય છે એ નિર્વિવાદ છે." એમ કહી વિદ્યાધર છાનો રહ્યો. રાજપુત્રે કહ્યું, "તમે ખેદ કરશો મા, ધર્મબુદ્ધિ રાખો. સ્રીનો વધ કરવા રૂપ મહા પાપથી નર્ક ગતિ થાય છે, તે કર્મ કરી વિદ્યારૂપી વેલી કે જે સત્કર્મવડે સંપાદન થાય છે તે મેળવવાને ઇચ્છો એ કેટલું વિરૂદ્ધ છે ? હે બુદ્ધિમાન્ ! અન્યના પર કદી દ્વેષ કરશો મા. અનેક સુખની પ્રાપ્તિ અર્થે જિન ભગવાન્ના ભજનમાં સાવધાન રહો." રાજપુત્રનાં એવાં મીઠાં વચનો શ્રવણ કરી વિદ્યાધરે રાજપુત્રને હાથનો સંપુટ રચી પ્રણામ કર્યો, તથા શિષ્ય સમાન થઈ શિક્ષણ સ્વીકાર્યું. ત્યાર પછી મહીપાળે પૂછ્યું કે—"આ કુમારિકા કોણ છે ?"

વિદ્યાધર કહેવા લાગ્યો–"કાન્યકુબ્જ નામે દેશમાં કલ્યાણકટક નામનું એક મોટું શહેર છે. ત્યાં યાચક જનોને સોનાનું દાન કરનાર, શુભ શ્રેણિઓવડે સુશોભિત, શ્રેષ્ઠ બુદ્ધિવાળો, કલ્યાણસુંદર એવે નામે રાજા રાજ્ય કરે છે. સ્વામી સેવાવડે નિર્મળ, તથા શીલરૂપ ઘરેણાંએ શણગારાએલી કલ્યાણસુંદરી નામની તેને રાણી છે. તેની કુખથી જન્મેલી, રૂપનો ભંડાર રત્ન સરખી શ્રેષ્ઠ એવી આ ગુણસુંદરી નામની કન્યા છે. દુષ્ટ બુદ્ધિવાળો હું મોટી આશાએ એનું હરણ કરી અત્રે લાવ્યો છું. એણીને જીવિતદાન આપ્યું અને મને પાપ કર્મ કરતાં બચાવ્યો માટે અમે બેઉ સેવકની પેઠે આપનાં તાબેદાર છીએ. કમળ સરખા મુખવાળી આ કન્યાનો એક માસ પછી સ્વયંવરનો મહોત્સવ થવાનો હતો; તેટલામાં મેં તેને ગૃહ છોડાવ્યું છે." એ પ્રમાણે કહી ચકોર જેમ ચંન્દ્ર કાન્તિને નિહાળે તેમ વિદ્યાધર રાજપુત્રના મુખચંદ્રની સન્મુખ વચન રૂપી ચન્દ્રકાન્તિને પાન કરવા સાવધાન રહ્યો. રાજપુત્રે મીઠી વાણીથી કહ્યું–" આ બાળાને તેના પિતાના ગૃહ પ્રત્યે જલદી પહોંચાડી દ્યો. મહીપાળની આજ્ઞા પ્રમાણે વિદ્યાધરે પોતાની વિદ્યાના બળવડે તેના પિતાને ત્યાં તે કન્યાને પહોંચાડી. કન્યાના દર્શનથી તેણીનો કુટુંબ વર્ગ ઘણો હાષત થયો. વિદ્યાધરે મહીપાળને ષોડષ વિદ્યા આપી. તેણે વિદ્યાધરને જૈનધર્મી કર્યો. ત્યાંથી આગળ જતાં રાજપુત્રે ઉગમણી દિશા રૂપી સ્ત્રીના લલાટમાં ચાંદલાના સરખો એક પ્રાસાદ દીઠો. તેણે વિદ્યાધરને પૂછ્યું કે–" આ પ્રાસાદ કોનો છે ? વિદ્યાધરે અન્તઃકરણમાં વિચાર કરીને કહ્યું કે–" હે કૃપાળુ ! તે પ્રાસાદના સંબંધમાં એક કથા કહું તે આપ શ્રવણ કરો.

વૈતાઢ્ય ગિરિપર રત્નપુર નામનું એક નગર છે. શત્રુઓને ભયનો આપનાર મણિચૂડ નામનો રાજા ત્યાં રાજ્ય કરે છે. તે રાજાને રત્નપ્રભ તથા રત્નકાન્ત નામે બે પુત્રો ઉત્પન્ન થયા. પોતાના પિતાની સેવા તથા વિદ્યાધ્યયન કરવામાં તે પ્રેમી હતા. કેટલાંક વર્ષ રાજ્યના ભોગ ભોગવી અવસાન સમયે મણિચૂડે પોતાના પુત્ર રત્નપ્રભને રાજ્ય સોંપી પોતે વ્રત લીધું. સઘળા જીવોપર સમભાવ રાખતો તે રાજા વનને વિષે ગયો. તેનો પુત્ર રત્નકાન્ત તે હુંજ છું. રત્નપ્રભે રાજ્યના મદમાં મને પરાક્રમી તથા ઉછૃંખલ જાણી નગર બહાર કહાડી મૂકયો છે. ભાઈની સાથે શત્રુતા થવાથી પાતાળમાં ઘણા મહેલો વડે સુશોભિત આ નગર રચાવી હું અત્રે રહ્યો છું; આ શહેરના સ્વામી શ્રી શાન્તિનાથ પ્રભુ છે. પરમ પ્રભાવવાળા તે પ્રભુ આ સિદ્ધલોકનાં સ્થાનકો-એ વિંટળાએલા આ ચૈત્યમાં બિરાજમાન છે. હે પ્રતાપી રાજ-પુત્ર ! મારા શત્રુ તે રત્નપ્રભભાઇને જીતી વિજય સંપાદન કરવા માટે હું મેલી વિદ્યાના સાધનોવડે ક્રિયા કરતો હતો; તે નર્ક ગતિના આપનાર કુકર્મના ખાડામાંથી તમે મારો ઉદ્ધાર કર્યો છે."

ઉપર પ્રમાણે પોતાની હકીકતથી રાજપુત્રને વાકેફ કરી તે બોલ્યો " હવે ચાલો આપણે શાન્તિનાથ ભગવાનના ચૈત્યમાં જઈ તેમની પૂજા કરીએ." તેનું એ પ્રકારનું વચન શ્રવણ કરી બંને જણાએ ત્યાં જઇ પ્રભુની પૂજા આદરી. પૂજનથી પરવાર્યા પછી વિદ્યાધરે નમ્રતાથી રાજપુત્રને રસ્તો બતાવી પાતાળ વનમાં મધ્ય સ્થાનકે રહેલા મુનિઓને દેખાડયા. તે મુનિઓ મધ્યે કેટલાકતો પથ્થરમાંથી કોતરી કહાડયા હોય તેમ નિશ્ચલ રહ્યા ધ્યાન કરતા હતા. કેટલાક જગત્‌ને જાણવા રૂપ પોતાના ધર્મજ્ઞપણાને સા-

ખિત કરતા હતા. નિર્મળ જેમનાં શરીર છે એવા સઘળા સાધુઓનું દર્શન કરી રાજપુત્ર જાણે મોટા આનંદની પ્રસાદી પામ્યો હોય તેમ હર્ખાયો. સંપૂર્ણ ભક્તિવાળા તે રાજપુત્રે વિધિ યુક્ત તે સાધુઓનું વંદન કર્યું. પછી તેમનાં મુખરૂપી ચંદ્રના સ્હામી પોતાની નજર રાખી મુનિઓના સન્મુખ બેઠો. આ બેઉ કોઈ ભવ્ય જીવ છે એમ જાણી પરોપકારી ગુરૂ નિર્મળ ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા—" દુઃખરૂપ કમલિનીને ઉખેડવામાં હાથી સરખો તથા પુણ્યરૂપ વેલોનાં મૂળ સરખો અને લક્ષ્મીના અન્તઃપુર જેવો આ જગત્માં એક ધર્મજ જયવંતો જણાય છે." આ પ્રમાણે તેમને ઉપદેશ આપે છે એટલામાં ચરિત્રો વડે પવિત્રતાને પામેલા, સુંદર આકૃતિવાળા તથા સત્કર્મરૂપી શણગારે શોભિતા બે મુનિઓ ત્યાં આવી ચડયા. ગુરૂને વંદના કરી તે બેઉ ત્યાંજ બેઠા. તે બેઉ નવિન આવેલા મુનિઓને રાજપુત્રે પૂછયું–" હે ભગવંતો ! આપ કયાંથી પધારો છો ! " રાજપુત્રનો પ્રશ્ન સાંભળી મુનિ બોલ્યા.–"હે મોટા હાથવાળા ! પુંડરીક તથા ઉજ્જયંત એ બેઉ પર્વતોની યાત્રા કરી હર્ષને પ્રાપ્ત થએલા હમણાંજ અમે અત્રે આવ્યા." તીર્થોના રાજા સિદ્ધાચળ સંબંધી વાર્તાને શ્રવણ કરી સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવો વિદ્વાન્ રાજપુત્ર પોતાને ધન્યવાદ ગણવા લાગ્યો. તીર્થ તથા ધર્મને વિષે રાજપુત્રની શ્રદ્ધા જોઇ સિદ્ધાચળનું મહાત્મ્ય કહેવાને ગુરૂએ તેનાપર કૃપા કરી. તે બોલ્યા કે—" હે રાજપુત્ર ! જેમ જિન માત્રમાં પ્રથમજિન મુખ્ય છે. સઘળા ચક્રવર્તીઓમાં ભરત ચક્રી મુખ્ય છે; સઘળા જન્મમાં મનુષ્ય જન્મ શ્રેષ્ઠ છે; સઘળા

અક્ષર સમુદાયમાં ૐકાર શ્રેષ્ઠ છે. સઘળા દેશોમાં સોરઠ દેશ ઉત્તમ છે; તમામ વ્રતમાં જેમ શીલવ્રત ઉત્તમ છે તેમ સઘળાં તીર્થોમાં શત્રુંજય તીર્થ ઉત્તમ ગણાય છે. દરિદ્રપણાનો નાશ કરનાર સિદ્ધાચળ કલ્યાણકારી છે. સિદ્ધાચળ તીર્થમાં જેનો પાર કદી ન આવે એવાં પાપનું દુઃખ કેમ સંભવે ! તેનો પ્રભાવ જિનેશ્વર ભગવાન્ જાણે છે. સમુદ્રનો અગાધ પાર મંદરાચળ ગિરિ શિવાય બીજું કોઇ જાણી શકે નહિ. શત્રુંજય તીર્થ ત્રણે લોકમાં પ્રધાન તીર્થ છે. તેનાં દર્શન એક વાર પણ કર્યાં હોય તો તે પાપનો ઢગલો બાળીને ભસ્મ કરે છે. સિદ્ધાચળની ટોચ પર ગાઢ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સરખા નાભિના પુત્ર શ્રીઋષભદેવ પ્રભુ બિરાજમાન છે. વિશ્વોત્તર અતિશયથી પૂર્ણ એવા સિદ્ધાચળ તથા શ્રીઋષભદેવ પ્રભુ એ બેઉનાં દર્શન કરવાથી દેહી સર્વ પ્રકારની હત્યાઓના પાપથી મુકાય છે; તે વાત ઘટે છે. કારણ કે તેના સંબંધમાં એક આખ્યાયિકા કહું તે સાંભળઃ—

ભરતખંડને વિષે શ્રાવસ્તિ નામે નગરમાં પૂર્વે ત્રિશંકુનો પુત્ર ત્રિવિક્રમ નામનો રાજા હતો. એક દિવસના સમાયોગમાં તે રાજા રસ્તામાં કોઇ વડવૃક્ષ તળે ઉભો. તેવામાં વડના વૃક્ષપર પોતાને માથે કોઇ પક્ષીને કઠોર શબ્દ કરતું સાંભળ્યું. તેની કડવી વાણીથી ગ્લાનિ પામેલા તે રાજાએ તેને ઉડાડવાનો યત્ન કરવા માંડયો; પરંતુ તે ત્યાંથી ખસ્યું નહિ. રાજાને ક્રોધ થવાથી ધનુષ્યપર બાણ ચડાવી તેને વિંધી નાખ્યું. મૂર્છા ખાઇ પક્ષી પૃથિવીપર પડયું અને થર થર કંપવા લાગ્યું. મરણની તૈયારીપર તેને જોઇ રાજાને પછીથી કંઇ પરિતાપ થયો. રાજા ત્યાંથી પાછો

વળી પોતાના નગર પ્રત્યે આવ્યો. આર્તધ્યાનથી તે પક્ષી મૃત્યુ-વશ થયું; તે કોઇક વનને વિશે ભિલ્લના કુળમાં જન્મ્યું. બાળક અવસ્થામાંથીજ તે પક્ષીની જાતમાંથી આવેલા ભિલ્લપુત્રે શીકારનો ધંધો કરવા માંડયો.

શ્રાવસ્તી નગરીના ત્રિવિક્રમ રાજાએ એક સમયે કોઇ ધર્મરૂચિ નામે મુનિથી ભાવસહિત નીચે પ્રમાણે દયાધર્મનું મહાત્મ્ય શ્રવણ કર્યું. 'દયા ઉત્તમ ધર્મ છે.' સઘળાં કામોમાં પ્રધાન કર્મ દયા છે, સઘળાં તત્વોમાં મુખ્યતત્ત્વ પણ દયાજ છે. તેટલા કારણ માટે હે ભદ્ર! તમે દયાનેજ સેવો. દાન, જ્ઞાન, નિર્ગ્રંથત્વ તથા યોગચર્યા એ સઘળાં દયા વગર કંઇજ કામનાં નથી.' પોતાના કાનમાં અમૃત રેડાએલું હોય એવો દયારૂપ ધર્મ શ્રવણ કરવાથી ત્રિવિક્રમના મનમાં દયાનો અંકુર પ્રકટયો. પૂર્વે નાશ કરેલાં પ્રાણીઓનો પસ્તાવો તેને હવે થવા લાગ્યો. અરેરે!!! પૂર્વે મૂર્ખપણાને લીધે જે નઠારાં આચરણ મેં આચર્યાં છે; તેથી સહન ન થઇ શકે એવાં સંસારજન્ય અનેક દુઃખો મારે સહેવાં પડશે. આ લોકમાં અનેક પ્રકારની પીડાઓ અને મરણ પછી નર્કનું દુઃખ જ્યાં સુધી છે, ત્યાં સુધી આ જીવન અને રાજ્ય એ બેઉથી મને શો લાભ? કાંઇજ નહિ! કચરામાંથી જેમ કમળ લઇ લે અને માટીમાંથી જેમ સોનું કહાડી લે; તેમ હવે હું આ સાર વગરના મનુષ્ય દેહમાંથી સારભૂત વ્રત ગૃહીશ.' એ પ્રકારે મનમાં વિચારી મુનિને વંદન કર્યું. પછી ભાવવડે દિક્ષા લેવાને તેમની સ્તુતિ કરવા લાગ્યો. મુનિએ પણ ઘણા હર્ષથી તેને દિક્ષા આપી. તે ત્રિવિક્રમ મુનિ ક્રમે ક્રમે સઘળા સિદ્ધાન્તોને

અભ્યાસ કરી નવતત્વે યુક્ત વિધિવડે વ્રત પાળવા લાગ્યો. એક દિવસના સમાયોગમાં ત્રિવિક્રમ મુનિ ગુરૂની આજ્ઞાથી વિચરતાં વિચરતાં સૂર્ય જેમ વાદળાંના સમૂહમાં આવી જાય તેમ એક ઘોર અરણ્યમાં આવી ચડયા. ત્યાં તેમણે કાયોત્સર્ગ કરવા માં-ડયો. પૂર્વે જે પક્ષી તેમણે બાણુથી પાડયો હતો કે જે હાલ આ વનમાં પારધિપણાને પામ્યો છે; તેણે કાયોત્સગ કરતા આ મુ-નિને દીઠા. પૂર્વના વૈરને લીધે તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો. ઓછી બુદ્ધિવાળો તે ભિલ્લ જેમ પોતાના પ્રારબ્ધનેજ હણુતો હોય તેમ લાકડી તથા મુઠિયોવડે તેમને પ્રહાર કરવા લાગ્યો. ત્રિવિકમ મુનિ ઘણા શાન્ત સ્વભાવના હતા; તેમ છતાં પરસ્પર બે લાકડાં ઘસાવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ ભયંકર પ્રહારોથી પીડાએલા મુનિને ક્રોધાગ્નિ થયો. તેવડે ભિલ્લનો નાશ કરવાને મુનિએ તેજો લેશ્યા છોડી; તેના પ્રભાવથી લાકડાની પેઠે તે ભિલ્લ બળીને ભસ્મ થઈ ગયો. ત્યાંથી ચવી તેજ વનમાં તે મોટો સિંહ થઇને અવતર્યો. વળી એક સમયે વિહાર કરતાં કર-તાં ત્રિવિકમ મુનિ તેજ વનમાં પાછા આવી ચડયા. પુર્વના દ્વેષ-ને લીધે મુનિને જોઇ સિંહ તેમને મારવાને સ્હામો દોડયો. તેને કષાયનું ફળ ઉગ્ર છે એવું જાણ્યા છતાં કોઇથી જીતી ન શકાય તેવી કર્મસત્તાને વશ થએલા ત્રિવિક્રમ મુનિને ક્રોધ ઉત્પન્ન થયો. જેઓની જ્ઞાનસમૃદ્ધિનો ક્ષય થતો નથી તેવા મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોના અંતઃકરણમાં જ્યારે ક્રોધ ઘર કરીને રહે છે ત્યારે પા-મરનું તો કહેવુંજ શું? તેમની તપશ્ચર્યારૂપ શસ્ત્ર (શક્તિ) વડે સિંહ મરણ પામ્યો. ત્રીજા જન્મમાં તે કોઇ ઉગ્ર વનમાં રોઝ થઇને જન્મ્યો. વળી પાછા ત્રિવિક્રમ મુનિએ તેજ વનમાં આવી

કાયોત્સર્ગ કર્યો. પૂર્વના દ્વેષને લીધે ત્યાં પણ મુનિને તે ઘણી પીડા કરવા લાગ્યો. પરિણામે તેમને જીવિતનો ભરોસો ન રહેવા લાગ્યો. પુર્વની પેઠે ને રોઝને પણ તેમણે યમલોકમાં પહોંચાડયો. રોઝના દેહમાંથી મુક્ત થવા પછી ઉજ્જયિની નગરની પાસે સિદ્ધ વડના પોલાણમાં તે મહા વિષવાળો સર્પ થયો. ત્રિવિક્રમે આવી પાછો તેજ વડ તળે કાયોત્સર્ગ કર્યો. પૂર્વ જન્માંતરના વૈરભાવ વડે તેમને જોતાંજ તેના મનમાં મહા દ્વેષ પ્રકટયો. પાપિષ્ટ અં-તઃકરણવાળો સર્પ પોતાની ફેણ ઉંચી કરી મુનિને ડંશ કરવા દોડયો. આવતા સર્પને જોઇ પોતાની તપરૂપ શક્તિવડે તેને યમમંદિરમાં વિદાય કર્યો. કામરહિત નિર્જરાના યોગથી કેટલાંક કર્મોને ખપાવી સર્પના દેહથી મુક્ત થએલો તે કોઈ દરિદ્રી બ્રાહ્મણનો પુત્ર થઇને અવતર્યો. વિહાર કરતા કરતા ત્રિવિક્રમ મુનિ તેજ બ્રાહ્મણના ગામમાં આવ્યા. ગામની નજીક મુનિને યોગમાં બેઠેલા જોઇ પેલો બ્રાહ્મણ ફરતો ફરતો ત્યાં આવી પૂર્વની શત્રુતાને લીધે તેમને મારવાને ધસ્યો. નિર્દયતાથી લાકડીઓવડે પ્રહાર કરતા તે બ્રાહ્મણને ક્રોધવશ થઇ મુનિએ મારી નાખ્યો. આ કામ નિર્જરાથી કંઇક પુણ્યના ઉદયવડે તે બ્રાહ્મણનો પુત્ર કાશીમાં મહાબાહુ નામનો રાજા થયો. પ્રકટ પુરૂષાર્થોની લીલાઓવડે હમેશાં આકર્ષાએલા મહાબાહુએ રાજ્યનું સુખ ભોગવતાં ઘણો કાળ વહી ગયો. એક દિવસે તે પોતાના મહેલના ઝરૂખામાં બેઠો હતો તેવામાં કોઇ પાપરહિત મુનિને રસ્તામાં જતાં જોયા. મનમાં વિચાર્યું કે—" આ કોઇક મહાત્મા પંડિતોને પણ સત્કાર કરવા લાયક છે; છતાં મારા મનમાં તેમની પર વૈરબુદ્ધિ પ્રકટ થાય છે. પૂર્વે મેં એમને કયાંઇ દીઠા હોય એમ મને

લાગે છે." કેટલોક સમય વિચાર કર્યા પછી તેને પૂર્વ જન્મનું સ્મરણ થયું. ત્રિવિક્રમ મુનિના ક્રોધાગ્નિથી પોતાનું આયુષ્ય કોળિયારૂપે થએલું એવા પોતાના સાતે જન્મ તેના સ્મરણમાં આવ્યા. તેપરથી તે અર્ધો શ્લોક રચીને આ પ્રમાણે બોલ્યો. 'विहंगः शबरः सिंहो द्वीपी शंडः फणी द्विजः' પક્ષી, ભિલ્લ, સિંહ, વ્યાઘ્ર, રોઝ, સર્પ તથા બ્રાહ્મણ; એ પ્રકારે બોલી રાજાએ કહ્યું કે—"આ મારા અર્ધા શ્લોકની સમસ્યા જે કોઇ પૂર્ણ કરશે તે વિદ્વાન્ પુરૂષને હું લક્ષ સોનાની મહોરો આપીશ." રાજાનું એવું વચન શ્રવણ કરીને સઘળા વિદ્વાનો દ્રવ્યની લાલચે આકર તથા ગૌરવ સમસ્યાનું અધ્યયન કરવા મંડયા. સઘળી દિશાઓમાં વિચરતા ત્રિવિક્રમ મુનિ ત્યાં આવી ચડયા. તેવામાં કોઇ પામરના મુખથી તે સમસ્યાનો પુર્વાર્દ્ધ શ્લોક તેમણે સાંભળ્યો. એટલે તેનું ઉત્તરાર્દ્ધ ત્રિવિક્રમ મુનિ ઉત્સાહથી આ પ્રમાણે બોલ્યા 'येनामी निहताः कोपात्सकथं भविता हहा' જેણે આ સાતેને ક્રોધથી હણ્યા છે અરે ! તે શું થશે ? મુનિએ પુરી કરેલી તે સમસ્યા પેલા પામર પુરૂષે દરબારમાં જઇ રાજાને કહી. આ સમસ્યા પૂર્ણ થવી તે આ પામરથી બની શકે નહિ; એમ જાણી રાજાએ તેને કહ્યું—"હે વિદ્વન્ ! આ સમસ્યાને પૂર્ણ કરનાર કોણ છે ? તે મને જલદી કહો." રાજાની વિશેષ હઠથી તેણે કહી દીધું કે પાપને ટાળનાર એક મુનિ વનને વિષે પધારેલા છે. તેઓ સમસ્યાના અક્ષરોરૂપ રત્નની ખાણ છે. શ્રવણ કરતાં માત્રમાં મુનિને મળવાના ઉત્સાહવાળો રાજા પોતાનું સૈન્ય સાથે લઇ તે વનમાં આવ્યો. પૂર્વ જન્મનું જ્ઞાન થવાથી રાજાએ મુનિને ઓળખ્યા. રાજા બોલ્યો—"હે મુનિરાજ ! મારા પૂર્વના સઘળા

અપરાધોની મને ક્ષમા આપો. મને ધિક્કાર છે; પૂર્વના પ્રત્યેક જન્મમાં જેમનું દર્શન થવારૂપ પુણ્યે કરીને હું આ રાજ્યને પામ્યો છું; તે છતાં મેં ઉપકારી એવા આપને ઘણી પીડાઓ કરી છે. હે યતિઓની મધ્યે ઉત્તમ! મૂર્ખપણાને લીધે મેં પુનઃ પુનઃ આપના તપમાં ભંગ કર્યા છે; છતાં મને ઉદ્દેશીને પ્રાપ્ત થએલા તે ચંડાળરૂપ ક્રોધનો હવે આપ ત્યાગ કરો." એ પ્રમાણે રાજાની વાણીરૂપ સૃણી (અંકુશ)થી બોધને પામેલા મુનિએ ક્રોધક્રિયાના વ્યાપારરૂપ અરણ્યમાંથી પોતાના મનરૂપ હાથીને કબજે કરી લીધો. મુનિએ કહ્યું—"હે રાજન! મને ફિટકાર છે, કારણ કે હું ક્ષમાશ્રમણ થયો છું; પરંતુ પાપિ એવા મેં પ્રતિજન્મે તમારો નાશ કર્યો. અજ્ઞાનવડે આચરેલા તે અપરાધને આપ તો સહન કરોછો, પણ તે પાપકર્મથી મારૂં જ્ઞાનરૂપ વૃક્ષ મેં મૂળસહિત ઉખાડી નાખ્યું છે." એ પ્રમાણે પરસ્પર બેઉ વાતો કરે છે, તેવામાં આકાશમાં દુંદભીનો નાદ સંભળાયો. દુંદભી કેમ વાગતાં હશે? એવો વિચાર કરી તેમણે આકાશ ભણી નજર કરી. દેવતાઓએ તેમને કહ્યું કે—"અરણ્યમાં એક કેવળી પધારેલા છે." દેવતાઓની આકાશવાણી સાંભળી મુનિનાં દર્શન કરવાની ઇચ્છાવાળા તે બેઉ જણા તુરતજ વન પ્રત્યે ગયા. દેવતાઓએ જેમની પૂજા કરેલી છે એવા; મનની શંકાઓને મટાડનારા તે મુનિને ભાવ સહિત તેમણે નમસ્કાર કર્યા. તે બેઉની શ્રદ્ધા જાણીને પાપને ટાળી દે એ પ્રકારનો જીવદયારૂપ જિનધર્મનો મુનિએ તેમને ઉપદેશ આપવા માંડયો. "આ લોકને વિષે દેવના સ્થાનથી (વિશેષ) ઉદાર; ધર્મ એ પવિત્ર જળ છે, તે જળ તમોગુણરૂપ વિષવડે પ્રકટેલી શા-

મતાથી કલુષિત્પણાને પ્રાપ્ત થાય છે. આ આત્મમય દિવાલ પર રચાએલાં ચારિત્રરૂપ ચિત્રને ક્રોધરૂપ પીંછીથી ઘોળાએલું હિંસારૂપ કાજળ મલિન કરે છે. અજ્ઞાન દ્વારા ઉત્પન્ન થએલા અવિવેકથી પણ મુનિ દોષને પાત્ર થાય છે. ક્રોધી કરતાં આ લોકમાં બીજો કોઇ વિશેષ પાપી ગણાતો નથી. તીવ્ર તપનો કરનાર મુનિ પણ અજ્ઞાનપણાને વશ થઇ ક્રોધવાળો થાય છે તો ચારિત્રવૃક્ષને ભસ્મ કરી તેની રાખોડીથી પોતાના આત્માને તે આચ્છાદિત કરે છે. હે રાજન્ ! પૂર્વ જન્મમાં તેં આ મુનિને ક્રોધવાળા કર્યા છે તેનું તને ભાન નથી; પરંતુ તેં તારા આત્મા અને મુનિ એ બેઉનો ઘાત કર્યો છે. વિશેષે કરીને જે પારકાને આક્રંદ કરાવે છે અથવા તેનો નાશ કરે છે; તે પોતાનાં પુણ્ય ફળનો વિધ્વંસ કરે છે. તેં અજ્ઞાતપણામાં મુનિનો નાશ કર્યો છે માટે તું **શત્રુંજય** તીર્થ પ્રત્યે જા. ત્યાં જઈ તપ આદરવાથી તથા અર્હત્ પ્રભુનું ધ્યાન કરવાથી જ્ઞાન તથા સિદ્ધિ બેઉ તને મળશે. મુનિના ઘાતવડે બંધાએલું કર્મ દુઃસહ એવાં શીલ ઇત્યાદિ વ્રતો પાળવાથી નાશને પામશે નહિ; તે તો શત્રુંજય તીર્થમાં જવાથીજ નિર્જરાને પામશે. હે રાજન્ ! આ ગુરૂને અગ્રેસર કરી સંઘ સહિત સમાધિયુક્ત થઈ શત્રુંજય ઈત્યાદિ તીર્થોની યાત્રા કર. યાત્રા પૂર્ણ થયા બાદ સઘળી વિરતીનો સ્વીકાર કરી પોતાના આત્મચિંતવનમાં સાવધાન થઈ મુનિઓ સહિત તે તીર્થમાં ઉત્તમ તપ આદરજો. ટંકણખાર મૂકવાથી જેમ સોનું ગળીને રસ થઇ જાય છે; તથા મીઠું જળમાં નાખવાથી ઓગળી જાય છે; સૂર્યનો ઉદય થવાથી જેમ અંધારાનો નાશ થાય છે, અને પુન્ય કરવાથી દરિદ્રપણાનો નાશ થાય છે, તેમ શત્રુંજયનું

સ્મરણ કરવાથી પાપનો નાશ થઇ જાય છે. જેમ વજ્રવડે ગિરિનો નાશ થાય છે અને સિંહથી હરણનો નાશ થાય છે, તેમ શત્રુંજયના સ્મરણથી કર્મનો નાશ થાય છે. અગ્નિ તથા લોઢાથી જેમ ધાતુ તથા સઘળી વસ્તુઓ ખવાઇ જાય છે, તેમ શત્રુંજયના સ્મરણથી અજ્ઞાન રૂપ અંધકાર ખવાઇ જાય છે." એ પ્રમાણે કેવળીએ કરેલો બોધ મનમાં રાખી મુનિ તથા રાજાએ તેમને પ્રણામ કર્યો. ત્યાર પછી સંઘે સહિત ઘણાં મનુષ્યો લઇ શત્રુંજયની યાત્રાએ ગયા. ત્યાં નવિન ઉત્સવોવડે સર્વને આનંદ કરાવ્યો. છેવટે તીવ્ર તપશ્ચર્યા કરી પુણ્યના સંચયથી મોક્ષપદને પામ્યા. એવી રીતે મુનિએ રાજાને કહ્યું; હે રાજન્! એ પ્રમાણે આ તીર્થમાં હિંસા આદિ સઘળાં પાપો ત્વરાથી નાશ પામી જાય છે. શ્રીઆદિ પ્રભુનો વર્ણવેલો જીવદયારૂપ ધર્મ ગુરૂની પાસેથી શ્રવણ કરી વિદ્યાધર સહિત રાજપુત્ર પોતાના આત્માને કૃત્ય કૃત્ય માનતો ત્યાંથી ઉઠયો. વિદ્યાધર સહિત અર્હત્ પ્રભુની વંદના તથા સાધુઓની સેવા કરતાં કેટલોક કાળ તેણે ત્યાંજ ગાળ્યો. વિદ્યાધરે રાજપુત્રની વિવિધ રીતે સેવા આદરી. ત્યાર પછી વિદ્યાધરની આજ્ઞા માગી હાથમાં તરવાર ઝાલી રાજપુત્ર માર્ગમાં અનેક કૌતકો નિહાળતો, નિહાળતો કલ્યાણકટક નગર ભણી ચાલ્યો. આકાશમાં ગતિ કરવારૂપ વિદ્યાના બળથી આકાશ માર્ગે તે સ્વયંવરમાં આવી પહોંચ્યો. કૌતુક જોવામાં ઉત્સાહવાળા તે રાજપુત્રે ભિન્ન ભિન્ન ભાષાઓને જાણનારા, તથા જુદા જૂદા પોષાકોને ધારણ કરેલા રાજાઓને સ્વયંવરમાં જોયા. તેમની બેઠકને માટે રચેલા ઉંચાં માંચાઓની હારો રાજાઓની ભીડથી પરસેવાવાળી થઇ હોય, તથા પરસેવાને લીધે નંખાતા પંખાઓરૂપ પતાકાઓથી વિંઝાતી હોય

તેવી દેખાતી હતી. નગરમાં લોકો પોતપોતાનાં અનેક કાર્યોમાં ગુંથાઇને વ્યગ્ર ચિત્તે આમથી તેમ ફરતાં જણાતાં હતાં. પ્રત્યેકના બોલવામાં ઉત્સાહના શબ્દોચ્ચાર હોવાને લીધે તેઓનો અભિપ્રાય સમજાઈ જતો હતો. રાજપુત્ર મહીપાળ શહેરમાં આમથી તેમ આંટા દેતો હતો, તેવામાં સૈન્ય સહિત પોતાનો મોટો ભાઇ દેવપાળ ત્યાં આવેલો તેના જોવામાં આવ્યો. ઐશ્વર્યવાળો મહીપાળ પોતાનો સ્વાંગ ફેરવી મોટા ભાઇની પાસે આવી અજાણ્યો થઇ આ પ્રમાણે પૂછવા લાગ્યો–"હે મિત્ર ! આ નગરમાં સૈન્ય સહિત ઘણાં રાજાઓનું એકત્ર મળવું કેમ થયું હશે? આ ઉંચાં આસનો શું કરવાને ગોઠવ્યાં છે? અને નગરમાં લોકો ઉત્સાહમાં આમથી તેમ કેમ દોડયાં કરે છે? હું અંજાણ્યો પરદેશી વટેમાર્ગુ છું; માટે સ્વસ્થતાથી આ સઘળી હકીકત મને જણાવશો." દેવપાળ બોલ્યો–"હે મોટા બળવાન્! સઘળી હકીકત નિવેદન કરૂં તે આપ શ્રવણ કરો. સંપત્તિઓથી ભરપૂર આ કલ્યાણકટક નામનું નગર છે. અહીંયાં કલ્યાણસુંદર નામનો રાજા રાજ્ય કરે છે. તેને ગુણસુંદરી નામની એક કન્યા છે; તેનો આવતી કાલે સ્વયંવર વિવાહનો ઉત્સવછે. અગ્નિની જવાળાઓથી વ્યાકુળ એવો આ અગ્નિકુંડ જુઓ; તેમાં અનેક ડાળીઓથી વ્યાપ્ત એક અગ્નિવૃક્ષછે. તે વૃક્ષની શિખાશાખાઓ તથા ફળને જે ગૃહણ કરશે તે પુરૂષની સાથે કન્યા લગ્ન કરવાની છે. પોતાના મોટાભાઇ દેવપાળનાં એ પ્રકારનાં વચનો શ્રવણ કરી મનમાં નિશ્ચય રાખી માંચાઓની હારમાં જઈ સ્વયંવરના એક ભાગમાં બેઠો. બીજા દિવસના સવારમાં સ્વયંવર થવાનો સમય નજીકમાં આવ્યો તે વખતે સુખપાલમાં બિરાજેલી રાજકન્યા ગુણસુંદરી હાથમાં વરમાળા ઝાલી સ્વયંવર મંડપમાં આવી. તેણી-

એ પુષ્કળ અલંકાર ધારણ કરેલા હતા. ચિત્ર વિચિત્ર કાન્તિ વાળાં રત્નોના સમૂહથી તે આકાશના પોકળને તેજથી પૂરતી હતી. તેણીનાં ચપળ નેત્રોના તેજવડે કાનના અલંકાર વિંધાએલા હતા. હાલતાં કુંડળોવડે તેના કપોળના ભાગ ઘસાતા હતા. મોટાં મોતીની કોટમાં પહેરેલી માળાની કાન્તિવડે ચંદ્રિકા યુક્ત પૂર્ણચંદ્રની કળા જેવી દીસતી હતી. ચકચકિત કિરણો વાળાં કંકણ તેના નાજુક હાથને શોભા આપતાં હતાં. કેશપાસમાં ગુંથેલાં મલ્લિકાનાં પુષ્પોની સુગંધીને લીધે મદોન્મત્ત થએલા ભ્રમરો તેની સેવા કરી રહ્યા હતા. અનેક સખીઓએ આણેલાં સુગંધી પદાર્થોમાં તે ભાવ દર્શાવતી જણાતી હતી. અનેક ચંદ્ર સાથે ઉગ્યા હોય તેવાં બે શ્વેત વસ્ત્રો તેણીએ પહેરી લીધાં હતાં. એ પ્રકારની શોભાવાળી સુંદર રાજકન્યાને દેખી પ્રરાક્રમી મદનનાં તીવ્ર બાણથી પીડા પામેલા રાજાઓ ક્ષોભ પામ્યા હોય તેવા સ્તબ્ધ બન્યા હતા. વિશ્વને જીતવા માટે મૂર્ત્તિમાન્ થએલી કામલતા હોય તેવી તે કુમારીકાને રાજાના દાસો અગ્નિ કુંડ પાસે લાવ્યા. તે વખતે પવર્તની માફક ગર્વને ધારણ કરવાથી દુર્ઘર્ષ થએલા વિદ્યાધરના બળવાન રાજપુત્રો તેણીની તરફ આવી ને ઉભા. અગ્નિવૃક્ષનાં ફળોને અડકવાનું તો પછી; પરંતુ અગ્નિના કુંડની પાસે જવાની શક્તિ પણ તેમનામાં રહી નહિ. વિદ્યાધરોએ ઉપાય તો ઘણા યોજ્યા; પરંતુ કલેશ ભોગવ્યા છતાં જેમ મિથ્યાત્વીઓ દુર્લભ એવા મોક્ષને સંપાદન કરી શકે નહિ તેમ તેઓ અગ્નિકુંડમાં રહેલા અગ્નિવૃક્ષનું ફળ સંપાદન કરી શકયા નહિ. વિદ્યાધરના રાજાઓ ખેદ યુક્ત થઇ ગયા અને લોકો 'હવે શું થશે?' એવા વિચારમાં પડયા ત્યારે મ-

હીપાળ પોતાના હાથ પછાડી અગ્નિકુંડની પાસે આવ્યો. પોતાના હાથ લાંબા કરી તે મોટા સ્વરથી બોલ્યો–" વિદ્યા તથા સંપત્તિઓથી દેદિપ્યમાન એવા હે રાજકુમારો ! આપ સઘળા શ્રવણ કરો. જેમ સાંખ્યમતાવલંબીઓ હમેશાં વિદ્યમાન્ મોક્ષ સુખને સંપાદન કરવામાં નિષ્ફળ થાય છે, તેમ દૃષ્ટીએ દેખાઇ શકે તથા હાથે લઇ શકાય તેવા આ અગ્નિવૃક્ષનાં ફળોને પ્રાપ્ત કરવાને કેમ અસમર્થ થયા ? જો તમારામાં તે લેવાને સત્તા ન હતી તો આ સ્વયંવરમાં આવવાનું શું પ્રયોજન હતું? વગર વિચારે આદરેલું કાર્ય કદી સુખકારી થતું નથી. પુરૂષાર્થને જાગ્રત કરે એવી તમારામાં સત્તા હોય તો તે હવે જણાવો; હજુ વખત કંઇ ગયો નથી. તેમ કોઇથી ન બને તો પછી કોઇ પ્રકારના મિથ્યા ડોળ શિવાય તે વૃક્ષની લટર તથા ગુણસુંદરીને હું લઈ જઇશ. " મહીપાળનાં વચનો શ્રવણ કરી વિદ્યાધર રાજાઓએ શરમાઈ નીચાં મ્હોંડાં કર્યાં. અન્ય લોકો આશ્ચર્યથી મ્હોડાં ઉંચાં કરી જોઇ રહ્યા. મહીપાળે ખેચરી વિદ્યાનું સ્મરણ કરી સહજમાં અગ્નિવૃક્ષની સમીપ જઇ ફળની લટરો ચુંટી લઈ ગુણસુંદરીને આપી દીધી. આ આશ્ચર્ય જોઇ લોકો જય જય શબ્દ કરવા લાગ્યા. સઘળા સ્વયંવરમાં બેઠેલા રાજાઓનાં મ્હોંડાં કરમાઇ ગયાં. સ્ત્રીઓ પરસ્પર હાથની તાલીઓ આપી હસવા લાગીઓ. નરવર્માદિક રાજાઓના મનમાં દ્વેષ ઉત્પન્ન થયો. જેના શરીરની રોમાવલ્લી ખડી થઇ છે એવી રાજકન્યા ગુણસુંદરીએ હાથમાં વરમાળ લીધી; તેના હૃદયમાં સ્વામીનો પ્રવેશ થવાથી જાણે તોરણ બનાવતી હોય તેવી તે દીસવા લાગી. ભમરાઓના ગુંજારવડે શોભતી તે વરમાળ ગુણસુંદરીએ પ્રેમ સહિત મહીપા-

ળના ગળામાં આરોપણ કરી. તે સમયે ગુણસુંદરીનો પિતા મહિપાળની સમિપે આવ્યો. બેડોળ નેત્ર તથા વાંકાં અંગવાળા મહીપાળને જોઈ તે વિચારમાં પડયો. આખા વિશ્વને દેદીપ્યમાન્ કરે તેવું રત્ન જેમ રાખોડીના ઢગલા નીચે દબાયલું હોય તેમ આ રાજપુત્ર દૃષ્ટીએ જોતાં કુરૂપ લાગે છે; પરંતુ ચરિત્રવડે તો અનેકના પરાક્રમને ટપી પડે તેવો છે. ગુણો નિહાળતાં તો તે જે વંશમાં જન્મ્યો હશે; તે વંશ પણ વિશ્વને વંદનીય હશે, એમ મારૂં માનવું છે. સૂર્ય કદાચત્ વાદળાંવડે ઢંકાયલો હોય; છતાં તેના પ્રકાશને તર્કવડે કોણ પરખી શકે નહિ? ખરાપણુને લીધે આ મારી કન્યા તેને વરી; કુળવાન્ કન્યાઓનો એજ ધર્મ છે; પરંતુ જેઓનું કુળ તથા આચરણ જાણ્યામાં આવ્યું નથી તેવા અજાણ્યાને કન્યા આપવી તે કુળવાન તથા સદાચરણથી શોભતા મારા જેવાને શરમાવા સરખું ગણાય. માટે આ રાજપુત્રને હું વિવેકથી કુળ ઈત્યાદિક પૂછી જોઉં. જાણવાથી મારા મનનો સંશય ટળશે.” એ પ્રકારે વિચારી ગુણસુંદરીનો બુદ્ધિમાન પિતા તેની પાસે જઇ ગંભીર તથા મીઠી વાણીવડે નીચે પ્રમાણે પૂછવા લાગ્યો.

“હે શ્રેષ્ઠ પુરૂષ! ગુણ, નમ્રતા અને બળવડે તમારી જાતિ તથા કુળ ઈત્યાદિ સઘળું સર્વ કરતાં અધિક છે એમ મને જણાય છે; છતાં જગત્ ઉપરના ડોળને વધારે માન આપે છે. ભીંત અંદરથી ગમે તેવી હોય; છતાં તેને લિંપી ધોળી શોભીતી બનાવાય છે. માટે હું આપને પૂછુંછું કે આપ કોઇ વિદ્યાધર કિંવા દેવતા છો? કે વર પ્રાપ્ત થએલા કોઇ મનુષ્ય છો? અથવા નાગપુત્ર છો? તમે કોણ છો? તે જણાવી મારા કર્ણ પવિત્ર

કરો." રાજાનાં એ પ્રકારનાં વચન શ્રવણ કરી મહીપાળે કરેલો ન્હારો વેષ તુરત કહાડી નાંખ્યો. જ્યારે તેણે પોતાનો કર્ત્રીમ સ્વાંગ ત્યાગ કર્યો ત્યારે વાદળામાંથી નીકળેલો સૂર્ય હોય; અથવા ધુમાડાથી મુક્ત થયેલો અગ્નિ હોય કે પેલ પાડેલો મણી હોય અથવા કલંક વગરનો ચંદ્ર દેખાય કે શિપમાંથી નીકળેલું મોતી શોભે તેમ તે શોભવા લાગ્યો. મનને હરણ કરે તેવી મહીપાળની કાન્તીથી હાટક-સોનું પણ ઝાંખું પડયું. તેની આકૃતિ જોઇ સઘળા લોકો જયજયકાર કરવા લાગ્યા. મહીપાળ પર આકાશમાંથી પુષ્પની વૃષ્ટી થઇ. દેવપાળ પોતાના નાનાભાઇની કાન્તિ જોઇ ભ્રાન્તિ ભેર ઉભો થઇ ભેટી પડયો. બીજા કુટુંબી પુરૂષોએ પૃથિવી પર દંડની પેઠે લાંબા થઇ મહીપાળને નમસ્કાર કર્યો. ત્રણ પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં. કંઇ લોક હર્ષથી નૃત્ય કરવા લાગ્યા. સ્ત્રીઓ મંગળકારી ગીત ગાવા લાગીઓ.

સ્વયંવરના આરંભમાં કહેલાં મહીપાળનાં વચનથી ક્રોધને પામેલા સઘળા રાજાઓ એકઠા થઇ નરવર્મા પાસે ગયા; અને કહેવા લાગ્યા કેઃ—"આ મહીપાળે પોતાના હાથથી અગ્નિ વૃક્ષનાં ફળ લીધાં તેમાં કંઇ આશ્ચર્ય સરખું નથી; કારણ કે ઇંદ્રજાળ વિદ્યાથી કોઇ કામ ન થઇ શકે તેમ નથી. તેના પિતાએ તેને ગુણહીન જાણી પૂર્વે ઘરમાંથી કહાડી મૂકયો હતો, તેણે કોઈ સ્થળમાંથી એ વિદ્યા સંપાદન કરી આ કામ કર્યું માટે તે શું બળ વાપર્યું કહેવાય ? ના કંઇજ નહિ. સ્ત્રીઓ સ્વભાવથીજ નીચ હોય છે; આ એક અજ્ઞાન કન્યા તેને પરણી માટે શું તે મોટો થયો ? આ અયોગ્ય થએલું કામ અમે સહન કરતા નથી. કોઇ ગરીબની પાસેથી રત્ન છીનાવી લે તેમ અમે તેની

પાસેથી આ કન્યાનું હરણ કરીશું. રાજાઓનું એ પ્રકારનું વચન શ્રવણ કરી નરવર્મા લગારેક વિચારીને ગંભીર વાણીથી બોલ્યો. રાજાઓ ! તમે થોડો કાળ વાટ જુઓ, હમણાં ક્રોધ કરવો એ ઠીક નથી; કલ્યાણસુંદર રાજા મારો પરમ મિત્ર છે. હમણાં આપણે દ્વેષને છુપાવી, તેને અનુસરી વર્તો. મોટા આનંદથી આ લગ્ન સમારંભનો ઉત્સવ કરવા દ્યો. એ સોરઠનો રાજા અલ્પ બળ વાળો છે તે આપણ જાણીએ છીએ. જ્યારે કન્યા લઇને તે જશે ત્યારે જળનો પ્રવાહ જેમ પર્વતથી રોકાય તેમ માર્ગમાં આપણે તેને રોકીશું. હમણાં આપણે તે સંબંધી કશો વિચાર કરવાનો નથી. સૂર્યનો ઉદય થયે કદિ અંધકાર રહેશે નહિ.”

નરવર્માના કહેવા પ્રમાણે સર્વ રાજાઓ સૂર્યકાન્ત મણિની પેઠે બહારથી મીઠી વાણીવાળા અને અંદર દ્વેષ રાખીને વર્તન કરવા લાગ્યા. હવે દેવપાળ પોતાના ભાઇને મળી અતિ આનંદ પામી મહીપાળને સ્નેહવડે કહેવા લાગ્યો “ મહીપાળ ! તમારા જવા પુંઠે વિયોગી થએલાં આપણાં માત પિતા માત્ર દેહનું અવલંબન કરીને જીવે છે. તેમનું જીવન માત્ર તમારે વિષે આસક્તિવાળું છે. રાત્રિ દિવસ તે તમારૂંજ ચિંતવન કર્યાં કરે છે. હું સ્વયંવરની ઇચ્છાથી અત્રે આવ્યો નથી; પરંતુ વખતે અહીંયાં તમારો આવવાનો સંભવ જાણીને આવેલો છું. હે વત્સ ! તમે આપણો મહેલ ત્યાગ કરીને નીકળ્યા ત્યારથી આજ સૂધીનું વૃત્તાંત મને વિદિત કરવાને તમે યોગ્ય છો. ” એ પ્રમાણે પોતાના ભાઇનાં પ્રેમનાં અમૃતથી ભરપુર વચનો શ્રવણ કરી મહીપાળે પોતાની સઘળી હકીકત તેને નિવેદન કરી. પ્રેમની વેલીને પ્રફુલ્લિત કરે એવાં મેઘ સરખાં પોતાના બંધુનાં આશ્ચર્યયુક્ત ચરિત્રો

શ્રવણ કરી દેવપાળ બહુજ હર્ષ પામ્યો. કલ્યાણસુંદર રાજાએ વાજીંત્રોના મંગળ શબ્દ સાથે તે વરકન્યાના વિવાહનો ઉત્સવ આદર્યો. પાણી ગ્રહણ સમયે વરકન્યાનું જોડું સમાન જોઇ આનંદમાં આવેલા કલ્યાણસુંદરે ઘણા હાથી, ઘોડા, રથ તથા રત્નો મહીપાળને પહેરામણીઓમાં આપ્યાં. પછી ભાટચારણોની પ્રશંસા પરથી મહીપાળના જાણવામાં આવ્યું કે પોતાના મિત્ર વિદ્યાધરનો ભાઇ રત્નપ્રભ વિદ્યાધર આ સ્વયંવરમાં આવેલો છે, તેજ ક્ષણે મહીપાળ તેના ઉતારામાં મળવાને ગયો. રત્નપ્રભે તેને આદર આવકાર દીધો. મહીપાળે તેના ભાઇ રત્નકાન્તિ વિદ્યાધરની સાથે જે વૃત્તાંન્ત થએલું તે સઘળું તેને જણાવ્યું. બુદ્ધિના પ્રભાવથી મહીપાળને જણાવ્યું કે રત્નપ્રભને તેના બંધુ સાથે સ્નેહ થએલો છે. તે બેઉ ભાઇનો સ્નેહ નિશ્ચલ થવાને મહીપાળ બોલ્યો—"હે રત્નપ્રભ ભાઈ! પૂર્વ જન્મના પુણ્યને લીધે આ વિશ્વમાં સહોદરનો સમાગમ થાય છે. સુખને ચહાનાર પુરૂષે પોતાના બંધુને બીજા હાથની પેઠે પાલન કરવું યોગ્ય છે. સંપત્તિ તથા સ્ત્રીઓ જ્યાં ગતિ કરીએ ત્યાંથી મેળવી શકાય છે; પરંતુ એક માતાના ઉદરમાંથી જન્મ પામેલા ભાઇનું દર્શન દુર્લભ છે. જેઓ અલ્પ દ્રવ્યને માટે પોતાના બંધુ સાથે દ્વેષ કરે છે તે મૂર્ખ અભાગીઓ પુરૂષ કુતરાના સરખો ગણાય છે. જે ભાગ્યહીન પુરૂષો રાજના લોભને અર્થે એક માના પેટથી જન્મેલા સગા ભાઇનો નાશ કરે છે તેઓ પોતાનીજ પાંખને કાપનારા થાય છે; એવું મારૂં મત છે. જેઓ એક ગ્રાસને માટે અભિમાન કરી પોતાના બંધુઓને ઠગે છે તેમનું અન્યની સાથે સલાહ કરી ગ્રાસને ગૃહણ કરનાર કાગ પક્ષીઓ પણ હાસ્ય કરે છે." એ પ્રકારે અમૃતથી પરિપુર્ણ એ

વી મહીપાળની વાણીને શ્રવણ કરી રત્નપ્રભનાં મણિઓ સરખાં નેત્રામાંથી ખર ખર આંસુ ગરવા લાગ્યાં. નિસાસો મૂકવાથી તથા ગળતાં આંસુઓથી જેનો કંઠ ગદ્દ ગદ્દ થઇ ગએલો છે એવો રત્નપ્રભ વિદ્યાધર થડકતી વાણી વડે કહેવા લાગ્યો–"હે મોટાભાઈ ! મારો નાનો ભાઈ રત્નકાન્ત પ્રથમથીજ ઉછુંખલ ( તોફાની ) છે. તેને માંઠું લાગે તેવું કોઇ વખતે કાંઇ પણ મેં આચર્યું નથી. તે પોતેજ સંકલ્પ, વિકલ્પ કરી ચિત્તમાં ઉલટું લાવી જતો રહ્યો છે. હિત ઇચ્છનાર મંત્રી વર્ગે અમૃત સરખાં વચનો વડે શીખામણ દઈ જતાં અટકાવાને પ્રયત્ન કર્યો; મેં પણ રોકવાને આગ્રહથી યત્ન કર્યો; છતાં તે ઉલટું માની ચાલી નીકળ્યો. હે ભ્રાત ! તેના વિના સુખ તથા દુઃખનું આપનાર આ રાજ્યાસન ઝેર ભેળવેલા અમૃત સરખું મને લાગે છે." એ પ્રકારનાં રત્નપ્રભનાં વચનો શ્રવણ કરી મહીપાળ બોલ્યો–"ભાઇ ! તમે હવે કશો પશ્ચાતાપ કરશો નહિ. જીવ તથા શરીરનો સંબંધ જેમ કર્મ કરાવે છે તેમ તમારા બેઉ ભાઇનો સમાગમ હું કરાવીશ." રાજપુત્રનું એ પ્રકારનું વચન સાંભળી પોતાના નાનાભાઇ મળવામાં ઉત્સાહ વાળા રત્નપ્રભે તેનું વચન અંગીકાર કર્યુ. મહીપાળ સંગીત કળાના આનંદમાં અને પ્રિયજનોના સહવાસમાં રાજપુત્રની સાથે કેટલાક દિવસ ત્યાં રહ્યો. પૂર્વના પ્રારબ્ધ કર્મને લીધે તેને અકસ્માત્ તાવનો વ્યાધિ ઉત્પન્ન થયો. સઘળે શરીરે ફોલ્લા નીકળ્યા. તલના દાણા પણ તપી જાય તેવો ભારે તાવ મહીપાળને વધી પડયો. તે જ્વરને શાન્ત થવાને જે શીતોપચાર કરવા માંડયા તે ઉલટા કમળ સરખા તેના દેહને વિશેષ બળતરા કરવા લાગ્યા. દુષ્ટ મનુષ્યને કોઈ સામભેદનાં વચનોથી!

શાન્ત કરવાનો ઉપાય કરે અને તેને વિશેષ કોપ થાય તેમ મહીપાળને વધારે તાત્ર ચડવા લાગ્યો. વ્યાધીને મટાડે તેવા વૈદ્યો, વિદ્યાઓ, કે કોઈ પ્રકારના તંત્ર પૃથ્વિમાં કોઇ સ્થળેથી તેને પ્રાપ્ત થયા નહિ. સારા, સારા, વૈદ્યોએ આવી અનેક પ્રકારની ઔષધિયો વડે તેને એક માસ લગી ઉપાય કર્યા; છતાં મહીપાળને જરા ટેકી લાગી નહિ. વ્યાધિવડે પીડાએલો મહીપાળ છેવટે થાકીને કલ્યાણસુંદર રાજાની આજ્ઞા ગ્રહણ કરી, બાપની પેઠે શોકને વશ થએલા પોતાના મનુષ્યોને મીઠાં વચનવડે ધીરજ આપી સેંકડો વિદ્યાધરો તથા સૈન્યથી વીંટળાએલો પોતાના પુજ્ય પિતાને મળવાની ઇચ્છાથી પોતાના દેશ પ્રત્યે સીધાવ્યો. વૃદ્ધોની શીખામણ ગ્રહણ કરી તથા માતા પિતાના પગમાં પ્રણામ કરી ગુણસુંદરી પણ પોતાના પતિ પછવાડે ગઇ.

સ્વયંવર સમયે જે રાજાઓ તેના પર બળ્યા હતા; તેઓ માળવા દેશના રસ્તાપર આવી મહીપાળનો માર્ગ રોકી કહેવા લાગ્યા—"હે રંક! અમારા જોતાં છતાં તું રત્ન લઇને કયાં જાય છે? તેં જે છળ કર્યો છે તેનુ ફળ તને હમણાંજ પ્રાપ્ત થશે. જે ચાંચલ્યપણાથી પોતાના ગજા ઉપરાંતનું કાર્ય કરે છે તેને તેનું ફળ તુરત મળે છે. જો તું તરતજ રોગી થયો છું અને સ્વયંવર વખતે તેં જે સારાં, નરસાં વચનો કહ્યાં છે તેનું ફળ હવે અમારા હાથથી તું ભોગવ." એ પ્રકારનાં વચન સં-ભળાવી સઘળા રાજાઓ એકઠા મળી તેને ચારે પાંસથી ઘેરી લીધો. શત્રુઓના અંતક સમાન રાજપુત્ર તેમનું વચન શ્રવણ

ફરી વ્યાધિ ભૂલી જઇ સાવધ થયો. હાથમાં ખડ્ગ ઝાલ્યું, હાથીએ હાથ, રથિકે રથિક, પેદલે પેદલ, અને અશ્વે અશ્વો, એ પ્રકારે પોત પોતાનાં હથીઆર પકડી બેઉ સૈન્યના યોદ્ધાઓ લડવા લાગ્યા. યુદ્ધને વિષે કાયરપણાનો ત્યાગ કરી વીરરસમાં મગ્ન થયેલા બેઉ સૈન્યના યોદ્ધાઓ, ' આ પારકો છે કે પોતાનો ' એ વાત પણ ભૂલી ગયા. રણમાં યુદ્ધ કરતાં મરેલા યોદ્ધાઓના માંસથી આચ્છાદિત થએલી પૃથિવીને જોઇ મહીપાળનો યશ સ્વર્ગ પ્રત્યે વિસ્તારવાને તેનાં બાણો આકાશમાં પહોંચ્યાં; ત્યાર પહેલાં કિન્નરલોકો મહીપાળના યશનું ગાન સ્વર્ગમાં કર્યા કરતા હતા. તે સાંભળી સ્વામીભક્તિમાં તત્પર એવાં તે બાણ તેની નિંદા કરનાર શત્રુઓ પર આવીને પડ્યાં. સમુદ્રનાં ઉછળતાં મોજાં જેમ કિનારાને પીડે તેમ થોડોક સમય તો શત્રુઓના સૈન્યે મહીપાળના સૈન્યને પીડ્યું. દેવપાળ, મહીપાળ તથા રત્નપ્રભ વિદ્યાધર શિવાયના બીજા પરાક્રમી યોદ્ધાઓ એ શત્રુઓની સાથે ઘણું યુદ્ધ કર્યું. આષાઢી મેઘની ધારાઓની પેઠે તેમણે શત્રુઓ પર બાણની વૃષ્ટિ કરી. તે વડે શત્રુઓના શરીરમાંથી નીકળતા રૂધિરથી પૃથિવી પલળી તેમનું દુર્ભિક્ષ થયું. રવૈયા સરખા યોદ્ધાઓએ શત્રુના સૈન્યરૂપ દહીને રણભૂમિરૂપ ગોળીમાં વલોવી યશરૂપી માખણ સંપાદન કર્યું. વિશ્વના તત્વરૂપ મહીપાળના સૈન્યનું બળ સહન ન થવાથી શત્રુઓનું સૈન્ય ચારે પાસ વિખરાઈ ગયું; અને તેઓ નાસી ગયા. મહીપાળના પર દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. મોટા પરાક્રમવાળા પુરૂષો કદી તુચ્છ મનુષ્યો પર ક્રોધ કરતા નથી; એમ જાણી નરવર્માદિક સઘળા શત્રુ રાજાઓ દાંતમાં તરણું ઘાલી, ' મહીપાળ

પૃથિવીમાં આનંદ ઉત્પન્ન કરનાર છે ' તેમ માની તેની ચરણ ર-
જમાં આળોટતા તેની શરણે આવ્યા. સર્વ રાજાઓના અધિ-
પતિ મહીપાળે પોતાના પગમાં પડેલા નમ્ર રાજાઓના બરડા
પર લક્ષ્મીના સ્થાનભૂત કમળ સરખો પોતાનો હાથ મૂક્યો.
ત્યાર પછી નરવર્મા રાજાએ દેવ કન્યાને પણ ઝાંખી પાડે એવી
પોતાની વનમાળા નામે કન્યા મહીપાળના ભાઇ દેવપાળને પ-
રણાવી. એ પ્રમાણે સઘળા રાજાઓ પર જીત મેળવી; જાણે મૂ-
ર્તિમતિ જયલક્ષ્મીને લઇ જતો હોય તેમ વનમાળાને લઇ
પોતાના નગર પ્રત્યે ચાલ્યો. નરવર્માદિક રાજાઓ મહીપાળની
આજ્ઞા લઇ યાદવોના બળથી આશ્ચર્ય પામતા પોત પોતાના
સ્થાન પ્રત્યે ગયા.

મહીપાળને આગળ જતાં જેમ જેમ વગડાના વાયુનો સ્પર્શ થ
તો ગયો તેમ તેમ તેના આયુષ્યને હરણ કરનાર રોગરૂપ સર્પ વૃદ્ધિ
પામવા લાગ્યો. નઠારા વાયુની અસરથી અષ્ટાદશ જાતના કોઢાએ
લક્ષ્મીના નિવાસ રૂપ તેના દેહને કલુષિત કર્યો. વનભૂમિ તેને નર્ક
ભૂમિ તુલ્ય લાગવા માંડી. કમળોવાળું નદીનું જળ તેને ભયવાળું લા-
ગ્યું; વાજીંત્રોના શબ્દો તેને કાળના ભયંકર નાદ જેવા સંભળાયા.
તેના શરીરમાંથી ઝરતાં પરૂ વગેરે દુર્ગંધવાળા પદાર્થો આસપાસ
વીંટળાએલાં મનુષ્યને અકારાં લાગવા માડયાં. ખાવાના પદાર્થો
હળાહળ વિષ જેવા થઇ પડયા. જળ ગરમ સીસાઓના ઉકળેલા
રસ જેવું લાગવા માંડયું. કપુર કષ્ટના પૂર જેવું જણાયું. ગાન
નઠારાં વાક્યો સરખું સંભળાવા લાગ્યું. નૃત્ય સર્પના છણછણાટ
જેવું દેખાયું. પુષ્પો યમના ઇષુ (બાણ) ની પેઠે ભોંકાવા લાગ્યાં.

નર્કના દુઃખ કરતાં વધારે દુઃખથી પીડાએલા મહીપાળને સ્વજન સંગાથે કે બહારના લોકની જોડે, ઘરમાં કે બહાર કોઇ સ્થળે હર્ષ થાય એવું રહ્યું નહિ. કેટલાક દિવસ પછી તેણે સૈન્ય સહિત પોતાના દુઃખથી દુખી થએલા સર્વનો પડાવ, એક પુષ્પથી ભરપૂર એવા વનમાં કરાવ્યો. પૂર્વે કરેલાં સારાં કે નરસાં કર્મો જેમ એની મેળે પ્રકટ થાય છે તેમ અન્યના ઉપદેશ શિવાય સારી નરસી બુદ્ધિ પણ સ્વાભાવિકજ ઉત્પન્ન થાય છે. કર્મે પ્રેરણા કરેલો જીવ કુંભારના ચાકડાની પેઠે સર્વ સ્થળે સ્વભાવને લીધે ફર્યા કરે છે. આ પુષ્પવનના ખુલ્લા મેદાનમાં ચંદ્રનાં શીતળ કિરણોના સમૂહથી પૂર્ણ એવી રાત્રીએ સુખ થવાની ઇચ્છાથી મહીપાળે શયન કર્યું. આ દિવસ ચૈત્ર માસની શુદ્ધ પુર્ણિમાનો હતો. તે દિવસે ચારે પાસથી અનેક વિદ્યાધરો સિદ્ધાચળની યાત્રાએ તથા આદિનાથ ભગવાનની સેવા કરવાને ગતિ કરતા હતા. ત્રણ લોકમાં રહેલાં જેટલાં તીર્થો છે, તેની યાત્રા કરવાથી જે પુણ્ય ઉત્પન્ન થાય છે તેટલું ફળ એક શત્રુંજયની યાત્રા કરવાથી પ્રાપ્ત થાય છે. ચૈત્ર મહીનાની પુનમે સિદ્ધાચળની સ્તુતિ કરી હોય તો સ્વર્ગ તથા મોક્ષનું ફળ હાથમાં આવે છે. એમ જાણી અનેક વિદ્યાધર લોક, નંદન વનમાંથી આણેલાં ચિત્રવિચિત્ર પુષ્પોથી આદિનાથ પ્રભુની પૂજા કરવા લાગ્યા. પૂજા કરી રહ્યા પછી યોગ્ય તાલસ્વરવાળું તથા અનેક પ્રકારના અભિનયથી યુક્ત સુંદર સંગીત કર્યું. છેવટે અનેક અર્થ ગૌરતવાળાં ભાષા ચાતુર્ય અને સંવેગ મિશ્રિત સ્તવનો વડે પરમેશ્વરની પ્રાર્થના કરી.

એ પ્રમાણે સઘળા વિદ્યાધરો ચૈત્રી પુનમની યાત્રા કરી પુંડરીક પર્વતપરથી નીચે ઉતર્યાં; તેમ છતાં તેની તરફ પોતાની

દૃષ્ટિ કરી સિદ્ધાચળની સુંદરતાને જોતા જોતા પોતાના સ્થાન પ્રત્યે જવા લાગ્યા. માર્ગમાં ચાલતાં ચાલતાં કોઇ ચંદ્રચુડ નામના વિદ્યાધરની સ્ત્રીએ પોતાના પતિને નિવેદન કર્યું કે—નાથ ! સર્વ ભલે જાય; પરંતુ આપણે તો આ સ્થળે નિવાસ કરીશું ! આદિનાથ પ્રભુએ મારા મનમાં નિવાસ કરી એવી પ્રેરણા કરી છે કે સ્વર્ગ તથા મોક્ષનું સુખ પણ તેની આગળ એક તરખલા સરખું ગણું છું. વિભો ! મારાપર પ્રસન્ન થાઓ અને બીજા આઠ દિવસ આ સિદ્ધાચળપર રહેવાનો નિશ્ચય કરો; કે હું શાન્તિથી આદિનાથ પ્રભુની પૂજા–સેવા કરૂં.” પોતાની પ્રિયાની એ પ્રકારની આજીજી સાંભળીને તીર્થને વિષે અત્યંત ભાવનાવાળો ચંદ્રચુડ ત્યાં રહયો. હિતસ્વી મનુષ્યે કરેલા યોગ્ય ઉપદેશની અવગણના કોઈ કરે ? અર્થાત્ ન કરે ! ચંદ્રચુડ વિદ્યાધર તથા તેની સ્ત્રી, બેઉ જણે વિશેષ ઉત્સાહથી ત્યાં આઠ દિવસ રહી ભગવાનની પૂજા કરી, પછી તેમની પૂજા સેવાથી તૃપ્તિને ન પામેલાં તે બેઉ જણાં જવાને તૈયાર થયાં. વિશાળ વિમાનમાં બેસી બેઉ જવા લાગ્યાં તેવામાં પૂર્વ દિશાએ આવેલું સૂર્યોદ્યાન તેમના દેખવામાં આવ્યું. નંદન વનને ઝાંખુ કરે તેવું પુષ્પોની સમૃદ્ધિવાળું એ રમણીય ઉદ્યાન જોઇને વિદ્યાધરની સ્રીએ પોતાના પતિ ચંદ્રચુડને વિનવ્યું કે—"હે નાથ ! સિદ્ધાચળની નજીકમાં રહેલું આ વન તો જુઓ; જે ચળકતાં ફુલોથી દહાડે પણ તારા સહિત રાત્રીની ભ્રાન્તિ કરાવે છે ! તે વનમાં કમળોના જથ્થાવડે રમણીય નિર્મળ જળથી ભરેલો પેલો કુંડ પાસેજ જણાય છે. તેના તટપર ફરકતી ધ્વજાઓના અગ્ર ભાગથી સ્વર્ગનિવાસી જનોને વાયુ ઢોળતા હોય તેવા અર્હત્ ભગવાન્ના શ્વેત પ્રાસાદો કેવા સુંદર દેખાય છે. હે સ્વા-

મિનૂ જુઓ આ ગિરીરાજ ભણી આવેલી વનની શોભા મારાં નેત્રને ઠંડક આપે છે. જો આપની ખુશી હોય તો ત્યાં આપણે ક્ષણભર વિશ્રામ કરીએ." એ પ્રકારે પોતાની પ્રિયાના મુખરૂપી કમળમાંથી ખરતું વાણીમય અમૃતનું પાન કરી ચંદ્રચુડ વિદ્યાધરે વિમાનને તે સ્થળે ઉતાર્યું. વિદ્યાધર પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો— "હે હરિણાક્ષી ! મોટા મહાત્મ્યવાળું આ સૂર્યોદ્યાન નામનું વન કહેવાય છે, આ વનમાં સર્વ કામમાં ઉપયોગ આવે એવી અનેક દીવ્ય ઔષધિઓ ઉત્પન્ન થાય છે. આ કુંડનું નામ સૂર્યાવર્ત કુંડ છે. તેમાં સ્નાન કરવાથી સઘળી પ્રકારના વ્યાધિઓ નાશ પામે છે. એ કુંડના જળના એકજ બિંદુથી અઢાર પ્રકારના કોઢનો રોગ મટી જાય છે. એ પ્રકારે કુંડ તથા વનનું મહાત્મ્ય વર્ણવતો વર્ણવતો ચંદ્રચુડ પોતાની વ્હાલી સ્ત્રી સાથે વનની મનને હરી લે એવી વેલીઓની ગુફાઓમાં ક્રીડા કરવા લાગ્યો. મન વશ કરે એવાં પોતાની ચંચળ નેત્રોના કટાક્ષથી રીઝેલા વિદ્યાધરે કમળનાં પુષ્પોના જથ્થાથી ભરપૂર એવા કુંડના નિર્મળ જળમાં ઘણીકવાર વિલાસ કર્યાં. પછી તે કુંડમાંથી કમળનાં પુષ્પો ચુંટી ધોએલાં પવિત્ર વસ્ત્રો ધારણ કરી ચંદ્રચુડે પોતાની સ્ત્રીએ સહિત સિદ્ધાયતનમાં આવી પરમેશ્વરની પૂજા તથા સ્તવન કર્યું. ત્યાર બાદ ભગવાનના ચરણ પખાળવાથી પવિત્ર થએલું અનેક વ્યાધિઓને ટાળનારૂં સૂર્યાવર્તનું જળ ગ્રહણ કરી બેઉ સ્ત્રી પુરૂષ પોતાના વિમાનમાં બેસી ત્યાંથી રવાને થઇ ગયાં.

આગળ જતાં ચંદ્રકાન્તિના યોગવડે જેમાં ઘણા શ્વેત તંબૂઓ દેખાતા હતા એવો મહીપાળની સેનાનો પડાવ વિમાનમાંથી તેમના જોવામાં આવ્યો. ચારે પાસ હાથી, અશ્વો, રથ

તથા પદાતિયોની વિશેષ સંખ્યા દેખી પ્રિયાએ પોતાના પ્રાણપતિને પૂછ્યું. "આવા અરણ્યમાં આટલાં બધાં મનુષ્યોનો નિવાસ કેમ છે ? જેણી તરફ નજર ફેંકીએ છીએ તેણી તરફ નર્યા હાથી તથા ઘોડાઓ દૃષ્ટિ પથે કેમ જણાય છે; જુઓ" અહીંયાં કોઇ પુરૂષ વ્યાધિને લીધે પીડા ભોગવતો હશે તેથી ઘણાજનોએ વિંટાએલો જણાય છે. ત્યાંથી નઠારી ગંધ બહુ આવે છે અવશ્ય તેને કોઢનો વ્યાધિ થયો હોય તેમ લાગે છે. હે પ્રાણપતિ ! આપણી પાસે કોઢના વ્યાધિને નાશ કરે તેવું ભગવત્ ચરણનું જળ છે; તમારી આજ્ઞા હોય તો હું તેના પર છાંટું." પતિની આજ્ઞા થવાથી તે કૃપાળુ વિદ્યાધરની પત્નીએ વિમાનમાં બેઠે બેઠે તેનાપર તીર્થનું જળ છાંટયું; તે શુદ્ધજળના સ્પર્શથી તેજ ક્ષણે કદી ન પ્રાપ્ત થએલો એવો પ્રેમ પ્રગટ થયો. જેમ ગ્રીષ્મ ઋતુમાં સૂકાએલું ઝાડ વર્ષા ઋતુમાં નવાં પાંદડાં ફુટવાથી સુપલ્લવ થાય તેમ મહીપાળનું શરીર પ્રફુલ્લિત થઇ ગયું. દેદીપ્યમાન્ તથા દીવ્ય કાન્તિવાળો મહીપાળનો દેહ થએલો જોઈ ગુણસુંદરી, દેવપાળ તથા વિદ્યાધર અને સઘળું સૈન્ય ખુશી થયું. રાજાના શરીરમાંથી નીકળેલા તે કોઢના વ્યાધિઓ આકાશ માર્ગે રહી તેને કહેવા લાગ્યા—" હે રાજન્ ! હવે તારો જય થાઓ; અમે તને છોડી દીધો છે. આજથી સાત જન્મ સૂધી અમે તારા શરીરમાં રહેવાના હતાં; પરંતુ તારા શરીરપર સૂર્યાવર્તનું જળ પડયું એટલે અમારે પેસવાનો મારગ હવે રહયો નહિ." એ પ્રકારે કહી શ્યામવર્ણવાળા અને ભયંકર આકૃતિવાળા તે વ્યાધિઓ કોલાહલ શબ્દ કરતા કોઇક સ્થળે જતા રહ્યા. અત્યંત સુખવાળી તે રોગ રહિત રાત્રી ગયા બાદ પ્રાતઃકાળે ઘણા

હર્ષથી દેવપાળે મોટો ઉત્સવ કર્યો. પોતાને આરોગ્યતા થઇ એમ જાણી પોતાના પ્રથમના મિત્ર રત્નકાન્તને ખુશી કરવા મહીપાળે વિદ્યાધરને તેડવા મોકલ્યો. મહીપાળે પોતાને તેડાવ્યો છે, એવું સાંભળી રત્નકાન્ત ઘણો આનંદિત થયો. વિમાન સહિત ઉતાવળો તે મહીપાળની પાસે આવ્યો. સ્નેહની ઇચ્છા રાખતો મહીપાળ દેહમાં ભળી જવાને ઇચ્છતો હોય તેમ પોતાના રોગ રહિત શરીરવડે તેને ભેટયો. પછી તે બેઉ વિદ્યાધર ભાઇઓનો ત્યાં સંમેલાપ કરાવી પોતાની મિત્રતા તથા પૂર્વનાં વદેલાં વચનોનું સાર્થક કર્યું. તે બેઉ વૈતાઢય ઉપર ભિન્ન ભિન્ન રાજ્યના સ્વામી હતા; તે માત્ર દેહથી ભિન્ન હતા. પરંતુ પરસ્પરના સ્નેહથી એકાત્મ ભાવને પામ્યા.

મધ્યાન્હ સમયે જ્યારે સૂર્ય માથે આવ્યો, ત્યારે કોઈ બે મુનિમહારાજો માસોપવાસનું વ્રત લીધેલું તેનું પારણું કરવા ત્યાં આવી ચડયા. ધર્મ તથા શમ પોતેજ સ્વરૂપ ધારણ કરીને પ્રત્યક્ષ થયા હોય તેવા તે બેઉ મુનિઓનાં દર્શનથી અત્યંત ભક્તિભાવવડે મહીપાળે ઉઠી તેમને નમન કર્યું. ત્યાર પછી નિર્મળ જળ, અન્ન તથા વસ્ત્રોથી પ્રતિલાભી પોતાને પૂર્વે પ્રાપ્ત થએલા વ્યાધિઓનું કારણ પૂછયું. મુનિઓ ધર્મલાભ કહી મીઠી વાણીવડે કહેવા લાગ્યા—' હે રાજન્ ! આ વનને વિષે જ્ઞાની એવા અમારા ગુરૂ પધારેલા છે. તમારા મનમાં કોઇ પ્રકારની શંકા હોય અગર ધર્મ સંબંધી કાર્યોને જાણવાની ઇચ્છા હોય તો તમે ત્યાં આવી તેમને પૂછો. " એ પ્રકારે મહીપાળને પ્રત્યુત્તર કહી બેઉ મુનિઓ મહીપાળે વંદન કરેલા, પોતાના ગુરૂ પાસે આવ્યા; અને ત્યાં બનેલી સઘળી બિના

ગુરૂને નિવેદન કરી. એટલામાં દેવપાળ, મહીપાળ તથા રત્નપ્રભ અને રત્નકાન્તિ ઘણાં મનુષ્યોએ સહિત તે બેઉ મુનિના ગુરૂને વંદના કરવા માટે ગયા. મનવડે આનંદમય આત્માનું ધ્યાન કરતા, અને ઉર્ધ્વવાયુઓવડે નાદબિંદુની કળાનો આશ્લેષ ( સ્પર્શ ) કરવાથી ઉત્પન્ન થયેલ તેજોરાશીવડે ગાઢ અંધકારનો નાશ કરતા એવા, આધારચક્રમાં રહેલા કમળને સંકોચી બ્રહ્મરંધ્રમાં નિવાસ કરીને રહેલું જે તેજ તેને પોતાની શક્તિવડે હૃદયમાં સ્થિત કરી ચિંતવન કરતા એવા, સર્વ ભાવોને વિષે સમતાને ભજનારા, માત્ર એક મોક્ષ પામવાનીજ ઇચ્છાવાળા, ગુરૂને જોઇ તેઓ અકથનીય આનંદને પ્રાપ્ત થયા. કાયિક, વાચિક તથા માનસિક પવિત્રતાથી મુનીશ્વરની ત્રણ પ્રદક્ષિણા દઇ ઉત્તરાસંગ કરી તેઓ હર્ષવડે તેમને નમ્યા. અલ્પ સમયમાં સમાધિમુક્ત થએલા અને ધર્મરૂપ વ્યાપારવાળા મુનીશ્વર તેમને નીચે પ્રમાણે બોધને અર્થે દેશના આપવા લાગ્યાઃ—

"હે ભવ્યજીવો ! પવિત્ર દેશ, મનુષ્યપણું, દીર્ઘાયુ, રોગરહિતપણું, પવિત્ર કુળ, અને ન્યાયવડે સંપાદન કરેલું દ્રવ્ય, એ પુણ્ય પ્રાપ્ત કરવામાં હેતુભૂત છે." એ પ્રકારે મુનીશ્વરના મુખરૂપી ચંદ્રમાંથી ઝરતા દેશનારૂપ અમૃતનું પાન કરી તેઓ પૂછવા લાગ્યા—"હે પ્રભો ! મહીપાળના દેહમાંથી છુટા પડયા પછી વ્યાધિઓ બોલ્યા કે—સાત જન્મ સુધી અમે એના શરીરમાં રહેવાના હતા; છતાં જ્યાં સૂર્યકુંડનું જળ સ્પર્શ થાય ત્યાં અમારાથી સ્થિત થઇ શકાતું નથી માટે હવે અમે જઇએ છીએ. એવું એમનું બોલવું કેમ થયું ?

તે અમને કહો." ક્ષણ વાર સમાધી કરી તેના પૂર્વ જન્મનું સ્મરણ કરી મુનિમહારાજે કહ્યું—" હે મહીપાળ! તારા પૂર્વનું પાપ તું સાંભળઃ—ભરતખંડને વિશે શ્રીપુર નામનું એક નગર છે. તે નગરમાં ગુણવાન્ મનુષ્યોની મર્યાદા સરખો **શ્રીનિવાસ** નામનો રાજા રાજ્ય કરતો હતો. પિતા જેમ ઔરસ પ્રજાનું રક્ષણ કરે તેમ તે રાજા પોતાની પ્રજાઓનું પાલન કરતો હતો. શત્રુઓ પર યમના જેવો તેનો દંડ હતો. કામધેનુ ગાયની પેઠે ઇચ્છિત દાન આપતો, ચિંતામણી તથા કલ્પવૃક્ષ કરતાં પણ તેનો પ્રતાપ વિશેષ હતો. શીલ ઇત્યાદિ સદ્‌ગુણોથી તે ભરપુર છતાં શીકાર કરવારૂપ દુર્વ્યસને કરીને કલંકવાળા ચંદ્રના જેવો હતો એક સમયે હાથમાં ધનુષ્ય બાણ લઇ ઘોડાપર બેસી મૃગયા માટે તે વનમાં નીકળ્યો. તેને જોઇ ભયભીત થએલા એક હરણના ટોળાની પુંઠે તેણે પોતાના અશ્વને મારી મૂકયો. દોડતે ઘોડે મેઘની ધારાની પેઠે તે રાજા હરણના ટોળાપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો. જેમ જેમ તે હરણનું ટોળું દુર જતું ગયું તેમ તેમ અશ્વના વેગથી દુરનું નજીક અને નજીકનું દુર કરતો રાજા મૃગયાની આસક્તિમાં પોતાની સેનાથી વીખૂટો થયો. આગળ ચાલતાં ગહન ઝાડી જણાઈ. તે ઝાડીમાં કોઈ પ્રાણી હશે એમ જાણી ઝાડી પ્રત્યે પોતાનાં તીવ્ર બાણો છોડયાં. એટલામાં તે ઝાડીમાંથી '**નમોऽर्हद्भ्यः**' અર્હત્ ભગવાન્‌ને નમસ્કાર હો. એ પ્રકારની ગદ્‌ગદ્ વાણી તેણે શ્રવણ કરી. જેણી તરફથી તે શબ્દ સાંભળવામાં આવ્યો તેણી તરફ તેણે પોતાની દૃષ્ટિ ફેરવી, તો કાઉસ્સગ્ગ કરતા કોઈ મુનિને પોતાનું નાખેલું બાણ ભોંકાવાથી ભોંય પડી જતા તેના જોવામાં આવ્યા. મહાત્માને પડેલા જોઇ

પોતાનું પુણ્યરૂપ ઝાડ મૂળમાંથી ઉખડી પડયું હોય તેવું તેને લાગ્યું. રાજા ઘણો પરિતાપ કરવા લાગ્યો—"હે સ્વામિન્ અઘોર પાપી એવા મેં આ શું કર્મ કર્યું? ઘણું દુઃખ વેઠી ઉછેરેલું બોધબીજ મેં નઠારાં કર્મરૂપ અગ્નિવડે સળગાવી મૂક્યું. મારા જીવવાને ધિક્કાર છે. પુણ્યને નિમૂળ કરનાર તથા પાપને ઉછેરનાર દોષ રહિત જીવોને નાશ કરવા રૂપ વ્યસન મને વળગ્યું છે. એક જીવનો નાશ કરવાથી પણ ઉગ્ર નર્કમાં પડવારૂપ અનિષ્ટ ફળ ભોગવવું પડે છે. અરે! દુષ્ટ આશયવાળા મેં આ દુષ્ઠ વ્યસનને એટલું મોટું વિસ્તાર્યું કે છેવટે વૃદ્ધિ પામવાથી ઋષિહત્યાનું પાપ મેં વ્હોર્યું. આ દુષ્ટ વ્યસનમાં મને પ્રેરનાર એવા ધર્મને જાણનાર પુરૂષોને, તથા આવાં નિર્દોષ પ્રાણિઓને દુઃખ દેનાર એવા મને ધિક્કાર છે. જેઓ એમ બોલે કે રાજાઓને મૃગયા રમવામાં કશો દોષ લાગતો નથી, તેમની પંડિતાઇ તથા તત્ત્વજ્ઞાનનો નાશ થાઓ. અરે! બિચારાં ઘાસ અને પાણીથીજ જીવનારાં નિર્દોષ પ્રાણીઓને તિવ્ર બાણથી વિંધિ નાખે એ કેટલું ખેદજનક? પુણ્યનો સમૂહ મૂર્ત્તિમાન્ થયો હોય તેવા આ મોટા યોગી પુરૂષને મેં ઓછા ભાગ્યવાળાએ હણ્યા. હવે હું શું કરૂં અને ક્યાં જાઉં?" એ પ્રકારે કહી પોતાના ધનુષ્ય તથા બાણને ભાગી નાખ્યાં. ઘોડા પરથી નીચે ઉતરી ઋષિની પાસે આવી જાણે પોતાના પાપનો પશ્ચાતાપ કરતો હોય તેમ તેમને પગે લાગ્યો. જેમનો ધીમો—અલ્પ પ્રાણ વાયુ રહ્યો હતો તેવા તે મુનિના ચરણ મુકુટની પેઠે પોતાને માથે ચડાવ્યા. વળતી પોતાનાં નઠારાં કર્મની નિંદા કરતો તથા આસપાસનાં જનાવરોને રૂદન કરાવતો તે રાજા છૂટે મ્હોંડે અસ્ખલિત

રડવા લાગ્યો. પરિણામે તેણે કહ્યું કે-"હે દેવ ! મૃગયામાં આસક્ત એવા મેં દુરાત્માએ આ ઘણુંજ નઠારૂં કર્મ આચર્યું છે; હે સ્વામિન્ ! મને આજ્ઞા આપો કે હવે પાપથકી મૂકાવાને મારે શું કૃત્ય કરવું ? મારા પવિત્ર કુળને મેં લાંછન લગાડયું; દેદીપ્યમાન્ એવા પુણ્યપ્રાસાદને મેં મેંશના કુચડાથી ધોળ્યો. નઠારાં આચરણવાળો મૂર્ણ પુત્ર કુળમાં એક ઉત્પન્ન થવાથી વૃદ્ધોના સત્કર્મરૂપ વૃક્ષમાં દાવાનળ પ્રગટ થયો એમ સમજવું. હવે પાપી તથા તિર્યંચ અને નર્કના અધિકારી એવા મને તમારી ચરણની રજ એજ શરણું છે." એ પ્રકારે બોલતો તથા પોતાના આત્માની નિંદા કરતો, જેની આંખો આંસુઓ વડે પૂરાઇ ગઇ છે એવો રાજા મુનિનાં ચરણમાં વારે વારે પ્રણામ કરવા લાગ્યો. મુનિ પણ એક ક્ષણ વારમાં અર્હંત્ પ્રભુનું ધ્યાન કરતા કર્મવડે કરીને આકર્ષાયા હોય તેમ તે બાણ વડે કરીને પ્રાણ છોડી ગયા. તેજ ક્ષણે મુનિના વધરૂપ ખડ્ગથી જેનું હૃદય ચીરાઇ ગયું છે એવો રાજા મોટા સ્વરથી રડતો થકો મુનિના ગુણ સમૂહનું ધ્યાન કરી મૂર્છાવશ થયો. એટલામાં તેનાથી પાછળ પડી ગયેલા લશ્કરના મનુષ્યો ત્યાં આવી પહોંચ્યાં, તેમણે રાજાની મૂર્છિતાવસ્થા જોઇ તેને બોધવચનો કહિ કેટલેક અંશે શોકમુક્ત કર્યો. ત્યાર પછી મુનિના દેહને રાજાએ અગ્નિસંસ્કાર કર્યો. જેના મનમાં ઘણો ખેદ થયો છે એવો તે રાજા પોતાના ઘર પ્રત્યે આવ્યો. મુનિની હિંસા કરી તે પાપમાંથી મુકત થવાને તેણે તે જંગલમાં શાંતિનાથ પ્રભુનો ચાર દરવાજાનો એક પ્રાસાદ બંધાવ્યો. ત્યાર પછી તે રાજા ભક્તિ ભાવથી હમેશાં નિયમ પ્રમાણે પવિત્ર એવાં અન્ન વસ્ત્રનું

મુનિઓને દાન કરવા લાગ્યો. એ પ્રમાણે કાયિક, વાચિક તથા માનસિક એ ત્રણે પ્રકારની પવિત્રતાથી ધર્મને આચરતાં છતાં પણ મુનિની હિંસાના પાપથી નિર્મુક્ત થયો નહિ. તે પાપરૂપ દુઃખથી મોટો વ્યાધી ભોગવી પરિણામે મૃત્યુ પામી સાતમી નર્કને વિષે ગયો. ત્યાં બંધન તથા છેદન ઈત્યાદિક દુઃખને અનુભવી તિર્યંચપણાને પામ્યો. તે જન્મમાં ટાઢ, તડકો, રોગ, માર, ભૂખ, તરસ વગેરેનું દુઃખ સહન કરી પુનઃ નર્કને વિષે પડ્યો. તિર્યંચ તથા નર્કમાં અનેક અવતાર થવા પછી છ જન્મ સૂધી મનુષ્ય જન્મમાં કોઢનો રોગ થવાથી મૃત્યુ પામ્યો. આ સાતમે જન્મે હે મહીપાળ ! તે તું આ રાજા થયો છું. તને કોઢનો રોગ હતો તે પૂર્વ જન્મે કરેલી મુનિની હત્યાનું ફળ હતું. હે રાજાના પુત્ર ! હસવું કરતાં પણ મુનિની અવગણના કરી હોય તો તે અત્યંત દુઃખને આપે છે. તો અદેખાઇથી તેમનો અપરાધ કર્યો હોય તો તે નર્કગતિને આપે તેમાં શી નવાઇ ? યતિને ક્રોધાયમાન કરવાથી એક જન્મના પુણ્યનો નાશ થઇ જાય છે. યતિને મારી નાખવાથી સાતમી નર્કે જવાય છે. મુનિની હિંસારૂપી વેલી કષ્ટ, અસદ્ગતિ, નઠારી યોનિમાં જન્મ તથા અભાગિયાપણું વગેરે વગેરે અનિષ્ટ ફળોથી આ લોક તથા પરલોકમાં ફળ્યાંજ કરે છે. મન, વાણી, તથા શરીર એ ત્રણે પ્રકારની શુદ્ધતાથી સેવન કરાએલા યતિ સઘળી પ્રકારનાં સુખને આપનારા થાય છે. તેમનો તિરસ્કાર કરવાથી તિર્યંચાદિ ગતિ તથા નર્ક સંબંધી અનેક દુઃખો પ્રાપ્ત થાય છે. મોટાં ઐશ્વર્યવાળા તથા વ્રત પાળનારા મુનિની અવગણના તો નજ કરવી; પરંતુ ક્રિયાહીન તથા ગુણ વગરના મુનિની પણ અવ-

ગણના કરવી નહિ. સાધારણ વેષધારી મુનિને પણ, ગૃહસ્થાશ્રમીએ પુણ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો ગૌતમ મુનિ માની ભક્તિભાવથી તેમનું પુજન કરવું. મુનિનો વેષ વંદનીય છે; દેહ વંદનીય નથી; માટે પુણ્યવાન્ મનુષ્યે તેમનો વેષ દેખીને સેવા કરવી. વેષધારી મુનિનું આચરણ વિશેષ વંદનીય છે; મુક્તિ પામવાની આકાંક્ષા રાખનાર મનુષ્યે તેમનું પવિત્ર આચરણ તપાસી ઘણે પ્રકારે પૂજવા. ક્રિયાઓ કરનાર સાધુ હોય પરંતુ તેની અવગણના કરવામાં આવે તો તે વ્રત પાળવામાં મંદ ભાવવાળો થાય છે. જેઓ સાધુને દેખી તેમને નમન કરતા નથી તેમનાં દાન, દયા, ક્ષમા તથા શક્તિ વિશેષ ફળ આપતાં નથી. માટે કાયા, વાણી તથા મનને પવિત્ર રાખી સર્વ પ્રકારે જૈન સાધુઓની સેવા-પૂજા આદરવી. પોતાનો સ્વાર્થ બગાડે તેવી તેમની નિંદા કયારે પણ કરવી નહિ. હે મહીપાળ ! દુષ્ટ વ્યાધિઓ તને થયા; તેનું કારણ સ્પષ્ટપણે મેં તને જણાવ્યું; માટે ક્રોધી સાધુની પણ તારે કદી અવજ્ઞા આચરવી નહિ.

હે રાજન્ ! હવે સૂર્યકુંડના જળનું મહાત્મ્ય તને કહું તે તું શ્રવણ કર. સિદ્ધાચળની તલેટીમાં ઉગમણી દિશાએ એક મોટું સૂર્યવન નામે વન છે. ત્યાં વિક્રિયાવાળું સ્વરૂપ ધારણ કરી સૂર્ય જિનભગવાનનુ પૂજન કરવા માટે સાઠ હજાર વર્ષ સૂધી નિવાસ કરીને રહ્યા હતા; માટે તે જગા સૂર્યોદ્યાન એ નામથી ઓળખાય છે. તે સૂર્યોદ્યાનમાં સૂર્યાવર્ત્ત નામનો એક કુંડ છે. તેનું જળ ઋષભ ભગવાન્‌ની અમૃતમય દૃષ્ટિવડે વ્યાપ્ત છે. તેથી હિંસાદિક દોષને નિવારણ કરનારૂં તથા સઘળા પ્રકારના કોઢને

મટાડનારૂં સૂર્યાવર્ત્તનું પવિત્ર જળ જિન-પ્રભુના સ્નાત્રમાં વિશેષ વપરાયું છે. કોઇ મણિચુડ નામનો વિદ્યાધર પોતાની સ્ત્રીએ સહિત ચૈત્ર માસની પુનમે વિમલગિરિની યાત્રા કરવા માટે આવ્યો હતો. તે યાત્રા પૂર્ણ કરી ભગવાનને નમસ્કાર કરી આ સૂર્યોદ્યાન પ્રત્યે આવ્યો. ત્યાં આવી તે વિદ્વાન્ વિદ્યાધરે ઋષભદેવ પ્રભુની પ્રતિમાને પ્રણામ કર્યો. સૂર્યાવર્તનું પવિત્ર જળ ગ્રહણ કરી તે પોતાના સ્થાન પ્રત્યે જવા લાગ્યો. તેની સ્ત્રી વિમાનમાં સાથે બેઠેલી હતી; તેણીને તારૂં અત્યંત દુઃખ જોઇ દયા ઉત્પન્ન થઇ; તેથી પોતાના સ્વામીની રજા લઇ તારાપર સૂર્યાવર્ત્તના જળનો તેણીએ અભિષેક કર્યો. તે જળના સ્પર્શથી સઘળા તારા વ્યાધિઓ શરીરમાંથી નીકળી ‘ હવે અમે તારા શરીરમાં રહેવાને શક્તિમાન્ નથી.’ એ પ્રકારે બોલી જતા રહ્યા. હે રાજકુમાર ! વિશેષે કરીને સઘળી પ્રકારની હિંસાઓ નર્ક ઇત્યાદિ દુઃખોને પ્રાપ્ત કરનારી છે. તેમાંએ સાધુની હિંસા તો હમેશાં સંસારચક્રમાં ભમાવનારીજ છે. કોઈ પવિત્ર મનુષ્યે વચનથી પણ સાધુને ક્રોધાયમાન્ કરવા નહિ. ઘણું કરીને કોઇકની નિંદા કરવી તે દુઃખના ઢગલાને ભોગાવનારી છે. એટલા માટે મહાન્ ઋષિઓ પારકી નિંદા, પરનું દ્રવ્ય હરણ કરવું તથા પારકાનો દ્રોહ કરવો એ ત્રણેને મોટાં પાપ ગણે છે. વેષધારી મુનિ નિરંતર વંદનીય છે; માટે ભદ્રિકે કૃતિ ઇત્યાદિ કંઇ તપાસવું નહિ; કારણ કે સાધારણ છતાં પણ તેમના વેષનેજ નમાય છે.” એ પ્રકારે મુનિ ઉપદેશ આપી છાના રહ્યા. પછી મહીપાળે નીચે પ્રમાણે વિનવ્યું.

પ્રભો ! આપ જંગમતીર્થરૂપ મને મળ્યા છો. સર્વે કરતાં શ્રેષ્ટ એવા સિદ્ધાચળ તીર્થનો ઉપદેશ કરવાથી તથા મારી ધર્મરૂપી આંખોને ઉઘાડવાથી ઉપમા રહિત એવા તીર્થ સરખા આપ મને મળ્યા તેથી હું આજ કૃતાર્થ થયો છું. મારા સરખાં ગ્રહસ્થાશ્રમી પ્રાણીઓને આપ સેવવા અને ચિંતવવા લાયક છો; કારણ કે ગુરૂના ઉપદેશ શિવાય વિદ્વાન્ મનુષ્ય પણ ધર્મના રહસ્યને જાણી શકતો નથી. વિદ્યા, કળાઓ, રસસિદ્ધિઓ, ધર્મનું તત્વ, તથા ધન સંપાદન કરવું એ સર્વે ડાહ્યા મનુષ્યોને પણ ગુરૂ ઉપદેશ વિના પ્રાપ્ત થતાં નથી. માતા, પિતા, ભાઇ વગેરે સર્વના ઋણમાંથી મનુષ્ય મોકળો થઇ શકે છે; પરંતુ ગુરૂના દેવામાંથી સેંકડો ઉપાયથી પણ છુટી શકતો નથી. માતા પિતા વગેરે સગાં વ્હાલાં જ્યાં જ્યાં જન્મ થાય ત્યાં ત્યાં મળે છે, પણ ધર્મોપદેશક સદ્ગુરૂ તો કોઇ પુણ્યના પ્રતાપથી કવચિત્જ મળે છે. હે ભગવન્ પ્રમાદી એવો હું આ સંસારરૂપ સમુદ્રમાં અનંત કાળથી ભટકતો હતો, તેને આજ આપ ચિંતામણી સદૃશ પ્રાપ્ત થયા છો; હે પ્રભો ! આપ જો મને તે તીર્થનાં દર્શન કરાવશો, તો હું કૃતાર્થ તથા પુણ્યવાનોનો પણ પુણ્યવાન થઇશ. ગુરૂની સાક્ષીએજ સઘળાં કાર્યોમાં બરોબર પ્રવર્તન થઇ શકે છે; નેત્ર છતાં પણ સૂર્ય શિવાય મનુષ્ય જોઇ શકતો નથી.” એ પ્રકારે તીર્થની સેવામાં શ્રદ્ધાવાળા મહીપાળે ગુરૂની પાર્થના કરી તેથી તેમણે સાથે પધારવાને અંગીકાર કર્યું. મહીપાળ મોટા હર્ષથી ઉઠયો. ભેરી ઇત્યાદિ વાજીંત્રોના નાદથી દિશાઓને ગજાવી મૂકતા સઘળા પુરૂષો સાથ સહિત ગુરૂ સાથે નીકળ્યા. રોજ ગતિ કરતા તેઓ થોડા દિવસમાં સૂર્યવન પ્રત્યે આવ્યા. ત્યાં જુદી

જુદી જાતનાં વૃક્ષોની તળે સૈન્યે પડાવ કર્યો. ગુરૂએ દેખાડેલા વિધિ વડે સૂર્યકુંડમાં સ્નાન કરી ચૈત્યમાં પ્રવેશી જિન પ્રભુની પૂજા આદરી. તે સમયે તેમણે મોટો ઉદય પ્રાપ્ત કર્યો. ત્યાર પછી વિદ્યાધરોએ પોતાની ખેચરી વિદ્યાના બળથી ધ્વજાઓવડે શોભિતાં વિમાન વિકુર્વ્યાં. વિમાનોના જથ્થાથી છવાએલા વિભૂતિરૂપ મહેલના આંગણા સરખા શત્રુંજય પર્વત પર તેઓ આવ્યાં. ત્યાં જિનમંદીરો પર યાત્રાળુઓનાં શુભકર્મરૂપી જયથી પૂર્ણ થએલા ઘડાની માફક રહેલા સોનાના કળશોની હાર જોવાથી તેમને બહુ આનંદ થયો. સિદ્ધાચળની છેલ્લી ટુંક પર આવી ત્રણ લોકને વિષે શ્રેષ્ઠ એવા તીર્થ તથા શ્રીઆદિનાથ પ્રભુનાં તેમણે દર્શન કર્યાં. પ્રભુના દર્શન થવાથી મુક્તિરૂપ આનંદને પ્રાપ્ત કરે એવું નિર્મળપણું તેમનામાં આવ્યું. આનંદયુક્ત તેઓ વિમાનમાંથી નીચે ઉતર્યા, અને તુરતજ રાયણના ઝાડની પ્રદક્ષિણા કરી જગતના સ્વામી એવા આદિનાથ પ્રભુની પાદુકાઓને નમન કર્યું. ત્યાંથી તેમના પ્રધાન મંદિર પાસે આવ્યા. પ્રાસાદને જોતાંમાંજ તેઓનાં અંગ પ્રફુલ્લિત થઇ ગયાં. પોતાના હાથ લાંબા કરી ભાવથી તેઓ નૃત્ય કરવા લાગ્યા. ભગવાનનાં દર્શનવડે આત્મશ્લાઘા કરતા તેઓએ જે શુભ ફળ પ્રાપ્ત કર્યું તે વાણીવડે ન કહેવાય એવું હતું. પહેલાં તો તેમણે ચળકતાં રત્નોથી પરમેશ્વરને વધાવી લીધા. પછી પુણ્યના ભારથી વિશેષ નમી ગએલી પૃથિવીમાં આલોટી પ્રભુનાં દર્શન કરવા લાગ્યા. ત્યાર પછી શત્રુંજયા નદીમાં સ્નાન કરી અંદર તથા બહારથી પવિત્રપણાને પામ્યા. રૂડા ગુણવાળા તેઓએ પોતાના પવિત્ર યશના સરખાં શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં. પછી પોતાની વિદ્યાના ઐશ્વર્યથી નંદન વ-

નમાંથી આણેલાં પુષ્પોવડે ત્રણ લોકના તિલકરૂપ ભગવાનની પૂજા આદરી. ગુરૂમહારાજની આજ્ઞાથી પોતાના મનના ઉમળકાથી પર્વતોના રાજા સિદ્ધાચળ પર તેમણે સર્વ પ્રકારનું ધર્મનું કૃત્ય આચર્યું. પરિણામે ઘણા પ્રેમથી નિર્મળ તથા વિવિધ અર્થવાળાં સ્તોત્રોથી સર્વોત્તમ સુખને આપનાર એવી સ્તુતિ કરી નિષ્પાપ થયા. તેજ પ્રકારે પૂર્ણ ભક્તિભાવથી પવિત્ર ઉપકરણોવડે ગુરૂને પ્રતિલાભ્યા. હજારો ગરીબોને દયાનું દાન દેઈ આનંદ પમાડ્યા.

એક સમયે ગુરૂ બોલ્યા—"પરમેશ્વરની પૂજા કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેના કરતાં દેરાસર બંધાવવાથી તથા પ્રભુની પ્રતિમાનું સ્થાપન કરવાથી અનેક ગણું ફળ પ્રાપ્ત થાય છે. પ્રતિમા તથા પ્રાસાદનો કરાવનાર પુરૂષ સ્વર્ગના ફળને પ્રાપ્ત થાય છે. તેના કરતાં પાપાચરણીઓથી પ્રાસાદનું રક્ષણ કરવામાં વિશેષ ફળ પ્રાપ્ત થાય છે." એ પ્રકારે ગુરૂનાં વચન શ્રવણ કરી વિશેષ ભક્તિ ભાવવાળા મહીપાળે પ્રતિમાએ સહિત એક વિશાળ પ્રાસાદ રચાવ્યો. તેમાં અષ્ટાન્હિક એટલે આઠ દિવસનો ઉત્સવ કરાવી વિમાનમાં બેસી ગુરૂ મહારાજે દર્શાવેલા માર્ગે રૈવતાચળ પર આવ્યો. શ્રીનેમિનાથજી ભગવાન્‌ની પૂજા કરવામાં સાવધાન એવા તેમણે તે ગિરિ પર પણ અષ્ટાન્હિક ઉત્સવ આદર્યો. તે ગિરિપર નિવાસ કરેલા સૂર્યમલ્લ નામે રાજાના જાણવામાં આવ્યું કે—પોતાના દીકરાઓ મોટો ઉદય સંપાદન કરી સ્ત્રીઓ સહિત આ ગિરનારમાં આવેલા છે; એટલે મોટા આનંદથી તે તેમના સ્હામો આવ્યો. જંગમતીર્થના સરખા પોતાના બાપને દેખી બેઉ પુત્રો પિતૃભક્તિમાં આશક્ત થયેલા

ભક્તિભાવથી પૃથિવીમાં લોટી તેમને પગે પડયા. ન્યાય તથા ધર્મરૂપ બે પાંખ સરખા બેઉ પુત્રોને પૃથિવીમાં પડી નમન કરતા તે ગુણવાન્ પુત્રોને હાથે ઝાલી ઉઠાડયા. પરસ્પર અત્યંત સ્નેહથી પિતા પુત્રો આલિંગન કરવા લાગ્યા. તે સમયે અન્યોન્ય જે આનંદ ઉત્પન્ન થયો તે અકથનીય હતો. ત્યાર પછી પુત્રોએ સહિત હાથીપર બિરાજી સૂર્યમલ્લ રાજા પોતાના નગર પ્રત્યે આવ્યો. નગરમાં પેસતાં રાજમાર્ગ પર ઠામ ઠામ ધ્વજાએ સહિત ગોઠવેલા માંચાઓ, મજેનાં તોરણો જોતા જોતા તથા અનેક પ્રકારનાં સંગીતોને શ્રવણ કરતા તેઓ રાજમહેલમાં પધાર્યા. રત્નકાન્ત તથા રત્નપ્રભ એ બેઉ વિદ્યાધરોને સોનું હાથી તથા ઘોડાઓ ઈત્યાદિનો શીરપાવ કરી તેમના પરિવાર સહિત પોતાના સ્થાનમાં પહોંચાડયા. ત્યાર પછી તેજ દહાડે દેવપાળે કહ્યું, " મહીપાળ ! તમે ગુણે કરી શ્રેષ્ઠ—મોટા છો. " એવો અભિપ્રાય મળવાથી તેના પિતાએ મહીપાળને રાજગાદી પર બેસાડયો.

મહીપાળ ગુણી રાજ્યને પામી પ્રજાઓનું પાલન કરવા લાગ્યો. રાજ્ય સંપાદન કરી તેણે અક્ષય કીર્તિનો સંચય કર્યો. જ્યારથી તે ગાદી પર આવ્યો ત્યારથી એના રાજ્યમાં અન્યાય, શત્રુનો ભય, દુષ્કાળ અને વ્યાધીનો નાશ થઇ ગયો. તેના ન્યાયી રાજ્યમાં જોઇતી વૃષ્ટિ થવા લાગી. ગરમીને શાંત રાખે તેવા વાયુ વાવા લાગ્યા. વૃક્ષો ઋતુ ઋતુનાં ફળો પૂર્ણપણે આપવા લાગ્યાં. મહીપાળ પોતાની રાણી સહિત ખેચરીવિદ્યાના બળથી શાશ્વત્ તથા અશાશ્વત્ ચૈત્યોમાં ગમન કરી પરમેશ્વરની પૂજા કરવા લાગ્યો. શત્રુંજય તથા ઉજ્જયંત વગેરે પર્વતો પર અને

અનેક નગરો તથા ગામ અને ઉદ્યાનોને વિષે મહીપાળે નવાં દેરાસર કરાવ્યાં. કિલ્લાબંધ ચોરાશી નગરો, ચોરાશી બંદરો તથા એક લાખ અને બત્રીશ હજાર ગામનો મહીપાળ રાજા ધણી હતો. સાતસો હાથી, સાતસે રથ તથા સાત લાખ ઘોડાઓ તેના કબજામાં હતા. ચારસેં વર્ષ સૂધી તેણે રાજ્યાસન ભોગવી પોતાના પુત્ર શ્રીપાળને રાજ્યગાદી સોંપી પરિણામે સંસારનો ત્યાગ કર્યો. ધાન્યના ભંડાર સરખો તથા જળથી વીંટાએલો સિંધનો મુલક દેવપાળના પુત્ર વનપાળને આપ્યો. વિવેકથી પુણ્ય સમૂહને પામી પોતાની રાણીએ સહિત શત્રુંજય પર આવ્યો; મુનિઓની મધ્યે શ્રેષ્ઠ એવા કીર્ત્તિવિજય મુનિ પાસે વ્રત લઇ તેમણે બતાવેલા નિર્મળ જ્ઞાનવડે ઉજવળ થયો. આયુષ્ય પૂર્ણ થએ તેજ ભવમાં મોક્ષપદને પામ્યો. હે ઇન્દ્ર ! તેજ રાજાના વંશમાં કીર્ત્તિ તથા પુણ્યને સંપાદન કરનારો તથા પવિત્ર અન્તઃકરણવાળો આ રિપુમલ્લ રાજા થયો છે. તે પવિત્ર રાજા રૈવતાચળની નજીક વાસ કરીને રહેલો છે, માટે તે આશ્ચર્યલક્ષ્મી યુક્ત રાજા ત્રણ જન્મે કરી મોક્ષે જશે.

હે દેવતાઓના રાજન ! ધ્યાન કરવા માત્રથી સઘળાં ઇચ્છેલાં ફળને આપનાર શાશ્વત્ તથા પ્રથમ એવું આ શત્રુંજય તીર્થ જયવાળું વર્તે છે. એ તીર્થનું મહાત્મ્ય સારૂં રહસ્ય જાણનારા મુનિઓ પણ વર્ણવી શકતા નથી. તેની પૂર્વ દિશાના અર્ધ ભાગના પ્રદેશમાં વિવિધ પ્રકારનાં વૃક્ષોવાળું સૂર્યોદ્યાન આવેલ છે. તે સિદ્ધ એવી અર્હત્ પ્રભુની પ્રતિમાઓનું ધ્યાન તથા નમન કરનારાં મનુષ્યોનું સઘળું પાપ ટાળી દે છે. તે સૂર્યોદ્યાનમાં પુષ્કળ સુગંધના ભારવડે પૂર્ણ થએલું ચોખું જળ શોભે છે.

એ પ્રમાણે સઘળી જાતના કોઢના રોગને નાશ કરનાર સૂર્યાવ-ર્ત નામનો આ પ્રખ્યાત કુંડ છે. ”

सूर्योद्य नामिदं सुरेंद्रककुभिप्रोद्भिद्रनानाद्रुमम् ॥
सिद्धार्हत्प्रतिमानतिस्मृतिभृतां सर्व्वाशुभध्वंसकृत् ॥
सूर्[illegible]रसौरभभरभ्राजिष्णुनीरं महा ॥
कुंडंचैतदितः प्रभावसुभगं निःशेषकुष्ठापहम् ॥ ६६२ ॥

इतिश्री धनेश्वरसूरि विरचित महातीर्थ श्रीशत्रुंजय महात्म्य विषे महीपाल चरित्र वर्णन नामनो द्वितीय सर्ग संपूर्ण थयो.

---

# સર્ગ ૩ જો.

---

ये राज्यावसरेनिरिक्ष्य युगलैर्द्दष्टारविंदैः पयोः ॥
जन्माभे जलवर्जितानिजलजान्यासादयंतिक्षितिं ॥
बुध्वेच्छंकिल नांगरागचकितैःसिक्तेपयोभिःपदे ॥
स्यातांतेप्रथमप्रभोर्भवमहातापच्छिदे सर्वदा ॥१॥

આદિનાથ પ્રભુના રાજ્યાભિષેક સમયે તેમનાં ચરણ યુગલને આ કમળ છે, અને તે જળમાં ઉત્પન્ન થાય છે; છતાં જન્મ નક્ષત્રને દિવસે પૃથિવીનો આશ્રય કરીને રહેલાં છે; એવી ભ્રાન્તિથી અંગરાજથી ચકિત થએલાં યુગલિઆંઓએ કમળપત્રના પાત્રમાં ભરેલું જળ પ્રભુના શરીરપર ન રેડતાં તેમનાં ચરણ

યુગલપર સિંચ્યું એવા આદિનાથ ભગવાનનાં ચરણ યુગલ હમે-શાં (ભવ્યજીવોના) સંસારરૂપ તાપને છેદનારાં થાઓ.

"હે ઇન્દ્ર! શત્રુંજય તીર્થનું મહાત્મ્ય મેં તને ટુંકામાં કહ્યું; હવે તેનો અદ્‌ભુત મહીમા કહું તે તું શ્રવણ કર. આ તી-ર્થ અનંત કાળનું છે, તેમ તેનો કદીએ નાશ થતો નથી. તેમ છતાં આ અવસર્પિણી સમયમાં તે જેમ થાય છે તેમ તને કહું છું–જંબુદ્વિપના દક્ષિણ ભાગમાં ભરતખંડના અર્ધાભાગને વિષે ગંગા તથા સિંધુનદના મધ્ય પ્રદેશમાં પ્રથમના ત્રણે આરામાં જુગલીયાં નિવાસ કરતાં હતાં. તેમાં ત્રીજા આરાના અંતમાં સોના જેવી કાન્તિવાળો વિમલવાહન નામે પ્રથમ રાજા થયો. વિમલ નામના હાથીપર બેસવાથી તેનું નામ વિમલવાહન પડયું. તેને ચક્ષુષ્માન્ નામે પુત્ર ઉત્પન્ન થયો. ચક્ષુષ્માનને ય-શસ્વી થયો; તેનો અભિચંદ્ર, અભિચંદ્રનો પ્રસેનજિત્; પ્ર-સેનજીત્‌નો મરૂદેવ; અને મરૂદેવનો નાભી નામનો પુત્ર સાત-મી પેઢીએ જન્મ્યો. નાભીરાજા નીતિવડે કરીને પવિત્રાચરણી હતા. તેને સદ્‌ગુણવાળી મરૂદેવી નામે સુંદર એક સ્રી હતી. અ-વસર્પિણી સમયના ત્રીજા આરાના છેવટમાં જગતૂના સ્વામી એવા આદિનાથ ભગવાને સર્વાર્થસિદ્ધિ નામે વિમાનમાંથી ચવી મરૂદેવીના ઉદરથી જન્મ લીધો. તેજ જેમ સૂર્યના ઉદય સાથે પ્રકાશ આપે છે તેમ મતિ, શ્રુત તથા અવધિ એ ત્રણે જ્ઞાન આદિનાથ પ્રભુની સંગાથે પ્રગટયાં. આષાઢ મહીનાની વદ ચોથ અને ઉત્તરાષાઢા નક્ષ-ત્રમાં ચન્દ્રનો ઉદય થતાં રાત્રીના અવશેષમાં મરૂદેવીએ ચૌદ સ્વપ્ન દીઠાં. તેમાં વૃષભ, હાથી, સિંહ, લક્ષ્મીદેવી, ફુલની માળા, ચંદ્ર, રવિ, કળશ, ધ્વજા, પદ્મસરોવર, રત્નાકર, દેવવિમાન, રત્નનો ઢગલો અને

ધૂમાડા વગરનો અગ્નિ એ સ્પુટ દેખાયાં. જે સમયે આદિનાથ પ્રભુએ માતાના ગર્ભમાં પ્રવેશ કર્યો તે સમયે ત્રણે લોક પ્રકાશિત થઇ ગયાં. ક્ષણ ભર નર્ક નિવાસીઓને પણ આનંદ લાગ્યો. મરૂદેવી સ્વપ્નને અંતે જાગ્યાં અને પ્રત્યક્ષ દેખતાં હોય તેની પેઠે સ્વપ્નનું વૃત્તાંત પોતાના સ્વામી નાભીરાજાને મીઠાં વચનથી તરતજ કહી ગયાં. મરૂદેવીનું સ્વપ્નવૃત્તાંત શ્રવણ કરીને સરળ સ્વભાવવાળા નાભીએ કહ્યું કે—"હે પ્રિયે ! આ સ્વપ્નનું મહાત્મ્ય એવું છે કે તને ઉત્તમ પુત્રનો પ્રસવ થશે. ત્યાર પછી પોતાનું આસન થર થર ધ્રુજવાથી ઈંદ્ર મરૂદેવીના અંતઃપુરમાં આવ્યા અને મરૂદેવીને નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યા. પુત્રની પ્રાપ્તિરૂપ સ્વપ્નનું ફળ ઈંદ્રોએ મરૂદેવીને વિસ્તારથી જણાવ્યું. સ્વપ્નના દિવસથી આરંભી માટીના ગંધે કરીને સરસ એવી રૂડા ભાગ્યવાળી ટેકરાળ ભૂમિ જેમ રત્નને ધારણ કરે તેમ રૂડા ગંધથી મનને હરણ કરે એવા મુખવાળી મરૂદેવીએ શ્રેષ્ઠ ગર્ભ ધારણ કર્યો. વિશ્વનું સત્વ તથા જગતના પિતા જિન ભગવાન્‌ને ગર્ભ દ્વારાએ વહન કરતાં મરૂદેવી જેમ પ્રાણી માત્રપર કૃપાળુ થયાં હોય તેમ ધીમે ધીમે ગતિ કરવા લાગ્યાં. ઈંદ્રની આજ્ઞા થવાથી વૈશ્રવણ જૂંભક દેવોએ કલ્પેલી ઈચ્છિત વસ્તુઓવડે નાભીનું ઘર પૂર્ણ ભરી તેમના આનંદમાં વધારો કરવા લાગ્યો. ગર્ભ પરિપકવ થયો ત્યારે ચૈત્ર વદી આઠેમે ઉત્તરાષાઢા નક્ષત્રના ચંદ્રમાં સઘળા ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હતા તે સમયે મધ્ય રાત્રીએ મરૂદેવીએ પ્રસૂતિની પીડા ન ભોગવતાં યુગલ ધર્મવાળા વ્યાધિ રહિત પુત્ર રત્નને પ્રસવ્યો. આદિનાથ પ્રભુના જન્મ સમયે સુખકારી વાયુ વાવા લાગ્યા. નર્કના જીવોને પણ આનંદ ઉત્પન્ન થયો. ત્રણે

લોકમાં પ્રકાશ થઇ ગયો. આકાશમાં દેવનાં દુંદુભિ વાગ્યાં. વૃષભના ચિન્હથી ચિન્હિત અને સર્વ પ્રકારનાં શુભ લક્ષણો યુક્ત તપાવેલા સોના સરખી કાયાવાળા આદિનાથ ભગવાન્ દેવત્વ સહિત પ્રસૂતિ ઘરમાં તેજોમય થઇ રહ્યા. પોતાનું આસન કંપવાથી પ્રભુનો જન્મ થયો જાણી છપ્પને દિક્કુમારિકાઓ હર્ષઘેલી થઈ પ્રસૂતિગ્રહ પ્રત્યે આવીઓ. તેણીઓએ પ્રભુને તથા તેમની માતુશ્રીને પ્રણામ કરી ભકિત સહિત સ્તુતિ કરી. પોતાને કૃત્ય કૃત્ય માનતી કુમારિકાઓ પ્રભુના ગુણ ગાતી નાચવા લાગી. તેણીઓએ એક પછી એક એમ અનુક્રમે સંવર્ત્તવાયુ, મેઘ, તકતો, ઝારી, વિંઝણો, ચામર તથા દીવડો ધારણ કર્યો અને રક્ષા પોટલી ઇત્યાદિ પોતાનું કર્તવ્ય કર્મ આચર્યું. આસનના ડગવાથી અવધિજ્ઞાને કરીને આદિનાથ પ્રભુનો જન્મ થયો એમ જાણી દેવતાઓ વિમાનમાં બેસી અંતરિક્ષ માર્ગને દીપાવતા પ્રસૂતિગૃહમાં આવ્યા. સૌધર્મા નામે ઇંદ્ર પોતાનાં પાંચે રૂપ પ્રકાશી પ્રસૂતિગૃહમાં પ્રવેશ કરી મરૂદેવી તથા પ્રભુને ભાવ વડે પગે લાગ્યા. તેણે મરૂદેવીને અવસ્વાપિની નામે નિદ્રાનું ઘેરણ મૂકયું. પ્રભુની આજ્ઞા લઇ તેમનું પ્રતિબિંબ તેણીના પાસામાં સુવાડી પ્રભુને પોતાના હાથમાં લીધા. એક સ્વરૂપે પ્રભુને ગૃહણ કરવા, બીજે સ્વરૂપે છત્ર ધરવું, ત્રીજે વજ્ર લઇને ચાલવું, ચોથે તથા પાંચમે રૂપે બે પડખે ચામર ઢોલવા એટલા માટે ઈંદ્રે પાંચ રૂપને ધારણ કર્યા હતાં. વિમાનમાં જડેલા રત્નોવડે આકાશને ચિત્ર વિચિત્ર રંગવાળું બનાવતા ચંદ્રના સરખી ઉજવળ કાન્તિવાળા તથા શબ્દવડે આકાશને ગજાવતા સઘળા ઇંદ્રો અસંખ્ય દેવો સહિત મેરૂ પર્વતપર આવ્યા. ત્યાં પાંડુક

નામના વનને વિષે અર્ધ ચંદ્રના સરખી આકૃતિ વાળી પાંડુ-કંબલા નામે શિલાપર ઇંદ્રો ગયા. તે ટાણે ઇંદ્રની આજ્ઞા થવાથી અભિયોગિક નામે દેવોએ રૂપાના, સોનાના, રત્ન તથા રત્ન જડિત સુવર્ણ તથા રૂપાના, સોનું તથા રૂપાના અને રત્ન સુવર્ણ તથા રૂપું અને માટીના કળશો રચ્યા. પૂર્વ દિશામાં મ્હોડું રાખી સુંદર કાન્તિવાળા ભગવાનને ખોળામાં પધરાવી સૌધર્મ ઇંદ્ર બેઠા. સમુદ્ર, નદીઓ, કુંડ, સરોવર તથા ધરાઓમાંથી દેવોએ આણેલાં જળવડે પ્રભુને ઇંદ્રોએ સ્નાન કરાવ્યું. ચંદન, પુષ્પ, અક્ષત, ફળ, વસ્ત્ર, અલંકાર તથા પત્ર વગેરે સુંદર પદાર્થોવડે પ્રભુનું પૂજન કર્યું. ભક્તિ ભાવથી ઉત્તરાસંગ કરી આરતી ઉતારી સઘળા ઇંદ્રો હર્ષવડે નીચે પ્રમાણે પ્રભુનું સ્તવન કરવા લાગ્યા.

"હે સ્વામિન્ ! હે યુગના આદિ નિયંતા ! હે ઇશના ઇશ ! હે જગદ્ ગુરો હે ! અર્હન્ ! હે ધ્યાનાર્હ ! હે અવ્યક્ત ! હે નિરંજન ! આપનો જય થાઓ. ગાઢ અંધકારને નાશ કરવામાં સૂર્ય સરખા હે સ્વામિન્ ! અઢાર કરોડાકરોડ સાગરોપમથી જીવો જયાં રહેલા છે, તેઓ ધર્મભ્રષ્ટતાને પામેલા છે, તેમનો ઉદ્ધાર કરવાવાળા આપનો જય થાઓ. આ ભારતવર્ષમાં વસતા જીવોને કલ્યાણકર એવા સંસાર વ્યવહારના આદિ નિયંતા તથા સઘળાં સુખના સ્થાનભૂત એવા અપરિમિત ચૈતન્ય રૂપ હે સ્વામિન્ ! આપનો જય થાઓ. હે પ્રભો ! પૂર્વકાળમાં અર્હત્ પ્રભુનાં દર્શન કરવાને ભાગ્યશાળી જે ઇંદ્રો થયા તેમાંનો હું પણ એક છું; કારણ કે દોષ રહિત એવા આપના સ્વરૂપનું મને દર્શન થયું. હે સ્વામિન્ ! વૃક્ષ, પાષાણ, પર્વતો તથા નદીઓ એ સહિત આ પૃથિવીને તારનાર કદાપિ કોઈ પ્રસવે; પરંતુ

ધર્મથી પડેલા લોકના સમૂહને તારવાને તો આપજ જન્મ્યા છો; રાગાદિ શત્રુઓવડે ક્લેશને પ્રાપ્ત થએલા પ્રાણિઓને અભયના આપવાવાળા અને મુક્તિરૂપી સ્ત્રીના ચરરૂપ તથા નવા ધર્મના રાજા એવા હે પ્રભો ! આપનો જય થાઓ. હે સ્વામિન્ ! બહાર તથા અંતરના શત્રુઓથી કષ્ટ પામતા જનસમૂહને જીવદયારૂપ ઉપદેશવડે આપજ ઉદ્ધારશો; પિંડસ્થ ઇત્યાદિક ધ્યાન માર્ગે જેઓ આપનું ધ્યાન કરે છે તેમનો હે ઇશ ! આઠે કર્મ ખપાવી આપ પોતાના સ્થાન પ્રત્યે પહોંચાડો છો. હે ભગવાન્ ! આપની કૃપાથી શિવપદની પ્રાપ્તિ થાય ત્યાં સૂધી હમેશાં આપનાં ચરણનું મને શરણ થાઓ." એ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી કૃત્ય કૃત્ય થએલો ઇંદ્ર ઉત્સવે સહવર્તમાન્ પ્રભુને લઇ પાછા માતાની સોડમાં મૂક્યાં. બે કાનનાં કુંડલ, દિવ્ય વસ્ત્ર, હાર તથા મુકુટ પ્રભુના માથા પાસે મૂકી મરૂદેવીની અવસ્વાપિની નિદ્રા હરી લીધી. ત્યાર પછી દેવના સ્વામી ઇંદ્રે અપ્સરાઓને ધાવ રૂપે ત્યાં રાખી; અઠ્ઠાઈ ઉત્સવ આદરી પોતે સ્વર્ગ પ્રત્યે સિધાવ્યો.

સંવારમાં નાભી રાજાએ જાણ્યું કે મરૂદેવીને પુત્રનો જન્મ થયો, પોતાની વિચાર કલ્પનાથી રાજાએ જન્મોચ્છવ કર્યો. આદિનાથની સાથળે વૃષભનું ચિન્હ હતું અને સ્વપ્નમાં તેમની માતા મરૂદેવીએ વૃષભને દીઠો હતો એથી માતા પિતાએ તેમનું નામ 'વૃષભ' પાડયું. ઇંદ્રના અમૃતમય અંગુઠામાંથી ટપકેલાં બિંદુ હોય તેવા શ્વેત દાંત ભગવાન્ના મુખમાં દેખાવા લાગ્યા. હમેશાં કારણના ગુણ કાર્યમાં આવે છે. પ્રભુના પગમાં ઇંદ્રમણિની ઘુઘરીઓવાળી ઝાંઝરી કમળ સરખા તેમનાં ચરણમાં ગુંજારવ

કરતા ભમરાના જેવી શોભતી હતી. જેમ સંયમ પાંચ સમિતિથી વધતો જાય તેમ પાંચ અપ્સરાઓના ધાવણ વગેરેથી પોષેલા પ્રભુ વૃદ્ધિ પામવા લાગ્યા. વયથી સમાન, પરંતુ ગુણે કરીને સમાન નહિ, એવા ચાર પ્રકારના દેવો ઇંદ્રની આજ્ઞાથી તેમની સાથે બાળક્રીડા કરવા લાગ્યા. પ્રભુને કૌતુકથી જે જે રમવાની મરજી થાય તે તે રૂપે દેવો તેમની પાસે રમતા હતા. એ પ્રકારે બાળક્રીડા કરતાં કરતાં જ્યારે તેમનું વય એક વર્ષનું થયું ત્યારે હાથમાં શેલડીનો સાંઠો લઈ વંશસ્થાપન માટે ઇંદ્ર પ્રભુની સન્મુખ આવીને ઉભો. આ સમયે પ્રભુ પોતાના પિતા નાભીરાજાના ખોળામાં બિરાજેલા હતા. ઇંદ્રના મનનો અભિપ્રાય જાણી પ્રભુએ તેના હાથમાંથી શેલડીનો સાંઠો પોતાના હાથમાં લીધો. ત્યારથી તેમનો વંશ 'ઇક્ષ્વાકુ' એ નામથી ઓળખાયો. એ પ્રકારે પ્રભુના વંશનું નામ સ્થાપન કરી ઇંદ્ર સ્વર્ગમાં ગયો. પ્રભુના પગનો અંગુઠો ધાવવાની અવસ્થા વટી ત્યારે દેવતાએ ઉત્તરકુરૂ ખંડમાંથી આણેલા કલ્પવૃક્ષના ફળથી પ્રભુ પોતાનું પોષણ કરવા લાગ્યા એ પ્રમાણે ક્રમે કરીને મોટા થતા પ્રભુ કલ્પવૃક્ષની સ્પર્ધા કરતું રાજાનું સુભાગ્યરૂપ ભુવન હોયની શું ? એવી યુવાવસ્થાને પામ્યા. જુવાનીનો પ્રવેશ થતાં તપાવેલા સોનાના જેવી તેમની કાન્તિ દેખાવા લાગી. ચાર સહજ અતિશયથી દીપાયમાન થયા. સદ્લક્ષણયુક્ત પ્રભુનો દેહ પાંચસેં ધનુષ્ય ઉંચો વધ્યો, તે સમયે ઇંદ્ર પ્રભુની પાસે આવી સ્તુતિ કરવા લાગ્યો–"હે દયાના ભંડાર ! હે પ્રભો! આપ સંસારથી ઉદ્વેગ પામી નિઃસંગ છો; અને મોક્ષસુખ સંપાદન કરવામાં સાવધાન છો; તથાપિ આ જગત્‌નો સદ્વ્યવહાર પ્રકાશ કરવો એ આપને ઘટે છે; માટે આપ પાણિ-

ગૃહણરૂપ ગૃહસ્થાશ્રમનો આનંદ અમને કૃપા કરી દર્શાવો." ઇંદ્રના એવા આગ્રહથી ભગવાન્ આદિનાથજીએ તેનું વચન માન્યું. ભોગરૂપ ફળવાળાં કર્મનો ઉદય હજી ત્ર્યાશી લાખ પૂર્વ સૂધી છે; એવું અવધિજ્ઞાનથી જાણી ઇંદ્રે આરંભેલા ઉત્સવ સહિત રતિ તથા પ્રીતિ સરખી **સુમંગલા** અને **સુનંદા** નામની બે સ્ત્રીઓને જેમને વિષે કામદેવનું ઐશ્વર્ય ઝળકી રહ્યું છે એવા પ્રભુ ઉત્તમ પ્રકારનાં વાજીંત્રોના નાદથી મહોત્સવ પૂર્વક પરણ્યા. આદિનાથ પ્રભુથી માંડી હાલ સૂધી લોકોમાં તેમણે પ્રકાશેલો પાણીગૃહણ વિધિ ચાલે છે. લગ્ન કર્યા પછી કંઇક ન્યૂન એવા છ લાખ પૂર્વે આદિનાથ પ્રભુને સુમંગલાદેવીને વિષે **ભરત** તથા **બ્રાહ્મી**, એ નામની બે પ્રજા ઉત્પન્ન થઈ. ત્યાર પછી તેણીનાજ ઉદરથી એક પછી એક એમ, એક બીજાની અન્યોન્ય રૂપમાં સ્પર્ધા કરે એવા ઓગણપચાસ પુત્રનાં જોડલાં જન્મ્યા. સુનંદાદેવીમાં જગત્‌ને તારવામાં સમર્થ એવાં **બાહુ-બલી** તથા **સુંદરી** નામે બે અદ્‌ભુત ભાઇ બેનનો જન્મ થયો તે ટાણે આદિનાથ પ્રભુના દાનાતિશયને લીધે લજ્જા પામ્યા હોય તેમ કલ્પવૃક્ષો ફળ રહિત થઈ થોડે થોડે પૃથિવીમાંથી અદૃશ્ય થવા લાગ્યા. તે જોઈ યુગલીયામાં માંહોમાંહ્ય કલેશ ઉ-ત્પન્ન થયો. તેમણે કલેશનું કારણ ભગવાન્‌ને જણાવ્યું. આદિ પ્રભુએ તેમને કહ્યું કે—"પ્રજાઓએ જળવડે અભિષેક કરેલો પુરૂષ રાજા થઈ બીજાને શિક્ષા આપી શકે; માટે તમે મને રાજ્યાભિષેક કરવાનો ઉપક્રમ કરો, પછી હું તમારા કજીયાનો યોગ્ય ન્યાય કરીશ." એ પ્રકારનું પ્રભુનું વચન શ્રવણ કરી જળ લેવા માટે તેઓ સરોવર પ્રત્યે ગયા. પોતાનું આસન કં-

:પવાથી સર્વ ઇંદ્રને ખબર પડી કે પ્રભુને રાજ્યાભિષેકનો સમય છે; માટે તેઓએ ત્યાં આવી એક મોટો મંડપ રચ્યો. મંડપના મધ્ય ભાગમાં મણિનું પીઠ કરી તેપર એક સિંહાસન બનાવ્યું. તેના પર પ્રભુને બિરાજાવી જન્મ દિવસે જેવો અભિષેક હર્ષયુક્ત કર્યો હતો તેવોજ આજ રાજ્યાભિષેકને દિવસે પણ કર્યો. ભગવાનનાં પ્રત્યેક અંગે ઘટિત આભૂષણ ધારણ કરાવ્યાં. દેવતાઓ પડખે ચમ્મર તથા શ્વેત છત્ર ઝાલી ઉભા રહ્યા. સઘળા ઇંદ્રો એકઠા મળી અમાત્ય તથા મંડળિક ઇત્યાદિ જે અધિકાર જેને ઘટે તેવા અધિકાર પ્રમાણે પ્રભુની પાસે યોગ્ય આસનપર ગોઠવાયા. કમળપત્ર પર જળ લઇ જુગલીયા ઉતાવળાં તે સ્થળમાં આવી પહોંચ્યાં. ત્યાં તો રાજ્યાલંકાર યુક્ત અભિષેક થએલા પ્રભુને તેમણે દીઠા. પોતાના શરીરના તેજથી દેવની કાન્તિને પણ તિરસ્કાર કરે એવા અને મૂર્તિમાન્ પ્રતાપજ હોયની શું ? એવા, ચર્મચક્ષુથી દેખી ન શકાય તેવા, અલંકાર ચંદનાદિનું વિલેપન તથા વસ્ત્ર અને માળાઓથી સુશોભિત, એવા ભગવાન્‌ને નિરખી તેજ સમયે ઉત્પન્ન થએલા વિવેક વિચારથી જુગલીયાં ચિંતવવા લાગ્યાં—" કદાચિત્ પ્રભુના મસ્તક પર આપણે જળનો અભિષેક આદરીશું તો ચિત્રમાં ચિતરેલા રંગ જળે ધોવાવાથી બગડી જાય, તેમ પ્રભુના શરીર પર લેપન થએલા ચંદનાદિક પદાર્થો ધોવાઇ અલંકાર બગડી જશે. " એ પ્રકારે વિચારી પદ્મપત્રમાં આણેલા જળવડે અધિદેવતારૂપ ભગવાનનાં પાદયુગલનું સિંચવન કર્યું. તેમનો તેવો વિવેક દેખી દેવોને પણ આશ્ચર્ય લાગ્યું.

તેમના તે વિવેકથી રાજી થએલા ઇંદ્રે જુગલીઆંઓને આદિપ્રભુના રાજ્યરૂપી મેહેલના નિશ્ચળ સ્થંભરૂપે નીમ્યા. જુગલીયાંઓને પોતાની મેળે વિવેક બુદ્ધિ ઉત્પન્ન થવાથી ઇંદ્રે વિનીતા નામે નગરી બનાવવાને કુબેરને આજ્ઞા આપી પોતે પોતાના સ્વર્ગ પ્રત્યે ગયો. ઇંદ્રની આજ્ઞાથી પ્રભુના રાજ્ય સમયમાં રત્ન તથા સોનાના સમૂહથી ભરપૂર એવું નવું નગર કુબેરે બનાવ્યું. તે નગર બાર યોજન લાંબુ તથા નવ યોજન પહોળું હતું; તેને આઠ દરવાજા, ફરતો મોટો કોટ અને રત્નનાં તોરણોથી શણગાર્યું. નગરની પછવાડે બારસેં ધનુષ્ય ઉંચી, એકસો આઠ ધનુષ્ય ઉંડી; અને સો ધનુષ્ય પહોળી એવી ખાઇ બનાવી. સોનાના કિલ્લા પર મણિનાં કાંગરાની પંકિત મેરૂપર રહેલી નક્ષત્રમાળાની પેઠે બનાવવામાં આવી. નગરના મધ્યમાં ચોખંડા, ત્રિકોણ ગોળ એવા સાથિઆના આકાર સરખા તથા જ્યાં જોઇયે ત્યાં સરખા તેવા સાત માળના કરોડો રત્ન તથા સોનાના મહેલો રાજાઓને રહેવાને માટે બનાવવામાં આવ્યા. નાભીરાજાને રહેવા માટે ઇશાન કોણમાં સાત મજલા વાળો જેની ચારે પાસે કોટ તથા ખાઇ રહેલી છે એવો સોનાનો રાજમહેલ રચાવ્યો. ભરતને માટે પૂર્વ દિશામાં ચોમેર સરખો ગોળ સાત મજલા વાળો એક મોટો મહેલ રચ્યો. તેજ પ્રકારનો મહેલ બાહુબલીને રહેવાને માટે અગ્નિ કોણમાં રચવામાં આવ્યો. નાભી તથા બાહુબલી એ બેઉના મહેલના મધ્યમાં બીજા રાજપુત્રોને રહેવાના મહેલો રચ્યા. તે સર્વ મહેલના મધ્ય ભાગમાં આદિનાથ ભગવાનને માટે ત્રૈલોકયવિભ્રમ નામે મહેલ ઇંદ્રે સુવર્ણ શ્રેણુથી રચ્યો. આદિનાથ પ્રભુના મહેલની ચારે પાસ મોટી ખાઇ હતી;

સોનાના કળશોથી તે શોભતો હતો અને ફરકતી ધ્વજાઓથી જાણે નાચી રહ્યો હોય તેવો દીસતો હતો. એક હજાર ને આઠ તો મણિનાં જાળીયાં હતાં; તે જાણે મહેલની કીર્તિ વર્ણન કરવાને તેનાં મુખ હોય તેવાં જણાતાં હતાં. સઘળા મહેલો આસપાસ કલ્પવૃક્ષની ઘટાઓવંત હાથી તથા ઘોડાઓની શાળાઓએ સહિત મોટા કિલ્લા તથા દરવાજાવાળા અને ધ્વજાઓની પંકિતઓને ધારણ કરેલા તે હતા. આદિપ્રભુના મહેલના અગ્રભાગે ઈંદ્રની સુધર્મા સભાના સરખી એક 'સર્વપ્રભા' નામે રત્નમય, મનોહર સભા રચવામાં આવી. સર્વપ્રભાના સ્થાનની ચારે પાસ મણિનાં તોરણની માળાઓ લટકાવવામાં આવી. તે પોતાનાં પંચવર્ણી રંગનાં કિરણોવડે આકાશને છાઇ નાખતી હતી. આ નવિન નગરના મધ્ય ભાગમાં એક હજાર અને આઠ મણિની જિનપ્રતિમાઓથી શોભીતો, બે કોશ પર્યંત ઉંચો મણિ, રત્ન તથા સોનાનો નાના પ્રકારની પૃથિવિ અને ગોખ યુકત તથા મણિમય ચોકવાળો એક અદ્ભૂત જગદીશ્વરનો પ્રાસાદ રચવામાં આવ્યો. સામંત તથા ખંડિઆ રાજાઓને માટે નંદ્યાવર્ત્તાદિક આકારના બીજા કેટલાક વિચિત્ર મહેલો વિશ્વકર્માએ રચ્યા. જેમની ધ્વજાઓના છેડા સૂર્યના રથને જોડેલા ઘોડાઓના માર્ગમાં ડખલ કરે એવા એક હજાર અને આઠ બીજા જિનપ્રાસાદો ઘણા સુંદર રચાવ્યા. નગરમાં રચેલાં ચોરાશી બજારોમાં પ્રત્યેક બજારના મધ્ય ભાગમાં સોનાના કળશો સહિત ચોરાશી જિન પ્રભુનાં દેરાસરો રચાવ્યાં. નગરને વિષે ઉત્તર દિશાના ભાગમાં સોના તથા રત્નનાં મેરૂના જેવાં ઉંચા ધ્વજાપતાકા ખોશેલાં વેપારી લોકોને માટે દેરાસર કર્યા. દક્ષિણ દિશામાં ક્ષત્રીઓને

રહેવા માટે મહેલો તથા સઘળાંઓનું ઐશ્વર્ય એક જગોએ ઠરીને રહ્યું હોય તેવી શસ્ત્રશાળાઓ રચવામાં આવી. નગરના કિલ્લામાં ચારે દિશાએ છૂટાં છૂટાં દેવના વિમાન સરખાં લોકોને રહેવા માટે અસંખ્ય મકાનો બનાવ્યાં. કિલ્લા બહાર ચારે દિશામાં ધન ઈત્યાદિ પદાર્થોવડે ભરપૂર એવાં કારીગરોને રહેવાને માટે કોટી મકાનો તૈયાર કર્યાં. દક્ષિણ તથા પશ્ચિમની તરફ એક માળનાં તથા ત્રણ માળ સૂધીનાં શૂદ્રોને વસવાનાં ત્રિકોણ મકાનો રચ્યાં. આ વિનીતા નામે નગરી કુબેરે એક દિવસ તથા રાત્રીમાં તૈયાર કરી. કુબેરે આ નગરીમાં સોનું, રત્ન તથા ધાન્ય અને વસ્ત્રાભૂષણનો વર્ષાદ વર્સાવ્યો. બીજાં અનેક સરોવરો, વાવ્યો, કુવા, ક્રીડા કરવાની બીજી નોખી વાવ્યો અને દેવાલય વગેરે સઘળું કુબેરે એક દિવસ તથા રાત્રીમાંજ તૈઆર કર્યું. સિદ્ધાર્થી લક્ષ્મીના સ્થાનભૂત એવા, નગરની ચારે દિશામાં નંદન વન સરખા પુષ્પોની ખાણ જેવા બાગો બનાવ્યા. પ્રત્યેક બાગમાં વાયુવડે ઉડતી પુષ્પની પંક્તિઓથી જાણે બાગનાં વૃક્ષો પૂજા કરતાં હોય તેવા સોનાના જિનપ્રસાદ શોભી રહ્યા હતા. નગરીની પૂર્વે અષ્ટાપદ, દક્ષિણે મહાશલ, પશ્ચિમે સુરશૈલ તથા ઉતર દિશામાં ઉદયાચલ એ ચારે પર્વતો કલ્પવૃક્ષની પંક્તિઓ તથા મણિ અને રત્નની ખાણોથી તથા જિનદેવાલયોથી પવિત્ર થયા હતા.

ઈંદ્રની આજ્ઞાથી કુબેરે જેનું નામ હાલ અયોધ્યા છે એવી વિનીતા નામે નગરી બીજી ઈંદ્રપુરી હોય તેવી રચી તે નગરમાં નિવાસ કરીને રહેલી પ્રજાઓ દેવ, ગુરૂ તથા ધર્મને વિષે શ્રદ્ધા વાળી, ધીરજ વગેરે ગુણોથી ભરેલી, સત્ય, દયા, પવિત્રતા વાળી

કળાઓમાં ઘણી કુશળ, સત્સમાગમમાં સાવધાન, શુદ્ધાન્તઃકરણી શાંત સ્વભાવની, મમત્વ વાળી તથા ભાગ્યશાલી હતી.

દેવ તથા અસુરો જેમને નમેલા છે એવા, ભરતખંડની સૃષ્ટિને રચનારા, ઋષભભગવાન્ જગત્‌ને આનંદ પમાડતા તે નગરીમાં નિવાસ કરી પ્રજાઓનું પાલન કરવા લાગ્યા. તેમની આજ્ઞાથી પોતે શિક્ષણ આપેલા કારીગરોએ વિનીતાની આસપાસ બીજાં કેટલાંક શેહેરો બનાવ્યાં. વીશ લાખ પૂર્વ સૂધી પ્રભુ કુમારાવસ્થામાં રહ્યા. ત્યાર પછી ત્રણ લોકનો ઉદ્ધાર કરવા માટે રાજ્યસ્થાન અંગીકાર કર્યું. રાજ્યનાં સાંત અંગ, શત્રુઓને વશમાં આણવાના છ ગુણ, રાજ્યના સ્થાઈપણા માટે પાંચ કરણ, લશ્કરનાં ચાર અંગ, કુલ ગ્રહણની ત્રણે શક્તિઓ, બે નીતિનાં અંગ; તથા ત્રણ લોકમાં પોતાનું એક છત્ર રાજ્ય એ સઘળાં પ્રભુએ નિશ્ચય કર્યાં. ઋષભભગવાન્‌ના જન્મ પહેલાં ભરતખંડમાં ચોમાસામાં મેઘ, અગ્નિ, વિદ્યા તથા કળાઓ વગેરે બીજો કશો નિયમિત વ્યવહાર હતો નહિ. પ્રભુની ઇચ્છાથી મેઘ વૃષ્ટિ કરતો; પૃથિવી બીજોને ધારણ કરી રાખતી, અગ્નિ અન્નને પકવતો હતો. પ્રજાઓના કલ્યાણને અર્થે ભગવાને ખેડૂતો, ચાકરો, કુંભાર, વ્યાપારી, સત્તાધીશો, ક્ષત્રી, સુતાર, સલાટ, સોનીયો, ચીતારા, મણિયાર ઇત્યાદિ કારીગર વર્ગને ઉત્પન્ન કર્યો. જેની જેટલી યોગ્યતા તેને તેવી કળાઓ અને શિલ્પ ઇત્યાદિ કર્મ શીખવ્યું. ઋષભજીએ પોતાના પુત્ર ભરતને બહોતેર કળાઓનો કાંડ શીખવ્યો. ભરતે તે વિદ્યા પોતાના બીજા ભાઈઓને ભણાવી. હાથી, ઘોડા, સ્ત્રી તથા પુરૂષોનાં ચિન્હ ઓળખતાં બાહુબલિને શીખવ્યું. સુંદરીને ગણિત વિદ્યા શીખવી. વિશ્વને

હિતની કરનાર એવી જ્યોતિરૂપ અઢાર લીપીઓ જમણા હાથ વડે કરીને બ્રાહ્મીને શીખવી.

ઉપર પ્રમાણે માયાનો ત્યાગ કરેલા ભગવાને જગત્‌ની વ્યવસ્થા નિશ્ચય કરી. ઘટીત કાર્યોમાં પ્રેરક એવા પરમેશ્વરે સઘળી પ્રજાઓને નાનાં પ્રકારનાં કાર્યોમાં યોજી દેવોએ જેમનું સ્તવન કર્યું છે એવા પ્રભુ કોઈક સમયે બાગમાં, કોઇ વખતે સમુદ્રકાંઠે, કોઇ સમયે પર્વતોના ક્રીડા સ્થાનમાં, કોઈ વાર ચિત્ર વિચિત્ર દેવાલયોમાં, કોઈવાર સ્રીઓનાં ગ્રામ્ય ગીતો શ્રવણ કરવામાં તથા કોઇ વાર ઈંદ્રના હુકમથી દેવસ્રીઓએ ભજવેલાં નાટકો જોવામાં અને કિન્નર સ્રીઓનાં ગાન સાંભળવામાં સમય ગાળી કર્મને ખપાવતા હતા. એ પ્રકારે પ્રથમ રાજા ઋષભદેવજીએ પ્રથમ દ્વિપના ભરતખંડમાં પૂર્વ દિશાએ આવેલી વિનીતા નગરીમાં રહી ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્યાસન ભોગવ્યું. એક સમયે જાણે લજ્જાસ્પદ પ્રાપ્ત થયું હોય એવા પ્રભુ બાગમાં રમત કરતા હતા તેવામાં તેમનો મનોભાવ જેમના કળવામાં આવ્યો છે એવા પોતાની મર્યાદાનું રક્ષણ કરનારા લોકાંતિક દેવોએ "જય જય" એવા શબ્દોનો ઉચ્ચાર કરી પ્રણામ કરતા કહેવા લાગ્યા-"હે પ્રભો ! હવે મોક્ષ માર્ગને દર્શાવો." એ પ્રકારે વિનતિ કરી. દેવતાઓ એ પ્રકારે વિનવી ગયા. ત્યાર પછી ક્રીડાથી વિરામ પામી પૂર્વ જિનેશ્વરોની સ્થિતિનું સ્મરણ કરતા પોતાના સ્થાન પ્રત્યે આવ્યા. પોતાના મુખ્ય પુત્ર ભરતજીને બોલાવી તેને અમૃતસરખાં નીતિવચનોવડે શીખામણ દઇ પોતે રાજવિમુખ થઈ તેને રાજ્યાભિષેક કર્યો. બાહુબલિ વગેરે અન્ય પુત્રોને તેમનાં નામ ઉપરથી દેશનાં નામ

પાડી પોત પોતાને ભિન્ન, ભિન્ન, દેશ વહેંચી આપ્યા. એ પ્રકારે રાજ્યનું ધુંસર પોતાના પરથી કહાડી નાખી વિશ્વને રણ-મુક્ત કરવા રૂપ સાંવત્સરિક દાન આપવાનો ભગવાને આરંભ કર્યો ઇંદ્રની આજ્ઞાથી મર્યાદાના ઉચ્છેદ્દવાળું, ન ધણીયાતું, ચત્વર ઇત્યાદિને વિષે રહેલું ધન, કુબેરે લાવીને ભગવાનને પુરૂં પાડ્યું. દરરોજ સભામાં પ્રવેશ કરી વિશ્વના પતિ આદિનાથ પ્રભુ સોનું, રત્ન વગેરે ધન યાચકલોકોની ઇચ્છા પ્રમાણે દાનમાં આપતા હતા. સૂર્યોદયથી ભોજન સૂધી સમયમાં એક કરોડ આઠ લાખ સોનઇઆથી ઇચ્છિત દાન આપતા. એ પ્રકારે નિત્ય દાન આપતાં આખું વર્ષ થઇ ભગવાને ત્રણસે અઠાશી કરોડ તથા એંશી લાખ સોનઇઆનું દાન યાચકોને આપી દીધું. તે દિવસથી સઘળાં પ્રાણીઓનું હિત કરનાર એવો દાન ધર્મનો માર્ગ આ વિશ્વમાં પ્રવર્તાયો છે. કારણ કે જેમ તીર્થંકરો આચરે છે તેજ માર્ગે જગતના લોકો પણ પ્રવર્તે છે. દાન કર્મ થઇ રહ્યા બાદ ચૈત્ર માસની વદી આઠમે ચંદ્ર ઉતરાષાઢા નક્ષત્રનો થતાં ત્રીજે પહોરે કચ્છ તથા મહાકચ્છ ઇત્યાદિ ચાર હજાર રાજાઓએ સહિત દેવલોકે જેમનું પૂજન કર્યું છે એવા ઋષભદેવ ભગવાને શકટોદ્યાનમાં વ્રત-સામ્રાજ્ય લીધું. તેજ સમયે સઘળાં સંજ્ઞાવાળાં પ્રાણીઓના મનના પર્યાયને જ-ણાવનારૂં મનઃપર્યાય નામનું ચોથું જ્ઞાન પ્રભુને ઉદય થયું. રા-ગ, દ્વેષ, મદ તથા અભિમાનરૂપ શત્રુઓએ જે સંસારમાં પૂર્વે ઘણા લાંબા વખત સૂધી કલેશ કરાવ્યો હતો; તેમનાપર હવે ક્રોધ કરી તેઓને ટાળવાનો ઉપાય આદરતા ઋષભ ભગવાન્ પૃથ્વીમાં વિચરવા લાગ્યા. સઘળી ઇંદ્રિઓનો નિગ્રહ કરી પોતાના બેઉ નેત્રોની નાસિકાના અગ્ર ભાગપર દૃષ્ટિ રાખી કંઇક ચિંતવન ક-

રતા હોય તે માફક હમેશાં મૌનપણે રહ્યા. પોતાના શરીરની પણ જેને દરકાર નથી એવા અને સઘળા જીવોપર દયાભાવથી ઈર્યા-સમતિએ કરી પૃથિવીપર વિહાર કરવા લાગ્યા.

શ્રીઋષભદેવજી પ્રભુના જવા પછી શત્રુઓથી જીતી ન શકાય એવી અયોધ્યા નગરીમાં ભરતજી રાજ્ય કરતા હતા. સૂર્ય સરખા તેજસ્વી, નિત્ય ઉદયને ધારણ કરનાર પૃથિવીના ઘરેણા રૂપ ભરતજી, સ્થિર તેમ શત્રુરૂપ અંધકારને ટાળનાર હતા. છતાં કળાકર—ચંદ્ર અને કળાકર એટલે કળાનો જાણનાર તેને વસુ એટલે દ્રવ્ય આપતા હતા. એ એમનામાં એક મોટું આશ્ચર્ય હતું. ભરતજીની ગંભીરતા સમુદ્રના જેવી, શુરવીરપણું સિંહના સરખું, કળાઓ ચંદ્રસમાન, લોકનું જીવન મેઘના સરખું, દાન આપવામાં કલ્પવૃક્ષના સમાન, સાર અસારને ઓળખવામાં હંસના સરખા, ઉન્નતપણામાં પ્રાસાદ સમાન, સ્વરમાં કોયલ સરખા, અનેક શત્રુઓથી પણ ડગે નહિ તેવી દૃઢતામાં મેરૂ સરખા, મિત્રનો ઉદય કરવામાં પ્રાતઃકાળના જેવા, દ્રવ્યમાં વસુ સમાન, સારા સારા ભોગ ભોગવવામાં અને પૃથિવીનો ભાર ધારણ કરવામાં શેષના સરખા, સુમનસૂમાં નંદન વન સરખા, ગુણશ્રેણિમાં મુકતાફળની માળા સમાન શુભ આચરણ વાળા પૃથિવીના ઘરેણા રૂપ હતા. ભરતનો પ્રતાપરૂપ સૂર્ય દોષ રહિત હતો, તેમ છતાં જગતને ધનવાન્ બનાવતો હતો. તેના પ્રતાપવડે ભય પામેલો સૂર્ય આકાશમાર્ગમાંજ ચાલતો અર્થાત્ પૃથિવીમાં તેનાથી અવાતું નહિ. સૂર્યને આકાશમાં ગતિ કરવાનો અભ્યાસ પડી જવાથી હજુપણ તેને ઠરીને બેસવાનું સ્થાન મળતું નથી. સૂર્યાદિક ગ્રહોનું તેજ તાપરૂપે ગણાય છે; પરંતુ ભરતજીનું તેજ તો પ્રતાપ રૂપે

વર્ણવાય છે; કારણ તેના પ્રકર્ષ તાપથી દાઝી ગએલા શત્રુ રૂપી વૃક્ષો ફરી પાંગરતાં થતા નથી. નીતિ, વિનય, નિર્મળ નજર, વિચાર, કળાઓને ગ્રહણ કરવી તથા દોષ રહિતપણું વગેરે ગુણોથી અલંકૃત એવા ભરતજી સઘળા રાજાઓ કરતાં ચડીઆતા થયા.

સઘળા જીવના કલ્યાણને અર્થે યુગમાત્ર પૃથિવીને જોતાં જોતાં કર્મનો ક્ષય કરતા પોતે આદિનાથ ભગવાન્ દેશ દેશાંતરને વિષે વિચરવા લાગ્યા. કેટલાક જડ મનુષ્યો પવિત્ર આહારને આપી જાણતા નહિ માટે વર્ષ દિવસ સૂધી આદિપ્રભુ ભૂખ્યા રહ્યા. વળી કેટલાક અજ્ઞાન લોકો કોઇ દેશમાં પોતાના અજ્ઞાનને લીધે રથ, ઘોડા, હાથી, કન્યાઓ, સોનું તથા વસ્ત્ર વગેરે તેમની સન્મુખ ભેટ મૂકતા; પરંતુ જેણે રાજપાટનો ત્યાગ કરી આવું સર્વોત્તમ વત્ત લીધેલું તે ઉલટી કરેલા અન્નની પેઠે તેના સામી દૃષ્ટિએ કરતા નહિ. દીક્ષા લીધા પછી એક વર્ષનો ઉપોષણ અપવાસ જેમને છે એવા પ્રભુ એક દિવસ સુરનરે વિંટળાએલા મૌનવ્રત ધરીને, વિચરતા વિચરતા હસ્તીનાપુર પ્રત્યે પધાર્યા. હસ્તિનાપુરમાં બહુ બળિના પુત્રનો પુત્ર શ્રેયાંસ નામે જે શ્રેયની ખાણ રૂપ હતો તેને ઋષભદેવજીનાં દર્શન થવાથી પોતાના પૂર્વ જન્મનું સ્મરણ થયું, પ્રથમ જન્મમાં તે પ્રભુનો અનુચર હતો; એવું પોતાને ભાન આવવાથી તુરતજ દોષ રહિત આહાર તથા પાત્રના વિવેકનું તેને જ્ઞાન થયું. તે સમયે તેની પાસે આવેલો શેલડીનો પવિત્ર રસ તથા ઋષભભગવાન્‌ના સરખું પાત્ર મળ્યું એમ જોઇ તેને દાન કરવાની મરજી થઇ. આદિનાથ પાસે આવી તે બોલ્યો "સ્વામિન્ ! કૃપા કરી આ રસ અંગિકાર

કરો." પરમેશ્વરે દોષ રહિત જાણી ભીક્ષા લેવાને બેઉ હાથની અંજલી કરી. તેમાં આ ભાવિક રાજાએ રસ આપ્યો, પુષ્કળ રસ તેમના હાથમાં નાખ્યો છતાં તેની ટેકરી થઇ. પ્રભુના હાથમાંથી નીચે ઢળી ગયો નહિ; મતલબ કે પરમેશ્વરનું સેવન કરનારની અસદ્ગતિ થતીજ નથી. સર્વજ્ઞ પ્રભુએ અમૃત સરખા ઇક્ષુરસનું પાન કરી તપશ્ચર્યા કરવાથી તપી ગએલ પોતાના સપ્ત ધાતુઓને શાન્ત કરવા ઋષભ ભગવાને પારણું કર્યું. તેથી શ્રેયાંસના ઘરને વિષે તુરતજ સુગંધીવાળુ જળ, સોનું, તથા પુષ્પોની વૃષ્ટિ થઇ. દુંદુભિના નાદ થવા લાગ્યા અને વસ્ત્રોના જથ્થાની વૃષ્ટિ થવા લાગી. એ પ્રમાણે પાંચ દિવ્ય પ્રગટયા. ઉત્તમ ભક્ત શ્રેયાંસે પરમેશ્વરે જે સ્થળે પારણું કર્યું તે પૃથિવીને બીજો સ્પર્શ ન કરી શકે માટે ત્યાં એક રત્નનું પીઠ રચાવ્યું. આ દાન વિધિ વૈશાખ શુદી ત્રીજે અક્ષયતૃતિયા એ નામથી ઓળખાય છે. આ જગત્માં સઘળો વ્યવહાર ક્રમ ઋષભપ્રભુથી પ્રથમ પ્રવર્ત્યો તેમ આ દાન વિધિ પણ શ્રેયાંસથી પ્રથમજ પ્રવર્ત્યો. વિશ્વને તારનાર આદિપ્રભુ શ્રેયાંસનો ઉદ્ધાર કરી કર્મને ટાળવા માટે પાછા છદ્મસ્થાવસ્થાએ પૃથિવીમાં ફરવા લાગ્યા.

હમેશાં નવી નવી કીર્તિને સંપાદન કરતા અને પોતાના વંશને અજવાળતા, ભરતરાજા ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પોતાની પ્રજાઓનું પાલન કરવા લાગ્યા. નિર્મળ પિતાના ચરણ કમળની સેવામાં ભાવિક એવા ભરતજી પોતાની વડીઆઇ મરૂદેવીને નિત્ય પ્રણામ કરતા હતા. એમ રાજ્ય ભોગવતાં એક હજાર વર્ષ વીતી ગયાં. એટલામાં એક દિવસના પ્રાતઃ કાળમાં ભક્તિ ભાવથી સેવાયલાં પોતાની માતુશ્રી મરૂદેવીને નમન કરવા માટે

ગયા. પોતાના પુત્ર ઋષભદેવજીનું નિત્ય સ્મરણ થવાથી જેમનાં નેત્ર દ્વારાએ ગર ગર આંસુઓ વહેતાં રહેવાથી આંખે પડળ વળી જવાને લીધે મંદ દ્રષ્ટિવંત માતુશ્રીને પોતાનું નામ 'હું ભરત છું" એ પ્રકારે જણાવી ભરતે શ્રદ્ધાથી માતાને નમસ્કાર કર્યા. સઘળા રાજાઓના માથાના મુકુટરૂપ ભરતજીએ ભમરા સરખા પોતાના માથાના કાળા કેશથી મરૂદેવીના પગપર પડેલાં આંસુની ભીનાશ લૂંછી નાખી. ભરત પોતાની પાસે આવેલ છે એમ જાણી માતાએ નેત્રનાં આંસુ લૂંછી નાખ્યાં; પરંતુ હ્રદયગત શોકના ભાવથી માતુશ્રી આશીષ સહિત ભરતને કહેવા લાગ્યાં—"હે વત્સ ! મારો પુત્ર ઋષભ તને, મને અને બીજા સઘળા કુટુંબને ત્યાગ કરી અરણ્યમાં હરણિયાંનો સંગી થયો છે. અર્થાત્ અરણ્ય સેવે છે. ભૂખ, તરશ, તાઢ, તડકો અને શ્રમથી પીડાએલા શરીરને ધારણ કરતો મારો પુત્ર પવનની પેઠે અરણ્યમાં ફર્યા કરે છે. મોતી તથા રત્નોથી જડેલું સોનાનું છત્ર તે ક્યાં ? અને વનના અગ્નિથી ઉગ્ર તપેલું સૂર્યના તાપનું મંડલ તે ક્યાં ? ઝાંઝરના ઝંકાર રવથી મિશ્રિત કિન્નર સ્ત્રીયોનું ગાન ક્યાં ? અને અરણ્યમાં ગતિ કરતાં ભયંકર પ્રાણીઓના શબ્દના ભણકારા ક્યાં ? ગજેંદ્રપર બેસી શહેરમાં ગતિ કરવી તે ક્યાં ? અને કઠણ પથરોથી ભરપૂર એવા ગિરિઓમાં ભટકવું તે ક્યાં ? એવા એવા દુઃખના ઢગલા પુત્રના શ્રવણ કરૂંછું; છતાં મને દુઃખીઆરીને હજી મ્હોંત આવતું નથી. જનમંડળે નિંદિત એવા મારા જીવતરને ફિટકાર છે. હે વત્સ ! કેવળ ભોગની ઇચ્છાએ તું રાજ્યસુખના પ્રવાહમાં ખેંચાયો છું; પણ અરણ્યને વિષે ભમતા મારા પુત્રની વાત સરખીએ તું કદી પૂછતો નથી." એ પ્રે-

માણે ગ્લાનીથી નેત્રમાં જેને આંસુ ભરાએલાં છે એવા પોતાનાં વડીઆઇને હસતે હસતે ભરતજી કહેવા લાગ્યા.—" હે માત ! ત્રણ ભુવનનાં સ્વામી, ધીરજવાળા, તથા જેનું હૃદય કોઇના જાણ્યામાં ન આવે એવા ઋષભભગવાન્‌ને જન્મ આપનારાં થઇ આ પ્રમાણે પ્રમાદીને યોગ્ય એવાં વચનો મુખમાંથી કહાડવાં ઘટિત નહિ. આ અઘોર એવા ભવસાગરમાં પાષાણુની પેઠે અથડાતા એવા અમારા જેવાને તારવાની ઇચ્છાથી અમારા વડિલ પિતા જે આચરણુ આચરે છે; તે કંઇ અઘટિત કિંવા મિથ્યા નથી. મોક્ષપદને સંપાદન કરવાની ઇચ્છાવાળા મારા પિતા મિથ્યા એવાં જગત્‌નાં સુખનો ત્યાગ કરી પોતાની મરજીથી તપ કરે છે. જેના મ્હોં આગળ દેવતાઓ પણ ચાકરની માફક ભમ્યાં કરે છે. તેવા પ્રભુનું રક્ષણ મારા સરખાએ કરવાનો પ્રયત્ન કરવો એ શું વાજબી છે ? હે માત ! ત્રણ ભુવનના સ્વામી આપના પુત્રનું ઐશ્વર્ય જ્યારે આપ જાણુશો ત્યારે જણાશે કે તપશ્ચર્યાનું ફળ ખરૂં છે." એ પ્રમાણે માતૃભક્તિમાં તત્પર એવા ભરતજીએ પોતાના બેઉ હાથ જોડી માતાને વિવેદન કર્યું. એટલામાં તેમના દ્વારપાળે આવી ભોંયપર નમન કરી વિનવ્યું કે—" હે વિભો ! યમક તથા શમક એવે નામે કોઇ બે પુરૂષ આપને કંઇ નિવેદન કરવા દ્વારે આવીને ઉભા છે, તેમને શો હુકમ છે." ભરતે પોતાની ભ્રકુટિ ઉંચી કરી અનુમોદન આપ્યું, કે દ્વારપાલે " જય થાઓ; જય થાઓ; " એ પ્રકારે શબ્દનો ઉચ્ચાર કરી બેઉ પુરૂષને અંદર દાખલ કર્યા. તે બેઉમાંથી પ્રથમ શમકે પ્રણામ કર્યો અને બોલ્યો કે—"આપના પિતાને કેવળ જ્ઞાન પ્રકટ્યું છે માટે આપને વધાઈ છે. પુરિમતાળ નામે નગર

પ્રત્યે શકટાન નામના વનને વિશે એકઠા થઇ ઇંદ્રોએ સમવસરણુ રચ્યું છે. સઘળા સ્ત્રી પુરૂષો, દેવ તથા દેવીઓ પોતાની સમૃદ્ધિઓ વડે અન્યો અન્ય સ્પર્ધા કરતાં સઘળી દિશાઓથકી સમવસરણુમાં એકઠાં થવા લાગ્યાં છે." શમકે એ પ્રમાણે કહ્યું ત્યાર પછી યમક હર્ષવડે નમન કરીને બોલ્યો--" હે દેવ! સૂર્ય બિંબ સરખું ઝગઝગતી કાંતિથી જ્વાળાયમાન, હજાર આરાવાળું, અગ્નિના તણખાથી શોભતું, તથા શસ્ત્રની શાળાનું અધિષ્ઠાતૃ દેવતારૂપ ચક્રરત્ન ઉદય થયું છે; તેની આપને વધાઈ છે." આ બેઉ વધામણી શ્રવણ કરી ભરતે તેમને યથાયોગ્ય શીરપાવ કરી સંતોષ પમાડયા; અને ભરતને તો ન કહી શકાય એવો હર્ષ પ્રાપ્ત થયો.

ઉપર કહેલાં બેઉ કામ એકે કાળે પ્રાપ્ત થયાં જોઇ ભરતના મનમાં ચિંતા થવા લાગી; કારણ કે—'પહેલાં મારે કેવળજ્ઞાન સંબંધી મહોત્સવ રચવો કે ચક્ર રત્નનો મહોત્સવ કરવો?' એ બે કામમાં જરાવાર તેમનું મન દ્વિધા થવા લાગ્યું. પછી તેને તુરત જણાઇ આવ્યું કે—'સઘળા પ્રાણિઓને અભયનું દાન આપનારા મારા પિતાજી કયાં? અને જગત્‌ને ભયનું આપનાર ચક્રરત્ન કયાં? અરે! આ સમયે મેં ચક્રપૂજાના ક્રમ માટે વિચાર કર્યો તે તર્છટ ખોટો છે. પ્રથમ પિતાજીના કેવળજ્ઞાનનો ઉત્સવ રચવો મુનાસબ છે.' એ પ્રકારે નક્કી કરી ભરતે પોતાની માતા મરૂદેવીને વિનવ્યું કે—" હે માતા! આપ મને, હમેશાં કહો છો કે મારા પુત્ર દુઃખી છે; વનમાં ભટકે છે; તરશ અને તડકાથી પીડાય છે; પરંતુ આજ આપ દેવ દાનવોએ સેવા કરેલા આપના પુત્રની ત્રણ ભુવનને ચકિત કરે એવી સમૃદ્ધિ

ને જોવા માટે પધારો. એ સઘળી સમૃદ્ધિ આપના પુત્રના તપનું પર્યવાસન ફળ છે.” એ પ્રમાણે માતાને કહી તેમની આજ્ઞા સંપાદન કરી હર્ષયુક્ત માતાને હાથીપર બેસારી બુદ્ધિમાન્ ભરત ઇચ્છિત સંપાદન કરવાને અર્થે મોટા અશ્વો, સજ કરેલા સુંદર હાથીઓ; રથ તથા પદાતીના સમૂહોથી વીંટળાઇ ઋષભ ભગવાન્‌ને વાંદવા ચાલ્યા. વૈડુર્ય મણિ તથા સોનાનાં કિરણોનો ચિત્ર વિચિત્ર ઉજાસ અને શસ્ત્રોના ચકચકાટથી ગતિ કરતું સૈન્ય મેઘ સહિત વીજળીની ભ્રાન્તિને આપતું હતું. નાના પ્રકારના ઉત્સવોવડે ઉત્સુકતાને પ્રાપ્ત થએલી નગરની પ્રજાઓથી વીંટાએલા ભરતજી મરૂદેવીએ સહિત નગર બહાર આવ્યા. મને પ્રથમ દર્શન થાય; એવી અપેક્ષાથી પિતાશ્રીને વંદન કરવાને ઉતાવળા થએલા પુરૂષો અગ્ર ભાગમાં ગતિ કરતા હાથીઓ ઇત્યાદિને પ્રેરવા લાગ્યા. પરમેશ્વરનાં દર્શન કરવાની ઉત્કંઠા વાળી નગરની પ્રજાઓને ઉન્માર્ગ પણ માર્ગરૂપે થઇ પડયો. પરમેશ્વરની ભક્તિ કરનારા પુરૂષોને મોક્ષમાર્ગ પણ વિઘ્ન રહિત થાય છે. દર્શનના ઉત્સુક એવા તે લોકો બાપ દીકરા કે ભાઇઓ; સ્વામી કે ચાકર; કોઇ કોઇની રાહ જોતા નહુતા. પાણીપંથા અશ્વો જેમાં છે એવા પ્રમાદ વગરના લશ્કરે વિંટળાઇને આગળ ગતિ કરતા ભરતે ચાલતાં ચાલતાં આગળ અર્હત ભગવાન્‌ને સૂચવનારો રત્નનો ધ્વજ વેગળેથી દીઠો. સમવસરણના ત્રણે કોટનાં હાલતાં કિરણોથી ધર્મ રૂપ સૂર્યને પ્રગટ કરનાર સવાર થયું હોય એવી ભ્રાન્તિ ભરતને થવા માંડી. ચાલતાં ચાલતાં સમવસરણની નજીકમાં આવી પહોંચ્યા. આનંદિત ભરતજીએ હાથીપર બિરાજમાન થએલા માતુશ્રીને કહ્યું—“ હે માતા ! ત્રણ ભુવનના

દેવતાઓએ રત્નના સમૂહથી રચેલું તથા ઉદયાચળનાં [સૂર્યનાં કિરણોના] સમૂહથી સુશોભિત આપના પુત્રનું આ સમવસરણ જુઓ. આ એક પાસે સેવા કરવાને પધારેલા દેવતાઓના સાંભળનારને આલ્હાદક એવા જયકારના શબ્દો સંભળાય છે. પાંચ પ્રકારના રંગવાળાં રત્નોની કાન્તિરૂપ પાંચ અંગુલીવાળો રત્નનો ધ્વજ જગતમાં આ ઋષભ ભગવાન્ એકજ સર્વના પિતા છે એવું દેખાડવાને ધર્મ પોતેજ જાણે પોતાનો હાથ ઉંચો કર્યો હોય તેવો દેખાય છે. ભગવાન્‌ના ગુણોનું કથન કરતો હોય તેવો સુંદર શબ્દવડે હર્ષ ઉપજાવતો આકાશ માર્ગે દેવ દુંદુભી નાદ ગાજી રહેલો શ્રવણ થાય છે. પરમેશ્વરના ગુણથી રાચેલું અને જેની પીળી મંજરીઓ છે એવું આ કિંકિલ્લીનું ઝાડ પોતાનાં હાલતાં પાતરાંથી નૃત્ય કરતું હોય તેવું જણાય છે. " પોતાના દીકરાના દીકરા ભરતનાં એ પ્રકારનાં વચનો શ્રવણ કરીને મરૂદેવીને પેહેલાં પુત્રના વિયોગ જન્ય દુઃખને લીધે રડી રડીને નેત્રમાં પડળ થઇ છાયા બાઝી હતી, તે આજ આનંદાશ્રુથી ધોવાઈ ગઈ. આનંદમાં મગ્ન થએલા દેવતાઓએ પોતાના પુત્રની કરેલી સ્તુતીઓને મરૂદેવી જેમ જેમ શ્રવણ કરતા ગયાં તેમ તેમ તેમને વિશેષ હર્ષ થતો ગયો. ચોત્રીશ અતિશયોથી પૂર્ણ એવું ઋષભ પ્રભુનું પુત્ર ભાવનાથી ધ્યાન કરતાં છતાં પણ મરૂદેવી માતા ભગવન્મય થઇ સંસારનું ભાન ભૂલી ક્ષણમાં ઋષભાકાર વૃત્તિ થઇ ગયાં. ચિત્તમાં, નેત્ર આગળ, બે પાસે, તથા પછવાડે જયાં જુએ ત્યાં અને વચનમાં મોક્ષના કારણરૂપ પ્રભુને દેખવા લાગ્યાં. કર્મનો ક્ષય કરવારૂપ ક્ષપક પંકિત પર ચડી નાનાશ્રુત, એક શ્રુત વિચાર સૂક્ષ્મ તથા સમુચ્છિન્ન ક્રિયા, એ શુકલ ધ્યાનના ચારે પાદ એ-

ક પછી એક એમ પ્રાપ્ત કરી અંતકૃત્ કેવલી રૂપે સઘળાં કર્મો નો એકે કાળે ક્ષય કરી કેવળજ્ઞાનની ઉત્પત્તિ સહિત મુક્તિ સુખને પ્રાપ્ત થયાં. ઉપરનાં દૃષ્ટાંતથી સમજાય છે કે આખો જન્મ લેશ શુભ કર્મ આચર્યું ન હોય; પરંતુ અવસાન સમયે અર્હત્ પ્રભુનું ધ્યાન કરે તો મરૂદેવી માતાની પેઠે મોટા સુખને મનુષ્ય પ્રાપ્ત કરે છે. દેવતાઓના જાણવામાં આવ્યું કે, માતાજી મોક્ષે ગયાં એટલે સમવસરણમાંથી ઇંદ્રોએ આવી તેમના શરીરને સત્કાર પૂર્વક ક્ષીરસાગરમાં પધરાવી દીધું. તેઓ ઉંચા સ્વરથી કહેવા લાગ્યા કે–" અવસર્પિણી સમયમાં પ્રથમ કેવળી અને પ્રથમ સિદ્ધિને આ મરૂદેની માતા વરેલાં છે." એ પ્રકારે કહી નેત્ર દ્વારાએ અશ્રુપાત કરતા ભરતજીને સઘળા દેવો ઋષભ ભગવાનની નજીક લઈ ગયા. તેમની સમૃદ્ધિ જોઇ દેવતાઓના કહેવાથી શોકનો ત્યાગ કરી વિશાળ મનોભાવવાળા ભરતજી ભગવાન્‌ને નમન કરવામાં ઉત્સાહિત થયા. પોતાનાં છત્ર, ચામર વગેરે રાજ્યચિન્હનો ત્યાગ કરી ઉત્તરાસંગ આદરી ભક્તિભાવથી પ્રભુની સન્મુખ ચાલવા લાગ્યા. માર્ગે પ્રથમ વાવ્યમાં સ્નાન કરી ધોએલાં પવિત્ર વસ્ત્રો પહેરી લીધાં. ત્યાર પછી પૂર્વ દિશાને દરવાજે થઇ સમવસરણમાં પ્રવેશ કર્યો. આરંભમાં જગદ્‌ગુરૂને વિધિવડે શુભ એવી પ્રદક્ષિણા દીધી. પૃથિવીપર માથું નમાવી નમસ્કાર કર્યો. ભક્તિભાવથી જેના શરીરનાં રૂવાડાં ખડાં થયેલા છે એવા, અને વિકસિત નેત્રવાળા પોતાનો હર્ષ હૃદયમાં નહિ સમાયાથી વાણીમિષે બહાર કહાડી સ્તુતિ કરવા લાગ્યા. " ત્રણ ભુવનના તિલક રૂપ, જિનેશ્વર, અનંત, કોઇના જાણ્યામાં ન આવે તેવા ચૈતન્ય સ્વરૂપ, યોગી પુરૂષોના ઇશ્વર એવા હે સ્વામિન્ ! આ-

પને પ્રણામ કરૂં છું. હે નાથ! એકાંત હિતના કરનાર એવા આપે સંસારમાં જન્મ લઈ આ જગતૂના વ્યવહારનો માર્ગ નાના પ્રકારે ચલાવ્યો છે; હવે હે જગતૂપતે! ભવમાંથી અમને તારવાને માટે સ્વેચ્છાથી સંયમ ગ્રહણ કર્યો છે. હે પ્રભો! આપ જગતૂના સ્વામી, કૃપાળુ તથા જીવોને શરણનાં દાતા છો. માટે આપ સ્વેચ્છાથી, અમારો ઉદ્ધાર કરવા પ્રવર્ત્તો છો. હું આપને યાચીને લઉં એવું આપે કાંઇ રાખ્યું નથી." એ પ્રકારે ભગવાન્‌ની સ્તુતિ કરી ભરત રાજાએ પાછળ રહી ઇંદ્રને અગ્રભાગમાં રાખી પરમેશ્વરની સન્મુખ આસનપર બેઠા. ત્યાર પછી એક યોજન સૂધી સંભળાય તેવી અને કલેશને નાશ કરનારી સઘળી ભાષાઓવાળી વાણીથી પ્રભુએ દેશના દેવાનો પ્રારંભ કર્યો. ધર્મને વિષે અભિરૂચિ વધે અને પાપ કર્મથી દૂર થાય એ પ્રકારનો જીવોને બોધ કરવો તેને દેશના કહે છે. "જિન પ્રભુની પૂજા, રૂડા ગુરૂની સેવા, ભણવું ભણાવવું, ઉજળી વૃત્તિથી તપ કરવું, દાન કરવું તથા દયા રાખવી એ છ કર્મ ગૃહસ્થાશ્રમીઓએ હમેશાં કરવાં. માતા, પિતા, પવિત્ર ધર્મનો દેખાડનાર, અભય આપનાર, ખાવું પીવું આપનાર તથા કળાઓ શીખવનાર; એટલા ઉપકારીઓના ચરણકમળનું સેવન કરી હમેશાં પુણ્ય ફળ મેળવવું. પ્રાણી માત્ર પર દયા, સદ્‌પાત્રને વિષે દાન દેવું, ગરીબ પ્રાણિઓને તારવાની શુદ્ધ મતિ; જેમ બને તેમ સઘળાં પ્રાણીઓનો ઉપકાર થાય એવો ધર્મ ભવસાગરમાંથી ઉદ્ધાર કરનારો છે. જ્ઞાન, અભય આપવું, દુઃખીને ઓસડ, રેઠાણુ તથા વસ્ત્ર આપવાં, અર્હતૂનું પૂજન, શમયુક્ત મુનિઓને વંદના, સ્વપત્નીમાં સંતોષ, પારકી સ્ત્રીથી વિમુખ, એ સઘળા પુરૂષોના અ-

લંકાર છે, ચાડી, મત્સર, પારકી ચોરી, હિંસા, નિંદા, રાત્રીએ જમવું અને કન્યા સંબંધી કપટ–જુઠું એ સર્વેનો અવશ્ય ત્યાગ કરવો; કારણ કે તે સઘળાં જેવું બીજું એકે પાપનું સ્થાનક નથી. જે પુરૂષો ચિત્તમાં વિચાર કરીને પાપને ટાળનાર જ્ઞાન, દર્શન તથા ચારિત્ર એ રત્નત્રયીને ગ્રહણ કરે છે તે પવિત્ર ભાવના યુક્ત પુરૂષો ત્રણ જન્મે કરી સિદ્ધિ સુખને પ્રાપ્ત કરે છે.” એ પ્રમાણે સંસાર સાગરમાં જીવરૂપ પૃથિવીપર પરોપકાર ફળને ઉત્પન્ન કરે તેવી વાણી રૂપ અમૃતને વરસાવતા મેઘ રૂપ એવા ઋષભ પ્રભુ મોક્ષ પામવાને અર્થે શ્રેષ્ઠ રત્ન બીજ પેરી ફળવાળું કરવા લાગ્યા. એ પ્રમાણે દેશના શ્રવણ કરી ભરત ચક્રીના પુત્ર ઋષભસેને ઉઠી પ્રભુને વિનતિ કરી કે—‘હે સ્વામીન્! આ ભવાટવીમાં વિક્ષિપ્ત ચિત્તે અથડાતા મને આપના સરખા સંગાધિપતિ પૂર્વનાં શુભ કર્મના ફળથી સહસા મળ્યા છો; વિષયોથી મુક્ત એવા મને રાજ્યની લેશ ઈચ્છા નથી. કારણ કે તેમાં રાગ મોહ ઇત્યાદિ શત્રુ મનુષ્યના શુભ કર્મરૂપી ભંડારને બળાત્કારથી લઈ લેછે. આ ઘોર ભવસાગરમાં વિષયસુખના ભોગ માટે લોભિયા થઇ અટન કરતા પારધી જેવાં મનુષ્યો ભાઇ, પુત્ર ઇત્યાદિ કુટુંબજાળમાં ફસાઈ પડે છે. માટે હે શરણાગત પ્રભો! દીક્ષા આપી મારૂં રક્ષણ કરો; નહિ તો આ તુચ્છ વિષયો પાછા મને છળથી ઠગશે.” એ પ્રમાણે પ્રભુની વિનતિ કરી મોટા ભક્તિ ભાવવડે ભય તાપથી શાન્તિને અર્થે તેમનાં ચરણકમળ પોતાના મસ્તકને અડકાડયાં. આ ભવ્યજીવ છે એમ જાણી પ્રભુએ તેને વ્રત આપી અનુગ્રહ કર્યો. રૂડા પુરૂષો નિરંતર પરનો ઉદ્ધાર કરવામાં તત્પર હોય છે. ઋષભસેનની પંઠે

ભરતજીના ચારસોને ને નવાણું પુત્રો તથા સાતસે પૌત્રોએ ચારિત્ર લીધું. તે સમયે કરોડો દેવે સેવેલા ભગવાનને જોઇ ભરતના પુત્ર મરિચિએ પણ વ્રત ગ્રહણ કર્યું. પુનિત એવા સદાચરણને ધારણ કરતી બ્રાહ્મીએ ભરતજીની રજા લઇ ઘણીક રાજકન્યાઓએ સહિત તેજ વખતે દીક્ષા લીધી. તેણીઓને દીક્ષિત જોઇ સુંદરીને પણ વ્રત લેવાની મરજી જણાઈ; પણ ભરતે તેને તેમ કરતાં નિષેધ કર્યો. પછી તે પ્રભુના ચાર પ્રકારના સંઘમાં પહેલ વહેલી શ્રાવિકા થઇ. ભરતરાજાએ ભગવાનની પાસે સમક્તિ લીધું; મતલબ કે કર્મ ફળ ભોગવ્યા શિવાય અર્હતનું પણ ભોગ્ય કર્મ નિવૃત્તિને પામતું નથી. વિદ્યાધરોને વિષે પણ કેટલાકોએ દિક્ષા ગ્રહણ કરી. કેટલાકે શ્રાવકનું વ્રત અંગિકાર કર્યું. કેટલાક ભદ્રકભાવને પામ્યા. પહેલાં આદિપ્રભુની સાથે દીક્ષા ગ્રહણ કરનારા કચ્છ તથા મહાકચ્છ વગેરે ચાર સહસ્ત્ર રાજપુત્રો જે તપસપણાને પ્રાપ્ત થએલા હતા; તેમાંથી કચ્છ અને મહાકચ્છ વગર અવશેષ રહેલાએ પ્રભુની નજીક આવી મોટા આનંદથી પુનઃ વૃત્તને ગ્રહણ કર્યું. આદિનાથ પ્રભુએ પુંડરીક ઈત્યાદિ મુનિઓ, બ્રાહ્મી વગેરે સાધ્વીઓ, શ્રેયાંસ જેમાં મુખ્ય છે એવા શ્રાવકો તથા સુંદરી ઇત્યાદિક શ્રાવિકાઓ; એ પ્રકારે ચતુર્વિધ સંઘની પ્રથમ સ્થાપના રચી, જે સંઘ હજી પણ જગતૂના સ્વામીત્વથી ચાલે છે. તેની આજ્ઞા કોઇથકી ઓલંઘાતી નથી. તે સંઘ અર્હતોને માનવા યોગ્ય તેમ પુન્યવાળા જીવોને પણ પૂજવા યોગ્ય, દેવ દાનવોના અધિપતિઓને પણ સેવા કરવા યોગ્ય છે. હમેશાં ચતુર્વિધ સંઘ જયવાળો વર્તે છે. ગણધર એવાં નામ તથા કર્મને ધારણ કરનારા સદ્બુદ્ધિ યુક્ત ઋષ-

ભસેન ઇત્યાદિ ચોરાશી મુનિઓને ગણધરની પદવી આપવાનો મહોત્સવ પ્રભુની આજ્ઞાથી ઇંદ્રો તથા ચક્રી વગેરેએ મળી યથાસ્થિત કર્યો. ગણધરોએ પ્રભુના મોંથી ત્રિપદી પામી બુદ્ધિના પ્રભાવથી તેજ સમયે દ્વાદશાંગી બનાવી. પ્રભુની કરેલી તે વ્યવસ્થા હજી પણ ચાલે છે. વિવેકવાળાં મનુષ્યોને પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન થવું એ દુર્ઘટ છે. દેવ, ગંધર્વો, વિદ્યાધરો તથા મનુષ્યના રાજાઓ પ્રભુને પ્રણામ કરી તેમની દેશનાની પ્રશંસા કરતા પોત પોતાના સ્થાન પ્રત્યે ગયા. ચોત્રિશ અતિશયોએ યુક્ત એવા આદિનાથ પ્રભુ ભાવિક જીવોને બોધ કરતા થકા પૃથિવીને વિષે વિચરવા લાગ્યા. એક સ્થળે સ્થિત થવાથી પરોપકાર બની શકતો નથી. એવું વિચારી ત્રણલોકના સ્વામી ઋષભ પ્રભુ એક સ્થળે સ્થિતિ કરીને રહ્યા નહિ.

પુણ્યથી પૂર્ણ એવા લોકોએ નમન કરાયલા ભરતજી પોતાના પરિવાર સહિત જેમાં ઘણા સુશોભિત મહેલો રચાએલા છે એવી અયોધ્યા પ્રત્યે આવ્યા. ઘેર આવી શસ્ત્રશાળામાં પ્રગટેલા ચક્રરત્નનાં દર્શનની ઇચ્છાથી પ્રગટ સમૃદ્ધિવાળા ભરતે શસ્ત્રગૃહમાં પ્રવેશ કર્યો. પોતાના કિરણોના તેજથી પ્રકાશમાન્ એવું સૂર્યના સરખું ચક્રરત્ન તેમણે દીઠું. ક્ષત્રીઓનું ઐશ્વર્ય શસ્ત્ર છે તે હેતુ માટે દેખતામાંજ ભરતે પંચાંગ નમસ્કાર કર્યો. ત્યાર પછી આનંદસાગરમાં ડૂબી ગએલા ભરતજીએ નિર્મળ જળથી સ્નાન કર્યું; સુગંધી પદાર્થો તથા શ્વેત વસ્ત્ર પહેરી લીધાં. પછી આયુધશાળામાં પ્રવેશ કરી તેને ચકચકીત કરતા હોય તેમ હાથ વડે શુદ્ધ કર્યું. સહસ્ર આરાવાળા તે ચક્રરત્નને સોનાના આસનપર સ્થાપન કર્યું. તે સમયે તે ઉદયાચળપર ઉદય થએલા બારેલા

સૂર્ય સરખું શોભવા લાગ્યું. ભરતે પવિત્ર જળથી તેને નવરાવ્યું. શત્રુઓના સમૂહને તે સમયે તે ચક્રરત્ન સમુદ્રમાંથી પ્રગટ થતા વડવાનળ સરખું દીસવા લાગ્યું. તેનાપર જય પ્રવર્તન ચિન્હ હોય એવા ચંદન, અગરૂ તથા કર્પૂર, કસ્તૂરી અને કુંકુમના હાથ દેવામાં આવ્યા. પછી પાંચ રંગનાં પુષ્પોવડે ભરતચક્રીએ તેનું પૂજન કર્યું. કારણ કે તે ચક્ર પૂજન કરતાં બમણું એટલે દશે દિશાઓનું ઇંદ્રત્વ ભરતને આપવા વાળું છે. ત્યાર પુઠે અણી શુદ્ધ, ધોળા અક્ષતોથી તેની પાસે અષ્ટ મંગળ સાથીઆ રચ્યા. તે તેને ચક્રવર્તિત્વ મંગળ માળાના પહેરાવનારા થશે. વજ્ર, વૈડુર્ય, માણેક, મોતી તથા કર્કેતન ઈત્યાદિ રત્નોવડે તેના અગ્ર ભાગમાં સ્વસ્તિકર સાથીયો રચ્યો. ત્યાર પછી મંગળદીવો કરી આરતી કરી. જે વડે નીરાંજન કરેલા ભરતજી શિવાય સઘળી પૃથિવી રાજા વગરની થશે; એટલે ભરતજીને ચક્રવર્તી રાજ્ય મળશે; એવું નીરાંજનથી જણાવ્યું. ત્યાર પછી ક્ષત્રી લોકોનો પ્રત્યક્ષ દેવ એવા આ ચક્રરત્નને પ્રણામ હો. એ રીતે ભરતે તેને નમસ્કાર કર્યો. એ પ્રકારે આઠ દહાડા સૂધી નિત્ય જુદા જુદા એવા મનને આલ્હાદકારી ઉપચારોવડે ભરતજીએ ચક્રરત્નનું પૂજન કર્યું. એક સહસ્ત્ર યક્ષલોકે રક્ષણ કરેલું દેવતાઇ બળવાળું, જેને એક સહસ્ત્ર આરા છે એવું જળહળતી અગ્નિ શિખાઓની પંક્તિઓથી પ્રકાશતું, વર્તુલ આકૃતિવાળું, અંતરીક્ષમાં ગતિ કરનારૂં તથા દુષ્ટ દાનવરૂપ શત્રુઓને સંહારનારૂં તે ચક્રરત્ન ભરતનું ઐશ્વર્યજ હોયની શું ? એ પ્રકારે અંતરીક્ષ માર્ગમાં રહીને શોભતું હતું. પૂજન કરી બાદ અવભ્રતસ્નાતને અર્થે દેવ તથા મનુષ્યોએ રચેલા મણિના સિંહાસન પર પૂર્વ દિશાનું મોં રાખી

ભરતજી બિરાજ્યા. તે ટાણે તેમને મંગળ સ્નાન કરાવવાને અનેક સુંદર સ્ત્રીઓ એકઠી મળી. ભરતજીના સુંદર રૂપવડે મોહિત થયેલી કેટલીક સ્ત્રી પોતાના નેત્રના કટાક્ષવડે નીકળેલા જળથી જળના ભરેલા ઘડા બેવડા ભરાયા હોય તેવા મણિ જડીત ઘડાઓ વડે તેમને સ્નાન કરાવા લાગીયો. કોઇ સ્ત્રી પોતાનાં ઘડા જેવા બે પયોધરની વચમાં કુંભને લાવી વિચાર્યું કે, આ નાનો શેક કળશ મારાં સ્તન આગળ રહેવા લાયક નથી માટે હાથમાં ઝાલી તેને નચાવવા મંડી; કોઇ ચપળ નેત્રવાળી કામુકા સ્ત્રી કમળ સરખા પોતાના હાથમાં ધંતુરાના પુષ્પ જેવી આકૃતિવાળો કળશ લઇ ભરતજીની ઉપર જળ રેડવા લાગી. ભરતજીના પગને કુંભનું માથું અડતું નથી; પરંતુ તેમાં રહેલું જળ ભરતજીના મસ્તક પર પડે છે એમ જાણી કોઇ સ્ત્રીએ ઘડો પોતાના માથા પર મૂક્યો. આ પ્રકારના મંગળ સ્નાન સમયે સ્ત્રીઓનાં મંગળ ધોળ અને વાજીંત્રનો નાદ મંડપમાં પૂરાઈ દશે દિશાઓના મુખમાં પ્રસરી ગયો. એ પ્રકારે જય જયકાર શબ્દની વચ્ચે મંગળ સ્નાનથી પવિત્રતાને પામેલા ભરત પોતાના તેજવડે સૂર્યની બરોબરી કરવા લાગ્યા. સોનાના વર્ણ જેવી ભરતના શરીરની શોભા અને તેમા શ્વેત વસ્ત્ર તેમણે પહેરી લીધાં એટલે મધ્ય મર્યાદામાં રહેલા શરદ ઋતુના વાદળથી વીંટાયેલા કનકગિરિ સરખા ભરતજી દીસવા લાગ્યા. શરીરના પ્રત્યેક અવયવો પર યોગ્ય આભૂષણો ધારણ કરવાથી ભૂમિપર ફરતા કલ્પવૃક્ષ જેવા દેખાયા. ભક્તિ ભાવથી ઉશ્કેરાએલા ભરતજીએ ચંદન, પુષ્પ, અક્ષત તથા સ્તવનાદિ પૂજન વડે આદિનાથ ભગવાનની પ્રતિમાનું આરાધન કર્યું. ભિક્ષુકોને દાન દીધું; પછી પાનની બીડી ખાઇ સભા મંડપમાં પધાર્યા. ત્યાં

જેમના મસ્તકપર છત્ર ધરાએલું છે તથા બે પાર્શ્વમાં ચામર વિંજાય છે એવા ભરતજી વર્ષાકાળમાં બે પડખે ઝરણ વહેતા ગિરિના સરખા સુંદર દીસવા લાગ્યા. વિશાળ જેનું પરાક્રમ છે એવા હમેશાં પોતાની સેવામાં રહેતા એવા ભક્તિવાળા સોળ હજાર યક્ષોથી ભરતજી શોભતા હતા. લાખ યક્ષોથી જેનું રક્ષણ થાય જે એવું ચક્રરત્ન પૂર્વ ભણી જે પ્રયાણને દેખાડે છે એવું શસ્ત્રગ્રહમાંથી બહાર આવી અંતરીક્ષ માર્ગે શોભવા લાગ્યું. વહાણું વાયું કે શુભ લગ્નમાં શરીરનાં ચિન્હોથી સંપત્તિને ખેંચનાર તથા પોતાની કીર્તિ જેવા ધવળ હાથીપર ભરતજી બિરાજ્યા. તીવ્રમદના ઝરવાવડે કરીને જાણે જળ પ્રવાહને ઝરતો ગિરિ હોય તેવા તે જાતવાન્ હસ્તીરત્ને તેજ સમયે ગર્જિત શબ્દ કર્યો. તેની જોડે અંતરીક્ષ ભાગને પલ્લવવાળું કરતા હોય તેવા બીજા હાથીઓએ પોતાની સુંઢોને ઉંચી કરી એકે કાળે જયનો નાદ કર્યો. પૃથિવીપર દશે દિશાઓમાં તથા અંતરીક્ષમાં વ્યાપ્ત થતો પ્રયાણ કાળનો દુંદુભી ગરગડવા લાગ્યો. સઘળાં ગ્રહોના પેટને ક્ષુભિત કરતો તથા સઘળી દિશાઓમાં વ્યાપી જતો મંગળ વાજીંત્રોનો શબ્દ દુતની પેઠે સૈનિકોનું આવાહન કરવા લાગ્યો. જળપ્રવાહને વહન કરતા ગિરિઓ સરખા મદ ઝરતા હાથીઓ, દરિઆનાં ઉછળતાં મોજાં સરખા ચંચળ અશ્વો, ચાલતા પ્રાસાદો સરખા શબ્દાયમાન્ રથો; તથા અરિઓના પ્રાણ લેવાને બળને અજમાવતા રાજભક્ત સૈનિકો; એ ચાર પ્રકારનું સૈન્ય સાથે રાખી ઈન્દ્રના સમાન ઐશ્વર્યવાળા ભરતજી ગતિ કરતા સૈન્યના પગથી ઉડેલી ધુંસરવડે સૂર્યને આચ્છાદિત કરતા પ્રથમ પૂર્વ દિશા પ્રત્યે ગતિ કરવા લાગ્યા. સઘળા સૈન્યના મોખરે હા-

થમાં રત્ન જડિત દંડ ગ્રહણ કરી ઉત્તમ અશ્વપર આરૂઢ થયેલો; સેનાપતિઓમાં રત્ન રૂપ સુષેણ નામે સેનાપતિ ચક્રરત્નની માફક ચાલવા લાગ્યો. સઘળાં વિઘ્નોને ટાળવાને શાન્તિમંત્ર પોતેજ મૂર્તિ રૂપે થયો હોય તેવા પુરોહિતે જિન–પ્રભુનું પૂજન કરી ચક્રની સંગાથે ચાલવા માંડયું. તત્કાળ દિવ્ય અન્નને પ્રગટ કરનારૂં, લશ્કરનું ખરૂં આશ્રય દાતા; સદાવ્રત ગૃહની પેઠે ખોરાકી ગ્રહ સાથે ગતિ કરવા લાગ્યું. સૈન્યનો પડાવ કરવામાં પૂર્ણ સહાયભૂત વિશ્વકર્માના જેવું વર્દ્ધકી રત્ન અગ્રે ગયું. તે શિવાય બીજાં છત્રરત્ન, ખડ્ગરત્ન, મણિરત્ન, તથા કાકિણીરત્ન પણ ચક્રવર્ત્તિની જોડે ગતિ કરવા લાગ્યાં. આ ભૂમિ કોઇ કોઇ સમયે અન્ય રાજાઓના કબજામાં થવાની આકાંક્ષા રાખે છે; એમ માની દ્વેષભાવ પ્રગટયો હોય તેની પેઠે ભરતજીએ પોતાના સૈન્યના પ્રત્યાઘાતથી પૃથિવીને ક્ષુભિત બનાવવા માંડી, સૈન્યવડે સ્થાવરને જંગમ, તથા જંગમને સ્થાવરપણું પમાડતા ભરતજીએ ત્વરાથી પ્રયાણ કરવા માંડયું. શત્રુઓના પ્રાણને લેનાર ચક્રરત્નની પુંઠે ગતિ કરતાં કરતાં એક યોજન સૂધી હમેશાં ભરતે ચાલવા માંડયું. જે જગાએ સેનાનો મુકામ થતો તે સ્થળે વર્દ્ધકી રત્ન પોતાની દેવતાઇ સત્તાથી મોટા નગર સરખી ગોઠવણ કરી સઘળાંને ઘટિત રહેવાનું સ્થાન બનાવી દેતું. સૈન્યના પડાવ સ્થાનમાં અયોધ્યાની માફક બજાર, ત્રણ રસ્તા, શિલ્પશાળા તથા દુકાનોની પંક્તિ બનાવવામાં આવતી. દેશ, વિદેશના રાજાઓ, હાથી, ઘોડા વગેરે ભેટો લઈ માર્ગમાં ચક્રવર્તિ ભરત કે જેને દેવો પણ સત્કાર કરે છે તેને આવી નમતા હતા. એ પ્રકારે સૈન્યના ક્ચરાટથી ભૂમિ તથા અંતરીક્ષને ક્ષુ-

ભિત કરતા ભરતજી કેટલેક દિવસે માગધક્ષેત્રમાં આવી પહોંચ્યા. ત્યાં આવી પૂર્વસમુદ્રને કીનારે બાર યોજન લાંબી તથા નવ યોજન પહોળી છાવણી કરી મુકામ નાખ્યો. ઉદયગિરિપરથી જેમ સૂર્ય તથા પર્વતપરથી જેમ કેસરી ઉતરે તેમ રાજાઓના હસ્તિરૂપ ભરતજી હાથી પરથી છાવણીમાં ઉતર્યા. તેજ સમયે સ્વકાર્યમાં તત્પર એવા ભરતે કાર્યના આરંભને માટે પોષધ શાળામાં દર્ભનો સંથારો કરાવ્યો. શરીરપરનાં રાજ્યવસ્ત્રા તથા અલંકાર વગેરે કહાડી નાંખી ધોળું વસ્ત્ર ધારણ કર્યું. પછી માગધ દેવને ઉદ્દેશી પોસો લીધો. સાધુની પેઠે સઘળા સાવદ્ય કારણને તજી દઈ પવિત્ર સંથારાપર બેસી અઠ્ઠમ તપ આદર્યો. પુરોકર્યા પછી પોસો પાળી શરદ્નાં વાદળાંથી મુક્ત થએલો સૂર્ય જેમ અધિક તેજસ્વી દેખાય તેમ ભરતજીએ વિશેષ તેજ ધારણ કર્યું. પોતે પોસાવાળા ઘરમાંથી બહાર આવ્યા. યથાવિધ સ્નાન કરી પરમેશ્વરની પૂજા રચી. ક્ષુદ્ર દેવોને પ્રસન્ન કરવા ભરતે બળિદાન આપ્યું. ત્યાર પછી ફરતી ફરતી ધ્વજાવાળાં દેવતાઈ અશ્વોની પંકિતથી જાણે હયીઆરશાળા હોય તેના સરખા, અને ઘંટાનાદ વડે દશેદિશાઓની સંપત્તિઓને આવાહન્ કરતા, અભિમાનરૂપી સર્પને ગળવામાં ગરૂડ સમાન ચક્રવર્તિ ભરતજી, જેની લગામો ખેંચાએલી હોવાથી મુખ ઉચાં થએલાંવાળા અશ્વોથી જેમ અરૂણ; તેમ ભરતજીના મનોભાવને જાણનારો સંગર તેમના રથનો સારથી થયો. તેણે અશ્વોની રાસો લગાર ખેંચી એટલામાં સૂર્યને જેમ ઉદયાચળ પર લઇ જાય તેમ ભરતજીને પૂર્વ સમુદ્રને કીનારે પહોંચાડયા. કાંઠે રહેલાં ઝાડનાં પાતરાં જેમાં ખરતાં હતાં; અને રથના વેગથી ઉત્પન્ન થએલા ગડગડ શબ્દ વડે જે-

માંનાં જંતુઓ ત્રાસ પામતાં હતાં; એવા સમુદ્રના જળને વિષે ભરત જીનો રથ પઇડાંના અર્ધા ભાગ સૂધી ડૂબ્યો. વડવા એટલે ઘોડીના પુત્રો અશ્વોના વેગથી તથા રથના ગડગડાટથી વડવાનળની શંકાના ભયથી સમુદ્ર ગ્લાની પામ્યો. મધ્ય ભાગમાં કુબેર અને એ કોણના ભાગમાં ઇંદ્રે નિવાસ કર્યો છે એવા ધનુષ્યને ભરતજીએ પણછ ચડાવી પંચમીના ચંદ્રસરખું રચ્યું. તેને જરા વિશેષ ખેંચી શત્રુઓના પ્રાણને લેવાના પટહ શબ્દ સરખો તથા ધનુર્વેદના પ્રણવ જેવો ખારા સમુદ્રને ગ્લાની આપનાર, રેતીના ઢગલાઓને નાશ કરનાર અને જળજતુંઓને ત્રાસ આપનાર ધનુષ્યનો ટંકારવ કર્યો. વેગવડે મંદર પર્વતે વલોવેલા ક્ષીરાબ્ધિના શબ્દ સરખો તે ધનુષ્યનો નાદ શ્રવણ કરીને ત્રણે લોક ગ્લાનીને પ્રાપ્ત થયા. તે ટાણે ભરતજીએ કરેલા ધનુષ્યના ટંકારથી ભડકેલા સૂર્યના રથના અશ્વો અવળે માર્ગે ચડી જવાથી તેના રથનુ એક ચક્ર ભાગી ગયું તેથી હજુસૂધી સૂર્યનો રથ એક ચક્રનો રહ્યો છે. વળી તે ધનુષ્યના શબ્દથી સાપના કાન એવા બેહેરા થઇ ગયા કે હજી પણ તેમનું કુળ 'ચક્ષુશ્રવા' એ અભિધાનથી ઓળખાય છે. ટંકારવ કરીને ભરતજીએ દેવ દાનવોને ગ્લાનિ કરનારૂં પોતાના નામથી અંકિત એવું એક ઉગ્રબાણ, રાફડામાંથી સર્પને બહાર ખેંચી કહાડે તેમ ભાથામાંથી ખેંચી કહાડી શત્રુઓની પંકિતપર વજ્ર દંડની પેઠે સિંહના કાન સરખી મુંઠી વાળી પણછને સાંધ્યું. તે ટાણે વીરપુરૂષોના ઘરેણારૂપ ભરત જી શત્રુરૂપ નાની તળાવડીને શોષણ કરનાર બાણરૂપી કિરણો વડે મેરૂ પર્વત પર રહેલા સૂર્યની પેઠે રથમાં શોભવા લાગ્યા. નખાંશુથી ઉજ્વળ તથા જેના પાછલે છેડે પીંછા છે એવું, શત્રુ-

ઓના મુખમાં પ્રવેશ કરવાવાળું તે બાણ ભરતજી પોતાના કાન સૂધી લાવ્યા. બેઉ પડખે પીછાં એ સહિત બાણના ભાથારૂપી પાંખોવાળા તથા એક પગને પાછો ખેંચેલા અને બાણના અગ્રભાગને લીધે ચંચુ હોય એવી આકૃતિને ધારણ કરેલા ભરતજી આ ટાણે ગરૂડના સરખા જણાતા હતા. ચડાવેલા બાણવાળા ભરતજીને જોઇ શું મને સુકવી નાંખશે કે આ સ્થળેથી ઉલટ પાલટ કરશે એવો ભય સમુદ્રને થવા લાગ્યો. ભરતજીના બાણનું ઐશ્વર્ય જેના જાણવામાં નથી એવી પ્રાચી દિશારૂપ મુગ્ધા સ્ત્રીએ ભયને લીધે ભરતનું ધનુષ્ય પર ચડાવેલ બાણ જોઇ વચ્ચે ઉદયાચળ ગિરિને આડો ધર્યો. મૂળ, મધ્ય તથા અગ્ર ભાગમાં નાગ, અસુર તથા ગરૂડની રક્ષાવાળું તથા પર્વતથી પણ ખાળી ન શકાય તેવું. તે બાણ ભરતે મૂક્યું; તે દિવસથી સમુદ્રને જે કંપ થયો છે તે હજુ પણ પોતાના તરંગો દ્વારાએ હાલ્યાં કરે છે. અર્થાત્ તે દિવસથી પેઠેલો ભય હજી પણ શમતો નથી. શું કોપાયમાન્ થએલા ઇંદ્રના હાથમાંથી છુટેલું વજ્ર પડે છે? એવા ભયથી સમુદ્રમાં રહેલા પર્વતો પણ બીન્યા. દરિયાનાં પાણીને ઉછાળતું અત્યંત તીક્ષ્ણ વેગથી અંતરિક્ષમાં ગતિ કરતા વિદ્યાધરોને ત્રાસ પમાડતું, કાળા આકાશમાં જાણે સોનાના અક્ષરથી પોતાના નામને અંકિત કરતુ હોય એવું, ઉગ્રવિજળી દંડ સરખું બાણ ભૂમિના ઇંદ્ર ભરતે છોડેલું બાર યોજનનો રસ્તો ઓળંધી મગધ દેશના રાજાની રાજસભામાં હૃદય શલ્યની માફક આવીને પડયું, ઓચિંતાનું પડવાથી તેના ઘસારા વડે રાજાના રત્નના સિંહાસનમાંથી સઘળી પાસથી તણખાને ફેલાવતો અગ્નિ ખરવા માંડયો. જે અગ્નિવડે મગધેશ્વરના કોપાગ્નિને દીપ્ત થવાનું કારણ મળ્યું. તેના રાજરૂપ ઝાડના મૂળમાં

આ અગ્નિ પતનપણાને પામ્યો એવી દેવતાઓના મનમાં શંકા ઉત્પન્ન થઇ. આ આશ્ચર્ય જોઇ માગધરાજની સભા એક ક્ષણ વાર તો ચિત્રની પેઠે સ્તબ્ધ બની ગઈ. તત્કાળ જેનાં નસકોરાં ક્રોધથી સ્પુરાયમાન્ થએલાં છે એવા, ચણોઠીના ઢગલા સરખાં લાલચોળ નેત્રવાળા, ભ્રકુટીને ચડાવવાથી ક્રોધરૂપી વૃક્ષને પાતરાંવાળું કરતા, મન, વચન તથા કાયાવડે ક્રોધનું સૂચન કરતી ત્રણ રેખાઓને કપાળમાં ધારણ કરતા, અને બેઉ ઓઠને ફરકાવતા માગધ રાજાએ મ્યાનમાંથી પોતાની તરવાર ખેંચી. વળી અભિમાનથી તપી ગયેલા ક્રોધાગ્નિની જવાળાનું અનુકરણ કરતી વિષ જેવી વાણીથી તે નીચે પ્રમાણે કહેવા લાગ્યા;—

"હાથમાં અગ્નિ પકડવાને, દિશાઓના હાથીના દાંત ઉખાડી લેવાને તથા શેષના મસ્તકનો મણિ લઇ લેવાને કોણ તત્પર થયો છે! ઝીણી અણિઓ વાળા ભાલાથી પોતાનાં નેત્ર વલુરવાની ઇચ્છા કોને થઈ છે! કેશરીના કેસ ઉખેડવાની ઇચ્છા કોણ રાખે છે! ફરતા ચક્રમાં પગ ઘાલવાને કોનો ઉત્સાહ છે! કે જે પાપ બુદ્ધિવાળા પુરૂષે આ મારી રાજસભામાં પોતાનું બાણ નાખ્યું છે;" એ પ્રકારે બોલી તે પ્રતાપી માગધરાજાએ ઘણા ક્રોધથી પોતાનો ડાબો હાથ શત્રુના લમણામાં મારે તે પ્રકારે પોતાના સિંહાસન પર પછાડયો; અને સર્પની માફક સુસવાટા કરતો અને અંગ મરોડતો આસન પરથી એક દમ ઉભો થયો. તેની પાછળ ક્રોધથી જ્વલિત થએલો તેનો રાજતંત્ર વગર નિવાર્યે ઉઠીને ઉભો થયો. કારણ કે સૂર્યનાં કિરણોનો સમૂહ હમેશાં સૂર્યનુંજ અનુકરણ કરે છે. તે રાજમંડળના પુરૂષોમાંથી કેટલાક

યોદ્ધાઓ ક્રોધરૂપ વૃક્ષનાં પાતરાં સરખી પોતાની તરવારોને ન-ચાવવા લાગ્યા. અરિઓનાં હૃદયનાં શલ્ય સરખા પોતાના ભા-લાઓને કેટલાક ઉછાળવા મંડયા. કોઇ જાણે આકાશને ઉખેડી નાખતા હોય તેમ મુદગરોનાં હથિયારને ભમાવા મંડયા. કેટ-લાક યમરાજાની ભમર સરખાં પોતાનાં ધનુષ્યની પણછ સજ કરવા લાગ્યા. કેટલાક ક્રોધના ગુચ્છો સરખાં પોતાનાં વજ્રોને ઝાલવા લાગ્યા. સૂર્યના રહામો આવે તેમ આ કોઇ આપણા સ્વામીની સાથે દ્વેષ કરવાને ઇચ્છે છે;" એ પ્રમાણે કહેવા લાગ્યા. રાજાનાં મંડળે એ રીતે કરેલો ખલભળાટ પ્રલય સમયે ઉછળતા દરિયા-ના ગડગડાટ સરખો લાગતો હતો. માગધરાજાના પ્રધાને ભરત-જીએ મૂકેલું બાણ પોતાના હાથમાં લીધું. કોપરૂપ અગ્નિને શમન કરવાના મંત્ર જેવા તેના ઉપર કોતરેલા અક્ષરો તેણે વાંચ્યાં. તે લેખ આ પ્રમાણેનો હતોઃ—"તમારે રાજ્યની કે જીવવાની આશા હોય તો સઘળું આપી દઈ અમારી ચાકરી કરો; એ પ્રકારે દેવ દાનવો તથા મનુષ્યોના પતિ એવા ઋષભદેવ પ્રભુના ચિરંજીવ ભરત ચક્રવર્ત્તી તમને ફરમાવે છે." એ પ્રકારે અક્ષરો વાંચી અવધિ જ્ઞાનવડે તેનો હેવાલ જાણી લઇ તે બાણ માગધરાજાને દેખાડી પ્રધાન ઉંચા સ્વરવડે આ પ્રમાણે કહેવા લાગ્યો—"હે સુભટો ! એકદમ સાહસને આચરવા તૈયાર એવા તમોને ફિટ-કાર છે. કારણ કે પોતાના ધણીના શ્રેયને બદલે અશ્રેય કરવાને તમે તત્પર થયા છો. આપણા ભારતવર્ષમાં શત્રુરૂપ ચંદ્રોને ગ-ળનાર રાહુરૂપ એવા, પહેલા તીર્થંકર આદિનાથ પ્રભુના પુત્ર ભરતજી પ્રથમ ચક્રવર્ત્તી થયા છે. વખતે મેરૂ તોળી શકાય, ભૂ-મિને ઉંચકાય, તથા સમુદ્રનું શોષણ કરી શકાય; પરંતુ ચક્રવ-

ર્તીનો જય કરી શકાય નહિ. તેજ ભરત ઇંદ્રના જેવા ઉગ્ર દં-ડથી આપણી પાસે ખંડણી માગે છે; દેવ દાનવોને માનવા યોગ્ય તેમની આજ્ઞાનો અમલ થવા તમારી પાસેથી તે ચાહે છે. સઘળા દેવોમાં સર્વજ્ઞપણું એક જિન-પ્રભુ શિવાય બીજા કોઇમાં નથી, તેમ મનુષ્યોમાં ઇંદ્રના સરખી શક્તિવાળા એક ચક્રવર્ત્તીજ છે. તેવા ચક્રવર્તીની સંગાથે નીતિનાં આચરણવાળા પુરૂષોએ વિવેકથી વર્તવું એજ યોગ્ય છે. કાળરાત્રિની માફક યુદ્ધ સંબંધી વર્તન તો કરવું ઘટતુંજ નથી. સ્વામિન્ ! ઓછી બુદ્ધિવાળા તથા ચંચળ થએલા આ આપના સુભટોને પાછા વાળો. તેઓ સૂર્યની સામે આગિયાની માફક મિથ્યા તેમની પર દ્વેષબુદ્ધિ કરે છે. જે ખંડણીનો આંકડો આપવો હોય તે તૈયાર કરો અને તેમની પાસે નમ્રતા પૂર્વક ગતિ કરો; નહિ તો ચિત્તને તપાવનારો મિથ્યા ગર્વ પરિણામે સઘળાનો નાશ કરે છે. ”

પ્રધાનનાં ઉપર પ્રમાણેનાં વચનો સાંભળી તથા બાણપરના અક્ષરો વાંચી પ્રભુના ચિંતવનથી દુરિતનો ક્ષય થઈ જાય તેમ માગધ રાજાનો ક્રોધ શમી ગયો. ઝટ તે બાણ તથા ખંડણી લઇ ભરતજીની પાસે આવ્યો. તેમને વિનય પૂર્વક પ્રણામ કરી વિનતિ કરી કે—“ સ્વામિન્ ! લાંબા કાળના તૃષાતુર ચાતક પક્ષીને ઓચિંતાનું વર્ષાદનું જળ મળે તેમ કૃપાળુ આપે અમારી દ્રષ્ટિપથે થઈ દર્શન આપ્યાં છે. આપના સરખા અમારે શિર સ્વામી જાણીને અમે સનાથ થયા છીએ; કારણ કે સૂર્ય પ્રકટવાથી સરોવરની લક્ષ્મીનું પોષણ થાય છે. આળસુ મનુષ્યને પોતાનું કર્તવ્ય જણાવાને પોતાનો ચોપદાર મોકલે તે પ્રકારે અ-

વિનયી એવા આ આપના સેવકની પાસે આપનું બાણ મોકલ્યું તે વાસ્તવિક આશ્ચર્ય છે. સૂર્ય સરખો તેજસ્વી, વાયુના સરખો ઉતાવળી ગતિવાળો અને મેરૂ સરખો પ્રૌઢ ગિરિ બીજો એકે નથી; તેમ આપના સરખો વીર પુરૂષ પણ પૃથિવીમાં બીજો કોઈ નથી. મેં આળસુએ ઉતાવળાં આવી આપની પ્રાર્થના કરવી જોઇએ તેમ છતાં મેં ગફલત કરી છે માટે મારા પર કૃપા કરી અપરાધ ક્ષમા કરો. રૂડા પુરૂષો સેવકની પર દયાવાળા હોય છે. સ્વામિન ! આજથી આપનાં ચરણકમળને વિષે ભમરાની પેઠે આસક્ત રહી જિન–પ્રભુની આજ્ઞા પ્રમાણે આપની આજ્ઞા મસ્તક પર ચડાવીશ. સ્વામિન્ ! માગધક્ષેત્રમાં આપે સ્થાપન કરેલો પૂર્વ દિશાના જયસ્તંભ જેવો હું આપનો સેવક થઇને વર્તીશ. આ મારૂં સઘળું રાજ, ચાકર નોકર, સર્વ સંપત્તિ અને હું એ સઘળું આપનુંજ છે; પૂર્વ દિશાના પેદલ સરખા મને આપનો શો હુકમ છે તે ફરમાવો.”

ઉપર પ્રમાણે નમ્રતા પૂર્વક વિનતિ કરી માગધરાજાએ હાર, મુકુટ, કુંડળ, બાણ, માગધક્ષેત્રનું જળ, અને પહેલાં સંચય કરેલાં રત્ન, માણેક, મોતી તથા મણિ વગેરે કેટલીક દેવતાઇ વસ્તુઓ ચક્રવર્ત્તીને ભેટ આપી. ભરતજીએ નમ્ર એવા માગધ રાજાને અભય દાન આપી પોતાના સેવકપણે સ્વીકારી તેના ઘર પ્રત્યે મોકલી દીધો. સમુદ્રપરથી રથ પાછો વાળી ભરતજી પોતાની છાવણીમાં પાછા આવ્યા. રથમાંથી હેઠા ઉતરી વિધિ પૂર્વક સ્નાન કરી પોતાના કુટુંબ સહિત અઠ્ઠમનું પારણું કર્યું. માગધરાજાની સંપત્તિને દર્શાવતા હોય તેમ ભરતજીએ ચક્રરત્નનો આઠ દિવસનો ઉત્સવ રચ્યો. ઉત્સવની સમાપ્તિ થયા પછી

સૂર્યબિંબની આકૃતિ સરખું ચક્રરત્ન ચારે પાસ પોતાના તેજને ફેલાવતું આકાશ માર્ગે ચાલવા લાગ્યું. તેની પછવાડે, પોતાના દેવતાઈ પ્રભાવથી ઉદ્ધતને નમન કરાવતા, નમેલાને પુનઃ તેના સ્નાનપર સ્થાપન કરતા, અભિમાનીને શાસન આપતા, ગરીબોનો ઉદ્ધાર કરતા તથા તેમની પાસે ખંડણી ઉઘરાવતા, યોજન યોજનના પ્રમાણથી પ્રયાણ કરતા ચક્રવર્તી ભરતજી દક્ષિણ સમુદ્રના કીનારા પર આવ્યા. ઇલાયચી, લવિંગ, ચારોળી, કંકોળ તથા સોપારીનાં વૃક્ષોનાં જ્યાં અસંખ્ય અરણ્યો છે એવા દક્ષિણ સમુદ્રના તટપર મહારાજા ભરતજીએ પોતાના સૈન્ય સહિત પડાવ કર્યો. પૂર્વની પેઠે વાર્ધ્ધકી રત્ને સૈન્યને રહેવા માટે નિવાસ ગૃહ તથા ઉત્તમ પ્રકારની પોસાશાળાઓ રચી. ચક્રવર્તી ભરતજીએ પોતાના મનમાં વરદામ દેવનું ધ્યાન કરી પોસોપાળી, અર્થને સિદ્ધ કરનારૂં અષ્ટમ તપ આદર્યું. તપને અંતે બળીદાન દઇ સોનાના રથપર ચડી, હાથમાં પ્રચંડ ધનુષ્ય લઈ ચક્રવર્ત્તી સમુદ્રના તટપર આવ્યા. સમુદ્રના જળમાં રથ સહિત ચક્રના મધ્યભાગ સૂધી ખેંચી એક દિવ્ય શક્તિવાળું બાણ ફેંક્યું. તે સઘળી દિશાઓમાં પ્રકાશ કરતું અને સોનાના અક્ષરો વાળું બાર યોજન ગતિ કરી વરદામ દેવના સભા મંડપમાં આવીને પડયું. ઓચિંતાનું પોતાની સભામાં આવી બાણ પડયું તેથી વિશાળ ઘાત થવાથી સાપ જેમ ક્રોધને પામે તેમ વરદામ દેવને ક્રોધ પ્રકટયો. તેણે સાગર સરખી ગર્જના કરી. તે સાંભળી તેની સભાના સુભટો જાણે તેનાં અંગ હોય એવા અને ક્રોધથી અટક્યા રહે નહિ તેવાઓએ પોત પોતાનાં આયુદ્ધ ઉપાડયાં. જ્યારે બાણ પરના સુવર્ણ અક્ષરો તેમના જોવા તથા વાંચવામાં આવ્યા

ત્યારે તે બાણ તથા ખંડણી લઇ તે ભરત ચક્રીની સ્હામો ગયો. વરદામના વિવેકથી ભરતને ઘણો આનંદ થયો. વિશેષે કરીને મોટાઓનો ક્રોધ નમ્રતા સુધીજ રહે છે. વરદામને તેની ગાદીપર કાયમ રાખી પોતે જે માર્ગે થઇને ગયા હતા તેજ માર્ગે સિંહની માફક માન સહિત ભરતજી પાછા પોતાના સ્થાનપર પાછા આવ્યા. ચક્રરત્નનીં પાસે આવી અઠ્ઠમ તપનું પારણું કર્યું; અને ફરી પાછો આઠ દિવસનો ઉત્સવ આદર્યો. તૃણ વિશેષને જેમ વાયુ ઉડાવી દે તેમ શત્રુઓનો પરાભવ કરતા તથા દેવ, દાનવોએ જેમને નમન કર્યું છે એવા ભરતજી મેઘની પેઠે સર્વને શાન્તિ આપતા પશ્ચિમ સમુદ્રના તટપર આવી પહોંચ્યા. પ્રથમની પેઠે ત્યાંપણ તપ કરી બાણ છોડયું. તે બાણ પ્રભાસપતિની સભામાં આવીને પડયું. બાણુપરના અક્ષરો વાંચવાથી ક્રોધને શમાવી દીધેલો પ્રભાસ રાજા ખંડણી તથા બાણ લઇ ચક્રી પાસે આવી આજીજી કરવા લાગ્યો—“ હે પ્રભો ! આજ સૂધી મારે માથે કોઈ ધણી નહતો એવા મેં આજ પૂર્વ જન્મના પુણ્યથી આપ સરખા સ્વામી દીઠા, માટે આજથી આપનો હુકમ માની આપના પટાવતની પેઠે અત્રે રહીશ. ” એ પ્રકારે વિનતિ કરી બાણ, મુકુટ, મણિ, હાર, કડાં તથા કંદોરો તેણે ભરત ચક્રીને ભેટ આપ્યાં. તે સમયે પ્રભાસના સ્વામીની પાસે હાથમાં રહેલા સોનાના ઘરામાં ભરેલું જળ જોઇ ભરતજીએ પૂછયું–“ હે પ્રભાસપતે ! આ હાથમાં જીવની પેઠે આ શું સંતાડી રાખ્યું છે. ” પ્રભાસ રાજાએ નમ્રપણે નિવેદન કર્યું;—“ સ્વામિન્! એ હકીકત કહું તે આપ શ્રવણ કરો.

સોરઠ પ્રાન્તમાં શત્રુંજય નામનું એક મોટું તીર્થ છે, તે અપાર મહાત્મ્યથી ભરપૂર છે. અનેક પુન્ય પુંજનું તે ધામ છે. અનેક જાતનાં રત્ન, ઔષધિકુંડ તથા રસકુપિકા ઇત્યાદિવડે સંપત્તિ યુકત છે. તેના શ્રવણ, દર્શન તથા સ્પર્શ અને કીર્તન કરવાથી પણ પાપનો ક્ષય થાય છે. એક ક્ષણમાં જીવ માત્રને સ્વર્ગ તથા મોક્ષનું આપનાર છે. પૃથિવીમાં બીજાં અનેક તીર્થ, નગર, બાગબગીચા તથા નદી વગેરે છે; પરંતુ તે શત્રુંજયની પેઠે પવિત્ર કરનારૂં એકે બીજું તીર્થ ત્રણ ભુવનમાં નથી. અન્ય તીર્થોમાં અનેક યત્રાઓ કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેટલુ પુણ્ય શત્રુંજયની માત્ર એક યાત્રાએ કરીને પ્રાપ્ત થાય છે. શત્રુંજયના દક્ષિણ ભાગમાં એક શત્રુંજયા નામે નદી છે. તે મહાત્મ્યવાળા જળે કરીને ભરપૂર અને જિનમંદિરોની શોભાથી સુશોભિત છે. શત્રુંજયા નદી આ મોટા તીર્થના સહવાસમાં આવવાથી વિશેષ પવિત્ર છે. ગંગા તથા સિંધુ નદીના દેવતાઈ જળથી પણ વિશેષ ફળને આપનારી છે. તેમાં સ્નાન કરવાથી સઘળાં પાપનો નાશ થાય છે. શત્રુંજયમાં કમળના ફૂલના જથ્થાઓ હોવાથી શત્રુંજય તીર્થના માથાની વેણીની પેઠે તે દેખાય છે. તે ગંગાની પેઠે પૂર્વ દિશામાં વહન થનારી છે; અત્યંત પુણ્યની પૃથિવી રૂપ, નાના પ્રકારના ધરાને લીધે મહાત્મ્યવાળી, તથા કુતૂહલ પ્રકટાવનારી છે. શત્રુંજયા, જાન્હવી, પુંડરિકિણી, પાપંકષા, તીર્થભૂમિ તથા હંસિ એવાં નાના પ્રકારનાં નામવડે તે પ્રસિદ્ધ છે. તેને વિષે કદંબગિરિ તથા પુંડરિકગિરિ એવાં બે નામનાં શિખરોની વચમાં એક કમળ એ નામે મહાત્મ્યવાળો મોટો ધરો છે. તેમાંના જળથી ત્યાંની માટી ગ્રહણ કરી તેનો ગો-

જોવાળી આંખોએ બાંધે તો આંધળાપણું તથા પડળ વગેરે ને-ત્રવિકારોને મટાડી દે છે. હે સ્વામિન્ ! તેજ તથા યશને પ્રાપ્ત કરનારૂં તેનું જળ છે. તે જળના મહાત્મ્યથી ભૂત, પ્રેત, પિશાચ તથા વાત પિત્તનો રોગ ટળી જાય છે. તે જળને અડકવાથી ઉપસર્ગ માત્ર જતા રહે છે. તે જળમાં જંતુની ઉત્પત્તિ થતી નથી. પુંડરિક તીર્થમાં હું હર સાલ જાઉં છું. મારા ઘરમાં બિરાજેલા પ્રભુને માટે ત્યાંનું જળ લાવી તેમને સ્નાન કરાવું છું. સઘળા શત્રુઓનો સંહાર કરવા માટે આ જળ મેં મારી પાસે રાખ્યું છે; છતાં જે પદાર્થ ઘણો ઉપકારી હોય તે પતિને અર્પણ કરવો યોગ્ય છે. એવું વિચારી આ આપને અર્પવા માટે લાવ્યો છું; તે આપ સાચવીને મૂકો. આ પવિત્રજળ આપના દિગવિજય સંબંધી પ્રવાસમાં દોષનો નાશ કરનારૂં થશે.” એ પ્રકારનાં તેનાં વચન શ્રવણ કરી સાવધાનતાથી તીર્થમાં ગતિ કરવાની આકાંક્ષાવાળા ભરતજી તે દેવે બનાવેલા વિમાનમાં સવાર થઈ તત્કાળ શત્રુંજય તીર્થ પ્રત્યે ચાલી નીકળ્યા. ત્યાં જઇ શત્રુંજયા નદીમાં સ્નાન કર્યું, તીર્થોનો સ્પર્શ કરી ચક્રવર્તી ભરતજી પાછા તેજ વિમાનમાં બેસી પોતાના મુકામે આવ્યા. ત્યાર પછી પ્રભાસના રાજાને બોલાવી તેને દિલાસો—સત્કાર કર્યો; અને ઝાડને જેમ તેની જગોપર રોપે તેમ તે રાજાને પોતાની ગાદીપર આરોપણ કર્યો. ત્યાર કેડે કલ્પવૃક્ષ સરખા-ગૃહીરત્નને તેજ સમયે તૈયાર કરેલી દિવ્યરસોઇ વડે રાજાને ભોજન કરાવ્યું. પ્રભાસદેવને માટે અઠ્ઠાઇ ઉત્સવ આદરી સૂર્યની પાછળ તેનાં કિરણો ગતિ કરે તેમ ભરતજી ચક્રરત્નની પાછળ, આગળ ચાલવા લાગ્યા. એક પછી એક એમ દેશને વ્યતિત કરતા સિંધુ તથા મહાસિંધુના દક્ષિણ કીનારે આવી ઉગમણે

મ્હોંડે પડાવ કર્યો. મનમાં સિંધુદેવીનું ધ્યાન કરીને ભરતજીએ અઠ્ઠમ તપ આદર્યું. તેથી વાયુની ચંચળતાવડે જેમ જળના તરંગ ઉછળે તેમ સિંધુદેવીનું સિંહાસન હાલવા માંડ્યું. અવધિજ્ઞાનવડે સિંધુદેવીને ખબર પડી કે ચક્રવર્તી પધાર્યા; એટલે તે ભેટ લઇ તેમને ખુશી કરવા સિંધુદેવી પધાર્યા. અંતરીક્ષ માર્ગે સ્થિત થયેલી દેવી જય જયકાર શબ્દવડે કહેવા લાગી કે;— "હે સ્વામિન્ ! હું આપની દાસી છું; મને કહો કે આપની શી આજ્ઞા છે ?" એ પ્રમાણે બોલી; પોતાના તેજથી અંધકારના ઢગોને ટાળી નાંખે એવા એક સહસ્ત્ર અને આઠ રત્નજડીત ઘડા, સુંદર એવું રત્નનું સિંહાસન, મુકુટ, બાજુબંધ, કંકણ, હાર તથા સૂક્ષ્મ વસ્ત્રો, ચક્રીને ભેટ આપ્યાં. તે સઘળાનો અંગીકાર કરી ભરતજીએ દેવીને જવાની આજ્ઞા આપી. ત્યાર પછી ભરત ચક્રીએ અઠ્ઠમ તપનું પારણું આચર્યું. તે સ્થળે સિંધુદેવીનો આઠ દિવસનો ઉત્સવ આદરી ચક્રે દર્શાવેલ માર્ગે આગળ ગતિ કરવા લાગ્યા. ઇશાન કોણુને માર્ગે જતાં ક્રમે કરીને ભરત બે ગોળાર્દ્ધની મધ્યમાં આવેલા વૈતાઢયગિરિ નજીક આવ્યાં. ત્યાં પચીશ યોજન ઉંચાઇવાળો તથા પચાશ યોજન પોહોળાઇનો રૂપાનો વૈતાઢય ગિરિ તેમણે દીઠો. જિનપ્રભુનાં દેરાસર, મોટા બાગ, તથા વિદ્યાધરો અને દેવનાં મંદિરો તથા જળની જગાઓ અને લાખો ગામથી તે ગિરિ સુશોભિત જણાતો હતો. ગિરિમાં આવિ તેના દક્ષિણુ પૃષ્ટ પર ભરતે છાવણી નાખી. તેની અધિષ્ઠા દેવતાનું હ્રદયમાં ધ્યાન કરી ભરતજીએ અઠ્ઠમ તપ આચર્યું. તપના મહાત્મ્યથી વૈતાઢયના સ્વામીનું આસન ચલિત થયું. અવધિ જ્ઞાનવડે તેણે ચક્રવર્તીને પધારેલા જાણ્યા. પછી તે-

મની પાસે આવી તેણે અંતરીક્ષ માર્ગથી વિનવ્યું કે;—"હે સ્વામિન્! આપનો જય થાઓ. હું આપનો સેવક છું. મને બીજા સેવકોની પેઠે આજ્ઞા કરો." એ પ્રમાણે સ્તુતિ કરી મણિ તથા રત્નનાં આભૂષણ, ભદ્રાસનો તથા દેવનાં વસ્ત્રો તેમને આપ્યાં, ભરતે તે અંગીકાર કર્યા. તેને પ્રસન્નતાનું દાન કરી આશ્વાસન આપ્યું. અને તેને ગિરિપર પૂર્વની પેઠે સ્થાપન કર્યો. અઠ્ઠમ તપનું પારણું આચરી ભરતજીએ વૈતાઢ્યગિરિનો આઠ દિવસનો ઓચ્છવ કર્યો. ત્યાંથી ચક્રરત્નની પુંઠે ગતિ કરતા ભરતજી તમિસ્રા નામે ગુફાની સમીપમાં આવ્યા. ત્યાં સુંદર પ્રદેશમાં પોતાનું સૈન્ય છાવણી કરીને રાખ્યું. તે ગુફાના અધિષ્ઠાતૃ દેવતા કૃતમાળનું હૃદયમાં ધ્યાન કરી ભરતજીએ અઠ્ઠમ તપ આચર્યું. તપને લીધે કૃતમાળનું આસન ધ્રુજવા લાગ્યું. અવધિ જ્ઞાનથી તેણે જાણ્યું કે ચક્રવર્ત્તી પધારેલા છે; એટલે રત્નનો ઢગલો લઇ તેમના પૂજનને અર્થે આવી પહોંચ્યો; ચક્રીને પ્રણામ કરી બોલ્યો કે—"હે સ્વામીન્! તમીસ્રા ગુફામાં હું આપના દ્વારપાળની પેઠે તેના બારણામાં નિવાસ કરીને રહ્યો છું." એ પ્રકારે બોલી દેવતાઇ આભૂષણોના ઢગના તથા સ્ત્રી રત્નોને યોગ્ય એવા ચૌદ ચાંદલા; દિવ્ય માળાઓ તથા દિવ્ય વસ્ત્રો; તેમને અર્થે આગળથી કહાડી મૂક્યાં હોય તેવાં અનામત આપી દીધાં. ભરતજીએ પ્રસન્ન થઇ તેને જવાની રજા આપી એટલે તે ચાલતો થયો. ત્યાર પછી અન્ય રાજાઓ સહિત ભરતે પારણાં કર્યાં.

ભરતાધિપે પોતાની સેનાના નાયકરત્ન સુષેણને આજ્ઞા આપી કે—"સિંધુ તથા સાગર અને વૈતાઢ્યપર્વતના વચગાળામાં આવેલા સિંધુનિષ્કુટ દેશને તું વશ કરી આવ." એ

થવાથી અર્ધું સૈન્ય પોતાની જોડે લઈ ચામડાંની હોડિએ સિંધુ નદિને તરી સુષેણે બર્બર, ભિલ્લ, સિંહલ, ટંકણ, યવન, કાળમુખ, તથા અનેક જાતિના મ્લેચ્છો અને અન્ય જે ત્યાં નિવાસ કરીને રહેલા હતા તેમને રમતની પેઠે જીતી લીધા. તેમની પાસેથી રત્નના ઢગલા, ઘોડા, રથ, તથા મોટા મોટા હાથિયો લાવી ભરતજીને સોંપ્યાં. ત્યાં કેટલાક દિવસ ગાળવા પછી એક દિવસના સમાયોગમાં ભરતજીએ પોતાના સેનાનાયકને કહ્યું; "તમિસ્રા ગુફાનાં બારણાં ઉઘાડી દો." સ્વામિયે રજા આપી કે તેજ ક્ષણે સેનાના વૃંદ સાથે સુષેણ ગુફા પાસે આવ્યો. તે જગોએ આઠ દિવસનું તપ આદરી તેને અંતે સ્નાન કરી ધો એલાં–પવિત્ર વસ્ત્રો પહેરી પોતાના હસ્તને વિષે સોનાનું ધુપપાત્ર ગ્રહણ કરી ગુફાની નજીક આવ્યો. ગુફાને જોતાંજ તે પગે લાગ્યો. ત્યાં આઠ દિવસનો ઉત્સવ આદરી અક્ષતોવડે અષ્ટ મંગળ રચ્યું. પછી પોતાના હાથને વિષે દંડરત્ન ગ્રહણ કર્યો. તેનાવડે ગુફાના દ્વારને પ્રહાર કરવાની મરજીથી સાત, આઠ ડગલાં પાછા વળી ત્વરાથી દોડતા જઈ ગુફાના કમાડપર ત્રણ ફેરા પ્રહાર કર્યા. તેના પ્રહારથી ઉઘડતા કમાડોમાંથી તડતડાટ શબ્દ થયો. ઘા લાગવાથી તે પીડા પામતાં હોય તેમ લાગ્યું. પછી સેનાધિપે ભરતજીની પાસે આવી વિનવ્યું; એટલે પોતે ચક્રવર્તી ગજેન્દ્રપર સવાર થઈ તમિસ્રા ગુફાની સમિપમાં પહોંચ્યા. જે પાસે રાખવાથી ઘા થવા સંબંધી પીડાએ, અંધારૂં તથા ભૂત પિશાચાદિ પીડાઓ થતી નથી એવું ચાર અંગુળ પ્રમાણવાળું મણિરત્ન હાથમાં લીધું. તે રત્ન ગજેન્દ્રના કુંભસ્થળ પર મૂક્યું; પછી પોતાની ચતુરંગિણી સેના સાથે

ચક્રીએ ગુફામાં પ્રવેશ કર્યો. અંદર જઈ આઠ દળયુક્ત, આઠ સોનઈઆ જેટલા પ્રમાણવાળું, તથા અડતાળીશ ગાઉ પર્યંતના અંધકાર રૂપી શત્રુને હરનારૂં, કાકિણી રત્ન ભરતે પોતાના હસ્તમાં ગ્રહણ કર્યું. યક્ષનાં ટોળાંએ રક્ષણ કરેલા તે રત્નવડે, બેઉ પાર્શ્વ (પડખા) ના ભાગમાં એક એક યોજન સૂધીના મંડળને પ્રકાશિત કરતા ભરતજી આગળ ગતિ કરવા લાગ્યા. તેના અજવાળાથી તત્પર થઇ આગળ ચાલતાં આજ્ઞાની મર્યાદા રૂપ રેષાની પેઠે વહન થતી નિમ્નગા તથા ઉન્નિમ્નગા નામે બે નદીઓ નજીક આવી પહોંચ્યા. તેમાં નિમ્નગા નદીને વિષે પાષાણની પેઠે તુંબડું પણ ડુબી જાય છે અને ઉન્નિમ્નગા નદીમાં તુંબડીની પેઠે પાષાણ પણ તરે છે; એવી બેઉ નદીઓ પર વાદ્ધકિ રત્ને એકદમ પુલ તૈયાર કરી દીધો. તેના પર થઈ સૈન્ય સહિત ભરતજી આગળ વધ્યા. ઉત્તર દિશામાં ગતિ કરતા કરતા ગુફાના ઉત્તરના દરવાજા પાસે આવી પહોંચ્યા. પૂર્વનું દ્વાર પ્રથમ ઉઘાડેલું તે જાણીને જાણે તેને બીક લાગી હોય તેમ તેના બારણાં સ્વેચ્છાથી ઉઘડી ગયાં. તે પચાશ યોજન પ્રમાણવાળી ગુફાને વટી ઉત્તર ગોળાર્દ્ધ ભરતનો જય મેળવવા બહાર નીકળી ભરતજી આગળ ગતિ કરવા લાગ્યા. યમની પેઠે ભરતચક્રવર્તીએ ઉત્તર ભારતવર્ષ પર ચડાઇ કરી; ત્યારે ત્યાંના મ્લેચ્છ લોકોમાં મોટો ઉત્પાત થવા લાગ્યો. કાળચક્ર, કાળદંષ્ટ્ર, કરાળ કાળદારૂણ; વડવામુખ તથા સિંહ એ છ જણા સઘળા મ્લેચ્છોના સ્વામી હતા. તે દરેકની પાસે પાંચ કરોડ ઘોડા, દશ કરોડ રથ, એક કરોડ હાથી તથા પચાશ કરોડ પેદલ સૈન્ય હતું; અને તે ઘણું બળવાળું હતું. જ્યારે તેઓ યુદ્ધને માટે ચડતા ત્યારે દેવો પણ

તેમનાથી બ્હીને તાપ સહન કરી શકતા નહતા. સઘળું સૈન્ય એકઠું કરી મદવડે ઉન્મત્ત દશાને પ્રાપ્ત થએલા તે મ્લેચ્છો, પોતાના શત્રુનું સૈન્ય જોયા શિવાય ચક્રવર્તીપર ક્રોધે ભરાયા. કોપ ચડવાથી ઉન્મત્ત દશાવાળા તે મ્લેચ્છો આખા વિશ્વને તૃણવત્ લેખવતા, હુથીઆરો બાંધી તથા બખ્તરો ધારણ કરી ઉતાવળા ભરત પર ધસ્યા. મોટા પરાક્રમી તે મ્લેચ્છો પ્રલય સમયના મેઘની પેઠે ભરતના મોખરાના સૈન્ય સાથે લડવા લાગ્યા. ઉછળતા, બુંબારા પાડતા અને હાથને ભોંયપર પછાડતા મ્લેચ્છોના યોદ્ધાઓ નદુવાની પેઠે રણભૂમિમાં દેખાવા લાગ્યા. ક્રોધ ચઢવાથી વિશેષ ભયંકર જેમનાં નેત્ર છે એવા, ઘણાક પ્રત્યક્ષ લોહી વરસાવતા હતા. શત્રુઓના ક્ષેત્રમાંથી ક્ષત્રિ તેજને ખેંચતા હોય તેવા તે દીસતા હતા. અશ્વોના હણહણાટ શબ્દથી અને હાથીઓના બુંતાળાથી તથા રથના ઘડઘડાટ શબ્દોથી અને સિંહના સરખી યોદ્ધાઓની ગર્જનાથી આખું વિશ્વ ભયથી ગ્લાનિ પામી ગયું. પરસ્પર એક બીજા જય સંપાદન કરવાની ઇચ્છાથી કેટલાક વીરપુરૂષો ગિરિનાં શિખરોવડે, વૃક્ષો તથા લોઢાનાં હથિયારોવડે ક્રોધ સહિત યુદ્ધ કરતા હતા. કેટલાક ઉંચા કરેલા દંડોને મારવાવડે, ભુંગળવડે, બાણ, ફરસી તથા તરવારથી, એ પ્રકારે અનેક હથિયારોથી અન્યોન્ય શત્રુ સાથે યુદ્ધ કરવા લાગ્યા. અમુક વખત સૂધી એ પ્રમાણે યુદ્ધ થવાથી ઉગ્ર મતલબવાળા મ્લેચ્છ લોકથી; વાયુવડે વન પીડાય તથા દુર્જનથી સજ્જન પીડા પામે તેવી રીતે ભરતનું સૈન્ય પીડિત થયું. દૈત્યલોકનાં અસ્ત્રોવડે ચક્રીનું સૈન્ય ભયભીત થએલું, વેરણ છેરણ થઇ જતું, પડી જઇ મૂર્છિત થતું, તથા ચારે પાસ બેબાકળી દ્રષ્ટિથી જોતું અને દિગ્મૂઢની પેઠે

બનેલું દેખાવા લાગ્યું. બરાડા પાડતા હાથીઓ, ભાગી ચુરા થતા રથો અને ત્રાસી ગએલા ઘોડાઓને જોઇ સેનાપતિ સુષેણને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. રણયુદ્ધમા સંપૂર્ણ કુશળ એવો સુષેણ નામે સેનાધિપતિ મ્લેચ્છ સૈન્યની સન્મુખ થયો. તેને જોઇને મ્લેચ્છના સૈનિકો ભયથી દશે દિશામાં નાસવા લાગ્યા. તેને દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મેળવી પુરૂં જોઈ પણ શકયા નહિ. વળતી કાગડાની માફક ભેળા થઇ પળવાર વિચાર કરી દુઃખી બાળક જેમ પોતાની માતાની પાસે આવે તેમ તેઓ મોટી સિંધુ નદીની નજીકમાં આવ્યા. વસ્ત્રનો ત્યાગ કરી કેવળ નગ્ન દશામાં નદીની રેતમાં ચત્તા સૂતા સૂતા પોતાના મેઘકુમાર દેવને સંતોષવા લાગ્યા. તે સમયે મેઘકુમાર દેવનાં આસન કંપવાથી તેઓ ત્યાં આવી પહોંચ્યા. પોતાના મ્લેચ્છ સેવકોને ચક્રીએ ઘેર્યા છે એમ જાણી અંતરિક્ષદ્વારે રહી તેઓ કહેવા લાગ્યા કે–'હે યવનભકતો! તમે શા માટે અમારૂં આરાધન કર્યું ? અમને બોલાવવાનું કારણ શું? તે કહો.'' મ્લેચ્છો બોલ્યા–'' હે ઇષ્ટ ! અમારા દેશનો આગળ કોઇએ પણ પરાજય કર્યો નથી; હમણાં આ કોઇ નવો પુરૂષ આવી અમને પીડા કરે છે; એ શોકજનક વાર્તા છે.'' તેમની ઉપર પ્રમાણેની વાણી સાંભળી મેઘકુમારો કહેવા લાગ્યા–' અરે મૂર્ખ સેવકો ! યુગના આદિભાગમાં થએલા આદિનાથ પ્રભુના મહાન્ પરાક્રમી પુત્ર ભરતજી પ્રથમ ચક્રવર્ત્તી થએલા છે. તેઓ મંત્ર, યંત્ર, વિ-વિષ, શસ્ત્ર, અગ્નિ તથા એવી મારણ વિદ્યાઓને જાણતા નથી; તથાપિ તમે આગ્રહ કરો છો માટે તેમને પીડીશું.'' એ પ્રમાણે કહી તેઓ અદ્દશ્ય થઈ ગયા.

ક્ષણવારમાં કાળા ડામર જેવા મેઘથી આકાશ છવાઇ ગયું. વીજળીના ચમકારા કરી તે મેઘે મોટી ગર્જનાઓ કરવા માંડી. મુશળ સરખી વરસાદની ઝડીઓથી અંધકાર સઘળે છવાઇ ગયું. મૂળમાંથી વૃક્ષોને ઉખેડી પાડતા તથા પર્વતોનાં શિખરોને તોડી નાખતા, તે મોટા મોટા ખાડાને જળથી ભરી દેવા લાગ્યા. અંધકારથી જેમ રાત્રી વ્યાપ્ત થાય; કળિયુગમાં પાપીઓથી જેમ પૃથિવી વ્યાપ્ત થાય તથા નઠારા રાજાના રાજ્યમાં જેમ અન્યાય પસરી જાય, તેમ તે મેઘ સઘળી પૃથિવીમાં પસરી ગયા. એ પ્રકારે મહાભારત અનર્થ થવાથી ભરતજીએ પોતાના હાથમાં ચર્મરત્ન લીધું; ચક્રવર્તીના હાથનો સ્પર્શ થવાથી; તે એટલું બધું વિસ્તારવાળું થયું કે જેમ જિન–પ્રભુથી જગત્‌નો ઉદ્ધાર થાય તેમ તેનાથી આખા સૈન્યનો ઉદ્ધાર થયો. મતલબ કે આખું સૈન્ય તેમણે ચર્મરત્નપર ઉંચક્યું. વળતી તેમણે પોતાના એક હાથમાં છત્રરત્ન ગ્રહણ કર્યું. તે પ્રથમના જેટલુંજ વિસ્તારને પામ્યું. પછી તે પારાના બે જુદા કણો એકઠા થઇ જાય તેમ એક મેક થઇ ગયું. દરિયામાં નાવની પેઠે તે ચર્મરત્ન જળ પર તરવા મંડયુ. છત્રરત્નથી તેના પર પડતું જળ ખળ્યું. બ્રહ્માની પેઠે ભરતજી નવી સૃષ્ટિને ઉત્પન્ન કરતાં હોય તેમ સૈન્યથી પુરાએલું તે નવા બ્રહ્માંડ સરખું દીસવા લાગ્યું. કાકિણી નામે રત્નથી તેના પરનો અંધકાર ટાળી દીધો. ગૃહસ્વામી રત્નથી તેજ પળે નીપજેલા ધાન્યવડે સઘળું સૈન્ય સુખથી વસવા લાગ્યું. તે પ્રલય કાળના જળની પેઠે વર્ષતા મેઘકુમારને સાત દીવસ અને સાત રાત્રી વિતી ગઇ. “ આ કોણ દુષ્ટ મને આવો ચિંતાતુર કરવાને તત્પર થયો છે; એવો વિચાર ચક્રીના મનમાં પેદા થયો.

તેમના તે આશયને વિદ્યાધરના સ્વામીઓ તુરત કળી ગયા. ચક્રીના બોડીગાર્ડ (અંગરક્ષકો) જે સોળ હજાર યક્ષો તે પોતાનાં હથિયારો બાંધી મેઘકુમાર પાસે આવી ક્રોધથી કહેવા લાગ્યા "અરે વરાકિયો ! ચક્રવર્ત્તીને ક્રોધ ઉત્પન્ન કરવાને ઉદ્યોગવાળા થએલા તમે છો કોણ ? અરે મૂર્ખો ! આ ભારતવર્ષના સ્વામી ચક્રવર્ત્તી ભરતજીને શું તમે નથી ઓળખતા ? તમે ઉતાવળા તેમની પાસે આવી તેમના ચરણનું શરણ લ્યો. જો તેની શરણ થશો તો તે તમારા આ અયોગ્ય કાર્યને પણ સાંખી લેશે. તેમ છતાં હજી પણ જો તમે અમારૂં કહેલું અંગીકાર નહિ કરો તો અમે તેમના સેવકો હઠવડે તમને મારવાને તત્પર છીએ." એ પ્રકારે તેઓનાં વચન શ્રવણ કરી મેઘકુમારોએ તેજ વખતે આકાશમાંથી વાદળાં સંકેલી લીધાં. યક્ષનાયકોની સાથે; પોતાના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છાવાળા હોય તેમ તેઓ ભરતજીની નજીક આવી તેમને નમ્યા. ભરતે તેમનો સત્કાર કરી જવાની આજ્ઞા આપી. પછી તેઓ મ્લેચ્છની પાસે આવી કહેવા લાગ્યા.—"ચક્રવર્તી ભરત અમારાથી પણ જીતી શકાય તેમ નથી; માટે તમે ઉતાવળા તેમની પાસે જઇ નમન કરો. પોતાને જેમનો આશ્રય છે એવા મેઘકુમારોનું આવું વચન શ્રવણ કરી મ્લેચ્છના રાજા પોતાના મોંમાં ઘાસનું તરણું ઘાલી પૃથિવીપર લોટતો લોટતો ચક્રવર્તીની નજીકમાં આવી પગે લાગ્યો. પુષ્કળ રત્ન, અશ્વો, હાથી, અને મેરૂ પર્વત જેવડો સોનાનો ઢગલો ભરતજીના ચરણમાં ભેટ રૂપે મૂકયો. પછી ભક્તિયુક્ત ઘણાં સુંદર પ્રશંસા રૂપ વચનો વદતા તે દૈત્યપતિઓ ભરતજીની આજ્ઞાથી પોતાના સ્થાન પ્રત્યે વિદાય થયા. આટલું સ-

ચ્છીત્માન આપ્યું, તથાપિ પારકા ઉત્કર્ષને નહિ સહન કરનારા તે મ્લેચ્છોએ ચક્રવર્તીની સેનામાં વિવિધ પ્રકારના વ્યાધિઓ નીપજાવ્યા.

સૈન્યમાં નાના પ્રકારની પીડાઓ ઉત્પન્ન થવાથી સુબુદ્ધિ નામે મંત્રી ભરતજીને નમસ્કાર કરી પોતાના મુકુટના અગ્ર ભાગથી તેમના ચરણકમળને સ્પર્શ કરી વિનતિ કરવા લાગ્યો— "સ્વામિન્! આપણી સેનામાં હાથી, ઘોડાઓ, અને પેદલોમાં આશ્ચર્ય જાતીના વ્યાધિઓ ઉત્પન્ન થયા છે તે વૈદ્યોની દીવ્ય ઔષધિઓના પ્રભાવથી પણ મટી શકે તેવા નથી; માટે હે ચક્રવર્તીઓના અધિપતિ! આ ત્રિદોષથી ઉત્પન્ન થએલા વ્યાધિઓ નથી; પરંતુ કોઇ અભિચારવડે આગંતુક દોષથી ઉત્પન્ન થએલા જણાય છે." મંત્રિઓની મધ્યે શ્રેષ્ઠ એવો સુબુદ્ધિ મંત્રી એ પ્રમાણે કહેતો હતો, તેવામાં આકાશને ઉજળું કરતા, ઘણાજ કાન્તિવાળા બે વિદ્યાધરો અંતરિક્ષ માર્ગથી નીચે ઉતર્યા. સૈન્યના મનુષ્યોએ ઉંચી ડોકો કરી આદરપૂર્વક દેખેલા તે બેઉ જણા ભરત મહારાજને નમસ્કાર કરી તેમના મોં આગળ આસન પર બેઠા. શુભાકૃતિ તથા ઉત્તમ કાન્તિવાળા તે બેઉને જોઈ; "તમો કોણ છો?" એમ ભરતજીએ ભાવથી પ્રશ્ન કર્યો. ચક્રવર્તી ભરતની આકૃતિ જોઇ તથા તેમની વાણી શ્રવણ કરી ખુશી થએલા તે બેઉ ભરતજીને પ્રણામ કરી પ્રસન્ન મુખથી ભરતને કહેવા લાગ્યા—"હે સ્વામિન્! વાયુગતિ તથા વેગગતિ એવા નામના અમે બેઉ વિદ્યાધર છીએ. પિતાજીને વંદન કરવા અમે બેઉ જણ ગયા હતા. ત્યાં આઠ દિવસનો ઉત્સવ આચરી તેમના પુત્ર ચક્રવર્તી એવા આપનાં દર્શનને માટે અત્રે અમે આવેલા છીએ. સ્વામીની માફકજ તેમના પુત્રની સંગાથે પણ

આચરવું યોગ્ય છે, એવો અનુક્રમ છે, માટે આપ પણ યુગના આદિ પ્રભુની માફક અમારે સેવા કરવા યોગ્ય છો. માટે આ-પને પ્રશ્ન કરીએ છીએ કે–પ્રભો! આપનું સૈન્ય ઝાંખું થયેલું કેમ દેખાય છે? સૂર્ય વિદ્યમાન્ છતાં કમળનું સુકાવું કેમ મ-નાય?" ચક્રવર્તી બોલ્યા–"ભાઇઓ! આ મારી સેનામાં મંત્ર તથા ઐાષધથી પણ ટળી ન શકે તેવા અસાધ્ય વ્યાધિઓ ઓચિંતાના થઇ આવ્યા છે. તેથી બધા જીવોને મ્લાનતા પ્રાપ્ત થઈ છે." એ પ્રકારનું ચક્રીનું વચન શ્રવણ કરી વિદ્યાધરો બોલ્યા–"હે ચક્રવર્તી રાજન્! શત્રુંજય નામે પર્વત પર એક રાયણનું શાશ્વત્ વૃક્ષ છે. તે ભૂત પ્રેતાદિ તથા મલિન દેવના દોષને નાશ કરનારૂં છે. તેનું મહાત્મ્ય યુગના આદિ પ્રભુ થકી અમે ઘણીકવાર શ્રવણ કર્યું છે. તે ઝાડનાં મૂળ, માટી, શા-ખાઓ તથા પાતરાં અમારી પાસે હાલ મોજુદ છે. તેમાં મિશ્રિત થયેલા જળનો અભિષેક કરવાથી આપના સઘળા સૈન્યનો રોગ જતો રહેશે." ચક્રવર્તીની આજ્ઞાથી વિદ્યાધરોએ તેજ વખતે તેના જળનો અભિષેક કર્યો. તેજ સમયે સઘળું સૈન્ય રોગ રહિત થઈ ગયું. ભરતરાજાએ કરેલા સત્કારને સંપાદન કરી વિદ્યાધરો તુરતજ પોતાના સ્થાન પ્રત્યે ચાલતા થયા. પોતાની સેનાને રોગ રહિત થએલી જોઇ ભરતજી ઘણા ખુશી થયા. હર્ષથી પ્રફુલ્લિત મનવાળા ભરતજીએ પોતાનું માથું ધુણાવ્યું. પોતાની પ્રસન્ન તાને અંદરથી બહાર કહાડતાં હોય તેમ તે કહેવા લાગ્યા—"અહોહો! આ તીર્થનો મહિમા વાણીથી વર્ણવી પણ શકાય તેમ નથી. ત્રણ ભુવનમાં એના સમાન બીજું એકે તીર્થ નથી. તેનું ધ્યાન માત્ર કર્યું હોય તો બેઉ લોકના સુખની પ્રાપ્તિ થાય છે.

પ્રથમ પ્રભાસ દેવે તેનું મહાત્મ્ય મને કહ્યું હતું, તે સમયે તેની સાથેજ હું તે તીર્થમાં ગયો હતો. પરંતુ દિગ્વિજય કરી રહ્યા પછી જ્યારે સંઘ લઇ હું તે તીર્થ પ્રત્યે ગમન કરી તેની યાત્રા કરીશ ત્યારે મેં જન્મ ધારણ કર્યો તે સફળપણાને પામશે." એ પ્રકારે સભામાં બિરાજેલા સભ્ય જનોની આગળ અમૃત સરખી મીઠી વાણી બોલવાથી ચક્રવર્તી સઘળાને પૂર્ણ પ્રેમનું પાત્ર લાગ્યા. વળી તેમને કોપ ઉત્પન્ન થવાથી પુનઃ ભરતજીએ દૈત્ય રાજાઓની પ્રત્યે પોતાનું ચક્ર ચલાવ્યું. ચક્રની અધિષ્ટાતૃ દેવતા દૈત્યોને બાંધીને ભરજીની પાસે લાવી. વીલાં મુખવાળા તથા દીન વચનોને ઉચ્ચારતા તેમને દેખી હાથી, ઘોડા તથા રત્ન ઇત્યાદિક, તેમની પાસેથી ગ્રહણ કરી, શાસન (સજા) દઇ મુક્ત કર્યા. ચક્રવર્તીની આજ્ઞાથી તેમનો પ્રધાન સુષેણ ગિરિ તથા સમુદ્રના વચમાં રહેલા સિંધુ ઉત્તર નિષ્કૂટનો જય સિદ્ધ કરીને આવ્યો આ સ્થાનમાં નાના પ્રકારના ભોગ ભોગવતા ભરતજી બહુ સમય સૂધી સ્થિત થયા.

એક દિવસના સમાયોગમાં પોતાની શસ્ત્રશાળામાંથી ચક્ર રત્ન બહાર નીકળ્યું. તેની પછવાડે ગતિ કરતા ચક્રવર્તી ક્રમે કરીને નાના હીમાલયના દક્ષિણ પડખે આવી પહોંચ્યા. તળેટીમાં સૈન્યનો પડાવ નાખી તેમણે અઠ્ઠમ તપ આદર્યો. ત્યાર પછી રથમાં બેસી ઉતાવળા ક્ષુદ્ર હીમાચલ પ્રત્યે આવ્યા. રથના આગલા ભાગથી મોટા આડંબરથી ગિરિને ત્રણ વખત પ્રણામ કર્યો. વળી પોતાનું નામ કોતરેલું એક બાણ તેની ભણી ફેંક્યું. ગગન માર્ગમાં ઉછાળા મારતું તે વેગથી બોતેર યોજન ગતિ

કરી હીમવાન્ દેવને ક્રોધ ઉત્પન્ન કરવા તેમની સભામાં જઈને પડયું. બાણુની ઉપર કોતરેલા અક્ષરો વાંચી કોપનો ત્યાગ કરી હાથમાં ભેટ લઇ ભરતજી પાસે આવી તેમને નમસ્કાર કર્યો. વળી ચક્રવર્તીની પ્રાર્થના કરી. ભરતજીથી સત્કાર સંપાદન કરી ક્ષુદ્ર હીમવાન્ પોતાના સ્થાન પ્રત્યે ગયો. ભરતજી પણ પોતાની છાવણીમાં આવ્યા. વળી ત્યાંથી ઋષભકુટ ગિરિ પ્રત્યે જઈ રથના અગ્ર ભાગથી ત્રણ વખત તેને પ્રહાર કર્યો; વળી કાકિણી રત્નવડે ત્યાં આ પ્રમાણે અક્ષરો લખ્યા—" આ અવસર્પિણી કાળના ત્રીજા આરાના અવસાનમાં શ્રીયુગના આદિ પ્રભુનો પુત્ર હું ભરતજી સંપત્તિવડે ઇંદ્ર સરખો ચક્રવર્તી થયો છું." એ પ્રકારે લખી ત્યાંથી સૈન્યની છાવણી ઉઠાવી લીધી. જે રસ્તેથી પ્રથમ ગયા હતા તેજ રસ્તેથી પુનઃ ભરત ક્ષેત્રના મધ્યને વિષે રહેલા વૈતાઢય પર્વત પાસે આવ્યા.

પ્રથમ રાજ્ય કરનારા યુગાદિશ પ્રભુએ કચ્છ તથા મહા કચ્છના પુત્રો, નમિ તથા વિનમિ એ બેઉને કાંઇ કાર્ય પ્રસંગે કયાંક મોકલેલા હતા. તેઓ બતાવેલું કાર્ય સિદ્ધ કરી પાછા આવ્યા ત્યારે પ્રભુને સંયમરૂપ સામ્રાજ્ય સેવતા દીઠા. પ્રભુએ મમત્વનો ત્યાગ કર્યો છે, એ પ્રકારે જેના જાણવામાં નથી તેવા તે બેઉ જણા ( હે તાત ! હે તાત ! ) એ પ્રકારે કહેતા, દીકરાની માફક પ્રભુની પાસે રાજમાંથી ભાગ માગવા લાગ્યા. હવે અમે ભરતને ભજીશું નહિ એ પ્રકારે પણ લઇ પરમેશ્વરનાં બેઉ પડખામાં રહી ઉઘાડી તરવાર ઝાલી હમેશાં પ્રભુની સેવા કરવા લાગ્યા. એક દિવસના સમય યોગમાં પાતાળના પતિ ધ-

રણેંદ્ર ભગવાન્‌ની પાસે આવ્યા. તેમણે બેઉની પરીક્ષા કરી. તેમાં માલમ પડયું કે પરમેશ્વરની સાચી ભક્તિ તેઓ કરે છે. તેમની પ્રભુપરની ભક્તિ જોઇ પ્રસન્ન થયેલા ધરણેંદ્રે તેઓને સોળ સહસ્ત્ર વિદ્યાનું દાન કર્યું; અને વૈતાઢયગિરિ પર આવેલા દક્ષિણ તથા ઉત્તર કીનારાનાં રાજ્ય આપ્યાં તે દિવસથી આરંભી તે બેઉ ભાઈ સૂર્ય તથા ચંદ્રની પેઠે પ્રકાશને કરતા હર્ષ યુક્ત થઈ વૈતાઢય પર્વતનું રાજ કરવા લાગ્યા. ભરતજી રથમાં બેસી વૈતાઢયગિરિના દક્ષિણ પ્રદેશમાં પધાર્યા. ત્યાંથી પોતાના નામનું અક્ષર કોતરેલું બાણુ ભરતજીએ તે બેઉ ભાઇઓ પર ફેંકયું. બાણુને જોઇ તે બેઉ જણા પરસ્પર વિચારવા મંડયા. "જંબુદ્વિપના ભરત ખંડને વિષે આ ભરતજી પ્રથમ ચક્રવર્તી પણાને પ્રાપ્ત થએલા છે; માટે પોતાના બાહુબળથી અભિમાનવાળા તેણે પોતાનું નામ સ્વહસ્તે ઋષભકૂટગિરિ પર જઇને લખેલું છે. કંઇ પણ વિચાર કર્યા શિવાય તે ઉન્મત્ત થઈ આપણી પાસેથી દંડ માગે છે, એ કેવું ?" એ પ્રકારનો વિચાર કરી બેઉ જણા ક્રોધથી લાલચોળ થઇ ગયા; અને યુદ્ધને માટે તત્પર થયા. તેમના ફરમાનથી અન્ય વિદ્યાધરોના સ્વામીઓ પણ ભારે સૈન્ય સહિત જાણે હમણાં બધા આકાશને ભરી દેશે એ પ્રકારે એકઠા થઇ વૈતાઢય ગિરિ પર તે બેઉની સમીપે આવ્યા. કેટલાક તો પોતાનાં વિમાનોથી જાણે આકાશને અનેક સૂર્યવાળું કરતા જણાતા હતા. વળી કેટલાક સૂર્યના રથથી અશ્વો છોડી લાવ્યા હોય તેમ અશ્વોથી અશ્વમય આકાશ કરતા હતા. મદ ઝરતા હાથીઓવડે જંગમ પર્વત સરખું કરતા હતા. અને ઘણા પેદલ સૈન્યથી પુરૂષમય કરતા હતા.

એવી રીતે સેંકડો હજારો વિદ્યાધરો પોતાના હાથમાં અનેક પ્રકારનાં હથીઆરો ગ્રહણ કરી શબ્દથી આકાશને શબ્દાયમાન્ કરતા તથા દુંદુભિના નાદથી ગિરિને ગજાવી મૂકતા આકાશ માર્ગેથી વૈતાઢયગિરિ પર આવ્યા. દિવસ છતાં નભસ્થળને નક્ષત્રમાળા સરખું રચતા, ક્રોધવડે ઉન્મત્તાને પામેલા, વિદ્યાધરોએ યુદ્ધનો આરંભ કર્યો. તેમની સંગાથે કોઇ સમયે યક્ષોએ બનાવી આપેલા વિમાનમાં બેસી અને કોઇ સમયે હાથી અથવા ઘોડાપર સવાર થઇ ચક્રીનું સૈન્ય યુદ્ધ કરતું હતું. અલ્પ સમયમાં વિમાન જોડે વિમાન, ઘોડાની સાથે ઘોડા, હાથીની સંગાથે હાથી; પેદલની જોડે પેદલ; રથની સાથે રથ; ધનુષ્ય સંગાથે ધનુષ્ય, અને તરવારે તરવાર, એમ પરસ્પર દ્વંદ્વ યુદ્ધ ચાલવા માંડ્યું. પોતાની વિદ્યાના બળથી વિદ્યાધરો જે કંઈ નવિન આચરતા તે ભરત ચક્રીના અંગનું રક્ષણ કરનારા વિદ્યાધરો તુરત શમાવી દેતા. વિદ્યાધરોને તથા ભરતને આવું યુદ્ધ બાર વર્ષ સૂધી થયું. પરિણામે નમિ તથા વિનમિ એ બે ભાઈઓ થાકી ભરતની સમીપે આવ્યા અને નમન કરીને કહેવા લાગ્યા કે—'મેરૂ કરતાં બીજો કયો ગિરિ મોટો? વાયુ કરતાં વધારે વેગ કોનો? વજ્ર કરતાં વધારે તીક્ષ્ણ શસ્ત્ર બીજું કયું? તેમ ચક્રવર્તી એવા આપના કરતાં વધારે બળવાન બીજો કોણ? મતલબ કે બીજો કોઇ નહિ. હે સ્વામિન્! આપનું દર્શન થવાથી આજે અમે પ્રત્યક્ષ આદિ પ્રભુનાંજ દર્શન કર્યાં છે અમે યુગના આદિ પ્રભુ ઋષભ ભગવાન્‌ની આજ્ઞાની પેઠેજ આપનો હુકમ પાળીશું." એ પ્રકારે કહી વિનયવાળા વિનમિએ પ્રણામ કરી, યુવાવસ્થાને લીધે સઘળા અવયવોથી સુશોભિત, આંખો, મ્હોંડુ, હાથ, હૃદય તથા

ચરણકમળો અને પ્રકાશિત કાન્તિરૂપ અમૃત જળથી ભરેલી કામદેવની વાપિકા સરખી, હમેશાં ઇચ્છા પ્રમાણે નવી નવી ઉગતી ઔષધિઓ જેવી, સઘળા વ્યાધિઓને શમાવનારી, દેવતાઇ જળની માફક ટાઢા ઉના સ્પર્શવાળી, સઘળાં લક્ષણોથી ભરપૂર એવી, સ્ફુટ અવયવો વાળી, સ્ત્રીઓની મધ્યે રત્ન સરખી, સુભદ્રા નામની પુત્રી ભરતજીને આપી દીધી. અન્ય વિદ્યાધરોએ પણ ગુણના અભિમાનવાળી પોતાની એક હજાર ભણેલી પુત્રીઓ ચક્રવર્તી ભરતને આપી. ભરતજીએ ત્યાર પછી તે બેઉ ભાઇઓને રજા આપી. તે બેઉએ પોતાના પુત્રોને રાજ્ય ભાર સોંપી સંસારનો ત્યાગ કરી ઋષભદેવ પ્રભુની સમીપે જઇ દિક્ષા ગ્રહણ કરી. મહારાજા ચક્રવર્તી ભરતજી ત્યાંથી ચક્રની પાછળ ગતિ કરતા કરતા ગંગા નદીના તટ પર પધાર્યા. ગંગાથી ઝાઝે છેટે નહિ તેમ છેક નજીક પણ નહિ એવા સ્થાનમાં પોતાના સૈન્ય સાથે તેમણે પડાવ કર્યો ચક્રવર્તીના હુકમથી સિંધુની માફક ગંગાપાર જઈ સેનાપતિ ગંગાનો ઉત્તર નિષ્કૂટસાધીને પાછો છાવણીમાં આવ્યો. ભરતજીએ આચરેલા અઠ્ઠમ તપ વડે ગંગાદેવી પ્રસન્ન થયાં અને ચક્રવર્તીને સોનાનાં બે સિંહાસન, એક સહુઅને આઠ રત્નના ઘડા, બાજુબંધ, મુકુટ, ઉત્તમ પ્રકારની શય્યા, દિવ્ય વસ્ત્રો, તથા દિવ્ય પુષ્પો ભેટમાં આપ્યાં. પછી કામદેવને પણ પોતાના સેવક તરીકે રાખનારા, નિર્મળ સૌંદર્ય તથા લાવણ્યવાળા ચક્રવર્તી ભરતનું રૂપ જોઇ તેમની સાથે ક્રીડા કરવાની ઇચ્છા થવાથી ગંગા વિચારવા મંડી; " અરે ! શું એ ઇંદ્ર હશે ? ચંદ્ર તો નહિ હોય ? કદાપિ કુબેર હશે ? કે સૂર્ય; પરંતુ તેમાંથી તો કોઇ ન હોય; કારણ કે–દેવોનું સ્વરૂપ આવું ક્યાં છે ?

અવશ્ય આ તો આદિ યુગાધીશ ઋષભ ભગવાનના પુત્ર વિશ્વના આદિ નાયક ભરત રાજા છે. રત્નાકર શિવાય રત્ન બીજે કયાં નીપજે ? ” એ પ્રકારે કામદેવથી મસ્ત થએલી કટાક્ષ ફેંકતી ભરતજીની નજીકમાં આવી તેમની પ્રાર્થના કરવા લાગી. ભરતજીએ તેણીનો અંગીકાર કરી પોતાના ઘરમાં રાખી. તેણીની સાથે અનેક પ્રકારના ભોગ કરતાં એક દહાડાની માફક એક સહસ્ત્ર વર્ષ વીતી ગયાં. એક દિવસના સમાયોગમાં ઇંદ્ર જેમ દેવોએ સહિત સુધર્મા સભામાં બેસે તેમ ભરતજી પોતાની સભા ભરીને બિરાજેલા હતા; તેવામાં સૂર્ય તથા ચંદ્ર બેઉ દેવ જેમ મૂર્તિમાન્ થઇને આવતા હોય તેમ સૌમ્ય આકૃતિવાળા બેઉ ચારણ મુનિઓ અંતરીક્ષ માર્ગથી ભરતની સભામાં ઉતર્યા. તેમને દેખી ભક્તિભાવના સંભ્રમથી ઉભા થયેલા ભરતજી પ્રત્યક્ષ વિવેક તથા વિનય હોય તેવા તે બે મુનિઓને પગે લાગ્યા.

બેઉ મુનિ મધ્યે એક મુનિને સિંહાસન પર પધરાવી ભરતજી બેઉ હાથ જોડી તેમના સન્મુખ બેઠા. યુગના આદિ પ્રભુના પુત્ર અને આજ જન્મમાં સિદ્ધપદને પ્રાપ્ત કરવાવાળા ચક્રવર્તી ભરતને જાણી, મુનિ ગંભીર વાણીથકી ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા—“ મૈત્રી ઇત્યાદિ ચતુર્વિધ ભાવનાઓને વિષે તથા યોગ માર્ગનાં આઠે અંગનો અભ્યાસ કરવામાં પ્રેમ, ધીરજ, પરિષહ અને બાધાઓની સહનશીલતા, સરળતા, વિનયો, કષાય તથા આરંભનો ત્યાગ, સાવધાનતા, પ્રસન્નપણું, મધુરતા તથા સમાનપણું; એ બધા મોક્ષના રસ્તા છે. ” એ પ્રકારનો ઉપદેશ દઇ રહ્યા પછી ભરતજીએ પૂછયું—“હે ભગવાન્ !

પારકો ઉપકાર કરવામાં સાવધાન એવા આપ ક્યાંથી પધાર્યા? રાગદ્વેષ જેમણે છોડી દીધો છે અને શરીરનું પણ જેમને મમત્વ નથી એવા આપ મને પવિત્ર કરવા માટે પધાર્યા છો એમ હું માનું છું." ભરતનાં એ પ્રકારનાં વચનો શ્રવણ કરી બેઉમાંથી એક મુનિ બોલ્યા "હે રાજન્! અમે યુગના આદિ પ્રભુ શ્રી ઋષભ ભગવાનને વંદના કરવા માટે ગયા હતા. ત્યાં પ્રભુના મુખથી પુંડરિક પર્વતનો પવિત્ર મહિમા સાંભળી તેને ભેટવા આકાશ માર્ગે થઈ ત્યાં ગયા હતા. તે સમયે પુંડરિક ગિરિ પર ઇશાનેંદ્ર દેવો સહિત ત્યાં ઉભેલો હતો. અમને દેખવાથી તેના મનમાં મોટો આનંદ ઉત્પન્ન થયો. પોતાનું માથું ધુણાવી તે અમને કહેવા લાગ્યો—"હે મુનિઓ! આ તીર્થનો મહિમા ઘણો અદ્દભુત છે. તેના પ્રભાવથી નર્કને પ્રાપ્ત થવા યોગ્ય એવો હું હમણાં સ્વર્ગનો સ્વામી થયો છું, તેનું કારણ કહું તે શ્રવણ કરો.

"વિદેહ ક્ષેત્રને વિષે પશુ નામે ગામમાં કોઇ સુશર્મા નામે બ્રાહ્મણ વસતો હતો. જાતે મૂર્ખાધિરાજ તેમ દરિદ્ર અને દુ:ખનો ભંડાર હતો. કોઇક સમયે તે ગામમાં ભિક્ષા માગવાને નીકળ્યો. આખું ગામ ફર્યો તથાપિ તેને કાંઇ પણ મળ્યું નહિ. પોતાનું ભિક્ષાપાત્ર ઠાલું લઇ ઘર પ્રત્યે પાછો ફર્યો. ઠાલું પાત્ર લઈ પાછો આવતો પોતાના પતિને દેખી તેની સ્રીને ક્રોધ થવાથી હાથમાં મુશળ લઇ પતિ તરફ દોડી. દરિદ્રતાની પીડાથી સુશર્મા બિચારો બહુ ખેદયુક્ત તો હતો તેવામાં આ સ્રીનો આક્રંદ જોઇ તે વિશેષ દુ:ખી થયો. તેણે પોતાની પત્નિને શાંત થવા બહુ વારી; તેમ છતાં ક્રોધથી તપી ગએલી સ્રી શાન્ત પડી નહિ;

છેવટે સુશર્માએ તેની પર એક પથ્થરનો પ્રહાર કર્યો. મર્મસ્થાનમાં વાગવાથી એકદમ સ્ત્રી મૂર્છા ખાઇ ભોંય પડી અને તત્કાળ તેના પ્રાણ જતા રહ્યા. તે સમયે તેના પુત્રે પોતાના પિતાને ક્રોધથી કહ્યું; અરે દ્વિજાધમ ! આ શું કર્મ આચર્યું ? ક્રોધાયુક્ત બ્રાહ્મણે પૂર્વનાં પાપને લીધે પોતાનો તે પુત્ર તથા એક પુત્રી બેઉને મારી નાખ્યાં. વિકલ ઇન્દ્રિયોવાળો, ભયાતુર બ્રાહ્મણ ત્યાંથકી આગળ ગતિ કરવા લાગ્યો. એવામાં કોઈ ભડકેલી ગાયે માર્ગમાં તેને અટકાવ્યો. ક્રોધી બ્રાહ્મણે તે ગાયને પણ મારી નાંખી. એનાં એવાં ઘોર પાપ કૃત્યોને લીધે રાજાના દૂતો તેને પકડવાને પુંઠે પડયાં; તેમના ભયથી તે આગળ નાસવા લાગ્યો. પાપને લીધે ચાલતાં ચાલતાં, આંખે અંધારા આવવાથી પોતે પોતાની મેળે નર્ક કુંડ સરખા કુવામાં પડી ગયો. અરે ! ક્રોધને ફિટકાર છે; કારણ કે તે પ્રાપ્ત થવાથી મનુષ્યો સારા નરસાનો વિચાર કરી શકતા નથી; કૃત્ય અને અકૃત્યનો વિવેક ભૂલી જવાથી નર્કરૂપી કુવામાં છેવટે પડે છે. કુવામાં પડી જવાથી બ્રાહ્મણના શરીરને અત્યંત ઈજા થઇ એથી અત્યંત દુઃખ ભોગવી મરણ પામ્યો; ને દારૂણ દુઃખની દેનાર એવી સાતમી નરક પ્રત્યે ગયો. નરકમાં બંધન, વાઢ કાપ, તાપ, માર અને તરવારથી છેદન થવું, વગેરે મોટાં મોટાં દુઃખો સહન કરી મૃત્યુ પામી કોઇક અરણ્યમાં સિંહ થઇને અવતર્યો.તેજ જન્મમાં પણ નિરપરાધી એવા અનેક જીવની હિંસા કરવાથી મરીને ચોથી નરકમાં પડયો. ત્યાં દુઃખ ભોગવી ચંડાળ યોનિમાં પાછો જન્મ્યો. તે ભવમાં પણ અનેક નઠારાં કર્મ કરી પાછો પૂર્વની પેઠે સાતમી નર્કે ગયો. ત્યાં અત્યંત દુઃખ ભોગવી પાછો દ્દષ્ટિવિષ

નામે સર્પ થયો. એક દિવસના સમાયોગમાં પોતાના દરની આસપાસ ફરતા વતધારી મુનિઓને તેણે દીઠા, પોતાના જાતિ સ્વભાવને લીધે ફુંફાડા કરતો તથા પોતાની ત્રણ ફેણોને ઉંચી ચડાવતો તેમને કરડવા દોડયો. તેને ક્રોધાવેશવાળો જોઇ તે મુનિઓને જરાએ ભય ઉત્પન્ન થયો નહિ. સર્પે વિચાર્યું કે 'આ શાન્તમૂર્તિ પુરૂષો મારાથી કેમ બીહતા નહિ હોય? એ કોણ હશે? એ પ્રકારે વિચાર કરતો થકો તે હળવે હળવે તેમની પાસે આવ્યો. તે સમયે મુનિઓ વિદ્યાધરોને શત્રુંજય ગિરિનું મહાત્મ્ય સંભળાવતા હતા; તે તેના શ્રવણ કરવામાં આવ્યું. તેથી તેનાં કેટલાંક કર્મ ઘટી ગયાં. તેને પોતાના પૂર્વ જન્મનું ભાન થયું; તે પોતાના રાફડામાંથી પૂરેપૂરો બહાર નીકળ્યો. ગોળાકાર બની પોતાની જ્ઞાન સંપત્તિના હેતુભૂત તે મુનિઓના ચરણમાં વંદના કરી. નમસ્કાર કરી રહ્યા પછી તેની ભાવનાને જાણનાર મુનિયોએ તેને અનશન વ્રત (ઉપવાસ) લેવરાવ્યું. વિદ્યાધર લોક તેને પુંડરિક પર્વત પ્રત્યે લઈ ગયા; ત્યાં તેનું મૃત્યુ થયું. હે ચારણમુને! જુઓ, તે આ સર્પનું શરીર અત્રે પડેલું છે; હું જે જીવ તે ખોળીઆમાં હતો તે અત્યારે ઇશાન દેવનો આ પ્રકારના સ્વરૂપવાળો ઈંદ્ર થયો છું. હે મુને! હું ધારૂં છું કે આ પૃથિવીપર બીજાં અનેક તીર્થો છે તથાપિ પાપને ટાળવાવાળું શત્રુંજય જેવું બીજું એકે નથી."

ઉપરનું કથાનક ચારણ મુનિએ ભરતને સંભળાવી કહ્યું કે—હે રાજન્! મોટી સંપત્તિવાળા ઇંદ્રે એ પ્રકારે કહી સર્પને બાળ્યો; તે જગોએ તેણે રત્નનું પીઠ બંધાવ્યું. પછી પવિત્ર ક્ષેત્રને નમસ્કાર કરી પોતાના સ્થાન પ્રત્યે જઇ ઇશાન

દેવેન્દ્ર પોતાનું રાજ્યપાટ ભોગવવા લાગ્યો. હે ચક્રવર્તીના મુકુટ ! એ પ્રકારનું આ તીર્થનું મહાત્મ્ય જોઈ અમે ફરી ફરીને સમાધિવડે તે તીર્થનો સ્પર્શ કર્યો. હમણાં ત્યાંથી આવેલા બીજે સ્થળે જતા હતા; તેવામાં તમારી મોટી સેના અમારા દેખવામાં આવી. તમે અમારા ગુરૂના પુત્ર છો એમ જાણી અમે તમારૂં ભાવથી દર્શન કર્યું. ઘણું કરીને તીર્થના પર જેમને વિશેષ ભાવના છે એવા અમને રજા આપો. સઘળા મનુષ્યોના વિવેક તથા વિનયને ટપી પડે તેવો તમારો વિનય વિવેક અમારા દેખવામાં આવ્યો. ” એ પ્રમાણે કહી ભરતજીનો નમસ્કાર સ્વીકારી તેઓ બીજે સ્થળે ચાલતા થયાં.

મુનિઓના જવા પછી ભરતના મનમાં તર્ક વિતર્ક થવા લાગ્યા —“ તે દિવસ, રાત્રિ કે ક્ષણ કયારે પ્રાપ્ત થશે કે સંઘ સહિત હું શત્રુંજય તીર્થની યાત્રાએ જઈશ. ? ” ત્યાર પછી ગંગા દેવીને ઉપદેશી તેની રજા લઇ ખંડપ્રપાતા નામે ગુફા પ્રત્યે સૈન્યે સહિત ભરતજી ચાલી નીકળ્યા. ગુફાના દરવાજા નજીક આવી ભરતે અઠ્ઠમ તપ આદર્યું. તે તપના મહાત્મ્યથી ગુફાની અધિષ્ઠાત્રી દેવતાનું આસન ડોલાયમાન થવા લાગ્યું. તે ગુફાનો દેવતા કે જેનું નામ નાટયમાળ હતું તે તુરત ભેટ લઇ ભરતજીની પાસે આવ્યો. વિવિધ પ્રકારના અલંકારો નજરાણામાં મૂકી ચક્રવર્તીની ચાકરીમાં સાવધાન રહ્યો. ભરતજીએ આજ્ઞા આપી, એટલે તે પોતાના સ્થાન પ્રત્યે ગયો. ભરતની આજ્ઞા થવાથી તેના મંત્રી સુષેણે તમીસ્રા ગુફાની પેઠે આ ગુફાનાં પણ બારણાં ઉઘાડી નાખ્યાં એટલે હાથીપર સ્વાર થઇ તેના જમણા ખભાપર મણિરત્ન મૂકી ભરતજીએ ગુફામાં પ્રવેશ કર્યો. ભરતની

પાછળ તેનું સઘળું સૈન્ય પેઠું. પ્રથમની પેઠે આ સ્થળે પણ કાકિણી રત્નવડે ગોમૂત્રની આકૃતિવાળાં બે પાસે બે મંડળ રચી પૂર્વની માફક નિમ્નગા તથા ઉન્નિમ્નગા નામે બેઉ નદીઓ ઉતરી ગુફાના અંતે આવ્યા. દક્ષિણ ગુફાનું બારણું તે ક્ષણે પોતાની મેળેજ ઉઘડયું. તેમાં થઇ ગંગા નદીને પશ્ચિમ કાંઠે સૈન્ય સહિત પડાવ કર્યો. ભરતે નવનિધિને ઉદ્દેશી ત્યાં પણ અઠ્ઠમ તપ આદર્યું. તપની સમાપ્તિ સમયે તે દેવે પ્રત્યક્ષ દર્શન આપ્યાં. તે દરેક નિધિનું એક સહસ્ત્ર યક્ષો રક્ષણ કરતા હતા; નૈસર્પ, પાંડુક, પિંગલ, સુર્વરત્નક, મહાપદ્મ, કાળ, મહાકાળ, માણુવ તથા શંખક એવાં તેમનાં નામ હતાં. તે પ્રત્યેક નિધિ આઠ યોજન ઉંચા, નવયોજન વિશાળ અને બાર યોજન લાંબા હતા. એમના જેવાંજ નામના તેમના અધિષ્ઠાતૃ એક પલ્યોપમના આયુષ્ય વાળા નાગકુમાર દેવ છે. તેઓ ભરતની પાસે આવી નમી અને તેમને કહેવા લાગ્યા કે—"હે મોટા ભાગ્યશાળી ! ગંગાના મુખ સમીપ મગધ દેશમાં અમે રહીએ છીએ. આપના પ્રારબ્ધને વશ થએલા અમે અત્રે આવેલા છીએ. હે ચક્રવર્તી રાજન્ ! આપના પ્રારબ્ધની પેઠે અમારો પણ કદીએ નાશ થતો નથી; તેટલા કારણ માટે આપની ઇચ્છાનુસાર લઇ આપ દાન કરો; અને અમારો ઉપભોગ લ્યો." એ પ્રકારે નવનિધિ પોતાને તાબે થવાથી ચક્રવર્તીએ તે સ્થળે આઠ દિવસનો ઉત્સવ આરંભ્યો. કલ્પવૃક્ષને નહિ જેવું કરી નાખી ભરતે સ્વેચ્છા પ્રમાણે દાન કર્યું. સુષેણ નામે સેનાધિપ ભરતની આજ્ઞાથી ગંગાના દક્ષિણ ભાગનો જય સંપાદન કરી પાછો સેનાના પડાવ સ્થળમાં આવ્યો. ચક્રવર્તીએ કેટલોક સમય ત્યાં રહી આનંદમાં ગાળ્યો.

પછી ચક્રરત્ન અંતરિક્ષ માર્ગે આયોધ્યા ભણી ગતિ કરવા લાગ્યું. દેવ તથા દાનવોએ વિંટળાએલા પૃથિવીના છ ખંડોના સ્વામી ભરતજી પોતાની અસ્ખલિત આજ્ઞાને ચલાવતા મુસાફરી કરતા કરતા કેટલેક દિવસે અયોધ્યાની નજીક આવ્યા. શહેરની પાસે પોતે પડાવ કર્યો. ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ રથ અને છનું કરોડ સુભટો સહિત સાઠ સહસ્ત્ર વર્ષે ભરત પોતાના નગર પ્રત્યે આવ્યા. ગામને પાદર પડાવ કરી અયોધ્યાની અધિષ્ટાત્રી દેવીને ઉદ્દેશી ભરતે અઠ્ઠમ તપ આદર્યું. તપ પૂર્ણ થયા પછી જેમ વાદળામાંથી સૂર્ય બહાર આવે તેમ પોસાના ઘરથી ભરતજી બહાર નીકળ્યા અને સઘળા પ્રકારની લક્ષ્મીના કારણરૂપ પારણાં કર્યાં. તેમના પધારવાથી આયોધ્યામાં પ્રત્યેક ઘરને તોરણ બંધાયાં. કેસર તથા કંકુ મિશ્રિત જળવડે માર્ગમાં છંટકાવ થયા. લોકોના ઘરની ભીંતો પર ભરતનાં આચરેલાં ચરિત્રોનાં ચિત્રો આલેખાયાં. ચારે પાસે જયજયકારના જબ્દો સંભળાવા લાગ્યા. નાના પ્રકારના અલંકાર તથા નવિન વસ્ત્રો ધારણ કરી નગરના લોકો ગતિ કરવા લાગ્યા. ઠામ ઠામ સોનાના થાંભલાવાળા માંચડાઓ બનાવામાં આવ્યા. દરેક માંચા પર રત્ન જડિત વાસણો તથા તોરણોનો વિનિયોગ થયો; તે સૂર્યનાં પ્રતિબિંબ ભરતનાં દર્શન માટે આવ્યાં હોય તેવું જણાવા લાગ્યું. ઉંચા જળને ઉડાડતા પુવારાથી ભીની થયેલી આયોધ્યા નગરી ભરતનાં દર્શનથી પસીનાવાળી થઇ ગઇ હોય તેવી જણાવા લાગી. લાંબા કાળથી વિરહિત થએલી પતિવ્રતા પોતાના હાથ પસારી જેમ સ્વામીને ભેટે તેમ અયોધ્યા નગરી પોતાની ચિત્ર વિચિત્ર ધ્વજાઓ રૂપ હાથવડે પોતાના

સ્વામી ભરતને ભેટતી હોય તેવી દીસવા લાગી. બારણામાં સળગતી ધુપશળીઓનો ધુમાડો ભરતજીના લાંબા કાળનો વિયોગ ધુમરૂપે ચાલ્યો જતો હોય તેવો નગરની પ્રજાને જણાયો. નગરમાં પેસવાની ઉત્કંઠાવાળા ભરતજી શુભ મુહુર્તમાં ઐરાવત સરખા ગજરત્ન પર બેઠા. વિશ્વમાં આ એકજ રાજા છે; એ પ્રકારે સૂચવતા તથા તેમની કીર્ત્તિના ઢગ સરખા શ્વેત છત્રથી ભરતજી દીપી રહ્યા હતા. બેઉ પાસે ઉડતાં ચામરો કમળ કરતાં વધારે શોભાવાળા તેના મુખકમલને જોઇ માનસરોવરથી આવેલા બે હંસના સરખાં શોભતાં હતાં. પરસ્પર યુદ્ધ કરતા હોય તેવા એક બીજા પર પડતાં કિરણોવાળા રત્નોના અલંકારવડે શોભીતા ભરતજી યાચકની ઇચ્છા પ્રમાણે દાન આપવાથી ગતિ કરતા કલ્પવૃક્ષના જેવા જણાતા હતા. ભાટ ચારણોની માફક સ્થાન સ્થાન પ્રત્યે દેવો દિગ્વિજયમાં ભરતે કરેલાં નાના પ્રકારનાં ચરિત્રોની વાર્તાઓથી તેમની સ્તુતિ કરતા હતા. એ પ્રકારે જગો જગ શહેરની પ્રજાઓના પ્રણામને અંગીકાર કરતા ભરતચક્રવર્તીએ ગુણે કરીને લોકોના હૃદયને વિષે અને શરીરે કરીને નગરમાં પ્રવેશ કર્યો. ચાલતાં ચાલતાં ક્રમે કરીને પોતાના પિતાના મહેલ નજીક આવી પહોંચ્યા. તે મહેલને લક્ષાવધિ જાળીઆં હોવાથી જાણે પોતાની આંખો ફાડી ભરતને નિહાળતાં હોય તેવો આભાસ જણાવા લાગ્યો. ચારે પાસ પોતાની ફરફરતી ધ્વજાઓને લીધે ભરતજીને જોઇ નૃત્ય કરતો હોય તેમ મહેલ લાગતો હતો. કોઇક સ્થળે ઇંદ્રમણિના જડિત્રને લીધે ગાઢ શ્યામ, કંઇક સ્ફટિક જાતના મણિથી છેક ધોળો, કંઇક પદ્મરાગ મણિઓને લીધે રાતો અને કોઇક સ્થ-

ળે સોનાને લીધે પીળો, એ પ્રકારે વિવિધ રંગથી શોભીતો એ-
કત્રીશ મજલાનો તે મહેલ સ્વર્ગભુવન સરખો દેખાવ આપતો
હતો. મહેલના નજીકમાં આવી વેદિ પર પગ મૂકી ભરતજી
હાથી પરથી નીચે ઉતર્યા. તેમની સંગાથે અન્ય રાજ્યપુરૂષો
પણ પોતાનાં વાહનો પરથી નીચે ઉતર્યા. ભરતના મુખ
આગળ જેઓએ ભેટ ધરી તેમની ભેટ અંગીકાર કરી તેમના
નમનને સ્વીકારી તેઓની સાથે વાર્તા વિનોદ કરતા કેટલોક વ-
ખત મહારાજ ત્યાં થોભ્યા. આરંભમાં તેમના સોળ સહસ્ત્ર
દેવનું યથાયોગ્ય પૂજન કરી તેમને વળાવ્યા. ત્યાર પછી બ-
ત્રીસ સહસ્ત્ર રાજાઓને, પુરોહિત તથા ગૃહ સ્વામી અને વ-
ર્દ્ધકિ રત્નને વિદાય કર્યા. હાથી ઇત્યાદિ વાહનોને પોત પોતાને
સ્થાનકે બાંધવાની આજ્ઞા કરે તેમ પોતાના ત્રણસો આઠ રસો-
ઇઆઓને નેત્રની સંજ્ઞા કરી જવાની રજા આપી. ઉત્સવ થઇ
રહ્યા બાદ અતિથિઓને વળાવે તેમ શેઠ શાહુકારોને, અષ્ટાદશ
શ્રેણી પ્રશ્રેણીને, કોટવાળો તથા પગીઓને પણ મોકલી દીધા. જેમ
ઇંદ્રાણીઓ સહિત ઇંદ્ર પોતાના ભુવનમાં પ્રવેશ કરે તેમ સ્ત્રી-
ઓની મધ્યે રત્ન સરખી સુભદ્રા સહિત બત્રીસ સહસ્ત્ર
રાજકુટુંબી રાણીઓ અને બત્રીસ સહસ્ત્ર દેશના અધીશ્રી-
ઓની કન્યાઓ સહિત તથા તેટલાં બત્રીસ બદ્ધ નાટકો વડે સે-
વાએલા ચક્રવર્તી ભરત મહારાજ, કુબેર જેમ કૈલાસમાં પ્રવેશ કરે તેમ
મણિની પંક્તિઓથી નેત્રને આલ્હાદ કરે એવા તે મહેલમાં પેઠા.
પ્રથમ પોતાના પિતાની મૂર્ત્તિને નમસ્કાર કરી સ્નાન કરવાના
પીઠ પર આવ્યા. ત્યાં સ્નાન કરી ફૂલ, ધુપ તથા અક્ષતોવડે
ભક્તિ સહિત પરમેશ્વરનું પૂજન કરી ત્યાંથી રાજ લોકના ટોળા

સહિત ચંદ્રશાળા પ્રત્યે આવ્યા. ત્યાં પોતાની રૂચિમાં આવે તેવા અદ્ભુત ભોજ્ય પદાર્થોનું ભોજન કર્યું. જમ્યા પછી તાંબુલ ગ્રહણ કરી ચંદનનો લેપ કર્યો. ફૂલનાંહાર તથા શ્વેત વસ્ત્રો ધારણ કરી અલંકારે શણગારાઈ મહારાજા ભરતજી ઇંદ્ર સરખા સુશોભીત થયા. એ પ્રકારે દેવતાઇ સંગીત, નાટકો તથા સ્ત્રીઓના વિલાસ સુખમાં મગ્ન થએલા ભરત રાજાએ કેટલોક વખત તેમાં ગાળ્યો.

એક દિવસના સમાયોગમાં દેવો તથા રાજાઓએ આવી ભરતને વિનતિ કરી; "હે મોટા રાજન્! આપ સઘળા શત્રુઓનો પરાભવ કરી છએ ખંડ ભરતના અધિપતિ પદને પ્રાપ્ત થયા છો; માટે અમને મહારાજનો અભિષેક કરવાની આજ્ઞા કરો. કારણકે જિનેશ્વર ભગવાન્નો અભિષેક ઇંદ્રો કરે છે તેમ આપનો અભિષેક કરવો એ અમારો ધર્મ છે." એ પ્રકારે તેમની વિનતિ શ્રવણ કરી તેમને તે કરવાની રજા આપી. એટલે અસંખ્ય રાજાઓ, વિદ્યાધરો તથા યક્ષો તેજ ક્ષણે ત્યાં ભેગા થઇ ગયા. યક્ષ લોકોએ રત્નોના પુંજથી ઇશાન કોણમાં એક શોભાયમાન્ મંડપ રચ્યો. ત્યાર પછી અસંખ્ય પવિત્ર એવા ધરાઓ, નદી, સમુદ્ર તથા તીર્થોમાંથી જળ, માટી તથા રેત લઇ આવ્યા. ભરતજીએ પૌષધાગારમાં બેસી અઠ્ઠમ તપ આદર્યું. મતલબ કે તપના પ્રભાવથી સંપાદન થએલું સામ્રાજ્ય તપે કરીને દૃઢપણાને પામે છે. તપ થઇ રહ્યા પછી નાટ્ય રસમા પરિપૂર્ણ ચિત્તવાળા ભરતજી ઉત્તમ વસ્ત્રાલંકાર સજી અન્તઃપુરની રાણીઓ સહિત રત્ન જડીત દીવ્ય મંડપમાં પધાર્યા. મંડપના મધ્ય ભાગને વિષે બનાવેલા મણિના સ્નાન પીઠ તથા સિંહાસનની, સૂર્ય જેમ મેરૂની પ્રદક્ષિણા કરે તેમ ભરતે

પ્રદક્ષિણા કરી. પછી પૂર્વ દિશાનાં પગથીયાંએ ચડી સ્ત્રીરત્નો સહિત પૂર્વ દિશા ભણી મુખ રાખી સિંહાસન ઉપર ભરત ચક્રવર્તી બિરાજમાન થયા. ભરતને વિષે ભકિતભાવવાળા બત્રીસ હજાર રાજાઓ ઉત્તર દિશાનાં પગથીયાંથી ચડીને બેઠા. સેનાપતિ, ગૃહપતિ, વર્દ્ધકી તથા પુરોહિત અને બીજા શેઠ શાહુકારો ઇત્યાદિ દક્ષિણ દિશાનાં પગથીયાંએ થઈ પોતાને ઘટિત આસનો પર દરેક જણ બેસી ગયા. આરંભમાં ચારણ શ્રમણોએ ઋષભ પ્રભુના પુત્ર ભરતજીને જૈન શાસ્ત્રના વિધિ પ્રમાણે મંત્ર સ્નાન કરાવ્યું. ત્યાર પછી ઇંદ્રો જે પ્રકારે ભગવાનને અભિષેક કરે તે પ્રકારે અભિયોગિક દેવોએ તીર્થમાંથી આણેલા પવિત્ર જળથી તેમને અભિષેક કર્યો. તેમના કર્યા બાદ શુભ લગ્નમાં બત્રીશ સહસ્ત્ર રાજાએ તથા કુળના વૃદ્ધ પુરૂષો અને સેનાધિપ જેમાં મુખ્ય છે એવા બીજા સઘળાએ મહારાજને અભિષેક કીધો. અભિષેક થઇ રહ્યા એટલે શરીરપર ચંદનનો લેપ કરી ચંદ્રકાન્તિ સરખાં ઉજળાં પવિત્ર વસ્ત્રો ધારણ કરી ભરતજી શરદના આભલાંથી વીંટળાએલા મેરૂ ગિરિ સમાન શોભવા માંડયા. દેવોના ઇંદ્રે અર્પણ કરેલો ઋષભદેવનો મુકુટ દેરાસરપર કલશ ધારણ કરે તેમ ભરતના મસ્તકપર ધારણ કર્યો. અને નિર્મળ મોતીનો ગુંથેલો કંઠો તેમની કોટમાં નાખ્યો, જે વડે સઘળાં આભૂષણોની શ્રેણી કંઇ ઓરજ શોભવા લાગી. ત્યાર પછી મોતીની માળાના ઘટપણાને પણ ભેદી નાખે એવા પ્રકારની પારિજાત વૃક્ષના પુષ્પની પ્રફુલ્લિત તથા સુગંધીવાળી માળા તેમના કંઠમાં પહેરાવી. અલંકારો ધારણ કર્યા પછી પોતે પોતાના રત્નના સિંહાસનપરથી ઉઠીને ઉભા થયા. તે ટાણે જાણે પોતાના પડછાયા હોય

પ્રેમ મંડપમાં બિરાજેલા સઘળા તેમની સાથે ઉઠી ઉભા થયા. જે માર્ગે થઈ તેઓ મંડપને પગથીએ ચડયા હતા તેજ માર્ગે પાછા હેઠા ઉતર્યા. જાણે ગતિ કરતો પ્રાસાદ હોય તેવા ગજેન્દ્ર-પર ચક્રવર્તી બિરાજ્યા. વળી ફરી સ્નાન ગૃહમાં પ્રવેશ કરી સ્નાન કર્યું; ત્યાર પછી જિન-પ્રભુનું પૂજન કરી અઠ્ઠમ તપનું પારણું કર્યું. જુદા જુદા દેશથી આવેલા રાજાઓ, દેવો તથા વિદ્યાધરોએ ભરત ચક્રવર્તીનો બાર વર્ષ પર્યન્ત રાજ્યાભિષેકનો મહોત્સવ રચ્યો. અયોધ્યા નિવાસી જનોને તે અભિષેકનો સમય એકાંત સૂક્ષ્મ કાળ સરખો સુખકર લાગ્યો. ચક્રવર્તી ભરત ચંદ્રના જેવો શીતળ, શત્રુઓ પ્રત્યે સૂર્યના જેવો તીક્ષ્ણ, સંપત્તમાં જાણે કુબેર, તથા ઇશ્વર, ભુવનપતિમાં જાણે વરૂણ, તેજસ્વીમાં જાણે અગ્નિ, ધર્મને વિષે પ્રાસાદરૂપ અધર્મ પ્રત્યે દંડ સરખો, સ્વરૂપમાં જાણે કામદેવ, કમળના સરખો પ્રફુલ્લિત મુખવાળો, ક્ષીરસાગર જેવો ગંભીર, હુકમનો અમલ કરવામાં જાણે ઇંદ્ર મેઘના સરખો સર્વનું જીવન રૂપ એવો તે રાજા ગૃહમંડળમાં સૂર્ય તથા સઘળા વિદ્યાધર અને ભરત ખંડના દેવતાઓ સરખા સઘળા રાજાઓને વિષે અદ્વિતીય હતો. ચૌદ પ્રકારના મહારત્નોવડે તે દેદીપ્યમાન હતો; નવે નિધિ તેના ચરણકમળમાં નિવાસ કરીને રહેલા હતા. સોળ સહસ્ર યક્ષો તથા બત્રીસ હજાર મુકુટબંધ રાજાઓ હમેશાં તેની સેવા કરતા હતા. બત્રીસ સહસ્ર રાજકન્યાઓ તથા તેટલા દેશની કન્યાઓ મળી ચોસઠ સહસ્ર સ્ત્રીઓ અને ત્રણસેં સાઠ રસોઇઆ હમેશાં તેની સેવામાં હતા. ચોરાશી લક્ષ અશ્વો, ચોરાશી લાખ રથ, તથા છન્નુ કરોડ ગામ અને છન્નુ કરોડ પ્યાદલ સૈન્ય ભરતની પાસે ખડું રહેતું હતું. બત્રીશ સહસ્ર દેશ, બહોતેર હ-

જાર શ્રેષ્ઠ નગરો, નવ્વાણુ સહસ્ર, દ્રોણુ મુખ, અડતાળીસ સહસ્ર પત્તન, ચોવીશ સહસ્ર આડંબરે સહિત કર્બટ; અને મડંબને શિક્ષા આપનાર તે સ્વામી હતો. વીશ હજાર ખાણોનો કર તે લેતો. સોળ હજાર ખેડાપર તેની હકુમત ચાલતી હતી. ચૌદ સહસ્ર સંબાધપર તેનું સ્વામીત્વ હતું. છપને અંતર દ્વિપો તેના કબજામાં હતા. છત્રીશ સહસ્ર તટનો તે અધિષ્ઠાતા અને ઓગણ પચાસ કુરાજ્યનો સ્વામી હતો. તે શિવાય ભરતખંડના અન્ય એવા દેશો પર તેની હકુમત ચાલતી હતી. સ્વર્ગનું સ્વતંત્ર રાજ્ય જેમ ઇંદ્રના હથમાં છે તેમ ભારતવર્ષનું અખડિત રાજ્ય તેના હાથમાં હતું. ઋષભ પ્રભુની પાસે કેળવાએલા વિશ્વંભર, શ્રીધર, સુબુદ્ધિ તથા બુદ્ધિસાગર નામના તેના મુખ્ય પ્રધાનો હતા. વળી તેના અંગ હોય તેવા અન્ય એકસો ને આઠ બીજા શ્રેષ્ઠ પ્રધાનો હતા તેના કરતાં ઓછી પદ્દીવાળા ત્રણુ કરોડ સચિવો હતા, આખા જગત્માં એકલાજ વીર પુરૂષો એવા સુષેણુ, શ્રીષેણુ, દુર્જય તથા જગજ્જય એ નામના ચાર સેનાધિપ હતા. જીવાનંદ, મહાનંદ, સંજીવન તથા સુજીવન એ ચાર પ્રધાન નરવૈદ્ય હતા; તે શિવાયના બીજા આઠ લાખ નરવૈદ્યો હતા. ચાર લાખ ગજવૈદ્યોએ સહિત જાંગલ, કૃતમાળ, વિશાળ તથા વિમળ એ ચાર મુખ્ય ગણાતા હતા, ત્રણુ લાખ અશ્વવૈદ્યોએ સહિત મયૂર, ગરૂડ, શકુનિ તથા સારસ એ ચાર પ્રધાન હતા. સાત લાખ પંડિતોએ સહિત વિશ્વરૂપ, પરબ્રહ્મ હંસ તથા પરમહંસ એ ચાર મુખ્ય પંડિતો હતા. ઘણાક ધનુર્વિદ્યા જાણુનારાઓ સહિત, શ્રીકંઠ, વૈકુંઠ, ભૃકુટિ તથા ધૂર્જટિ એ ચાર મુખ્ય હતા. જ્યોતિષ્શાસ્ત્રજ્ઞ, ધર્મશાસ્ત્રજ્ઞ તથા દંડનીતિને જાણુનારા બીજા

અનેક વિદ્વાનો હતા. તેમાંના કેટલાકને ઋષભ પ્રભુએ પોતાની જાતે ભણાવેલા પણ હતા; તેઓ ભરતને શાબ્દ બ્રહ્મનો ઉપદેશ દેતા.

એક દિવસના સમાયોગમાં આનંદમાં રમતા ભરતને સાઠ હજાર વર્ષથી જેમનો વિયોગ થએલ છે એવા પોતાના કુટુંબીઓનું સ્મરણ આવ્યું; રાજાના સેવકોએ તે સઘળાનાં નામ આપી એટલે ઓળખાવી ચક્રવર્તીને દેખાડયા. ઘણા પ્રેમવડે ભરતે પ્રત્યેકને બોલાવી તેમને નીહાળવા માંડયા. દિવસની ચંદ્ર-રેષા સરખી ઝાંખી કાન્તિવાળી તથા હીમ પડવાથી કરમાઈ ગ-એલી કમલિની જેવી બદલાયલા સ્વરૂપવાળી બાહુબળીની બ્હેન સુંદરીને ચાકરોએ દેખાડી. તેને જોવાથી રક્ત નેત્રોવડે જાણે પોતાના અંદરના ક્રોધને વાનગી રૂપે દર્શાવતા હોય તેમ ભરતજી પોતાને પડખે ઉભેલા સેવકજનોને ક્રોધથી કઠોર વચનોવડે કહેવા લાગ્યા.—" અરે ! સેવકજનો ! શું આપણા ઘરમાં ભોજ્ય પદાર્થનો ટોટો છે ? અગર હે વૃત્તિચોરો ! શું આ સુંદરી પ્રત્યે તમારો પૂરો ભાવ નથી ? કે વ્યાધિમાં ગરક થએલા શરીરવાળી આ સ્ત્રી ખાતી નથી કે શું ? કદાચિત્ તે રોગગ્રસ્ત હોય તો વૈદક જાણનારા વૈદ્યોનો નાશ થયો છે ? હે સેવકો ! મદ વગરની હાથણી-ની માફક આ સ્ત્રી મ્લાન કેમ થઇ ગઇ છે; તે કહો. આ પ્રકારે મારો તમે અન્ય પણ પરાભવ કર્યો હશે એવું મને જરૂર લાગે છે. " એ પ્રકારે કહેતા ચક્રવર્તીનાં વચનોને શ્રવણ કરી ચાકરો હાથ જોડીને કહેવા લાગ્યા—"હે સ્વામિન્ ચક્રવર્તીના દરબા-રમાં સઘળી સંપત્તિ મોજુદ છે. દેવેન્દ્રના ઘરમાં દરિદ્ર-પણું કદી સંભવે ? એ સુંદર સ્ત્રી કુળદેવીની માફક અમારે હ-મેશાં પૂજા કરવા યોગ્ય છે. મરણને શરણ થએલા મનુષ્યોને

પણ ઉપાયવડે સાજા કરી શકે તેવા વૈદ્યો આપના દરબારમાં ઘણા વિદ્યમાન્ છે; છતાં જે દિવસથી આપે દિગ્વિજયનો પ્રયાણ આદર્યો છે તે દિવસથી આ સુંદર સ્ત્રી કેવળ પ્રાણ ધારણ કરી આંબિલ તપ કરે છે. તે સમયે વ્રતની ઉત્કંઠા વાળાં એ બાઈને આપે રોકેલાં છતાં તે ભાવ સાધ્વીત્વ લઈ ઉપરથી ગૃહસ્થીનો સ્વાંગ રાખે છે." ચાકર જનોનું એ પ્રકારનું વચન શ્રવણ કરી ભરતે તેણીને પૂછયું—"શું તમારી દીક્ષા લેવાની ઈચ્છા છે?" ભરતનો આવો પ્રશ્ન સાંભળી ઉંચા શ્વાસથી તેણીએ હા કહી. ભરતે કહ્યું—"સુંદરી! તને ધન્યવાદ છે, કારણ કે તું સંસાર થકી વિરક્ત થએલી છે. પિતાની સંતતીને એમ કરવું ઘટારત છે. વળી તે સુખનું સ્થાનભૂત છે. એ પિતાનો હું પુત્ર છું છતાં મને વિષયરૂપ ચોરોએ લુંટી લીધો છે. અને તેટલાજ માટે તુચ્છ એવા આ રાજ્ય સંબંધી સુખમાં અમારી લાલસા રહી છે, માટે મોટા સત્વવાળી! જેમ આપની મરજી હોય તેમ વર્તો." એ પ્રકારની ભરતની આજ્ઞા સાંભળી તે અન્તઃકરણમાં અત્યંત મગ્ન થઈ.

તે સમયે ત્રણ લોકના સ્વામી શ્રીઋષભ પ્રભુ ભવ્યજીવો પર દયા કરી ભૂમિપર ફરતા ફરતા અષ્ટાપદગિરિપ્રત્યે પધાર્યા. તે સમયે સઘળા ઇંદ્રોએ અષ્ટાપદ પર આવી રત્નની પંક્તિઓથી ભગવાનનું સમવસરણ રચ્યું, વનપાળક જયના શબ્દોનો પોકાર કરતો તથા વાનરની પેઠે કુદતો ઉપરની વધાઈ લઈ ભરતજીની પાસે આવ્યો. ભોંયપર માથું નમાવી વનપાળે ચક્રવર્તીને કહ્યું કે-"દેવ! મંગલમય વધાઈથી પ્રારબ્ધ બળે આપને આજ વધાવી લઉં છું. આપના પૂજ્ય પિતાજી હમણાં અષ્ટાપદ ગિરિને પવિ-

ત્ર કરે છે. ત્યાં દેવોએ સમવસરણ રચ્યું છે." આ શુભ ખબર સાંભળીને આશ્ચર્ય પામેલા ભરતે વધામણી લાવનાર વનપાળને સાડીબાર કરોડ સોનઈઆ બક્ષીસ કર્યા. ભરતે સુંદરીને કહ્યું "બ્હેન ! આપનો મનોરથ હવે સંપૂર્ણ થયો." એ પ્રકારે બોલી ભરતે અન્તઃપુરની સ્ત્રીઓ મારફત તીર્થોના જળવડે તેણીને સ્નાન કરાવ્યું. પછી તેણીએ પોતાના અંગપર ચંદનનો લેપ કરી પોતાના અન્તઃકરણ જેવાં શુદ્ધ–પવિત્ર એવાં બે વસ્ત્રો પહેરી લીધાં, છત્ર તથા ચામર સહિત તે એક પાલખીમાં બેઠી; અને ભરતજીની પાછળ પાછળ અષ્ટાપદ ગિરિપર આવી. ત્યાં ભવાટવિના તાપથી તપેલા પોતાના ચિત્તરૂપ કેળના ઝાડને સુંદર શીતલતા આપનાર સમવસરણ તેના દેખવામાં આવ્યું. ભરતજી તથા સુંદરી પોતાના વાહન પરથી નીચે ઉતર્યા; પરમેશ્વરને પ્રદક્ષિણા દઇ ભક્તિ ભાવથી ગળી ગયેલા બેઉએ પ્રભુને પ્રણામ કર્યો. પ્રભુનાં ચરણકમળનું દર્શન ભરતે સાઠ હજાર વર્ષે કર્યું; તે ટાણે તેમને મોક્ષના જેટલો આનંદ અનુભવાયો. અન્તઃકરણમાં રહેલા આનંદના ઉભરાઓને બહાર કહાડી નાખતા હોય તેમ, ત્રણ લોકને સ્તવન કરવા યોગ્ય એવા ઋષભ પ્રભુની પ્રાર્થનાનો તેમણે આરંભ કર્યો. "હે પ્રભો ! આપ સઘળાંને ચિંતવન કરવા લાયક દીસો છો; આપને કોઇના ચિંતવનની અપેક્ષા નથી. દેવના સ્વામીઓને પણ આપ પૂજનીય છો. આપ કોઈનું પૂજન કરવાને યોગ્ય નથી. વિશ્વના આદિ આપજ છો; આપના આદિ કોઇ નથી. વિશ્વના નિયન્તા છો માટે વખાણવા યોગ્ય છો. આપને કોઇની સ્તુતિ કરવાની નથી. સર્વનું શરણ આપજ છો. આપને કોઇના શરણની જરૂર નથી. આખા જગતના સ્વામી આપ છો;

આપનો કોઈ સ્વામી નથી. હે સ્વામિન્! મોક્ષ સુખ આપને આધીન છે; આપ શિવાય તે સુખ બીજો કોઈ આપી શકતો નથી. પરથી પર આપજ છો. આપનાથી કોઇ પર—શ્રેષ્ઠ છેજ નહિ. આપ અનાદિ તથા અંતરહિત છો; પંડિતો આપના તેજોમય સ્વરૂપનું ધ્યાન કરે છે. આપનાવડે આ ત્રણે લોકને ધન્યવાદ છે. સંસાર રૂપ સમુદ્રને તરવા માટે નૌકારૂપ એવા આપને હું નમસ્કાર કરૂં છું. હે ભક્તવત્સલ ભગવાન્! આપની પાસે હું મોક્ષ સુખ સંપાદન કરવાની યાચના કરૂં છું, સ્વામિન્! હું આપનો ચાકર છું, આપ મારા સ્વામી થાઓ એ પ્રકારે માગું છું. આ જગત્ના શરણભૂત એવા હે પ્રભો! મારૂં રક્ષણ કરો; મારા પર પ્રસન્ન થાઓ." એ પ્રકારે રાજાઓના માથાના મુકુટ મણિ ભરતજીએ ઋષભ ભગવાન્ની સ્તુતિ કરી. પછી ઋષભ ભગવાન્ના મુખરૂપ ચંદ્રમાંથી ઝરતા દેશનારૂપ અમૃતનું ભરતજી પાન કરવા લાગ્યા.—"સદાચરણ વ્રત ધારણ કરવાથી રૂડું ભાગ્ય પમાય છે. સત્પાત્રને દાન દેવાથી નાના પ્રકારના ભોગ સંપાદન થાય છે. દેવનું અર્ચન–પૂજન કરવા વડે રાજ્ય લક્ષ્મી મેળવી શકાય છે. તપશ્ચર્યા કરવાથી કર્મ માત્ર ખપી જાય છે. પરંતુ એક ભાવનાજ રૂડે પ્રકારે ભાવી હોય તો તત્ક્ષણ સઘળું આપી દે છે." દેશના થઇ રહ્યા બાદ સુંદરીએ પ્રભુને કહ્યું કે—"સ્વામિન્! મને પ્રસન્ન થાઓ અને દિક્ષા આપી ભવાટવીમાંથી મને તારો." તેનો એ પ્રકારનો આગ્રહ દેખી ભગવાને તેણીને દિક્ષા આપી. સુંદરી દિક્ષાવડે પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગી. શુદ્ધાન્તઃકરણી ભરતરાજા સુંદરીનો દીક્ષા ઉત્સવ કરી ભગવાન્ને નમસ્કાર કરી પોતાના નગર પ્રત્યે પધાર્યા.

એક દિવસના સમાયોગમાં દર્શનની ઇચ્છાને લીધે દિગ્વિજયમાં પોતાની સાથે નહિ આવેલા પોતાના ન્હાના ભાઇઓ ભરતને યાદ આવ્યા. તેઓને બોલાવવાને ભાવથી પોતાના અનુચરોને મોકલ્યા; રાજાઓ બહુધા પોતાના દૂતો મારફત હરેક કાર્ય કરે છે. અનુચરો તેમની પાસે જઇ તેઓને સામ વાક્યોથી ઘણું સમજાવ્યા, તેમ છતાં તેમણે માન્યું નહિ, ત્યારે કઠણ વચનોથી કહ્યું કે—" જો તમારે જીવવું હોય અથવા રાજ્યની કામના હોય તો હમેશાં ભરતની સેવા આચરો. અનુચરનું એવું વચન સાંભળી તેઓ અષ્ટાપદ પર્વતપર ઋષભ ભગવાન્‌ને વિજ્ઞપ્તિ માટે આવ્યા. પ્રભુને પ્રણામ કરી સ્તવન કર્યા પછી આંખમાં આંસુ આણી પોતાના નાશનો વિચાર કરતા ભગવાન્‌ને આ પ્રકારે કહેવા લાગ્યા.—"હે સેવ્ય પિતા ! આપે દિક્ષા ગ્રહણ કરી તે ટાણે સ્વેચ્છાથી ભરતને તથા અમોને લાયકાત મુજબ ભાગ વહેંચી આપેલા હતા. તેમ છતાં પારકો ઉત્કર્ષ અસહન કરનારા ભરતે દાવાનળ અગ્નિની પેઠે અક્ષય છ ખંડ ભરતનો ઉપભોગ કર્યો છે. આપે વહેંચી આપેલા રાજ્ય ભાગમાં સંતોષ માની આપની ભક્તિમાં આસક્ત થયા કાળને નિર્ગમન કરીએ છીએ; તેમ છતાં અમારો મોટો ભાઇ ભરત આપે આપેલું તે પણ પડાવી લેવાની ઇચ્છા જણાવે છે. માટે પ્રથમની પેઠે અમારૂં હિત ઇચ્છી અમને ઘટે તે પ્રમાણે આજ્ઞા દ્યો." એ પ્રકારનાં તેઓનાં વચનો શ્રવણ કરી વિશ્વને વહાલાં લાગે તેવાં વચનોવડે ઋષભ ભગવાન્ બોલ્યા—" જેમનામાં ક્ષત્રીનું ઐશ્વર્ય છે એવા ક્ષત્રીઓએ શત્રુને સંહારવા જોઇએ. " તમારાનાં રાગદ્વેષ રૂપી બે મોટા શત્રુઓ છે, તેઓ

શત્રુપણામાં કુશળ રહી તમારી અંદર રહ્યા તમારા પુણ્ય રૂપ ધનનો નાશ કરે છે. સંસાર રૂપ સમુદ્રમાં રાગ એ પથ્થરના ઢગ સરખો છે, અને દ્વેષ બોધીરૂપ કલ્પવૃક્ષને દહન કરવામાં અગ્નિ સરખો છે, માટે હે વત્સ ! દિક્ષારૂપ સામ્રાજ્ય મેળવી ઘણા કઠણ એવા ઉગ્રતપરૂપી હથીઆરથી રાગ દ્વેષરૂપ મોટા શત્રુઓનો પરાજય કરો." એ પ્રકારનાં ઋષભદેવજીનાં વચનો સાંભળી સમકિત સંપાદન કરી વિરકતપણાને પ્રાપ્ત થએલા તેઓએ અવિનાશી સુખ પામવાની ઇચ્છાથી દીક્ષા લીધી. તેઓનું એ પ્રકારનું સાહસ જોવાથી જેમનાં રૂવાડાં ખડાં થએલાં છે એવા ભરતના અનુચરોએ આવી તે હકીકત ભરતને નિવેદન કરી. ત્યાર પછી સઘળા તેજને જેમ સૂર્ય ગ્રહણ કરી લે અને સઘળાં જળોને જેમ સમુદ્ર પોતાનામાં લઇ લે તેમ તે ભાઇઓના રાજ્યને ભરતે પોતાના રાજ્ય સાથે મેળવી લીધાં. તેમના પુત્રો એટલે પોતાના ભત્રીજાઓને તે મિલકતના પર ભોગદાર રાખ્યા; કારણ કે રાજાઓને: હુકમનો અમલ એજ તેમનું દૈવત છે. જે પ્રકારે કિરણોના પ્રકાશદ્વારા સૂર્યનો પ્રતાપ જળોના સમૂહને લીધે સમુદ્રનો પ્રતાપ તથા સર્વત્ર ગતિને લીધે વાયુનો પ્રતાપ; તેમ નિશ્ચલતાને લીધે પર્વતનો પ્રતાપ, અને વાણીને લીધે જેમ બૃહસ્પતીનો સતત્ વધતો જતો ભરતનો તીવ્ર પ્રતાપ, અન્યનાં ઉત્તમ પરાક્રમને ઉલ્લંઘન કરે તેવા મહાન્ શત્રુઓથી પણ સાંખી શકાયો નહિ. પોતાના હાથવડે કરેલાં દાનથી માગણોની દીનતાનો નાશ, ધર્મરૂપ સૂર્યના કિરણોના પ્રકાશથી મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ, તથા ચક્રવડે દુશ્મનોના કુળનો જેણે નાશ કરેલો છે એવા ભરતનો જય થાઓ. સઘળી પૃથિવીમાં ભરત ચક્રવર્તીએ

ગાજી રહેલા ધર્મને એવો તો શ્રવણ કર્યો કે જેના શબ્દથી સઘળાં પાપ તથા શત્રુઓ ફળ વગરના બની નાશ થઈ ગયા. નમ્રતા એવા પૃથિવી પતિઓના મુકુટનાં કીરણનાં સમૂહથી વ્યાપ્ત, મનુષ્યોના તાપને હરનારૂં તેનું ચરણ પીઠ છે એવા, ભરત નૃપતિરૂપ ચંદ્ર; પોતાના ગુણરૂપ કિરણોના સમૂહવડે શત્રુઓની કીર્તિરૂપી તારાને ત્રાસ પમાડતા હતા; એ મોટું આશ્ચર્ય હતું.

नवदवनिपलोनां सत्किरीटांशुजालैः ॥
कलितचरणपीठ स्तापहर्त्ताजनानाम् ॥
भरतनृपतिचंद्रः शात्रवीं कीर्त्तितारास् ॥
निजगुणाकिरणौघैश्चित्र मत्रासयत्स ॥ ८२० ॥

इति जैनाचार्य श्रीधनेश्वरसूरि विरचित श्रीशत्रुंजय महातीर्थ महात्म्य विषे श्री ऋषभ स्वामी जन्म राज्याभिषेक दिक्षा केवलोत्पत्ति भरत दिग्विजय वर्णन नामनो तृतीय सर्ग संपूर्ण थयो.

# ચોથો સર્ગ.

देवासुरोरगनरा यदनुग्रहेणतत्संपदोऽब्दजलधींदु खगाश्च यस्य ॥
व्यापारेण सुरगवीद्रुम शंखरत्नान्यादेशवंतिचकिलाद्यजिनःस पातु॥१॥

દેવ, અસુર, નાગ તથા મનુષ્યો જેની કૃપાથી સંપત્તિ યુક્ત થાય છે અને મેઘ, સમુદ્ર, ચંદ્ર તથા સૂર્ય જેની કૃપાથી પોતાનો વ્યાપાર ચલાવે છે; કામધેનુ, કલ્પવૃક્ષ અને શંખ તથા

રત્નો જેની આજ્ઞામાં રહે છે; તે આદિજિન અમારૂં રક્ષણુ કરો.

વીરપ્રભુ કહે છે કે "હે ઇંદ્ર! શત્રુઓને જીતી લેનારૂં પૃથિવીના ઇંદ્ર ભરતનું તથા અદ્દભૂત આશ્ચર્યોથી ભરેલું શત્રુંજય તીર્થનું મહાત્મ્ય તું શ્રવણુ કર. એક દિવસના સમાયોગમાં સોનાનાં કુંડળોથી સુશોભિત એવા ભરતજી; મેરૂ ગિરિપર ઇંદ્ર બેસે તેમ સિંહાસન પર બિરાજમાન થએલા હતા. વિજળીઓનો ઢગલો કર્યો હોય તેમ બત્રીસ સહસ્ત્ર રાજાઓએ પહેરેલા માથાના મુકુટોમાં જડેલાં મણિનાં કિરણોવડે તે સભા પ્રકાશી રહી હતી. ઇંદ્ર જેમ સામાનિક દેવોવડે શોભે તેમ સરખાં વસ્ત્રો તથા આભૂષણોને ધારણુ કરેલા ખંડિયા રાજાઓ અને સામંતો વડે ભારતપતિ દીપી ઉઠતા હતા. તે ટાણે ભોંયપર મસ્તક નમાવી, બેઉ કરનો સંપુટ કરી સુષેણુ નામનો સેનાધિપતિ વિનવવા લાગ્યો કે-'હે સ્વામિન્ ! આપનો હુકમ જે જે સ્થળે ગતિ કરે છે; તે તે સ્થળે જિન-પ્રભુની આજ્ઞાની પેઠે સઘળા રાજાઓ તેને મસ્તક પર ચડાવે છે. આપના ચક્રરત્નના પ્રાગટચને લીધે સઘળા કુલકટોનો પરાભવ થઈ ગયો છે. સૂર્યના પ્રાગટયથી શું અંધકાર ટકી શકે? ના કદિ નહિ! આપના હાથ વડે થએલા દાન તથા અસ્ત્ર પ્રહારથી દીનતા તથા શત્રુઓ; એ બેઉ નાશ પામી ગયાં છે; છતાં અનધિકારી પુરૂષના અહંકારી ચિત્તમાં જિન પ્રભુનો ઉપદેશ પેસી શકતો નથી, તેમ આપનું આ ચક્રરત્ન હજી શસ્ત્રગૃહમાં પેસતું નથી. એ પ્રકારનાં સેનાધિપનાં વચનોને શ્રવણુ કરી ચક્રવર્તીએ પોતાના પ્રધાન મંત્રીના મ્હો સ્હામું જોયું. ઘણું કરીને રાજાઓ મંત્રીની સલાહને અનુ-

સરનારા હોય છે. પોતાના ભણી જોવાથી વિશ્વંભર નામે તેમનો મુખ્ય મંત્રી કરનો સંપુટ રચી પ્રણામ કરીને વિનય સાથે નમ્રતાપૂર્વક ચક્રવર્તીને કહેવા લાગ્યો કે–'હે મહારાજન્ ! ત્રણે લોકમાં અસ્ખલિત ગતિ કરતા આપના પ્રતાપને રોકવાને દેવ તથા મનુષ્યોમાં કોઇ રહ્યો નથી; તેમ છતાં ઘંટીમાં ઓરાએલા દાણાઓમાંથી કોઇ દાણો ગાળામાં પેસવાથી રહી જાય તેમ કદિ પર્વતોમાં ભરાઇ જવાથી જવલ્લે કોઇ રહ્યો હોય તો કાંકરાની પેઠે તેનો શો હિસાબ ! તેમ છતાં આ ભારત વર્ષની ભૂમિમાં પોતાના આત્માને પરાક્રમી માનનાર તથા ઘર ખુણે ભરાઈ મિથ્યા બૂમો પાડનાર કોઇ અનાડી વળી રહ્યો હશે કે જે આપના હુકમનો અનાદર કરતો હોય. કદાચિત્ મારા માનવા મુજબ આપનો ન્હાનો ભાઇ બળવાન્ એવો બાહુબળી એક બાકી રહેલો છે, તે સઘળા પરાજિત્ થએલા ભૂપતિની મધ્યે અભિમાનના ડુંગર સરખો છે. મહા બળવાન્ એવો ઇંદ્ર પણ રણક્ષેત્રમાં જેના ભુજસામર્થ્યને જીરવવાને લાયક નથી; એવો જે પરાક્રમી છે. ઇંદ્રના વજ્ર સરખા તેના કર દંડના અફાળવાવડે મેરૂ સરખા ગિરિઓ પણ ચુરાઇ જાય છે. હે ચક્રવર્તી રાજન્ ! જ્યાં સૂધી આપે તે બાહુબળિપર જય મેળવ્યો નથી ત્યાં સૂધી આપે દિગ્વિજયના મિષથી માત્ર દિશાઓનુંજ નિરીક્ષણ કર્યું છે. આપનો તે સહોદર છે; એવું માની આપને તેનો અનાદર કરવો વ્યાજબી નથી; કારણ કે શરીરમાંથી ઉત્પન્ન થએલો વ્યાધિ શું નિર્મૂલ કરવાને લાયક નથી. અર્થાત્ છે ! રાજાઓનું રાજ્ય અમલને અવલંબન કરીને રહેલું છે એવું પંડિતોનું મત છે; નહિ તો માત્ર ઉદરનિર્વાહ કરનારા રાજાઓનો યશ શું છે ? કાંઇજ નહિ."

એ પ્રકારે પ્રધાનનાં વચનો શ્રવણ કરવાથી ભરતને ક્રોધ તથા પ્રેમ બેઉ પ્રગટ થયાં. લગારેક વિચારી સત્કારપૂર્વક મંત્રીની પ્રત્યે કહેવા લાગ્યા—"એક પાસ જોઉં છું તો તે મારો ન્હાનો ભાઇ છે, માટે તેની પ્રત્યે કંઇપણ આચરણ આચરતાં મને વિચારવું પડે છે. બીજી પાસ વિચારૂં છું તો તે મારા હુકમનો અનાદર કરે છે માટે મને ક્રોધ ઉત્પન્ન થાય છે. પોતાના સહોદર સંગાથે લડવું તે પણ શરમ પેદા કરનારૂં છે; પરંતુ સઘળા શત્રુઓનો પરાભવ કર્યા વગર આ ચક્રરત્ન શસ્ત્રગ્રહમાં પેસતું નથી. જે પુરૂષના હુકમનો અમલ પોતાના ઘરને વિષે થાય નહિ તેનો હુકમ બહાર કેમ કરીને અમલમાં આવે ? એ અપવાદ છે. ન્હાના ભાઈની જોડે યુદ્ધ કરવું તે પણ અપવાદનો હેતુ છે. એમ બેઉ તરફની અડચણ આવે છે." એ પ્રકારનાં ભરત ચક્રવર્તીનાં વચનો સાંભળીને તેના રહસ્યનો જાણનાર પ્રધાન વખત વિચારીને બોલ્યો—"રાજન્ ! આપનો તે ન્હાનો ભાઇ આપની આ ચિંતાઓને ટાળશે. મોટાની દરેક આજ્ઞાઓ ન્હાનાએ અમલમાં મૂકવી પડે. એવો સામાન્ય વર્ગમાં પણ સદાચાર છે, માટે પ્રથમ દૂત મારફતે તેને હુકમ ફરમાવવો. મારા માનવા પ્રમાણે હાથી કમલિનીનું બંધન ગણકારતો નથી તેમ તે આપની આજ્ઞાને ભાગ્યે સ્વીકારે ? પછી તેની અનમ્રતાથી આપ તેનો જે દંડ કરશો તેમાં આપને લોકાપવાદનો ડર રહેશે નહિ." એ પ્રકારનાં મંત્રીનાં વચનો શ્રવણ કરી ચક્રવર્તી ભરતે નીતિજ્ઞ અને મુખર એવા પોતાના સુવેગ નામે દૂતને શાસન દઇ બાહુબળી પ્રત્યે વિદાય કર્યો.

સ્વામીનું શાસન લઈ; ભરતનો મૂર્તિમાન ઉત્સાહ હોયની ? તેવો તે દૂત વેગવાન્ રથમાં બેસી જલદીથી ચાલી નીકળ્યો. વીણી કહાડેલું લશ્કર જોડે લઈ રસ્તામાં ગતિ કરતા શત્રુઓની માફક પ્રાપ્ત થતા ખોટા શુકનોને સુવેગ ગણુકારતો નહોતો. કાર્યસિદ્ધિને વિષે ઉલટો એવો ગધેડો ડાબી તરફ રાખમાં આળોટી દિશાના મુખને બાળી મૂકે તેમ ભૂંકતો હતો. વાયુ સુવેગના મ્હોડામાં ધુળ ફુંકતો સન્મુખ વાતો હતો. યમરાજાના કાળદંડ સરખો કાળો નાગ સુવેગની આડે ઉતર્યો. એ પ્રકારે અશુભ શુકનો થવા છતાં સુવેગ તાકીદે આગળ રસ્તો કાપવા લાગ્યો. મમત્વને ધારણ કરનારા પુરૂષો ગમે તેવી હરકત છતાં સ્વામીનું કામ કરવામાં આળસ કરતા નથી. સુવેગનો રથ સરળ તથા સરખી ભૂમિમાં પણ મૂર્ખ પુરૂષના ચિત્તની પેઠે આંચકા ખાવા લાગ્યો, તેનું ડાબું નેત્ર કાર્યને વામપણું સૂચવતું હોય તેમ ફરકવા લાગ્યું. ડગલે ડગલે એવા અપશુકનોએ નિવારણ કરવાંને સૂચવ્યું તેમ છતાં સુવેગ ક્ષુદ્ર જીવોથી પરિપૂર્ણ એવા વનમાં ક્રમે કરીને આવી પહોંચ્યો. આ અરણ્યમાં કંઇક જગોએ યમના દંડની માફક હાથમાં દંડ લીધેલા ભીલો, કઇક સ્થળે હાથીઓનો પરાભવ કરનારા ચણોઠી સરખા લાલચોળ નેત્રવાળા સિંહો, કાંઈક હાથીઓએ મૂળમાંથી ઉખેડી નાખેલા ગિરિના હાથ સરખાં વૃક્ષો; વિલક્ષણ શરીરવાળા દીપડા, ભૂંડનાં ટોળાં તથા માંહોમાંહ્ય યુદ્ધ કરી બરાડા પાડતાં ભયંકર દુષ્ટ પ્રાણીઓને જોતો જોતો તે દૂત કાળરાત્રીને વ્હાલું ભયંકર એવું મોતને રમવાનું ઘર હોય તેવું, ઝાડોની ઘટાથી જેમાં સૂર્યનો પ્રકાશ પડી શકતો નથી એવું વન ઓળંગી ગયો. આગળ ગતિ કરતાં ભરતક્ષેત્રના છએ ખંડથી

ભિન્ન હોય એવા, સંપત્તિના કેન્દ્ર સરખા અને ઇંદ્રના સ્વર્ગ સમાન બહુળી નામના દેશમાં તે આવી પહોંચ્યો. તે સ્થળે સું-દર એવી ગોવાળીઆઓની સ્ત્રીઓએ ગાન કરાયેલા યુગના આદિ પ્રભુ ઋષભ ભગવાનના ગુણાનુવાદ પ્રત્યેક ગામમાં તેણે સાંભળ્યા. ત્રણ લોકમાં સર્વોત્તમ એવું બાહુબળીનું ઐશ્વર્ય, શહેર તથા ગામડાંઓના સીમાડામાં વર્ણન થતું તેના શ્રવણપથે આવ્યું. બાહુબળી વગર આ વિશ્વમાં બીજો રાજાજ નથી; એવું જ્ઞાન ધરાવનારા તથા સંપત્તિમાં કુબેર સરખા અને દેદીપ્યમાન્ દેહ-વાળા મનુષ્યોને તેણે દીઠા. ગિરિ શિખરોના સમાન ધાનના ઢગ-લાઓ તથા સઘળે સ્થળે ફળ પુષ્પોથી ભરપૂર વૃક્ષોને જોઇ સુ-વેગને મોટું આશ્ચર્ય લાગ્યું. એક પછી એક, એમ ત્રણ લાખ ગા-મને વટી સુવેગ બાહુબળીની રાજગાદીના નગર તક્ષશિલા પ્ર-ત્યે આવી પહોંચ્યો. તક્ષશિલા નગર જિન ભગવાન્ના પ્રાસાદો તથા ધનાઢ્ય લોકોના મહેલપરની ધજાઓથી ફરફરી રહ્યું હતું. તક્ષશિલાની સંપત્તિને ઘામ થવાથી પસીનાનાં ટપકાં હોય તેમ મોતીની લહરો જ્યાં, ત્યાં ઝુમી રહી હતી. કુબેર સરખા સામંતોની રમતથી તે આલ્હાદકારી લાગતી હતી. અક્ષય સંપત્તિ વાળી તક્ષશિલા નગરી સ્વર્ગ જેવી તેના દેખવામાં આવી. ગ્લા-નિ શિવાય ઘોડાઓ ખેલાવનાર ક્ષત્રીઓને જતા દેખી સુવેગનાં નેત્રને આનંદ પણ મનમાં ભય થવા લાગ્યો. બજાર વચ્ચે અ-હમિંદ્ર સરખા વ્યાપારી લોકોના પુત્રોનું અવલોકન કરતો, તે ક્રમે કરીને બાહુબળીના દરવાજા નજીક આવી પહોંચ્યો. રત્નના પ્રકાશવડે વગર મહેનતે અંતરીક્ષને આલેખતો હસ્ત-કૃત તથા નૈસર્ગિક સિંહ તથા હાથીઓની આકૃતિઓવડે

બીહામણો, નગ્ન ઉગામેલાં હથિઆરોને હમેશાં ધારણ કરી રહેલા રાજસેવકોએ આશરેલો, અન્યના પ્રતિબિંબને દેખીને પણ સત્કાર કરનારા દ્વારપાળોવડે સેવાએલો, કંઇક સ્થળે કસ્તૂરીની પેઠે ઝરતા મૃગના મદવડે ચિત્ર વિચિત્ર દેખાતો, ઘોડાના દાબડાથી કંઇક સ્થળે શત્રુઓનાં વૃક્ષસ્થળની માફક ગુંદાએલો, તથા સ્વર્ગના માંડવાઓની માફક માંડવાઓવડે શણગારાએલો, ઘણો રમણિય રાજમહેલ સુવેગના દીઠામાં આવ્યો. રાજમહેલના પાસે સુવેગ આવ્યો એટલે બાહુબળીના દ્વારપાળોએ ક્ષણવાર તેને રોકયો. અંદરથી બાહુબળીની આજ્ઞા થઈ એટલે છડીદાર સંગાથે તેણે રાજમહેલમાં પ્રવેશ કર્યો. સિંહાસનપર બેઠેલો બાહુબળી રાજસભામાં તેણે જોયો. અનેક મુકુટ ધારણ કરેલા રાજાઓ, મેરૂગિરિની આસપાસનાં શિખરોની માફક બાહુબળીની આસપાસ વિંટળાઇ તેની સેવા કરતા હતા. અનેક કિરણો વડે સૂર્ય શોભી ઉઠે તેમ, અને સર્વોત્તમ આભૂષણોથી ભૂષિત થએલા પ્રત્યક્ષ મૂર્તિ ધારણ કરેલો ઉત્સાહ હોય નહીં તેવા, કુમારોવડે વીરવૃતની પેઠે તે વિંટળાએલો હતો. રત્નની ભીંતોમાં મણિના થાંભલાઓને વિષે તેનું પ્રતિબિંબ પડવાથી એક દેહમાં પોતાનું ઐશ્વર્ય ન માવાથી અનેક શરીર ધારણ કર્યાં હોય તેવો અદ્દભુત જોવામાં આવતો હતો. કમળ સદૃશ તેના મુખપર સોનાનાં કળશની ભ્રાન્તિથી જાણે બે હંસો આવ્યા હોય તેવાં બે ચામરો પકડી, ઇંદ્રને જેમ અપ્સરાઓ વાયુ ઢાળતી હોય તેમ બે વારાંગનાઓ તેને વાયુ ઢાળતી હતી. રમણિય સ્વાંગથી સોનાની છડીઓ હાથમાં ઝાલી છડીદારો તેને નમન કરતા રાજાઓનું નામ અને તેમનું ઓળખાણ આપી સત્કાર અ-

પાવતા હતા. પોતાના ઐશ્વર્યને લીધે તે આખા વિશ્વને તરણા-વત્ લેખવતો હતો. એ પ્રકારનું ક્ષત્રીનું અપૂર્વ ઓજ જેનામાં છે એવા બાહુબળીને દેખવાથી આરંભમાં જેને ક્ષોભ ઉત્પન્ન થએલો છે એવા સુવેગે ગ્લાનિયુક્ત ચ્હેરે તેને નમસ્કાર કર્યો. કરનો સંપુટ મસ્તકે અડાડી બાહુબળીના સ્હામુ જોયું એટલે તેણે નેત્ર પલ્લવીથી બેસવાનું આસન દેખાડયું. તેના પર તે બેઠો. પછી જેના શબ્દથી સભાની ભીંતો પ્રતિઘાતવાળી થઇ સ્હામો ધ્વનિ આપતી હતી એવો બાહુબાળી ગંભિર વાણીવડે કહેવા લાગ્યો–" હે દૂત ! પિતાની પેઠે પૂજા કરવા યોગ્ય આર્ય ભરત કેમ કુશળ ક્ષેમ છે કેની ? અમારૂં કુળનગર અયોધ્યા સર્વ પ્રકારે શાન્તિવાળું છે ? પિતાએ લાંબો કાળ લડાવેલી અયોધ્યાની સઘળી પ્રજાઓ કુશળખેમ છે ? છ ખંડ ભરતનો જય સંપાદન કરતાં આર્ય ભરત અક્ષય રહ્યા છે કે કેમ ? સઘળા રાજાઓ વિઘ્ન રહિત છે ? ચોરાશી લક્ષ રથ તેટલા હાથી તથા તેટલાજ અશ્વો અક્ષય છે ? ભૂમિમાં અન્યને કંઇ દુઃખ તો પ્રાપ્ત થયું નથી ? " એ પ્રકારના પ્રશ્નો પૂછી બાહુબળી છાના રહ્યા. તેમનાં પ્રશ્નો શ્રવણ કરી સુવેગ કંઇક અન્તઃકરણમાં ગ્લાનિ પામ્યો હોય તેમ વિચાર કરીને બોલ્યો—" જેમની કૃપાથી અન્યનું પણ ક્ષેમ થાય તેવા આપના મોટા ભાઇની આરોગ્યતાનું શું પૂછવું ? જેનું સ્વામિત્વ આપના જ્યેષ્ટ ભ્રાતૃના હાથમાં છે એવી અયોધ્યામાં, જિનવચનોમાં જેમ શંકા હોય નહિ તેમ અલ્પ પણ વિઘ્ન કયાં થકી હોય ? તેના શત્રુઓનો ચક્ર સ્વેચ્છાથી નાશ કરે છે; એ પ્રકારની વિનિતાનું નિરંતર શુભજ ઘટે છે. છ ખંડનો વિજય સંપાદન કરવામાં ચક્રવર્તીની સન્મુખ

કોણુ ખડું થઇ શકે તેવું હતું? કારણુ કે દેવ, દાનવો તથા મનુષ્યો સર્વ ભરતજીની સેવા કરે છે. ભરતજીના અશ્વ, રથ તથા હાથીઓને હરકત કરવાને કોણુ સમર્થ છે. ત્રણુ ભુવનનો જય મેળવવાને શક્તિમાન્ એવા ભરતજી તેમના રક્ષક છે. ભૂમિ પર અન્ય રાજાઓ કે જેમને માથે ચક્રવર્તી બિરાજે છે; તેમને સૂર્યે વિદ્યમાન્ છતાં કમલિનીને જેમ મ્લાનતા સંભવે નહિ તેમ મ્લાનતા કેમ સંભવે? માહારાજ! અનેક યક્ષો, રાજાઓ તથા વિદ્યાધરો અને દેવતાઓ હમેશાં તેમની ઉપાસના કરે છે. તેમ છતાં પોતાના ભાઇ શિવાય તે સઘળું તેમને ગોઠતું નથી. સઘળા દેશોમાં ફરતાં જ્યારે કોઇ સ્થળે પણુ તેઓએ પોતાના બધુંઓને દીઠા નહિ ત્યારે તે આતુરતાથી તેમને ઇચ્છવા લાગ્યા. દિગ્વિજય તથા બાર વર્ષનો રાજ્યાભિષેકનો મોટો ઉત્સવ ચાલ્યો તેમાં પણુ તેઓ જણાયા નહિ માટે તેમને મળવાને તે વિશેષ આતુર હતા. તેમના અન્ય બંધુઓના મનમાં કંઇ વિચાર થવાથી તેઓ પોતાના પૂજ્ય પિતાની પાસે ગયા અને ત્યાં જઈ સંગ રહિત થવાને દીક્ષા ગ્રહણુ કરી. સંસારથી નિઃસ્પૃહ થઈ પોતાના દેહની પણુ દરકાર ન કરતાં તેઓ આત્મસુખ પ્રાપ્ત થાય તેવું વર્તન કરતા ત્યાં રહેલા છે. માટે તેમને મળવાની ઇચ્છાએ મને અત્રે મોકલ્યો છે. આપ ઉતાવળા ત્યાં આવી આપના મળવા સંબંધી સુખમાં તેમને ભાગીયા કરો. કારણુ કે બંધુવર્ગ શિવાયનું રાજસુખ નિરર્થક છે. કુળવાન્ વર્ગને પોતાના મોટા ભાઇ પિતા બરોબર છે. તેમની પ્રત્યે નમ્ર ભાવ રાખવાથી ઉલટો આપનો મોભો વધશે. મોટામાં પૂજ્ય બુદ્ધિ રાખવાથી આપને જરા પણુ શરમરૂપ નથી. ચક્રવર્તી

ભરતજીના ચરણકમળમાં દેવો પણ પ્રણામ કરે છે. અત્યાર સૂધી હું ચક્રવર્તીની પ્રત્યે ગયો નહિ અને હવે શી રીતે જવું ? એ પ્રકારની ભ્રાન્તિ રાખશો માં. તે મોટા ભાઈ છે. માટે ન્હાનાએ કરેલા અપરાધને સહન કરશે. હે સમર્થ ! આપની મુલાકાતનું સુખ તથા આપની પરનો તેમનો વાત્સલ્યભાવ, તેણે કરીને તે આપને વિશેષ રાજ્યસંપત્તિને અર્પણ કરશે. અનેકવિધનાં દુઃખોથી સહાય કરશે. વળતી ઇંદ્ર તથા ઉપેન્દ્રની માફક અથવા તો અશ્વિનીકુમારોની પેઠે બેઉ ભાઇઓ હળી મળી શત્રુઓનાં અન્તઃકરણને કાંટા રૂપ થઈ રાજ્ય ચલાવજો. હે રાજન્ ! એ મારો મોટો ભાઈ છે, એમ માની આપ ભય રહિત થતા નહિ; કારણ કે અહંકારીને શાસન આપનાર રાજાલોકોનો ધર્મ અતિ વિકટ છે. આપના ત્યાં પધારવાથી ચાડિખોરોની વાણીઓ, વર્ષાદ થવાથી અનાવૃષ્ટિ સૂચવનાર કુત્સિત જ્યોતિર્વિદોની વાણીઓની પેઠે મિથ્યા થશે. ચક્રવર્તીનું અન્ય સૈન્ય તો બાજુ પર રહ્યું પરંતુ તેનો સુષેણ નામનો સેનાધિપ જ્યારે હાથમાં દંડ ગ્રહણ કરી રણક્ષેત્રમાં ઉતરે છે; ત્યારે તેના પરાક્રમને કોણ સહન કરી શકે છે ? અર્થાત્ કોઈજ નહિ ! પાંખોએ સહિત ગિરિઓની માફક, ચક્રવર્તીના ચોરાશી લક્ષ હાથીઓ રણભૂમિમાં ઉતરે ત્યારે તેનો પ્રતાપ કોણ જીરવી શકે ? તેજ પ્રમાણે ચોરાશી લાખ ઘોડાઓ રણસંગ્રામમાં સમુદ્રના તરંગની માફક ઉતરે તે ટાણે તેમની ગતિ કોણ રોકી શકે ? સઘળું સૈન્ય તો કોરાણે રહ્યું; પરંતુ એક ભરતચક્રી રણભૂમિમાં ઉતરે તે ટાણે બળવાન્ એવો ઇંદ્ર પણ તેમની સ્હામે યુદ્ધ કરવાને શું સમર્થ છે ? ના કદિ નહિ ! ઇંદ્ર તો તેમને પોતાનું અર્ધું આસન આપે

છે. એવા આપના મોટા ભાઈ ભરતજીને નમન કરતાં આપને શાની લજ્જા છે! હે રાજાઓના ઇંદ્ર! હું આપને શું વધારે કહું; જીવિત અને રાજ્યને જો ચ્હાતા હો તો અયોધ્યામાં આવી ચક્રવર્તીના ચરણકમળની ઉપાસના કરો."

એ પ્રકારનાં સુવેગનાં વચનો શ્રવણ કરી પરાક્રમી બાહુબળી પોતાના સ્કંધપર દૃષ્ટિ ફેંકી લાલચોળ નેત્ર કરી બોલ્યા— "હે દૂત! તું વાકપટુતાવાળો તથા પોતાના ધણીનું કાર્ય સિદ્ધ કરવામાં કુશળ છે તે ખરૂં; જો કે તું શત્રુઓના સ્થાનમાં જઈ આ પ્રકારે નિર્ભયતાનાં વચનો બોલી જાણે છે. ભરતચક્રી મારે ઉપાસવા યોગ્ય છે, તેમાં લગારે શંકા નથી. કુળવાન વર્ગનો એ સંપ્રદાય છે કે—જ્યેષ્ટબંધુની પિતાની પેઠે સેવા કરવી; પરંતુ મોટો જો પોતાનું મહત્વ સાચવે તોજ ન્હાના ભાઈએ તે સેવ્ય છે. મોટો મોટાઈ ન રાખે તો પછી ન્હાનો તેની સેવા કરવાને યોગ્ય થાય નહિ. ભરતચક્રવર્તીએ કપટવડે પોતાના ન્હાનાભાઈઓનાં રાજ્ય છીનાવી લીધાં. તે ભરતનું મહત્વ અને ન્હાના ભાઈઓ પ્રત્યેનું વાત્સલ્ય કેવું કહેવાય? પિતાજીથી ઉત્પન્ન થએલા તે ન્હાના ભાઇઓ રણમાં ડરી જાય તેવા ન હતા; પરંતુ મોટાભાઈની સંગાથે કજીઓ કરવાને તેઓ શરમાતા હતા. મોટા ભાઇને તો એ વિષયમાં શરમ નથી; પરંતુ અમને તો લજ્જા પ્રાપ્ત થાય છે, એવું માની તેમણે પિતા થકી વ્રત લીધું છે. જેમને અધિક રાજ્ય સંપાદન કરવાની ઇચ્છા હોય તે ભલે તેની ઉપાસના કરે; પણ હું તો પિતાજીએ આપેલા રાજ્યથી સંતોષ માનું છું. પછી તેની સેવા કરવાની મારે શી જરૂર? ચાડિયાઓ મારો શો દોષ તેને કહેવાના છે, ભાઈઓનું

રાજ્ય તેણે છીનાવી લીધું તે બાબતમાં પણ મેં જીવ ઘાલ્યો નથી. મેં શું તેનાં ગ્રામાદિક ભેળાડયાં છે કે જેથી તે મારો ગુન્હો માફ કરશે. ઇંદ્ર તેને અર્ધાસન આપે છે તે કંઇ ભરતનો પ્રતાપ જોઇને નથી આપતો; પણ તે ઋષભપ્રભુનો મુખ્ય પુત્ર છે એમ જાણીને આપે છે. જો કદાચિત્ મારે તેની સાથે રણક્ષેત્રમાં આવવું પડે તો પછી સૈન્ય, સુષેણ, ચક્ર અને ભરતનો મારા આગળ શો હિસાબ છે, એક સમયે બાળક અવસ્થામાં ઘોડા ખેલાવતા અમે બેઉ ગંગાના કીનારા પર ગએલા હતા. તે ટાણે મેં તેને અંતરીક્ષમાં ઉછાળી ઝીલી લીધો હતો. હાલ તો ચક્રવર્તી રાજ્યના ગર્વથી તે સઘળું તેને વિસ્મરણ થયું હશે. અને તેટલા કારણ માટે તે નઠારા મનસુબાવાળાએ તને મારી હજૂર મોકલ્યો છે. હું ભરતની સ્હામો યુદ્ધને માટે રણક્ષેત્રમાં પડીશ ત્યારે તેના ભાડુતી યોદ્ધાઓ રણભૂમિમાંથી નાસી છુટશે; માત્ર ભરતને મારા હાથનો માર સહન કરવો પડશે હે દૂત ! અહીંયાંથી તું જતો રહે; કારણ કે નીતિજ્ઞપુરૂષો દૂતનો વધ કરતા નથી. ભરત પોતે અત્રે આવી પોતાના દુર્વિનિતનું ફળ ભોગવશે."

ઉપર પ્રમાણે બાહુબળીની ગંભીર વાણીને શ્રવણ કરી અન્તઃકરણમાં ક્ષોભ પામેલો સુવેગ 'હું જીવતો રહ્યો તે ભાગ્ય' એવું માનતો પોતાના આસનપરથી પરાણે ઉભો થયો. 'કઇ દિશામાં જાઉં' તે વ્યગ્ર દૃષ્ટિએ જોતો ભયથી પગે ભરાએલા પહેરેલા વસ્ત્રની અંટેવાળીએ અખડાઇ પડયો. રાંજાઓ તથા કુમારોએ ઉગામેલાં ઉઘાડાં હથીઆરો જોઇ સુવેગના મનમાં ચિંતા થઇ કે રખે કોઇ મને મારી બેસે ! એવો વિચાર કરતાં

હળવે હળવે સભાની બહાર નીકળી ગયો. બ્હીનેલો વાનર વૃક્ષ પર ચડી ઝાડની ડાળમાં લપાઇ જાય તેમ જીંદગીના મનોરથ રૂપ રથમાં ચડી અંદર બેસી ગયો. તે ટાણે બહાર ઉભેલા મનુષ્યો કહેવા લાગ્યાં—એકે કહ્યું; "આ કોઈ સભામાંથી નવો પરદેશી માણુસ નીકળ્યો જણાય છે; મારા ધારવા પ્રમાણે તે ભરતચક્રવર્તીનો દૂત હોવો જોઇએ" ત્યાં ઉભેલા બીજા માણુસે પૂછ્યું–"શું બાહુબળી શિવાય પૃથિવીમાં બીજો રાજા છે?" પ્રથમ પુરૂષે કહ્યું, 'હા ઋષભભગવાનનો મુખ્ય પુત્ર અને બાહુબળીનો મોટો ભાઇ ભરત નામે રાજા છે." કોઇ અન્ય પુરૂષે પૂછ્યું–' તે ભરત આટલા દિવસ કયાં હતો?' પ્રથમ પુરૂષે જવાબ આપ્યો 'તે ચક્રવર્તી હોવાને લીધે છ ખંડ ભરતનો જય સંપાદન કરવાને માટે નીકળ્યો હતો.' કોઇ અન્યે પ્રશ્ન કર્યો—' બાહુબળી મહારાજા પ્રત્યે તેમણે દૂત કેમ મોકલ્યો હશે?' અન્યે કહ્યું—' તેની સેવાને માટે બોલાવા મોકલ્યો હશે?' અન્યે જવાબ વાળ્યો–' તેની પાસે એક ઉંદર જેવો સલાહકાર મંત્રી પણ નહિ હશે, કે અઘટિત કર્મ કરતાં તેને નિષેધ કરતો નહિ હોય?' વળી બીજાએ કહ્યું; ' તેની પાસે તો સેંકડો મંત્રીઓ છે; પરંતુ આ કાર્યમાં તે સઘળા તેને અવળી સલાહ આપે છે.' વળી અન્યે કહ્યું—' જેમ સુતેલા સિંહને દંતનો પ્રહાર કરી કોઇ જગાડે તેમ તે કરે છે; પરંતુ તે શું કરે. હમેશાં બુદ્ધિ પ્રારબ્ધનેજ અનુસરે છે.' એ પ્રકારે નગરની પ્રજાઓના મુખમાંથી નીકળતા પ્રજામતને શ્રવણુ કરતો કરતો વેગવાળા રથમાં બેસી ઝટ નગર બહાર નીકળ્યો. યોદ્ધાઓએ પછાડેલા હાથના પ્રહારવડે અને અનેક પ્રકારનાં ઉગામેલા હથી-

આરના ખડખડાટવડે તથા વીર પુરૂષોના સિંહનાદવડે તેના રથના ઘોડાઓ બ્હીવા લાગ્યા. આવી સ્થિતિમાં તે નગરમાંથી બહાર નીકળ્યો ત્યારે સિંહના સમૂહમાંથી છૂટેલા અને કેણી તરફ પ્રયાણ કરવું એવી ભ્રાન્તિવાળા દૂતને હરણની માફક તેને જીવવાની કંઇક આશા થઈ. પ્રત્યેક ગામ અને શહેરોમાં શત્રુતા સંબંધી આલાપો સાંભળી તે વાતને માન્ય કરતા તથા પોતાના ભુજબળનો ગર્વ ધારણ કરી હથીઆરોને ઉગામતા, પરાક્રમી પુરૂષોને જોવાથી અને રણસંગ્રામમાં જવાની ઇચ્છાથી હાથમાં શસ્ત્ર પકડી તૈયાર થએલા બાળકોને દેખી સુવેગ મનમાં વિચારવા લાગ્યો—' આ દેશના બાળકો પણ યુદ્ધ કરવાની ઈચ્છા રાખે છે ! આ તે આ પૃથિવીનો ગુણ હશે ? કે બાહુબળિની કેળવણીનો પ્રતાપ હશે ? મને તો લાગે છે કે 'यथा राजा तथा प्रजा.' પોતાના સ્વામીના ઐશ્વર્યનું મહાત્મ્ય જ આ સઘળી પ્રજાઓના હૃદયમાં આટલો ઉત્સાહ પ્રકટ કરે છે.' વળી સુવેગ ત્યાંથી આગળ ચાલ્યો તો ત્યાં પોતાના રાજાના વિશેષ ઐશ્વર્યથી અન્યનો તિરસ્કાર કરનારા લોકોથી, ભવિષ્યમાં ચક્રવર્તી ભરતની સાથે થનારા યુદ્ધની મશ્કરી તેણે સાંભળી. કેટલાક તો પોતાના રાજાનું ઐશ્વર્ય વૃદ્ધિ કરતા હોય તેમ પોતાના હથીઆરોને ઘસી ચકચકિત કરતા હતા; કેટલાક ઘોડાઓને દોડાવતા હતા, કેટલાક પોતાના રથો સમારતા હતા, ને જંગમ પ્રાસાદો સરખા પોતાના તંબુઓને ઠીકઠાક કરતા હતા, કેટલાક બખ્તરો તથા માથાનું રક્ષણ કરનારા ટોપને સજ્જ કરતા હતા. આ પ્રકારે લડાઈની તૈયારીઓને જોતો તથા અનાદિ કાળનું સુવેગની સાથે બાહુબળીની પ્રજાઓને વૈર હોય તે પ્રકારે તેમનાં

વાંકાં નેત્રોના કટાક્ષથી ઘાએલ થતો ક્રમે કરી એક મોટા જં-ગલમાં આવી ચડયો. આ પર્વતમાં વસનારી પ્રજાઓના રાજાઓ બાહુબળીના પર પોતાના ભક્તિભાવને લીધે હથી-આરો ઉગામી યુદ્ધમાં જવાની તૈઆરીઓ કરતા તેના જોવામાં આવ્યા. આવો મામલો જોઇ લોકાપવાદથી ભય પામતા સુવેગના મનમાં એ બેઉ ભાઈના પરસ્પર વૈર થવાના હેતુનો તિરસ્કાર થવા લાગ્યો—'અરેરે! ચક્રવર્તી પદને ધારણ કરેલા ભરતને શું ન્યૂન છે કે વળી બાહુબળી પાસેથી સેવા લેવાની ઇચ્છા કરે છે? અમે કેસરીની પેઠે તેને ફાંસુ શળી આપી, એ પ્રકારે વિચાર કરતો કરતો સુવેગ વેગવાળા રથમાં બેસી કેટલેક દિવસે પોતાના સ્વામી ચક્રવર્તી ભરતના દેશમાં આવી પહોંચ્યો. તે સમયે પ્રજા-ઓમાં થતી વાર્તાઓ આ પ્રકારે શ્રવણ કરવા લાગ્યો-'હે ભાઇઓ! આપણે સઘળાં આપણાં બૈરાં છોકરાં સઘળું લઇ ધીમેથી કિ-લ્લાઓમાં ભરાઇ જાઓ; કારણ કે વિઘ્ન આવ્યા પહેલાં ચેતી જવું એ સર્વોત્તમ છે. ખેતરોમાં વાવેલું ધાન્ય પાકયું ન હોય તોય તેને લણી લ્યો, અને ભોંયમાં ડાટી મુકો; કારણ કે તે હશે તો સર્વથા આપણો પરાભવ થશે નહિં. બાળ બચ્ચાંની ચિંતા તો બાજુ પર રહી; પરંતુ અત્યારે તો આપણી રક્ષા થવી એ પણ વધારે કઠણ છે. બાહુબળી કોપ્યો તો પછી કિલ્લાનું બળ પણ નકામું છે.' એ પ્રકારનું લોકમત સાંભળી સુવેગ વિમાસણમાં પડયો કે—'મારા આવતા પહેલાં ભયની વાર્તા તો અત્રે પહેલી આવી પહોંચી છે; કારણ કે પ્રજાઓ અત્યારથી ભય દર્શાવે છે.' એ પ્રકારે વિચાર કરતો કરતો સુવેગ ઉતાવળો અયોધ્યામાં આવી પહોંચ્યો. ભરતની નજીક આવી તેણે ચક્રવર્તીને નમસ્કાર કર્યો.

પછી બેઉ કર જોડી સંદેશો લાવનાર નૈગમેષી દેવની પેઠે ભક્તિ ભાવથી તેમની સન્મુખ બેઠો.

ભરતે હસતે હસતે સ્નેહથી તેને પૂછ્યું–'સુવેગ ! તું ઉતાવળો કેમ આવ્યો ? મારો ભાઇ બાહુબળી કુશળ ક્ષેમ છે ? તે મદવાળા હસ્તીની માફક બીજાનું ઐશ્વર્ય સહન કરી શકતો નથી. મેં બાળક અવસ્થામાં રમતાં ઘણી વાર તેની પરીક્ષા કરી છે.' એ પ્રકારનું ભરતનું વચન સાંભળી સુવેગ નમન કરીને બોલ્યો–'સ્વામિન્ ! આ લોકમાં બાહુબળીનું અશુભ કરવાનું કોનામાં સામર્થ્ય છે ? આરંભમાં તેમને મેં સામ વચનોથી હિતની વાત જણાવી. ત્યાર પછી અન્ય ઉપાયો યોજ્યા; તથાપિ તેણે કાંઇ ગણકાર્યું નહિ. આપે છ ખંડનો વિજય મેળવ્યો એ પ્રસંગની વાત કરતાં સુષેણ સેનાધિપ, આપણું સૈન્ય તથા ચક્રરત્ન વગેરેનું મેં પરાક્રમ વર્ણવ્યું ત્યારે તેણે તે તિરસ્કારથી જાણે શ્રવણજ કર્યું ન હોય તેમ દેખાડયું. પરિણામે પોતાના સ્કંધપર દૃષ્ટિ ફેંકી બોલ્યો કે–દૂત ! જે રસ્તેથી આવ્યો તે રસ્તે ચાલ્યો જા અને તારા રાજાને રાજ્ય તથા જીવિતની આશા હોય તો અત્રે મોકલ. વિભો ! હું વધારે આપને શું કહું; તેની રાજ્યમર્યાદામાં વસતી સઘળી પ્રજાઓ પણ તેના પર અસાધારણ મમત્વ ધરાવનારી છે. તે પોતાનું જીવિત અર્પણ કરી પોતાની રાજ્યસંપત્તિને રક્ષણ કરવા તૈયાર છે. આપની સાથેની શત્રુતાનો સંભવ સાંભળી રણમાં ઉતરવા તે વિશેષ ઉત્સાહ જણાવે છે. પોતાના સ્વામીના બળથી પ્રકટાએલા ગુણો તેવા પ્રકારના હોય છે.' એ પ્રકારનાં સુવેગનાં વચનોને શ્રવણ કરી ભરત કહેવા લાગ્યા–" મારો ન્હાનો ભાઇ બાહુબળી શત્રુરૂપ

ધાસને બાળવામાં અગ્નિ સરખો છે, તે મને યથાસ્થિત ખબર છે. એની સંગાથે યુદ્ધ કરી ગાઢ વિરોધ કરવા હું ઇચ્છતો નથી. આખા દેશમાં ભ્રમણ કરીએ તો પણ પોતાનો બંધુ ક્યાંએ મળે નહીં. માણસો, લક્ષ્મી, રાજ્ય તથા બીજી સઘળી વસ્તુઓ મેળવી શકાય છે; પરંતુ પ્રારબ્ધ શિવાય સહોદર મળી શકતો નથી. જેમ દાતારપણા વગરનું ધન, આંખો વગરનું મ્હોડું, તથા પ્રધાન વગરનું રાજ્ય નકામું છે, તેમ ભાઇ વગરનું આખું વિશ્વ નકામુંજ છે. જે સંપત્તિ અગર આયુષ્ય બંધુના ઉપકાર કે રક્ષણના ઉપયોગમાં આવતું નથી તે ધન નિધન એટલે મરણ સરખું છે અને જીવવું તે ન જીવવા સરખું છે. જે ઘરમાં ગોત્રહત્યા કરી લક્ષ્મી એકઠી કરી પુરૂષ ભોગ ભોગવે છે તે લક્ષ્મીનો પતિ નહિ પણ પતિત છે. તેનું રાજ્યતેજ જરાએ શોભતું નથી. કદાચિત લોકો કહેશે કે—ભરત નિર્બળ છે એમ કહીને મને હસશે, તેમ છતાં ન્હાના ભાઈની સાથે હું કદિ યુદ્ધ કરીશ નહિ."

ઉપર પ્રમાણેનાં ભરતનાં વચનો શ્રવણ કરી, બાહુબળીએ પોતાની નિંદા કરેલી તેથી અંતરમાં જેને ક્રોધ ઉત્પન્ન થએલો છે એવો સુષેણ નામે સેનાપતિ જે પાસે બેઠેલો હતો તે મોટા ઉત્સાહથી ધીર તથા ગંભીર વચનથી બોલ્યો—"હે મનુષ્યોના સજન્! આપ યુગના આદિ પ્રભુના પુત્ર છો; માટે એમ ક્ષમા કરવીજ ઘટે છે. આ પ્રકારે ક્ષમા કરવાથી આપનો બંધુ ભાવનો સ્નેહ પણ તરી આવે છે; પરંતુ હમણાં તો આપનો તે સ્નેહ એક હાથે તાળી પાડયા બરોબર છે; કારણ કે આપ તેમના પર પ્રેમવાળા છો અને તે આપની પ્રત્યે ખાર રાખે છે.

મોટા રાજન્ ! પોતાનો સહોદર છતાં જો તે હુકમનું અપમાન કરતો હોય તો રાજાઓએ તેની અવગણના કરવી યોગ્ય નથી; મતલબ કે-જ્યોત્સ્નાની પેઠે રાજાઓને પોતાની આજ્ઞાજ સર્વ સ્થળે પ્રતાપ વધારનારી છે. પોતાની રાજ્યસંપત્તિથી કૃત્ય કૃત્ય થએલા રાજાઓ દિગ્વિજય કરે છે તે વિશેષ લાભને અર્થે નહિ; પરંતુ પોતાના પ્રતાપની વૃદ્ધિને માટેજ કરે છે. ભવિષ્યનું ભલું ચાહનારા પુરૂષોએ બંધુની પણ બેદરકાર કરવી નહિ. કારણ કે વ્યાધિ શરીરમાંથી ઉત્પન્ન થાય છે તેને ગણકારે નહિ તો પરિણામે તે શરીરનો નાશ કરે છે. હે રાજન્ ! જ્યાં સુધી સૈન્યની રજવડે સૂર્યમંડળ ઢંકાશે નહિ ત્યાં સૂધી બાહુબળી તેજ રહિત થઇ પોતાના દેશનો ત્યાગ કરશે નહિ. જ્યાં સૂધી આપના હસ્તિ સૈન્યના ભારવડે પૃથિવી નમશે નહિ ત્યાં સૂધી ગર્વિત એવા બાહુબળીનું માથું આપને નમશે નહિ; માટે હે રાજન્ ! આ કાર્યમાં આપને ઢીલ કરવી વાસ્તવિક નથી; તેમ છતાં આપને ભ્રાન્તિ હોય તો નીતિવચનનો શો અભિપ્રાય છે તે આ નીતિજ્ઞ મંત્રીઓને પૂછવાથી જણાશે."

સુષેણનું એ પ્રકારનું બોલવું સાંભળી પાસે બેઠેલા મંત્રીઓ જાણે તેની છાયાઓ હોય તે પ્રમાણે બીજાઓએ પણ ભરતને પાણી ચડાવવાને તેના કરતાં વધારે વિવેચન કર્યું. તે સાંભળી રાજાએ તરતજ રણસંગ્રામનો બોધ કરનાર દુંદુભીનો નાદ કરાવ્યો. તેનો શબ્દ શ્રવણ કરી સઘળા રાજાઓ એકઠા થઈ ગયા, પછી સારો દહાડો જોઇ ચક્રવર્તીએ સ્નાન કરી પવિત્ર ધોળાં વસ્ત્ર પહેર્યાં; સર્વોત્તમ પુષ્પોવડે યુગના આદિપ્રભુ ઋષભ ભગવાનનું પૂજન કર્યું. પછી ધારેલો અર્થ પાર પાડવાને

પોસો કરવાના ગૃહમાં જઇ મુનિઓને વંદના કરી. શાથી કે 'ધર્મલાભ' રૂપ તેમનો આશિર્વાદ વિશેષ ફળને દેનારો છે. ત્યાર પછી ઉત્તમ સ્વાંગ ધારણ કરનાર આનંદ તથા પ્રરાક્રમ રૂપ અલંકાર યુક્ત ચક્રવર્તી ભરતે અયોધ્યા બહાર સીમાડા પર પોતાના લશ્કરની છાવણી નાખી. ચુંબક પાષાણથી લોઢું આકર્ષાય તેમ તેના દુંદુભીનો નાદ શ્રવણ કરવાથી સઘળા દેશના રાજાઓ તથા ગામના ધણીઓ ત્યાં આવી તેને મળવા લાગ્યા. ચાલતા ગિરિઓ સરખા હાથીઓ, તથા ઘોડાઓ માણસોના સૈન્યરૂપી સમુદ્રના તરંગો હોય તેવા દીસવા લાગ્યા. જેમ હાલતા ચાલતા પર્વતોનો વહેળો હોય તેમ પોતાના સૈન્યોના સમૂહ સાથે ભુવનપતિ ભરતની પાસે પ્રત્યેક સેનાધિપો આવવા માંડયા. પુત્રવાળી અખંડ સૌભાગ્યવતી સ્રીઓએ તથા કુળવાન્ કન્યાઓએ શુભ શુકનને માટે અણિશુદ્ધ અક્ષતોથી ભાવસક્તિ ભરતને વધાવ્યા; ભાટ ચારણો ભરતનાં વખાણ કરવા લાગ્યા. દેવ સેવા કરવા મંડયા. કુળવાન્ સ્રીઓ માંગલિક ગીતો ગાવા લાગી અને મહાજનો ભરતનું દર્શન કરવા લાગ્યા. એ પ્રકારે કૃત કૃત થએલા ચક્રવર્તી રણક્ષેત્રમાં જવાના પ્રયાણને માટે પ્રાતઃકાળનો સૂર્ય જેમ ઉદયગિરિ પર આરૂઢ થાય તેમ પો ફાટતાંજ 'સુર ગિરિ' નામના હાથી પર આરૂઢ થયા. હાથીઓની મધ્યે ઉત્તમ એવો તે હાથી વિશેષ ઉંચો હતો. વળી તે ભરતના પવિત્ર યશના જેવો ઉજ્વલ હતો. તેનાં બેઉ પડખામાં મદ ઝરવાથી કસ્તુરીથી પાંતરાવાળી વેલી ચીતરાએલી હતી. પર્વત, નદીઓ તથા સમુદ્રને તે સહેલાઇથી ઓળંઘી જતો. એક હજાર યક્ષો તેનું રક્ષણ કરતા હતા. ચક્રવર્તી ભરત પોતાના હાથી પર

બિરાજ્યા એટલે તેમનાં અંગ હોય તેવા વીરપુરૂષો, બખ્તર પહેરી તથા શસ્ત્રો સજી કોઇ હાથીપર, કોઇ ઘોડાપર, કોઈ રથમાં અને કેટલાક ઉંટ ઉપર બેસી તૈયાર થયા. તે ટાણે પૂર્ણિમાના ચંદ્ર સરખું, મંગળ કળશોવડે ભૂષિત અને એક સહસ્ર નાગલોકોએ પોતાની ફણાઓવડે રક્ષણ કરેલું જય નામનું ઉત્તમ છત્ર, અન્ય છત્રોને ભય પમાડતું, શેષના મસ્તક પર મણિની પેઠે ચક્રવર્તી ભરતના મસ્તક પર પ્રકાશ પામવા લાગ્યું. સુંદર એવી વારાંગનાઓએ ચામર ઢોળવા માંડયાં. ભરતે પોતાના પગના અંગુઠાવડે હાથીને સંજ્ઞા કરી કે તે પોતાની ગર્જનારૂપ નાદથી દિશાઓને બહેરી કરતો મોખરે હીંડવા લાગ્યો. તે ટાણે રણ દુંદુભીના નાદથી આખા વિશ્વને નાદાયમાન્ કરતા, માંગલિક વાજીંત્રોના શબ્દથી ગજરત્નના ધ્વનિને પુષ્ટિ આપતા તથા કિરણોવડે વિંટળાએલા સૂર્યની પેઠે ચક્રવર્તીએ ચાલવા માંડયું. તે સમયે બંદીજનો પોકારવા લાગ્યા—" હે દિશાઓના હાથીઓ ! તમારા દંતના અગ્ર ભાગને મજબૂત રાખજો. કુળ ગિરિઓ ! તમે પણ સ્થિર થજો. હે શેષ ! ઉત્તમ દંડ જેવા બીજા નાગોની સહાયતા લેજો. હે દિશાઓ ! તમે આગળ જજો. પૃથિવી તું વિસ્તારવાળી થજે. હે આકાશ ! તું ઉતાવળું અવકાશ આપજે; નીકર આ ચક્રવર્તી ભરતના સૈન્યના ભારથી અને રણ દુંદુભીના નાદથી તને ફાડી નાખશે. " એ પ્રકારે બંદીજનોએ કહેવાએલા શબ્દોને શ્રવણ કરતા અને રથનાં ચક્રોમાંથી નીકળતા ચિત્કાર શબ્દથી દિશાઓને ગજાવતા ચક્રવર્તી ભરત અક્ષયપણે ગતિ કરવા લાગ્યા. ક્રમે કરીને સૈન્યના તેજવડે સૂર્યને જંખા એલો કરતા, સ્થિર ગિરિઓને ડોલાયમાન્ કરતા, રસ્તે ભેટતી

નદીઓનું શોષણુ કરતા, સરોવરોને જળ વિનાનાં કરી નાખતા તથા હાથીઓના મદવડે નવાં સરોવરોને ઉત્પન્ન કરતા; નીચાણુ પૃથિવીને સરખી બનાવતા તથા ઉંચા રસ્તામાં રસ્તો પાડતા એક યોજનનું પ્રયાણુ કરતા કેટલેક દિવસે બહુળી દેશમાં પહોંચ્યા. સૈન્યનો પડાવ નાખવાને ભરતે કેટલાક મનુષ્યોને પ્રથમથી આગળ મોકલેલા હતા. તેમણે ચક્રવર્તીના સ્હામા આવી વિનતિ કરવા માંડી,—"હે સ્વામિન્ જય થાઓ; અહીંથી ઉત્તર દિશામાં ગંગાના તટ વૃક્ષોની શાખાઓ વડે સૂર્યને આચ્છાદિત કરતું એક વિશાળ વન છે. તે વનમાં સોનું તથા મણિથી રચાએલો ચિત્તને ચોરી લે તેવો પૂજ્ય એવો પિતાશ્રીનો એક સુંદર પ્રાસાદ છે. તે પ્રાસાદને વિષે ઉત્કૃષ્ટ મતિવાળા, વિદ્વત્કુળ ભૂષણુ કોઇ મુનિ મહારાજ ધ્યાનસ્થ થઇને બેઠા છે." એ પ્રકારનાં સેવક જનોના વચનો શ્રવણુ કરી પુણ્ય કાર્યને વિષે અગ્ર ભાવને ધરાવનારા ભરતજી આદિ ભગવાન્‌ને નમન કરવા માટે ઉતાવળા તે વન પ્રત્યે ગયા. યથાવિધિ જિન-પ્રભુને નમસ્કાર કરી, ભક્તિ વડે પરમેશ્વરનું પૂજન કરી રત્નની ઓટલી પર બિરાજ્યા. આણી ગમ તેણી ગમ નજર નાખતાં ભરતે મુનિ મહારાજને દીઠા. તેમને પ્રણામ કરી નમ્ર વચનોથી ભરતજી કહેવા લાગ્યા–" હે મુને ! આપ પૂર્વે વિદ્યાધર હતા, મારી સંગાથે યુદ્ધ કરવાને નમિ તથા વિનમિની સાથે ઉત્સાહથી આવેલા હતા; તે મને બરોબર યાદીમાં આવે છે. હાલ આપની વૃત્તિ સઘળાં જંતુઓ પ્રત્યે આવી દયાવાળી થએલી છે. તો આવા વૈરાગ્યનો શો હેતુ ? તે મારાપર કૃપા કરી જાહેર કરશો ? " એ પ્રકારનો ભરતનો પ્રશ્ન સાંભળી વૈરાગ્યનો હેતુ જાણવાની ઇચ્છાવાળા ભરત પ્રત્યે મુનિ મહારાજ

બોલ્યા–" નમિ, વિનમિની જોડે જ્યારે હું તમારી સાથે યુદ્ધ કરવા આવ્યો હતો ત્યારે અમે સઘળા તમારાથી હારી ગયા હતા; તેથી મને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેજ વખતે પુત્રને રાજ્ય-પાટ સોંપી પ્રભુની પાસે જઈ દીક્ષા ગ્રહણ કરી. તે દિવસથી આરંભીને અત્યાર સૂધી હું યુગના આદિપ્રભુની સેવા કરૂં છું. ઉભય લોકનું ચક્રવર્તી પદ આપનાર પ્રભુની સેવા કોણ મનુષ્ય ન કરે ? " ચક્રવર્તીએ પ્રશ્ન કર્યો–" હાલ પૂજ્ય પિતાશ્રી ક્યાં છે ? " મુનિએ કહ્યું–" તત્ સંબંધી એક મોટું આશ્ચર્ય થએલ છે તે શ્રવણ કરો. અસંખ્ય દેવોથી સેવાએલ યુગના આદિ પ્રભુ ' શ્રી પ્રભ ' નામે ઉદ્યાનને વિષે નિવાસ કરીને રહેલા છે. પ્રભુની સાથે હું પણ ત્યાંજ હતો. એક દિવસના સમાયોગમાં અનંત નામના નાગકુમાર સહિત ધરણેંદ્ર ત્યાં આવી ચડયો. જગત્‌ના ગુરૂ ઋષભ ભગવાન્‌ને પ્રણામ કરી તેણે પ્રશ્ન પૂછયો–' સઘળા દેવોને વિષે આ અનંતના શરીરનું તેજ વિશેષ છે; તેનું કારણ શું ? ' એ પ્રકારનો તેનો પ્રશ્ન સાંભ-ળીને ઋષભ પ્રભુએ કહ્યું–" ચોથા જન્મમાં એ અનંત આ-હિર જાતિમાં ઉત્પન્ન થયેલો હતો. તે ઉત્કૃષ્ટ પાપની પુષ્ટિ માટે હમેશાં મુનિ મહારાજોને કષ્ટ દેતો હતો. ત્યાંથી ચવી નરકમાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવી સુગ્રામ નામના ગામને વિષે કોઢના રોગથી પીડાતો બ્રાહ્મણ થઇને અવતર્યો. એક સ-મયે સુવ્રત નામના મારા શિષ્યને પોતાને કોઢ થવાનું કારણ પૂછયું; ત્યારે તેણે કહ્યું કે–પૂર્વ જન્મમાં તેં મુનિ મહારા-જોને પીડા કરી છે તે પાપને લીધે આ તને કોઢનો વ્યાધિ થયો છે. ઉત્તમ પુરૂષોએ મુનિઓનું આરાધન

કરવું ઘટિત છે. ક્યારે પણ તેમની વિરાધના કરવી નહિ. ઘણું કરીને મુનિઓ ક્ષમાવાળા હોવાથી તેઓ ક્ષમા કરે છે; પરંતુ તેમને દુઃખ આપનાર પુરૂષોને પાપ લાગે છે. તેમનો સત્કાર કરનારને તેઓ સ્વર્ગાદિ સુખ આપે છે. તેમનો તિરસ્કાર કરનારને વૃક્ષના મૂળમાં લાગેલા અગ્નિની પેઠે અનંત કુળોને તેઓ ભસ્મ કરે છે. મુનિનું એ પ્રકારનું વચન શ્રવણ કરીને તેણે પોતાનો કોઢ મટવાનો ઉપાય તેમને પૂછયો. ત્યારે તેમણે કહ્યું કે, તું શ્રદ્ધાવાળા મન વડે શંત્રુજય ગિરિનું સેવન કર. રાગદ્વેષનો ત્યાગ કરી સમાન ભાવ રાખી તે ક્ષેત્રમાં નિવાસ કરવાથી તું પાપ રહિત થઇ વ્યાધિ મુકત થઈશ. ગાઢ તપ કરવાથી વજ્રની પેઠે ચોંટેલાં પાપ કર્મોથી જીવ મૂકાઈ જાય છે; તેમ પુંડરિક ગિરિનું સેવન કરવાથી પણ મુક્ત થવાય છે. શત્રુંજય તીર્થના મહાત્મ્યથી ત્યાં વસતાં તિર્યંચ પ્રાણિઓ પણ ઘણું કરીને પાપથી મૂકાએલાં પવિત્ર ચિત્તવાળાં થઇ ઉત્કૃષ્ટ ગતિને પામે છે. તે તીર્થનું સ્મરણ કરવાથી સિંહ, અગ્નિ, સમુદ્ર, સર્પ, રાજા, વિષ, યુદ્ધ, ચોર, શત્રુ તથા મહામારીના ઉપદ્રવનો ભય પણ જતો રહે છે. ભારે તપ કરવાથી, અસ્ખલિત બ્રહ્મચર્ય પાળવાથી જે ફળ પ્રાત્પ થાય છે, તે ફળ શત્રુંજયમાં નિવાસ કરવાથી પ્રાપ્ત થાય છે. વિમલગિરિનાં દર્શન કરવાથી પૃથિવીમાં જેટલાં તીર્થો છે. તે સઘળાંના દર્શનનું ફળ પ્રાપ્ત થાય છે. ઉપર પ્રમાણે મુનિનાં વચનોને શ્રવણ કરી તે આહિર પુંડરીક પર્વત પ્રત્યે ગયો. મુનિએ બતાવ્યા પ્રમાણે વર્તન કરવાથી થોડાક સમયમાં તે પાપ મુક્ત થઈ ગયો. પરિણામે વૈરાગ્યનું બળ વધવાથી અનશન વ્રત્ત લઇ મૃત્યુ પામવાથી સુંદર કાન્તીવાળો

આ અનંત નામનો નાગકુમાર થએલો છે, તીર્થની સેવાના મહાત્મ્યથી હવે ને ત્રીજે જન્મે સઘળાં કર્મને ખપાવી અનંત ચતુષ્ટયને પામી તે દેવ મોક્ષનું સુખ પામશે. એ પ્રકારનું ઋ-ષભ ભગવાનનું વચન શ્રવણ કરી અનંત નાગકુમાર શત્રુંજય પર્વત પ્રત્યે ગયો. હું પણ તેના આગ્રહથી તેની પાછળ તેજ તીર્થ-માં ગયો. ત્યાં આઠ દિવસનો મોટો ઉત્સવ રચી ભક્તિ ભાવથી તીર્થનું ધ્યાન કરતો થકો પોતાના સ્થાન પ્રત્યે ગયો. અહો ઈ-તિ આશ્ચર્ય ! શત્રુંજય જેવું ત્રણ લોકમાં બીજું એકે સર્વો-ત્તમ તીર્થ નથી. જેનો સ્પશ થવાથી દુઃખ માત્રનો નાશ થઇ જાય છે. અનંત નાગકુમારના જવા પછી તીર્થમાં ફરતો ફરતો પ્રભુનાં દર્શન કરવા માટે હું આ મંદિરમાં આવ્યો છું. આ પ્રસંગને લઇ મને આપનાં પણ દર્શન થયાં. બાહુબળીના પુ-ત્ર સોમયશે યુગના આદિ પ્રભુનું આ મંદિર રચાવ્યું છે. ઋ-ષભ ભગવાન્ ત્રણે લોકના પતિ છે. તેમના આપ પુત્ર છો. માટે આપના દર્શનથી આજ મને વિશેષ આનંદ થયો છે.

એ પ્રકારે વિદ્યાધરમુનિનાં વચનો શ્રવણ કરી શત્રુંજય તથા ઋષભ સ્વામીનું ધ્યાન કરેલા ભરતજીએ નિર્વેદ પામી તેમને ન-મસ્કાર કર્યો. ધર્મ લાભ દઇ વિદ્યાધરમુનિ અન્ય સ્થળે ચાલી નીકળ્યા. સુંદર વૃક્ષોની ઘટાવાળા તે રમણીય પ્રદેશમાં સૈન્ય સ-હિત ભરતજીએ પડાવ નાખ્યો.

ભરત અત્રે આવેલ છે; એમ જાણી બહુળી દેશના અધિ-પતિ બાહુબળીએ પોતાના સિંહનાદ સહિત રણ દુંદુભીનો નાદ કરાવ્યો. તેનો શબ્દ શ્રવણ થતાંમાંજ પોતાના સૈન્યે સહિત અ-નેક વીરપુરૂષો, ‘ ભરતને હું જીતીશ !, એ પ્રકારની વાણીઓવડે

એક બીજાથી સરસાઈ કરતા ઉતાવળા એકઠા થઇ ગયા. પોતાના અંગમાં રહેલા ઐશ્વર્યને બહાર દર્શાવતા વીરપુરૂષો હથીઆરો ઉગામવાથી અંતરીક્ષને દંતપંક્તિવાળું રચતા શોભવા લાગ્યા. બાહુબળીના સઘળા યોદ્ધાઓ આ કઠણ રણસંગ્રામના દિવસને એક મોટા મહોત્સવ સરખો નિરખવા લાગ્યા. સુંદર આભૂષણ ધારણ કરેલા યોદ્ધાઓ જેમાં છે એવું તથા વીરરસ પોતેજ મૂર્તિ રૂપે થયો હોય તેવા ચતુરંગ સૈન્ય સહિત, પોતાના ત્રણ લક્ષ પુત્રોવડે વિંટળાએલા, રણ દુંદુભિના નાદથી દિશાઓને ગજાવતા, છત્ર ચામરોથી સુશોભિત બાહુબળી, ઉત્તમ દિવસે મંગળ મુહૂર્ત કરી પોતાનું ભદ્ર કરનારા ભદ્રકરણ નામના શ્રેષ્ઠ હાથી પર બિરાજ્યા. વિશાળ એવા સુશોભીત સૈન્ય સાથે પ્રયાણ કરી પોતાના દેશના સીમાડામાં સૈન્ય સહિત પડાવ કર્યો. બીજે દિવસે વહાણું વાએ સઘળા રાજાઓને એકઠા કરી તેમની સલાહ પ્રમાણે બાહુબળીએ પોતાના પુત્ર સિંહરથને સેનાપતિ ઠરાવ્યો. તેના માથાપર પોતે રણપટ્ટ વિંટયો. જેના વિશેષ તેજથી તે દેવની પેઠે શોભવા લાગ્યો.

ચક્રવર્તી એવા ભરતે પણ સઘળા રાજાઓની સલાહ લઇ પોતાના સૈન્યમાં શત્રુઓની સેનાને પીડનાર સુષેણને સેનાપતિ બનાવ્યો. પછી સૈન્યમાં માણસ ફેરવી સઘળા રાજાઓને તથા સૂર્યયશા જેમાં મુખ્ય છે એવા એક કરોડ અને પચીશ લાખ પોતાના પુત્રોને પોતાની સમીપમાં બોલાવ્યા. પ્રત્યેકનું નામ બોલી તેમને ઘણો સત્કાર દઈ, વૈમાનિક દેવોને જેમ ઇંદ્ર શિખામણ આપે તેમ ભરતજી તેમને શિખામણ દેવા લાગ્યા—

"હે પરાક્રમી વીરો ! દિગ્વિજય સમયે તમે સઘળા રાજાઓ, વિદ્યાધરો, દૈતો તથા દુર્દ્દમ નામના ભીલોને જીતી લીધા છે. છતાં તે યોદ્ધાઓમાં બાહુબળીના સામંતો સરખો એક પણ યોદ્ધો હતો નહિ. બાહુબળીના સૈન્યમાં રણક્ષેત્રમાં કઠણ એવા અનેક વીરપુરૂષો છે, અન્ય રાજાઓના સૈન્યમાં પરાક્રમી પુરૂષો કોઈ જવલ્લે હોય છે, પરંતુ બાહુબળીના સૈન્યમાં સઘળા વીરપુરૂષો શત્રુનાં ટોળાંનો નાશ કરે તેવા છે. બાહુબળીને સોમયશા નામે ઘણો પરાક્રમી મોટો પુત્ર છે. તે એકલો લક્ષ હસ્તી, ત્રણ લક્ષ રથ અને તેટલાજ અશ્વ સાથે યુદ્ધ કરે તેવો પરાક્રમી છે. સિંહરથ નામે તેનો ન્હાનો ભાઇ બળવાન્ મહારથી દેવતાઇ ઓજારોથી પોતાના હાથને પવિત્ર કરે છે. તેથી ન્હાનો સિંહકર્ણ; ક્ષુભિત થએલા ઉદધિના શબ્દની પેઠે ગર્જના કરનારો તથા એકજ હાથથી પર્વતને ઉપાડે તેવો બળવાન્ છે. એથી ન્હાનો સિંહવિક્રમ છે તે પણ સમસ્ત જગત્ના વીરપુરૂષોથી જીતી શકાય નહિ તેવો છે. વળી તેનાથી ન્હાનો સિંહસેન છે; તે શત્રુના સૈન્યનો નાશ કરવામાં સંપૂર્ણ કુશળ છે. બાહુબળીના ત્રણ લક્ષ પુત્રોમાં સર્વથી છેક ન્હાનો પુત્ર છે, તે ઘણોજ કઠીણ છે. એકલો અક્ષૌહિણી સૈન્યને જીતવામાં સમર્થ છે, એમ અમારા જાણવામાં છે; માટે હે રાજાઓ ! અત્યાર સૂધી આપણે દિગ્વિજય કર્યો તેમાં માત્ર તમે દિશાઓનું અવલોકન કર્યું છે એમજ સમજજો. કારણ કે યુદ્ધનો પ્રસંગ તો હવે આ બાહુબળીને સાથેજ આવ્યો છે. માટે અનેક નદીઓના પ્રવાહ જેમ સમુદ્ર પ્રત્યે ગતિ કરે છે, તેમ તમે સઘળા યોદ્ધાઓ સુષેણ તરફ

દૃષ્ટિ રાખીને વર્તજો." એ પ્રકારે ચક્રવર્તી ભરતે તેમને આજ્ઞા કરી કે પોતાના ધણીનું ઋણ મુક્ત કરવાની ઇચ્છાવાળા સઘળા વીર યોદ્ધાઓ આનંદ ભેર પોત પોતાના ઉતારા પ્રત્યે ગયા. ત્યાં આવી વજ્ર, મુદ્ગર, ચક્ર, તરવાર, ભાલા, ધનુષ્ય તથા બાણ પોત પોતાના હથીઆરોનું અનેક પ્રકારના પુષ્પથી પૂજન કર્યું. કારણ કે હથીઆર એ ક્ષત્રીઓનું પરમ દૈવત છે. પોતાનાં અસ્ત્રોની સમીપે જયલક્ષ્મીની શરૂઆતની પેઠે તેઓ નાચતાથકા મંગલિક વાજીંત્રો વગાડવા મંડયા. વળી ઓજારોની સમીપે અક્ષત તથા રત્નોવડે તેમણે અષ્ટદળ કમળ રચ્યું; તે અષ્ટદળ જાણે આઠે દિશામાની લક્ષ્મીને ખેંચી લેવાને જામીનગીરી કરતું હોય તેવું દીસતું હતું. પરસ્પર બેઉ સૈન્યના વીર યોદ્ધાઓ યુદ્ધની ઇચ્છાએ સુતેલા તથી ત્રણ પ્રહરની રાત તેમને સો પહોર જેટલી લાગી. વહાણું કયારે વ્હાશે, એવો વિચાર કરતા કરતા વારે વારે પથારીમાંથી બેઠા થઇ પશ્ચિમના અંધારાને નિહાળતા હતા. વીરપુરૂષોને રણક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઉત્કંઠાને લીધે નજર પણ તેણી તરફ ખેંચાવાથી બ્હીનેલી નિદ્રા તેમની પાસે આવી શકી નાહ. એટલામાં ઋષભ ભગવાનના બેઉ પુત્રોનો સંગ્રામ નિહાળવાને ઉત્સાહવાળો થયો હોય તેવો સૂર્ય ઉતાવળો ઉદયાચળ પર આરૂઢ થયો, તે ટાણે દશ લક્ષ નિશાનના એક સાથે થએલા ખડખડાટ શબ્દથી દિશાઓના હાથીઓ શબ્દ રહિત થયા હોય તથા ચેષ્ટા વગરના બની ગયા હોય તેમ શાન્ત બની ગયા. અઢાર લાખ દુંદુભીઓનો નાદ સાથે થવાથી ચંદ્રનું વાહન મૃગ તથા સૂર્યના રથના ઘોડાઓ ભયભીત થયા. ચક્રવર્તી ભરતના

સૈન્યનાં શત્રુઓના પ્રાણને હરણ કરે તેવાં સોળ લાખ રણતૂરનો નાદ થવા લાગ્યો. કાહલ નામના વાજીંત્રોના શબ્દથી મહા વરાહ ગર્જના કરવા લાગ્યો. ભુંગળોના ભોંકાર શબ્દવડે પૃથિવી તળ ચીરાવા લાગ્યું. વાજીંત્રોના પડઘાથી ગૃહમંડળ બીવા લાગ્યું. સિંહ સરખા વીરપુરૂષોના હોકારાથી આખું વિશ્વ નાદાયમાન્ થઈ ગયું. 'વીરયોદ્ધાઓ ! તત્પર થાઓ; અશ્વોને બખ્તરથી તત્પર કરો; શસ્ત્રનો સમૂહ તથા રથ વગેરે તૈઆર કરાવી દ્યો; હવે ઝટ યુદ્ધની તૈયારી છે.' એ પ્રકારે ઉચ્ચાર કરતા રાજાના જનો બેઉ પાસનાં લશ્કરોમાં ફરવા લાગ્યા. કંઇ રણમાં કુશળ એવા શુર-વીરો રાજાની યુદ્ધમાં જવા આજ્ઞા થએલી તેને લીધે તથા રણ-માં રસિલા હોવાને લીધે શરીરનાં રૂવાડાં ખડાં થવાથી શરીરને સાંકડાં પડતાં બખ્તરોને પહેરવા લાગ્યા. કેટલાક ખોંખારા કરતા પોતાના અશ્વોને બખ્તરો વડે તત્પર કરતાં. તેમના ખોંખારા પો-તાના જયની નિશાની રૂપ છે એમ માની તેમની પૂજા કરવા લાગ્યા. કેટલાક રણતુરના શબ્દોથી ચપળ થએલા પોતાના અ-શ્વોને મીઠા શબ્દોવડે પંપાળતા બખ્તરો પહેરવા લાગ્યા. કેટ-લાક અશ્વો, બેઉ પાસે ભાલાઓ લટકેલા તથા બખ્તરોને લીધે ચંચુ તથા પાંખવાળા ગરૂડ હોય તેવા દીસવા લાગ્યા. કેટલાક સિંહ સરખા મુખવાળા, કેટલાક ગરૂડના જેવા મુખવાળા અને કેટલાક હાથીના સરખા મુખવાળા ઘોડાઓ જાણે શત્રુના સૈ-ન્યને ગળી જવા માટે અનેક મ્હોડાવાળા થયા હોય તેવા જણાતા હતા. ગર્જનાઓ કરતા, બખ્તર ધારણ કરેલા હાથીઓ પોતાની ટોચ પર ઉગેલા વૃક્ષોવાળા જંગમ પર્વતો સરખા લાગતા હતા. કેટલાક વીરપુરૂષો મુદ્ગર, ભાલા તથા ફરશી

વગેરે હથીઆરો હાથીની સુંઢે ઝલાવતા હતા, તથા તેમના દાંતમાં લોઢાના કંકણો ગરોવતા હતા. કેટલાક યોદ્ધાઓ રણ દુંદુભીના નાદથી ભડકેલા પોતાના અશ્વોને લગામવડે પકડી રાખી શ્રમથી રથે જોડતા હતા. કેટલાક કોપયુક્ત વીરો તાકીદે ધનુષ્ય તથા બાણના ભાથાઓ ભેરવી ચાલતા રથમાં બેસી જતા હતા.

હવે પેલી મેર બાહુબળી રાજા સ્નાન તથા વિલેપ કરી ધોએલાં પવિત્ર વસ્ત્રો પહેરી જિન ભગવાનનું પૂજન કરવા માટે ગયા. ત્યાં આદિનાથ ભગવાન્‌ની પ્રતિમાને જળવડે પખાલ કરાવ્યો. અનેક પ્રકારનાં પુષ્પો તથા અક્ષતોથી પૂજા રચી સ્તવન કરવા લાગ્યા. સ્તુતિ કર્યા બાદ દેહેરાસરમાંથી બહાર આવી આનંદવડે ડબલ પુષ્ટ થયા હોય તેવા બાહુબળીએ વજ્ર સરખું બખ્તર તથા મુકુટ પહેરી લીધાં. બેઉ પાસને ખભે લોઢાનાં બાણથી ઠાંસીને ભરેલા ભાથાઓ ભેરવી લીધા. તે ભાથાઓને લીધે જાણે ચતુર્ભુજ હોય તેવા દીસવા લાગ્યા. ડાભા હાથમાં કાળપૃષ્ટ નામનું ધનુષ્ય ધારણ કર્યું; જેનો ટંકાર શ્રવણ થવાથી અંતરીક્ષના તારાઓ પણ નીચે ગરી પડે. પછી ગિરિમાંથી જેમ નદીઓ વ્હેતી હોય તેવા મદ ઝરતા મહાભદ્ર નામના હાથીપર બાહુબળી બિરાજમાન થયા. એ પ્રકારે રણક્ષેત્રને માટે તત્પર થએલા જાણે રણભૂમિના આંગણામાં નૃત્ય કરતા હોય તેવા બાહુબળી સિંહના નિશાનવાળી ધ્વજાના ચિન્હથી જાણે આખા જગત્‌ને તરણ સરખું લેખવતા હોય તેમ ઉત્સાહથી રણસંગ્રામની પૃથિવી તરફ તેઓ ચાલવા લાગ્યા. તે ટાણે શત્રુઓના સૈન્યને રોકવા માટે તેનો મોટો પુત્ર સોમયશા રાતા અશ્વો જો-

ડેલા તથા ચંદ્રના નિશાનવાળી ધ્વજાવાળા ચંદ્ર સરખા શ્વેત રથમાં બેસી બાહુબળીના અગ્રે ચાલ્યો. તેની જોડે યમના સરખો દુઃખવડે જોઇ શકાય તેવો મોટો વીરપુરૂષ મહાયશા નામનો પુત્ર સિંહ સરખા અશ્વોએ જોડેલા અને કુર્મના ચિન્હવાળી ધ્વજાવાળા રથમાં આરૂઢ થઇ હાથમાં ભાલો લઇને આગળ થયો. મહારથી સિંહરથ, અસંખ્ય હથિઆરોને ધારણ કરી સિંહના નિશાનવાળી ધ્વજાવાળા વિશ્વવિજય નામે રથમાં બેસી તેની આગળ ચાલ્યો. સિંહકર્ણ મોરની નિશાનીવાળી ધ્વજાવાળા કાળદંષ્ટ્ર નામના રથમાં બેસી રણક્ષેત્ર પ્રત્યે આવ્યો. સિંહના સરખા પરાક્રમવાળો અને સઘળા શત્રુઓથી જીતી શકાય નહિ તેવો રકતવર્જ નામનો વીરપુરૂષ હંસના ચિન્હવાળી ધ્વજાવાળા રથમાં બેસીને મોટા સૈન્ય સહિત આવ્યો. રણક્ષેત્રમાં સઘળા શત્રુઓને જીતી લેનાર સિંહસેન નકુળના ચિન્હવાળી ધ્વજાવાળા કાળાર્ગળ નામના રથમાં બેસી સૈન્યનો પ્રમુખ થઇ રણભૂમિને વિષે આવ્યો.

ઉપર કહ્યા પ્રમાણે બાહુબળીના પુત્રો તથા રાજાઓ નાના પ્રકારનાં વાહનપર બેસી વિવિધ શસ્ત્રો તથા અસ્ત્રોને ધારણ કરી હર્ષથી રણક્ષેત્રમાં આવ્યા.

સ્હામા પક્ષમાં ભરતજી પણ વહાણું વ્હાએ સ્નાન કરી ધોએલાં વસ્ત્રો પહેરી દેરાસરમાં ગયા. ઉત્તમ મનુષ્યો સંસાર સંબંધી કાર્યોમાં આસકત થઇ કદી પણ ધર્મકૃત્યને ચૂકતા નથી. ઘરના દેવમંદિરમાં પ્રવેશ કરી ચક્રવર્તી ભરતે આદિપ્રભુની

પ્રતિમાને પખાળ કરાવ્યો; પોતાની કીર્તિવડે જેમ પૃથિવીને લીપે તેમ ભગવાન્‌ને યક્ષકર્દમથી વિલેપ કર્યાં. સુગંધીવાળાં પુષ્પોવડે પ્રભુનું પૂજન કરી ધૂપ કર્યો. પૂર્ણ ભક્તિ ભાવથી ભરતે પરમેશ્વરની સ્તુતિ કરી. બાદ દે'રાસરમાંથી બહાર આવી વજ્રવડે પણ ભાગે નહિ એવું વિશ્વવિજય નામનું બખ્તર તથા સર્વોત્તમ આભૂષણરૂપ મુકુટ ધારણ કર્યો. લોઢાનાં બાણોથી સંપૂર્ણ ભરેલા પૂર્ણજય તથા પરાજય નામે બેઉ અક્ષય ભાથાઓને ખભે ભેરવી દીધા. ડાબા હાથમાં દેવોએ આશરેલું મોટું ઉગ્ર ટંકારવવાળું, 'ત્રૈલોક્ય દંડ' નામનું ધનુષ્ય ઝાલી લીધું. શત્રુઓનો પરાભવ કરનારૂં 'દૈત્યદાવાનળ' નામે ખડ્ગ અને બીજા દેવતાઇ અસ્ત્રોને ચક્રવર્તી ભરતે સ્વહસ્તે પકડી લીધાં. જેની ધ્વજામાં ઇંદ્રનું ચિન્હ છે એવા ભરતરાજા ઐરાવત હાથી સરખા મદ ઝરતા 'સુરગિરિ' નામના હાથી પર બિરાજ્યા. જેને સિંહની ધ્વજા છે એવો સુષેણ નામનો સેનાધિપ પવનંજય નામના રથમાં આરૂઢ થયો. તેનો ન્હાનો ભાઈ ગરૂડ નામે રથને વિષે બેઠો. સુષેણે કાળાનળ નામનું ખડ્ગ તથા વિજળીના સરખો ચળકતો અગ્નિમુખ નામનો ભાલો પોતાના હાથમાં લીધો. ઐશ્વર્યવાળા તથા મૂર્તિમાન્ ક્ષત્રિ ધર્મજ હોય નહિ તેવા ભરતના એક કરોડ અને પચીશ લાખ પુત્રો તત્પર થઇ તેજ ક્ષણે રણક્ષેત્રમાં આવ્યા. તે સઘળા પુત્રોમાં સર્વથી મોટો, ત્રણ લોકને જીતવાને સમર્થ, દેવતાઈ આયુધો ધારણ કરવાથી કોઇથી જીતી શકાય નહી તેવો, સૂર્યયશા નામનો પુત્ર સર્વને મોખરે રણભુમીમાં

સૂર્યહાસ નામનું ખડ્ગ, ઇંદ્રધનુષ્ય નામે ધનુષ્ય તથા સુરસંમોહ નામે કવચ ધારણ કરવાથી તે વિશેષ શોભી ઉઠતો હતો. સૂર્યના ચિન્હની ધ્વજાવાળો તથા કાળા ઘોડાઓ જોડેલા ગરૂડનામે રથમાં સવાર થઈ તે રણક્ષેત્રમાં આવેલો હતો. તેની પુંઠે સિંહનું જેમાં ચિન્હ છે એવી ધ્વજાવાળા, અને દેવથી પણ જીતી શકાય નહિ એવા દેવયશા નામના ભરતના પુત્રે ધોળા ઘોડા જોડેલા રથમાં બેસી રણભૂમિમાં પ્રવેશ કર્યો. તેનો ન્હાનો ભાઇ વીરયશા હાથમાં ધનુષ્ય લઇ કઠોર બખ્તર પહેરી ગરૂડના ચિન્હયુક્ત ધ્વજાવાળા રથમાં બેસી રણક્ષેત્રમાં આવી પહોંચ્યો. ભરત ચક્રવર્તીના સુયશા નામે પુત્રે વાનરની નિશાનીવાળી ધ્વજા જેને છે એવા દુર્જય નામના રથમાં બેસીને અત્યંત પરાક્રમી હોવાને લીધે ભૂમિને ધ્રુજાવતો રણને વિશે પ્રવેશ કર્યો. પોતાના ધ્વનિથી ભૂમિ તથા અંતરીક્ષના મધ્ય ભાગને શબ્દાયમાન્ કરતો મત્સ્યના ચિન્હવાળો મોટો બળવાન્ મેઘનાદ નામે રાજકુમાર ધનુષ્ય લઈ રણને વિષે આવ્યો. તેની પુંઠે મેઘની ધારાની પેઠે બાણને વરસાવતો કાળમેઘ નામનો વીરયોધ્ધો હાથીના ચિન્હયુક્ત ધ્વજાવાળા રથમાં બેસી સઘળી પ્રકારનાં અસ્ત્રો સહિત રણક્ષેત્રમાં ઉતર્યો. શત્રુઓને પીડનાર મહાકાળ નામનો યોધ્ધો કપિલ વર્ણના અશ્વો જોડેલા એવો, અને ઘુવડનું નિશાન જેમાં છે એવી ધ્વજાવાળા રથમાં બેસી યુદ્ધને વિષે હર્ષવાળો થઇ રણક્ષેત્રમાં આવી પહોંચ્યો. પાંચ અક્ષૌહિણી સેનાને એકલો જીતી શકે એવા વરિસિંહ નામના વીરપુરૂષે કાળા અશ્વો જોડેલા, અને ઘોડાના ચિન્હની ધ્વજાવાળા રથમાં બેસીને રણભૂમિમાં પ્રવેશ કર્યો. હું

વીર છું એમ માનનારો વીરસેન નામનો કુમાર હાથને વિશે ગદા ઝાલી, નીલ અશ્વો જોડેલા અને હંસથી ચિન્હિત ધ્વજાવાળા રથને વિષે બેસી રણસંગ્રામ કરવાને ઉત્સુક એવો રણક્ષેત્રમાં આવ્યો. એ પ્રકારે ચક્રવર્તી ભરતના બળવાન્ પુત્રો તથા અસંખ્ય રાજાઓ નાના પ્રકારનાં વાહનો પર સ્વાર થઇ યુદ્ધ કરવાને રણક્ષેત્રમાં ભરાયા. અત્યંત ભારે જેનું ઐશ્વર્ય છે એવો સુષેણ નામે સેનાધિપ રથના શબ્દની ગર્જના કરતોથકો કરોડો યોદ્ધાઓથી વિંટળાએલો, સૈન્યને મોખરે આવીને ઉભો. અન્ય કેટલાક મહારથી તથા અર્ધરથી રાજાઓ તથા રાજપુત્રો હાથીઓ, ઘોડા અને રથ વગેરે પર આરૂઢ થઇ તેની સાથે આવ્યા. કેટલાક વીરરસ ભજવવામાં નટરૂપ સુભટો આગળથી રણભૂમિમાં આવી આમતેમ ફરતા હતા, તેમને રાજાનો હુકમ થવાથી છડીદાર લોકોએ બંધ કર્યા. બન્ને ગતિ કરતા સૈન્યના પદપડઘાથી પૃથિવી સ્થિર છતાં શેષની ફણાઓના નમવાથી કંપવા લાગી. બેઉ સૈન્યના વીરયોદ્ધાઓના બળવડે રાજી થએલા પર્વતો પોતાનાં માથાં ધુણાવતા હોય તેમ નમવા લાગ્યા- પ્રલય સમયે ક્ષુભિત થએલા સમુદ્રોની પેઠે ગર્જના કરતાં બેઉ સૈન્યો વેગના અતિશયને લીધે અન્યોન્ય એકઠાં થઇ ગયાં. દુંદુભીઓના નાદથી પુષ્ટી આપેલાં બેઉ સૈન્યનાં નિશાનના ખડખડાટથી સઘળી પાસથી ત્રણે લોક ઉથલ પાથલ થઇ ક્ષોભ પામવા લાગ્યાં. અશ્વે અશ્વ, હસ્તીએ હસ્તી, રથે રથ, પેદલે પેદલ, ખેચરે ખેચર, રાજાએ રાજા, સુભટોની સાથે સુભટ, સામંતો જોડે સામંત અને ભીલોની સાથે ભીલ; એમ સઘળા સૈન્યના યોદ્ધાઓ ભેરૂપણે રહામા થયા. રણક્ષેત્ર-

માં આવેલા પરસ્પરના હાથીઓના દંતૂશળ મળી જવાથી બેઉ સૈન્યની જયલક્ષ્મીને બેસવાના પલંગ જેવા જણાવા લાગ્યા. બાણની વૃષ્ટિરૂપ ધારાઓથી દિશાઓ ઢાંકી દેતા, ચિત્રવિચિત્ર ધનુષ્યોને ધારણ કરેલા, સિંહની પેઠે ગર્જના કરતા, ભાલા, ખડ્ગ તથા સંપાથી વીજળીની પેઠે આકાશને પ્રકાશિત કરતા, ધ્વજા-પતાકારૂપ બગલીઓને ઉડાડતા, રજથી આકાશને ઘેરી લેતા કીર્તિરૂપી વેલીને વિસ્તારવા રક્તરૂપ જળથી ભૂમિને પલાળતા, ચાતક પક્ષીઓની માફક પોતાને અનુસરેલાં શીયાળ, ગીધ ઇત્યાદિ પ્રાણીઓને જીવિતદાન દઈ તેમનું પોષણ કરનારા તથા પોત પોતાનાં વાહનોને અંતરીક્ષમાં રાખી ભૂમિનો સ્પર્શ પણ ન કરનારા આણીગમ તેણીગમ વિશેષ ગતિ કરતા યોદ્ધાઓ પ્રલય સમયના મેઘ સરખા જણાતા હતા. સૈન્યરૂપી સમુદ્રમાં તરંગોની પેઠે ઉછળતા વીરપુરૂષો કોપ ચડવાથી ઘોડા, હાથી કે રથ કશાને લેખવતા ન હતા. કંઇ હસ્તિએ પોતાની સુંઢવડે ઘોડા તથા યોદ્ધા સહિત રથને ઉપાડી અંતરીક્ષમાં ફેરવી પક્ષીઓના માળાની માફક કયાંએ ફેંકી દીધા. યુદ્ધના પ્રારંભમાં દંભ રહિત કોઇ સાહસિક પુરૂષ હસ્તિનાં બેઉ કુંભસ્થળ પોતાની સ્ત્રીનાં પયોધરની સ્પર્ધા કરે છે એમ માની વૈરબુદ્ધિથી તેને તાડન કરવા લાગ્યો. એ પ્રકારે યુદ્ધ કરતાં કરતાં પોતાનું સૈન્ય કંઇક શિથિલ થએલું જોઈ ક્રોધયુક્ત થએલો સુષેણ હાથમાં અસ્ત્ર પકડી પ્રલયકાળના અગ્નિની પેઠે સર્વોત્તમ અશ્વપર બેસી સૈન્યને મોખરે આવ્યો. તે ઘાસ ઉખેડી નાખે તે પ્રકારે શત્રુઓને નિર્મૂળ કરવા લાગ્યો. તે ટાણે કોઇ પણ યોદ્ધો તેની સન્મુખ

આવી શકયો નહિ. તેનું એ પ્રકારનું પરાક્રમ જોઇ વિદ્યાધર લોકનો પ્રમુખ અનિલવેગ નામનો યોદ્ધો બાહુબળીના પગમાં નમસ્કાર કરી વાયુની પેઠે ત્વરાથી સુષેણુની સન્મુખ દોડી આવ્યો. ત્યાં આવી તે ભરતના સેનાધિપ પ્રત્યે કહેવા લાગ્યો–" હે સુષેણુ ! તું ચક્રવર્તી ભરતની સેનાનો અધિપતિ છું; અને હું એક બાહુબળીના સૈન્યનો પેદલ મનુષ્ય છું, તે છતાં મારા હાથનું સામર્થ્ય તું જો." એ પ્રકારનું બાહુબળીના વિદ્યાધરનું વચન સાંભળીને તેની તરફ દૃષ્ટિ કરી બળવાન્ સુષેણે રવઇ તથા સમુદ્રના શબ્દની પેઠે ગર્જના કરી ભૂમિ તથા અંતરિક્ષને શબ્દાયમાન્ કરતો તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. અન્યોન્ય તે બેઉનું યુદ્ધ ચાલ્યું તેમાં સરખા પરાક્રમને લીધે બેઉ વીરપુરૂષો કે હર્ષ વડે જેમના શરીરનાં રૂવાડાં ખડાં થયાં છે એવા એક બીજાનાં કવચોને તોડી નાખવા લાગ્યા. સર્પને વિસ્તારતા વાદિઓની માફક તેમણે પોતાનાં બાણો વિસ્તારવા માંડયાં. તે બેઉનું યુદ્ધ જોઇ દેવોને પણ વિશ્વ પ્રલય થવાનો ભય પેઠો. અંતરિક્ષમાં રહી વિમાનમાં બેસી યુદ્ધ જોનારા દેવોને પણ શ્યેન પક્ષિઓની પેઠે બાણુની વૃદ્ધિથી તેમણે ભય ઉત્પન્ન કર્યું. પરસ્પર યુદ્ધ કરતા તે બેઉ હસ્તિઓની પેઠે એક બીજાના વધની ઇચ્છાવાળા તથા ગર્જના કરતા તે બેઉ યોદ્ધાઓ ક્રોધયુક્ત થવાથી રકત નેત્રોને ધારણ કરતા બેઉ પક્ષના સૈનિકોને જોઇ ન શકાય તેવા થઈ પડયા. પ્રલય સમયે કંપાયમાન્ થએલા પર્વતો એક બીજાના પર પડે તેમ પતન કરવાથી અનિલવેગ વિદ્યાધરે સુષેણુને શાન્ત કરી નાખ્યો. તે ટાણે મેઘનાદની પેઠે ક્રુર એવા વિસ્તારવાળા

ધ્વનિથી વિદ્યાધરના અગ્રણી અનિલવેગે સિંહનાદ કીધો. તે વિદ્યાધરે કરેલી ગર્જનાના પડઘાની પેઠે બાહુબળીના સૈનિકોએ તેની પાછળ ગર્જના કરી મૂકી. તે સાંભળી ક્રોધવડે લાલચોળ તથા વિક્રાળ જેનાં નેત્રો થએલાં છે એવો સુષેણ હાથમાં તરવાર પકડી તુરત અનિલવેગને મારવા માટે દોડયો. તે ટાણે—' શું તે વિશ્વનો સંહાર કરશે ? કિંવા ગિરિઓને છેદી નાખશે ! અથવા શું પૃથિવીને ચીરી નાખશે ? ' ઇત્યાદિ સંકલ્પો સર્વને થવા લાગ્યા. સુષેણ ઘણો કોપાયમાન્ થએલો છે, એમ જાણી વાયુ સરખા વેગવાળા અશ્વપર બેસી સિંહરથ દોડતો તેમની મધ્યમાં આવી પહોંચ્યો. સમુદ્રમાં ચડતા તરંગોને જેમ તટ પર રહેલો ગિરિ રોકી દે, તેમ સુષેણને તેણે અટકાવ્યો. તે ટાણે યુદ્ધનો સાક્ષી સૂર્ય યોદ્ધાઓનાં અંતરિક્ષમાં ઉછળતાં બાણોને જોઈ ત્રાસ પામતો હોય તેમ અસ્તાચળમાં સંતાઇ ગયો; એટલે બેઉ પક્ષના રાજાઓના હુકમથી સમુદ્રની પૂર્વ પશ્ચિમ તટોની માફક સૈનિકો યુદ્ધથી વિરામ પામી ગયા.

તે રાત્રિ જેમ તેમ ગાળી બીજે દિવસે પ્રાતઃકાળ થતાં સઘળા રણક્ષેત્રના યોદ્ધાઓ પુનઃ પોતાનુ ઐશ્વર્ય દર્શાવવાને નૃત્ય કરવા લાગ્યા. વળી પોતપોતિકાં શસ્ત્રોથી સજ થઇ કવચો ધારણ કરી તૈઆર કરેલા પોતાના હાથી, ઘોડા તથા રથ પર તે બેસી ગયા. યુદ્ધના શુર વાજીંત્રો તથા નિશાનોના શબ્દનું અનુકરણ કરી ગતિ કરતા સઘળા બળવાન વીરો બેઉ સન્યના મધ્યમાં કલ્પાએલા રણક્ષેત્રમાં આવ્યા. એકબીજાની પ્રત્યક્ષ ધ્વજાઓની નિશાનીવડે તેઓને ઓળખી તેમનાં કુળ ઇત્યાદિનું

વિવેચન કરી અન્યો અન્ય આવાહન કરતા વીરો બાણુની ધારાઓની વૃષ્ટિ કરવા લાગ્યા. પોતપોતિકા સ્વામીઓના કૃપા રૂપ સાગરના અંતને પ્રાપ્ત કરવાની ઇચ્છાએ તીક્ષ્ણ અગ્ર ભાગવાળાં બાણોને પણ તેઓ લેખવતા ન હતા. એકબીજાનાં બાણ પરસ્પર ઘસાવાથી ઉત્પન્ન થતા અગ્નિને વરસાવતા યોદ્ધાઓ, તેમનું યુદ્ધ જોવાને અંતરિક્ષમાં રહેલા દેવતાઓને પણ ત્રાસ પમાડતા હતા. દેવની દૃષ્ટિમાં પણ વિઘ્ન નાખનારા વીર પુરૂષોએ ગરીબ લોકની ઝુંપડીઓ જેમ ઘાસથી છાઈ લે તેમ બાણ વડે આકાશને છાઇ દીધું. આ ભયંકર યુદ્ધ જોવાથી બીકણો ત્રાસ પામી ગયા અને શૂરવીરો જેમ જેમ મોટા પ્રહાર થાય તેમ તેમ દ્વિગુણ એટલે વિશેષ પ્રફુલ્લિત થવા લાગ્યા. લોહી સિંચેલી તથા અશ્વોના દાબડાથી ખેડાએલી આ રણભૂમિમાં યોદ્ધાઓએ હાથીઓનાં કુંભસ્થળ ચીરી માહેથી ગજમોતી કહાડી બીજરૂપે વાવી દીધાં, જેમાંથી તેમની કીર્તિરૂપી વૃક્ષ ઉછરી અસંખ્ય શાખાઓથી વિસ્તાર પામેલું ત્રણ લોકમાં વ્યાપ્ત થયું થકું નિરંતર રહેશે. ત્યાર પછી સિંહસ્થ નામનો વીર ક્રોધયુક્ત થઇ સઘળાં શસ્ત્રથી તૈયાર બની પોતાના રથમાં બેસી ચક્રવર્તી ભરતના સ્હામો આવ્યો. સઘળાનો પરાભવ કરવામાં સમર્થ એવો સિંહકર્ણ, અગ્નિનો સહાયભૂત પવન હોય તેમ સિંહસ્થની મદદને માટે તેની પછવાડે ગતિ કરવા લાગ્યો. તે બેઉ યોદ્ધાએ એકઠા મળી એક પળમાં ચક્રવર્તી ભરતના સૈન્યને ક્ષુભિત કરી નાખ્યું રણભૂમિને મુંઝાવવાથી યોદ્ધાઓ દેવને જોઇ શકવાને પણ મુશ્કેલ થયા. તેઓની બાણુની ધારાઓરૂપ વૃષ્ટિને દેખી પણ ન

શકતા સૈનિકો મર્યાદા વગરના મનુષ્યની પેઠે થોડીકવાર આંખ મીચામણીની રમતનો અનુભવ કરવા લાગ્યા. રણસંગ્રામમાં તેઓ એટલા અસક્ત બન્યા કે આ તે હાથી છે કિંવા અશ્વ રથ કે પેદલ છે, તે સંબંધી જરા પણ વિચાર ન કરતાં માત્ર યુદ્ધમાંજ મશગુલ રહ્યા. રણક્ષેત્રમાં પોતાની ઇચ્છા પ્રમાણે ખેલતા તે બેઉ વીરપુરૂષોને નિબિડ શાસ્ત્રવડે મરણ પામેલા સૈનિકોનાં મુડદાં તેમના રથને અંતરાયભૂત થયાં. તે ટાણે વિવિધ પ્રકારનાં શસ્ત્રો ગ્રહણ કરી સુષેણ સેનાપતિ અનિલવેગને મારવાને પોતાના માત્સર્યથી પ્રલય કાળના સમુદ્રની પેઠે ત્વરાથી દોડયો. વળી મ્હોંડેથી કહેવા લાગ્યો કે—' એને મારો મારો; એની ઉપેક્ષા થવાથી એ દુષ્ટ આપણને હણે છે. તેને ઝાલો ઝાલો. ' એ પ્રકારે અન્ય રાજાઓ સ્હામા કહેવા લાગ્યા. એક પલકમાં સુષેણે બાહુબળીની સર્વોત્કૃષ્ટ સેનાને એવી વિખેરી નાખી કે તેના સ્હામે એક પણ યોદ્ધો ઉભો રહેવા પામ્યો નહિ. એટલામાં ગર્જના કરતા સુષેણે તે વિદ્યાધરને દેખી ત્રણ લોકને ક્ષોભ કરે એ પ્રકારનો પોતાના ધનુષ્યનો ટંકારવ કર્યો. ' ગત દિવસે તને સિંહરથે પોતાનો રથ મધ્યમાં આણી ઉગાર્યો હતો; પરંતુ આજ તને કોણ બચાવે છે ?, એ પ્રકારે સુષેણનાં વચનો સાંભળી અનિલવેગ ત્વરાથી ત્યાં યુદ્ધને માટે આવી પહોંચ્યો; પરંતુ પોતાનાં અસ્ત્રોના પ્રભાવથી સુષેણે તેને અટકાવી પાછો કહાડયો. તે અનિલવેગ નામે વિદ્યાધર ત્યાંથી ઉછળી ચક્રવર્તી ભરતની હાથીની સેનામાં પ્રવેશ કરી ગયો. જેમ કોઇ દડા ઉછાળે તેમ હાથીઓને ઉછાળી અંતરીક્ષમાંથી પાછા પડતા હાથીઓને મુષ્ટિઓવડે મારવા લાગ્યો. કોઇ વખત અંતરીક્ષમાં,

કોઈ સમયે પૃથિવી પર, કોઇ સમયે તીર્કસ, એમ ભ્રમણ કરતો ચતુરંગિણી સેનામાં તે ભિન્ન ભિન્ન સ્થળે જણાવા લાગ્યો. હાથીના બરડાપર બિરાજેલા ભરતે, એ પ્રકારે તે સૈન્યનો તિરસ્કાર કરે છે એવું જાણી ઇંદ્ર જેમ પોતાના વજ્રનો પ્રહાર કરે તેમ તેણે પોતાના ચક્રરત્નનો તેની પર પ્રહાર કર્યો. સહસ્ત્ર દાંતાઓમાંથી ઉત્પન્ન થએલી જવાળાની શિખાઓથી વ્યાકુળતાને પ્રાપ્ત થએલું તે ચક્રરત્ન જોઇ સૂર્યથી ઘુવડ ત્રાસ પામે તેમ અનિલવેગ ચક્રથી ભયને પામ્યો. 'હવે રણ સંગ્રામમાંથી નાશી જવું એજ શ્રેય કરનારૂં છે,' એ પ્રકારે વિચારી ડોક પાછી વાળી વારંવાર ચક્રને જોતો વિદ્યાધર ત્યાંથી નાસવા લાગ્યો. મેરૂગિરિ પર, ગુફાઓને વિષે, સમુદ્રમાં, રૂચક દ્વિપમાં દ્વિપાંતરોમાં તથા પાતાળ વગેરે સ્થળોને વિષે તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પૂર્વ જન્મે કરેલાં કૃત્યની માફક ચક્રને પોતાની પુંઠે આવતું જોઇ તેણે તેજ ક્ષણે એક વજ્રનું પાંજરૂં બનાવ્યું; અને તેમાં પ્રવેશ કરીને રહ્યો. તેને પાંજરામાં રહેલો જોઈ ચક્રના અધિષ્ટાતૃ યક્ષો હસતા થકા કહેવા લાગ્યા–'અરે દીન! ચક્રવર્તિની સંગાથે તેં વૈર શું કરવા કર્યું? જ્યારે તે કોપાયમાન થાય ત્યારે દેવલોકમાં પણ તારૂં રક્ષણ કોણ કરી શકે તેવો છે? હે મૂર્ખ! પક્ષિઓની પેઠે આ પાંજરૂં તેં શું કરવાને રચ્યું છે?' એ પ્રકારે બોલી તેઓ ચક્ર સહવર્ત્તમાન ત્યાંજ રહ્યા. છ માસ સૂધી અનિલવેગ તે પાંજરામાં રહી પરિણામે બહાર નીકળ્યો કે ચક્રે તેનો શિરચ્છેદ કરી નાખી પુનઃ ચક્રવર્તીના હાથમાં ગયું તે ટાણે ભરતના સૈનિકોએ જય જયનો પોકાર કર્યો.

સિંહરથ તથા સિંહકર્ણને પોતાના સૈનિકોની પ્રત્યે પરાક્રમ કરતા જોઇ ભરતના પુત્ર મેઘનાદ તથા સિંહનાદ બેઉ તેમના સ્હામા આવી લાગ્યા. પછી ચારે વીરયોદ્ધાઓ પરસ્પર એ પ્રકારે લડવા મંડયા કે જેથી ચારે દિશામાં પ્રલય થશે કે શું ? એમ દેવોના મનમાં શંકા ઉત્પન્ન થઈ. તે ચારે પરાક્રમી વીરપુરૂષો વજ્ર જેમ વજ્રની સંગાથે ભીડાય તેમ ત્રણે લોકને ક્ષોભ પમાડતા ભીડાવા લાગ્યા. તેમના આ રણ પરાક્રમથી પોતાના ઘોડાઓ ભય પામ્યા હોય તેમ સૂર્ય અસ્તાચળમાં લીન થઇ ગયો; એટલે સૈન્ય પોતપોતાની છાવણી પ્રત્યે ચાલ્યું ગયું. રાત્રીને વિષે સર્વોત્કૃષ્ટ પુરોહિતે કાકિણિ રત્નના જળવડે ચક્રવર્તી ભરતના સૈનિકોને શસ્ત્ર સંબંધી પીડાઓમાંથી મુક્ત કરી જેમ નવું બળ પ્રાપ્ત થયું હોય તેવા બનાવી દીધા. બાહુબળીના સૈનિકોને ચંદ્ર યશાએ, ચંદ્ર પાસેથી સંપાદન કરેલી વિદ્યાના બળવડે પીડા રહિત કરી દીધા.

બીજા દિવસના સવાર થતાં, જેમના હૃદયમાં પરાક્રમનો ગર્વ છે એવા બેઉ સૈન્યના યોદ્ધાઓ પોત પોતાની ધ્વજાઓવડે આકાશને ખુંદતા સઘળા પ્રકારનાં શસ્ત્રો સજી રણક્ષેત્રમાં આવી પહોંચ્યા. ત્યાં ગિરિ શિખર સરખા મસ્તકવાળો સઘળા વિદ્યાધરોનો અગ્રણી રત્નારી નામનો બળવાન્ યોદ્ધો બાહુબળીના પગમાં નમસ્કાર કરી તેની આજ્ઞા ગ્રહણ કરી હાથમાં લક્ષભારની ગદાને ફેરવતો વાયુ સરખા વેગવડે ગર્જના કરતો દોડયો. જેણે હાથમાં ગદા ગ્રહણ કરેલી છે, એવો તથા યમના સરખો ભયંકર, તાડના સમાન ઉંચો થતા પિંગ નેત્રને પ્રજ્વલિત કરતો, ઉદય સૂર્યના સરખા રક્ત મુખ વાળો, ઝાડની ડાળ સરખા હાથવાળો, શરીરે કપિલ વર્ણની

શીલા સરખી વિશાળ દૃઢ છાતીવાળો, અસંખ્ય વિદ્યાધરોથી વિંટળાએલો, વિકાળમાં વિકાળ તથા ભયંકરમાં ભયંકર તે વિદ્યાધરને દેખી સઘળા સૈન્યના યોદ્ધાઓ થરથર કાંપી ગયા. રત્નારિ વિદ્યાધર પોતાની ગદાના પ્રહારથી હસ્તિઓનો કાંકરાની પેઠે, અશ્વોનો મગતરાની પેઠે, રથનો પક્ષીઓના માળાની માફક; અને પદાતિનો ઝીણા કીડાઓની માફક નાશ કરવા મંડયો. મેઘ નાદની પેઠે ગર્જના કરતો રત્નારિ વિદ્યાધર પ્રલયાગ્નિ સમાન ભરતના સૈનિકોને દુષ્પ્રેક્ષ્ય થયો. એ પ્રકારનું જેનામાં ઐશ્વર્ય છે એવા રત્નારિ વિદ્યાધરને જોઇ ભરતના સૈન્યનો મહેન્દ્રચુડ નામનો વિદ્યાધર ચક્રવર્તીને નમસ્કાર કરી પોતાના હાથમાં લીધેલા ભયંકર મુદ્‌ગરને ફેરવતો ફેરવતો કોપથી તેની પ્રત્યે ધસ્યો. વજ્ર સરખા મજબૂત એવા તે મુદ્‌ગરના હથીઆરના પ્રહારથી મોટા ગિરિ સમાન રત્નારિના પતનથી ભય પામેલો સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં ડુબી ગયો.

રાત્રી થતાં બાહુબળીનું સૈન્ય કમળની માફક સંકોચાયું; પરંતુ બીજે દિવસે પ્રાતઃકાળ થતાં પળવારમાં પ્રફુલ્લિત બની ગયું. યુદ્ધમાં રત્નારિ પડયો; એમ જાણી ક્રોધ યુક્ત થએલો અમિતકેતુ નામનો વિદ્યાધર, હાથમાં ધનુષ્ય તથા ફરશી પકડી બાહુબળીની સેનામાંથી બહાર પડયો. બાણની વૃષ્ટિવડે શત્રુઓના સૈન્યને વિખેરી નાખતા, તે વીરપુરૂષે, વર્ષાદથી કમળનાં મુખ નમી જાય તેમ શત્રુઓનાં મુખકમળને નમાવી દીધાં; તેનું એ પ્રકારનું પરાક્રમ જોઈ મોટો પરાક્રમી સૂર્યયશા ક્ષીરસમુદ્રની પેઠે ગર્જના કરતો અને પ્રલયના સૂર્યની પેઠે તપતો શત્રુ-

ઓના સૈન્યને ચંદ્રની માફક દોષાકર તથા કલંકિત કરતો તથા ખેદ પમાડતો રથારૂઢ થઈ રણક્ષેત્રમાં આવી પહોંચ્યો. સૂર્યયશાની ગર્જનાથી ચક્રવર્તી ભરતના અન્ય સૈનિકો તેના કરતાં વિશેષ ઉત્સાહથી રણભૂમિમાં આવી પહોંચ્યા, અત્યંત વેગથી સન્મુખ આવતા સૂર્યયશાના રથનો ધ્વજદંડ; અમિતકેતુએ પોતાના અર્ધચંદ્રાકાર બાણથી કાપી નાખ્યો. પોતાની ધ્વજા પડી તેને જોઇ ધૂમકેતુના ઉદયની પેઠે સૂર્યયશાએ અર્દ્ધચંદ્રાકાર બાણ મૂકી અમિતકેતુનું માથું કાપી નાખ્યું. તે જોઇ તત્ક્ષણ ભરતના સૈન્યમાં જય જયકાર થઈ રહ્યો. અંતરીક્ષમાંથી દેવોએ સૂર્યયશાના મસ્તકપર પુષ્પની વૃષ્ટિ કરી.

રવાઈવડે દહીનું મંથન થાય તેમ સૂર્યયશાએ બાહુબળીના સૈન્યનું મંથન કરી પોતિકા સેવકવર્ગને પ્રસન્ન કરતો પોતાના સૈન્યમાં આવ્યો. હવે બાહુબળીએ પોતાના ખંડિયા રાજાઓને બોલાવ્યા. વીશકરોડ પેદલ, અશ્વ, રથ તથા હસ્તિઓના અધિપતિ, વૈતાઢય ગિરિના દક્ષિણ પ્રદેશના સ્વામી સુગતિ નામના વીરપુરૂષે બાહુબળીની પાસે આવી તેને નમસ્કાર કર્યો. બાહુબળીની આજ્ઞા થવાથી ત્વરાવડે તે રણક્ષેત્રમાં પહોંચી ગયો. તેને રણમાં ઉતરેલો જોઇ મુર્ત્તિમાન્ ક્ષાત્ર ધર્મજ હોયની શું ! એવો તથા સિંહ સરખો પરાક્રમી શાર્દુલ નામનો ભરતનો પુત્ર વીરરસમાં મશગુલ થઇ સિંહના સરખા બરાડા પાડતો હાથીપર આરૂઢ થઇ રણક્ષેત્રમાં તેના સન્મુખ આવ્યો. યુદ્ધમાં પોતાના ભાથામાંથી કહાડી ધનુષ્યપર બાણ તે કયારે ચડાવે છે ! એટલું પણ કોઇના દેખવામાં આવતું નહતું; પરંતુ શત્રુપર તેના પ્રહાર થતા ત્યારેજ જાણ થતું કે તે બાણ મારે છે. જોનાર લોકોના મ-

નમાં એવા તર્ક ઉઠતા કે–" સૂર્યનાં કિરણોની માફક તેની મુષ્ટિ શું સફળ હશે? કિંવા મેઘની પેઠે તે ધનુષ્યમાંથી બાણની વૃષ્ટિ થતી હશે? અથવા તો ધર્મનિષ્ટ પુરૂષોના અમોઘ સંકલ્પોની પેઠે સ્વેચ્છા મુજબ બાણો ઉત્પન્ન થતાં હશે?"

એ પ્રકારે લોઢાનાં શસ્ત્રોવડે જીતી શકાય નહિ એવા શાર્દુલને દેખી દેવોથી પણ ભેદી શકાય નહિ તેવાં દિવ્યશસ્ત્રો સુગતિએ છોડવા માંડયાં; અને સ્નેહના પાસથી જેમ જીવને બાંધી લે; તેમ નાગપાસથી શાર્દૂલને બાંધી દીધો. જે વડે તેનાથી હાલી ચાલી શકાયું નહિ. ક્ષણવાર તેવી પીડા તેણે સહન કરી લીધી. પછી ઉચ્ચોશ્વાસ કરી સૂર્ય પાસેથી સંપાદન કરેલી વિદ્યાવડે જેમ તે પ્રત્યક્ષ થયો હોય તેમ તેનું ધ્યાન કર્યું: તે વિદ્યાના બળ વડે હાથી જેમ કમલિનીને તોડી નાખે તથા યોગીપુરૂષો નઠારાં કર્મને તોડી નાખે તેમ તડાક દઈ તે નાગપાસ તેણે તોડી નાખ્યો. તે ટાણે વાદળામાંથી પ્રકાશિત થએલા સૂર્યની પેઠે તે શોભવા લાગ્યો. જેવો છુટયો તેવો હાથમાં તરવાર લઇ ક્રોધથી સુગતિ ભણી દોડયો. ત્વરાથી હસ્તિને મૂકી દઇ તેણે પર્વતપર જેમ સિંહ પ્રહાર કરે તેમ સુગતિના માથાપર ક્રોધ ચડાવી તરવારનો ઘા કર્યો. તેના પ્રહારથી જેમ કાચા માટીના વાસણના બે કડકા થાય તેમ સુગતિ વિદ્યાધરના બે ભાગ થઈ ગયા. એ પરાક્રમથી રણક્ષેત્રમાં શાર્દુલનો પ્રતાપ બમણો વધી ગયો. તે ટાણે કમળોનો નાયક સૂર્ય જેમ કમળના બીલવાને સાંખી શકતો ન હોય કિંવા આ કઠોર રણસંગ્રામથી બીન્યો હોય તેમ પશ્ચિમ સમુદ્રમાં ડુબી ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં અરિ રૂપ પદ્મોનો સંહાર કરનાર અત્યંત તેજસ્વી સોમયશા ભરત ચક્રવર્તીના સૈન્યમાં આવ્યો. સઘળાને જીતી શકે તેવો કાળ સરખો ક્રુર તથા ભયંકર એવો તે હાથના ઐશ્વર્યવડે ભરતના સૈન્ય પર તુટી પડયો. તે ટાણે ભરતના સઘળા સૈનિકો એકઠા થઇ અનેક પ્રકારનાં હથીઆરોને વાવરતા સૂર્યની સાથે અંધકાર લડે તેમ તેની સાથે ઘણા આવેશથી લડવા લાગ્યા. સોમયશાએ એવી માયા રચી કે જે જે યોધ્ધો પોતાની આંખો ખુલ્લી કરી જુએ, તે તે પોતાની સ્હામે સોમયશાને લડતાં દેખે. જો કે તે એક છતાં અનેક રૂપે જણાઈ હરણાંની સાથે સિંહ યુદ્ધ કરે તેમ સર્વની સાથે યુદ્ધ કરવા લાગ્યો. એક ક્ષણમાં વંટોળિયો જેમ જળ પ્રવાહમાંથી જળ બિંદુઓને છુટા પાડી અવળે માર્ગે દોરે તેમ ચક્રવર્તીના સૈન્યના યોદ્ધાઓને છુટા કરી નાખી અવળે માર્ગે ચડાવી દીધા. એ પ્રકારનું સોમયશાનું પરાક્રમ જોઇ સૂર્યયશાનો દીકરો સુરરાજ બળના ઉદ્ધતપણાથી સન્મુખ દોડી આવ્યો. એક બીજાપર જય સંપાદન કરવાને ઇચ્છિતા તે બેઉ વીરપુરૂષો એકઠા થયા તે ટાણે પળવાર તો સર્વના મનમાં પ્રલય થવાની ભ્રાંતિ થઇ. તેમનાથી ભય પામેલો સૂર્ય, અસંખ્ય કિરણવાળો છતાં અસ્ત થઇ ગયો તે તેને જોવાના કૌતકને લીધે બીજે દિવસે ઉદયને પામ્યો. આ બીજા દિવસના યુદ્ધમાં શબ્દબન્ધુ અને વીરબન્ધુ; મહાબાહુ અને સુબાહુ, ધૂપઘટ અને ધૂમકેતુ, જયવીર અને મહાજય, ચાલુક અને ત્રિલોક, કામભોજ, તથા ચંદ્રક; એ પ્રકારે ભરત અને બાહુબળીના યોદ્ધાઓ દ્વંદ્વ પણે રણમાં પડી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. પોતાના રાજાઓના જોતાં છતાં બેઉ પક્ષના

બીજા કેટલાક યોદ્ધાઓ રણક્ષેત્રમાં જય પરાજય પામવા લાગ્યા. એ પ્રકારે બેઉ સૈન્યના સૈનિકો એકઠા થતાં બાર વર્ષ સૂધી મોટું દારૂણ યુદ્ધ પ્રવર્ત્યું.

બાર વર્ષ વીત્યા પછી એક દિવસ વ્હાણું વ્હાએ વાજીંત્રોનો નાદ શ્રવણ કરી સઘળા યોદ્ધાઓ પોતાનાં શસ્ત્રોના પ્રહારની વૃષ્ટિ કરતા ક્રોધથી રણક્ષેત્રમાં આવ્યા. ચક્રવર્તી ભરતનો પુત્ર કાળસેન તથા વૈરિસેન તથા બાહુબળીના પુત્ર મહાયશ તથા સિંહસેન, વળી ભરતના પુત્ર કાળમેઘ અને માહાકાળ વળી બાહુબળીના પુત્ર સિંહસેન તથા વિક્રમસેન રણક્ષેત્રમાં યુદ્ધને અર્થે આવ્યા. પરસ્પર યુદ્ધ ચાલતાં તેઓના રથના શબ્દથી પૃથિવી ધ્રુજવા લાગી. તેઓના બાણુના પ્રહારવડે અંતરીક્ષના દેવો ભય પામવા લાગ્યા. સિંહના સરખી તેઓની ગર્જનાથી શાર્દૂલ ઈત્યાદિ પ્રાણિઓ હરણુની પેઠે બીને નાસી ગયાં. તેમના હાથના પ્રહારથી ગિરિઓ ચીરાવા લાગ્યા એવામાં ચક્રવર્તી ભરતના મોટા પુત્ર સૂર્યયશાએ પ્રલયમાં ક્ષુભિત થએલા સમુદ્રની પેઠે મોટા ધ્વનિથી ગર્જના કરી હસતા થકા તે બળવાન્ પુરૂષે પોતાના હાથમાં ધનુષ્ય પકડી બાણુની મેઘની પેઠે ધારા કરવા માંડી. તે વડે બાહુબળીનું સૈન્ય મૂર્છા પામી ગયું. ત્યાર પછી વાયુની પેઠે ત્વરિત એવો તે હાથીઓનો નાશ કરતો મૂર્તિરૂપે યમ હોય તે પ્રકારે યોદ્ધાઓનાં ટોળાંનો નાશ કરતો, અસંખ્ય રથને ભાંગી નાખતો તથા અશ્વોને ભ્રમણ કરાવતો; તથા રથના ચક્રના ધ્વનીવડે ભૂમિને ક્ષોભ પમાડતો, શૂર પુરૂષોના મૃતક દેહથી ગીધ જાતનાં પક્ષીઓને તથા શીઆળોને લલચાવતો, કોઇથી સહન ન થઈ શકે એવા પરાક્રમવડે પોતાના સ્વામીને ય પમાડતો, મોટા

શત્રુ રાજાઓને નિર્મૂળ કરતો, વળી પોતાના સન્મુખ થાય તેમને બાળી મૂકતો, સૂર્યયશા બાહુબળીના સૈન્ય પ્રત્યે દોડયો. એ પ્રકારે સઘળા સૈન્યનો પરાભવ કરનારા સૂર્યયશાને જોઇ બાહુબળીને કોપ ઉત્પન્ન થવાથી જાતે રણક્ષેત્રમાં આવ્યા. એક ક્ષણમાં તેઓએ પૃથિવીતળને માથાંથી, આકાશને અસ્ત્રથી અને દિશાઓને રૂધિરથી ચકચૂર કરી નાંખી. 'હે વત્સ ! તારા મુખમાંથી હજી ધાવણ સુકાયું નથી, તેમ છતાં મારા આવડા મોટા સૈન્યનો તું અનાદર કરે છે. જો કે તેથી હું હર્ષ પામું છું, તારા સરખા પુરૂષાર્થી પુત્રોથી મારો વંશ ઉચ્ચ સ્થિતિમાં છે. પણ તું જાણે કે ત્રણ ભુવનમાં હું કોઇ એવો નર જોતો નથી કે મારા કોપને સહન કરવા સમર્થ હોય. હમણાં તું મારી નજર આગળથી વેગળો થઇ જા. કારણ કે મારે તું મારા પુત્ર સોમયશા સમાન છું.' એ પ્રકારે તેનો અનાદર કરવાની પેઠે બાહુબળીએ કહેલાં વચનો શ્રવણ કરી સૂર્યયશા બોલ્યો–'કાકા ! આજનો દિવસ મને શુભકારી છે; આપ મારા પિતા સમાન છો, ભક્તિભાવથી હું આપને નમન કરૂં છું; પરંતુ આપને વિદિત કરૂં છું કે–મારા પિતા દિગ્વિજયને માટે નીકળ્યા ત્યારે મને અયોધ્યામાં રાખીને ગયા હતા. માટે રણસંગ્રામ જોવાનો અવકાશ મને મળ્યો નથી, માટે આપ મારા પર મહેરબાની રાખી આ પુત્રના હાથનું ઐશ્વર્ય તો જુઓ.' એ પ્રકારે બોલી પોતાના ધનુષ્યનો ટંકારવ કર્યો. તે ટાણે અંતરીક્ષના દેવો ત્રણ લોકના પ્રલયની શંકાથી ભ્રાન્તિયુક્ત થઇ એક બીજાપર પડી જવા લાગ્યા. તેજ ક્ષણે દેવોએ વિચાર્યું કે–એકજ દેહના બેઉ હાથની માફક આદિ પ્રભુ ઋષભના પુત્રોને પરસ્પર યુદ્ધ થવું ઘટિત નથી.

એવો નિશ્ચય કરી તેઓ અંતરિક્ષમાંથી પૃથિવીપર ઉતરી બેઉ સૈન્યના સુભટો પ્રત્યે બોલ્યા—' અરે સુભટો ! અમે જઇને તમારા બેઉ પક્ષના નાયકોને શિખામણ આપીએ ત્યાં સુધી તમારા બેઉમાંથી જે કોઇ યુદ્ધનો આરંભ કરે તેને યુગના આદિ પ્રભુ ઋષભ ભગવાનના સમ છે.' પ્રભુના સોગંદ આપેલા જાણી બેઉ પક્ષના વીરપુરૂષો ચિત્રમાં લિખિત હોય તેમ સ્તબ્ધપણાને પામી ગયા. પછી દેવો ચક્રવર્તી ભરતની પાસે આવી કહેવા લાગ્યા—' હે છ ખંડ ભરતના સ્વામી ! ચક્રવર્તીઓના માથાના મણિ એવા હે ભરતરાજન્ ! આપનો જય થાઓ. ( એ પ્રકારનો આશીર્વાદ આપી દેવતાઓ કહેવા લાગ્યા ) હે રાજાઓના ઇંદ્ર ! આપે છ ખંડ પૃથિવીનો જય કર્યો છે, તે ટાણે દેવમાંથી પણ કોઈ આપની સન્મુખ થયું નથી, તો પછી આપ બેઉ જણા ઋષભ ભગવાનના પુત્ર છતાં પોતે પોતાના હસ્તનો વધ કરવાને કેમ ઇચ્છો છો ? આપના પિતાશ્રીએ આ સૃષ્ટિનું નિર્માણ કરેલું છે. તેમનાજ પુત્ર થઇ સૃષ્ટિનો સંહાર કરવો એ શું આપને વાજબી છે ? આપનો કનિષ્ઠ બન્ધુ બાહુબળી આપને રણસંગ્રામમાં પધારેલા જોઇ આવેલ છે; જો આપ પાછા વળશો તો તે અવશ્ય પાછો જશે. જો કે નિરંતર કારણ શિવાય કાર્ય હોઇ શકતું નથી. માટે હે પૃથિવીપતે ! વિશ્વનો સંહાર કરે તેવા યુદ્ધમાંથી આપ વિરામ લ્યો. આપ સરખા વિદ્વાનનું પ્રાગટ્ય વિશ્વના આનંદ અર્થે છે.' એ પ્રકારે ભરતને શિખામણ આપી દેવો ચુપ રહ્યા; એટલે ચક્રવર્તી ભરતજી બોલ્યા—' હે દેવો ! સંગ્રામનું કારણ તમને ખબર છે કે જાણ્યા શિવાય તમે મને કહો છો ! તમે સઘળા અમારા પિતાશ્રીના ભક્ત છો અને અમે બેઉ તેમના પુત્ર છીએ; માટે યોગ્યા-

ચોગ્યનો વિચાર કરી ઘટિત આજ્ઞા કરો. હું ઐશ્વર્યવાળો છું, એવા અભિમાનથી કીંવા કંઇ લોભથી કે મત્સરથી યુદ્ધની ઇચ્છા રાખતો નથી; પરંતુ શસ્ત્રગૃહમાં ચક્રરત્ન પ્રવેશ કરતું નથી માટે આ યુદ્ધનો આરંભ મેં કર્યા છે. દિગ્વિજય કરી હું સાઠ હજાર વર્ષે ઘર પ્રત્યે આવ્યો; છતાં તે ટાણે મારો ભાઇ મને મળવાને આવ્યો નહિ. ત્યારે મેં દૂત મોકલી તેમને તેડાવ્યા. તેમાં મારા અઠ્ઠાણું બંધુઓએ કંઈ વિચારથી પિતાના પંથનું અનુકરણ કર્યું. ફક્ત આ એક બાહુબળિ મારી પ્રત્યે અવિનયી જણાયો. પ્રથમ તે પિતાની પેઠે મારી ઉપાસના રાખતો હતો; પરંતુ પ્રારબ્ધ યોગથી આ ટાણે તે મારી આજ્ઞાને પણ ગણકારતો નથી. એક તરફ વિચારૂં છું તો તે મારો ન્હાનો ભાઇ મારૂં અંગ હોય તેવો છે. બીજી તરફ જોઉં છું તો આ ચક્રરત્ન ગૃહમાં પ્રવેશ કરતું નથી. જો કે તે મારો કનિષ્ટ બંધુ મનમોજી છે; છતાં એકવાર મારી સમીપમાં આવે, વળતી તે મારા હસ્તી, અશ્વો, રથ તથા દેશો ખુશીથી લઇ લે; હે દેવો ! હું મોટા કષ્ટમાં છું, માટે આપ ન્યાયની દૃષ્ટિથી વિચાર કરી મને શીખામણ આપો. આપ નરકોટીના પ્રધાન દેવતા છો માટે ન્યાય પૂર્વક કહેશો તે મારે પ્રમાણભૂત છે.’

ચક્રવર્તીનાં ઉપર પ્રમાણેનાં વચનો શ્રવણ કરી દેવતાઓ બોલ્યા—હે રાજન્ ! જો ચક્રરત્ન શસ્ત્રગૃહમાં પ્રવેશ કરતું ન હોય તો તમે નિષેધને યોગ્ય નથી; પરંતુ બાહુબળિ રણસંગ્રામ કરવાનું કહેતા હોય તો તમો બેઉને દ્વંદ્વ યુદ્ધ કરવું કે જેથી વિશ્વના સંહાર થાય નહિ. તેમાં પણ દૃષ્ટિયુદ્ધ, વાણીયુદ્ધ, મુષ્ટિયુદ્ધ તથા દંડયુદ્ધ એ ચાર પ્રકારનું યુદ્ધ તમે કરો. જેથી

તમારો મોભો સચવાય અને જીવહિંસા થાય નહિ.' એ પ્રકારે દેવોએ કહેલું કરવાને ભરતે અંગીકાર કર્યું. વળતી દેવો બાહુબળીના સૈન્ય પ્રત્યે ગયા. ત્યાં ભયંકર મૂર્તિવાળા બાહુબળીને દીઠા. 'યુગના આદિ પ્રભુના પુત્ર બાહુબળીનો જય થાઓ અને આનંદમાં રહો; (એ પ્રકારનો આશીર્વાદ દઈ દેવો કહેવા લાગ્યા.) મહારાજ બાહુબળી ! હાથની ચેળ મટાડવા નિમિત્ત વિશ્વના સંહાર રૂપ આ શું કાર્ય તમે આરંભ્યું છે ! તમે કીર્તિના ભૂખ્યા છો તેમ મોટા ભાઈના ભક્ત છો; તેમ છતાં વડીલની સાથે આ યુદ્ધનો આરંભ શા માટે આદર્યો છે ! હે ભૂપતે ! અમારી સાથે ચાલો અને ભરત સરખા જ્યેષ્ઠબંધુને નમન કરો. ગુરૂજનની સેવા કરવાથી આપને વિશેષ પ્રતિષ્ઠા પ્રાપ્ત થશે. એ પ્રકારે આચરી પોતે મેળવેલી લક્ષ્મીની માફક ષટ્ખંડ ભરતનો ભોગ કરો. આમ કરવાથી જગતમાં તમારૂં વખાણ થશે. અન્યથા વર્ગ અજ્ઞાનીઓમાં રહે છે.' એટલું કહી દેવો છાના રહ્યા. તેમના પ્રત્યુત્તરમાં બાહુબળી બોલ્યા—'હે દેવો ! આપ પિતાજીના ભકત છો માટે સરળ અન્તઃકરણના છો. પૂર્વે જેમ પિતાશ્રીએ યાચકોને અને અર્થીઓને લક્ષ્મી આપી તેમ અમને ભાઈઓને તથા ભરતને પણ રાજ્યસંપત્તિ વ્હેંચીને આપેલી છે. પિતાએ આપેલી રાજ્યસમૃદ્ધિમાં તેમની આજ્ઞા પ્રમાણે સંતોષ માની અમે શાન્તપણે રહેલા છીએ; પરંતુ ભરતે અસંતોષી થઈ આખા ભરતખંડને પોતાને કબજે લીધો એટલાથી સંતોષ ન પામતાં તેણે પોતાના બંધુઓનાં રાજ્યો પણ લઈ લીધાં છે. અને પોતાની મોટાઈ દર્શાવી છે. મિથ્યાપણાથી મૂર્ખ બનેલો મનુષ્ય જેમ અતત્ત્વને વિષે તત્ત્વપણું માને તેમ ભરત

હવે ફાંસુ પિતાના જેવી ગુરૂતા જણાવે છે. પરિણામે મારા રાજ્યને પણ લઇ લેવાની તે રાખે છે. હજી તેના સમજવામાં નથી કે બાહુબળી મારૂં સર્વસ્વ ગ્રહણ કરશે, તેનું ગુરૂત્વ તેણે ખોયું છે, હવે તેની પર ગુરૂબુદ્ધિ રાખી હું ફોગટ તેને શું કરવા નમું! ક્ષત્રીપણાનો ધર્મ બજાવી તે મારી પાસેથી પૃથિવિ ભલે લઇ લે. હે દેવતાઓ! યુદ્ધ નહિ કરનારની સ્હામે કોઇ યુદ્ધ કરતું નથી. મારી કદર્થના શિવાય જેમ તે અત્રે આવ્યો છે તેમ સુખે ચાલ્યો જાય, એનું અર્પણ કરેલું ભરતક્ષેત્ર હું ભોગવું એમ તમે ક્યાંથી શ્રવણ કર્યું; પિતાએ આપેલાથી જેને સંતોષ નથી તેને બીજી રીતે સંતોષ ક્યાંથી હોય! અર્થાત્ નજ હોય. આપ તેનું ભલું ચ્હાતા હો તો લોભથી આંધળા થએલા ભરતને જઇને સમજ પાડો. હું તેના સરખો લોભિયો નથી.' એ પ્રકારની બાહુબળીની વાણી શ્રવણ કરી આશ્ચર્ય પામેલા દેવો કહેવા લાગ્યા–'જ્યાં સૂધી શસ્ત્રગૃહમાં ચક્રરત્ન પ્રવેશ કરે નહિ ત્યાં સૂધી ભરતને યુદ્ધમાંથી કેમ કરીને રોકી શકાય. અને તે યુદ્ધ આદરે તો તમારે અવશ્ય કરવુંજ પડે; માટે તમને પણ રોકી શકાય નહિ. ફક્ત તસૂને અમારે કહેવાનું એટલુંજ કે–તમે બેઉ અધમ પ્રકારે યુદ્ધ ન કરતાં ઉત્તમ પ્રકારે યુદ્ધ કરો.' દેવતાઓનું તે વચન બાહુબળીએ અંગીકાર કર્યું. પછી દેવો રણક્ષેત્રની પાસે અંતરીક્ષમાં યુદ્ધ જોવાને ઉભા રહ્યા.

દેવતાઓના જવા પછી બાહુબળીનો છડીદાર હાથી પર બેસી લાંબો હાથ કરી ઉંચે સ્વરે બોલ્યો–'હે શૂરવીરો! હવે તમે ઇચ્છેલા યુદ્ધથી વિરામ પામો. તમારા ઘોડાઓ તથા હાથીઓને રણભૂમિમાંથી પાછા વાળો. આપણા રાજા બાહુબળી

દેવોના કહેવાથી પોતે બહુ દિવસથી ધારેલું દ્વંદ્વ યુદ્ધ કરવાનું શરૂ કરે છે માટે સઘળા સૈનિકો વેગળેથી તે યુદ્ધ જુઓ.' એ પ્રકારનાં છડીદારનાં વચનો શ્રવણ કરી આપણા હાથ તો ફાંસુ લાંબા થાય છે; એ પ્રકારે માની સઘળા યોદ્ધાઓ સ્વામીની આજ્ઞાથી સ્વેચ્છિત રણક્ષેત્રમાંથી બહાર નીકળી વેગળા ઉભા. ભરતના સૈનિકો પણ એજ પ્રકારે યુદ્ધથી વિરામ પામી ચિંતવવા લાગ્યા–'આપણે યુદ્ધ કરવાને તૈયાર છીએ છતાં આપણા સ્વામી દ્વંદ્વ યુદ્ધ શા માટે કરતા હશે ! સઘળું સૈન્ય જ્યારે નાશ પામે અગર નાસી જાય ત્યારે રાજાને પંડે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે; કારણકે રાજા સર્વ પ્રકારે સૈન્યવડે સુશોભિત તથા રક્ષણ થવા યોગ્ય છે. ત્રણે ભુવનમાં આપણા સ્વામી સમાન કોઈ બળવાન્ નથી. તેમનાથી વિશેષ આ બાહુબળી જણાય છે; માટે આપણને સંતાપ થાય છે.' એ પ્રકારે સઘળા સૈનિકો વારે વારે મળી ચિંતા કરતા હતા. તેમને દેખી ભરતે પોતાનું ઐશ્વર્ય જણાવા માટે તેઓને આજ્ઞા કરી. 'હે યોદ્ધાઓ ! મારા હુકમથી તમે સઘળા એક મોટો ખાડો ખોદો.' એ પ્રકારે તેમની પાસે એક મોટો વિશાળ ખાડો કરાવ્યો. પછી લોઢાની શૃંખલાથી પોતાનો ડાબો હાથ બાંધી બળવાન્ એવા ભરત તે ખાડની નજીક બેઠા. વડની મૂળાડીઓથી વિંટાએલા વડની પેઠે સેંકડો સાંકળોથી બધે શરીરે વિંટાએલા ભરતજી કિરણોથી વિંટાએલા સૂર્યના સરખા દીપવા લાગ્યા. ત્યાર પછી ભરતે પોતાના સૈનિકોને આજ્ઞા આપી કે–'તમે સઘળા પોત પોતાનાં વાહનો તથા પોતાના બળથી મને આકર્ષી આ ખોદેલા ખાડામાં પાડી દો; જેથી તમોને મારા પરાક્રમનો નિશ્ચય થઈ જશે ખરૂં

જાણ્યા પછી ખોટી ભ્રાન્તિનું સ્વપ્ન તમને મિથ્યા લાગશે.' એ પ્રકારે સઘળા રાજાઓના મુકુટમણિ એવા ભરતે આજ્ઞા આપી કે સઘળા રાજાઓ તે સાંકળો ઝાલી ભરતને પુનઃ પુનઃ ખેંચવા માંડયા પરંતુ ભરતજી પોતાનું સ્થાન મૂકી જરા પણ આઘા ખસ્યા નહિ. પછી તેમણે પોતાનો હાથ લગારેક પાછો ખેંચ્યો કે સઘળા વીરપુરૂષો પોત પોતાનાં વાહનો અને પરિવાર સુદ્ધાં વેલીને લટકેલાં પક્ષીઓની માફક સાંકળે ખાડામાં લટકી પડયા. પોતાના રાજાના ઐશ્વર્યનો આટલો બધો મહિમા જોઇ હર્ષને પામેલા તે વીરપુરૂષો રણક્ષેત્રથી દૂર થયા અને સાક્ષી હોય તેમ સમીપમાં સ્થિત થયા. દેવ લોકોએ રણક્ષેત્રની પૃથિવી સુગંધિ જળ છાંટિ સુવાસિત કરી મૂકી; તથા પંચરંગી પુષ્પોની વૃષ્ટિથી સુશોભિત કરી. પછી ભરત તથા બાહુબળી પોત પોતાના હાથીઓ પરથી હેઠા ઉતરી રણક્ષેત્રમાં આવ્યા. આરંભમાં દૃષ્ટિયુદ્ધની પ્રતિજ્ઞા કરી એક બીજાની સન્મુખ સ્થિત થયા. આંખો મટમટાવ્યા વગર એક બીજાના સ્હામી નજર કરી ઉભેલા બેઉ વીરપુરૂષો, જાણે અન્યોન્ય 'ઘણા વખત સૂધી એકી નજરે ન જોઇ શકાય;' તે દોષને કહાડી નાખતા હોય તેવા દેખાતા હતા. ગિરિ સરખા ઉંચા તે બેઉ એક બીજા સ્હામે પોતાનાં નેત્રો પહોળાં રાખી તાંબાના સરખાં રકત મુખ કરી રહ્યા હતા; જેથી હમણાં કામદેવને ગળી જશે એવા ભયંકર દીસતા હતા. એ પ્રકારે એક બીજાને નિહાળતાં પ્રાતઃકાળના સૂર્ય સદૃશ આકૃતિવાળું ભયંકર એવું બાહુબળીનું મુખ જોનાર ચક્રવર્તી ભરતનાં નેત્રમાંથી આંસુ પડી નેત્ર મીચાઇ ગયાં. તે દેખી ભરતના સૈનિકોનાં મ્હોડાં નીચાં થઇ ગયાં અને બાહુબ-

બીના સૈનિકો સ્પર્દ્ધાથી ઉંચાં મ્હોડાં કરવા લાગ્યા. ભરતનું મ્હોડું નીચું થએલું જોઇ બાહુબળી કહેવા લાગ્યા—"હે બંધો ! ક્ષોભ શા માટે કરો છો ? હવે મારી જોડે વાણીથી યુદ્ધ કરો.' પગના પ્રહારથી જેમ સર્પ છંછેડાય તેમ બાહુબળીનાં વચનો સાંભળી ક્રોધયુકત ભરતજી બોલ્યા—" અરે ! હે આત્મ વિજયી ! વાણીયુદ્ધ કરવાને હું તત્પર છું." એ પ્રકારે કહી અંતરીક્ષથી ગ્રહમંડળને તોડી પાડતો, અને સર્વને ભય ઉત્પન્ન કરતો, મંદરગિરિએ ક્ષુભિત કરેલા સમુદ્રના શબ્દ સરખો, ઐરાવત હસ્તીની ગર્જના સમાન, અને પ્રલય સમયના મેઘની પેઠે મોટો ઘોર એવો સિંહનાદ ભરતે કર્યો. તેમના શબ્દથી કુળગિરિઓનાં શિખરો ધ્રુજી ગયાં. સમુદ્રનાં જળ આકાશ પર્યંત ઉછળ્યાં. મોટા સર્પો પાતાળમાંથી પણ નીચે ઉતરી ગયા. સિંહ ઇત્યાદિ ક્રૂર જંતુઓ ગુફાની અંદરની ગુફાઓમાં ઉતરી પડયાં. નઠારી મતિના મનુષ્યો જેમ સારી બુદ્ધિનાં મનુષ્યોને ગણકારે નહિ તેમ અશ્વોએ પોતાની લગામોને ગણકારી નહિ. જેમ વાતયુક્ત પુરૂષો તીખાશને ગાંઠે નહિ તેમ હાથીઓએ અંકુશને ગાંઠયા નહિ. જેમ ચાડિયા પુરૂષો સદુપદેશને માને નહિ તેમ રથના અશ્વોએ રેનોની દરકાર રાખી નહિ. જેમ પિશાચ વળગ્યાં હોય તેમ ખચ્ચરોએ ચાબુકોના પ્રહારને ગણકાર્યા નહિ. સઘળા સૈનિકો ભ્રમણ કરતા હોય, મૂર્છાને વશ થયા હોય, જડ બન્યા હોય, અગર સઘળાથી વિમુખ થયા હોય તેવા બની ગયા. એ પ્રકારનું ભરતનું પરાક્રમ જોઈ બાહુબળીએ કોપયુક્ત બની પોતાના ઐશ્વર્યના અભિમાનથી બ્રહ્માંડને ચીરી નાંખે એ પ્રકારનો સિંહનાદ કર્યો. તેના શબ્દથી પોતાને મથનારા

મંદરગિરિના શબ્દની ભ્રાન્તિથી ભય પામેલા ક્ષીરસમુદ્રના જંતુઓ સમુદ્રને તળીએ જતા રહ્યા. ઈંદ્રે મુકેલા વજ્રની શંકાથી પોતાને નાશ થવાની બીકે કુળગિરિઓ ધ્રુજવા લાગ્યા. ત્રણે ભુવનના લોકો વ્યાધિગ્રસ્ત થયા હોય અગર અંદર કંઈ શલ્ય થયું હોય તેમ જડપણાને પ્રાપ્ત થયા. ક્ષણેક સમય જતા પછી દેવાંગનાઓને પોતાના સ્વામીઓના વક્ષ સ્થળનો આશ્રય આપનારો તથા કેણી ગમ ગતિ કરવી ! એવી શંકાયુક્ત કરનારો દુઃખથી પણ સહન થઈ શકે નહિ તેવો સિંહનાદ ભરતે પુનઃ કર્યો. તેજ ક્ષણે સાંભળતાના કાનમાં ધાક પડે અને બેહેરાંના કાન ઉઘડી જાય એ પ્રકારે સિંહના સરખો નાદ બાહુબળીએ કર્યો. ફરી ફરીને એ પ્રકારે સિંહનાદ થતાં નઠારા મનુષ્યની પ્રીતિ તથા સર્પના શરીરની પેઠે ક્રમે ક્રમે ભરતનો શબ્દ ધીમો પડવા લાગ્યો; અને નદીનો પ્રવાહ તથા સજ્જનની પ્રીતિની માફક બાહુબળીનો શબ્દ ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. અન્યોન્ય એમ વાણીનું યુદ્ધ કરતાં શાસ્ત્રવાદની પેઠે પરિણામે બાહુબળીએ સઘળાના દેખતાં ભરતનો પરાજય કર્યો. બાહુબળીના પરાક્રમથી મનમાં ખુશી થએલા દેવોએ તેનાં વખાણ કરી અંતરીક્ષમાંથી તેના પર પુષ્પની વૃષ્ટિ કરી.

વળતી બાહુબળી બોલ્યા–' હે વિશ્વપતિ ! હે મોટા ભુજ વાળા ! આપ જરા પણ પસ્તાશો નહિ. હું કાકતાલિય ન્યાયથી જય પામ્યો છું એમ ધારી મુષ્ટિયુદ્ધ કરવા તૈયાર થાઓ.' એ પ્રકારનાં બાહુબળીનાં વચનો શ્રવણ કરી ભરતના મનમાં આનંદ થયો. અને મુષ્ટિયુદ્ધનો આરંભ કરવા પોતાના હાથનો પ્રહાર કર્યો. કેડ બાંધી ભૂમિને ઉપર નીચે કરતા બેઉ ગજવીર

પગ ચાળવી રમવા લાગ્યા. પવનના વેગથી ઝાડ હાલે તેમ ઉંચા નીચા થતા અંતરીક્ષને તથા પૃથિવીને ગજાવી મૂકતા સિંહ સરખા બરાડા પાડતા હતા. કૂદી, કૂદીને પૃથિવી પર પાટુઓ મારવાથી ભૂમિના આધારભૂત કાચબાને પ્રાણુસંદેહમાં નાખવા લાગ્યા. નજીકમાં રહેલાં બે ઝાડની માફક એક બીજાને મળતા અને છુટા પડતા, તેઓના પગ પ્રહાર વડે મારો નાશ થશે કે શું ! એ પ્રકારના ભયવાળી ભૂમિ તેમના પ્રહાર સહન ન થવાથી બુમ પાડતી હતી. એમ થોડોક સમય બેઉને યુદ્ધ પ્રવર્ત્યું. ત્યાર પછી કોપયુક્ત થએલા બાહુબળીએ ભરતને હાથે ઝાલી એક દડાની પેઠે અંતરીક્ષમાં ઉછાળ્યા. તે ટાણે વ્યાકુળ થએલા દેવો કહેવા લાગ્યા કે–'ભરતે છ ખંડ પૃથિવી તો જીતી હવે સ્વર્ગને જીતવા જાય છે કે શું ! ' એ પ્રમાણે કૌતુક જોતાં છતાં અંતરીક્ષને પ્રકાશ આપતા ભરત ગ્રહમંડળને ઓલંઘી યોગીઓની માફક અદૃશ્યપણાને પ્રાપ્ત થયા. તે ટાણે બેઉ પક્ષના સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો. અંતરીક્ષમાં દેવોનાં મ્હોંડાં ઉતરી ગયાં. બાહુબળીએ વિચાર્યું કે–' મારા બળને તથા સાહસને ફિટકાર છે. રાજ્યલોભ તથા મારા મંત્રીઓને પણ ફિટકાર છે. હવે પસ્તાવો કરવો તે શા માટે જોઇએ ! હવે ભરત પૃથિવીમાં પડતાં છુંદાઇ ન જાય તેને માટે તેમને વચ્ચેથી ઝીલી લઉં. ' એ પ્રકારનો વિચાર કરીને બાહુબળી શૈય્યાના જેવા પોતાના હાથ રાખી પગને ટેરવે પૃથિવીનો સ્પર્શ કરી અંતરીક્ષ ભણી દૃષ્ટિ રાખી સ્થિત થયા. એટલામાં વિજળીદંડ સરખા અંતરીક્ષ પથને પ્રકાશ પમાડતા ભરતને પૃથિવી પર પડતાં બાહુબળીએ પોતાના હાથથી અદ્ધર ઝીલી લીધા. પડતાં

વાંત કોપ યુક્ત થઇ ઉગ્ર મુષ્ટિવડે દેવ તથા વિદ્યાધરોને ત્રાસ પમાડતા ભરતે બાહુબળી ભણી દોડી તેના મસ્તકમાં મુષ્ટિનો પ્રહાર કર્યો. મુષ્ટિ વાગવાથી બાહુબળી કંઇ ચિંતવતા હોય તેમ પળવાર નેત્ર મીચી ગયા; પરંતુ થોડી વારમાં પાછા સાવધાન થઇ પર્વત પર જેમ વજ્ર પડે તેમ બાહુબળીએ ભરતની છાતીમાં મુષ્ટિથી પ્રહાર કર્યો. તે પ્રહાર વડે ભૂમિનો સ્નેહ જાણવાને જાણે ચહાતા હોય તેમ ચતાપાટ પૃથિવી પર પડી ગયા. ભરતને ભોંય પડેલા જોઇ દુ:ખ પ્રાપ્ત થએલા સઘળા સનિકો મુર્છાને વશ થયા. મોટા પુરૂષની વિપત્તિ જોઈ કોણ કષ્ટ ન કરે ! અર્થાત્ સર્વ કરે. તે ટાણે બાહુબળી કહેવા લાગ્યા–' અરે ! દુષ્ટ અભિમાની એવા મેં કુળનો સંહાર કરવા રૂપ આ શું કાર્ય કરવા માંડયું છે ! જો મારા મોટા ભાઇ ભરત જીવશે નહિ તો હું પણ નહિ જીવું. ' એ પ્રકારની ચિંતાવાળા બાહુબળી પૃથિવી પર પડેલા ભરતની સમીપમાં આવી આંસુ ભર્યાં નેત્રથી ચાકરની માફક પોતાના એસથી ભરતને વાયુ ઢાળવા લાગ્યા. ક્ષણ વાર ભરતની મૂર્છા વળી, અને તેને ભાન આવ્યું ત્યારે જોવા લાગ્યા તો ચાકરની માફક પોતાની પાસે બેઠેલા ન્હાના ભાઇ બાહુબળીને અને પીડાતી અવસ્થામાં પડેલા પોતાને દીઠા. ક્રોધ ચડવાથી તત્કાળ ઉઠી ઉભા થઇ ભરતે હાથમાં લોઢાનો દંડ લીધો, તેને માથા પર ભમાવીને ઉગ્ર સ્વરૂપે બાહુબળી પ્રત્યે દોડયા. ઉન્મત્ત થએલો હાથી જેમ પોતાના દાંતવડે દરવાજાના કમાડને અફાળે તેમ ભરતે લોહદંડથી બાહુબળીના મસ્તક પર પ્રહાર કર્યો. ચક્રવર્તીના દંડના પ્રહારથી બાહુબળીના માથામાં મોટો શબ્દ થયો. જેથી જુના વાસણની માફક તેનો મુકુટ ચીરાઇ ગયો.

લોહદંડના પ્રહારની પીડાથી બાહુબળિએ પોતાની આંખો મીચી દીધી. દંડના સહન થઇ ન શકે એવા ઘાતના શબ્દથી સૈનિકોએ પોતાના હાથથી કાન દાબી દીધા. થએલી પીડાને ન લેખવતાં તુરતજ બાહુબળીએ હાથમાં દંડ પકડયો. અને દેવોની સાથે શત્રુતા હોય તેમ તેને માથાપર ફેરવ્યો. જ્યારે તેમણે લોહ દંડને માથાપર ભમાવવા માંડયો ત્યારે દેવોના મનમાં શંકા થવા લાગી કે-' ગિરિ શિખરોને તોડી પાડશે અથવા પૃથિવીને ખોદી નાખશે ! પછી બાહુબળીએ હાથી જેમ પોતાનાં દાંતથી દરવાજાને પ્રહાર કરે તેમ ભરતની છાતીમાં ઘાત કર્યો. જે વડે ભરતનું દઢ એવું કવચ તુટી ગયું. અને આભલામાંથી નીકળેલા સૂર્યની માફક તે શોભવા લાગ્યા. વળતી પ્રલય સમયનો મેઘ જેમ વીજળી રૂપ દંડવડે ગિરિને પ્રહાર કરે તેમ ભરતે બાહુબળીના માથામાં પ્રહાર કર્યો. તે લોઢાનો દંડ હતો છતાં બાહુબળીના શરીર સાથે અથડાવાથી તેનો અપરાધ કર્યો હોય તેમ બીક લાગવાથી ભાગી ગયો. તે દંડના પ્રહારથી બાહુબળી સાથળ સૂધી પૃથવીમાં દટાઈ ગયા; તથા તદાકાર થએલા યોગીની પેઠે ક્ષણવાર વિચાર-શૂન્ય થઇ ગયા. થોડીવારે સ્મરણ આવવાથી કાદવમાં ખુંચેલો હાથી જેમ બહાર નીકળે તેમ પોતે બહાર નીકળ્યા. વળી પોતાનો લોહદંડ તેમણે હાથમાં લીધો. તે ટાણે લોહદંડથી બાહુબળી શું ગ્રહમંડળને અંતરીક્ષમાંથી ભ્રષ્ટ કરી પૃથ્વીમાં પાડશે! અ-થવા ગિરિઓને ચૂરી નાખશે ! કે જનાવરોના માળાની માફક અંતરીક્ષમાં રહેલાં દેવનાં વિમાનોને ભોંય પાડી દેશે ! એવી ભ્રાન્તિ પામેલા દેવો તેના સ્હામી દૃષ્ટિ રાખી ટગર ટગર જોવા લાગ્યા. એટલામાં બાહુબળીએ ચક્રવર્તી ભરતના માથામાં લોહ

દંડનો પ્રહાર કર્યો. તેના ઘાતથી ચક્રવર્તી ભરતજી ગળા સૂધિ ભોંયમાં ઉતરી પડયા, તે ટાણે તે રાહુ ગ્રસ્ત ચન્દ્રના સરખા દીસવા લાગ્યા. ભરતને આમ કંઠમગ્ન દટાએલા જોઇ–' હે ભૂમિ ! તું અમારા રાજાની માફક અમને માગ આપ.' એ પ્રકારે બોલતા ભરતના સઘળા સૈનિકો મૂર્છાવંત થઈ ગયા. 'અહો ! ઇતિ ખેદે, ભાઈના વધથી મને મહા પાપ લાગ્યું. હું દુષ્ટ પુત્ર કે જે મેં પિતાશ્રીનું કુટુંબ કલંકયુક્ત કર્યું.' એ પ્રકારે બાહુબળી પશ્ચાતાપ કરવા લાગ્યા.' એટલામાં પીડાથી મુકત થઇ ભરતજી પૃથિવીમાંથી બહાર નીકળ્યા. પછી ભરતે મનમાં વિચાર કરવા માંડયો કે–' દેવોથી ઇંદ્ર જીતી શકાય નહિ તેમ હરણાંથી સિંહ જીતી શકાય નહિ તથા તારાઓવડે ચંદ્ર જીતી શકાય નહી તેમ રાજાઓથી ચક્રવર્તીને પણ જીતી શકાય નહિ; તેમ છતાં આમ કેમ થાય છે ! મેં પૃથિવીનો વિજય મેળવતાં સાઠ સહસ્ર વર્ષ વ્યતીત કર્યાં તે આ મા ા ભાઇ બાહુબળીને અર્થે ? હમણાં તે મારો નાશ કરવાને તત્પર થએલો છે. એકજ સમયમાં બે વાસુદેવ થઇ શકે નહિ, તેમ એક કાલાવચ્છિન્ન બે ચક્રવર્તીઓ પણ હોઇ શકે નહિ; એ પ્રકારની જિનશાસ્ત્રમાં વાણી ભાખેલી છે. તે શું મિથ્યા થાય ? ના કદિ નહિ ! ત્યારે પૃથિવીમાં ચક્રવર્તી આ બાહુબળિજ ખરો હશે ! હું ચક્રવર્તી નહિ ! અત્યાર સૂધી દિશાઓનો જય સંપાદન કર્યો તે શું એના સેનાધિપ રૂપે આચર્યો ! ' એ પ્રકારે ભરત મનમાં ચિંતવન કરવા લાગ્યા. એટલામાં દેવતાના કણિયા જેમાંથી ખરે છે એવું સૂર્યની પેઠે શોભતું ચક્રરત્ન ભરતના હાથમાં આવ્યું. તેના આવવાથી અવશ્ય ચક્રવર્તી હુંજ છું, એવો જેના મનમાં નિશ્ચય થયો છે એવા

ભરત, ચક્રને ફેરવતાં ફેરવતાં કોપયુક્ત થઈ બાહુબળીની પ્રત્યે બોલ્યા–' હે બાહુબળી! હજી કંઈ બગડયું નથી, અભિમાનનો ત્યાગ કરી દેવોને માનનીય એવી મારી આજ્ઞાનો અંગીકાર કર; તું મારો ન્હાનો ભાઇ છે, માટે તારો સઘળો દોષ હું સહન કરીશ. તારો સંહાર કરવારૂપ ભ્રાતૃવધનું પ્રાયશ્ચિત્ત મને માં લાગો. તિર્યંચ પ્રાણિઓમાં પણ હાથી, હાથી કરતાં વાઘ અને તેથી મોટો અષ્ટાપદ; એમ એકએકની આમન્યા હોય છે, તેમ સઘળા બળવાળા રાજાઓ પોતાથી અધિક પરાક્રમી રાજાના વશમાં રહે છે. હે બાહુબળી! તારે તારા બાહુબળનું અભિમાન કરવું ઘટારત નથી. કારણ કે સઘળા પરાક્રમી રાજાઓ ચક્રવર્તીની આજ્ઞા સ્વીકારે છે, એ પ્રકારના ચક્રવર્તી ભરતનાં વચનો શ્રવણ કરી પોતાના બેઉ સ્કંધ પર દૃષ્ટિ ફેરવી બાહુબળી ધીરજથી ગંભીર વાણીવડે બોલ્યો ' હે આર્ય! આપણા પિતાથી ઉત્પન્ન થએલું પુત્રત્વ તારે વિષે શોભી નીકળતું નથી; કારણ કે ક્ષત્રિય ધર્મને જાણ્યા છતાં આ દ્વંદ્વ યુદ્ધમાં ચક્રનો ઉપયોગ કરે છે. હે મોટા ભાઈ! મારા ઐશ્વર્ય આગળ આ લોઢાનો કટકો શા હીસાબમાં છે? સૂર્યના સ્હામે આગિયાના તેજની પેઠે તે તને શરમાવે છે. તમારા ભુજામાં કેટલું પરાક્રમ છે; તે અત્યાર સૂધીમાં તમે જાણી ચુકયા, હવે આ ચક્રનું બળ જોઇ લો. મનમાં એવી ભ્રાન્તિ રાખશો નહિ કે આ મારો ભાઈ છે; કારણ કે ક્ષત્રીઓનો યુદ્ધ કરવું એજ સંપ્રદાય છે.' એ પ્રકારના કનિષ્ટ બંધુનાં વચનો શ્રવણ કરી કોપાયમાન્ થએલા ભરતે ચક્રને અંતરીક્ષ ફેરવી સકળ જોનારને ત્રાસ આપતું થકું હાથમાંથી છોડી મૂકયું. ચક્રને દેખી બાહુબળી ચિંતવવા લાગ્યો–' મારા

લોઢાના દંડથી માટીની માફક એને ભાગી નાખું; અથવા રમત વડે દડાની પેઠે આકાશમાં ઉછાળું; કિંવા કીર્તિરૂપ વૃક્ષને અર્થે તેને ભૂમિમાં વાવી દઉં, અથવા ચંચળ ચકલીના બચ્ચાની પેઠે હાથમાંજ પકડી લઉં; અરે ! મુઠીથી ભાગી નાખી દિશાપાર ફેંકી દઉં ! એનું પરાક્રમ કેટલું છે, તે તો પ્રથમ જોઉં, વળતી જેમ થવું હશે તેમ થશે. એ પ્રકારે બાહુબળીનો વિચાર ચાલતો હતો, તેટલામાં તેજના ભભુકાભેર તે ચક્ર બાહુબળીની પાસે આવી પહોંચ્યું. તેની પ્રદક્ષિણા કરી પાછું બાહુબળીના કરમાં આવ્યું. મતલબ કે ચક્રવર્તીના ગોત્રીને તે પ્રહાર કરતું નહતું, તો તદ્ભવ સિદ્ધિયુકત બાહુબળી પર તે કેમ ચાલી શકે ? બાહુબળીને ઘણો ક્રોધ ચડવાથી તેણે વિચાર કર્યો–" ચક્ર તથા તેના રક્ષણ કરનારા એક સહસ્ર યક્ષોનો તથા અન્યાયી એવા આ તેના સ્વામીને એક મુષ્ટિ મારી ચૂરે ચૂરા ઉરાડી મૂકું.' એ પ્રકારે વિચારી બાહુબળીએ પ્રલય સમયે ઇંદ્રે છોડેલા વજ્રની માફક એક મુંઠી ઉગામી અને તે ભરતની પ્રત્યે દોડયો પણ સમુદ્ર જેમ મર્યાદાવાળી પૃથિવીમાં ગતિ કરતો રોકાઈ જાય તેમ બાહુબળી ચક્રવર્તી ભરતની સમીપમાં આવી અટકી પડયા. પછી સ્થિર ચિત્તથી ચિંતવવા મંડયા. અરે ઇશ્વર ! એવા રાજ્યને ખાતર આ જન્મ તથા આવતો જન્મ બેઉનો નાશ એવો ભ્રાતૃવધ કરવાને હું તૈયાર થયો છું. આ હું શું કરૂં છું ? મોટાનો સંહાર કરવાથી અને ન્હાનાને છેતરવાથી વિશેષ રાજ્યનો લાભ થતો હોય તે મારે નિરૂપયોગી છે. ઉપર, ઉપરથી દેખીતાં સુખને અર્થે ભ્રાન્તિ પામેલા દુષ્ટ પુરૂષો નરક પ્રાપ્ત કરનારાં કાર્યોમાં હમેશાં આશકત રહે છે. તે પ્રકારે

ન હોય તો પિતાજી આ રાજ્યસુખનો ત્યાગ શું કરવા કરે ! આજથી હું હવે પિતાશ્રીના માર્ગનું અનુકરણ કરૂં.' એ પ્રકારનો અન્તઃકરણમાં નિશ્ચય કરી સ્વેચ્છાથી વર્તનાર બાહુબળી આંખો માંથી નીકળતાં ઉનાં આંસુઓવડે પૃથિવીને પલાળતા ભરત ચક્રવર્તીને કહેવા લાગ્યા. 'હે મોટા ભાઇ ! હે સ્વામિન્ ! મેં આપને રાજ્ય સારૂ ઘણો પશ્ચાતાપ આપ્યો. તે મારાં નઠારાં આચરણની મને ક્ષમા આપો. હવે હું પિતાના પંથનું અનુકરણ કરીશ. મને રાજ્યની કંઇ દરકાર નથી.' એ પ્રકારે બોલી જે મુંઠી વાળી હતી; તેજ મુંઠીથી પોતાના શિરના કેશનો લોચ કીધો. તુરતજ સાધુ, સાધુ, એ પ્રકારે શબ્દનો ઉચ્ચાર કરતા તેમના પર દેવોએ ફૂલની વૃષ્ટિ કરી. દિક્ષા વ્રત્તને લીધેલા બાહુબળીએ વિચાર્યું કે—' આ સ્થળેથીજ અક્ષય સુખનું નિદાન એવા પિતાજીના પદમાં ગતિ કરૂં, નીકર આ સ્થળમાં સ્થિતિ કરૂં. કારણકે પિતાશ્રીની સમીપ ગતિ કરવાથી મારા પહેલાં જેમણે દિક્ષા લીધી હશે એવા કેવળજ્ઞાન સંપાદન કરેલા મારા ન્હાના ભાઈઓમાં મારી હલકાઇ થશે, માટે આ સ્થળમાં નિવાસ કરી ધ્યાનાગ્નિથી ઘાતી કર્મને ભસ્મ કરી કેવળજ્ઞાન પામી પછી ભગવાનની પર્ષદામાં ગતિ કરીશ.' એ પ્રકારનો વિચાર કરી દિક્ષાવ્રત ગ્રહણ કરેલા બાહુબળી પોતાના બેઉ હાથને વિસ્તારી કાર્યોત્સર્ગને વિષે ત્યાંજ સ્થિત થયા.

ઉપર પ્રમાણે કાઉસ્સગ્ગમાં સ્થિર થએલા બાહુબળીને દેખી, પોતાનાં અયોગ્ય કાર્યોથી લજવાએલા ભરત ' શું હું ભોંયમાં પેસી જાઉં ? એ પ્રકારે અધોમુખ રાખી સ્તબ્ધ રહ્યા. આંખમાં આંસુ આણી પોતાના ન્હાના ભાઇ બાહુબળીને નમસ્કાર

કીધો ત્યાર પછી પોતાની નિંદા અને તેમની સ્તુતિ કરતા ભરતજી કહેવા લાગ્યા—'હે ભ્રાત ! જે લાલચ તથા મત્સરવડે ગળાએલા હોય છે, તેમાંનો એક હું પણ છું. કૃપાળુ તથા ધર્મિષ્ટ પુરૂષોમાં પ્રધાન આપ છો. હે ભાઇ ! આપે પહેલા યુદ્ધમાં મારો પરાભવ કર્યો અને ત્યાર પછી વ્રત લેવાવડે રાગાદિ શત્રુઓને જીતી લીધા. માટે આ વિશ્વમાં આપના સરખો અન્ય પરાક્રમી બીજો કોઇ દેખાતો નથી. હે ભાઇ ! મારો ગુન્હો માફ કરી મારી સાથે બોલો. આપ મારા સન્મુખ નજર પણ નાખતા નથી. આપ પૂર્વની માફક મારે વિષે કૃપાળુતા નહિ કરો ? આપ ઋષભ પ્રભુના સર્વોત્તમ પુત્ર છો; કારણકે તેમના પથને આપ અનુસર્યા છો. જો કે હું તે પંથ જાણું છું છતાં હું તેનો અનાદર કરૂં છું. માટે પ્રભો ! મારા પર પ્રસન્ન થાઓ અને છ ખંડ પૃથિવીનો રાજ્યવૈભવ આપ ગ્રહણ કરો. હું આપના સંગ્રામ રૂપી સામ્રાજ્યને સ્વીકારીશ'. એ પ્રકારે બાહુબળીની સમીપ નાના બાળકની માફક રડતા ચક્રવર્તી ભરતને પવિત્ર મતિવાળા મંત્રીઓએ પવિત્ર ગિરાથી ઉપદેશ આપ્યો, એટલે ભરત બાહુબળીના પુત્ર સોમયશાને અગ્રેસર કરી જિન પ્રભુના દેરાસરોવડે શોભતી તક્ષશીલા નગરી પ્રત્યે ગતિ કરવા લાગ્યા. રસ્તામાં જતાં એક બાગમાં વિવિધ પ્રકારના મણિથી બનાવેલું તથા સહસ્ર દાંતા વાળું ધર્મચક્ર એક ચૈત્યમાં સ્થાપન કરેલું જોયું. તેને પ્રણામ કરી સોમયશા કહેવા લાગ્યો—'પૂર્વ સમયે પાપનું હરણ કરનાર શ્રી ઋષભ ભગવાન્ ભૂમિને વિષે છદ્મસ્થ દશાવડે વિહાર કરતા રાત્રિમાં આ સ્થળે સમવસર્યા, તે વાત મારા પિતાના જાણુવામાં આવી ત્યારે તેમણે પ્રતિજ્ઞા કરી કે આવતા દિવસના મ્હા-

ણામાં સઘળા રાજા તથા પ્રજાએ સહિત મોટા ઉત્સવથી હું પિ-
તાને પ્રણામ કરવા જઇશ. પછી તેમણે નગરમાં હુકમ કરી
માંચડા, છજાં, વ્યાપારીઓની દુકાનો, મહોલ્લા તથા રાજમાર્ગો
કપૂર અને ચંદન મિશ્રિત જળવડે સીંચાવી દીધા. માર્ગો કસ્તૂરીના
લેપથી અંકિત કરાવ્યા. પુષ્પનાં તોરણો, વસ્ત્રનાં તોરણો તથા રત્નનાં
તોરણોવડે શોભીતા કર્યા. એ પ્રમાણે તૈયારી કર્યા પછી પ્રાતઃસમયે
શુદ્ધ શરીરવાળા થઈ મારા પિતાશ્રી સઘળી સંપત્તિ, પ્રજાઓ તથા
પરિવારે સહિત અત્રે પધાર્યા. આ સ્થળે આવ્યા તો તો જેમ
સૂર્ય રહિત આકાશ, પુત્ર વગરનો વંશ અને આત્મા વગરનો દેહ
હોય તે પ્રકારે પ્રભુ વિનાનો આ પ્રાસાદ દેખવામાં આવ્યો. તેથી
અન્તઃકરણમાં કષ્ટરૂપ શલ્યથી પીડિત થએલા મારા પિતા આસ-
પાસનાં વૃક્ષોને આક્રંદ કરાવતા પોતે પણ આક્રંદ કરવા લાગ્યા.
"હા! કષ્ટ!! વિલંબ થએલા ધર્મનો નાશ કરનારા મને ફિટકાર
છે; કારણ કે રાત્રિને વિષે આવી મેં પિતાના ચરણમાં વંદના
કરી નહિ. હે પ્રભુ! આપ એકજ વિશ્વમાં વીતરાગ છો. અન્ય
કોઇ જણાતો નથી; કારણ કે પુત્રની પ્રત્યે પણ આપને કિંચિત્
રાગ નથી. અને મમત્વ પણ દેખાડયું નહિ." એ પ્રકારે ઘણો
આક્રંદ કરતા મારા પિતાશ્રીને પ્રધાન મંત્રીઓએ બહુ શિખા-
મણ આપી, પછી ભૂમિપર પડેલી ભગવાન્‌ની ચરણપાદુકાઓને
તેમને નમન કર્યું. હે ચક્રવર્તી! ત્યાર પછી ભગવાન્‌ની ચરણ
પાદુકાઓનો કોઇ સ્પર્શ કરી શકે નહિ તેટલા માટે આ પ્રા-
સાદ બંધાવી તેના પર ધર્મચક્ર રચાવ્યું છે. સૂક્ષ્મ કિંવા ભારે
જે કંઇ ધર્મકૃત્ય કરવું હોય તેમાં રૂડી બુદ્ધિવાળા મનુષ્યે
જરા પણ વિલંબ કરવો નહિ. ધર્મકાર્ય વધારવામાં પણ વાર

કરવી યોગ્ય નથી. એક રાત્રિનો વિલંબ થવાથી બાહુબળી પ્રભુનાં દર્શનથી વિમુખ રહ્યા. એ પ્રકારે શ્રવણ કરી ભરતે તે ધર્મચક્રને વંદના કરી. અને તક્ષશિલા નગરમાં આવી પહોંચ્યા. ત્યાં અસંખ્ય રાજાઓની દ્વારા સોમયશાને મહોત્સવ સહિત અભિષેક કરાવ્યો. સોમયશાથી આરંભી જેમાં અનેક ઉત્તમ પુરૂષો ઉત્પન્ન થયા છે અને જે વંશમાંથી બીજી અનેક શાખાઓ ફુટી છે એવો ચંદ્ર વંશ પૃથિવીમાં ચાલ્યો. રૂપવતી, કુળવતી તથા સુવ્રતા ઇત્યાદિ ચોવીશ હજાર રાણીઓ સોમયશાને હતી તેમને વિષે શ્રેયાંસ વગેરે બહોતેર હજાર પ્રસિદ્ધ પરાક્રમી પુત્રો સોમયશાને થયા. સોમયશા બત્રીશ લાખ ગામ, સો પત્તન તથા ત્રણસો નગરનું રાજ્ય ભોગવવા લાગ્યા. તેના તાબામાં ચુંમાળીશ લાખ હસ્તી, પાંત્રીશ લાખ સૂર્યના અશ્વો જેવા અશ્વો તથા એક કરોડ અને પચીશ લાખ પેદળ સૈન્ય હતું તથા સાતસેં ખંડિઆ રાજાઓ તેના હુકમમાં હતા.

અભિષેક થવા પછી સોમયશા તથા સઘળા રાજાઓએ સત્કાર કરેલા ચક્રવર્તી ભરત ત્યાંથી પોતાના અયોધ્યા નગર ભણી ચાલ્યા. રસ્તાને વિષે કાયોત્સર્ગ કરેલા બાહુબળીના પદમાં નમસ્કાર કરી મહોત્સવવાળી અયોધ્યામાં પધાર્યા. ત્યાં દેવ, દાનવ તથા માણસોનાં ટોળાંએ સેવા થએલા ચક્રવર્તી ભરતજી પિતાની માફક પ્રજાનું પાલન કરવા લાગ્યા. હવે પણે બહુળી દેશનો અધિપ બાહુબળી સઘળાં સાવદ્ય કર્મને ત્યાગી તથા સઘળાં જંતુ માત્રના હિતસ્વી થઇ કાયોત્સર્ગ વડે સ્થિત હતા; તે સ્થિર શરીરવાળા મુનિ મધ્યે ચંદ્ર જેવા બાહુબળીને દેખી દેવો સંકલ્પ કરવા લાગ્યા 'શું આ ધ્યાનસ્થ રત્નમૂર્તિ હશે ! અથવા

પૃથિવીમાંથી કોતરી કહાડેલી પ્રતિમા તો નહિ હોય ! કે અંતરીક્ષ માર્ગથી હેઠે ઉતરેલા કોઇ દેવ હશે !' મુનિઓના સ્વામી બાહુબળી નાકના ટેરવા પર નજર માંડી જિનેશ્વર પ્રભુના પવિત્ર તેજનું ચિંતવન કરતા હતા. મેરૂગિરિની પેઠે સ્થિર રહેવાથી અને આંખની કીકીને પણ ન ફરકાવાથી તથા સાથળ પર્યંત બે હાથને લાંબા રાખવાથી વળી આશ્રવ માત્રને રોકવાથી તથા ચિત્ત અને પ્રાણનો રોધ કરવાથી અત્યંત દીપી ઉઠતા હતા. ગિરિની માફક તે ઋતુઓના સઘળા દોષથી રહિત હતા. રાગ દ્વેષ વિમુક્ત યોગીઓની માફક શીત, તડકા તથા જળથી તેમની મૂર્તિ લેપરહિત હતી. અન્યોન્ય એક બીજા પર સ્વાભાવિક વૈરબુદ્ધિવાળા પ્રાણિઓ પણ ભાઇ ભાંડુની માફક હળીમળી તેમની પાસે ફરતા હતા. બાહુબળીના મસ્તક, દાઢી તથા શ્મશ્રુના ભાગમાં પક્ષીઓએ માળા ઘાલ્યા હતા. મુનિઓના ઇશ્વર એવા બાહુબળી કર્મવેલીઓથી છૂટી વનલતાઓએ વિંટાએલા શોભતા હતા. મેરૂપર્વતની માફક અરણ્ય સમૂહોવડે વિંટાએલા અતિશય તેજવાળા તથા ગંભીર હતા. જેમ સારા મનુષ્યના મનને નઠારો મનુષ્ય ભેદી નાખે તેમ જળવડે વધી ગએલા દાભના અગ્ર ભાગ તેમનાં પગનાં તળિયાંમાં પ્રવેશ કરી ભેદી નાખતા હતા. મુનિઓના સ્વામી એવા બાહુબળીએ રાગ દ્વેષ જીતી સર્વપર સરખો ભાવ રાખી જિન-પ્રભુનું ધ્યાન ધરી, પરોત્કર્ષ નહિ સહન કરવા રૂપ મતિનો ત્યાગ કરી એક વર્ષ સૂધી કાયોત્સર્ગ કરી ઘાતકી કર્મને ભસ્મ કરી નાખ્યો. હવે તેમને કેવળ જ્ઞાન ઉપજવાનો સમય નજીક પ્રાપ્ત થએલ છે, 'માત્ર ગર્વ એટલોજ દોષ રહેલો છે.' એ પ્રકારે વિચારી યુગના આદિપ્રભુ

ઋષભ ભગવાને તેમને ઉપદેશને અર્થે અન્યશિષ્યો સહિત મોટી સતીઓ બ્રાહ્મી તથા સુંદરીને શત્રુતા વગરના તે અરણ્યમાં વિદાય કર્યાં. એક પછી એક એમ તે બેઉ બે'નો તે વનમાં આવી પહોંચી. વાદળાંવડે આચ્છાદિત થએલા સૂર્યની માફક, લતાઓ તથા વેલિયોમાં ઢંકાએલા બાહુબળીને તેમણે વંદન કર્યું. ત્યાર પછી ઋષભ ભગવાને કથેલાં વચનો વડે તેમને કહેવા લાગીઓ—"હે ભાઇ ! વિશ્વના સ્વામી આદિ પ્રભુએ પોતાની છાયાની પેઠે અમારાં મ્હોંડાંવડે તમોને કહાવ્યું છે—જે કોઇ પુરૂષ હસ્તી પર આરૂઢ થાય તેમને જ્ઞાન કેવી રીતે મળે ? વાસ્તે તે મત્ત હસ્તીનો ત્યાગ કરો. અને તેટલા સારૂ અમે આપને કથન કરીએ છીએ કે—હે યુગના આદિપ્રભુના પુત્ર ! તે યુવાવસ્થાવાળા હસ્તી પરથી નીચે ઉતરી પડો. હે બંધો ! આપ મોહને શું કરવા પ્રાપ્ત થાઓ છો. મોહને છોડી દઇ બોધીને પામો."

ઉપર પ્રમાણે ઉપદેશ આપી બન્ને બે'નો પ્રભુ પ્રત્યે આવીઓ. તેણીઓના જવા પછી કહેલાં વચનોને તત્ત્વ બુદ્ધિવડે બાહુબળી વિચાર કરવા લાગ્યા—'એ સાધવિઓ મારી સહોદર છે તથા યુગાદિ પ્રભુની શિષ્યાઓ છે. તેઓ કોઇ દિવસ જૂઠું બોલે તેવીઓ નથી. આ સ્થળે હાથી તો કંઇ છે નહિં; સપ્તાંગ રાજ્યનો ત્યાગ કરી કાયોત્સર્ગથી હું આ અરણ્યમાં નિવાસ કરી રહ્યો છું, અહીંયાં મને હસ્તી ક્યાં થકી હોય ? અરે ! એમ નહિ; હવે મને તેનું બોલવું સમજાયું. મારે વિષે હજી માનબુદ્ધિ રહેલી છે તેજ મોટો હાથી છે. પ્રથમ મેં એવો વિચાર કર્યો હતો કે પ્રભુની નજીક જઇ હું મારા ન્હાના ભાઇઓ કે જેમણે મારા પહેલાં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમને કેમ નમન કરૂં ? આ

મારૂં નઠારૂં આચરણ મિથ્યાપણાને પામો. હું તેઓને પ્રણામ કરૂં છું. અભિમાન કરવાથી સત્કૃત્ય, કીર્તિ, આબરૂ, સંપત્તિ, સ્વર્ગ તથા ચમત્કૃતિવાળું ચક્રવર્તી રાજ્ય એ સઘળાનો નાશ થાય છે. વળી અસદ્‌ગતિ પ્રાપ્ત થાય છે. માન ગ્લાનિનું આપવાવાળું તથા મોટા ગુણને નાશ કરનાર, ધર્મસંપત્તિને હરી લેનાર, પાહાડી વૃક્ષોને મેઘના જળની માફક નીચ ગોત્રમાં મનુષ્યોને ઉન્નત કરનાર, સુષ્ટુ ભાગ્યને હાનિ કરનાર, કીર્તિરૂપી વેલીને છેદવામાં કોવાડારૂવ, મુકિતસુખરૂપી ઉદ્યાનને ભસ્મ કરી દેનાર તથા પુન્યની પંકિતઓરૂપ રાત્રિને ફેડવામાં સૂર્યરૂપ માનનો સજ્જન પુરૂષો ત્યાગ કરે છે. માટે માનને ત્યાગ કરી મારા પહેલાં ચારિત્ર લેનારા મારા ન્હાના ભાઇઓને પિતાની પેઠે હું પ્રણામ કરીશ.' એ પ્રકારનો મનમાં વિચાર કરીને બાહુબળી પિતાશ્રીની પાસે જવાને તત્પર થયા તે ટાણે માનનો ત્યાગ કરનાર બાહુબળીની પ્રત્યે આરંભથી પ્રીતિ રાખનારી કેવળજ્ઞાન સંપત્તિ સમસ્ત વિશ્વના હારદને સમકાળે દર્શાવતી તેમના આત્માને વિષે ઉત્પન્ન થઇ. ત્યાર પછી દેવોએ બક્ષેલા મુનિવેશને ગ્રહણ કરેલા, દિવ્ય એવા સર્વોત્કૃષ્ટ જ્ઞાનને પામેલા બાહુબળી મુનિ યુગાદિ પ્રભુ પાસે જઇ તેમની પ્રદક્ષિણા દઇ તે મુનિઓની મધ્યે શ્રેષ્ઠ એવા બાહુબળી મુનિ કેવળજ્ઞાનીઓની પર્ષદાને વિષે બિરાજ્યા.

એ પ્રકારે બળવાનોથી પણ અધિક બળવાળા બાહુબળીએ એકી કાળે ચક્રવર્તી ભરતને તથા કર્મના સમૂહને જીતી પરિણામે પોતાનામાં માનરૂપી દુર્ગુણ હતો તેનો તત્ક્ષણ ત્યાગ કર્યો.

बलिनांबली समुनिरेवरणे समकालमेवकिलयो ह्यजयत् ॥
भरतंच कर्मभर माशुपरं निजमान मथमुचद्देव न यः ॥ ६६९ ॥

इतिश्री परम जैनाचार्य श्रीधनेश्वरसूरि विरचित् महातीर्थ श्री शत्रुंजय माहात्म्य विषे भरत बाहुबलि संग्राम वर्णन नामनो चतुर्थ सर्ग संपूर्ण थयो.

---

# પાંચમો સર્ગ.

श्रीशत्रुंजयशक्रवारणभवो मुक्तामणिः सच्छ्रियः ॥
श्रेणिः पुण्यनभोमणिः शुभयशोवेणिस्त्रिलोकी गुरुः ॥
श्रीमन्नाभिनरेन्द्रवंशजमणिः श्रीमान् युगादिप्रभुः ॥
देयात्सौख्यमखंडितं कुवलयोद्बोधैकदोषामणिः ॥ १ ॥

શ્રી શત્રુજય ગિરિરૂપ ઐરાવત હાથી થકી ઉત્પન્ન થએલી મુક્તામણિરૂપી સલ્લક્ષ્મીની પંક્તિરૂપ, અને પુણ્યરૂપી આકાશનો સૂર્ય, તથા પવિત્ર યશની વેણિ સરખા, ત્રણ લોકના ગુરૂ એવા શ્રીમાન્ નાભિરાજાના વંશથી ઉત્પન્ન થએલા મણિરૂપ, તથા પૃથિવીમાં બોધ દેવાને એક ચંદ્રરૂપ એવા યુગના આદિ પ્રભુ ( શ્રી ઋષભ ભગવાન્ ) તમને અક્ષય સુખ આપો.

શ્રીમહાવીર સ્વામી ઇંદ્ર પ્રત્યે કહે છે.—" હે ઇંદ્ર ! ચક્રવર્તી ભરતજીએ બહારના શત્રુઓને જીતી લીધા તે મેં તને કહ્યું; હવે અંતરના શત્રુનો પરાજય શી રીતે કર્યો તે, તથા શત્રુંજયગિરિની સંસિદ્ધિ તને કહું તે હમણાં તું શ્રવણ કર કરોડો સૂર્ય સરખી કાન્તિવાળા, ચક્રવાક પક્ષીઓ જેમ સૂર્યનું સેવન કરે તેમ ત્રણભુવનના લોકોથી સેવાએલા, પૃથિવીને પવિત્र

કરતા, તથા ભવ્યજીવોરૂપ કમળોને વિકસિત કરતા શ્રીઋષભદેવ ભગવાન્ સૂર્ય જેમ ઉદયાચળપર આરૂઢ થાય તેમ શત્રુંજયપર પધાર્યા. કલ્પવૃક્ષ, પારિજાત, સંતાનક, હરિચંદન, લવિંગ ચારોળી, આંબા, ચંબેલી તથા આશોપાલવનાં ઝાડવડે પર્વતોનો રાજા શત્રુંજય સુંદર દેખાતો હતો. તેની ચારે બાજુએ નાળિએરીઓ, નાગરવેલનાં પાનના વેલા, સોપારી, કેળ, સલ્લકી, શીમળો તથા શાળનાં ઝાડોથી તેનો દેખાવ રમણીય ભાસતો હતો. સઘળા ગિરિઓનો સ્વામી હોવાને લીધે ચમરી ગાયોના પુચ્છનાં ચામરોવડે તેને વાયુ ઢોળાતો જિન દેહરાસરોનાં ઉન્નત શિખરોપર રાખેલા જવર્ણકળશોરૂપ છત્રોથી તે ઢંકાએલો હતો. તેનાપર રહેલાં હજારો શિખરોવડે જાણે મસ્તકોપર ધારેલા મુકુટની શોભાને પ્રત્યક્ષ આપતો હતો. વિવિધ પ્રકારના મણિઓના કિરણ સમૂહની શોભાથી અંતરીક્ષને ચિત્રવિચિત્ર રંગથી ચીતરતો હતો. નદિઓ, વ્હેળાઓ તથા કુંડ અને વાવ્યોથી દેદીપ્યમાન્ લાગતો. જળાશયોમાં રહેલાં વિકસિત કળળોવડે જાણે સ્વર્ગની શોભાને હસી કહાડતો હોય તેવો લાગતો હતો. કિન્નરલોકની સ્રીઓ કલ્પવૃક્ષની ગાઢી છાયા તળે બેસી પોતિકા સ્વામીઓની સંગાથે આદિનાથ ભગવાનના ગુણાનુવાદ ગાતી હસી. દર્શન કરવાથી જગતને પાવન કરનારા તથા તેનો સ્પર્શ થવાથી પાપના પુંજને બાળી દેનાર પર્વતોનો રાજા શત્રુંજય આંખોનું એક અંજનરૂપ છે. મોક્ષ મેળવવાની ચાહના વાળા અસંખ્ય ગાંધર્વો, સિદ્ધો વિદ્યાધરો, મનુષ્યો, દેવો, દાનવો, સર્પ તથા સિંહ વગેરે જીવો તેનું સેવન કરે છે. અસંખ્ય સિદ્ધલોકોનો નિવાસભૂત તથા અગણિત સુખનો દેનાર, જંતુઓને અનેક ભવસાગરમાંથી તર-

વાને બેટરૂપ છે. તે પાછળ વિંટાએલાં બત્રીશ સહસ્ર ગામથી તે અલંકૃત છે. હમેશાં નીકળતાં સમુદ્રમાંના રત્નોથી તે કંદોરાવાળો છે. છત્રોની પેઠે છાંયડાવાળાં ઝાડોવડે મધ્યાન્હ સમયે પણ ત્યાં તાપ લાગતો નથી. સોરઠ દેશની અંગનાઓના સુંદર સ્વરથી તેના પર રહેલા દેવતાઓ, મનુષ્યો તથા નાગકુમારો આનંદિત થાય છે, પર્વતોનો રાજા શત્રુંજય મૂળમાં પચાસ યોજન વિસ્તારવાળો છે. શિખરમાં દશ યોજન પહોળો તથા ઉંચાઈમાં આઠ યોજનનો છે. એ પ્રકારના ઉત્તમ પર્વત પર ભગવાન્ ઋષભદેવજી બિરાજ્યા. તેઉની પછવાડે ઉત્કૃષ્ટ ગતિની સરખા પુંડરીક ઇત્યાદિ મુનિઓ, તથા સુંદરી જેમાં મુખ્ય છે. એવી સાધ્વીઓ બિરાજી. ઘણું કરીને ક્ષેત્રને શુદ્ધ બનાવતા હોય તેમ નિશામાં રાયણ તળે બિરાજ્યા. પોતાનાં આસનો ધ્રુજવાથી પ્રભુને પધારેલા જાણી દેવોએ સવારમાં ગિરિપર આવી સંસારનો ત્રાસ લાવનાર જીવોને શરણભૂત એવું સમવસરણ બનાવ્યું. એક પ્રહર પર્યંત પ્રભુએ દેશના દીધી, પછી પ્રભુના ચરણમાં બેસી પુંડરીક ગણધરે નીચે પ્રમાણે ઉપદેશ કર્યો—“ તીર્થો, તીર્થંકર, ગુરૂસેવા, ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા, દયા, સત્પાત્રને જોઇ દાન આપવું, વ્હાલું વચન બોલવું અને વિવેક રાખવો તે આસ્તિકોનાં લક્ષણો છે. આર્ય એટલે પવિત્ર દેશ, માનુષત્વ, લાંબો વખત જીવવું, ક્ષમા, કુળવાન્પણું અને ન્યાયથી સંપાદન કરેલું ધન; એટલાં મનુષ્યોને પુણ્ય મેળવવામાં સાધનરૂપ છે. મનુષ્યનો જન્મ પામી મનુષ્યપણું પ્રાપ્ત થવાથી તેમાં પણ આર્ય દેશમાં અવતરવાથી નઠારાં કર્મ કરવાની રૂચિ થતાં હૃદયને વિષે લજ્જા, ધર્મશાસ્ત્રાં શ્રવણ કરવાનો સંયોગ, કૃત્યાકૃત્યનો વિવેક કરવામ

સ્નેહયુક્ત મતિ, ગુરૂભક્તિ, નિંદાનો ભય, થઇ ગયેલાં પાપને ટાળવાની ઇચ્છા, તથા ઉત્તમ ધર્મમાં હમેશાં રૂચિ થયાં કરે છે. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થો સાધી શકાય એવા મનુષ્ય જન્મની પ્રશંસા કોણ કરી શકે તેમ છે! ન્યાયથી મેળવેલું દ્રવ્ય કોઇ ઉત્તમ એવા દાતાના ઘર વિષે હોય તો તે કૃત્ય કૃત્ય થઇ જાય છે. જો પવિત્ર ભૂમિમાં મનુષ્ય દેહ પ્રાપ્ત થાય અને શુદ્ધ એવા વિવેકીના કુળમાં જો તે થાય તો વધારે વખાણવા લાયક થાય છે. જેઓ ઉદ્યોગ શિવાય એક ક્ષણ પણ પોતાનો કાળ નકામો ગુમાવતા નથી અને હમેશાં ધર્મ કૃત્યો કરવામાંજ પોતાના જીવનનો વ્યય કરે છે; તેવા પુરૂષો આ લોકમાં સારા વિવેકવાળા લેખાય છે. તેઓમાં પણ જે ઉધરસ, શ્વાસ, સંઘરણી, મસા, રક્તપિત તથા તાવ ઇત્યાદિક વ્યાધિઓથી પીડાએલા હોય છે તેમનાથી પુણ્ય કર્મનો સંચય શી રીતે થઇ શકે! ઘણું કરીને સત્વ ગુણ દીનતાને અર્થે, શૌર્ય નાશને માટે, ઉદ્યોગ નઠારી અવસ્થાને અર્થે અને પવિત્ર કુળ પાપ કર્મ કરવાને માટે હોતુંજ નથી–”

ઉપર પ્રમાણેનો ઉપદેશ દઇ રહ્યા બાદ ભગવાને પુંડરીક ગણધર પ્રત્યે કહ્યું—‘તીર્થ માત્રનો રાજા આ શત્રુંજય પર્વત મુક્તિનું ધામ છે. આ ગિરિને વિષે આવેલા જીવો સર્વોત્તમ લોકને સંપાદન કરવાને શક્તિમાન્ થાય છે. માટે તે શાશ્વત્ તીર્થ કહેવાય છે. આ તીર્થમાં હમેશાં અસંખ્ય તીથકરો તથા મુનિઓ પોતાનાં કર્મનો ક્ષય કરી સિદ્ધિપદને વર્યા છે. આ ગિરિને વિષે જે હિંસા કરનારા જીવ છે તેઓ પણ ત્રણ જન્મે કરીને સિદ્ધિને પ્રાપ્ત થયા છે. અભવ્ય તથા પાપાચરણી પ્રા-

ણિઓ આ તીર્થનાં દર્શન પણ કરી શકતા નથી. રાજ્યાદિક બીજા ભોગ પ્રારબ્ધ કર્મે મળી શકે; પરંતુ આ ક્ષેત્ર મળવું અતિ દુર્લભ છે. સઘળા તીર્થંકરો જે ટાણે મુક્તિપદે જશે અને જ્ઞાન પણ ભૂમિમાંથી જતું રહેશે ત્યારે સર્વને શ્રવણ કીર્તનથી ઉદ્ધાર કરનાર માત્ર આ શત્રુંજયગિરિજ બાકી રહેશે. દુખમ સમય પ્રાપ્ત થશે, કેવળજ્ઞાન લુપ્તપ્રાય થશે તથા ધર્મ શિથિલ પડી જશે તે ટાણે આ તીર્થ લોકનું હિતકારક થશે. જે પ્રકારે જિનેશ્વર પ્રભુમાં આદિપ્રભુ, ગિરિઓમાં મેરૂ, તથા દ્વીપોમાં જંબૂદ્વીપ પ્રધાન છે, તેમ સઘળાં તીર્થોને વિષે શત્રુંજય મુખ્ય તીર્થ છે. તીર્થોના નાયક શત્રુંજયગિરિને પોતાના જન્મ ભરમાં જેઓ દેખતા નથી તે મનુષ્યરૂપે બે પગના પશુ જાણવા. અસંખ્ય કેવળીઓ, તથા તીર્થંકરો શત્રુંજયપર આવી મોક્ષપદને પામ્યા છે. હવે પછી થએલા પણ અહીંઆં આવવાથી મોક્ષપદને પ્રાપ્ત થશે. ગત સમયમાં થએલા જે તીર્થંકરો અત્ર પધારેલા છે તેઓ આ રાયણના વૃક્ષ તળે સમોસર્યા છે; ભવિષ્યમાં જેઓ આવશે તેઓ પણ ત્યાંજ સમોસરશે. પહેલું તીર્થ સૌરાષ્ટ્ર, ત્યાર પછી શત્રુંજય પર્વત, પછી આ રાયણનું વૃક્ષ, ત્યાર પછી હાલના વર્તાતા જિન પ્રભુ છે. દુખમ સમયને વિષે સમુદ્રને વિષે વડવાનળ અગ્નિની માફક આ શત્રુંજય ક્ષેત્રનો મહિમા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. માટે તે સર્વમાં મુખ્ય છે. આ ક્ષેત્રમાં અર્હંત્ ભગવંતનું પુષ્પાદિકથી પૂજન અને સ્તવન કર્યું હોય તો તેણે કરેલાં સઘળાં જન્મનાં પાપનો નાશ થઇ જાય છે. અન્ય તીર્થોમાં આચરેલી જિન ભગવાનની સેવા કરતાં આ ક્ષેત્રમાં કરેલી સેવા-પૂજા અનંત ઘણું ફળ આપે છે. એકજ પુષ્પથી આ શત્રુંજયગિરિ પર જિન પ્રભુની પૂજા

કરી હોય તો તેથી સ્વર્ગ તથા મોક્ષનું ફળ વેગળું નથી. અહીંઆં જિનેશ્વરની આઠ પ્રકારની પૂજા રચે તે આ લોકમાં નવનિધિ પ્રાપ્ત કરી પરિણામે અર્હંત જેવો થઇ જાય છે. જિન ભગવાનનું પૂજન, ગુરૂને વિષે ભક્તિ, શત્રુંજયનું સેવન તથા ચાર પ્રકારના સંઘનો સમાગમ કરવાથી મનુષ્ય પુણ્યવાન્ થાય છે કાયિક, વાચિક તથા માનસિક કોઇ રીતે આ ક્ષેત્રમાં ગુરૂનું આરાધન કરે તો તે તીર્થંકરપણાને પામે છે. સાધારણ મુનિઓની ઉપાસના કરી હોય તોય પણ ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિ થાય છે. દ્રવ્ય છતાં જેઓ પૂજન કરતા નથી તેઓનો મનુષ્ય જન્મ તથા સઘળી સંપત્તિઓ વ્યર્થ છે. તીર્થંકરોને પૂર્વ જન્મમાં બોધીબીજના કારણ ગુરૂજ છે માટે જ્ઞાની પુરૂષોને ગુરૂ વિશેષ પૂજવા યોગ્ય છે. શત્રુંજયમાં જે ધર્મ સંબંધી કૃત્યો કરવાં તે ગુરૂની સમક્ષજ કરવાનાં છે. ગુરૂ વગર કરેલી સઘળી ક્રિયાઓ ફળ રહિત થાય છે, માટે ઋણમાંથી છુટવાને ઇચ્છનાર મનુષ્યે ધર્મોપદેશક ગુરૂને અન્ન, વસ્ત્ર તથા જળનું દાન આપી અધિક સત્કાર કરવો. શત્રુંજય પર ગુરૂને અન્ન, જળ તથા વસ્ત્રોનું દાન આપવાથી અને ભક્તિ કરવાથી ઉભય લોકની સંપત્તિ મળે છે. શત્રુંજયપર્વત તથા જીન–પ્રભુની પ્રતિમાઓ એ સ્થાવર તીર્થ છે; અને ગુરૂ છે તે જંગમ તીર્થ છે. માટે ગુરૂ આ ક્ષેત્રમાં અધિક પૂજવા યોગ્ય છે. અભય આપવો, દયા કરવી, પાત્ર જોઇને આપવું, તથા યોગ્ય દાન કરવું, કીર્તિ માટે કરવું, અન્ન આપવું, જ્ઞાનદાન દેવું, ઓસડ આપવું, તથા જળદાન આપવું; એવાં સઘળી પ્રકારનાં દાન આ ક્ષેત્રમાં થાય છે. એમ મતિમાનોએ જાણી લેવું. આ ક્ષેત્રમાં ગરીબોને માટે ભોજનનું સદાવ્રત બાંધે છે તેના ઘરમાંથી

કદી લક્ષ્મીનો નાશ થતો નથી. આ ક્ષેત્રમાં વિશાળ બુદ્ધિમાને મોટી સિદ્ધિના કારણ ભૂત એવું દાન કરવું. દાન આપ્યા શિવાય સંસાર સમુદ્ર તરી શકાતો નથી. સિદ્ધાચળમાં જઇ મનુષ્યે, ગુણને દીપાવનારૂં, સઘળી પ્રકારનાં દુઃખોને ટાળનારૂં એવું મોક્ષનું ધામરૂપ શીળ, કાયા, વાણી તથા મનની પવિત્રતા રાખી આચરવું, પોતાના હાથે પોતાના આત્માને હણનાર પુરૂષ શત્રુંજયગિરિમાં આવી શીળનો ત્યાગ કરે છે તેની શુદ્ધિ વળતી કંઈ પણ કર્યાથી થતી નથી. તે પુરૂષ ચાંડાળ કરતાં પણ ગર્હિત થાય છે. સિદ્ધાચળમાં આચરેલું તપ નિકાચિત્ કર્મનો નાશ કરે છે એકજ દિવસ આ ક્ષેત્રમાં તપ આદર્યું હોય તો આખો ભવ કરેલું પાપ ટાળી દે છે. છઠ્ઠ કે અઠ્ઠમ વ્રત કર્યું હોય તો તો અધિક ફળ પ્રાપ્ત થાય છે જો સર્વ પ્રકારની સિદ્ધિની ઇચ્છા હોય તો આ ક્ષેત્રમાં અધિક તપ કરવું. શત્રુંજય તીર્થમાં આઠ દિવસના ઉપવાસનું તપ આચર્યું હોય તો મનુષ્ય કર્મ થકી મૂકાઇ હઠાત્કારથી સ્વર્ગ તથા મોક્ષનું સુખ સંપાદન કરે છે. જે મનુષ્યે સોનાની ચોરી કરી હોય તે ચૈત્રી પુનમનો એક ઉપવાસ કરવાથી અને વસ્ત્ર ચોરનાર સદ્ભાવથી આંબિલ કરવાથી આ ક્ષેત્રમાં પવિત્રપણાને પામે છે. રત્નની ચોરી કરનાર મનુષ્ય સદ્ભાવથી કાર્તિક માસમાં સાત દિવસના ઉપવાસ કરવાથી સ્વચ્છ રીતે પવિત્ર થઇ જાય છે. રૂપું, કાંસું, તાંબુ, લોઢું તથા પીતળ ચોરનાર મનુષ્ય સાત દિવસ સૂધી પુરિમાર્દ્ધ એટલે મધ્યાન્હ કાળ પછી ભોજન કરવું, એ પ્રકારનું તપ કરવાથી પોતાના પાપથી છૂટી જાય છે. પરવાળાં તથા વિંટીનો ચોરનાર ત્રિકાળ પરમેશ્વરનું પૂજન કરી પખવાડિયા સૂધી આંબિલમાં ઘી તેલ વગેરે રહિત ભોજન કર-

વાથી પાપથી મૂકાઇ જાય છે. ધાન્ય તથા જળ ચોરનાર સુપાત્ર દાનથી પવિત્ર થાય છે. રસવાળાં પદાર્થોની ચોરી કરનાર મનુષ્ય પ્રયોજન પૂરક મહાદાનથી મુક્ત થાય છે. વસ્ત્ર તથા આભૂષણોની ચોરી કરનારો શુભ ભાવના ભાવી જિન ભગવાનની પૂજા કરવાથી જેમ ખાડામાંથી કોઇ બહાર નીકળે તેમ આ ભવરૂપી ખાડામાંથી તેનો ઉદ્ધાર થઇ જાય છે. ગુરૂદ્રવ્ય તથા દેવ દ્રવ્યને હરણ કરનાર મનુષ્ય આ તીર્થમાં પવિત્ર ધ્યાન તથા પાત્રદાન કરવામાં તત્પર થઇ-જિન ભગવાનની પૂજા કરે તો તેનાં પાપ નાશ થઇ જાય છે. કુંવારી કન્યા, દીક્ષા લીધેલી સાધ્વી, પતિત સ્ત્રી, સૌભાગ્યવતી, ગુરૂની પત્ની તથા નહિ ગમન કરવા યોગ્ય સ્ત્રી એટલાંની સાથે ગમન કરનાર પુરૂષ સિદ્ધાચળ ક્ષેત્રમાં આવી છમાસ સૂધી રાત્રિ દિવસ જિનપ્રભુનું ધ્યાન કરવામાં મનનો નિગ્રહ કરી છ માસિક તપ આચરે તો તે સ્ત્રી હોય કિંવા પુરૂષ હોય તોય આચરેલા પાપથકી મુકત થાય છે. ગાય, ભેંશ, હાથી, ભૂમિ, તથા દેવાલયનો હરણ કરનાર સિદ્ધાચળમાં ભકિત ભાવથી જિન–પ્રભુનું સ્મરણ કરી હરણ કરેલી વસ્તુનું દાન કરે તો પવિત્ર થાય છે. અન્યે રચાવેલાં મંદિર, ઘર, બાગ, પુસ્તક અને પ્રતિમામાં પોતાનું નામ લખાવી તે પોતાનું છે એમ માનનારો દુષ્ટ પુરૂષ સામાયકવડે શુદ્ધ એવા આ ધર્મક્ષેત્રમાં કલ્યાણરૂપ આશ્રવ કરીને છ માસિક તપથી પાપના ઢગલાથી મુકત થઇ પવિત્રપણાને પ્રાપ્ત થાય છે. પરમેષ્ઠી પદનુ ચિંતવન, દેવપૂજા તથા દયા રાખવાથી સમકિતવાળો શ્રાવક સઘળી પ્રકારનાં પાપથી મૂકાઇ જાય છે. આ જગતૂમાં એવું એકે પાપ નથી કે સિદ્ધાચળમાં આવી અર્હત્ પ્રભુનું ધ્યાન કર્યે જાય નહિ; તેમ તેવું કોઇ

પુણ્ય પણ નથી કે તે સ્થળે અર્હંત પ્રભુનું ધ્યાન કરવાથી પ્રાપ્ત થઇ ન શકે. આ સ્થળમાં આવી પ્રત્યક્ષ પુણ્ય કર્યું હોય નહિ; પરંતુ પુણ્યની ભાવના ભાવી હોય તોપણ તેનું ફળ મેળવી શકાય છે. શત્રુંજયપર આવી હમેશાં સદ્ધ્યાન ધરવું. સઘળી પ્રકારના વ્યાપારનો સ્વામી મનોવ્યાપાર છે, તેજ વ્યાપાર માણુસને સ્વર્ગ કે નરકમાં પહોંચાડે છે. માટે શત્રુંજય તીર્થમાં આવી કૃષ્ણુ, નીલ તથા કાપોત લેશ્યા આચરવી નહિં; માત્ર તેજો, પદ્મ તથા શુક્લ લેશ્યાઓ કરવી–મતલબ કે તે કર્મ માત્રનો નાશ કરવા વાળી છે. ક્ષુદ્ર જીવોનો પણ વાણી મન કે કાયાવડે કદી દ્રોહ આચરવો નહિ. કારણ કે જીવ હિંસા કરવી તે ધર્મ રૂપ વૃક્ષને વિષે દાવાનળ અગ્નિ મૂકવા સરખું છે. જે પાપી મનુષ્યો કંથુઆ જેવા ઝીણા જીવનો પણ પ્રાણ લે છે તેમને સાતમી નરકે જવા શિવાય છુટકો નથી. હિંસા નરકની દૂતિ છે; માટે સર્વ પ્રકારે તેનો ત્યાગજ કરવો. પારકાને દુઃખ દેનાર મનુષ્યની પાસે ધર્મરાજા કદી જતોજ નથી. અનંતો કાળ સંસારમાં સ્થિત હોવાને લીધે સઘળા જીવો અન્યોન્ય બંધુ જેવા છે; કોઇ કોઇનો દ્વેષી નથી; માટે પોતાના આત્માની પેઠે તેઓનું રક્ષણ કરવું. દેહાન્ત સમય પ્રાપ્ત થયા છતાં શુભમતિમાન્ પુરૂષે કદી જૂઠું બોલવું નહિ. જૂઠું ભાષણ કરનારા મનુષ્ય અપવિત્રથી પણ વિશેષ અપવિત્ર છે. જૂઠું ભાષણ કરનારા મનુષ્યના મ્હોડામાં ફોલ્લા, પરૂ તથા જીવ પડવા વગેરે વ્યાધિઓ પ્રગટ થાય છે. ચપટી પાણી પણ વગર આપે લેવું નહિ. સ્વકીય વગરનો પદાર્થ વગર આપ્યે ગ્રહણ કરવાથી મનુષ્ય નિર્ધન પણાને પ્રાપ્ત થાય છે. બુદ્ધિમાનોએ અદત્તદાન કદી ગ્રહણ કરવું

નહિ. મનુષ્યોને ધન એ પોતાના પ્રાણ છે, જીવનો નાશ થવા કરતાં ધનરૂપ પ્રાણનો નાશ વિશેષ કઠિન છે. સિદ્ધાચળમાં આવી સારા પુરૂષોએ પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કરવો. પછી ઉભય લોકનો ઘાત કરનારી પરકીયાનું સેવન તો થાયજ કેમ! પારકું દ્રવ્ય, પારકી સ્ત્રી, પારકી ચાડી અને પરનો દ્વેષ; એથી મોટું પાપ પ્રગટે છે. વિશેષ પરિગ્રહનો બોજો વધવાથી સમુદ્રમાં જેમ વહાણ ડુબી જાય છે તેમ આ દેહરૂપી નાવ પણ ભવસાગરમાં ડુબી જાય છે. માટે જેમ બને તેમ પરિગ્રહ ઓછો કરવો. જેમ ઓછો થાય તેમ વધારે સારૂં. તેને થોડો કરવાથી તૃષ્ણારૂપ પિશાચી મનુષ્યને છેતરી શકતી નથી. આત્માની માફક સઘળા જીવો પર સમદૃષ્ટિ રાખવી. સમાન ભાવના શિવાય સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે. સમભાવનાને વિષે કુશળ એવાં મનુષ્યને ત્રણે લોક પોતાના તાબામાં વર્તાય છે. તેનો નાશ કરવાને દેવ પણ શક્તિવાળા થતા નથી. પૌષધ પ્રતિમાને પામેલો પુરૂષ પળમાં કર્મ માત્રનો ક્ષય કરે છે અને દિક્ષિત પુરૂષની પેઠે દેવ દાનવો તથા મનુષ્યોને નમન કરવાને યોગ્ય થાય છે. સિદ્ધક્ષેત્રમાં પોસાનો અંગીકાર કરનારને માસોપવાસનું અત્યંત ફળ તથા કેવળજ્ઞાન સંપાદન થાય છે. મુક્તિના રૂડા પ્રકારના વિભાગરૂપ અતિથિઓને જે રૂડે પ્રકારે વિભાગ આપે છે; તે પુણ્યના બળથી નારકી તથા તિર્યંચ ગતિનો પરાભવ કરે છે. સિદ્ધક્ષેત્રમાં જમતી વખતે પ્રાપ્ત થએલ મુનિને અન્નદાન દેવાથી મોક્ષનું સુખ વેગળું થતું નથી. ગુરૂ તથા દેવને વસ્તુ આપ્યા પછી પોતાના ઉપભોગમાં આવે તેજ ખરૂં ભોજન છે, બાકી બીજું પશુઓની માફક ફકત શરીરનું પો-

ષણુ થવા માત્રજ જાણવું. ગુરૂ તથા દેવનું દ્રવ્ય સાત પુરૂષો પર્યંતને નાશ કરે છે. જ્ઞાની પુરૂષે દેવતાનો ખોટારો લેવો; પરંતુ તે ગ્રહણુ કરવું નહિ. ગુરૂ કે દેવદ્રવ્યથી ધનવાળા કહેવાવું અથવા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જવું એ આરંભમાં કદિ સુખકર થાય; પરંતુ પરિણામે ઘણા ઉગ્ર દુઃખને દેનારૂં થાય છે. હમેશા જેઓ દેવદ્રવ્ય તથા ગુરૂદ્રવ્યનો ઉપભોગ કરે છે તેઓની સઘળા તીર્થોની યાત્રા કરવાથી પણુ પવિત્રતા થતી નથી. લોભથી જેમનું અન્તઃકરણુ આંધળું થયું છે એવા પુરૂષો દેવદ્રવ્યનો ઉપભોગ કરવા પછી ગુરૂના દ્રવ્યનો વળી ઉપભોગ કરે છે; તેઓ દરિદ્રતા, દુઃખ, તિર્યંચ તથા નરકની ગતિને પ્રાપ્ત થાય છે. એક ઇંદ્રિવાળા જીવોને જેઓ નકામું મારી નાખે છે, તેને જિનાગમમાં, 'અનર્થ દંડ' કહે છે માટે સર્વથા તેવા અનર્થ દંડથી દૂર થવું. અનર્થદંડનુ આચરણુ આચરવાથી આ ભવસાગરમાં શરણુ વગરનો થઈ જળચર વગેરે પ્રાણિઓ રૂપે થઇ પોતાનાં કર્મથી દુઃખી થાય છે. મોક્ષ સંપાદન કરવાની લાલસા યુક્ત જીવે આ ક્ષેત્રમાં આવી ગિરિપર રહેલાં હરકોઈ વૃક્ષની શાખા, પાંતરાં કે ફળ અથવા તેના ફણુગાને કાપવાં નહિ. સિદ્ધાચળપર સર્વ સ્થળે દેવનો નિવાસ છે; માટે તેનાપર રહેલાં પાષાણુ, ઘાસ તથા વૃક્ષ વગેરે કાપી નાખવાં નહિ. આ શત્રુંજય તીર્થમાં આવી યશરૂપ સંપત્તિને સંપાદન કરેલાં સઘળાં મનુષ્યોએ મુક્તિમય આનંદનો હેતુભૂત અને સઘળા ધર્મો ઐકયમત એવો પારકો ઉપકાર કરે છે તે દેવોની પેઠે સર્વ સ્થળે બાધ રહિત ગતિ કરવાવાળો થાય છે. શત્રુંજય યાત્રાએ આવી જે મનુષ્ય જ્ઞાનજ્ઞાનની તેમ ધર્મગ્રંથોની અન્ન, વસ્ત્ર તથા ચંદન ઇત્યાદિકવડે

પૂજા કરે છે તે સેવા સૂર્યના પ્રકાશની પેઠે તેના અજ્ઞાનરૂપ અંધકારને ટાળી નાખે છે. જ્ઞાનનો સત્કાર કરવાથી જ્ઞાનાવરણિય કર્મનો નાશ થાય છે. વળી મોક્ષસુખનું હેતુભૂત એવું કેવળ-જ્ઞાન પ્રગટ થાય છે. સિદ્ધક્ષેત્રમાં જિનપ્રભુની પેઠે મનુષ્ય જ્ઞાનને પૂજે છે તેણે કરી ઉત્તરોત્તર વિશેષ ફળ મેળવી સઘળા લોકનું પ્રધાનસુખ ભોગવે છે. આ ક્ષેત્રમાં આવી જે રાતે જમે છે; તે જીવને ગીધ, ઘુવડ વગેરે પ્રાણિઓમાં જન્મ થઈ દુઃખના પોટલા ભોગવી પરિણામે નરકમાં જવું પડે છે. રાતે જમનારા કે જેઓ નિરંતર અપવિત્ર છે; તેવા મનુષ્યોનો સ્પર્શ થવો પણ આ ક્ષેત્રને ઘટિત નથી. સિદ્ધક્ષેત્રમાં નિવાસ કરી જે મનુષ્ય સમકિત યુક્ત વ્રતને આચરે છે તેને ધન્યવાદીઓ કરતાં પણ વિશેષ ધન્યવાદ છે. અવશ્ય તે મનુષ્યનો મોક્ષ થાય છે. અન્ય તીર્થોમાં જપ, તપ, તથા દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેના કરતાં કરોડ ઘણું ફળ આ તીર્થનું ધ્યાન કરવાથી થાય છે. આ ક્ષેત્રમાં આવી જે મનુષ્ય ગાડી, ઘોડા ભૂમિ હસ્તી, સોનું રૂપું તથા મણિઓ વગેરેનું દાન દે છે; તે ખુશીથી ચક્રવર્તી અ-થવા ઇંદ્રપણું સંપાદન કરે છે. આ તીર્થમાં જે ઇંદ્રનો ઉત્સવ ઇત્યાદિ પુણ્ય કૃત્યો આચરે છે. તે સઘળી પ્રકારના ભોગ ભોગવી અવશ્ય મોક્ષ સંપાદન કરે છે સઘળાં તીર્થોનો સિદ્ધાચળ રાજા છે; તથા સઘળા પર્વતોમાં તે મુખ્ય છે, માટે મોક્ષપદના આપનાર આ ગિરિરાજનું સેવન કરો, હે મુનિઓ ! આ અ-વસર્પિણી સમયમાં મારાવડે જેમ જગત્‌ની સ્થિતિ છે તેમ ત-મારાવડે આ તીર્થની પ્રસિદ્ધિ વધશે. હઠાત્કારથી અભ્યાસવડે ઇંદ્રિયોનો નિગ્રહ કરી પ્રાણવાયુવડે મનને રોકી પરમપદને વિષે

નિષ્ણાત્ થાઓ. શત્રુંજયમાં ત્રણ પ્રકારના ધ્યાનવડે સ્ફટિક સરખા નિર્મળ આત્મસ્વરૂપનું ચિંતવન કરી આશ્રવના પરિણામને રોકી બીજું કશું ચિંતવન કરશો મા. જેથી નિર્વિકલ્પ સમાધિ થઇ સ્વ સંવેદ્ય જ્ઞાનનો અનુભવ કરતા પાંચ વ્યંજનનો ઉચ્ચાર કરવા જેટલા સમયમાં પુણ્ય પાપનો ક્ષય કરી ઘાતીકર્મને ભસ્મ કરી કેવળજ્ઞાન મેળવી સિદ્ધાચળના મહીમાવડે મુક્તિપ્રિય થઈ જશો.'

ઉપર પ્રમાણે મુનિરાજ પુંડરીકને શિક્ષા દઈ ભગવાન્ ઋષભદેવજીએ ત્રણ લોકના હિતને અર્થે અન્ય સ્થળે વિહાર કર્યો. ત્રણે ભુવનમાં રહેનાર જીવોએ સૂચવ્યા પ્રમાણે સર્વજ્ઞ પ્રભુનું વ્યાખ્યાન શ્રવણ કરી તીર્થપરશ્રદ્ધાવાળા બની હર્ષવડે પોત પોતાના સ્થાન પ્રત્યે ગયા. ચંદ્ર સરખા શાન્તરસવાળા પુંડરીક મુનિએ પાંચ ક્રોડ મુનિઓ સુદ્ધાં ત્યાંજ નિવાસ કર્યો. મહાન્ પંડિત પુંડરીક ગણધર પોતાની પાસે રહેલા પુણ્યવાન્ જીવોના હિતને અર્થે ઉત્તમ સંવેગરૂપ અમૃત પરિપૂર્ણ એવી વાણીવડે કથન કરવા લાગ્યા—'શત્રુંજય ગિરિક્ષેત્રના પ્રભાવથી સિદ્ધિઓના સુખનું ધામ છે. આત્મજય સંપાદન કરનારને કિલ્લાની માફક કષાયરૂપ શત્રુઓને વશ કરવાનું ઠેકાણું છે. હમણાં આપણુ સઘળાએ મોક્ષનું નિદાન એવી સંલેખના આચરવી ઘટિત છે. સંલેખના એક દ્રવ્યથી તથા બીજી ભાવથી એમ બે પ્રકારે થાય છે. સઘળી પ્રકારના ઉન્માદ તથા ઉગ્ર વ્યાધિઓના ઔષધરૂપ ધાતુઓને શોષનારી સંલેખના તે દ્રવ્ય સંલેખના કહેવાય છે. મોહ તથા પરોત્કર્ષને નહિ સહન કરવાવડે રાગ દ્વેષ ઈત્યાદિ કષાયોનો સમાધાનવડે નાશ કરવો તેને ભાવ સંલેખના કહે છે.' એ પ્રકારે બોલી પંડિત એવા પુંડરીક ગણધરે પાંચ કરોડ મુનિઓ સહિત સઘળા સૂક્ષ્મ બાદર અતિચારોને

આળોવ્યા. પછી પોતાના વ્રતોને દૃઢ બનાવ્યાં મતલબ કે સુવર્ણને ફરી ફરીને તાપ આપવાથી તે નિર્મળ થાય છે. તેમણે કહ્યું કે—' ચોત્રીશ અતિશયોએ સહિત મોતીના સમૂહ જેવી કાન્તિવાળા ત્રણ લોકના નાયક સઘળા જિનેશ્વર પ્રભુનું મને શરણ પ્રાપ્ત થાઓ. અંત રહિત અક્ષયધામને પામેલા પરવાળાં સરખી રક્તકાન્તિવાળા, પાંચદશ (પંદર) ભેદવાળા સિદ્ધ ભગવાનનું મને શરણ હો. મોટાવ્રતને ધારણ કરેલા, ધીરજવાળાં સઘળાં સાવદ્યકર્મનો જેમણે ત્યાગ કર્યો છે એવા, ઇંદ્રનીલમણિના સરખી કાન્તિવાળા, સઘળા મુનિશ્વરોનું મને શરણ હો. કેવળી પ્રભુએ યથાસ્થિત ભાખેલો, તથા જીવદયાથી વ્યાપ્ત, એવા સ્ફટિકમણિ સદૃશ ઉજ્વળ ધર્મનું મને શરણ હો. ચોરાશીલક્ષ યોનિને વિષે ફરીને કર્મ રહિત સઘળું પાપ મિથ્યાપણાને પ્રાપ્ત થાઓ. કાયિક, માનસિક તથા વાચિક પવિત્રતાથી અવિદ્યાવડે કરેલાં અષ્ટાદશ મહાપાપનો હું ત્યાગ કરૂં છું. શત્રુતા રહિત એવા મને એકેંદ્રિય આદિ જીવો ક્ષમા આપો. પોતાના પ્રારબ્ધકર્મને લીધે ભવસાગરમાં ભ્રમણ કરતા સઘળા જીવો સાથે મારે સ્નેહ છે. સ્વયમેવ એવો હું અર્હત્ પ્રભુને શરણ થયેલો છું, બીજું કોઇ મને શરણ નથી.' એ પ્રકારના વચનો બોલી સઘળા મુનિઓએ સહિત નિરાગાર તથા દુઃખવડે કરી શકાય તેવું છેત્રટનું અનશનવ્રત લીધું. ક્ષપકશ્રેણિએ ચડેલા તે પંડિત એવા પુંડરીક ગણધરનાં ઘાતીકર્મ જુની દોરડીની પેઠે કપાઇ ગયાં. તે પ્રકારે પાંચકરોડ મુનિઓનાં પાપ પણ લય થઇ ગયાં. કારણ કે તપ સર્વેને સમાન ફળનું આપનાર છે. તપવડે રાજ્ય તથા સઘળી સંપત્તિઓ સંપાદાન થાય છે. મોક્ષનું સુખ પણ તપથીજ મળે છે ત્રણે

ભુવનને વશ કરવાવાળું તપજ છે. એક મહીનો પરિપૂર્ણ થયા પછી ચૈત્રી પૂર્ણિમાને દિવસે, મુનિ મધ્યે શ્રેષ્ઠ એવા પુંડરીક ગણુધરને પ્રથમ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું ત્યાર પછી બીજા સાધુઓને પણુ કેવળજ્ઞાન પ્રગટયું.. તેજ ક્ષણે શુકલધ્યાનના ચતુર્થ પાદમાં તેઓ યોગિરૂપે સ્થિત થયા. થોડીક વારમાં બાકીનાં કર્મને ટાળી તેઓ મુક્તિપદને પામ્યા. તે ટાણે દેવોએ ઘણા હર્ષથી તે સ્થળે આવી, જેમ મરૂદેવીનો નિર્વાણુ ઉત્સવ કર્યો હતો તેમ તેમનો પણુ નિર્વાણુ સંબંધી ઉત્સવ આદર્યો.

શ્રીઋષભસ્વામી અવસર્પિણી સમયમાં પહેલા તીર્થંકર થયા. તેજ પ્રકારે પુંડરીક ગણુધરના મોક્ષથી આરંભીને શત્રુંજય તીર્થ થયું. એકજ મુનિ જે સ્થળે સિદ્ધદશાને પામે તે તીર્થ ગણાય છે તો જ્યાં અનેક મુનિઓ સિદ્ધિપદને વર્યા તે સર્વોત્તમ તીર્થ ગણાયજ. ઋષભપ્રભુ ફાગણુ શુદી આઠમે શત્રુંજય પર પધાર્યા માટે સર્વ સ્થળે આઠમનો દિવસ પર્વરૂપે પ્રવર્ત્યો છે. આ પાક્ષિક તીથિમાં શરીરીઓને ભાવિભાવમાં શુભાશુભનું બંધન કરે છે માટે તેમને પર્વ કહેલાં છે. આ ક્ષેત્રમાં ભક્તિભાવથી એ બેઉ પર્વોમાં જો થોડું સરખું પણુ દાન કર્યું હોય તો તે ઉત્તમ ખેતરમાં રોપેલા બીજની માફક વિશેષ ફળની પ્રાપ્તિ કરે છે. આઠમનું પર્વદાન, શીળ તથા તપ કરવામાં ગાળ્યું હોય તો જિનભગવાનની ભક્તિની પેઠે જીવના આઠે કર્મને છેદી નાખે છે. ચૈત્ર માસની પુનમને દિવસે પુંડરીકગણુધર સિદ્ધિપદને વર્યા તેટલા માટે આખા વિશ્વમાં તે પર્વ પ્રસિદ્ધિને પામ્યું. આ પર્વતનું નામ પુંડરીક પડયું તેનું કારણુ પણુ તેજ છે. પુંડરીક પર્વતપર સ્થિત થએલા પુંડરીકની જે ચૈત્ર માસની પુનમને

દિવસે સંઘ સહિત યાત્રાથી પૂજા કરે છે તેની ઉત્તમોત્તમ લોકમાં ગતિ થાય છે. નંદીશ્વર વગેરે દ્વીપોમાં સ્થિત એવા શાશ્વત્ પ્રભુની પૂજાથી જે ફળ પમાય છે તે કરતાં પણ વિશેષ ફળ, ચૈત્ર માસની પુનમને દિવસે આ શત્રુંજય પર રહેલા પુંડરીકનું પૂજન કરવાથી થાય છે. અન્યથા દિવસોમાં દાન, શીળ, તપ તથા પૂજા રચતાં જે પુણ્ય થાય તેના કરતાં ચૈત્ર માસની પુનમે પુંડરીક પર્વત પર જિનભગવાનનું પૂજન કરવાથી કરોડો ગણું ફળ થાય છે. પૂર્વના પુણ્ય શિવાય ચારિત્ર, ચંદ્રપ્રભુભગવાન્, ચૈત્રી પુનમ, શત્રુંજય પર્વત તથા શત્રુંજયા નદી; કદિ પ્રાપ્ત થતાં નથી. જે કોઇ મનુષ્ય ચૈત્રની પૂર્ણિમાને દિવસે જિન મંદિરમાં શાન્તી પાઠ, ધ્વજા કે આરતી વગેરે આચરે છે તે દેવનો અવતાર પામે છે. અન્યથા સ્થળોમાં ચૈત્ર માસની પુનમે સંઘ પૂજા કરે તો સ્વર્ગનું ફળ પ્રાપ્ત થાય તો પછી આ વિમળગિરિપર પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ! અન્ન, જળ તથા વસ્ત્ર વગેરેનાં દાનથી સાધુઓને ચૈત્રી પુનમે પ્રતિલાભ્યા હોય તો ચક્રવર્તીનું પદ અને ઇંદ્રનું પદ પ્રાપ્ત થવા પછી મુક્તિપદ સંપાદન થાય છે, સર્વ પર્વોમાં ઉત્તમ એવું ચૈત્રની પૂર્ણિમાનું પર્વ સઘળાં પુણ્યની વૃદ્ધિ કરવામાં સર્વોત્કૃષ્ટ છે. તેની ઉપાસના પુંડરીક પર્વત પર થઈ હોય તો તે ઉમદા ફળને પ્રાપ્ત કરે છે. આઠ દિવસનો મહોત્સવ ચૈત્ર માસની પુનમે સંપૂર્ણ થાય તો તે આઠ પ્રકારની મોટી સિદ્ધિઓને આપે છે. નંદીશ્વર દ્વીપમાં રહેલા પર્વત પર જઇ દેવો પણ ભક્તિથી જિનભગવાનની પૂજા કરી આ પર્વની હમેશાં ઉપાસના કરે છે. માટે ચૈત્ર માસની પુનમે ધર્મીષ્ટ એવા ભવિ જીવોએ પ્રમાદનું કારણ

એવી નિંદા, ક્લેશ, ભોગ તથા અનર્થ વગેરે આચરવાં નહિ. તે દિવસે ધર્મને વિષે પ્રીતિ રાખવી અવિચળ સિદ્ધિને અર્થે તે દિવસે જિન ચૈત્ય, ગુરૂ, સિદ્ધાન્ત તથા જૈનશાસનની પ્રભાવના અને સાધુ પુરૂષોની સેવા વગેરે સત્કર્મ આચરવું.

હવે આદિનાથ પ્રભુ વિહાર કરતાં પૃથિવીને પવિત્ર કરતા ક્રમે કરીને વિનીતા નગરના સીમાડામાં રહેલા સિદ્ધાર્થોદ્યાનમાં પધાર્યા. ભગવાન્ આદિ પ્રભુને વિષે વિશેષ ભક્તિભાવને લીધે અંતરીક્ષથી ઇંદ્ર વગેરે દેવો તરતજ ત્યાં આવી પહોંચ્યા. તેમણે ચાર ગાઉની ભૂમિમાં ત્રણ લોકના નિયન્તાનું ત્રણ ગઢે સહિત સમવસરણ રચ્યું. ઉદ્યાનના સ્વામીએ જઇ ચક્રવર્તી ભરતને આ સમવસરણની વધાઈ કરી. ચક્રવર્તીએ તે વધાઇ સાંભળી તેને બાર કરોડ સોનૈઆ ભેટ આપ્યા. હસ્તિ, ઘોડા, રથ, પેદલ, પુત્રો, સામંત, સેનાધિપતિઓ, રાજાઓ, અંતઃપુરવર્ગ, શેઠ શાહુકારો, પંથીઓ, ચારણો, બંદીજનો તથા ગંધર્વો વગેરેએ સેવાએલા, છત્રોવડે અંતરીક્ષ માર્ગને છાઇ લેતા અને ચામરો વિંજાવાથી દિશાઓને પૂરી નાખતા તથા સૈન્યથી પૃથિવીને ભરી દેતા ચક્રવર્તી ભરત આદિ પ્રભુના સમવસરણ નજીક પધાર્યા. ઉગમણી દિશાના દરવાજેથી સમવસરણમાં પેસી ભગવાનને પ્રદક્ષિણા દઇ ચક્રવર્તી ભરત નીચે પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરવા વાગ્યા.

“ હે ભકતવત્સલ પ્રભો ! જિનોના આદિ નિયન્તા, દયાના ભંડાર, સંસારરૂપ જંગલમાંથી ઉદ્ધાર કરનાર, આપનો જય થાઓ, લાંબા વખતથી આપનાં દર્શનની ઇચ્છા રાખતા મને આજે આપે દર્શન આપ્યાં છે, માટે હું સમજું છું કે મારાં પૂર્વનાં

શુભ ફળનો આજે ઉદય થયો છે. આપ રાગરહિત છો એટલે હું આપના ચિત્તમાં હોઉં એ તર્ક અસંભવિતજ છે; પરંતુ આપ મારા ચિત્તમાં નિવાસ કરો એટલે બીજું મારે કશું પ્રયોજન નથી. હું સુખ કે દુઃખમાં હોઉં, શહેર કે વનમાં હોઉં, જળમાં કે અગ્નિમાં પડયો હોઉં, કે પછી પૃથિવી પર હોઉં; જ્યાં હોઉં ત્યાં રાત્રિ દિવસ આપનાં ચરણકમળ રોજ મારા ચિત્તમાં નિવાસ કરો." એ પ્રકારે જગતના નિયન્તા ઋષભપ્રભુની સ્તુતિ કરી, તેમને પંચાંગ નમસ્કાર કરી, ઇંદ્રના ન્હાના ભાઇ હોય તેમ ભરતજી તેની પાછળ બેઠા. ત્યાર પછી ભગવાન્ ઋષભદેવજીએ સઘળી ભાષાઓને મળતી એક યોજન સૂધી પહોંચી વળે તેવી વાણીથી નીચે પ્રમાણે દેશના આપવા માંડી.

"સત્પાત્રને દાન, સંઘનું પૂજન, મોટી પ્રભાવના, મોટા ઉત્સવથી આચરેલી તીર્થયાત્રા, સિદ્ધાન્ત લેખન, સાધર્મીવાત્સલ્ય, ગુરૂના આવાગમન નિમિત્ત મોટો ઉત્સવ, સમાનદષ્ટિ રાખવી, તથા શુભ ધ્યાન ધ્યાવું; તે સઘળું અનંત શુભ ફળનું પ્રગટ કરનાર ધામ છે." એ પ્રકારે દેશના આપ્યા પછી ચક્રવર્તી ભરતે પ્રભુને મસ્તક નમાવી પ્રણામ કર્યો; અને સમુદ્રને લજ્જાસ્પદ થાય તેવા મોટા તથા ગંભીર શબ્દવડે પ્રભુને પૂછવા લાગ્યા. "સ્વામિન્ ! આપે સંઘના અધિપતિના સ્થાનનું વિશેષ વર્ણન કર્યું; તે સ્થાન શી રીતે પમાય તે મને કૃપા વડે કહો." ચક્રવર્તીનો એવો પ્રશ્ન સાંભળી ઋષભપ્રભુ બોલ્યા-" હે રાજન્ ! તીર્થંકરપદના સરખું સંઘપતિનું પણ પદ છે, તેને માટે હું કહું તે તું શ્રવણ કર. સંપત્તિ છતાં પ્રારબ્ધ શિવાય પુંડરીકગિરિ

પ્રાપ્ત થતો નથી, તેજ પ્રકારે ભાગ્ય શિવાય સંઘપતિનું પણ પદ મળતું નથી. ઇંદ્ર તથા ચક્રવર્તીનું પદ સ્તુતિ કરવા યોગ્ય છે; તે કરતાં પણ નવું પુણ્ય પેદા કરવાવડે કરીને સંઘપતિનું સ્થાન વિશેષ સ્તુતિને યોગ્ય છે. શ્રેષ્ઠદર્શન શુદ્ધતાને પામી કષ્ટે કરીને પણ મેળવી શકાય એવા તીર્થંકર નામ ગોત્રને મેળવે છે. અરિહંત પ્રભુને પણ શ્રીસંઘ હમેશાં માનવા લાયક તથા પૂજ્ય છે. માટે તે સંઘનો જે નાયક થાય તે ઉત્તમોત્તમ સ્થિતિ વાળો છે. ચાર પ્રકારના સંઘે સહિત શુભ વાસનાઓથી જે પુરૂષ જિન-પ્રતિમા રથમાં લઇ મોટા ઉત્સવ કરતો માર્ગે ચાલ્યો જાય અને ઇચ્છેલા અર્થને આપનાર કલ્પવૃક્ષની પેઠે પંચવિધ દાન દેતો જાય; રસ્તામાં પ્રત્યેક ગામે જિનચૈત્યોમાં ધ્વજા ચડાવતો જાય, અને રૂડું જેનું દર્શન છે એવો તથા દેવની પૂજા કરનાવાળો તે પુંડરીકગિરિ, રૈવતગિરિ, વૈભાર, અષ્ટાપદ તથા સમેતશિખર ઈત્યાદિ સઘળાં તીર્થ અગર તેમાંના કોઈએક તીર્થમાં ગુરૂની આજ્ઞામા રહી ઇંદ્રનો ઉત્સવ વગેરે સત્કર્મ આચરે તેને સંઘપતિ કહે છે. તે નિરંતર આરાધન કરવા યોગ્ય છે- સંઘપતિએ દરેક કામમાં ગુરૂની પ્રાર્થના ચૂકવી નહિ. ગુરૂસેવા સોનામાં સુગંધ, અને ચંદ્રમાં કલંકરહિત સરખી છે. ઉત્તમોત્તમ યાત્રાનું ફળ મેળવવાને ઇચ્છતા સંઘપતિએ મિથ્યાત્વીનો સ્પર્શ તથા તેઓના કહેવાપર શ્રદ્ધા રાખવી નહિ. તેમ અન્ય દર્શનીઓના તીર્થની નિંદા કે સ્તુતિ પણ ન કરવી. કાયિક, વાચિક તથા માનસિક પવિત્રતાથી યાવજ્જીવ સમક્તિ પાળવું. સંઘ યાત્રા કરનારે સાધર્મી સહિત દરેક વર્ષે વસ્ત્ર તથા અન્નદાનથી અને

વંદનાદિકથી મુનિઓનું સેવન કરવું. પાક્ષિક પર્વોમાં સહેલાઈથી દાન પુણ્ય, ધર્મારાધન તથા સંઘપૂજન વગેરે અધિક પ્રકારે આચરવું. એ પ્રકારે આચરનારો સંઘનાયક દેવોને પણ આદરવા યોગ્ય થાય છે. વખતે તે એકજ ભવમાં અથવા. તો ત્રીજે ભવે સિદ્ધપણાને પામે છે. " જિનેશ્વર પ્રભુથકી એ પ્રકારનો ઉપદેશ શ્રવણ કરી ભરતજીએ પિતાના પગમાં નમસ્કાર કર્યો. અને ભક્તિ સહિત વાણીથી બોલ્યા કે—" હે ત્રિલોકને આરાધ્ય ! હે સ્વામિન્ ! હે તારક ! આપ મને પ્રસન્ન હો કે જેથી હું પવિત્ર એવા સંઘપતિના પદને પામું. " ભરતનું એ પ્રકારનું વચન શ્રવણ કરીને ઇંદ્ર વગેરે દેવો અને સંઘે સહિત પ્રભુએ ભરતને અક્ષત તથા વાસક્ષેપ કર્યો. શક્રેન્દ્રે ભરત અને તેની સુભદ્રાનામે પત્નીને કંઠમાં દીવ્યમાળા પહેરાવી. ત્યાર પછી મહારાજા ભરત સઘળા સામંતો સહિત રસ્તામાં અનેક રાજાઓ જેમનું પૂજન કરે છે એવા, અયોધ્યા પ્રત્યે આવ્યા. નગરમાં આવી ઘણા સત્કારથી ગામે ગામ નિમંત્રણ મોકલી સંઘને તેડાવ્યો. વળી પાપરૂપ શત્રુઓનો પરાભવ કરવા દુંદુભિનો નાદ વગડાવ્યો. અયોધ્યા નગરનાં જૈન દેહરાસરોમાં આઠ દિવસનો મહોત્સવ રચાવ્યો. સંઘના જે જે લોકો આવવા લાગ્યા તેમને આદરસત્કાર આપવા લાગ્યા. ભક્તિભાવથી પોતાને ઘેર ગણધરોને બોલાવી સઘળાં વિઘ્નનો ધ્વંસ થવા શાન્તિપાઠ ભણાવ્યો. તેમના મંત્રપાઠથી પ્રસન્ન થએલા દેવોએ પ્રત્યક્ષ પધારી વિઘ્નરહિત યાત્રા થવાને પોતપોતાની ગતિ સ્વિકારી તે ટાણે ઇંદ્રે આવી સોનાના ચૈત્ય સહિત શ્રી આદિનાથ ભગવાનૂની મૂર્તિ

ભરતને આપી. ભરતે તે ઇંદ્રને પૂછયું–'આદિ ભગવાન્ સાવદ્ય કર્મથી મુક્ત છે; સર્વને જાણુવાવાળા છે છતાં સાવદ્ય કર્મો જેમાં રહેલાં છે એવા સંઘનો નાયક થવાનો ઉપદેશ મને શા માટે કર્યો હશે ? આરંભોદયથી પુણ્યની સિદ્ધિ શી રીતે થાય તે મને કહો.' ભરતનાં વચન શ્રવણ કરી ઇંદ્ર બોલ્યો–'હે ચક્રવર્તી રાજન્ ! તેનું કારણ સાંભળો જે કાર્ય કરવામાં પુણ્ય અધિક થતું હોય અને સાવદ્ય થોડું થતું હોય તો તેવું કાર્ય કોણ ન આચરે ! ઘણું કરીને આગારીને પૂજા સેવા વગેરે સઘળું કર્મ સાવદ્ય હોય છે અને અનગારીને નિર્વદ્ય હોય છે. જેમ સોનું મેળવનારને માટી ખોદતાં પ્રથમ માટી અને પરિણામે સોનું પ્રાપ્ત થાય તેમ કટુ ઔષધ પાન કરનારને પ્રથમ કટુ અને પરિણામે મિષ્ટ ફળ છે તેજ પ્રકારે સાવદ્ય કર્મવાળી ક્રિયામાંથી પણ પુણ્યફલની પ્રાપ્તિ થાય છે. કારણ કે તેવી પુણ્ય વાળી ક્રિયાઓમાં સાવદ્ય લેશમાત્ર હોય છે અને દાન, શીળ, અભય, પ્રભાવના તથા ભાવના ઇત્યાદિક વિશેષ પુણ્ય તેમાં રહેલું છે. ભાવથી આ શાસનની પ્રભાવના જે કરે તે સ્વર્ગ તથા મોક્ષનું ફળ સંપાદન કરે છે. તીર્થોની યાત્રા, દેવમંદિર વગેરેની પ્રતિષ્ઠા ઇત્યાદિ કર્મ સાવદ્યકે થાય છે. પણ તેમાં સાવદ્ય થોડું અને પુણ્ય વિશેષ હોય છે." એ પ્રકારે શક્રેન્દ્ર ભરતને ઉત્તર આપી તેમને આજ્ઞા ગ્રહણ કરી પોતાના સ્થાન પ્રત્યે ગયા. ચક્રવર્તીએ ઇંદ્રના જવા પછી શુભ મુહુર્તમાં વર્દ્ધકીએ રચેલા સોના, મણિ તથા રત્નના નગર બહારના આવાસમાં સંઘે સહિત મુકામ કર્યો. સંઘના પડાવના મધ્ય ભાગમાં સોનાથી બનાવેલું આદિ પ્રભુનું દેહરાસર જંબુદ્વીપના મધ્યમાં આવેલા સોનાના મેરૂપર્વત જેવું દેખાતું

હતું. દેવાલયની દક્ષિણે વર્દ્ધકીએ બનાવેલા પોસાગૃહમાં મુનિઓના સમૂહે સહિત ગણધરોએ નિવાસ કર્યો હતો. વામ ભાગે ચક્રવર્તી ભરતનું સુંદર રહેવાનું સ્થાન રચ્યું હતું. તેમની પછવાડે ફરતાં યાત્રાળુઓને રહેવાનાં સ્થાન નિર્માણ કર્યાં હતાં. એ પ્રમાણે રસ્તાને વિષે પ્રત્યેક મુકામે દીવ્ય શક્તિવાળા વર્દ્ધકીએ સોના તથા રત્નથી બનાવેલા નિવાસ સ્થાનમાં સંઘનો મુકામ થતો. ચક્રવર્તી ભરતના પવિત્ર અન્તઃકરણને સેવતા હોય તેમ રત્નમૂર્તિ પરમેશ્વર સોનાના દેવમંદિરમાં શોભી ઉઠતા હતા. ગણધરોએ જિનમંદિરને માટે સૂરીમંત્રવડે, બાહુબળીનો પુત્ર સોમયશા, વિનમિનો પુત્ર ગગનવલ્લભ, પૂર્વ દિશાનો નાયક વજ્ર નાભ તથા કલ્યાણકેતુ એ ચારેને મહાધર રૂપે રાખેલા હતા. તે શિવાય ચક્રવર્તી ભરતના સંઘમાં ધર્મ સંબંધી ભારને વહન કરનારા, બીજા અસંખ્ય મહાધર હતા. વનમાળાઓવડે શણગારાએલા જંગમ કલ્પવૃક્ષો હોય તેવાં પ્રફુલ્લિત પુષ્પોની માળા પહેરેલાં સુભદ્રા રાણીથી ચક્રવર્તી ભરતજી શોભી ઉઠતા હતા. ભરતે આરંભમાંજ સાધર્મીવાત્સલ્ય, સંઘની પૂજા તથા જિન પ્રભુની પૂજા કરી વિનીતા નગરીથી મંગળ પ્રસ્થાન આદર્યું શુભ મુહુર્તમાં હસ્તીપર આરૂઢ થઇ, છત્ર તથા ચામરોવડે સુશોભિત એવા ચારણ અને શ્રમણોએ આરંભમાં મંગળ કરી આભૂષણ જેને રચ્યાં છે એવા ભરતજી સંઘ સાથે યાત્રાર્થે ગતિ કરવા લાગ્યા. ઇંદ્ર જેમ સામાનિક દેવોવડે વિંટાયલો હોય તેમ ચારે દિશાઓમાં વિંટાયલા રાજાઓવડે ભરત ગતિ કરતા હતા. તેમની આગળ અપ્સરાઓ નાટારંગ કરતી તે પોતે દેખતા હતા. ભાટ ચારણો જેમ આશીર્વાદ આપે તેમ દેવો 'ભરતનો જય થાઓ;

ને લાંબુ આયુષ્ય ભોગવો; સદા આનંદમાં રહો;' એ પ્રકારના આશીર્વાદ દેઇ હર્ષથી તેમની સ્તુતિ કરતા હતા. સામંતો, મંડલિક રાજાઓ, રાજપુત્રો, અન્ય રાજાઓ, મંત્રીલોકો, સંઘના યાત્રાળુઓ, ચતુરંગિણી સેનાના અધિપતિઓ, ગિરિ સમાન હાથીઓ, જળના તરંગ સમાન અશ્વો, ઘરના જેવા રથો, મૂર્તિરૂપે ઉત્સાહજ હોયની શું ? તેવા પેદલો, અણુવ્રતને ધારણ કરનારા શ્રાવકો, તથા શ્રાવિકાઓ, બાહુબળી ઇત્યાદિ અનેક સાધુઓ, નમિ તથા વિનમિએ સહિત ગણધરો, અને શીળગુણથી શોભીતી સાધ્વીઓ વગેરે સઘળો પરિવાર તેઓની સાથે ચાલતો હતો. ગંધર્વલોક ભાટ ચારણો, મશ્કરા, નટલોકો અને નાચ કરનારી નાયકાઓ પોતાના કાર્યમાં કુશળ રહી સાથે ચાલતા સોનાના રથને વિષે સ્થિત મણીનું દેવમંદિર પરમેશ્વરની મણિની પ્રતિમાથી આકાશને વિષે ગ્રહમંડળ હોય તેવું દીસતું હતું. પુનમના ચંદ્ર સરખાં ત્રણ છત્રો તેના પર ધારણ કરેલાં હતાં; અને ચામરવડે પ્રભુને વાયુ ઢોળતો હતો, તેથી તે ત્રણ લોકનું ઐશ્વર્ય દર્શાવતું હતું. સૈન્યની ચાલવાની રજથી સૂર્યમંડળ છવાઇ જતું અને સંઘનાં પદવિન્યાસથી ભૂમિ પવિત્ર થતી હતી. અન્તઃપુર વર્ગની અબળાઓ માંગળિક ગીતોનું ગાન કરતી હતી. સૌભાગ્યવતી સ્ત્રીઓ લૂણ ઉતારતી ગામે ગામ તથા નગરોને વિષે ચક્રવર્તી ભરત જીન–પ્રભુની તથા ગુરૂની પૂજાઓ કરતા હતા. રસ્તામાં જિન ચૈત્યોનો જીર્ણોદ્ધાર પણ કરતા જતા હતા. વાવેલા વૃક્ષનાં ફળ લણી લે તેમ પ્રત્યેક દેશના રાજાઓએ કરેલી રત્ન સોના વગેરેની પૂજાઓને ભરત ગ્રહણ કરતા હતા. રોજ ચાર ગાઉ ચાલી મુકામ કરવો, એ પ્રકારે ગતિ કરતા ઘણા દેશોને

વટી ચક્રવર્તી સોરઠમાં આવી પહોંચ્યા. તેમને પધારેલા જાણી સૌરાષ્ટ્ર દેશનો રાજા શક્તિસિંહ ભરતના ભાઇ સુરાષ્ટ્રના પુત્ર થાય, તે ભરતના સ્હામો આવ્યો. તે ભરતની આગળ ભોંય પર આળોટવા લાગ્યો. તેને પોતાને હાથે બેઠો કરી સંવેગી સંગવડે સુભગ એવા શક્તિસિંહને આલિંગન દઈ ભરતજી કહેવા લાગ્યા "આ દેશનું નામ સુરાષ્ટ્ર પડયું છે; કારણ કે જે દેશમાં વિદેશીઓને દુઃખે કરીને પ્રાપ્ત થઇ શકે એવું શત્રુંજય નામે તીર્થ રહેલું છે; હમેશાં જેનું સેવન કરો છો એવા તમને ધન્યવાદ છે. મારા સરખા દૂર મુલકમાં વસનારાઓ તેનાં દર્શન પામી શકતા નથી." એ પ્રકારે પોતાના ભત્રીજા શક્તિસિંહને કહી, પ્રેમથી દૃષ્ટિદાન, હસ્તદાન દઇ તથા આભૂષણોવડે તેનો સત્કાર કર્યો. ત્યાર પછી કમળ જેવાં ઉંચાં શિખરોવડે યાત્રાળુ લોકોનો ઘણો ઉન્નત યશ કોશ હોય, ભવાટવીથી ત્રાસ પામેલા લોકોને રહેવાનો કિલ્લો હોય, ભૂમિરૂપ સ્ત્રીના માથાનું અમૂલ્ય ઘરેણું હોય, મુક્તિરૂપ સુંદર સ્ત્રીને રમવાનો પુષ્પનો દડો હોય, તેવો રત્નની કાન્તિવડે અંતરીક્ષને વિવિધ પ્રકારે ચીતરતો પુંડરીક પર્વત સંઘના દેખવામાં આવ્યો. તેનાં દર્શન થવાથી શરીરની રૂંવાંટી જેની ખડી થઇ છે એવા, હર્ષથી મસ્તકને કંપાવી ભરતજી સોમયશાને કહેવા લાગ્યા—"આ સોરઠના પુણ્યવાન્ લોકોને ધન્ય છે. કારણ કે તે પુંડરીક ગિરિની નજીકમાં નિવાસ કરે છે. પુંડરીક ગિરિની છાયા કિંવા તેણી તરફથી આવતા વાયુનો સ્પર્શ થવાથી ચંદ્રના કિરણોની માફક પાપ રૂપ તાપથી મનુષ્યોને શાન્તિ મળે છે. પુંડરીક ( કમળ ) સરખા પુંડરીક પર્વતનું જેઓ દર્શન કરે છે

તેઓ પુણ્યરૂપી અમૃતથી નિર્મળ થએલા પાપરૂપી કાદવથી મૂ-કાઈ જાય છે. પુંડરીક પર્વતનાં દર્શન કરવાથી મારા અંતઃકર-ણમાં એટલો બધો હર્ષ ઉત્પન્ન થાય છે કે જાણે મારો પાપ કર્મરૂપી મેલ ધોવાઇ જવાથી મારૂં કર્મ ઓછું થઇ જાય છે. વળી મારા મનની પ્રસન્નતાને લઇ એવો નિશ્ચય થાય છે કે આ ક્ષેત્રમાં પાપરૂપી કાદવ છેજ નહિ. કારણના ગુણ કાર્યમાં આવે છે એ સૃષ્ટિનો નિયમ છે. મઝેનાં આ વૃક્ષો આંખને ઠંડક આપ-વાથી ઘણો આનંદ ઉત્પન્ન કરે છે. વાયુવડે તેમની ડાળીઓ કંપે છે તેથી જાણે તીર્થમાં પોતાનો નિવાસ છે તેવડે થએલા હ-ર્ષથી નાચતાં હોય તેવાં લાગે છે. પુંડરીકગિરિપર રહેનારાં પક્ષી-ઓ પણ પુણ્યવાળાં છે; જો કે હું ચક્રવર્તી છતાં અમારો વાસ તેનાથી વેગળો છે માટે તેમનાં કરતાં અમે ઓછા ભાગ્યશાળી છીએ." એ પ્રકારે બોલી પોતે હાથીપરથી નીચે ઉતર્યા, અને ગણધરને તથા સાધુઓને પ્રેમભાવથી નમન કર્યું. ત્યાર પછી ધ-ર્મપંથને દેખાડનારા તે ગુરૂને ભક્તિભાવથી પૂછવા લાગ્યા. "શત્રુંજયગિરિનું પૂજન કયે પ્રકારે કરવું તથા તેમાં શી શી ક્રિયાઓ કેવે પ્રકારે કરવી તે મને કહો." ચક્રવર્તીનો પ્રશ્ન શ્રવણ કરી ગણધરોમાં મુખ્ય એવા શ્રી નાભ ગણધરે પોતાના અવધિ જ્ઞાનવડે તપાસીને કહ્યું. "હે ચક્રવર્તીરાજન્ ! સિદ્ધાચળનાં નેત્રવડે દર્શન થાય એટલે પહેલાં તેને પ્રણામ કરવો. આપણને પ્રથમ એ ગિરિનાં દર્શન જે પુરૂષ કરાવે તેને જે કંઇ વધામણી નિમિત્ત અપાય, તે પુણ્યનું વધારનાર થાય છે. જ્યારે એ પર્વતનું પ્રથમ દર્શન થાય ત્યારે પુણ્યના લાભને માટે નવા ઉગેલા ચંદ્રને

જેમ વધાવે છે તેમ તેને સોના તથા રત્નો વગેરેથી વધાવવો. પછી વાહનપરથી હેઠા ઉતરી ભુમિની રજમાં આળોટવું. વળતી પંચાંગ નમસ્કાર કરી પરમેશ્વરનાં ચરણકમળોની માફક તેની સેવા કરવી. ત્યાં આગળ સંઘનો મુકામ કરી રૂડા પ્રકારની ભક્તિ સહિત સંઘના નાયકે મહાધરોએ સહિત તે દિવસે ઉપાવસ કરવો. પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર વસ્ત્રાલંકારો પહેરી પોતાની પત્ની સહિત સંઘના અધિપતિએ દેવમંદિરમાં પ્રવેશ કરી મનને આનંદ આપે તેવી સ્નાત્ર પૂજા રચવી. સંઘે જ્યાં મુકામ કર્યો હોય તે સ્થળથી જરા બહાર પવિત્ર સ્થળમાં, શત્રુંજયના સ્હામે પોતાના હૃતસ્થાન સરખો શ્રેષ્ઠ આવાસ કલ્પવો. પછી સળગાવેલું ધૂપિયું હાથમાં લઇ મંગળ શબ્દોવાળાં શુભગીતોનું ગાન કરતા તથા પ્રેમ ભાવથી યાચક લોકોને દાન આપતાં આપતાં, થોડુંક તીર્થ પ્રત્યે સ્હામા ગતિ કરી ત્યાં ઉજ્વલ યક્ષકર્દમથી પૃથિવીપર લેપ કરવો; પછી અનેક પ્રકારવડે સંઘને કલ્યાણકારક એવો મોતીનો અથવા અખંડિત ચોખાનો સાથીઓ કંકુ પાથરી તેનાપર રચવો. પછી શાન્ત પ્રકૃતિએ બોલ્યા શવાય ગણધરોનો અગ્રેસર રાખી તેમની પાછળ સંઘના સ્વામીએ પૂજન–ઉત્સવ કરવો. શેકેલા, રાંધેલા અથવા તૈઆર બનાવેલા નૈવેદ્યવડે રૂપા તથા સોના અને વસ્ત્રાભુષણોથી, વળી પુષ્પના હારથી પહેલી પૂજા કરવી. ત્યાર પછી અક્ષય પુણ્યને આપનાર, સાધર્મી વાત્સલ્ય અને સંઘપૂજા તથા દહેરાસરમાં ભક્તિભાવથી સંગીત આચરવું. તે ટાણે મહાધરોએ સંઘના લોકોએ પોતાની સ્ત્રીઓ સુદ્ધાં વસ્ત્રાભુષણુ અને પુષ્પની માળાઓવડે સંઘના સ્વામીનું

બહુ આદર સત્કારથી પૂજન કરવું. તે દિવસે સઘળા સંઘના યાત્રાળુ મનુષ્યોએ આંબિલભોજન કરી ધર્મચર્ચા તથા ગુરૂસેવા કરી ત્યાંજ નિવાસ કરવો."

એ પ્રકારે શત્રુંજયનો પૂજાવિધિ શ્રીનાભ ગણધર થકી શ્રવણ કરી અત્યંત સંતોષને પ્રાપ્ત થએલા ચક્રવર્તી ભરતજીએ સિદ્ધાચળના નજીકમાં સંઘે સહિત મુકામ કર્યો. પછી પોતાની પત્ની સુભદ્રા સહિત ચક્રવર્તી ભરત સ્નાન કરી પવિત્ર થયા. પછી નિર્મળ વસ્ત્ર પહેરી બળીદાન આપી મહાધરોએ સહિત દેવમંદિરમાં પધાર્યા. ત્યાં ગણધરો સમસ્ત પુષ્પ, અક્ષત તથા સ્તવનવડે પરમેશ્વરને પૂજી ગાન કરાવ્યું. ત્યાર પછી ગુરૂની આજ્ઞા પ્રમાણે વિધિએ સહિત ભરતે એક શુદ્ધ જગામાં યક્ષકર્દમનું મંડળ રચી તેનીપર મોતીનો સાથિયો પૂર્યો. સોનાના વાસણોમાં પકવાનના મોટા ઢગલા કર્યા. તે સિદ્ધાચળનાં શિખરો જાણે ભરતના સન્મુખ આવ્યાં હોય તેવા દીસતા હતા. વળી રોહણાચળનું સઘળું હરણ કરી લેનારા રત્નના ઢગલાઓ તથા મેરૂપર્વતના પથરા સરખા સોનાના ઢગલા કર્યા. એવી રીતે ગુરૂએ બતાવેલા વિધિ પ્રમાણે પ્રવર્તતા ભરતજીએ સંઘે સહવર્તમાન્ પુંડરીક પર્વતનું પૂજન કર્યું. ત્યાર પછી અત્યંત ભકિતના ભારવડે નમ્રતાવત્ ભરત પંચાંગ નમસ્કાર કરી ભુમિને સ્પર્શ કરતા થકા પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા—"પાતાળને વિષે જેમાં પ્રધાન છે એવા નાગકુમારો તથા દેવો તીર્થોના અધિપાત સિદ્ધાચળને હમેશાં સેવે છે. એવા આ તીર્થરાજને હું નમસ્કાર કરૂંછું. ચમરેન્દ્ર તથા બલીંદ્ર ઇત્યાદિ સઘળા ભુવનવાસી: દેવ જેમનું અહર્નિશ સેવન કરે છે તેવા આ તીર્થના

રાજા સિદ્ધાચળને મારો નમસ્કારહો. કિન્નર અને કિંપુરૂષો ઈત્યાદિ ઈંદ્રો પણ જેનું સેવન કરે છે એવા આ તીર્થને હું નમસ્કાર કરૂં છું. રાક્ષસ તથા યક્ષલોકના ઇંદ્ર પોતાના પરિવાર સુદ્ધાં જેને હંમેશાં પૂજે છે; તે તીર્થરાજને મારો નમસ્કાર છે. અણુપન્ની તથા પણુપન્ની ઇત્યાદિ વ્યંતર નિકાયના સ્વામીઓ જેની સેવા કરે છે તેવા આ તીર્થરાજને મારો નમસ્કાર છે. ગ્રહમંડળના ઇંદ્ર, સૂર્ય તથા ચંદ્ર અને અન્ય ખેચરો જેની સેવા કરે છે એવા આ તીર્થરાજને મારો નમસ્કાર છે. ઇંદ્ર, ઉપેન્દ્ર સિદ્ધ તથા વિદ્યાધર લોકો રોજ જેનું સેવન આચરે છે તેવા આ તીર્થને મારો નમસ્કાર છે. ગ્રૈવેયક તથા અનુત્તર વિમાનમાં બેઠેલા દેવ જેનું માનસિક પૂજન કરે છે તેવા આ તીર્થરાજને મારો નમસ્કાર છે. ત્રણે ભુવનમાં રહેલા નાગકુમાર વગેરે બીજા દેવતા તથા મનુષ્યો જેની સેવા કરે છે એવા આ તીર્થરાજને મારો પ્રણામ છે. આ તીર્થ અનંત, અક્ષય તથા નિત્ય ફળને આપવાવાળું છે, અનાદિ છે, એવા આ તીર્થને મારો નમસ્કાર છે. જે તીર્થમાં અસંખ્ય તીર્થંકરો સિદ્ધપદને વર્યા અને હજી વરશે વળી તે મુક્તિને રમવાનું ઘર છે, તેવા આ તીર્થરાજને મારો નમસ્કાર છે. પોતાના ઘરમાં રહીને પણ ઉપર કહ્યા પ્રમાણે સિદ્ધાચળની સ્તુતિ કરે તો તે મનુષ્યને યાત્રા કર્યા જેટલું ફળ ઘેર બેઠાં પ્રાપ્ત થાય છે.” ચક્રવર્તી ભરતે આ પ્રકારે શત્રુંજયગિરિનું સ્તવન કરી ભક્તિવડે ગણધરો સહિત શ્રીનાભગણધરને પ્રણામ કર્યા. પોતાને નમેલા ભરતના બરડાપર ગણધરે પોતાના હાથનો સ્પર્શ કર્યો. તે હસ્તસ્પર્શ મેરૂગિરિ સરખા ભરતના પૃષ્ઠ ભાગપર કર્મરૂપી હાથીને ભેદવાને પડેલા સિંહ જેવો દેખાતો

હતો. ગુરૂનાં વચનરૂપી. અમૃતની વૃષ્ટિવડે મનમાં સંતોષ પામીને ચક્રવર્તી ભરતે ધર્મ સંબંધી કાર્યમાં તત્પર થઇ તે દિવસ ત્યાંજ ગાળ્યો. બીજે દિવસે વહાણું વહાતાં ચક્રવર્તીએ, સંઘ સુદ્ધાં જિનમંદિરમાં પ્રવેશ કરી તીર્થંકર પ્રભુને તથા પોતાના ગુરૂને નમસ્કાર કરી પુણ્યના હેતુરૂપ પારણું કર્યું. પછી વદ્ધકીને આજ્ઞા આપી તેની પાસે શત્રુંજયગિરિની નજીકમાં અયોધ્યા જેવું એક નગર બનાવરાવ્યું. તે નગરમાં શત્રુંજયને નિરખવા માટે જાણે નેત્ર ફાડી રહ્યા હોય તેવા જાળીઆંવાળા મોટા પ્રાસાદ રચાવ્યા. તે રાજમહેલોનાં મણિજડિત ઝરૂખામાં ઉભેલા લોકો અમાસને દિવસે પણ હજારો ચંદ્રની શોભાની ભ્રાન્તિને કરાવતા હતા. તે નગરનાં સોનાનાં પ્રાસાદનાં શિખરોને દેખી મેરૂપર્વત જાણે તેમાંથી ખરેલા કચરાનો ઢગલો બન્યો હોય તેમ લોકો માનતા હતા. અન્ય દેશમાંથી આવેલા મનુષ્યો, સમુદ્રથી વિંટળાએલી પૃથિવીને જુએ તેમ તે નગરના બજારમાં રહેલી વસ્તુઓથી વિંટળાએલું બજાર નિરખતા હતા. જ્યાંના વિશાળ એવા ઉંચા કિલ્લાનાં શિખરો સૂર્યના રથના ઘોડાઓને ચાલવાના માર્ગમાં :ડખલ કરતાં હતાં. જેમનાં રત્નના પ્રકાશથી વિસ્તાર પામેલા દરવાજા રૂપી મ્હોડાંવડે તે નગર સ્વર્ગની શોભાને હસતું હતું. નગરના મધ્યભાગને વિષે પવિત્ર પ્રકાશવાળો યુગનાઆદિ પ્રભુનો પ્રસાદ ચણાવ્યો હતો. તે શિખરો રૂપ શાખાઓવાળો, ધ્વજાઓરૂપ પાંદડાંવાળો, ચુનારૂપ ફૂલોવાળો, કળશરૂપ ફળવાળો તથા મોક્ષરૂપ રસથી પરીપૂર્ણ હોવાને લીધે, ભરતના પવિત્ર યશરૂપી વૃક્ષ ઉગ્યું હોય નહિ શું ? તેવો દીસતો હતો. તે નગરમાં વાવ્યો, કુવાઓ, તળાવો, કુંડો તથા સરોવરો વગેરે અનેક જ-

બાશયો તથા મનને હરણુ કરે તેવા ઉદ્યાનો શોભતાં હતાં. તેને જોવાથી આનંદ પ્રગટ થતો હતો; માટે તેનું નામ આનંદપુર રાખ્યું હતું. તે શહેર સોરઠ દેશની મર્યાદાપર હોવાથી શક્તિસિંહને આપવામાં આવ્યું. એ પ્રકારે તીર્થયાત્રા કરવામાં ઉત્સાહવાળા ભરતજી પોતાના સુકૃત્યથી પરવારી, સઘળા ગણુધરોની વિષે પ્રધાન એવા શ્રીનાભગણુધરની પાસે પધાર્યા. એટલે તરતજ મુનિઓએ સહિત ગણુધર મહારાજે આગળ ચાલવા માંડયું. તેમની પછવાડે ચક્રવર્તીએ પણુ ચાલવા માંડયું. ઉંચાં મ્હોંડાં રાખી પોતાની આંખો ફાડી શત્રુંજયગિરિને જોતાં જોતાં સંઘનાં મનુષ્યો તેમની પછવાડે ગતિ કરવા લાગ્યાં. તેમની પછવાડે રકતવસ્ત્ર ધારણુ કરેલાં હોયને લીધે લોકોને તીર્થ પ્રત્યેનો પોતાનો ભાવ દર્શાવતી હોય તેવી લાંબા સ્વરવડે મંગળગીત ગાતી સ્ત્રીઓ ચાલવા માંડી. તે ટાણે દુંદુભીના નાદ, નિશાન, કાંસીજોડા, તાળ, વીણાઓ તથા પખાજોના શબ્દ—અવાજથી આકાશનો ગુણુ જે શબ્દ; તેજ સઘળે પ્રસરી રહ્યો હતો. સંઘનાં સઘળાં મનુષ્યો પોતાનાં મ્હોંડાં ઉંચાં કરીને ગિરિનો ચડાવ ચડતાં મોક્ષમંદિરને નિરખતા હોય તેમ સુંદર દેખાવ આપતા હતા. ઉત્તર દીશાના માર્ગે કરીને ભરતજી ગતિ કરતા હતા. બીજા અનેક મનુષ્યો પોતપોતાને અનુકૂળ માર્ગે થઇ ગિરિપર ચડવા લાગ્યાં. સુધર્માં ગણુધરના શિષ્ય કે જેમનું નામ ચિલ્લણુ હતું; તે તપસ્વી પુરૂષ પોતાના શિષ્યોએ સહિત પશ્ચિમ દિશાને માર્ગે થઇ પર્વતપર ચડવા લાગ્યા. સંઘના શ્રાવકો ચાળીશ ગાઉ જેટલે ઉંચાર ચડયા એટલે તેઓને તરશ લાગી. તેમણે ચિલ્લણુ મુનિની પ્રાર્થના કરી કે—"મહારાજ ! અમારો જીવ જતો રહે

એટલા અમે તરસ્યા થયા છીએ. આ તરશથી પ્રભુનાં દર્શન કર્યાં શિવાય અહીંઆંજ નક્કી મરી જવાશે." તે લોકોને આ પ્રકારે પીડાતા જોઇ ચિલ્લણે તેમને પાણી પીવાનું પાત્ર દેખાડયું. તે ટાણે સઘળા સંઘજનોએ કહ્યું–' હે સ્વામિન્ ! આટલા પાણીથી અમારી તરશ મટે તેમ નથી. આપના તપના બળથી આપ એટલું જળ ઉત્પન્ન કરો કે–હમેશાં સર્વનું તૃષા સંબંધી દુઃખ મટી જાય. ' તેમની એ પ્રકારની વાણી શ્રવણ કરી નિરંતર સંઘનું સામીપ્ય ચહાતા તે મુનિઓની મધ્યે શ્રેષ્ઠ એવા ચિલ્લણમુનિએ પોતાના તપના બળથી પાસે રાખેલા પાત્રનું જળ રેડવાથી એક મઝેનું સરોવર ઉત્પન્ન કર્યું. થોડા, થોરા, વાયુના પ્રવાહવડે જેના જળતરંગ મનને હરણ કરતા હતા, તેવા સરોવરને દેખવાથી સંઘના મનુષ્યોનાં મન શાન્તિ પામ્યાં. સરોવરમાંથી વારંવાર નિર્મળ જળ પીવાથી અમૃત કરતાં પણ અધિક એવો તે રસ રહિત જળનો સ્વાદ તેઓને જણાયો. સંઘના મનુષ્યોના આગ્રહને લીધે તપસ્વી ચિલ્લણે તે સ્થળે આ સરોવર રચ્યું; માટે તેનું નામ ચિલ્લણ સરોવર પડયું. માત્ર સંઘના વચનથીજ સર્વને ઉપકાર કરે તેવું આ સરોવર તપસ્વીને કરવું પડયું છે; માટે તે પવિત્ર છે. તેનું દર્શન થવાથી, તેમાં સ્નાન કરવા વડે અથવા તેનું જળ પીવાથી કે પ્રભુને સ્નાત્ર કરવાથી સર્વ પાપને ટાળી પવિત્રતા પ્રાપ્ત થાય છે. એ સરોવરમાં નાહી જે પ્રભુને એના જળથી અભિષેક કરે તેને એકજ જન્મે મોક્ષ પ્રાપ્ત થાય છે. ભરતનો સંઘ તે જળનું પાન કરી ત્યાં જરા વિશ્રામ કરી સુખવડે પ્રથમ ટંકે ચડયો. ઉત્તર દિશાના માર્ગે થઇને ગતિ કરતાં; વટેમાર્ગુઓના થાકને મટાડનારૂં ઝાડની ઘટા-

ઓથી શોભીતું, ચાર ગાઉના વિસ્તારવાળું, વાવ્ય તથા કું-ડોથી સુશોભિત નંદનવન જેવું **લક્ષ્મીવિલાસ** નામનું વન ભરતના દેખવામાં આવ્યું. ઉત્તર દિશાના મુખમાં સુંદર કસ્તૂરિતિલક સરખું તે સુંદર વન જોઇ શકિતસિંહે પોતાના કાકા ભરતને કહ્યું—' સ્વામિન્ ! આ ગઢ અંધકારવાળી નીલાં ઝાડોની પંકિત જાણે પર્વતોના રાજા શત્રુંજયની કેડના કંદોરા જેવી સુંદર દેખાય છે. આ ઝાડોની પંકિત પણ પુષ્પોને ગુણવાળાં તથા પવિત્ર જાણીને પોતાના મસ્તકપર ચડાવતી હોય તેમ લાગે છે. વીજળી સહિત વર્ષાદની માફક પુષ્પોની પંકિતઓવાળું આ અરણ્ય કોણના તાપને નથી મટાડતું ? અર્થાત્ સર્વના તાપને મટાડે છે. તે પોતાના પુષ્પ ગુચ્છોથી આકાશને અનેક ચંદ્રવાળું કરે છે તે જુઓ. ભમરાઓના ગુંજારવથી આખું વન શબ્દાયમાન્ થએલું છે. પુષ્પોથી ખીલેલો આ નીલા રંગનો અરણ્ય બાગ, મોતીથી ગુંથેલા, ઉત્તમ એવા પર્વતની લક્ષ્મીના ચોટલાની ગોફણો હોય તેવો જણાય છે. આ કલ્પવૃક્ષો રસ્તે ચાલતા યાત્રાળુઓને સ્વેચ્છા માફક દાન દેવાથી તથા છાયા આપવાથી પોતાનું નામ અન્વર્થ કરે છે. આ કેળનાં વૃક્ષ ગિરિમાંથી વ્હેતાં ઝરણાંના જળોવડે પલળેલાં પોતાનાં પાંદડાંથી; સૂર્યના કિરણો વડે તપેલા વટેમાર્ગુઓને વાયુ ઢોળે છે. મૂળથી આરંભી ઠેઠ પર્યંત ફળેલું ફનસનું ઝાડ તીર્થના સેવનનું ફળ પ્રત્યક્ષ દેખાડતું હોય તેવું ઉભું છે. સોપારી વૃક્ષને વિંટળાએલી નાગરવેલનાં પાનની વેલિઓ કિન્નરોને લતાઓએ શી રીતે વિંટાવું તે શીખવતી હોય તેમ દેખાય છે. અશોક, આંબા, જાતિવૃક્ષ, ચંપા, ગુલાબ, લવિંગ, ચંગ તથા નારંગી ઇત્યાદિ બીજાં અ-

નેક વૃક્ષો શોભી રહ્યાં છે. દેવ, કિન્નર, ગંધર્વ તથા વિદ્યાધર લોકોની કુળવતી સ્ત્રીઓ યુગના આદિ ભગવાન્ ઋષભદેવના ગુણાનુવાદ ગાતી પોતાના સંસાર તાપને ટાળી દે છે. તાલ, તમાલ તથા હિંતાળયુક્ત આ ઉદ્યાનમાં યાત્રાળુઓનું અન્તઃકરણ લવકાળ શાન્તતાને પામે છે. આપણે પણ નદીના ચંચળ જળ તરંગવડે વ્યાપ્ત એવા તટપર પ્રીતિથી વિશ્રામ લઇ સઘળા યાત્રાળુઓ રસ્તાનો થાક ઉતારો. મધુ પીવાથી ઉન્મત્ત થઇ વિલાસ કરતી ભમરીઓના ગાનથી વ્યાપ્ત એવા આ સુંદર ગિરિપર આપણા સંઘની હરિણાક્ષીઓ જરાવાર આનંદથી ભલે રમતીયો. હે પ્રભો ! દિનમણિ–સૂર્ય હમણાં મધ્યાન્હનો થએલો છે. માટે ગ્રીષ્મની પીડાને મટાડનાર આ ઉદ્યાનનો શીતળ વાયુ થોડોક સમય આપ પણ સેવન કરો. ચક્રવર્તી રાજન્ ! મનને શાન્ત કરી આ સ્થળે આરામ લ્યો. મતલબ કે–રસ્તાનો થાક વટેમાર્ગુને પીડે છે. ”

ઉપર પ્રમાણેનાં શક્તિસિંહનાં વચનોને શ્રવણ કરી થોડોક વિચાર કરીને ભરતે વર્દ્ધકી કને તે સ્થળે સંઘનો વિસામો કરાવ્યો. કેટલાક હરિણાક્ષીઓએ સહિત તે ઉદ્યાનમાંથી ફુલ તોડવા લાગ્યા, કેટલાક પુણ્યવાન્ જીવો આંબાનાં ફળો ચુંટવા લાગ્યા, કેટલાક રસ્તાનો થાક ઉતારવા હરિણાક્ષીનાં નેત્રના કટાક્ષ સરખા ચંચળ તરંગવાળી નદીના જળમાં સ્નાન કરવા મંડયા, કેટલાક બીજા પુષ્પોથી સંથાર કરવા મંડયા, કેટલાક આ જંગલનાં વખાણ કરવા લાગ્યા. ચપાના પુષ્પ જેવી ગોરા શરીરવાળી કેટલીએક યુવતિઓ વર્તુલાકાર ગોઠવાઇ થોડીવાર હંબોડા લેવા

લાગીઓ, કેટલીએક પોતાના પતિઓને સન્મુખ આવતા જોઈ તેને આંદોલન એટલે હીંચકા ખાવાની ક્રિયાઓ શીખવવા લાગી અને પોતાના ચંદ્ર સદૃશ મુખથી દિવસે ચંદ્ર ઉગ્યો હોય તેવી ભ્રાન્તિઓ કરાવા લાગીઓ. એ પ્રકારે સઘળાં યાત્રાળુઓ પરસ્પર પ્રેમથી રમતાં હતાં; તેવામાં શક્તિસિંહને તેડી ચક્રવર્તી ભરત તે ઉદ્યાનમાં આવી ચડયા. તે વનનો જેને અનુભવ છે એવા શક્તિસિંહે તે વનમાં જે સુંદર તાનવાળાં–જોવા લાયક સ્થાન હતાં, તેનું નામ દઇ દઇ ઓળખાવ્યાં. તેને જોતા, જોતા, ભરત ચક્રવર્તી આગળ જવા લાગ્યા. એવામાં મોતીના ભૂકા સરખા ધોળા પાણીથી ભરપૂર તથા નેત્રને સુંદર લાગે એવો મઝેનો કુંડ તેના દેખવાનાં આવ્યો. શતપત્ર નામે સોનાનાં કમળો તથા કલહંસ જાતના પક્ષિઓની પાંખોના શબ્દથી ઘણો રમણીય લાગતો હતો. તે સ્થળે હલકે હલકે થતી ગર્જનાનો શબ્દ સાંભળીને હર્ષિત થએલા ભરતે ઉત્સાહથી શક્તિસિંહને પૂછયું–" સૌરાષ્ટ્રમાં તમારો નિવાસ છે; માટે તમે અહીંયાં સર્વે સ્થળના ભોમિયા છો; માટે આ સુંદર કુંડના મહાત્મ્યની કથારૂપ અમૃતને રેડી મારા કાનને પવિત્ર કરો." એ પ્રકારનાં ભરતનાં વચનો સાંભળી શક્તિસિંહ બોલ્યા—"એક દિવસના સમાયોગમાં પિતાશ્રી અત્રે પધાર્યા હતા. ત્યારે તેમને વાંદવાને હું પણ આ સ્થળમાં આવ્યો હતો. તે ટાણે પ્રસંગ જોઈ મેં પ્રશ્ન પૂછયો. તે ટાણે પાપરૂપ શત્રુઓનો નાશ કરવાને ઇંદ્રે જેને પોતાનું હથીઆર કલ્પેલા એવા પર્વતોના રાજા શત્રુંજયની પાવન કરનારી કથા મને શ્રવણ કરાવી હતી. તેમાં આ કુંડનું જે મહાત્મ્ય મને કહ્યું હતું તે આપને કહું તે સાંભળોઃ—આ વિશાળ કુંડનું **સવતીર્થાંવ**–

તાર સુપ્રસિદ્ધ છે. પહેલાં ઉત્સર્પિણી સમયને વિષે આ સિદ્ધાચળ પર્વતપર કેવળજ્ઞાની નામના પ્રથમ તીર્થંકરની સમીપ સૌધર્મ નામના ઇંદ્ર આવેલા હતા. તેઓએ તીર્થંકરના સ્નાત્રને અર્થે આ કુંડને વિષે ગંગા, સિંધુ તથા પદ્મહ્રદ વગેરે ક્ષેત્રોનાં જળને આવાહન કર્યાં હતાં. માટે આ કુંડના જળવડે સ્નાત્રવિધિ આચરવાથી સઘળાં તીર્થમાં સ્નાન કરવાથી જેટલું ફળ થાય તેટલું ફળ પ્રાપ્ત થાય છે. આ કુંડના જળવડે પરમેશ્વરને પખાળ કરવાથી મોક્ષનું ફળ મળે છે. પરમેશ્વરના પગ પખાળવાથી શુદ્ધ થએલા આ કુંડના જળથી અતિ ઉગ્ર એવા ત્રણ પ્રકારના ઝેરની પીડાઓ પણ નાશ થાય છે. તેમાં સ્નાન કરવાથી કોઢ વગેરે સઘળા વ્યાધિઓ મટી જાય છે. બુદ્ધિ, યશ તથા તેજ વૃદ્ધિ પામે છે. લાંબો સમય જવાથી આ કુંડ ભાગી ગયો છે, તેના પથરા ઢીલા થઇ વિખરાઇ ગયા છે; છતાં તેનો મહિમા દિવસે દિવસે વધતો જાય છે." ભરતે શકિતસિંહના મુખથી એ કુંડનું મહાત્મ્ય સાંભળ્યું–તેથી તેમના મનમાં તેને વિષે ઉત્તમ ભાવ તથા પ્રેમ ઉત્પન્ન થયો. વર્દ્ધકીદ્વારાએ ભરતે તે કુંડની મરામત કરવી. તેથી જે પુન્ય પુંજ પ્રગટ થયો તેણે કરી પોતાના સંસારનો ભાર હલકો કર્યો. કુંડનો ઉદ્ધાર થવાથી વૈડુર્યમણિ, હીરા તથા માણેક અને પદ્મરાગ જાતના રત્નો ઇત્યાદિના પ્રકાશવડે વિવિધ પ્રકારે રંગાએલા જળના તરંગોથી મંડિત થઇ દીપવા લાગ્યો. નદીઓ, વ્હેળાઓ તથા સરોવરના પ્રવાહો તે કુંડમાં પડે છે. એવો તે પ્રભાવિક કુંડ ભરતે મરામત કરાવ્યા પછી અત્યંત જેનો મહિમા છે એવા ભરત નામથી વિશ્વમાં પ્રસિદ્ધ થયો.

ત્યાં ત્રણ પહોરની રાતને એક પહોરની પેઠે આનંદથી વ્યતિત કરી પાછલા પહોરે પરોઢિયે ભરતજીએ કૂચ કરનારાને સમાચાર આપનાર દૂતીના સરખી ભંભા વગડાવી. તે પછી સુભદ્રા સુંદરી સાથે તે ભરત કુંડમાં ન્હાઇ સુંદર વસ્ત્રો પહેરીને અગાડી કચ કરી ભરતજી પહેલા શિખર ઉપર આવ્યા. તે વખતે સૌધર્મા દેવલોકનો ધણી ભકિતરંગ અને સ્નેહથી પ્રેરાયલો સૌધર્મેંદ્ર વિમાનમાં બેસીને ભરતજીને જોવાની ચાહનાને લીધે ત્યાં આવીને જાણે પોતાના જુદા જુદા શરીરને એક કરતા હોયની ? તેમ ભરતજી અને ઇંદ્ર એક બીજાને આનંદ વડે ભેટયા. તે પછી શ્રીનાભગણધર ગુરૂની સાથે ભરતજી તથા ઇંદ્ર એ બન્નેએ સૂર્ય ચંદ્ર જેવી પ્રીતિથી ગિરિરાજના મુખ્ય શિખરનો સ્પર્શ કર્યો. ભરતજીએ સૌધર્મેંદ્રની સંગાથે પુષ્કરાવર્ત્ત મેઘની પેઠે દ્રવ્યને વરસાવતા રાયણ રૂખની હર્ષ સાથે પ્રદક્ષિણા કરી. તે રાયણ વૃક્ષની નીચે મણિમય મંડળ ઉપર શ્રીઆદિશ્વર ભગવાનની ચરણપાદુકા ( પગલાં ) ઇંદ્રે કરાવેલ તે ભરતજીને દેખાડી એટલે ભરતજીએ તે પ્રભુનાં પગલાંને પ્રણામ કર્યો. મહાન્ ભક્તિ વડે અષ્ટગંધથી તે પગલાંના ઉપર વિલેપન કરી પારિજાત અને પાડળ વગેરે સુંગધી ફૂલોથી પૂજા કરી. તે પછી સાક્ષાત્ ઉજ્વળ જ્ઞાનવડે ઉજ્વળ પ્રભુનું મનમાં ચિંતવન કરી તે આદિ પ્રભુના પગના પ્રતિબિંબને ભરતજીએ પ્રણામ કર્યો. ત્યાર પછી સૌધર્મેંદ્રે મીઠાશથી અમૃતને પણ મ્હાત કરે તેવી (મીઠી) વાણી વડે ચક્રવર્તીને આનંદ સાથે કહ્યું કે—"ઘણું કરીને કાળબળના વશથી માણુસો દિનપરદિન ઉતરતા ગુણવાળા થતા જાય છે, તેથી આ ગિરિ ઉપર શ્રી આદિપ્રભુની પ્રતિમાજી વગર કોઇ

કદિ પણ આસ્થા–શ્રદ્ધા રાખશે નહીં. પરમાત્માના ચરણથી પાવન થએલો આ ગિરિરાજજ તીર્થ છે; તોપણ મનુષ્યોની પવિત્ર વાસના વધવાને માટે અહીંયાં શ્રી જિનેંદ્રનો એક પ્રાસાદ (મંદિર) થવાની ખાસ જરૂરજ છે. જે જે તીર્થંકરોની જ્યારે જ્યારે સ્થિતિ હોય ત્યારે ત્યરે તે તે તીર્થંકરોની મૂર્તિઓ થયાજ કરે છે, તેથી હમણાં શ્રીઋષભદેવસ્વામી પહેલા તીર્થંકરદેવ પ્રવર્ત્તે છે; માટે તેમની મૂર્તિયુક્ત વિનીતા નગરીના દેહરાસર જેવું અહીંયાં એક દેહરાસર કરાવો. અગર તો જેવી રીતે બાહુબળીજીએ તક્ષશિલાપુરી વસાવી તેમાં ચોરાશી મંડપથી શોભતો એક જિનપ્રાસાદ કરાવ્યો છે તેવી રીતનો અહીંયાં એક જિનપ્રાસાદ બંધાવો.”

આવી રીતનાં સૌધર્મેંદ્રનાં વચન સાંભળી ચક્રવર્તી ભરતજીના મનમાં વધારે સારી વાસના પેદા થઇ, તેથી તુરત સોમયશાએ બતાવેલા દેહરાસરની માફક એક દેહરાસર બાંધવાને વર્દ્ધકીરત્નને હુકમ કર્યો. દિવ્ય શક્તિમાન્ વર્દ્ધકીએ થોડા વખતમાંજ ભરતજીનો હુકમ સાથે ચડાવી મણિરત્નવડે ત્રૈલોકય વિભ્રમ નામનું એક દેહરાસર તૈયાર કર્યું તે મંદિરની ઉગમણી બાજુએ ભુવનના વિસ્તારી છત્ર હોય તે સરખા સિંહનાદ વગેરે એકવીશ મંડપો બનાવ્યા. દક્ષિણ દિશામાં ભદ્રશાળ વગેરે, પશ્ચિમ દિશામાં મેઘનાદ વગેરે અને ઉત્તરમાં શ્રીવિશાળ વગેરે એકવીશ એકવીશ મંડપો બનાવ્યા. તે ચોમેરના ચોરાશી મંડપો રત્ન માણિકના કિરણોવડે આકાશને ચિત્ર વિચિત્ર કરતા હતા. તે દેહરાસર એક કોશની ઉંચાઇવાળું, બે કોસની લંબાઇ અને એક

હજાર ધનુષ્યની પહોળાઈવાળું હતું. ચક્રવર્તીના યશથી પરિપૂર્ણ થયેલી દિશાઓનું હાસ્ય હોય તેવી મણિમય તોરણોની માળાઓ ચાર દિશાઓમાં શોભતી હતી. લાખો ગોખ, રત્નમયી વેદિકા, અને અનેક અટારિઓ તે મંદિરની આસપાસ શોભતી હતી. તે મંદિરની વચમાં ચાર મુખવાળી રત્નમય (ચોમુખ) મૂર્તિ સેંકડો સૂર્યની કાંતિના ઢગલા સરખી પ્રભુની પ્રતિમાજી ચળકતી હતી. તે પ્રભુની બન્ને બાજુએ બહુજ કાંતિવાળી ગુરૂ શુક્રના સરખી શ્રીપુંડરીક ગણધરની અદ્દભુત મૂર્તિઓ શોભાવી તથા કાઉસગ્ગીયા રૂપે શ્રી પ્રભુ આદિશ્વરજીની મૂાત અને બન્ને પડખે ખડ્ગ ખેંચીને રહેલ નમિ અને વિનમીની મૂર્તિ પણ ગોઠવી. એક બાજુએ ત્રણ ગઢની વચમાં રહેલા કેવળજ્ઞાની–ચોમુખ પ્રભુ ધર્મતત્ત્વની દેશના દેતા હોય તે પ્રમાણે બિંબ કરાવી સ્થાપ્યા. તેમની આગાડી શ્રીઆદિ પ્રભુ ઉપર નજર અને હાથ જોડી ઉભેલ ભરતજીએ પોતાની મૂર્તિ સલાટ પાસે બનાવરાવી. તે શિવાય શ્રીનાભીરાજા, માતા મરૂદેવી અને બીજા પૂર્વજોની પણ રત્નમય મૂર્તિઓ કરાવી જુદાં દેહરાસરો બનાવી તેમાં સ્થાપન કરી, રત્નમય બનાવેલા મુખ્ય દેહરાસરમાં સુનંદા અને સુમંગળાની મણિમય મૂર્તિઓ સૂર્યમાં દીપિકાની પેઠે દીપતી હતી. સર્વ જ્ઞાનમય બ્રાહ્મીની અને સર્વ સંપત્તિને દેનારી સુંદરીની મૂર્તિઓ પણ તે સ્થળે નિધાનની પેઠે રાખવામાં આવી હતી. બીજાં નવાં મંદિરો બનાવરાવીને તેની અંદર ભવિષ્યકાળમાં થનારા (અજિતાદિ વીર સૂધીના) ત્રેવીશ તીર્થંકરોની પ્રતિમાજીઓ પોતપોતાના શરીરવર્ણ અને શરીરમાપ પ્રમાણેની પોત

પોતાનાં યક્ષ યક્ષણીઓ સહિત સ્થાપન કરી હતી. તે શિવાય ભરતજીએ પોતાના ભાઇઓની પણ મણિરત્નમય મૂર્તિઓ બનાવરાવી નવા મંદિરમાં શોભાવી હતી, તે ત્યાં બહુજ શોભા પ્રાપ્ત કરતી હતી.

આ પ્રમાણે આ તીર્થમાં વિચિત્ર પ્રકારની દેહરાસરોનીપંક્તિ રચાવીને પછી સલાટો, ચિતારાઓ અને રખેવાળ તથા પૂજનારાઓને રજા આપી. શ્રીજિનેંદ્ર વગેરેની હમેશાં સેવા પૂજાને માટે ઝારી, થાળ, કળશ, છત્ર ચામર, દીવીઓ, આભુષણ અને આરતી મંગળ દીવો વગેરે સઘળી સામગ્રી દરેક જિન મંદિરોમાં મૂકી. તે તીર્થનો રક્ષણ કરનાર હાથીના વાહનવાળો, બંને જમણા હાથમાં વરદાન અને અક્ષમાળા તથા બંને ડાબા હાથોમાં બીજોરૂં અને પાશ ધારણ કરનારો અને તપાવેલા સોના સરખા શરીરવાળો ગોમુખ યક્ષ થયો. તેમજ તે તીર્થની રક્ષણ કરનારી સુવર્ણ વર્ણવંત ગરૂડ ઉપર બેસનારી, ચારે જમણા હાથોમાં વરદાન, અક્ષમાળા ચક્ર અને પાશ, તથા ચારે ડાબા હાથોમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ ધારણ કરનારી ચક્રેશ્વરી શાસનદેવી થઈ.

પછીથી શુભ દિવસે બાહુબળી મુનિ, શ્રીનાભગણધર, નમિ, વિનમી, બીજા આચાર્યો અને ઇંદ્રાદિક દેવો એકઠા થયા. પછી ગુરૂએ કહેલી સઘળી પ્રતિષ્ઠાદિકમાં જોઇતી સઘળી ચીજો ઉપકરણો વગેરે ઇંદ્રના હુકમથી અભિયોગિક દેવતાએ ભકિત સહિત તુરત ત્યાં હાજર કરી, એટલે ઋષિઓએ દ્વાદશાંગમાં કહેલા વિધિ

પ્રમાણે શાંતિકર્મયુક્ત દેહરાસરોમાં પ્રતિમાજીઓની પ્રતિષ્ઠા કરી. અને સૂરીમંત્રથી અભિમંત્રિત કરેલા પવિત્ર વાસક્ષેપ અને અણિશુદ્ધ ચોખા, ધ્વજદંડ અને પ્રતિમાજી ઉપર હર્ષ સહિત ક્ષેપન કર્યા, તે સાથે સંઘે પણ ક્ષેપન કર્યા. તે વખતે સઘળાં વાજીંત્રોની શબ્દગર્જના સાથે મળી ગયેલી ધવળ મંગળની શબ્દગર્જના ઉલ્લાસ કરતી સર્વ જણાના કાનને પાવન કરવા લાગી. આ પ્રમાણે ભરતજીએ કરેલા પ્રતિષ્ઠા મહોત્સવવડે સર્વ અધિષ્ઠાયક દેવોએ પ્રત્યક્ષપણે ત્યાં આવીને સ્થિતિ કરી. તે પછી ભરત ચક્રીજીએ મંત્રોપચારસહિત સુવર્ણ રત્નમય કળશથી જન્મસ્નાત્રના સરખો પ્રભુનો સ્નાત્ર મહોત્સવ કર્યો. કપૂર, અગર, કંકોળ, કસ્તૂરી ચંદન વગેરેથી પ્રભુને વિલેપન કર્યું. તેમજ કીર્તિવડે તમામ વિશ્વને વિલેપન કર્યું પૂજન સમયે ભરતજીએ જ્ઞાનથી ગુરૂ ગણાતા ગુરૂને જમણી બાજુએ અને સઘળી સાધ્વીઓને તથા અંતઃપુરિઓ (રાણીઓ) ને ડાબી બાજુએ રાખી પછી વિચિત્ર સુવાસનાવડે ભમરાઓને આકર્ષણ કરનારા ચંપા, મંદાર, સંતાન, હરિચંદન, પારિજાત, કલ્પવૃક્ષ, મલ્લિકા, બોરસલી, કમળ, કેતકી, માલતી, જુઇ, કણેર, શતપત્ર, જાસુદ, જાઇ, અને કલ્હાર વગેરે ફૂલોથી સઘળા ઇંદ્રોએ અને ચક્રીજી વગેરેએ પ્રભુનું પૂજન કર્યું. પછી ચોખા, ફળ, ધૂપ, દીવો, તરેહવાર જાતનાં નૈવેદ્ય અને જળ વગેરેનો જથ્થો પ્રભુની અગાડી ધર્યો. પછી કાંતિવંત મુખવાળા ભરતજી હાથમાં આરતી લઇ ઉભા રહ્યા. તે ટાણે પ્રાતઃકાળમાં જેવો સૂર્ય શોભે તેમ તે શોભવા લાગ્યા. ઇંદ્રાદિ દેવોએ અને રાજાઓએ ચક્રવર્તીના શરીર ઉપર ચંદનના તિલકની પંક્તિ

કરી, જે તેના સંસાર તરફથી ઉત્પન્ન થએલા તાપને ભેદનારી થઇ પડી. ફૂલોના વરસાદને ગ્રહણ કરી જમણી બાજુએથી સમસ્ત અંધારાનો અંત કરનારી આરતી ઉતારતા ભરતજી વિશેષ શોભવા લાગ્યા. તે પછી ભરતજીએ પોતાના હાથમાં એક શિખાવાળો મંગળ દીવો લીધો. જે 'આ વિશ્વમાં દીવા સરખા પ્રભુ એકજ છે' એવું સૂચવતો હોય તેવો જણાતો હતો. હર્ષવડે કોમળ થયેલા ભરતજીએ જે જે અર્પણ કર્યું તેનું ભવિષ્યમાં થનારૂં ફળ જ્ઞાની પુરૂષોજ જાણે છે. પછી ભકિતભારથી દેહ સાથે પોતાના કર્મને પણ નમાડતા ભરતજીએ શ્રી જુગાદિ પ્રભુને મંગળના સ્થાનકરૂપ અને સંસારની જડતાનો નાશ કરનાર તે મંગળ દીવાનો સર્વેજણે સ્પર્શ કર્યો. પછી રોમાંચકંચુક ધારણ કરી હર્ષના આંસુ ન્હેવરાવતા ભરતજીએ બે હાથ જોડી પ્રભુની આ પ્રમાણે સ્તુતિ પૂજા કરીઃ—

"હે નાથ! બુદ્ધિરૂપી ધનથી રહિત હું કયાં? અને ગુણના દરિયા રૂપ આપ કયાં? તોપણ આપની ભકિતએ બોલકણો થયેલો હું મારી શકિત માફક આપની સ્તવના કરૂં છું. હે જગત્‌ને પૂજવા લાયક! આપ અંત રહિત છો. અનાદિ છો અને રૂપ રહિત-અરૂપી છો. યોગિજનો પણ આપના ખરા સ્વરૂપને જાણતા નથી. હે સ્વામી! આત્માના સ્વાર્થનો ઘાત કરનારા રાગ વગેરે દુઃખે જીતી શકાય એવા શત્રુઓને આપે તપરૂપ અસ્ત્રવડે જીતી લીધેલ છે. બીજા દેવો કે જે જે દેવના આભાસ રૂપજ છે તે તે દેવોને રાગાદિ શત્રુઓએ સંતાપેલ છે, તેથી તેઓ આત્માની અંદરના શત્રુઓને ત્યાગી દઇ શત્રુઓનેજ દેખે છે, અનંત જ્ઞાનના

મહાત્મ્યવાળા, ચારિત્રમાં ચતુર અને જગતદીપક શ્રીનાભીજી-નંદન પ્રભો! આપને નમસ્કાર છે. હે નાથ! આપે યોગનાં આઠ અંગ એવાં રચેલાં છે કે જે જ્ઞાનાવર્ણિય વગેરે આઠ કર્મોનો નાશ કરવાને પ્રવર્તે છે. શત્રુંજયગિરિશિખરના રત્ન, શ્રીનાભીરાજાના કુળમાં સૂર્ય સરખા અને સ્વર્ગ તથા મોક્ષ મળવાના વ્યાપારના મૂળ કારણ રૂપ હે વિભો! આપને નમસ્કાર છે. હે નાથ! જેમ રત્નવડે સોનું, અને તેજ વડે સૂર્ય અલંકૃત છે, તેમ આપે આ શત્રુંજય તીર્થને અલંકાર યુકત કરેલું છે. હે અરિહંત પ્રભો! હું સ્વર્ગના સુખને, મોક્ષના સુખને કે નરલક્ષ્મીને યાચતો નથી; પણ આપના ચરણકમળ હમેશાં મારા હૃદયમાં વાસ કરે એજ યાચું છું."

આ પ્રમાણે ભકિતથી પરમાત્માની સ્તવના કરી ભોંય સાથે મસ્તકનો મુકુટ અડાડી પંચાંગ પ્રણામ કર્યો. ત્યાર પછી શ્રીઆદિ ભગવંતનાં ધાતુશ્રી અને પ્રથમ ચોવીશીમાં પ્રથમ મોક્ષપદને પ્રાપ્ત કરનારાં શ્રીમરૂદેવીજીની પૂજા કરી, સ્તુતિ કરવા લાગ્યા. "જે કૃપામાં તત્પર રહેનારાં માતાએ આદિ અવતાર ધારણ કરી આ વિશ્વને અંતરંગ શત્રુઓવડે પરાભવ પામતું દેખી સઘળા જગત્ જીવોને અભયના દેનારા જગતના પતિ ભગવાનને પોતાના ઉદર-કુખમાં ધારણ કર્યા, તે માતા મરૂદેવીજીને હું નમસ્કાર કરૂં છું. જેઓએ કદિ નાશ ન થાય તેવા સુખવાળા મોક્ષ સ્થળમાં નિવાસ કર્યો છે, જેઓ ચિદ્રૂપપણાને લીધે સકળ વિશ્વના સ્વભાવ જાણે છે અને જે વિશ્વાતિશય અર્હત્ પ્રભુરૂપ મોતીને ધારણ કરવામાં છીપ સરખાં છે તે ભગવતી યોગિની

રૂપ મરૂદેવીજીને ત્રિવિધે (મન, વચન, કાયા એ ત્રણની શુદ્ધિ સહિત) નમસ્કાર કરૂંછું. જગતમાં જેની સમાન કોઇ બીજી પરમયોગ પરાયણ સ્રી નથી કે જેણે હાથી ઉપર બેસીને પોતાના અંતરંગ શત્રુઓનો નાશ કર્યો અને જે બહુ વાત્સલ્યતાને લીધે પોતાના પુત્રનું સુખ જોવાને માટે આગેવાન થઇ મોક્ષપદને વર્યાં, તે માતાજીને હું પ્રણામ કરૂં છું. હે માતા! ભૂમિનું વિભૂષણ સઘળી વસ્તુના ભાવને જાણનારાં અને યોગીશ્વરી એવાં આપ જો ન થયાં હોત તો આ જિનેંદ્ર કયાંથી થાત! આ વિશ્વનો વ્યવહાર કયાંથી બંધાત! બોધીલાભ કયાંથી મળત અને જ્ઞાન, મોક્ષ પ્રાપ્તિ તેમજ અંતરંગ રિપુનો નાશ શી રીતે થાત? હે દેવી! આપના ચરણના નખના કિરણોવડે મારૂં સઘળું અજ્ઞાનાંધકાર નાશ થઇ જાઓ. હે જનની! આ વિશ્વના ગુરૂ આદિ પ્રભુની ઉન્નતિના પણ આપ કારણભૂત છો, તેથી હું આપને સ્તવું છું, અને ચિંતવન કરૂં છું, દેવતાઓએ સેવેલ યોગિની અને જગદીશ્વરી આ જગદીશ જનની મરૂદેવી! મારૂં હમેશાં માંગળીક કરો."

આ પ્રમાણે સ્તુતિ કરી મોટા મનવાળા ભરતજી આર્યા બ્રાહ્મીના મંદિરમાં આવ્યા. ત્યાં તેમનું પૂજન કરી સ્તુતિ કરવા લાગ્યા—"જે સઘળા વિશ્વની સ્થિતિને જાણનારાં છે, જે યોગનીઓથી પણ ધ્યાન કરવા લાયક છે, જે ચંચળ સ્વભાવ રહિત, ભવના ભયને નાશ કરનારાં અને ભકતોને તારનારાં છે, જે દિવ્યાદિવ્ય શક્તિવંત દેવ દાનવ માનવથી પૂજાયલાં અને મંત્ર સ્વરૂપ છે, તેવાં વિશ્વમાતા શ્રીયુગાદીશ પુત્રી બ્રાહ્મી! મને સુખ આપો. માણસ, હાથી, પંખી અને સાપ વગેરેના કુળમાં

પેદા થતા જીવોની અંદર જે પ્રાણના બ્હાને જીવકળાથી રહેલા દેખાય છે અને જેના લીધે આ જગતના તમામ પદાર્થો જાગ્રત છે તે જગદીશપુત્રી બ્રાહ્મીને હું નમસ્કાર કરૂં છું. ઉત્કૃષ્ટ સમાધિ પરાયણ યોગિઓ મોગરાના ફૂલ સરખા જેમને પોતાના હૃદયકમળમાં રાખી હમેશાં યાદ કરે છે અને તેથી પાપ જડ્થાને દૂર કરી તત્ત્વને જાણે છે, તે વિશદ શીળધારી ભારતીને હું નમન કરૂં છું. સુર, અસુર અને મનુષ્યોને વંદવા લાયક શ્રીયુગાદીશના અંગથી પેદા થયેલ અંગજા અને શબ્દબ્રહ્મને જન્મ આપનાર બ્રાહ્મી ! મારા વિઘ્ન સમુદાયની શાંતિને માટે થાઓ."

આ પ્રકારે સ્તુતિ સહિત નમન કરી ભરતજી સુંદરીના દેહરામાં આવ્યા. ત્યાં તેમનું પૂજન કરી સ્તુતિ કરવા લાગ્યા કે- "હે બ્હેન સુંદરી ! આપ ભૂમિનાં ભૂષણ રૂપ અને લક્ષણવંતની હમેશાં લક્ષ્મી છો. આપના માટે આ જગત્ બહુ પ્રકારે તપ કરે છે અને આપનેજ માને છે. કાંકરા, હાડકાં અને ઘાસ જેમાં મુખ્ય છે એવા પદાર્થો રત્ન, શંખ અને કૃષ્ણ ચિત્રાવેલીપણાને પામે છે અને તેમાં લક્ષ્મી સ્ફુરાયમાન થાય છે તે આપની સુદૃષ્ટિનોજ પ્રતાપ છે. હે ભગવતી ! નીચ વંશમાં જન્મેલો પુરૂષ પણ આપના કિંચિત્ આશરાથી તુરત કુળવંતપણું બુદ્ધ અને વૃદ્ધ જનોને સેવવા લાયક બને છે. હે દેવી ! આપની કૃપાથી આ જગત્ સઘળાં મનોરથનું પૂરનાર અને સકળ જનને સેવવા યોગ્ય છે, હે લક્ષ્મી ! લોકોના મનમાં જે ધર્મનો આદર થાય છે તેનું કારણ આપના આશ્રિત જનોનું અવલોકનજ છે, અર્થાત્ લક્ષ્મીવાનને નિહાળી બીજા લોકો તેવા લક્ષ્મીવંત થવા માટે ધર્મનો આદર કરે છે. જગતને હિત કરનારાં અને આદિ

પ્રભુના કુળરૂપ સમુદ્રમાંથી પેદા થએલાં લક્ષ્મી રૂપી હે સું-
દરી દેવી ! આપજ બુદ્ધિ રૂપ, તૃપ્તિ—સંતોષ-સુખ ધૈર્યરૂપ અને
મતિજ્ઞાન રૂપ છો, 'તેથી આપની અમે સ્તવના કરીએ છીએ

એ પ્રમાણે સુંદરીની સ્તવના કરી ભક્તિના ભારથી ઉન્નત
થયેલા ભરતજી તેમને પ્રણામ કરીને શ્રીજિનેંદ્ર પૂજામાં તૈયાર
થયા. તમામ દેહરાસરો ઉપર ગણધરોએ પ્રતિષ્ઠિત કરેલ સોના
રૂપા ને વસ્ત્રોની ધજાઓ ચડાવી. પછી ઉત્તરાસંગ નાખી ભરત-
જીએ ગુરૂ પાસે આવી પ્રદક્ષિણા દઈ ગુરૂના પદનું પૂજન કર્યું. અને
ચંદનવડે ગુરૂ ચરણો ચર્ચ્યા. ત્યાર પછી ગુરૂ ભરતજીને ચંદ-
નનું તિલક કરતી વખતે બોલ્યા કે—" હે રાજેંદ્ર ! સૂરી મંત્રથી
પ્રતિષ્ઠિત દૃષ્ટિદોષને નાશ કરનારૂં અને ગુરૂના હસ્તકમળથી
થયેલું આ તિલક તમને માંગળીક આપો." આ પ્રમાણે આશિ-
ર્વાદ વચન બોલી શ્રીનાભ ગુરૂએ ભરતજીના કપાળમાં મુક્તિ
શ્રીના વશિકરણની ઓષધી સરખું તિલક કર્યું. પછી ' ઇચ્છામિ
ક્ષમાશ્રમણ વંદિતુ ' એવું બોલી ગુરૂની આજ્ઞા મેળવી ભરત-
જીએ શ્રીનાભ ગુરૂને પંચાંગ પ્રણામ કર્યો. એટલે સંસારતારક
ગુરૂએ સઘળી જાતની લક્ષ્મીને વશ કરવાની ઔષધી સરખો,
વિપત્તિરૂપ સાપનો નાશ કરવા ગુરૂડ સરખો અને ભવાંતક ધ-
ર્મલાભ દીધો. તે પછી ગુરૂના મુખરૂપી ચંદ્રમામાંથી ઝરતું
વાણીરૂપી અમૃત પીવાને ભરતજી ચકોરની પેઠે પ્રસન્નાત્માવંત
થઇ ગુરૂ સન્મુખ બેઠા. ભરતજીના મુખચંદ્રના ઉદયથી શ્રીનાભ
ગુરૂના અંતરમાં રહેલો જ્ઞાનરૂપી દરિયો એટલે બધો ઉલ્લાસવંત
થતાં વધી પડયો કે અંદર ન સમાતાં દેશનાને બ્હાને બહાર
નીકળવા લાગ્યો. ગુરૂ બોલ્યા કે:—

"જે મનુષ્યો આ મૃત્યુલોકમાં શ્રીજિન ભગવાનનું પૂજન કરે છે તેઓજ ધન્યવાદને પાત્ર છે! તેઓજ કૃતકૃત્ય છે!! અને તેઓનાથીજ આ પૃથિવી શોભાયમાન્ છે!!! વેગવંત ઘોડા, મસ્તાની હાથીઓ, સઘળી જાતિની સંપદા, પ્રેમવાળા નોકર ચાકરો, ધોળાં છત્ર, ચામરો, સિંઘાસન, મોટી શય્યાઓ, પવિત્રાચરણવંત અંતઃપુરની રાણીઓ, સંગીત, સુગંધિ ચીજો, વારાંગનાના હાવભાવાદિ વિલાસો, છત્રીશકુળના રાજપુત્રો, તેમનાથી ઉત્પન્ન થતા વિનોદો અને અપાર રમ્ય પદાર્થો જેનાવડે મળે છે એવું રાજ્ય પણ પ્રભુ પૂજાના પ્રતાપથીજ મળે છે. મનુષ્ય દુધ, દહીં, ઘી, સાકર અને ચંદન-સુખડ એ પંચામૃતવડે શ્રીઅર્હત્ પરમાત્માને નવડાવે-પખાળ કરે છે, તે પંચામૃત ભોજન કરનારો દેવતા થાય છે. જે મનુષ્યો શ્રીજિનાધીશને હમેશાં હાથથી પૂજે-સેવે છે તે મનુષ્યો તમામ જગત્ના મનુષ્યો કરતાં વધારે વૈભવવંત થાય છે. જે મનુષ્ય એક દિવસમાં એક વખત શ્રીજીનનું પૂજન કરે છે તે ક્ષણવારમાં અનેક ભવનાં સંચેલાં પાપનો નાશ કરે છે, પ્રભાતે શ્રીજિનેશ્વર ભગવાનનું દર્શન કરેલું રાતનું પાપ નાશ કરે છે, બપોરે દર્શન કરેલું દિવસનું પાપ નાશ કરે છે અને રાતે કરેલું જિનદર્શન એક જન્મમાં પેદા કરેલું પાપ નાશ કરે છે. જે ચતુર મનુષ્ય શ્રીજિનચરણમાં ચાર વખત કુસુમાંજલી મૂકી તીર્થના કુંડ નદી દ્રહ વગેરેના પાણીવડે (પ્રભુને) સ્નાત્ર કરે છે-નવડાવે છે, તે મનુષ્ય દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નરક એ ચારે ગતિમાં ફેરા ફરતો નથી. ચાર ગતિનું ભટકવું બંધ પાડી મોક્ષસુખને વરે છે. પાણી, ફુલ, અખંડ ચોખા, ધૂપ, ફળ

નૈવેદ્ય, દીવો અને સ્તવન તથા પાંદડાં (મરવા પાનડી વગેરેનાં પત્ર) વડેથી પણ શ્રીજિનનું ભક્તિ સહિત પૂજન કરવું. જે મનુષ્ય હમેશાં શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞા પ્રમાણે અષ્ટપ્રકારથી જિન પૂજન કરે છે, તે મનુષ્યની પાસે હમેશાં આઠે સિદ્ધિઓ પ્રત્યક્ષપણે હાજર રહે છે. જે પ્રાણી ઉત્તમ આશયથી સાતે ક્ષેત્રમાં સદ્દ્રવ્યરૂપી બીજ વાવી વખતો વખત ભાવનારૂપી પાણી આદર સહિત સીંચ્યા કરે છે, તે પ્રાણી સમાધિવડે ચૌદ રાજલોકને પાર થઇ અતુલ જ્ઞાનને પ્રાપ્ત કરી લોકાગ્રને હાથ કરે છે. જે સાત ક્ષેત્ર છે એટલે કે જિનમંદિર, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા અને જિનબિંબ એ સાત ક્ષેત્ર છે, તેમાં પહેલાં મણિરત્ન વગેરેથી, સોના રૂપાથી, પત્થર કે લાકડાથી શ્રીજિનેંદ્રનું દેહરાસર બંધાવવું, જેઓ ફક્ત શ્રીજિન ભગવાનને વાસ્તે ઘાસનું ઝુંપડું બંધાવે છે તેઓ દેવપણું પામી અખંડ વિમાનને પ્રાપ્ત કરે છે, તો જેઓ મજેનાં રત્ન સોના વગેરેનાં જિનમંદીરો બંધાવે છે તે પુણ્યપ્રધાન મનુષ્યોને જે ઉત્તમ ફળ મળે છે તેને કોણ જાણી શકે! જે મનુષ્ય લાકડા વગેરેનું દેહરાસર બંધાવે છે તે બંધાવનાર મનુષ્ય તે લાકડા વગેરેમાં જેટલા પરમાણુઓ હોય છે તેટલા લાખ પલ્યોપમ લગી સ્વર્ગમાં નિવાસ કરે છે. નવું દેહરાસર બંધાવવાથી જેટલું ફળ મળે છે તે કરતાં વિવેકી મનુષ્યોને આઠગણું ફળ જુના થઈ ગયેલા દેહરાસરને સમરાવી દુરસ્ત કરવાથી મળે છે. શત્રુંજય વગેરે તીર્થોમાં જે જિનમંદીર બંધાવે અને પ્રતિમાજી સ્થાપન કરાવે છે, તેનું ફળ તો જો જ્ઞાની હોય તોજ જાણવા પામે છે. શ્રી અરિહંત પ્રભુની પ્રતિમાજીઓ વિધિ સહિત મણિરત્ન, સોના, રૂપા,

લાકડા, પત્થર અને માટીની બનાવરાવી. જે એક અંગૂઠાંથી માંડી સાતસો અંગૂઠા લગીના માપની જિનપ્રતિમાઓ કરાવે છે, તેને મુક્તિલક્ષ્મી આધીન થઈ રહે છે. જે એક અંગૂઠા પ્રમાણુ વાળી પણ જિનપ્રતિમા બનાવરાવે છે, તે ભવાંત–બીજા ભવને વિષે એક છત્ર સામ્રાજ્ય પ્રાપ્ત કરે છે. જેમ મેરૂ પર્વતથી બીજો મોટો પર્વત નથી, કલ્પવૃક્ષથી બીજું સારૂં વૃક્ષ નથી, તેમ જિન પ્રતિમા કરાવવાના જેવો બીજો અદ્ભુત ધર્મ નથી. શ્રીજૈન પ્રતિમા કરાવ્યા પછી નઠારી ગતિઓથી કોણ બ્હીએ? સિંહની પીઠ ઉપર બેસનારને શિયાળવું શું કરી શકે? જે મનુષ્યો ગુરૂ કથન મુજબ જિનબિંબ તૈયાર કરાવે છે તેના ઘરના આંગણામાં સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકની સંપદાઓ દાસીઓ થઈને હાજર રહે છે, જે સૂરીમંત્રવડે શ્રીઅર્હત્ પ્રભુની પ્રતિષ્ઠા કરાવે છે, તે તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે; કેમકે જેવું બીજ વાવે તેવું ફળ મળે છે. જેટલા હજાર વર્ષ લગી બીજા લોકો જે જિનપ્રતિમાજીની પૂજા કરે છે, તેટલા હજાર વર્ષ લગી તે પ્રતિમાજીના કરાવનારને પૂજાના ફળનો હિસ્સો મળ્યા કરે છે. પ્રતિષ્ઠા કરેલા જિનબિંબોના પહેલ વહેલાં દર્શન કરવાથી જે આ લોક અને પરલોક હિત કરનારાં ફળ થાય છે, તે ફળોની ગણત્રી ફક્ત કેવળી મહારાજજ જાણે છે. સારૂં કે નઠારૂં કોઈ પણ કામ કરનાર, કરાવનાર, અનુમોદનાર અને મદદ કરનાર એ બધાઓને સારૂં કે બુરૂં ફળ બરોબર હિસ્સેજ મળે છે એમ શ્રીજિનેશ્વરદેવે ફરમાવેલું છે. જે જે મુલકમાં કે શહેરમાં શ્રીઅરિહંતપ્રભુની પ્રતિષ્ઠા થાય તે તે મુલકમાં કે શહેરમાં રોગ, દુકાળ કે દુશ્મનાઈ પેદા થતાંજ નથી જે શ્રી

શ્રીજિનેશ્વર ભગવાનને પખાળ કરાવવા માટે માથે પાણીની ગાગર–બેહું ભરીને લાવે છે, તે સ્ત્રી સારા ચિત્તને તાબે થવાને લીધે ચક્રવર્તીની સ્ત્રીનું પદ મેળવી છેવટે મુક્તિને મેળવે છે. જેમ જીવ વિનાનો દેહ, વિદ્યા વિનાનો સપૂત પુત્ર, આંખ વિનાનું મ્હોડું, દીકરા વિનાનું સારૂં કુળ, પાણી વિનાનું સરોવર અને સૂર્ય વિનાનું આકાશ મનોહર લાગતું નથી, તેમ પ્રતિષ્ઠા વિનાની પ્રતિમાજી મનોહરતાને લાયક થતીજ નથી.

(સાત ક્ષેત્રમાં બીજું ક્ષેત્ર જ્ઞાન છે તેનું મહાત્મ્ય કહે છે.) જ્ઞાન વગર આ સંસારમાં ભટકવું થાય છે અને જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન સિદ્ધાંતના આરાધનવડેજ મળે છે, અને તે આરાધન દ્રવ્ય તથા ભાવ એમ બે પ્રકારથી થાય છે. તેમાં સુંદર પોથીબંધણું, મજેનાં પાઠાં, મનહર દોરી, પાનાં સચવાય તેવી કવળી, જ્ઞાનની પાસે દીવાનો પ્રકાશ, ધૂપ, ચંદનનાં છાંટણાં, સંગીત—ગાવું બજાવવું, અષ્ટ મંગળ, ફળ, ફૂલ અને અખંડ ચોખા ધરવા વગેરે વગેરે પુસ્તકોની જે પૂજા કરવી તે દ્રવ્યવડે જ્ઞાનારાધન કરવું કહેવાય છે. અને જ્ઞાન સાંભળવું, તેની ઉપર વિશ્વાસ રાખવો, ભણવું, ભણાવવું, અને જ્ઞાન ભણનારની સેવા ચાકરી કરવી તે ભાવવડે જ્ઞાનારાધન કરવું કહેવાય છે. હે રાજન્! આવી રીતે કરેલી જ્ઞાનની આરાધના સંસારની જડતાનો ઘાત કરનારી અને કેવળજ્ઞાનને પેદા કરનારી થાય છે. જ્ઞાનની આરાધના કરવાથી પ્રાણી ચક્રવર્તી અને ઇંદ્ર વગેરેના ઉત્તમ ભવ પ્રાપ્ત કરી અંતે તીર્થંકર પદવી અને કેવળજ્ઞાન મેળવી મોક્ષપદને વરે છે. સાધુ,

સાધ્વી, શ્રાવક, શ્રાવિકા–એ ચાર સંઘની પૂજા ઉપાસના કરવી તે ચારે ક્ષેત્ર લોકોત્તર સુખને આપનારાં કહેવાય છે. જેને ઘેર, એ ચારેમાંથી કોઈ સંઘ આવે તેના હાથમાં ચિંતામણિ રત્ન આવ્યું છે, તેને આંગણે કલ્પવૃક્ષ ફળેલ છે અને તેની આગળ કામધેનુ વિદ્યમાન છે એમજ જાણવું. જેના આંગણામાં સંઘ (ચતુર્વિધ) પધારે તેનું કુળ કલંક રહિત છે, તેની માતા ભાગ્યની ભૂમિ છે, અને લક્ષ્મી તેના હાથમાં વસેલી છે એમજ સમજવું. જેના માથાને સંઘના પગરવટની રજ અડે છે તે પવિત્ર મનુષ્યને તીર્થ સેવ્યાનું ફળ મળે છે. પાપના જથ્થા રૂપ ઉન્હાળામાં શાંતિ આપવા વરસાદ સરખો દારિદ્રયરૂપ રાતને દૂર કરવામાં સૂર્ય સરખો, અને કર્મરૂપ હાથીઓનો નાશ કરવામાં કેસરીસિંહ સરખો સનાતન ચતુર્વિધ સંઘ વિજય મેળવો–જયવંત રહો. ફળ, પાનબીડાં, કપડાં, આહાર, ચંદન અને ફૂલોવડે જેઓએ સંઘનું પૂજન કરેલ છે, તેઓએ માનવ ભવ સફળ કરેલ છે. હે રાજન ! આ સાત ક્ષેત્ર જૈનરાજ્યમાં હમેશાં ફળ દેનારાં છે. તેમાં પણ જો ધનરૂપી બીજ વાવેલુંજ હોય તો તેની અંદરથી વિઘ્ન વગર ઉદયકારક ફળ હાથ લાગે છે.”

ભરતજી આ પ્રમાણે શ્રીનાભ ગણધર મહારાજના વચનામૃત સાંભળીને જાણે તૃપ્ત થયાહોય તેમ અંતઃકરણમાં ચમત્કાર પામીને માથું ધુણાવવા લાગ્યા. (મતલબ એ કે સાત ક્ષેત્રનો આવો અગાધ મહિમા છે ! જ્ઞાની ગુરૂના સમાગમથી કેવી જ્ઞાન પ્રાપ્તિ થાય છે ! વગેરેનો વિચાર કરી આનંદ અનુ-

ભવતાં માથું ડોલાવ્યું. ચમત્કાર પામી માથું ડોલાવવું એ રહામાનાં કહેલાં વચનોની પૂર્ણ અસર થયાનું ચિન્હ છે.) તે પછી ગુરૂના ચરણકમળને અને બીજા મુનીશ્વરોને નમસ્કાર કરી મુની મહારાજની વાણીને યાદ કરતા કરતા ભરતજી પોતાના ઠેકાણે પધાર્યા. ષટ્રસ ભોજન જમી આનંદ પામેલા ભરતજી જરા વાર ભદ્રાસન ઉપર પહોડી ગયા. જ્યારે જાગ્યા ત્યારે ઉઠી ઉભા થઇ સોમયશા, શક્તિસિંહ અને સુષેણ વગેરે રાજાઓ સહિત ઇંદ્રના આવાસમાં પધાર્યા. ભૂમિના ઇંદ્રને પોતાના આવાસમાં આવતા નિહાળી સુરના ઇંદ્ર ચિત્તમાં પ્રસન્ન થઇ પોતાના આસન ઉપરથી ઉભા થયા. પછી પૃથિવીના ઇંદ્ર ભરતજી અને દેવના ઇંદ્ર સૌધર્મ એ બન્ને એક આસન ઉપર બિરાજ્યા. તે વખતે તેમના એક બીજાની ઉપર પડતાં પ્રતિબિંબ બહુ મહોદયવડે શોભવંત જણાયા. અનેક કથા પ્રસંગ ચાલતાં પ્રસન્ન થઇ ઇંદ્રે જગત્પતિ ભરતજીને કહ્યું—“ હે ભરતરાજન્! શ્રીઆદિ પ્રભુજી અમારે પૂજ્ય છે, તેઓના અમે દાસ છીએ અને યુગાદીશના અંગથી પેદા થયેલ તમો છેલ્લા શરીરધારી ચક્રવર્તી છો, તેમજ હમણાં તો તીર્થનો ઉદ્ધાર કરનાર તથા સંઘવી છો, તેથી તમો મારા ન્હાનાભાઈ સરખા સર્વથા પૂજવા યોગ્ય છો. તમોએ કરેલી પ્રભુપૂજાને મનુષ્યો પણ અનુસરશે તેથી વિશેષ પ્રકારે મારી કરેલી પૂજાને તમે અનુસરો.” આ પ્રમાણે ઇંદ્રનું કથન સાંભળી ચક્રવર્તી ભરતજીએ તેમ કરવા કબૂલ કર્યું. એટલે ઇંદ્રે દેવતાઓની સંગાથે અનેક પ્રકારના ફૂલો વગેરેથી વિધિ સહિત જિનેશ્વરદેવની પૂજા કરી, અને અનેક પ્રકારના દ્રવ્યસંચયવડે બનાવેલી પરમાત્માની શોષારૂપ માળા લઇને પુણ્યવૃદ્ધિને

વાસ્તે આનંદથી પોતાના ગળામાં પહેરી લીધી. પછી ઇંદ્ર દેવોના સમુદાય સહિત વિવિધ ઉત્સવ સાથે વાહનમાં બેસી પાણીના કળશ ભરવાને એકદમ ક્ષીરસાગરે ગયા. ત્યાંથી કળશની અંદર પાણી ભરી લાવી આનંદવડે પ્રભુનાં ચરણકમળો પખાળ્યાં. તે ટાણે લોકોના ચિત્તને હરણ કરનારા ઇંદ્રે સુપાત્રોમાં બહુજ દાન દીધું. તે વખતથી હાલ પણ લોકોમાં મોટો ઇંદ્ર ઉત્સવ ચાલે છે. 'મોટા પુરૂષો જેમ કરે તેમ લોકો પણ તેમના કરેલા કામની પાછળ પાછળ દોરાય છે.' ભરતજીએ ભક્તિ સહિત રચેલી, ઇંદ્રે આદર કરેલી શ્રીજિનેંદ્ર પૂજા તે વખતથી એ પ્રકારની વિવિધ ઉદયવડે ચાલવા લાગી. પછી ઇંદ્રના હુકમથી અપ્સરાઓ અને હાહા હુહુ વગેરે ગાંધર્વોએ પરમાત્માની અગાડી લોકોને આનંદ આપનાર સંગીત રચ્યું. ગીત–ગાયન ત્રણે લોકોને વશ કરે છે, સ્વર્ગાદિ સુખને આપે છે, સઘળાં મનુષ્યોને આનંદ બક્ષે છે અને સર્વ અર્થને સાધે છે. ગીત દુઃખ અને સુખ એ બન્નેમાં સરખી રીતે મનને વિશ્રાંતિ આપે છે, ધરાખ અને શેલડી કરતાં પણ તે વધારે મીઠું છે કે જેને સાંભળતાંજ ધરાખ શેલડીને પડતાં મૂકી દે છે. તે ગાયન જો જિનેંદ્રની પૂજાને વાસ્તે બનાવ્યું હોય તો સઘળાં પાપોનો નાશ કરે છે. પછી જાણે સોનાને સુંગંધ સહિત કરવા ચાહતા હોય તેમ ભરતજીએ શુદ્ધ આહાર વસ્ત્ર અને પીવાના પદાર્થો વગેરેથી મુનિઓને પ્રતિલાભ્યા. સોનું, રૂપું, રત્ન, પાણી આહાર; અને વસ્ત્ર વગેરેનાં દાન દઇ માગણ લોકોના દારિદ્રયને દળી નાખ્યું. પછી તીર્થની પૂજાના નિભાવને વાસ્તે આખો સોરઠ દેશ તીર્થને અર્પણ કરી દીધો. તે વખતથી એ દેશ દેવદેશના નામથી જાહેર થયો.

એક સમય ભરતજી અને ઇંદ્ર એકજ આસન ઉપર બિરાજી માંહો માંહે કથામૃતના રસમાં આનંદિત થઇને રહેલા હતા, તે સમય કુળવંતી સ્રીના સરખી સુંદર શત્રુંજયા નદી ભરતજીની નજરે પડી. તે નદીને મોટા ધરાની જળભમરીરૂપ નાભી હતી, ખીલેલાં કમળરૂપ મ્હોં હતું, બે કાંઠા રૂપ સાથળોના ભાગથી રમણીક હતી, મધ્યમા રહેલા બેટરૂપ સ્તન હતાં, કાંઠા ઉપર ફરતા અનેક હંસોરૂપ ધોળાં વસ્ત્રો હતાં, તાડના ઝાડરૂપ માથાની વેણી હતી, વૃક્ષોની ઘટાથી સૂર્યને પણ દેખતી નહોતી. કલ્યાણ કરનારી, પવિત્ર સંગવંત, પૂર્વ સમુદ્રરૂપ પતિ સાથે ભેટેલી, તરંગ રૂપ ત્રિવલિવાળી, ચકોર નેત્રધારિણી, અને શુભ પર્વતો (ભૂભૃતો)થી પેદા થએલી હતી. તે શત્રુંજી નદી ચકોર, નીલચાંચ, ચકવા હંસ અને સારસ પંખીઓવડે શોભતી હતી. તેના જળતરંગોથી કમળો હાલતાં હતાં, તેથી તેમાં ભમરીઓનું સંગીત થતું હતું. વિમળગિરિનાં બેઉ શિખરોની વચમાં મર્યાદાની પેઠે મળેલી શત્રુંજી નદીને નિહાળી ભરતજીએ ઇંદ્રને પૂછયું કેઃ—“ આ કઈ નદી છે ? ” ઇંદ્રે કહ્યું–“ હે ચક્રવર્તી ! આ શત્રુંજયા નદી છે ! અને શત્રુંજયગિરિના આશરાને લીધે આનંદી લોકોમાં ગંગાથી પણ વિશેષ ફળ આપવાવાળી છે. આ નદી ધરાઓનું જો જુદું જુદું મહાત્મય કહેવા બેસે તો ખરેખર બ્રુહષ્પતિને પણ સો વર્ષ વહી જાય. અગાડી ગઇ ચોવીશીના વખતમાં શ્રીકેવળજ્ઞાની નામના પહેલા તીર્થંકર થઇ ગયા છે, તેમને સ્નાત્ર કરાવવા ન્હવરાવવા માટે ઇશાનેંદ્રે ગંગાનદી પ્રગટ કરી હતી. તે વૈતાઢય પર્વતથી માંડીને આ જમીનમાં છુપી રીતે વહ્યા કરતી હતી. પછી કેટલોક વખત વીત્યા કેડે શત્રુંજય પર્વતની

પાસે આવવાથી શત્રુંજયા નામથી પ્રગટ થયેલ છે. તેના પાણીના અડવાથી, કાંતિ, કીર્તિ, લક્ષ્મી, બુદ્ધિ, સ્મૃતિ, ધૃતિ, પુષ્ટિ, તથા સમાધિએ સર્વે પ્રાપ્ત થાય છે અને સિદ્ધિઓ તાબે થાય છે. હંસ, સારસ અને ચકવા વગેરે જે પંખીઓ તેના પાણીનો સ્પર્શ કરે છે, તે પંખીઓને પણ પાપના મળ સ્પર્શ કરી શકતા નથી. તેમાં પેદા થયેલાં પોયણાં સ્વર્ણ-ગંગામાં પેદા થયેલ પોયણાને જોઇ 'અમારૂં ઉંચે જવું—મોક્ષે જવું થશે અને તમારૂં નીચે પડવું—મૃત્યુલોક વગેરેમાં આવવું થશે. સ્વર્ગગંગા મોક્ષ આપી શક્તી નથી; પણ શત્રુંજયાજ મોક્ષ આપે છે માટે અહીંયાં આવ્યા વગર મોક્ષ નથી; માટે ઉંચે ખીલ્યાં છો, તો પણ નીચે આવવા વિના સિદ્ધિ નથી.' એમ ધારી પોતાના કમળરૂપ મ્હોંવડે સ્વર્ગગંગામાં પેદા થયેલ પોયણાનું હાસ્ય કરે છે. આ નદીની માટી ચોપડવાથી શરીરના મોટા રોગોનો નાશ કરે છે, અને કાદંબ જાતની બુટ્ટી સાથે અગ્નિમાં ધમવાથી સોનું બને છે. એ નદીના કાંઠાનાં ઝાડોનાં ફળનો જે સ્વાદ અનુભવે છે અને છ મહિના સૂધી તેનું પાણી પીએ છે, તે વાત, પિત્ત અને કોઢ વગેરે રોગોને સ્હેજમાં જીતી લઇ પોતાનું શરીર તપાવી કહાડેલા સોનાના સરખું નિર્મળ કાંતિદાર બનાવે છે. એના પાણીમાં ન્હાવાથી દેહમાં રહેલાં પાપ પણ ભાગી જાય છે, તો ઔષધિથી નાશ થતા વાત પિત વગેરે ભાગી જાય એમાં તો નવાઇ જેવુંજ શું છે ! સ્પર્શ થવાથીજ સઘળાં પાપોનો નાશ કરનારી આ શત્રુંજયા નદી પ્રાણી માત્રને સઘળા તીર્થના ફળની પ્રાપ્તી કરવામાં જામીન સમાન છે. હે ભરતજી ! આ નદીના અંદરના ધરા સંબંધી

ચરિત્રો સાંભળો કે જેના પાવન પાણીના અડવાથી શાંતનુ રાજાના પુત્રો સુખને પામ્યા હતા.

આ ભરતને વિષે શ્રીપુર નામનું શહેર છે, તે શહેરનો શત્રુસંતાપક શાંતનુ નામનો રાજા હતો, તેને સુશીલા નામની પ્રિય રાણી હતી. કોઇ એક વખત તે રાણીએ ધુસર વર્ણવાળો ધુમકેતુ-પુંછડીઓ તારો દીઠો. તે સ્વપ્નની વાત પોતાના સ્વામીને કહી સંભળાવી. કેટલોક વખત વીત્યા પછી તેણીને એ સ્વપ્ન અનુસારે એવો પુત્ર જન્મ્યો કે તેનો જન્મ થતાં વેંતજ રાજ્યલક્ષ્મીનું મુખ્ય અંગ જે હાથીઓનું લશ્કર તે નાશ થઈ ગયું. ફરી ખરાબ સ્વપ્નના અનુસારે તેણીને બીજો પુત્ર થયો. તેની ગર્ભની ઉત્પત્તિથીજ ઘોડાઓનું લશ્કર નાશ થઇ ગયું. એવી રીતે ત્રીજો પુત્ર પણ થયો ને તે થતાંજ જેમ જીવહિંસાવડે સઘળા ગુણોથી હાની થઇ જાય, તેમ સઘળા પ્રકારની સંપદાનો નાશ થઇ ગયો. અને ચોથો પુત્ર થયાની વાત સાંભળવામાં આવતાંજ તે રાજાના દુશ્મનોએ અગણિત લશ્કર લઇઆવી શ્રીપુર શહેરને ઘેરી લીધું. એટલે રાજભંડારથી ખાલી થયેલો રાજા પોતાની રાણી અને કુંવરો સહિત ત્યાંથી જીવ લઇ નાશી ગયો અને પોતાના બચાવની જગોએ સંતાઇ રહ્યો. તે ચારે પુત્રો પૈકી પહેલાનું નામ નીલ, બીજાનું મહાનીલ, ત્રીજાનું કાળ, અને ચોથાનું મહાકાળ હતું. તે ચારે પુત્રો સાતે વ્યસનને સેવનારા નીવડયા. એટલે કે જુગાર રમવું, માંસભક્ષણ કરવું, દારૂ પીવો, વેશ્યાનું સેવન, ચોરી, શીકાર અને પરાઇ સ્ત્રી ઉપર પ્રેમ રાખવો એ સાત નઠારાં વ્યસન-ટેવ કહેવાય છે. બીજાં સઘળાં

નઠારાં વ્યસનો જુગારને લીધેજ વળગે છે એ વાસ્તે આ લોક અને પરલોકના હિતને બગાડનાર જુગારને તજી દેવું. જુગારથી પૈસો, યશ, ધર્મ, બંધુવર્ગ અને કુળનો નાશ થાય છે. તેમજ દુઃખના જથ્થાને દેનારી તિર્યંચ અને નરકની ગતિ પ્રાપ્ત થાય છે. જે તુરત નરકમાં જવા ચાહતો હોય, 'સ' એટલે તે પ્રાણી 'માં' એટલે મને સેવન કરો. (એટલે કે જેને તાકીદે નરકમાં જવું હોય તો માંસ ખાઓ.) એ મુજબ માંસ શબ્દજ કહી આપે છે. તે નરક દેનાર માંસને વેગળેથીજ છોડી દેવું. જે નઠારી અક્કલવાળા માણસો જીભના સ્વાદને લીધે હમેશાં માંસ ખાય છે તે શિયાળ, કૂતરાં અને પિશાચ સરખાં માણસો નરકે જનારાંજ જાણવાં. દારૂ છે તે અનર્થનુંજ મૂળ છે, મતિ, કાંતિ અને યશનો નાશ કરનાર છે, અને માતા કે સ્ત્રીનું ભાન પણ ભૂલાવી દેનાર છે, તેવા દારૂને કયો ડાહ્યો માણસ પીશે? આ લોક અને પરલોક એ બન્નેનો ઘાત કરનાર પરાઇ સ્ત્રીનો આદર તજવોજ વાજબી છે. વળી હમેશાં પાપને તાબે રહેનારી વેશ્યા તો તો જરા પણ દોસ્તી કરવાને લાયક નથી. પ્રત્યક્ષ રીતે આ લોકમાં માર-મરણબંધનને કરનારો અને પરલોકમાં નરકને દેનારો ચોરીનો ધંધો સારા બુદ્ધિવાળા માણસે છોડીજ દેવો. આ જન્મમાં ચોરી કરવાથી કાન, નાક, આંખ અને હાથ પગને રાજા વગેરે દંડ પહોંચડાવે છે-કાપી ફોડી નંખાવે છે. અને પરજન્મમાં ચંડાળના કુળમાં અવતાર આવે છે. ધર્મરૂપ ઝાડના મૂળમાં આગ્નસમાન, કીર્તિરૂપ ધોળેલા મહેલમાં મેશના છાંટા સમાન અને સર્વ માણસોએ નિંદેલ શીકારની તો વાત

પણ સાંભળવી નહીં. શીકાર કરવામાં હુંશીઆર એવા જે પુરૂષો જીવોને મારે છે, તે દુઃખ, દારિદ્ર, નઠારી પીડા અને નઠારી ગતિના ફુળના આશરારૂપ બને છે.

આવા સાતે વ્યસનરૂપ મોટા દોષના એક સ્થાન સરખા તે ચારે રાજકુમારો નઠારા કામોને લીધે કેટલોક વખત ગયે કોઢીઆ થયા. કદરૂપા, ક્રૂર બુદ્ધિવંત અને નઠારી સોબતમાં તૈયાર થયેલા તે ચારે વાંકા થયેલા ક્રૂર ગ્રહો જેમ ચંદ્રને વીંટાઇ વળે છે તેમ રાજાને વીંટાઇ વળ્યા. મુલકો મુલક અને જંગલે જંગલ ભટકતો તે રાજા નઠારા ગ્રહ સરખા તે કપૂત કુંવરોના લીધે ક્યાંય પણ સુખી થયો નહીં. હમેશાં બહુજ ખાનારા છતાં પણ કોઢ રોગથી પકડાયલા તે કુંવરોએ રાજાના ચિત્તમાં એવી ચિંતા પેદા કરી કે—'દારિદ્રયથી પીડાયલા, શત્રુઓથી સંતાપાયેલા અને પારકાને આધારે જીવનારા પુરૂષો જીવવાની આશા કરે છે તે ફક્ત કલેશને માટેજ છે; માટે હું મારાં સ્ત્રી પુત્રોને કોઇ પણ રીતે છેતરીને થોડા વખતમાં મારી જીંદગીનો છેડો લાવી દઉં.' આવી રીતે ચિંતવી તે એક મોટા પહાડ ઉપર ચડયો. ત્યાં તેની પાસેની ભુમિમાં એક મોટું દહેરાસર દેખવામાં આવ્યું, જાણે જવાના પ્રસ્થાનમાં કંઇ ભાતું ચાહતો હોય તેમ તે કુટુંબ સહિત તે સંપ્રતિ જિનના દેહરામાં ગયો; ત્યાં અદ્ભુત ચેહરાવાળો અને સર્વ તેજનો સાર હોય તેવો એક ઉત્તમ પુરૂષ પ્રભુના પગમાં નમન કરતો તેણે દીઠો. તે પુરૂષનું દર્શન થતાંજ તે રાજાના હૃદયમાં બહુજ સારી વાસના પેદા થઇ. પછી જાણે શ્રીજિનેશ્વરદેવ સંગાથે સ્વાત્માની ઐક્યતા કરતો હોય તેમ તેણે પ્રભુને પ્રણામ કર્યો.

પવિત્ર મનથી કદિ જરા પણ પરમેશ્વરની ભક્તિ કરી હોય તો તે પર લોકની પેઠે આ લોકમાં પણ સુખ આપે છે.' આ ઉત્કૃષ્ટ વાક્યાનુસારે રાજાએ કરેલા ભગવાનને નમસ્કારથીજ સંતુષ્ટમાન્ થઈ ધરણેંદ્રે કહ્યું-'હું ધરણેંદ્રછું અને તારી જિનભક્તિ જોઇ સંતોષ પામ્યો છું માટે હે ભદ્ર આકારવાળા ! તારી મરજી ચાહે-તે વરદાન માગ.' રાજાએ આ પ્રમાણેનાં ધરણેંદ્રનાં વચન સાંસળી પ્રસન્નપણે ધરણેંદ્ર પ્રત્યે નમસ્કાર કરી કહ્યું કે-'હે પુણ્યાત્મા ! આપનું દર્શનજ મને સંપાદને દેખાડનાર: થયેલું છે, હું વરદાન પછી માગીશ, પણ હાલમાં મને એ કહો કે જેમ જેમ મારે પુત્રો થતા ગયા તેમ તેમ એક પછી એક મારી સમસ્ત સંપદાઓનો નાશ થતો ગયો તેનું કારણ શું ? ' જ્ઞાનવડે તેના પૂર્વ જન્મને જાણી લઈ ધરણેંદ્રે કહ્યું: "હે રાજન ! પૂર્વજન્મમાં આ તારો મોટો પુત્ર નીલ કોઇ મોટા જંગલમાં ક્ષય નામનો ભીલ હતો. ક્રૂર હૃદયવાળો, નઠારાં ધ્યાન ધરનારો અને પ્રાણીઓની હિંસા કરનારો તે ભીલ એક વખતે કોઇ તીર્થની યાત્રા કરવા જતા સંઘને લુંટીને પાછો વળી માર્ગમાં કાન લગી કામઠું તાણી અગાડી ગયેલા હરણને ખોળવા મંડયો. તેવામાં ધ્યાનવડે સ્થિર શરીર કરીને રહેલા શ્રીસંયમ નામના મુનિ તેના દીઠામાં આવ્યા, એટલે તેમને તે ભીલ પૂછવા લાગ્યો કે 'તે હરણ કયાં ગયું ? ' એમ પૂછયું; છતાં પણ કૃપાવંત મુનિ બોલ્યા નહીં, એથી ચીડાઇને ભીલે ' એ હરણ તુંજ છે ' એટલું બોલી તેમને તીર માર્યું. તીર વાગતાંજ ' અર્હદ્ભ્યોનમઃ ' એમ બોલતા મુનિ તેજ વખતે મરણ પામ્યા. ભીલ ત્યાંથી ભટકતો અગાડી ચાલ્યો અને તેજ દિવસે તે પાપી ભીલને કોઇ સિંહે રસ્તા

માંજ મારી નાખ્યો. મરતી વખતે તે બોલ્યો કે ' અરે ! મેં પાપીએ વગર વાંકે સાધુને મારી નાખ્યા તેનું આ ફળ મને મળ્યું.' આવું ચિંતવતો મરી ગયો અને મુનિહત્યાને લીધે સાતમી નરકે ગયો. મરતી વખતે ભીલના ભવમાં રાજી થઇ મુનિહત્યાના નઠારા કામની નિંદા કરી હતી એ પુણ્યબળને લીધે ક્ષય ભીલનો જીવ નરકમાંથી નીકળી આ તારો નીલ નામનો પુત્ર થયો છે. હે રાજન્ ! મુનિહત્યાનું પરિણામ ઘોર છે. મુનિની નિંદા બહુજ દુસ્તર છે અને મુનિની હાંસી તિરસ્કાર પણ મોટા નઠારા કામોનું કારણ થાય છે. તે ભીલે મરતી વેળાએ મુનિહત્યા કર્યાનો પસ્તાવો કર્યો હતો, તેથી તે તારા કુળમાં અવતર્યો, પણ તેને નઠારા કામનું ફળ થોડું બાકી રહેલું તેથી તારા રાજ્યમાં હાની થઇ.

આ મહાનીલ જે બીજો પુત્ર તે પુર્વે જન્મની અંદર શૂર નામનો ક્ષત્રી હતો. એક વેળાએ પ્રધાનોની ફેરબદલીઓમાં વાળો તે સેવક થયો હતો. કંકા નગરીના ભીમ રાજાનો થોડા ધન તેને પોતાનો જે મળવો જોઇએ તે ગરાસ મળ્યો નહીં, એટલે પૈસાની તંગીને લીધે દુઃખ વેઠતો ત્યાંથી પોતાને ઘેર આવ્યો. ઘેર જમવાની વખતે રસોઇ સારી નઠારી છે એમ કહેવા લાગ્યો, એથી તેની બરીએ કહ્યું—હે પ્રાણેશ્વર ! ઘરમાં મને સારી ચીજ મળતી નથી એટલે હું શું કરૂં ? જો ધણી સારાં અનાજ ઘી વગેરે લાવે તો સ્ત્રી સુંદર રસોઇ બનાવે. આપણા ઘરમાં આવાજ પદાર્થો હતા, તો તેમાં હું શું કરૂં ? આવાં સ્ત્રીનાં વચન સાંભળી તે શૂર ક્ષત્રીનો ક્રોધાગ્નિ પ્રગટ થઇ પ્રજ્વ-

લિત થયો. તરતજ તેણે એક પથરાનો બૈરી ઉપર ઘા કર્યો. એથી તે સ્ત્રી મૂર્છા પામી તરત મરણ પામી. તેને એક દીકરી હતી, તેણીએ પોતાની માને મારી નાખેલી જોતાં સોરબકોર મચાવી દીધો, તે સાંભળી ગામનો કોટવાળ ત્યાં આવી પહોંચ્યો. અને તે ગુન્હેગાર ક્ષત્રીને બાંધી રાજાની અગાડી ખડો કર્યો. રાજાએ તેને ગુન્હેગાર જાણી શૂળીએ ચડાવવાનો હુકમ ફરમાવ્યો, એટલે કોટવાળે તેને તરતજ શૂળીએ ચડાવી દીધો. તેણે શૂળીની વેદના સહન કરતાં કરતાં કોઇ મુનિના મુખથી નવકાર બોલાતો આદરબુદ્ધિથી સાંભળ્યો. એ મહામંત્ર નવકારના સાંભળવાના પ્રભાવથી મરણ પામી જો કે પાપનો ભર્યો એ વખતે છઠ્ઠી નરકે ગયો ને સ્ત્રીહત્યાનું પાપકર્મ ભોગવ્યું; તો પણ મહામંત્ર શ્રવણના પ્રભાવે તારે ઘેર જન્મ લીધો, શરણ રહિત અને હમેશાં બીનારી અબળાને કોઇ દિવસ મારવી નહી. કોપાયમાન થયેલી સ્ત્રી આ લોક અને પરલોકના નાશને માટે થાય છે.

આ તારો ત્રીજો કુંવર કાળ પૂર્વ ભવમાં એક શાહુકારનો દીકરો હતો. તે કામદેવના લીધે અંધ બનેલો, જે સ્ત્રી સંગાથે સંયોગ ન કરવા જોગ હોય તેવી સ્ત્રી સંગાથે સંયોગ કરનારો, હમેશા દેવ ગુરૂની નિંદા કરનારો અને ધર્મનો નાશ કરનારો હતો. પૈસા અને જુવાનીના અહંકારને લીધે મા બાપનો હુકમ પણ માનતો નહતો, દેવ અને ધર્મને પિછાનવાનું કારણ તેમજ તત્વને ઓળખાવનાર સદ્ગુરૂ છે. તેવા ગુરૂની જે નિંદા કરે છે. તેણે તે દેવ, ગુરૂ, ધર્મ એ ત્રણનો તિરસ્કાર કરેલો છે. જે દેવ, ગુરૂ અને ધર્મની નિંદા કરે છે તે ચંડાળનો ભવ પામી આખર નરકનો યાચનાર થાય છે. દેવનિંદા પરાયણ પુરૂષને બોધ-

બીજ—સમકિત, મુકિત, સ્વર્ગ, સારૂં કુળ, અને સારાં દ્રવ્યની લબ્ધી વગેરે મળતાંજ નથી. શ્રીજિનેશ્વરદેવની નિંદા કરવાથી મુંગાપણું, કાહુળપણું, કરોળીયા અને કોઢ વગેરે દોષોથી પેદા થયેલા રોગો અને સડસઠ જાતના બીજા રોગો પેદા થાય છે. ગુરૂની નિંદા કરવાથી અપયશ, અકાળ મ્હોત, દુઃખ, મ્હોં-ગંધાવાનો—આગરૂનો રોગ, શરીર ઉપર નીકળતા કરોળીયાનો રોગ, અથવા એક જાતના ઝેરી જીવડાનો ચેપથી થતો રોગ અને વાળા વગેરે રોગો પેદા થાય છે. ધર્મની નિંદા કરનારો માણુસ ફરી ફરીને નરક અને પશુ પંખીના અવતાર પામે છે. એટ-લુંજ નહિ પણુ ફરીને પાછો માનવભવ મેળવી શકતોજ નથી. દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણેની જે નિંદા કરે છે, તે ઘોર—મહા પાપી છે તેના સંસર્ગ—સહુવાસથી પણુ બીજા લોકો મલીન થાય છે.

એક વખતે એના બાપે વિચાર કર્યો કે—' આ છોકરો ન-ઠારાં આચારવાળો થયો છે તે મારા કુળને કલંક—એબ રૂપજ છે માટે એને મારા ઘરમાંથી જેમ ઘરમાના કચરાને નકામો જાણી બહાર ફેંકી દઇએ છીએ, તેમ ઘરનો છોકરો છતાં નિરૂ-પયોગીપણાને લીધે તેને તદ્દન તજી દેવો એજ વાજબી છે.' આવા નિશ્ચય ઉપર આવી તેને તેના બાપે ઘરમાંથી તો શું પ-ણુ તે શહેરમાંથી પણુ કાહાડી મૂકાવ્યો. એટલે તે ટોળામાંથી વિખૂટા પડેલા હરિણુની પેઠે વગડામાં ભટકવા લાગ્યો. છેવટે તે લૂતા ( ઝેરી જાનવરના સંગથી થતો રોગ.) અને મ્હોં આવી જવાના રોગથી પીડાઇ--રીબાઇને મરી ગયો અને તે છઠ્ઠી નરકમાં ગયો. અને ત્યાંથી નીકળી આ કાળ નામના તારો પુત્ર થયો.

આ ચોથો મહાકાળ નામનો છોકરો પૂર્વ જન્મમાં એક બ્રાહ્મણનો પુત્ર હતો. અને હંમેશાં ભીખ માગીને પેટ ભરતો હોવાથી દુઃખી હતો. પોતાના દુઃખે ભરાતા પેટને પેટપૂર ખોરાક મેળવવાને માટે તે ત્યાંથી દેશાવર ગયો અને દેશોદેશ ભટકવા લાગ્યો. એક વખત તે કોઇ ગામની અંદર કોઇ શ્રીજૈનીને–જિનપૂજનારને ઘેર ચાકર રહ્યો. એક વખતે લાગ જોઇ શ્રીજિનેંદ્ર પરમાત્માના આંગી મુકુટ વગેરે હાથ કરી તે કોઇ જગોએ પોબારા ગણી ગયો. આવી નઠારી બાબતથી ફાયદો મેળવવાની અંદર તેનું મન લપટાયું હતું એથી ફરી એક કોઇ મુનિનાં કપડાં પાત્રાં પોથી વગેરે ઉપકરણો તે નીચ બ્રાહ્મણે ચોર્યાં અને નઠારા વ્યસનમાં લીન થયેલા વ્યાકુળ હૃદયવાળા બ્રાહ્મણે તે બધું એક વેશ્યાને મોહ પામી આપી દીધું. કહ્યું છે કે—'દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય સાત પેઢી લગી બાળી મૂકે છે. દેવનું દ્રવ્ય તેલ સાથે મેળવીને ખાધેલા ઝેર જેવું છે. દેવદ્રવ્યનો લેનારો સાત અને ગુરૂદ્રવ્યનો લેનારો ત્રણ દિવસમાં નરકને પ્રાપ્ત કરે છે. જેમ આહાર–ખોરાક સંગાથે ઝેરનો મેળાપ, અને દુધ સાથે કાંજી (એક જાતની ખાટી ચીજ) નો મેળાપ થતાં ઝેર અન્નનો, અને કાંજી દુધનો મનખો બગાડી દે છે, તેમ પોતાના ખરી મહેનતે મેળવેલા ધનની સાથે ગુરૂદ્રવ્યનો મેળાપ થતાં (પોતાના ધનનો પણ) નાશ કરી દે છે. જે મનુષ્ય દેવ અને ગુરૂદ્રવ્યવડે ગુજરાન ચલાવવાની આશા રાખે છે, તે ધંતુરાના રસ સંગાથે ઝેરનો સ્વાદ લેવા સરખું છે.

આવી રીતે વર્ત્તનારો તે નીચ બ્રાહ્મણ નઠારા રોગથી પીડાઇ કેટલેક વખતે મરી ગયો. અને નરક તથા ચંડાળના ભવમાં ભટકી છેવટે આ તારો પુત્ર થયો છે. આ ચાર પુત્રો મુનિઘાત, સ્ત્રીઘાત, દેવ, ગુરૂ ધર્મની નિંદા અને દેવદ્રવ્ય હરનારા, છતાં તારા કુળમાં જન્મ્યા તેનું કારણ એજ કે ભીલે છેવટ મરતી વખતે મુનિનું સ્મરણ કર્યું, શૂર ક્ષત્રીયે મરતી વખતે નવકાર મંત્ર સાંભળ્યો, નિંદક શાહુકાર પુત્રને સુકુળ મળ્યું અને ચોર બ્રહ્મપુત્રને પરમાત્માનાં દર્શન થયાં એથી રાજકુળ પામ્યા છે. તેઓનું બાંધેલું પાપ થોડું બાકી રહેલું હતું એને લીધે હે રાજન્! તું રાજ્યાધિકારથી ભ્રષ્ટ થયો; માટે હવે તું મરવાનો ઈરાદો કર નહીં. અહિયાંથી પાછો વળી સોરઠ દેશમાં જા અને તે દેશમાં આવેલા શત્રુંજયગિરિની તલેટીમાં શત્રુંજી નદી કે જે સર્વ દોષ–પાપનો નાશ કરનારી છે તેની સેવના કર. તે નદીના કાંઠા ઉપર જે ઝાડો છે તેઓના ફળોનો સ્વાદ ચાખ. તે નદીનાં પવિત્ર પાણીમાં ન્હા અને ગિરિરાજની ભેટ લે. તે નદીના તટ ઉપર અગાડીના વખતમાં સૂર્યદેવે એક સર્વ પાપને હરનારૂં જિનમંદીર બનાવેલું છે. તે જિનમંદીરમાં બિરાજેલા જિનેશ્વરનું મન વચન અને શરીરની શુદ્ધિવડે વિધિ સહિત પાપની શાંતિને વાસ્તે પૂજન કર, અને હમેશાં સઘળા જીવ–જંતુઓનું સંરક્ષણ કર. આ નીલ શત્રુંજીમાં, મહાનીલ એંદ્રીનદીમાં, કાળ નાગેંદ્રી નદીમાં અને મહાકાળ તાલધ્વજી નદીમાં ન્હાઇને ઉપર કહેલો વિધિ તમામ ઉપયોગમાં લે, તો એક, ત્રણ, ચાર અને છ મહિને તેઓ રોગરહિત થઇ સુખ પામશે. ગતજન્મોનાં કરેલાં પાપોથી છૂટકારો થઇ દેવતાના જેવો દેહ મેળવી પોતાના રાજ્ય-

ના ભોગવનારા થઇ છેવટે સ્વર્ગના રાજ્યના પણ ભોગવનારા થશે." આવી રીતનાં ધરણેંદ્રનાં વચન સાંભળી આનંદયુક્ત થયેલા રાજાએ સ્ત્રી પુત્રો સહિત તેમના પગમાં પ્રણામ કર્યો. ફરી ધરણેંદ્રે કહ્યું કે—"હે રાજા! મને છ મહીના પછી શત્રુંજી નદીને તીરે યાદ કરજે એટલે હું ત્યાં આવીને તારા દુશ્મનોને જીતી લઇ તને અખંડ રાજ્ય આપીશ." આ પ્રમાણે કહી ધરણેંદ્ર પોતાને સ્થાનકે ગયો અને રાજા પણ તેમને પગે લાગી તેમનું કહેલું સંભારતો જે રસ્તેથી આવ્યો હુતો તેજ રસ્તેથી પાછો વળ્યો. ઘણા મુલકને વટાવી મજલ દરમજલ કરતો કેટલેક દિવસે સોરઠ જઈ પહોંચ્યો. અને ત્યાં તે રાજાએ આશ્ચર્ય સાથે શત્રુંજયગિરિને દીઠો. તે પર્વતની તલેટીમાં શત્રુંજયા નદીને તીરે તેણે ઘાસની ઝુંપડી બનાવી અને તેમાં પોતાના કુટુંબ સહિત વાસ કર્યો. તે પાવન નદીના પાણીમાં તે બધાઓ સવાર બપોર ને સાંઝરે એમ ત્રણે વેળાએ ન્હાવા લાગ્યા. તેની માટી શરીરે ચોપડવા લાગ્યા. તે તીર્થ અને તીર્થપતિને નમન કરવા લાગ્યા. અને તે નદીના કાંઠાની ઉપર ઉગેલાં ઝાડોના ફળથી ગુજરાન ચલાવવા લાગ્યા. એવી રીતે એક મહીનો થયો એટલામાં તો રાજાએ પોતાના કુંવરોને સોનાના સરખી નિર્મળ કાંતિવાળા થએલા દીઠા. તો પણ ધરણેંદ્રના હુકમથી ત્યાં તે છ મહીના લગી રહ્યો. છ મહીના થયા પછી ધરણેંદ્રનું સ્મરણ કરવાથી ધરણેંદ્ર ત્યાં આવ્યો. અને સહુને વિમાનમાં બેસાડી તેઓને પોતાના પાટનગર એટલે કે શાંતનુને તેની રાજગાદીના નગરમાં લઇ જઇ રાજગાદી પર બેસારી આનંદ આપ્યો. તે પછી શાંતનુ રાજા પોતાના પુત્રો સહિત હમેશાં પરમાત્માની

યાત્રા અને જિનેશ્વર ભગવાનનું પૂજન કરવા લાગ્યો. પોતાના ચિત્તની પેઠે પોતાના દેશની ભૂમિ પણ જિનવાસનામય કરી દીધી. મતલબ કે પોતાના આખા રાજ્યમાં જૈનધર્મ શિવાય બીજો કોઇ ધર્મજ રહેવા પામ્યો નહીં. આવી રીતે ચોસઠ લાખ વર્ષ લગી રાજ્યવૈભવસુખ ભોગવી છેવટે સ્ત્રી પુત્ર સહિત દીક્ષા અંગીકાર કરી અને અંતે તેઓ શત્રુંજય ઉપર અનશન કરી કેવળજ્ઞાન પામી સર્વ કર્મબંધનનો નાશ કરી સિદ્ધિપદને વર્યા."

ઇંદ્ર કહે છે કે:—"આવી રીતે આ શત્રુંજી નદી અપાર પ્રભાવોથી ભરપૂર છે. જો શત્રુંજી નદી સેવી હોય તો રાજ્યપદથી ભ્રષ્ટ થયેલાને રાજ્ય, સુખથી ભ્રષ્ટ થયેલાને સુખ અને વિદ્યાથી ભ્રષ્ટ થયેલાને વિદ્યા એક રમતમાત્રમાં આપે છે. તેમજ કાંતિ, કીર્તિ, બુદ્ધિ લક્ષ્મી અને સ્વર્ગના સુખને પણ બક્ષે છે. હે ભરતરાજન્! જેમ સઘળા દેવોમાં શ્રીઆદિનાથપ્રભુ મુખ્ય છે, અને સઘળાં તીર્થોમાં શત્રુંજયગિરિ મુખ્ય તીર્થ છે, તેમ તીર્થરૂપ સઘળી નદીઓમાં આ શત્રુંજી નદી મુખ્ય છે. માટે તમો પણ તેની વિશેષ આરાધના કરો. ઉત્તર દિશામાં પાવન પાણીથી ભરપૂર જે આ નદી જણાય છે તે પૂરેપૂરા વૈભવવાળી ઐંદ્રી નામની નદી છે. સુધર્મા ઇંદ્રે ઇશાન ઇંદ્ર સાથે રસાકસીમાં ફતેહ મેળવવા શ્રીજિનેશ્વરની ભક્તિવડે આ નદીને પદ્મદ્રહમાંથી આણેલ છે. હરાવવાની ઇચ્છાથી અને પ્રભુભક્તિવડે આ નદી લાવેલી છે, એથી એ શત્રુંજયા કરતાં ઓછા પ્રભાવવાળી નથી; પણ સરખા મહાત્મ્યવાળી અને દુષ્ટજનના દોષને હરનારી છે. જે ભાગ્યશાળી

મનુષ્ય આ નદીની માટીના બનાવેલા કળશ—ઘડામાં આ નદીનુંજ પાણી ભરી શ્રીજિનેશ્વર ભગવાનના અંગ ઉપર ભક્તિથી નમાવી ન્હવણુ કરે તે મનુષ્ય મુક્તિને વશ્ય કરે છે; અર્થાત્ તે મોક્ષપદ પામે છે. વળી આ પૂર્વ દિશાના ઘરેણારૂપ જે નદી છે, તેને પાતાળ-વાસી ધરણેંદ્ર ભક્તિવડે પાતાળમાંથી અહીંયાં લાવેલ છે. વિખ્યાત પ્રભાવવંત એ નદી ઉત્તર દિશામાંથી ઉત્પન્ન થઇ દક્ષિણ દિશામાં વહી સૂર્યોદ્યાનને આશરે રહેલી શોભે છે. એ નદીને ધરણેંદ્રે શ્રી જિનેશ્વરજીને પખાળ કરાવવાને માટેજ લાવેલી છે, એથી સઘળાં અંધકારને નાશ કરનારી એ નાગેંદ્રી નામથી પ્રસિદ્ધ થયેલી છે. વળી આ યમલદ્રહમાંથી નીકળેલી નદી સઘળા સુર—દેવ, અસુર-દાનવોએ શ્રીઆદિનાથ ભગવાનને પખાળ કરાવવાને વાસ્તે ઉત્પન્ન કરેલી છે. આ નદીના પાણીથી જે ન્હાય છે અથવા ભગવાનને પખાળ કરાવે છે, તે મનુષ્ય જન્મરૂપ ઝાડનું ફળ મેળવે છે. હે ભરતરાજ ! આ પ્રકારે શ્રીજિનેશ્વરના પખાળવડે પાવન થ-યેલી એવી ચૌદ મોટી નદીઓ આ શત્રુંજય તીર્થની પાસે ર-હેલી શોભે છે; માટે એ ચૌદ મોટી નદીઓમાંથી, મોટા કું-ડોમાંથી, ક્ષીરસમુદ્રમાંથી અને પદ્મદ્રહ વગેરે દ્રહોમાંથી પાણી લાવીને આ તીર્થમાં શ્રીજિનાધિશને પખાળ કરાવવો. જે શ્રાવકો સંઘપતિ—સંઘવી થઇને અહીયાં આવે એમનો હમેશાંનો કાયમ રિવાજ છે કે એ નદીઓના પાણીથીજ પ્રભુને પખાળ કરાવવો અને તે નદીના મહાત્મ્યને યાદ કરવું. એથી એ ચક્રવર્તી અને ઇં-દ્રના પદને આપી છેવટ તીર્થંકરપણું આપે છે. આ ઉત્તમ પા-ણીવાળી અને કલ્યાણ કરનારી બધી (૧૪) નદીઓ છે તે ત-રેહ ત્રરેહના મહાત્મ્યથી પૂર્ણ અને સઘળાં તીર્થોમાં વિભૂષિત

છે. જે પ્રાણીઓ તેના પાણીનો સ્પર્શ કરે (ન્હાએ-પીએ-અડે) છે. તેઓને વિપત્તિની હાની, સત્કીર્તિ, શુભઉદય, અને સ્વર્ગ વગેરેના સુખની સંપદા, હાથમાં રહેલા પદાર્થની પેઠે પ્રાપ્ત થાય છે. જે આ નદીઓનું ન્હાવા, પખાળ વગેરેથી સેવન કરે છે તેઓને નવેનિધિ સાનિધ્ય રહે છે. કામધેનુ તેના આગણામાં વસે છે, ત્રણે લોક તેના તાબે થાય છે, તે હમેશાં પવિત્ર રહે છે, ભૂત, પ્રેત, પિશાચ તેને ઉપદ્રવ કરવા તાકાત ધરાવી શકતા નથી, દુષ્ટ કોઢ વગેરે રોગો પેદા થતા નથી, દેવો તેના દાસ બને છે અને સઘળી સંપદાઓ તેના ઘરમાં આવીને વસે છે. હે ભારતેશ્વર ! ચંદ્ર, સૂર્ય તથા વ્યંતરેંદ્રોએ કરેલા બીજાપણ બહુએ જળાશયો-નદી દ્રહ કુંડો વગેરે આ તીર્થને વિષે છે."

આ પ્રકારે ઇંદ્રનાં વચન સાંભળી ચક્રવર્તી મનમાં રાજી થયા, અને તરતજ ઉદ્યમવંત બની ઇંદ્રની સંગાથે તેઓએ તે નદીમાં સ્નાન કર્યું, તેના કીનારા ઉપર રહેલાં ઝાડોનાં ફૂલો તથા નદીમાંનાં કમળો લઇ અને તેના પાણીથી કળશો ભરી તેનાથી શ્રીપ્રભુની પૂજા કરીને પાછી પૂર્વ દિશાના ઘરેણારૂપ તીર્થ **માનપુર** અને દક્ષિણ દિશામાં સ્વર્ગપુરી સરખું અદ્ભુત **ભરતપુર** વસાવ્યું. તે બેઉ નગરમાં વર્દ્ધકીએ બહુએ તળાવ તથા વનપંક્તિવડે ભૂષિત એક મોટું જિનાલય બંધાવ્યું. તે ઠેકાણે ચક્રવર્તીનો પુત્ર બ્રહ્મર્ષિ મુનિસમુદાય સહિત મોક્ષપદ પામ્યો એથી તે બ્રહ્મગિરિ નામનું તીર્થ પ્રખ્યાત થયું, અને તે તીર્થમાં ચક્રવર્તીએ પાપનો નાશ કરનારો **સુરવિશ્રામ** નામનો એક યુગાદિ પ્રભુનો ઉંચો પ્રાસાદ બંધાવ્યો. દુંદુભી ( નગારાં ) ના નાદ

અને ધવળમંગળના ધ્વનિપૂર્વક ગુરૂને અગાડી કરી ચક્રવર્તી ભરતજી, ઇંદ્ર, રાજાઓ, સર્વે પત્નિઓ અને બીજા સઘળા લોકોને સંગાથે લઇને વિવિધ શિખરો ઉપર રહેલા મંદિરોની પૂજા કરવા ચાલ્યા. ' આ તીર્થમાં **કુપર્દી**નામે યક્ષ અધિષ્ટાયક થશે ' એવું વિચારી એક શિખર ઉપર ઇંદ્રે તે નામથી એક અર્હંતૂભગવાનનો યક્ષમૂર્તિ સહિત પ્રાસાદ કરાવ્યો, મહા મહિનાની પુનમે એક શિખર ઉપર ગુરૂના કહેવાથી ચક્રવર્તીએ ત્રણે જગતૂના ગુરૂ ઋષભદેવ પ્રભુની માતા મરૂદેવાજીને સ્થાપ્યાં. તે વખતથી **મરૂદેવાશિખર** ઉપર આવીને મહા માસની પુનમે લોકો આદરથી નામવડે પાપને નાશ કરનારાં મરૂદેવાને પૂજવા લાગ્યાં. તે પુનમને દિવસે પુરૂષ કે સ્ત્રી આદિ યોગિની મરૂદેવાજીને પૂજે છે, તે સમસ્ત સામ્રાજ્યવડે સુભગ થઇ મોક્ષની ચાહના કરે છે. સ્ત્રીઓ સૌભાગ્યવતી, પુત્રવતી અને ચક્રવર્તીની સ્ત્રી અથવા ઇંદ્રાણી થઇ છેવટે મોક્ષને પામે છે.

તે જગાએથી બે યોજન આગળ જતાં તિર્યંચ–પશુ પક્ષીને પણ સ્વર્ગનાં સુખ દેનાર એક યોજન પ્રમાણનો ગિરિ આવ્યો. તેને ભરતે પ્રણામ કર્યો. અને તેની ઉપર પણ ભક્તિવડે અધિષ્ટાયક દેવતાએ સેવેલો એક આદિદેવપ્રભુનો પ્રાસાદ કરાવ્યો.

ત્યાંથી અગાડી ચાલતાં બીજા શિખર ઉપર જઇને મુનિ થયેલા પોતાના એક હજાર ને આઠ પુત્રોને જ્ઞાનસમુદ્ર બાહુબળીએ કહ્યું કે–' આ તીર્થ મહાત્મ્યથી પુંડરીક મુનીની પેઠે તમોને જ્ઞાનોત્પત્તિથી આઠે કર્મનો નાશ થતાં તરત અહીંયાંજ મોક્ષસુખ મળશે માટે તમે અહીંયાં રહીને અનશન કરો. આ પ્રમાણે સાંભળી

તેઓ બાહુબળીની સાથે સમાહિત થઇ ત્યાંજ રહ્યા. અને કેટલેક વખતેતે કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં તેઓ તે શિખર ઉપર મોક્ષે ગયા. ત્યારથી તે શિખર **બાહુબળી** નામથી વિખ્યાત થયું. તેની ઉપર બાહુબળીએ પણ અનેક પ્રકારનો તપ કર્યો. એ સમય પ્રીતિવાસિત ભરતરાજાએ ઇંદ્રને પૂછયું કે–' સકળ તીર્થમય એવા આ પર્વત ઉપર આ મુનિઓને અગ્નિસંસ્કાર કરવો કઇ જગોએ વ્યાજબી છે? ' જ્ઞાનથી જાણીને જાણે સઘળા જનોને આચાર પ્રવૃત્તિ દેખાડતા હોય તેમ ઈંદ્રે ભરતને કહ્યું–'હે રાજેંદ્ર ! મરૂદેવીજીથી માંડીને પુંડરીકગણધર લગી જે સિદ્ધ થયા તેમના દેહ મેં ક્ષીરસમુદ્રમાં પધરાવેલ છે; પરંતુ હવે એ ચાલ બંધ થઇ એ ચાલ–રિવાજ કાયમ થશે કે આ સિદ્ધ થયેલા મુનિઓના શરીરને અગ્નિસંસ્કાર થાઓ. શ્રીઆદિશ્વર ભગવાન્‌ના ચરણોથી સિંચાયેલ અને સઘળા દેવોના જથ્થાવડે સુંદર આ શત્રુંજયનું મુખ્ય શિખર સર્વત્ર તીર્થમય છે, તેથી ત્યાં દેહદહનક્રિયા કરવી વ્યાજબી નથી; કેમકે તેમ કરવાથી તીર્થની મર્યાદાની ભંગ થાય અને જિનેશ્વરની આજ્ઞાનું ખંડન થાય છે. માટે મુખ્ય શિખરથી નીચે ફરતી બે બે યોજન ભૂમિ છોડી દઇને સ્વર્ગ નામના ગિરિ ઉપર અગ્નિસંસ્કાર કરવો અને તે જગોએ તેમની પત્થરની પ્રતિમાઓ સ્થપાવી; કારણ કે તેમ કરવાથી બીજાઓને પણ તે કામની ખબર થાય. ' ઇંદ્રનાં આવાં યુક્તિ યુક્ત વચન સાંભળી સત્કૃત્ય ઉપર આદર કરનારા ભરતે તે મુનિઓના શરીરને તે ઠેકાણે અગ્નિસંસ્કાર કર્યો. અને તે શિખર ઉપર પૂર્વ દિશા રૂપી સ્ત્રીના મ્હોંનું જાણે રત્નતિલક હોય તેવો એક જિનપ્રાસાદ કરાવ્યો. સોમયશાએ પણ હર્ષથી પોતાના ભાઇયોના

અને પિતાના પ્રાસાદો વર્દ્ધકી પાસે કરાવ્યા. પછી તાળધ્વજ શિખર ઉપર જઇને તાળધ્વજ નામા દેવ કે જેના હાથમાં ખડ્ગ, ઢાલ, ત્રિશૂળ અને સાપ રહેલ હોય છે તે દેવની ત્યાં સ્થાપના કરી.

પછી ત્યાથી કદંબગિરિ ઉપર જઇને ભરતે શ્રીનાભગુરૂને પૂછયું કે-'ભગવાન્ ! આ અતિ વિખ્યાત પર્વતનો શો પ્રભાવ છે ?' ગણધર બોલ્યા-' હે ચક્રવર્તી ! આ પર્વતનો પ્રભાવ અને તેનું કારણ હું કહું તે સાંભળો:-ગઇ ઉત્સર્પિણીમાં સંપ્રતિ નામના ચોવીશમાં તીર્થંકર થયા હતા. તેમને એક કદંબ નામના ગણધર હતા. તે કોટી મુનિઓની સંગાથે આ ગિરિ ઉપર સિદ્ધિપદને વર્યા હતા, એથી આ ગિરિ કદંબગિરિના નામથી ઓળખાય છે. આ જગોએ પ્રભાવવંત દિવ્ય ઔષધિઓ, રસ-કૂપિકા, રત્નની ખાણો અને કલ્પવૃક્ષો રહેલ છે. દીવાળીને દહાડે, શુભ-સારા વારે, સારી સંક્રાંતિએ કે ઉત્તરાયણમાં જો અહીંયાં આવી મંડળની સ્થાપના કરે છે તો દેવતા પ્રત્યક્ષ થાય છે. તે ઔષધિઓ, તે રસકૂપિકાઓ અને તે સિદ્ધિઓ પૃથિવીમાં નથી કે જે આ ગિરિમાં ન હોય. જેમાં સઘળી સિદ્ધિઓનું સ્થાન કદંબગિરિ રહેલો છે એવી આ સોરઠની ભૂમિમાં લોકો દારિદ્રથી કેમ પીડાય ! આ કદંબગિરિવડે જે મનુષ્યનું દ્રારિદ્ર-રૂપી ઝાડ કપાયું નથી, તે મનુષ્ય બહુજ અભાગિયો છે, તેને રોહણાચળપણ કંઇ આપી શકશે નહિ. જેની ઉપર આ ગિરિ તુષ્ટમાન્ થયો તેના ઉપર કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણી વગેરે સઘળાં તુષ્ટમાન થયાં સમજવાં. અહીંયાં રાતે પોતાના તેજરૂપ દીવાના જથ્થાવડે પ્રકાશી રહેલી ઔષધિઓ અભાગિયાના

ઘરમાંથી દારિદ્રની પેઠે અંધારાને હરી લે છે. રૂચકાદ્રિની પેઠે અહીંયાં શાશ્વત્ છાયાદાર કલ્પવૃક્ષો છે. તે સઘળી જાતનાં વાંછિત પૂર્ણ કરે છે. પણ અનુક્રમે કાળની પ્રબળતાના બળે વર્ષા કાળમાં મેઘાડંબરથી ઢંકાયલા સૂર્યનાં કિરણોની પેઠે તે કલ્પવૃક્ષો મનુષ્યોની નજરે પડશે નહિં. આ શિખર પણ મુખ્ય શિખરની પેઠે પાપ નાશ કરનારૂં છે, અને તે તમારા દયોપકારપણાને લીધે ફરી અતિ પ્રખ્યાતિને પ્રાપ્ત કરશે. ,

આવી રીતે કદંબગિરિનો મહિમા સાંભળી મોટા મનવાળા ચક્રવર્તીએ ઇંદ્રની સલાહ મુજબ તે ગિરિ ઉપર અપાર વૃક્ષોવંત ધર્મોદ્યાનમાં હવે પછી થનાર એજ ચોવીશ પૈકીના ચોવીશમા તીર્થંકર શ્રીવર્દ્ધમાનસ્વામી–મહાવીર પ્રભુનો એક મોટો પ્રાસાદ વર્દ્ધકી પાસે બનાવરાવ્યો. તે કંદબગિરિના પશ્ચિમ શિખર ઉપર શત્રુંજયા નદીના કીનારે ચક્રવર્તી ભરતજીની કેટલીક હાથી અને ઘોડા વગેરેની સેના હતી. તે પૈકીના કેટલાક હાથી, ઘોડા, બળદ અને પેદલ રોગથી રીબાતા હતા તે નિરોગી થઇ ગયા અને વિવેક વગરના છતાં પણ તે તીર્થના સંયોગને લીધે સ્વર્ગે ગયા. એટલુંજ નહિ પણ તેઓ સ્વર્ગમાંથી આવી ભરત મહારાજાને પ્રણિપત્ય કરી ( પગે લાગીને ) પોતાને સ્વર્ગ મળ્યાની વાત કહેવા લાગ્યા. પછી ભરતે તે જગોએ તેઓનાં પ્રાસાદ કરાવી તેમાં તેઓની મૂર્તિઓ સ્થાપન કરી, ત્યારથી તે ગિરિ હસ્તિસેન નામથી જગજાહેર થયો.

આ પ્રમાણે ચક્રવર્તીએ ગુરૂના હુકમથી શત્રુંજયગિરિનાં સઘળાં શિખરો ઉપર જિનમંદિરો કરાવ્યાં અને મુખ્ય શિખરને

પ્રદક્ષિણા કરી. રાજા ભરતે પોતાના સ્થાનમાં આવીને આદિશ્વર ભગવાન્‌ને નમન કર્યું. પછી ચક્રવર્તીએ મુખ્ય શિખરની નીચે પશ્ચિમ તરફ એક સોનાની ગુફામાં રહેલી ભૂત, ભાવષ્ય અને વર્ત્તમાન અરિહંતોની રત્નમય મૂર્તિઓની અત્યંત ભાવવડે પૂજા કરી. એ પ્રમાણે તે તે માર્ગ દેખાડનારૂં ઇંદ્રનું સઘળું કહેલું સફળ કર્યું. ત્યાંથી ભરતજી ઉજ્જયંતગિરિની યાત્રા માટે પ્રયાણ કરતા હતા, તે વખતે નમિ વિનમિએ મીઠાં વચનોથી ભરતજીને કહ્યું–'હે રાજન્ ! અમે બે કોટી મુનિઓની સંગાથે અત્રેજ રહીશું; કેમ કે એ સઘળાઓની અને અમારી અહીંયાંજ મુક્તિ થશે.' તે સાંભળી ભરતે તેઓને અને તેઓની સંગાથે રહેનાર મુનિઓને પ્રણામ કર્યો અને તેઓની પાસેથી ધર્મલાભરૂપ આશીષ્ પ્રાપ્ત કરી. ક્રમે કરી ફાગણ શુદી દશમને દિવસે તે નમિ વિનમિ બીજા મુનિઓની સંગાથે તેજગિરિ ઉપર પુંડરીકજીની પેઠે કેવળજ્ઞાન અને સિદ્ધિનિવાસ પામ્યા. તે કલ્યાણકના દિસસે તે ઠેકાણે જો થોડું પણ દાન દીધું હોય અને થોડું પણ તપ કરેલ હોય; તોપણ તે વખત ઉપર વાવેલા સારા બીજની પેઠે ઘણું ફળ બક્ષે છે. ફાગણ મહિનાની દશમીને દિવસે જે વિમળાચળને ભેટશે, તે પોતાના પાપપુંજનો નાશ કરી મોક્ષનો ભાગી થશે. ભરતજી અને દેવતાઓ તેમનો નિર્વાણ મહોત્સવ કરી તે જગોએ તેઓની રત્નની મૂર્તિઓ સ્થાપી ત્યાં બે મહીના લગી રહીને પછી રવાના થયા.

ત્યાં પશ્ચિમદિશાના ચોથા શિખર ઉપર ભરતજીએ મહાબળવાન્ નંદિ નામના દેવને તીર્થનું સંરક્ષણ કરવા બદલ મજ-

ભૂતપણે સ્થાપ્યા, તે વખતથી શિખરનું નામ નાંદીગિરિ પ્રખ્યાત થયું. જે જગાનો જે ધણી થાય તે જગા તેના નામથીજ જાહેર થાય છે.

નમિ વિદ્યાધરની કનકા અને ચર્ચા નામની ચોસઠ દીકરીઓ વ્રત અંગીકાર કરી એક શિખર ઉપર જઇને રહી હતી. તેઓ ચૈત્ર વદી ચૌદશની અરધી રાતે એકી વખતે સ્વર્ગે ગઇ, એથી એ મોટું શિખર ચર્ચગિરિને નામે જાહેર થયું, તે સાધ્વીઓ દેવલોકમાં રહીને પણ શ્રીયુગાદિદેવના ચરણકમળ સેવનારા ભકતોને ઇચ્છિત સિદ્ધિ દે છે અને તેઓના વિઘ્નના જથ્થાને દૂર કરે છે.

પછી તે સઘળા યાત્રાળુઓ આથમણી બાજુમાં ઝાડોની વિસ્તાર પામેલી શાખાઓના અગ્રભાગથી સૂર્યના કિરણોને રોકનારા ચંદ્રોદ્યાનમાં આવ્યા. તે રમ્ય વનમાં અપાર ઝાડોની છાયામાં વિશામો લીધેલી કિન્નરીઓના, મનને હરી લે તેવા લોકને ખુશ–તૃપ્ત કરનાર અરિહંત ગુણસંયુકત ગીતનો ઝણકાર સાંભળવા લાગ્યા. મીઠાં ફળોનો અને સ્વાદિષ્ટ પાણીનો સ્વાદ લઇ સર્વે જનો ઝાડોની છાયા તળે વિશ્રામ લઇ સુખે થાક વગર થઇ ગયા. ત્યાં અગાડી વ્હેતી બ્રાહ્મીનદીના મનહર જળ તરંગવડે સુંદર દેખાતા તટ ઉપર સંઘના જનોનું ચિત્ત અતિ આનંદ પામ્યું. તે વનની રમ્યતા જોવામાં મન આકર્ષાયું છે એવો સોમયશા કુમાર સરખી ઉમરના બીજા કુમારોની સંગાથે તે વનમાં ફરવા ગયો. 'આ બહુજ રમ્ય છે અને તેનાથી પણ વધારે રમ્ય–સુંદર છે.' એવી રીતે

આનુક્રમનથી આગળ ચાલતાં કુમારે નદીને તીરે કેટલીક ઘાસની ઝુંપડીઓનો જથ્થો જોયો. રમ્મત ગમ્મતથી રાજકુમાર જેવો અગાડી ચાલ્યો તેવામાં શરીર ઉપર ભસ્મ ચોળેલ અને ઇંદ્રિયોને જિતેલા જટાવાળા તપસીઓ તેમના દેખવામાં આવ્યા. મૂર્તિથી શાંત હૃદયના અને શરીરની કાંતિથી અદ્દભુત વૈભવવાળા તેઓને દેખી સોમયશાએ તેમનો આચાર પૂછયો. તેઓ બોલ્યા કે–'અમે વૈતાઢય પર્વતના રહેનાર વિદ્યાધર છીએ અમારામાંના કેટલાએક હત્યા વગેરે પાપથી અને કેટલાએક ન મટી શકે એવા રોગોથી પકડાઇ ગયા હતા. તે પીડા મટવાનો ઉપાય ધરેણેંદ્ર પાસેથી સાંભળી અમે આ શત્રુંજયગિરિ પાસેના ચંદ્રોદ્યાનનો આશરો લઇને રહેલા છીએ. હે રાજન્ ! સઘળી રીતના દોષ અને રોગને હણનારી આ નદી અને પાવનક્ષેત્રને સેવવાથી અમે રોગ અને દોષથી રહિત થઇ ગયા છીએ અને કચ્છ મહાકચ્છ પાસેથી આવું તાપસ વ્રત લઇ કંદફળ ખાઇને ભક્તિવડે શ્રી આદિનાથ પ્રભુનું ધ્યાન ધરીએ છીએ. હે રાજેંદ્ર ! અહીંયાં હવે પછી થનારા ચાલતી ચોવીશીના આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભુસ્વામીનું સમસસરણ થવાનું છે, તેને લીધે અમે અહીંયાં સ્થિર થઇને રહ્યા છીએ' આવો વૃત્તાન્ત સાંભળી આનંદિત ચિત્તવંત સોમયશાએ પાછા વળી તે સઘળી વાર્ત્તા ચક્રવર્તીને કહી સંભળાવી. તે સાંભળી ચક્રવર્તી બહુ રાજી થયા. ને તે જગાએ ભાવી આઠમા તીર્થંકર ચંદ્રપ્રભુજીનું સમવસરણ થશે, એવું જાણી ભરતજીએ વર્દ્ધકીની પાસે શ્રીચંદ્રપ્રભુના જિનાલયવાળું મોટું શહેર વસાવ્યું, અને તેમાં સંઘ લોકો સહિત તીર્થની પ્રતિષ્ઠા કરી. તે પછી અધિક પુણ્ય પ્રાપ્ત કરવાની ચાહનાથી ચક્રીએ ગિરનાર તરફ કૂચ કરી.

અગાડી ચાલતાં સુવર્ણમણિ માણેકની કાંતિથી આકાશને કાબરૂં કરતો ઉંચો ગિરનાર વેગળેથી તેમના દીઠામાં આવ્યો. ઇંદ્રનીલમણિ સાથે મળેલા સ્ફટિકમણિની કાંતિથી જાણે પૃથિવીરૂપી સ્ત્રીનો માલતીના ફૂલોથી ગુંથેલો અંબોડો હોય તેવો તે દેખાતો હતો. વચ્ચે વચ્ચે સોનાની રેખાઓ અને સઘળા ભાગમાં શ્યામ રંગની શિલાઓ દેખાતી હતી, જેથી વીજળીની શિખાવાળા કાળા મેઘના સરખો તે ઉન્નત દીસતો હતો. જેમાં રમ્મત ગમ્મત કરતા કિન્નરોના બાળકોએ ઉછાળેલા રત્નના દડા દહાડે પણ આભલામાં તારાઓની શંકા પેદા કરતા હતા. રાતે ચંદ્રકાંતમણિના શિખરમાંથી ઝરતી અમૃતની ધારાઓવડે જેના વનમાં ઝાડો કંઇપણ યત્ન કર્યા વિનાજ હમેશાં લીલાં રહેવાનો દેખાવ દેતાં હતાં. જ્યાં પચરંગી મણિઓની કાંતિવાળાં તરેહવાર ઝાડો પવનના હાલવાથી દરેક મનુષ્યોને મોરના નાચવાની ભ્રાંતિ કરાવતાં હતાં. સઘળે ઠેકાણે નીલશિલાવાળો અને વચે વચે ઉજળા પથરાવાળો તે ગિરિ સ્ફુરણાવંત તારાવાળો આકાશ માર્ગ હોય તેવો દેખાતો હતો. ઉંચી સોનાની ચૂલિકાવાળો અને ચોમેર ઝાડોથી વિંટાએલો તે ગિરિ ભુમિદેવીનો રક્ષામણિ હોય તેવો માલમ પડતો હતો. એ ગિરિમાં કહેલી રસકપિકાઓ 'ધર્મના જામિન કોણ માગે છે? લક્ષ્મીની કોને ઇચ્છા છે? અને દારિદ્ર કોની પાસે રહી ગયું છે?' વગેરે વાકયો બોલ્યા કરે છે જે ફળેલાં કેળોનાં ઝાડોથી, આંબાનાં તોરણથી અને વિદ્યાધરોની વ્હાલી સ્ત્રીઓના ગાયનથી હમેશાં ઉત્સવ ધરનારો દેખાય છે. દહાડે જવલાયમાન્ સૂર્યકાંતમણિઓથી, રાતે દીવ્ય ઔષધિઓના દીવાઓથી અને કેળના ઝાડરૂપ ધ્વજાઓથી જાણે અપાર લાખોપતિ હોય

તેવો જે જણાય છે, પોતાના ઉંચાં શિખર ઉપર પ્રકાશ પામેલા ઉગ્રમણિના જથ્થાવડે જે ગગનમંડળને સો ચંદ્રમાવાળું બનાવે છે. જ્યાં સ્ફટિકમણિની નીકોમાં વ્હેતું ઝરણાંનું પાણી શેષનાગના શરીર ઉપર ચંદનના લેપન સરખુ અને ચંદ્ર ઉપર ચંદ્રના અર્ચ્યા સરખું જણાતું હતું. જે ઝરણાંઓના પાણીના ઝણકારવડે સઘળે ઠેકાણે બોલતો દેખાતો હતો, અને નજીકની જમીન ઉપર હીંડતા હાથીઓથી જંગમ શિખરવાળો માલમ પડતો હતો. હાથીઓના કુંભસ્થળમાંથી ઝરતા મદવડે લેપાયલો અને ચમરી મૃગોના ચામરોવડે વિંઝાયલો તે ઉન્નતગિરિ બામુખા પર્વતોનો રાજા હોય તેવો દેખાતો હતો. જ્યાં દેવાંગનાના ગાયનમાં લીન—લટ્ટુ થયેલાં મોર પવને પૂરાયલા વાંસડાઓથી અને નદીના ધોધના શબ્દથી રાજી થઇને નાચ કર્યા કરતાં હતાં. જેની ગુફાઓમાં મુનિજનો દૃઢ આસને બેસી અને નવ દ્વારોમાં પ્રાણને રૂંધી મહા તેજનું ધ્યાન ધરતા હતા, એટલે કે સમાધિ લઇ ભગવદ્ ભજનમાં લીન રહેતા હતા. પોતપોતાના કામની ફતેહને વાસ્તે દેવતાઓ, ગુહ્યકો, અપ્સરાઓ, વિદ્યાધરો અને ગંધર્વો હમેશાં જેની સેવા કરતા હતા. જ્યાં સૂર્ય ચંદ્રમા પોતાના વાહનને કઇક વિશામો આપી, હર્ષ પામી તેની સ્તવના કરતા કરતા હીંડયા જતા હતા. અને લવીંગ, ચારોળી, નાગરવેલ, માલતી, તમાલ, કદંબ, જાંબુડા, આંબા, લીંબડા, આંબુઆ, આંબલા, તાડ, તાલિસ, તિલક, રોહિડા, વડ, ચંપા, બોરસલી, આશોપાલવ, પીંપળા, ખાખરા, પીપરો, માધવ, કેળો, ચંદન, કલ્પવૃક્ષ, કણેર, બીજોરાં, દેવદાર, ગુલાબ-પાડળ, તિલક, અંકુશ, સુગંધી મેંદી અને કંકોળ વગેરે ઝાડો, છાયા, ફળ, પાંદડાં અને

ફૂલોવડે જ્યાં લોકોનાં ટોળાંઓને ખુશ ખુશ કરી રહ્યાં હતાં. એવા રોહણ, વૈતાઢય અને મેરૂપર્વતની સંપત્તિને ચોરનાર રૈવતાચળ–ગિરનારને વેગળેથી દેખી ચક્રવર્તીએ ઉપવાસ કરી ત્યાંજ પડાવ કર્યો. પછી ગુરૂના હુકમથી શત્રુંજયની પેઠે ભરતજીએ સંઘ સહિત હર્ષવડે તીર્થની પૂજા કરી શકિતસિંહે મનને હરી લે એવું આહારના રસથી અમૃતનો પણ અનાદર થાય એવું ઉત્તમ ભોજન ચક્રવર્તી સહિત સંઘને જમાડયું. તે ગિરનાર પર્વતને મહોદયની પેઠે ચડવું મુશ્કેલ જાણી હજાર યક્ષોને હુકમ કરી ચક્રવર્તીએ સિદ્ધાંતની કેવળી ભગવાન્ સુખે કરીને આરોહના કરે તેમ સુખી લોકો ચડી શકે તેવી દાન, શીળ, તપ અને ભાવ સરખી ચાર ઉજળી પાજ બંધાવી. તે પાજ (રસ્તા-સડક) ના મોખરે કરાવેલી વાવડી, વન અને મંદિરમાં વટેમાર્ગુ યાત્રાળુને વિશામો દઈને સંઘ સહિત તે પાજવડે પોતાના મનોરથ જેવા ઉંચા ગિરનાર ઉપર ચડયા. ત્યાં હવે પછી થનારા ચાલુ ચોવીશી પૈકીના બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુજીનાં ત્રણ કલ્યાણક ( દીક્ષા કેવળજ્ઞાન અને મોક્ષ ) થશે એમ જાણીને ભરતજીએ તે જગોએ સલાટની કને એક ઉંચુ જિનાલય બંધાવ્યું. તે જિનમંદિર ઉપર અનેક રંગનાં ગિરનારની ઉપર રહેલાં મણિરત્નોનાં કિરણોને લીધે વગર મહેનતે–કોશેશ કર્યા વિના ચિત્રામણ જેવી રચના થતી હતી. તે દેહરાસર ધ્વજાવડે દેવમંડળરૂપી વ્યાપારીઓને ચક્રવર્તીને કીર્તિભંડારની વાનગી બતાવતું હોય તેવું દેખાતું હતું. તે **સુરસુંદર** નામનું ઉંચું દેવાલય ચાર બારણાંવાળું અને દરેક દિશાએ અગ્યાર મંડપોવડે શોભી રહ્યું હતું. ત્રિજગત્પતિનો તે પ્રાસાદ સઘળી ઋતુઓના વનવડે શણગારાઇ ગુ-

વાલા ગોખ, ગોખ અને તોરણોથી વિરાજિત હતો. સ્ફટિકમણિના તે જિનમંદિરમાં શ્રીનેમિનાથજીની પાંડુર નેત્રવંત નીલમણિની મૂર્તિ શોભતી હતી. મુખ્ય શિખરથી એક યોજન હેઠળ પશ્ચિમ દિશામાં જગત્‌ના કંટાળાને ભેદી નાખનારો શ્રીનેમિશ્વર ભગવંતનો એક બીજો પ્રાસાદ કરાવ્યો અને તે જગોએ સ્વસ્તિકાવર્તિક નામનો શ્રીઋષભદેવજીનો એક પ્રાસાદ પણ અંધકારને દૂર કરવા કરાવ્યો. તે મંદિરમાં પણ વિચળાચળની પેઠે બહારની બાજુએ સોનાની રૂપાની, માણેકની, રત્નની અને બીજી ધાતુઓની બનાવેલી પ્રતિમાજીઓ શોભતી હતી. પછી અર્હત્‌ની ભક્તિના જથ્થાવડે ભરેલા ભરતજીએ ગણધરોની કને અનેક સામગ્રીથી તેમની પ્રતિષ્ઠા કરાવી. હર્ષથી પ્રેરાયલો ઇંદ્ર ઐરાવત ઉપર બેસી આકાશપંથથી શ્રીનેમિશ્વર ભગવાન્‌ને વાંદવા માટે ત્યાં આવ્યો. ત્યાં ઐરાવતના બળવાન્ એક પગવડે ભૂમિને ચાંપીને પ્રભુના અર્ચનને વાસ્તે એક ગજેન્દ્રપદ (હાથીનું પગલું) એ નામનો કુંડ બનાવ્યો. તે કુંડની અંદર જેમના ફેલાતા દિવ્ય ગંધમાં ભમરાઓ લોભાતા હતા એવા ત્રણજગની નદીઓના અદ્ભુત પ્રવાહ પડવા લાગ્યા. તેના પાણીની અગાડી અમૃત તો બિચારૂં નકામુંજ થઈ પડયું હતું, સાકર કાંકરાના સરખી થઇ વેચાવા લાગી, અગરૂ (અગર) અગુરૂ એટલે હલકો થઇ પડવાથી અગ્નિમાં પડી દેહ હતો થયો અને કસ્તૂરી વખાણવામાં નાલાયક થતાં કાળી બની ગઇ. મતલબ તે કુંડનું પાણી ઘણુંજ મીઠું, બહુજ સ્વાદવાળું અને બહુજ સોડમવાળું હતું. તેના પાણીની અગાડી ચંદન ખંડિત સુગંધિવાળું બન્યું, સરસ્વતિ રસ વગરની બની અને સિંધુ ઉંચી ન બની, તેના સુંદર પાણીની અગાડી ગંગા આનંદ વાસ્તે

નથી, ક્ષીરસમુદ્ર ઉજ્વળ નથી અને નિર્મળ જળવાળું સરોવર નિર્મળ જળવાળું નથી એમ બન્યું. સારાંશ એજકે એ કુંડનું જળ ઉત્તમ શોભાવંત અને પરમપાવન હતું. બીજા તીર્થોની અંદર દર્શન, સ્પર્શન, આસેવન કરવાવડે જે ફળ થાય છે તે ફળ આ કુંડના પાણીથી જિનાર્ચન કરવાવડે થાય છે. આ કુંડજ અજર અમર પદ બક્ષે છે, એના સરખું બીજા કુંડો અજર અમર પદ આપી શકતા નથી, એથી દેવો જે અમૃતના કુંડને વખાણે છે તે આના અગાડી નકામું છે. દિવ્ય તીર્થના પાણી સહિત અને દોષથી રહિત તે કુંડજળના સ્પર્શથી સમસ્ત આધિ વ્યાધિ નાશ પામે છે.

ધરણ નામના નાગેંદ્રે શ્રીનેમિશ્વરજીની ભક્તિને લીધે પોતાના વાહનરૂપ નાગપાસે ઝરણાંના ઝણકાર શબ્દ કરતો એક બીજો કુંડ કરાવ્યો. લાખો નદીઓ અને લાખો દ્રહનાં જેની અંદર પવિત્ર પાણી આવે છે એવો તે કુંડ **નાગઝર** નામથી જાહેર થયો. તેજ જગોએ શ્રીનેમિનાથજી ઉપર ભકિતવંત અમરેંદ્રે પણ પોતાના વાહન મોરની પાસે એક મોટો કુંડ કરાવ્યો. મોરનાં પગલાંને લીધે પૃથિવીનું આક્રમણ કરતાં તેમાંથી ઝરણું નીકળ્યું તેનો તે કુંડ બન્યો માટે તેનું **માયુરનિર્ઝર** નામ આ પૃથિવીમાં જાહેર થયું. તે વગર બીજા ત્યાં સૂર્ય ચંદ્રના બનાવેલા કુંડો છે, કે જેઓનો મહિમા વચનથી કહી શકાય એવો નથી. જેના પાણીનો સ્પર્શ થવાથીજ પાપની પેઠે કોઢરોગ પણ ચાલ્યા જાય છે. વળી એક મહાન્ મહિમાવંત મોટો કુંડ કે જેનું નામ **અંબાકુંડ** છે, એ કુંડના પાણીનું સેવન કરવાવડે મોટી હત્યાઓ લાગી હોય તે પણ તરત ટળી જાય છે. બીજા

કેટલાક કુંડો પોતપોતાના નામના દેવતાઓએ બનાવરાવેલ છે, તે તે કુંડોનો પ્રભાવ અને સિદ્ધિ તે તે દેવોજ જાણે છે. (પણ બીજા જાણવા પામ્યા નથી.) પછી 'હું પહેલો હું પહેલો' એવી અદેખાઈ કરતા દેવોએ ભકિતથી લાવેલા દિવ્ય—ઉમદા ફૂલોથી નેમિશ્વર ભગવાનનું પૂજન કર્યું. ચક્રીએ પૂર્વોકત વિધિવડે મંગળ દીવા સહિત પ્રભુની દક્ષિણ આરતી ઉતારી. પછી પ્રભુ સન્મુખ નજર કરી હૈયામાં નહી સમાતી હર્ષસંપદાને ઉદ્‌ગારરૂપે બહાર કહાડતા હોય તેમ ચક્રી ભરતજીએ આ પ્રમાણે સ્તુતિ કરવી શરૂ કરી. "અમેય, ગુણરત્નના સમુદ્ર, અનંત કૃપાના આધાર અને સંસારથી તારનાર હે શિવાદેવીના પુત્ર શ્રીનેમિપ્રભુ! આપ વિજય પામો. હે કૃપાવંત સ્વામિન્! હું અંધારામાં લીન બનેલો અને સંસારથી ઉદ્વેગ પામેલો છુ, તો આપ આપના સહજ તેજથી મારો ઉદ્ધાર કરો. હે દેવ! પૂર્વે આપે રાગ વગેરે દુશ્મનોને જીતી લીધેલ છે, તેથી તેઓ આપના વિરોધને લીધે મને આપનો આશરાવાળો જાણીને વધારે પીડા દે છે. આ લોકમાં સઘળા ભાવોની અંદર સાધારણ ઉદાસીનતાને ધારણ કરનારા આપ જો મારા તરફ બેદરકારી બતાવશો તો આપનું અપાર પ્રમાણવાળું સુસ્વામીપણું શી રીતે લેખાશે? હે સ્વામી! જ્યાં લગી આપના સંબંધી ચિન્મય તેજ પ્રાણિઓના અંતઃકરણની અંદર ઉદય પામતું નથી, ત્યાં લગીજ પ્રાણિઓના હૃદયમાં મોહરૂપી ઘોર અંધારૂં આવ જા કરી દેખાવ દીધા કરે છે. હે પ્રભુ! આ સંસાર સમુદ્રની અંદર મોહરૂપી જળભમરીમાં પડેલો હું હવે ફક્ત આપના ધ્યાનરૂપી વહાણનો કયારે આશરો મેળવીશ. હે નાથ! મારૂં ચિત્ત હમેશાં કદાગ્રહ કરનારૂં અને ગ-

વૈવડે તોફાની રહ્યાં કરે છે, તો હવે પ્રસન્ન થઇને એમ કરો કે હવે પછી ક્યારે પણ તેવું થઇને પીડાય–સીદાય નહીં. હે સ્વામિન્ ! તૃષ્ણાથી ચંચળ અને કામજ્વરથી બેબાકળું બનેલું આ મારૂં ચિત્ત જો આપના ધ્યાનરૂપી અમૃતમાં નિમગ્ન રહે તો શાંતિને પામે. હે વિભો ! પ્રાણિઓ સમતાના સારરૂપ આપના માર્ગને ક્ષણવાર પણ અંગીકાર કરે તો તે કદિ પણ પછી ક્રોધના ક્રૂર રસ્તે હીંડશેજ નહિ. હે ભગવન્ ! મધુની સ્પર્દ્ધા કરનારા તે રસ્તાવડે કરેલું આપનું ધ્યાન અનાહત–અખંડનાદથી યોગીજનોનાં કર્મોને ધ્રુજાવી દે છે. હે અધીશ ! યોગીઓ પણ આપના ઉત્કૃષ્ટ જ્ઞાનને પ્રાપ્ત કરવાને વાસ્તે પાર્થિવ્ય વગેરે સ્પુરણાયમાન્ પાંચ પિંડસ્થ ધ્યાનની ધારણાનો અભ્યાસ કરે છે. વળી મહાત્માઓ પદસ્થધ્યાનની સિદ્ધિને વાસ્તે આપના ઉપદેશ મુજબ ચક્રનેવિષે અર્હંત્ બીજ વગેરેની યોજના યોજી આપનું ધ્યાન ધરે છે. જે મુનિ રાગ દ્વેષથી રહિત, યોગસહિત, આશરા વિનાના, સ્પુરતા ઘાતીકર્મનો ઘાત કરનાર, કરૂણાને વિષે તૈયાર અને કેવળજ્ઞાનના પ્રકાશવડે લોકાલોકને જોનાર આત્માનું તન્મયપણાથી ધ્યાન કરે છે, તે મુનિ રૂપસ્થધ્યાન જાણનાર કહેવાય છે. યોગીજનોના આત્માનુભવવડે વિવિધ જ્ઞાન વિચાર એકશ્રુતવિચાર, સૂક્ષ્મક્રિય અને સમુચ્છિન્નક્રિય એમ ચાર ભેદના શુકલ ધ્યાનને સમજીને પોતાના અંતઃકરણની અંદર ચિન્મય અને અરૂપી એવા આપને રૂપાતીત ધ્યાનવડે દેખે છે. હે દેવ ! પૂર્વે વિવિધ ધ્યાનથી જે ચિત્તવડે આપે ધ્યાન કર્યું હતું, તે ચિત્તને ક્રમે કરી આત્મામાં પેશીને નાશ કરી દો છો તે બહુ સારી વાત છે. હે દેવ ! તત્ત્વને જાણનારાઓ આપને પરમાર્થવડે આકાર વગરનાં,

આધાર વગરના, આહાર રહિત અને રંજન થવાપણા રહિત રૂપથી જાણે છે. હે પ્રભુ ! આપનો અવક્ર પરમ બ્રહ્મમય તેજનો જથ્થો સઘળે વ્યાપી રહેલો છતાં મારા મોહ અંધકારને કેમ હરી લેતો નથી ? હે નાથ ! જ્યારે આપ ચિદાનંદ ચંદ્ર દૂર હોછો ત્યારે પ્રાણિઓને સંસારરૂપ ઉન્હાળાનો તાપ વ્યાપે છે, નિદ્રાવસ્થામાં શૂન્યતા થાય છે અને જાગ્રત અવસ્થામાં બહુ કલ્પનાઓ થયા કરે છે, તેથી વિદ્વાનો આપનું પદ એ બન્ને અવસ્થાને ઉલ્લંઘન કરનારૂં છે, એમ કહે છે. હે વિભુ ! જ્યારે ધ્યેય વસ્તુ આપ હો ત્યારે ધ્યાતા પુરૂષ અને ધ્યાન એ બન્ને નાશ પામે છે; એટલેકે ધ્યેયમાં એકતા પામી જાય છે, તેથી બહિર્મુખ લોકો આપના ધ્યાનથી છેટે રહે છે. હે દેવ ! જે તત્ત્વ જાણનારાઓનું ચિત્ત કલ્પાતીત થયેલું હોય છે, તેઓ ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણ પ્રકારને જુદા જુદા જરા પણ જાણતા નથી. ત્રણેની એકત્તાજ અનુભવે છે. જેઓનું મન ઉદાસીન પદમાં સ્થિત થયું ન હોય. તેઓનેજ 'આ ધ્યેય, આ ધ્યાન અને હું ધ્યાતા' એવી બુદ્ધિ થાય છે. જે સઘળાં કર્મોથી રહિત, નિઃસંગ, નિત્યતૃપ્ત, નિરંજન અને સદાનંદમય છે, તેજ આપ છો અને આપ તેવાજ છો, એમ હું માનુંછું. હે નાથ ! જેઓ આપને જાણનારા છે, તેઓ શત્રુ અને મિત્રમાં, મૂર્ખ અને વિદ્વાન્‌માં, સુખ અને દુઃખમાં સરખા હૃદયવાળા હોય છે. હે પ્રભુ ! જેનાથી આપ ઓળખાઓ નહીં તેને તપ, શ્રુત, વિનય, અને જપ શા કામનાં છે ? પાપ કર્મને નાશ કરનાર હે નાથ ! આપ એવું કરો કે જેથી મારા વિષયને ગ્રહણ કરનારી કલ્પનાઓ થોડી થઇ જાય. હે જગત્પતિ ! આપના પ્રસાદથી પરમાનંદમય હૃદયમાં નિમગ્ન થઇ

રહેલા મને વૈદ્યવૈદ્યકના ભેદની શુન્યતા પ્રાપ્ત થાઓ. હે પ્રભુ! આપની પાસે હું બીજી કંઇ પ્રાર્થના કરતો નથી. ફક્ત એટલુંજ માગું છું કે આપના પ્રસાદથી મારા ચિત્તમાં પરમ તેજ પ્રકાશો. હે યાદવપતિ! જે સુકૃતિ પુરૂષ કાનમાં અમૃત સરખા આ સ્તોત્રનો સવાર બપોર સાંઝે પાઠ કરે, તે આપના સ્વરૂપને જાણનારો થાય છે. જ્યાં લગી આ ભૂમિ ઉપર સૂર્ય ચંદ્રના કિરણોનો જથ્થો પ્રકાશે ત્યાં લગી આ આપનું સ્તવન હમેશાં પૃથિવી ઉપર સમૃદ્ધિ પામો."

આવી રીતે શ્રીનેમિશ્વરપ્રભુની સ્તુતિ કરી ભરતજીએ પોતાના શરીર સંગાથે કર્મના ભારને નમાવતાં હર્ષથી ફરીવાર તેમને નમસ્કાર કર્યો. ગુરૂભક્તિવડે જેનું શરીર પાવન છે એવા ભરતે યાચકોને સ્વર્ગસંપદાના કારણરૂપ દાન આપ્યું. પછી છ ખંડના અધિપતિ ભરતજીએ પરિવાર સહિત ઉત્તમ આહાર કર્યો. ત્યાર પછી ક્ષણવારે ઉંઘ આવવા લાગી. 'આ ઉંઘ ઇંદ્રિયોને કબજ કરનારી અને તમોરૂપા છે.' એવું ધારી વિવેકદીપક ભરતજીએ તેને તજવા માંડી. પોતાના નેત્રરૂપી કમળ જરા જરા વીંચાતાં દેખી તે ઉપર શુદ્ધ પાણીનું સિંચન કર્યું એટલે નિંદ્રા જતી રહી અને પોતે સાવધ થયા. પછી પોતાના હૃદયની અંદર રહેલા સ્ફુરતા રાગની વાનગી બતાવતા હોય તેમ મુખરંગને વાસ્તે તેઓએ પાનબીડું આરોગ્યું. પછી દાનશાળામાં માગણોને દાન દેતા ભરતચક્રીએ માગણોને દારિદ્યરૂપ હાથી ઉપર પોતાના હૃદયરૂપ સિંહને બેસાર્યો. તે વખતે તરેહવાર રંગવાળા રત્નોવડે ચિત્રી હોય તેમ પૃથિવી અને આકાશને રંગબેરંગી કરતી ગિરનારની શોભા ભરતજીના દેખાવામાં આવી.

'રસને જાણુનાર પુરષો પણ આ પર્વતનું ધ્યાન પૂરેપૂરૂં કરી શકે તેમ નથી', એમ ચિંતવી પોતે શક્તિસિંહની અગાડી તેનું ધ્યાન કરવા લાગ્યા. " આ પર્વતની આગળ મેરૂપર્વત પણ મારા મનને આનંદ આપતો નથી. વિંધ્યાચળ વાંઝીયા જેવો લાગે છે અને હિમાલય નકામો છે; કારણ કે કોઇ પહાડ આ ગિરનારની બરાબરી મેળવી શકે તેવો છેજ નહીં. આ પર્વત લક્ષ્મીને રમવાનું સ્થાન છે. મોક્ષનું ઠેકાણું છે અને આ પહાડની અંદક રત્નો. રસકુપિકા અને કલ્પવૃક્ષો રહેલા છે. આ મનને હરી લેનાર પર્વત બરાબર સમવસરણની શોભાને ધારણ કરે છે; કારણ કે તેના વચમાં ચૈત્યવૃક્ષ સરખું મુખ્ય શિખર દેખાય છે. આસપાસ ગઢ સરખા બીજા પહાડો આવેલા છે. ચોમેર ઝરણને ધારણ કરનારા પહાડરૂપ ચાર દરવાજા છે. હમેશાં દુશ્મનાઇ રાખનારા પ્રાણિઓ પણ અહીંયાં દોસ્તની પેઠે રહેલા છે અને તેઓ એક બીજા સાથે દુશ્મનાઇ છોડીને હેતથી શરીર ચાટે છે. આ પર્વત દેખતાંજ મારૂં ચિત્ત પ્રમોદ પામે છે. તેથી હું ધારૂં છુ કે, આ પહાડ ઘણું કરીને તમોમુક્ત છે."

આવું કહી ચક્રવર્તી મૌન રહ્યા, પછી પડઘાથી ગુફાઓને ગજાવતો શક્તિસિંહ માથું ઝુકાવી બોલ્યો–'હે સ્વામી ! આ રૈવતગિરિ–ગિરનારને શ્રીજિનેશ્વરદેવે શત્રુંજયનું પાંચમું જ્ઞાન (કેવળજ્ઞાન) આપનારૂં પાંચમું શિખર કહેલું છે. ઉત્સર્પિણી કાળમાં અનુક્રમે એ પર્વતની ઉંચાઇનું માપ પહેલા આરામાં સો ધનુષ્યનું, બીજા આરામાં બે યોજનનું, ત્રીજા આરામાં દશ યોજનનું, ચોથા આરામાં સોળ યોજનનું, પાંચમાં આરામાં વીશ યોજનનું અને છઠ્ઠા આરામાં છત્રીશ યોજનનું કહેલું છે, અને

આ અવસર્પિણી કાળમાં એથી ઉલટું, એટલે કે પહેલે આરે ૩૬ યોજન, બીજે ૨૦, ત્રીજે ૧૬, ચોથે ૧૦, પાંચમે ૨ યોજન અને છઠ્ઠે ૧૦૦ ધનુષ્યનું પ્રમાણ હોય છે. એથી આ શાશ્વત (છે છે. ને છે એવો) પર્વત સઘળા પાપોને હરી લેનારો છે. તે તે આરામાં કૈલાસ, ઉજ્જયંત, રૈવત, સ્વર્ણગિરિ, ગિરનાર અને નંદભદ્ર એ અનુક્રમે તેનાં નામો પડે છે. દિવ્ય ઔષધિઓયુક્ત આ મહાન્ તીર્થને નિરખી જે મનુષ્યને પ્રીતિ થતી નથી તેઓની પુણ્યાઈ ઓછી જાણવી. આ પર્વત ઉપર ગણતાં પાર ન આવે એટલા તીર્થંકરો પધારેલા છે, ને પધારશે, તેમજ અનેક મુનિઓ મોક્ષ પામ્યા છે, અને પામશે, તેથી આ મહાન્ તીર્થ છે. અહીંયાં રસકૂપિકા, દેવરત્ન અને કલ્પવૃક્ષો તેમજ ચિત્રાવેલી રહેલ છે, એથી આ રૈવતાચળ આ ભવ અને પરભવના સુખનો સ્વાદ આપનાર છે. આ પર્વત ઉપર રહેલી નદીઓના પાણીથી સિંચાચેલાં વનવૃક્ષો જાણે એ તીર્થની શીખામણને ધારણ કરતા હોય તેમ સઘળી ઋતુઓમાં ફળે છે. આ પર્વતરાજની ચોમેર શ્રીદગિરિ, સિદ્ધગિરિ, વિદ્યાધરગિરિ અને દેવગિરિ એ ચાર પર્વતો રહેલા છે. મહાસિદ્ધિના સુખને દેનાર આ ગિરનારને વીંટાઇને તે પર્વતો સારા ધણીની પેઠે તેની સેવા કરે છે. તે પર્વતમાંથી શ્રીજિનેશ્વરને પખાલ કરવાને માટે પાણી ઝરીને ઉદય પામેલી ઉંડાં સરોવરવાળી પાવન નદીઓ વહે છે. પૂર્વદિશામાં શ્રીદગિરિ અને સિદ્ધગિરિની વચમાં જેમાં દેવતાઓ રમ્મત ગમ્મત કરે છે એવી નદી ઉદયવંતી નામથી જાહેર છે. દક્ષિણ દિશામાં મોટા ઉંડા સરોવરથી શોભતી ઘણા મહાત્મ્યને જન્મ આપનારી અને નઠારા રોગો–દોષોનો નાશ કરનારી ઉજજયંતી

નામની નદી છે. પશ્ચિમ દિશામાં મનને હરી લેનારા ઉંડા સરો-વરોના જથ્થાથી બહુજ પવિત્રતાને દેનારી સુવર્ણરેખા નામની સાચા અર્થવાળી ઉજ્વળ નદી છે. ઉત્તર દિશામાં ઉછળતા તરંગોવાળી અને કમળયુક્ત તેમજ તીર્થસમાગમથી કંગાલ મનુષ્યોની કંગાલતાને હરનારી લોલા નામની નદી છે. તે મન-હર ઉંડા સરોવરોમાંથી ઉજ્વળ નદીઓ આગળ કહી ગએલા નામોવાળા પહાડોમાંથી નીકળેલીઓ છે. તે વગર બીજી પણ ન-દીઓ અને ઉંડા સરોવરો ત્યાં રહેલાં છે. અહીંયાં વિદ્યાધરો, દેવો, કિન્નરો, અપ્સરાઓ અને યક્ષો પોતપોતાની વિદ્યા સાધવાની ચાહનાથી તેમજ અપાર જાતની વાંછના પૂરી પાડવા રહે છે."

આવી રીતે શક્તિસિંહે કહ્યા કેડે ભરતજીએ પૂછયું કે—"આ વાવ્યકોણમાં કયો પહાડ દીપે છે?, આવું સાંભળી શક્તિ-સિંહે કહ્યું—"એક નઠારી મતિવાળો બરટ નામનો વિદ્યાધર રાક્ષસીવિદ્યા સાધી તે ડુંગરના ઉપર રહેલો છે. તે કૃર રાક્ષ-સથી અધિષ્ઠિત થયેલો આ પહાડ તે રાક્ષસના નામથી એટલે કે બરાડાનો ડુંગર એ નામથી જાહેર થયો છે. ભયંકર રાક્ષસોથી પરવરેલો અને ગગનગામિની વિદ્યાવડે ગગનમાં ફરતો એ તો-ફાની નઠારી વિચારણાવાળો રાક્ષસ હમણાં લગી મારા હુકમને ગણકારતો નથી. તે દુષ્ટ આ દેશને ઉદ્વેગ કરનાર નીવડયો છે." શક્તિસિંહનું આવું બોલવું સાંભળીને ભરતજીએ ક્રોધ કરી તર-તજ તે રાક્ષસને જીતવાને માટે વિમાનગામી સુષેણને હુકમ કર્યો. એટલે સુષેણ સેનાધિપતિ ચક્રવર્તીના હુકમને માથે ચડાવી પોતાના વિમાનવડે સૂર્યવિમાન સરખા દેખાતા બરટ રાક્ષસની પાસે ચાલ્યો. સુષેણને આવતો દેખી બરટાસુર ઘણા રાક્ષસો

સાથે લડાઇ કરવાને તૈયાર થયો ક્ષણવાર અસુરોની સંગાથે લડાઇ કરી સેનાપતિએ તે બરટને કબજ કરી પોતાના વિમાનમાં નાખ્યો કે બીજા તમામ રાક્ષસો ભાગી ગયા. સુષેણ વિજય કરી તરત ગિરનાર ઉપર પાછો આવ્યો અને ઝડપથી તે રાક્ષસને ચક્રવર્તીના પગમાં પગે લગાડયો. કંગાલ અને ઉતરી ગયેલા મ્હોંવાળા તથા આકરા બંધનોને લીધે જેના શરીરમાંથી ચરબી નીકળે છે એવા તે રાક્ષસને નિરખી શક્તિસિંહ દયા આણી બોલ્યો—'હે અસુર ! જે તેં જીવહિંસારૂપી ઝાડનો ફણગો રોપેલો—વાવેલો છે, તે પાપરૂપ ઝાડને ફકત હજુ તો ફૂલ લાગવાનો વખત આવ્યો છે, પણ બાકી રહેલું તે પાપનું ફળ તો તને નરકમાં મળશે. હે દુષ્ટમતિ ! હજુ પણ જીવહિંસા છોડી દે અને મારો હુકમ કબૂલ કર તો તને અભયદાન અપાવીને છોડાવું, એમાં તું જરા પણ શક રાખતો નહીં.' આવું શક્તિસિંહનું બોલવું સાંભળી રાક્ષસ બોલ્યો—'હે સ્વામી ! આજથી આપના હુકમને હું માથે ચડાવીશ.' એમ તેનું બોલવું સાંભળી શક્તિસંહે તેને ચક્રી પાસેથી બંધનરહિત કરાવ્યો. પછી પ્રસન્નતા વરસાવતા બરટ રાક્ષસે પોતાના રહેઠાણવાળા પહાડ ઉપર શ્રીઆદિજનેશ્વર અને શ્રીનેમિપ્રભુ એ બેના મેરૂસરખાં ઉંચા બે જિનભુવનો બંધાવ્યાં. અને તેના તટ ઉપર તેવાજ મહાત્મ્યવડે શત્રુંજયા નદીની સંગાથે સરખામણી કરે તેવી એક ઉગમણી તરફ વહેતી નદી પ્રગટ કરી. ત્યાર પછીથી એ શુભ હૃદયવાળો રાક્ષસ જે શ્રીઆદિપ્રભુને અને નેમિપ્રભુને નમન કરે તેની ધારેલી ધારણા પૂર્ણ કરવા લાગ્યો, એથી તે કામદ નામથી તીર્થ જગજાહેર ગણાયું. જે કામી હોય છે તેને એ કામદતીર્થ મનનું

ધાર્યું આપે છે અને જે નિષ્કામ–કામના રહિત છે તેને એ તીર્થ મોક્ષલક્ષ્મી બક્ષે છે. ચક્રવર્તી તે રાક્ષસને તે પહાડ ઉપર સ્થાપન કરી પોતે શ્રીનેમિનાથ ભગવંતનું પૂજન કરવાને પોતાના બનાવરાવેલા જિનાલયમાં આવ્યા. એ .વખતે પાંચમા બ્રહ્મેંદ્ર દેવલોકના પતિ બ્રહ્મેંદ્ર કોટીગમે દેવો સહિત ભરતજીએ કરાવેલા શ્રીનેમિશ્વરજીના જિનભુવનમાં આવ્યા. શ્રીનેમિનાથજીની પૂજા કરવામાં તૈયાર અને અતિ ઉજ્વળ ભક્તિવંત ભરતેશ્વરને સરળ ચિત્તવંત બ્રહ્મેંદ્રે સ્નેહસહિત વાણીવડે આ મુજબ કહ્યું કે–"શ્રી યુગાદીશ જિનાધીશના પુત્ર ભરતક્ષેત્રના ભૂષણ અને ચરમદેહી ભારતેશ્વરજી ભરતજી ! તમે શાશ્વત્ જયવંત થાઓ ! જેમ પહેલા તીર્થનાયક શ્રી ઋષભદેવસ્વામી છે, તેમ પ્રથમ તીર્થપ્રકાશક તમે સંઘપતિ થયા છો. તમારાથી યશનો ક્ષીરસમુદ્ર સકળભુવનના વિસ્તારને પૂરી પોતાના કલ્લોલવડે અમને પણ તેનું વર્ણન કરવા તાકીદ કરાવે છે. જેમ અનુકળ વાયરો વિશ્વનો ઉપકાર કરનારા વર્ષાદને પેદા કરે; તેમ આ વિશ્વોપકારી શત્રુંજયગિરિ તમોએ પ્રગટ કર્યો છે. આ ગિરનાર પર્વત ઉપર તમે શ્રીનેમિશ્વર સ્વામીનું નવીન મંદિર બંધાવ્યું છે તેથી તમે મારે વિશેષ માન્ય છો, તેનું કારણ કહું છું તે સાંભળો. 'પૂર્વે ગઇ ઉત્સર્પિણી કાળમાં થયેલા સાગરનામા અરિહંતના મુખકમળથી મારા અગાડી થઇ ગયેલા એક બ્રહ્મેંદ્રે આ મુજબ સાંભળ્યું હતું કે–આવતી અવસર્પિણીમાં બાવીશમા ભાવી તીર્થંકર શ્રીનેમિનાથજીના ગણધરપદને પ્રાપ્ત કરીને તમે મોક્ષે જશો.' તે સાંભળી પ્રસન્ન થયેલા તેમણે પોતાના કલ્પમાં શ્રીનેમિનાથજીની મૂર્તિ કરાવી હતી. તે મૂર્તિનું અમે ત્યારથી પૂજન કરીએ છીએ. ભાવી

ચોવીશીમાં થનારા નેમિશ્વર પ્રભુના આ પર્વત ઉપર દીક્ષા, કેવળ અને મોક્ષ એ ત્રણે કલ્યાણુક થનારાં છે, એમ જાણીને જે જે બ્રહ્મેંદ્ર થાય છે તે તે અહીંયાં આવે છે, એ હમેશાંના રિવાજથી અમે હમેશાં અહીંયાં આવીએ છીએ. અમે સઘળા શ્રાવક છીએ. અને વિશેષે કરીને અમે નેમિનાથજીના સેવક છીએ. આજે અરિહંતના પુત્ર અને ચક્રવર્તી એવા તમોને નિહાળ્યાથી અમારે માંગળિક થયું છે." આવી રીતે ચક્રવર્તીને કહી નેમિનાથ ભગવાનને ભક્તિપૂર્વક નમન કરી અને સંઘની આરાધના કરી બ્રહ્મેંદ્ર પોતાના કલ્પમાં ગયો. અને પછી તીર્થભક્તિની અત્યંત વાસનાવંત સૌધર્મેંદ્ર પણ પ્રીતિથી ભરતની રજા લઇ તેના ગુણુ અને તીર્થને યાદ કરતા પોતાને ઠેકાણે ગયા.

ભરત રાજેશ્વર તીર્થનો ઉદ્ધાર, શ્રીજિનેશ્વરનું પૂજન અને ઇંદ્રોત્સવાદિ કરીને પ્રમોદ સહિત દાન દેવામાં ઉત્સુક થયા. તે ટાણે માગણોને ભરતેશ્વરે એવાં દાન દીધાં કે નવનિધિ વગર તેવી રીતે કોઇપણ બીજું પૂર્ણ કરવાને સમર્થ થાય નહીં. પછી એક મહીનાને અંતે ચક્રવર્તી દેવ મનુષ્યોના પરિવાર સહિત આનંદ પામતા ત્યાં મનને મૂકી સ્વર્ણગિરિના શિખર ઉપરથી હેઠળ ઉતર્યા. તે વખતે હાથ જોડી પગે લાગી વિનય સહિત શક્તિસિંહે ચક્રીના અગાડી આ મુજબ વીનતી કરી કે—'હે સ્વામી! આ દાસની અરજ ધ્યાનમાં લઇને આ મારા જુનાગઢને પણ પાવન કરો.' શક્તિસિંહના આવા આગ્રહને લીધે ભરતરાજેશ્વરે વિવિધ લોકોએ પૂર્ણ અને સમૃદ્ધિવડે સ્વર્ગપુરી સરખા તે જુનાગઢમાં પ્રવેશ કર્યો. તે શહેરના જિનાલયની અંદર ભરતેશ્વરે શ્રીઋષભપ્રભુનું પૂજન કરી અને પોતાના ભત્રીજાની ભક્તિ નિ-

હાળીને ત્યાં અઠ્ઠાઈઉત્સવ કર્યો. તે પછી બહારના અને અંદરના દુશ્મનોના જથ્થાને એકી સંગાથે જીતવામાં ઉદ્યોગી થયેલા ભરતેશ્વરે ચતુરંગી સેના અને સંઘસહિત ત્યાંથી મુકામ કુચ કર્યો. તે ટાણે હાથીઓની ગર્જના, ઘોડાઓના હણુહણાટ, રથના ચુંચાટા અને વીરપુરૂષોના સિંહનાદને લીધે સઘળે શબ્દ છાઇ ગયો હતો.

જ્યારે ચક્રવર્તી અનંત લસ્કરને લઇને રવાના થયા ત્યારે તેના ભારથી ક્ષુભિત થયેલી ભૂમિને પહાડો ધીરજ આપવા લાગ્યા, રસ્તે ચાલતાં ચાલતાં પણ ચક્રી ભરતજી ગરદનને વાંકી કરી ગિરનારને નિહાળવા લાગ્યા કે—"અહા! આ પહાડ મેરૂ, રોહણ અને વૈતાઢ્ય પર્વતનો સાર લઇ બનાવ્યો હોય એમ માલમ થાય છે. નહિ તો તે સોના રત્ન ને રૂપામય હોયજ ક્યાંથી?! આ પર્વત ઉપર રહેલા કલ્પવૃક્ષો માગણોના મનની ઇચ્છા પૂરી કરે છે, તે આ પર્વતનોજ પ્રભાવ છે. આ દેશનું સોરઠ એવું નામ છે તે પણ વ્યાજબી છે; કારણ કે શત્રુંજય અને ગિરનાર વગેરે ઉત્કૃષ્ટ તીર્થો અહીંયાં રહેલ છે, બીજે ઠેકાણે તો એકલું તીર્થજ હોય; પણ અહીંયાં તો ગિરિઓ, નદિઓ, વૃક્ષો, કુંડો અને પૃથિવી એ સઘળાં તીર્થમય છે. સર્વ દેશમાં ઉત્તમ દેશ અને સકળ તીર્થોમાં ઉત્તમ તીર્થ એવો આ સોરઠ દેશ માતાની પેઠે શરણ દેનાર છે. છ ખંડ પૃથિવીની વચમાં સઘળી ઋતુઓથી શોભાવંત સોરઠ દેશ સરખો બીજો એકે દેશ સર્વ તીર્થમય નથી. આ દેશમાં જે અભાગીયાં મનુષ્યો ગયા જન્મોમાં કરેલાં કર્મોને લીધે દરિદ્રી થાય, તો તે દુખિયારા મનુષ્યોના ત્રણે જન્મ અફળ છે એમ હું માનું છું. જે સોરઠનો રહેનાર થઇને બીજા દેશની દરકાર રાખે છે, તેઓ કલ્પવૃક્ષ છોડી દઇને ધંતૂરો લેવા આગ્રહ

કરે છે. આ દેશમાં રહ્યા છતાં પણ હત્યા વગેરે દોષોથી જે છૂટા થયા નથી, તેઓ બીજા તીર્થમાં તપ કરવાથી કેમ પવિત્ર થઇ શકશે! જે દેશમાં કાળનો ડર નથી, પાપનો સંઘરો થતો નથી અને કુટિલ મતિ કે દ્રોહ દીઠામાં આવતો નથી, અને જ્યાં તમામ લોકો સરલ–ભોળા–સીધા છે એવો આ દેશ છે.” આ મુજબ દેશનાં વખાણ કરતા ભરતજી શ્રીશત્રુંજયગિરિની પ્રદક્ષિણા કરીને કેટલેક દિવસે આનંદપુર ( વડનગર ) માં આવ્યા. ત્યાં શક્તિ-સિંહને પાસે બેસાડી ભરતજીએ બહુ નરમાશવાળા શક્તિસિં-હની પીઠ ઉપર હર્ષથી હાથ રાખી કહ્યું કે–‘હે વત્સ! મારા હુકમથી તારે હમેશાં અહીંયાજ રહેવું અને અહીંયાંના સામ્રા-જ્યને ભોગવતાં શત્રુંજય અને ગિરનાર એ બન્ને તીર્થનું સં-રક્ષણ કરવું. પવિત્રતાને લીધે તીર્થરૂપ આ સોરઠ દેશનો તું રાજા છે તેથી તું ધન્યથી પણ ધન્ય અને બીજા બધા રાજાઓને પૂજવા લાયક છે અને જે ઠેકાણું પિતાશ્રીએ અધિષ્ઠિત છે, તે પિતાના સરખુંજ છે.’ આ પ્રમાણે કહી ભરતેશ્વરે શકિતસિંહને આ બન્ને તીર્થનો અધિકારી છે, એવી નિશાની જણાવવાને માટે તેને બે છત્રો બક્ષ્યાં. અને હાર વગેરે અલંકારો, હાથી, ઘોડા, રથ, રત્ન અને દ્રવ્યથી સન્માન કરી શક્તિસિંહને વિદાય કર્યો. શકિતસિંહ પુણ્યાનુબંધી પુણ્યને પ્રકાશતો સોરઠની પ્રજા-રૈયતનું પ્રતિપાલન કરવા લાગ્યો.

ભરતજી ત્યાંથી કૂચ કરી આબુ ગયા. ત્યાં ગુરૂના હુકમથી ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળના અરિહંતનાં જિનાલયો બંધાવ્યાં, સઘળે ઠેકાણે પોત પોતાના મુલકથી ભત્રીજાઓ આ-વતા હતા, તેમને દેખીને પ્રમોદ પામતા ભરતચક્રવર્તી તેઓને

બહુ દાનોથી ખુશી કરતા હતા. ત્યાંથી અગાડી મજલ દરમ-
જલથી હમેશાં પંથ પસાર કરતા, સઘળાં તીર્થોને નમન કરતા,
ઠેકાણે ઠેકાણે મહોત્સવ કરતા, કંગાલ મનુષ્યોનો ઉદ્ધાર કરતા-
દુઃખ કાપતા, મુનિઓનું પૂજન કરતા અને સઘળાંઓની આશીષ
લેતા ક્રમે કરીને મગધ દેશમાં આવ્યા. તે દેશમાં પણ પોતાના
ભાઇ મગધનો પુત્ર માગધનામનો ભત્રીજો રાજ્ય કરતો હતો. તે
સઘળી સમૃદ્ધિથી ઉત્સવયુક્ત ચક્રવર્તીની સ્હામે-સ્હામૈયું કરવા
આવ્યો. જેમ સૂર્ય પોતાના રથમાં અરૂણને બેસાડે, તેમ ભરત-
જીએ તે પોતાના નમ્ર ભત્રીજાને પોતાની આગળ બેસાડયો અને
તે પછી મંગળ શબ્દો થઇ રહેલા છે અને ધ્વજાઓ ફરકી રહી
છે એવા રાજગૃહનગરમાં ભરતજીએ પ્રવેશ કર્યો. માગધના ભો-
જન વગેરે સત્કાર સ્વીકારી ત્યાંથા ચક્રવર્તી તીર્થયાત્રાને માટે
વૈભારગિરિ ઉપર આવ્યા. ત્યાં પણ શત્રુંજયની પેઠે ભાવી તીર્થંકર
શ્રીમહાવીરસ્વામીનું એક સુંદર મંદિર વર્દ્ધકી પાસે બંધાવ્યું.
એવી રીતે શત્રુંજય, ગિરનાર, અને વૈભારગિરી ઉપર જિનાલય
થયાં. ચક્રવર્તીએ એવી રીતે ત્યાં પાપને હરનારૂં તીર્થ સ્થાપન
કરીને પૂર્વની પેઠે પૂજન, ઉત્સવ અને દાનાદિક અતિ આનંદથી
કર્યા. વૈભારગિરિ ઉપર જનારા પ્રાણિઓને હમેશાં ચક્રવર્તીપણાની
અને ઇંદ્રની લક્ષ્મીઓ દાસી બનીને ઘરના આંગણામાં રમે છે
અને મોક્ષસુખ પણ તેનાથી વેગળુ રહેતું નથી. એ વૈભારગિ-
રિનું તીર્થ ઋણ વગેરે અનર્થને હરનારૂં, ભવસમુદ્રથી તારનારૂં,
અને બહુ તીર્થની યાત્રાના ફળને દેનારૂં છે. આ પ્રમાણે સંઘ-
પતિને લાયક સઘળાં કામો કરીને ચક્રવર્તીએ માગધપતિને વિ-
દાય કર્યો, અને પોતે સુર અસુર સંઘની સાથે કૂચ કરી મ-

જલ કરતાં કેટલેક દિવસે સમેતશિખરે આવ્યા. ત્યાં પણ ભરતજીના હુકમથી ભાવી વીશ તીર્થંકરોના મંદિરોની પંકિત વર્દ્ધકીએ ક્ષણવારમાં બનાવી. અને પૂર્વની પેઠે જિનેશ્વર અને ગણધર મુનિઓનું પૂજન કરીને ભરતજીએ માગણોને માગણી કરતાં પણ વધારે દાન દીધાં. આ સમેતશિખર તીર્થ સઘળાં પાપોને ભેદી નાખનારૂં છે, અને એક ફેરી એનું પૂજન કરવાથી પણ મોક્ષપદને બક્ષે છે. તે તીર્થમાં આઠ દિવસ રહી પછી પોતાની રાજ્યાધાનીના પાટનગરની યાદી આવતાં શુભ દિવસે લશ્કર સહિત પોતાની વિનીતાનગરી ભણી કૂચ કર્યું. મજલ દર મજલ કરતાં કેટલેક દિવસે ભારતેશ્વર અયોધ્યાનગરીની પાસેના નંદનવન સરખા ઉદ્યાનમાં આવી પહોંચ્યા. શ્રીભરતેશ્વરને આવેલા જાણી હર્ષ સહિત મહા વેગવંતને પણ પાછો પાડે તેવા વેગથી દોડીને સૂર્યયશા રહામે આવ્યો અને ચક્રવર્તીનાં દર્શન થતાંજ ભરતજીના પગમાં લોટી પડયો. તેને બેઠો કરી ચક્રવર્તીએ આનંદ સહ આલિંગન આપ્યું—હૈયા સરખો ચાંપી હેત જણાવ્યું. સૂર્યયશાની સંગાથે આવેલા શહેરના લોકો પૈકી કોઇને યાદ કરીને, કોઇને બોલાવીને અને કોઇને નજર જોડીને ભરતજીએ આનંદ આપ્યો. અયોધ્યાની અંદર કેસર ચંદનના છંટકાવ થવા લાગ્યા, અને ચકલે ચકલે રંગબેરંગી સુગંધિ ફૂલોના ઢગલા બનાવ્યા. ઘરોઘર ફળ સહિત કેળોના થંભ રોપાયા અને કલ્પવૃક્ષનાં કૂણાં પાંદડાંનાં તોરણો બંધાયાં. જાણે નિધિઓ પોતાના ધણીને પ્રાપ્ત થઇ વધારે રૂપવંત બન્યા હોય તેમ મહેલના શિખર ઉપર સોનાના કળશો ચળકવા લાગ્યા. દરેક ભીંતો ઉપર રહેલા ચંદ્રમાના મંડળ સરખા તખતાઓથી જાણે વિનીતા નગરી

પોતાના ધણીને હજારો મ્હોંથી નિરખતી હોય તેમ દેખાવા લાગ્યું. મહારાજા ભરતજીના આવવાથી વિનીતા નગરી અદ્‌ભુત ચંદરવા, માંચડા અને ફુવારાઓની શોભાથી જાણે સ્વર્ગપુરીજ હોય તેવી દીસવા લાગી. પછી જેમ ઉદયાચળ ઉપર સૂર્ય આરૂઢ થાય, તેમ ચક્રવર્તી અતિ ઉત્સાહથી ચંદ્રકાંત રત્નની કાંતિના જથ્થાથી શોભતા હસ્તીરત્ન ઉપર આરુઢ થયા. માથાની ઉપર મૂર્તિરૂપે પુણ્યનો ફણગો નીકળતો હોય તેવું પુનમના ચંદ્ર સરખું છત્રરત્ન દીપવા લાગ્યું. તેમના મુખચંદ્રની સેવાને વાસ્તે જાણે બે ચકોર પંખી મળ્યાં હોય તેમ ગંગા નદીના કલ્લોલ સરખા ઉજ્વળ ચામર વીંજાવા લાગ્યાં. જય જય બોલતા વીર પુરૂષો અને ગામ રાગરંગે પાવન કરતા ગાન કરતા ગવૈયાઓ અગાડી ચાલ્યા. પાછળ કુળવંતી સ્ત્રીઓ ધવળ મંગળ ગાતી ચાલી અને અગાડી જાણે મૂર્તિમાન સુકૃત હોય તેવા ગણધરો ચાલ્યા. આવી રીતે સઘળા શોભાવંત દેવાલયની પાછળ હીંડતા ચક્રવર્તી ભરતેશ્વરે સુર અસુર અને સંઘની સાથે વિનીતા નગરીની અંદર પ્રવેશ કર્યો. પહેલાં નગરીમાં રહેલા મુખ્ય જિનમંદિરોની અંદર જઇ પ્રભુને નમન કર્યું. પછી ગુરૂરાજને વંદના કરીને તે પછી ચક્રવર્તી પોતાના રહેવાના મહેલ ભણી ચાલ્યા. પછી જેમ આત્મા શરીરમાં, ચંદ્ર આકાશમાં, પાણી મેઘમાં સ્વર્ગાધીશ સ્વર્ગમાં, સૂર્ય દિનમાં, કવિતા સારા અર્થમાં, દેવ મંદિરમાં, સુગંધિ ફૂલમાં અને સારા ગુણો કુળવંતમાં દાખલ થાય, તેમ ભારતેશ્વર ઉત્સવવંત પ્રાસાદની અંદર દાખલ થયા. તે ટાણે મહેલના ઉત્સંગમાં રહેલા ચંદ્રરત્નના કિરણોમાં જેનો ઉજળો મુખરૂપી ચંદ્રમા સ્ફુરાયમાન થઇ રહ્યો છે, અને

હારના આધારભૂત સુંદર મોતીરૂપ નક્ષત્રોવડે જે વિરાજિત છે એવા ભરતચક્રવર્તીને દેવોના જથ્થા જેમ ઇંદ્રને નમન કરે, તેમ યક્ષો, રાજાઓ, વિદ્યાધરો અને બીજા શેઠ વગેરે પોતાના ક્ષેમ આરોગ્યતાને માટે આનંદવડે નમન કરવા લાગ્યા.

यक्षास्ते क्षितिनायकाश्च खेचराः श्रेष्ट्यादयश्चापरे ।
सौधोत्संगगचंद्ररत्नकिरणस्फुर्ज्जनमुखेंदूज्वलं ॥
हाराधारसुमोक्तिकोडुकलितं तं चक्रपाणिं मुदा ।
ने मुक्षेमकृतेनिजस्य नितरां शक्रंसुरौघाइव ॥

इति श्री परम जैनाचार्य श्रीधनेश्वरसूरि विरचित महा तीर्थ शत्रुंजय महात्म्य विषे श्री भरत तीर्थयात्रा तीर्थोद्धार वर्णन नामनो पांचमो सर्ग संपूर्ण थयो.

## સર્ગ ૬ ઠ્ઠો

योनंतोव्यक्तमूर्ति र्जगदखिलभवद्भाविभूतार्थमूक्तः
सर्वज्ञंसर्वदर्शी स लजननतः संस्तुतः साधुसंघैः
अक्षीणःक्षी णकर्म्माः वचनपथमतिक्रम्य योदूरवर्त्ती
सश्रीमानादिनाथ स्तवदिशतु सदा मंगलंपुण्यलभ्यः

જે શ્રી આદિનાથ પ્રભુ અનંત, અવ્યક્ત મૂર્તિવંત, જગતના સકળ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન અર્થથી મુક્ત, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ જનોએ નમેલા, સાધુ સમુદાયે સ્તુતિ કરેલા, અ

ક્ષય, સકળકર્મનો ક્ષય કરનારા અને વચનમાર્ગથી છેટે છે, તે પુ-ણ્યલભ્ય શ્રીમાન્ આદિપ્રભુ તમારૂં સદા મંગળ કરો.–"હે ઇંદ્ર ! હવે તે ચક્રવર્તીના નિર્વાણ બાબતનું કાનને અમૃત સરખું લાગે તેવું મનહર ચરિત્ર કહું છું તે સાંભળો. તે પછી સોમયશા વગેરેને જુદા જુદા મુલકોની સોંપણી કરી વાત્સલ્યપણાને ધારણ કરનારા ભરતચક્રીએ સત્કાર સહિત વિદાય કર્યા. અને ખાનપાન વસ્ત્ર વગેરેથી સઘળા સંઘનું સન્માન કરી ભારતેશ્વરે ભૂમિનો કાર્યભાર પોતાના ભુજબળ ઉપર લઇ લીધો. તે ટાણે શ્રીઆદિશ્વરભગવંત વિચરતા વિચરતા અષ્ટાપદ પર્વત ઉપર સમવસર્યા. એવી વન-પાળક મારફત વધામણી સાંભળી ચકવર્તી પ્રભુવંદન કરવાની ચાહનાને લીધે ત્યાં આવ્યા. શ્રીસર્વજ્ઞ પરમાત્માના મુખકમળથી દાન સંબંધીનું મોટું ફળ સાંભળી ચક્રવર્તીએ અરજ કરી કે–"આ મુનિજનો મારા આપેલા દાનને અંગીકાર કરે તેમ આપ ફર-માવો." તે સાંભળી જગદ્ગુરૂ પરમાત્મા બોલ્યા–"દોષરહિત હોય તોપણ મુનિઓને રાજા તરફની કોઈ વસ્તુ (રાજપીંડ) ખપેજ નહીં, તેથી તે સંબંધી આજીજી કરશોજ નહીં." ભરતેશ્વરે કહ્યું. "સ્વામી ! આ જગત્માં મહામુનિઓજ મહાન્ પાત્ર છે, જ્યારે તેઓ સુપાત્રને મારૂં આપેલું દાન ખપે નહીં ત્યારે મારે શું કરવું ?" આવું ભરતેશનું બોલવું સાંભળી તે ટાણે ઇંદ્રે કહ્યું–"હે મહીશ્વર ! જો તમારે દાન દેવુંજ હોય તો અપાર ગુણવંત શ્રાવકોને દાન દ્યો." આવું ઇંદ્રનું ભાષણ સાંભળી પ્રભુએ તે વચન તરફ મના ફરમાવી નહી. એથી તે વચન કબૂલ કરવા લાયક છે એમ જાણી લીધું. અને ભરતેશ્વરે અયોધ્યામાં આવી હમેશાં સાધર્મિ શ્રાવકોને ભક્તિવડે જમા બડવા માંડ્યું.

આ પ્રમાણે મોટું જમણુ થતું સાંભળી ભોલાઇને લીધે બહુએ લોકો જમવા માટે ભેગા થવા લાગ્યા. તેમની મોટી સંખ્યા દેખી રસોઇઆઓએ ભરતેશ્વરને જઇ વીનવ્યું કે–"સ્વામિન્! આ શ્રાવક છે ને આ શ્રાવક નથી એવી ચોખવટ ભરી ઓળખાણુ અમને પડી શકતી નથી, માટે શું કરવું?" આવું બોલવું સાંભળી ચક્રવર્તીએ શ્રાવકોના ગળાની અંદર કાકિણી રત્નથી જ્ઞાન, દર્શન, ચારિત્રની નિશાની તરીકે દક્ષિણ–ઉત્તર ત્રણ રેખાઓ કરી. 'તમે કામક્રોધ વગેરે દુશ્મનોથી જિતાયા છો, કર્મ રાજાની બહુજ બ્હીક પસરી રહેલ છે માટે દયા પાળો, દયા પાળો. દયાના અંગીભુત સઘળાં કામ છે તે કરો, કરો,' એવી રીતે દરેક પ્રભાતે ચક્રવર્તીને તે શ્રાવકો કહેવા લાગ્યા. તે સાંભળી, તે કથનનો વિચાર કરી ભરતેશ્વરે આળસ છોડી દીધી. એ વખતથી ત્રણ રેખાના ચિન્હવાળા તે ભૂમિ ઉપર બ્રાહ્મણોના નામથી જાહેરમાં આવ્યા. પછી ભરતેશ્વરે અરિહંત, યતિ અને શ્રાવક ધર્મના ગુણ શ્રણિવંતાદિ ચાર વેદો તે શ્રાવકોને ભણાવ્યા. ભગવંતશ્રીઆદિનાથજીથી જેમ ધર્મ ચાલ્યો તેમ એ ભરતરાજેંદ્રથી સાધર્મિ વાત્સલ્યનો રિવાજ જગત્માં ચાલેલો છે.

શ્રીઋષભદેવસ્વામીએ વસુધાતળમાં વિહાર કરતાં સાધુ-સાધ્વી શ્રાવક–શ્રાવિકા–એ ચાર પ્રકારના સંઘની મર્યાદા સ્થાપી. એક લાખ પંચાશી હજાર અને સાડા છસો સાધુઓ, ત્રણ લાખ સાધ્વીઓ ત્રણ લાખ ને પચાશ હજાર શુદ્ધ સમક્તિતશાળી શ્રાવકો અને પાચ લાખ ચોપન હજાર શ્રાવિકાઓ આ પ્રમાણે જગદ્ગુરૂ આદિજિનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ પોતાનો બૂઝવેલો પરિવાર થયો હતો. એ ત્રણે જગત્ના ગુરૂએ એક લાખ પૂર્વ

લગી વ્રત પાળ્યું. ત્યાર કેડે તેઓ પોતાનો નિર્વાણ સમય પાસે આવેલો જાણીને અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા. તે જગોએ શુદ્ધ પ્રદેશમાં દશ હજાર મુનિઓની સંગાથે જગદીશે અનશન વ્રત અંગીકાર કર્યું. વનપાળકને પ્રભુના અંતસમયની ખબર થતાં દોડીને તે તરત ભરતરાજેન્દ્ર અગાડી ગયો. રૂંધાયેલા ગળાથી અને ભાગ્યા તૂટ્યા શબ્દોથી સઘળી હકીકત કહી. ભરતરાજા પણ તેવી સ્થિતિના સમાચાર સાંભળી દુઃખી થયા. અને સાધારણ પરિવાર લઇ વાહન વગર પગપાળાજ વિનય સહિત હીંડતા જ્યાં પ્રભુએ અનશન કર્યું હતું ત્યાં પછવાડે દોડતા નોકર ચાકરોને તજતા, આંસુ વહેવરાવતા અને કાંટા કાંકરા વગેરેથી પીડાતા ભરતેશ્વરરાજા અને તેમના જેવીજ અવસ્થાવંત સ્ત્રીઓ સહિત શોચ કરતા ઘરની પેઠે અષ્ટાપદ પર્વત ઉપર ચડયા. ત્યાં પર્યંકાસનવાળી, સઘળી ઇંદ્રિયોના આશ્રવને રૂંધીને બિરાજેલા પ્રભુને દેખી આંસુ વરસાવતે પ્રણામ કર્યો. આસનો ચળાયમાન થવાથી સઘળા ( ૬૪ ) ઇંદ્રોએ પણ શોક કરતા ત્યાં આવી પ્રભુને પ્રણામ કર્યો. આ અવસર્પિણી કાળના સુખમ દુખમ નામના ત્રીજા આરાનાં નેવાસી પખવાડીયાં બાકી રહેતાં મહા વદી તેરસના દિવસના પહેલા પહોરમાં અભિજિત્ નક્ષત્રમાં ચંદ્રમા આવતાં પર્યંકાસન ( વીરાસનનું એક અંગ–ઘુંટણભર બેસવાનું આસન ) થી બિરાજેલા જગદ્‌ગુરૂ સ્થુળકાય, વાક્ અને ચિત્તના યોગને તજી સૂક્ષ્મકાય યોગથી બાદર યોગનો રોધ કરી સૂક્ષ્મક્રિય નામે શુકલ ધ્યાનના ત્રીજા પાયાને પ્રાપ્ત થયા. પછી સૂક્ષ્મકાય યોગને પણ ત્યાગી દઇ ઉચ્છિન્નક્રિય નામનું ચોથું શુકલધ્યાન પ્રાપ્ત કરી લોકાગ્રપદ–મોક્ષને પામ્યા. બાહુબળી વગેરે

મુનિઓ પણ વિધિ સહિત ક્ષપકશ્રેણીનો આશરો લઇ તેજ ક્ષણમાં પ્રભુની પેઠે મોક્ષપદને વર્યા. આદિનાથ સ્વામીના નિર્વાણ કલ્યાણક સમયે નારકીના જીવોને પણ ક્ષણ વાર સુખ થયું, અને ત્રણે જગતમાં અજવાળું થયું. નિર્વાણ કરી પાંચમી ગતિ–મોક્ષને પામેલા પ્રભુને જોઇ ભરતેશ્વર અનહદ દુઃખથી દબાઇ જતાં બેભાન થઇ ભોંય પર પડી ગયા. થોડીવાર પછી સચેત થઇ તેઓ બરાડા પાડી બોલવા લાગ્યા કે—"ત્રણે જગતને શરણે રાખનાર ભગવંત, બાહુબળી વગેરે ન્હાના ભાઇઓ, બ્રાહ્મી અને સુંદરી બહેનો, પુંડરીક વગેરે પુત્રો, અને શ્રેયાંશ વગેરે દીકરાના દીકરાઓ, કર્મરૂપી દુશ્મનોનો નાશ કરી સિદ્ધ થઇ ગયા; તો પણ હું જીવવામાં રાજી રહેનારો ભરત હજી લગણ જીવું છું !!!" આવી રીતે બૂમો પાડતા જોઇ ઇંદ્રે પણ શોકના લીધે રોવા માંડયું. અને આથી સઘળે ઠેકાણે રોવાનો રિવાજ શરૂ થયો. ઇંદ્રને રડતા જોઇ બીજા બધા દેવો પણ રડવા લાગ્યા. તે જોઇ ભરતેશ્વર પણ રોવાના રિવાજથી માહેતગાર બન્યા તે દિવસથી માંડીને શોકની ગાંઠને ભેદનાર તથા હૃદય અને આંખ્યોને શોધનાર અગાડી કદી પણ નહિ જોએલ રડવાને રિવાજ જગતમાં ચાલુ થયો. ભરતના ભારે રડવાથી ભૂમિ અને આકાશનો ભાગ પણ શોકથી અકળાઇ ગયો અને પહાડના પથરાઓમાંથી ઝરતા ઝરણાંની પેઠે આંસુ ઝરવા લાગ્યાં.

બહુજ શોકવડે અકળાયલા હોવાથી જાણે મરવાને ચાહતા હોય તેવા ભરતેશ્વરને દેખી તેમને પ્રતિબોધ આપવાને વાસ્તે પાવન વચનથી ઇંદ્રે કહ્યું–"ત્રણ જગના સ્વામીના પુત્ર હે ચક્રવર્તી ! સહુજ ધીરજ તજીને આમ અજ્ઞાની માણસની પેઠે

શોકમાં ગર્ક બની કેમ બહુ રડો છો ? જે પ્રભુ જગત્‌ના આધાર જગત્‌ની મર્યાદા બાંધનાર અને રાત દિવસ જગત્‌ને નમવાને લાયક, તે પ્રભુ કેમ શોચ કરવા લાયક હોય ? અનન્ય કાર્ય સાધવાવાળા અને કર્મબંધનોને તજનારા મુમુક્ષુજનોને તો આ પ્રભુમોક્ષ તે અક્ષીણ મહોત્સવરૂપ છે. હે બુદ્ધિરૂપી ધનવાળા આર્ય ! હર્ષ અને શોક એ બન્ને સ્વાર્થનો ઘાત કરનારા અને પાપ બાંધનારા છે; માટે તમો તેને તજી દો અને ફરી ધીરજ ધરો.” આવી રીતે ચક્રવર્તી ભરતને દિલાસો આપી ઇંદ્રે પ્રભુના દેહનો સંસ્કાર કરવાને માટે ગોરૂચંદન અને સુખડનાં લાકડાં દેવતાની પાસે મંગાવ્યાં. પછી દેવતાઓએ પ્રભુને વાસ્તે પૂર્વ દિશામાં ગોળ, બીજા ઇક્ષ્વાકુવંશીઓને માટે દક્ષિણ દિશામાં ત્રણ ખુણાવાળી અને બાકીનાઓ સઘળા મુનિઓને માટે ચોખંડી ચહે ખડકી. પ્રભુના દેહને ઇંદ્રે ક્ષીરસાગરના પાણીથી ન્હવરાવી અને વસ્ત્રાભૂષણ પહેરાવી પાલખીમાં પધરાવ્યો. બીજા દેવોએ ઇક્ષ્વાકુવંશના બીજા મુનિઓના દેહને ભક્તિવડે બીજી પાલખીમાં અને બાકીના સઘળા મુનિઓના દેહને ત્રીજી પાલખીમાં મૂકયા. પછી તે પાલખીઓને ચહેની નજીક લાવીને વાજાંઓ વાગતાં, ફૂલનો વરસાદ થતાં, ઉંચે સાદે ગાયન ચાલતાં અને નાચ થતાં તે શરીરોને પહેલી નીમેલી ચહેમાં પધરાવ્યાં. એટલે અગ્નિકુમાર અને વાયુકુમાર દેવોએ તરતજ તે શરીરોને દહન કરી દીધાં. પછી મેઘકુમારોએ જળધારાવડે બાકીનાં હાડકાંઓને ઠારી દીધાં. એટલે સઘળા દેવોએ પરમાત્માનાં અને બીજા મુનિઓનાં દાંત અને હાડકાંનાં ફૂલ પોતપોતાના વિમાનમાં પૂજન કરવાને વાસ્તે લઇ લીધાં. અને ઇંદ્રોએ પ્રભુની દાઢો ( પો-

તપોતાના ઠરાવ પ્રમાણે ઉપલી નીચલી જમણી ડાબી દાઢો) લઈ લીધી. કેટલાક શ્રાવકોએ માગણી કરી કે 'અમને ત્રણ કુંડના અગ્નિ આપો." એથી દેવોએ ત્રણે કુંડના અગ્નિ આપ્યા. તે દિવસથી એ ત્રણ અગ્નિ કુંડવાળા અગ્નિહોત્રી બ્રાહ્મણો થયા. અને કેટલાક જણાઓએ તે ચહેની રાખને ભક્તિથી વંદન કરીને શરીરે ચોળી લીધી, તેઓના વંશજો હજી સૂધી રાખ ચોળનારા તાપસો-બાખી કહેવાય છે. પછી તે ચિતાને ઠેકાણે ત્રણ મોટા સ્તૂપ (ઓટલા અગર ડેરીઓ ?) કરી, સર્વ ઈંદ્રોએ નંદીશ્વર દ્વીપ જઇ હર્ષસહ અઠ્ઠાઇઉત્સવ કર્યો. અને ત્યાંથી પોતપોતાને ઠેકાણે જઇ સઘળા દેવો હૈયામાં પ્રભુનું સ્મરણ કરતા વિઘ્નશાંતિ વાસ્તે ભગવાનના હાડકાં-ફૂલોનું પૂજન કરવા લાગ્યા.

અહીંયાં ભરતેશ્વરે ચહેની પાસેની જમીન ઉપર વર્દ્ધકીને હુકમ આપી એક સુંદર મંદિર કરાવ્યું. ત્રણ કોશ ઉંચા અને એક યોજન લાંબા પહોળા તે મંદિરને તોરણોથી યુક્ત ચાર ચિત્ત હર બારણાં કરાવ્યાં એટલે કે ચોમુખ પ્રાસાદ કરાવ્યો. અને આ ચારે બારણે સ્વર્ગમંડળ સરખા મંડપો કર્યા તેની અંદર પીઠિકા, દેવચ્છંદ અને વેદિકા કરાવ્યાં. તેમાં મનહર પીઠિકા કમળાસન ઉપર રહેલી આઠ પ્રાતિહાર્ય સહિત રત્નની ચાર શાશ્વતાજિનની પ્રતિમાઓ સ્થાપન કરી. દેવચ્છંદ ઉપર પોતપોતાના શરીર પ્રમાણ, લંછન, અને શરીરના રંગ સહિત ચોવીશે તીર્થંકરોની મણિરત્નની પ્રતિમાઓ બેસારી. દરેક પ્રતિમાજીની ઉપર ત્રણ ત્રણ છત્રો, બન્ને બાજુએ બે બે ચામરો, આરાધક યક્ષો, કિન્નરો અને ધ્વજાઓ જેમ જે જગોએ જોઇએ તેમ તે જગોએ ગોઠવ્યાં. તેઓની પાસે ચક્રીએ પોતાના પૂર્વજો, ભાઇઓ અને બન્ને બેહે-

નોની પ્રતિમાઓ તથા પોતાની નમણાશ ભરી મૂર્તિ સ્થાપન કરી મંદિરની ચોમેર ચૈત્યવૃક્ષો, કલ્પવૃક્ષો, સરોવરો, દીર્ઘિકા (એક જાતનું વાવડીના સરખું જળાશય) વાવડીઓ અને ઉંચા ઉપાશ્રયો કરાવ્યા. મંદિરની બહારની બાજુએ મણિરત્નનો પ્રભુનો એક સ્તુપ રચાવ્યો. અને તેના અગાડી બીજા ભાઈઓના સ્તૂપો પણ મણિમય કરાવ્યા. તેની ચોમેર ઘણા માણસોના જથ્થાથી પણ દુઃખે કરી ભેદી શકાય એવા લોહપુરૂષ રાખ્યા. અને ભરતના હુકમથી અધિષ્ઠાયક દેવો પણ ત્યાં આવીને રહ્યા. આવી રીતનો ત્રિવિસદ પ્રાસાદ બંધાવી તેનું સિંહનિષદ્યા નામ સ્થાપી તેમાં મુનિ સમુદાયની પાસે ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી.

પછી ભરતજીએ પવિત્ર થઇ ધોળાં કપડાં પહેરી મંદિરમાં પ્રવેશ કર્યો. પહેલાં નિસિહી કહી મંદિરને ત્રણ પ્રદક્ષિણા દીધી. પછી ચક્રીએ શુદ્ધ પાણીવડે પ્રતિમાજીને પખાળ કરાવી જાણે સૂર્યને ઉત્તેજિત કરતા હોય તેમ સુંવાળા અંગલૂછણાવડે તેને લૂછી સાફ કરી. જાણે સુગંધી ચંદ્રિકા હોય તેવા ચંદનથી યશવડે ભૂમિની પેઠે ચક્રવર્તી ભરતેશ્વરે પ્રભુના અંગને લેપન કર્યું. તે પછી પંચરંગી સુગંધી ફૂલોવડે અર્ચન કર્યું, અને તે પછી કસ્તૂરીની વેલોને રચતો હોય તેવો ધૂપ કર્યો. તે પછી જરા પાછા હઠી મણિના ઓટલા ઉપર અણીશુદ્ધ ચોખાઓથી આઠ મંગળ કહાડી તેની પાસે પવિત્ર ફળોની હાર ગોઠવી. પછી દીવાના તેજથી જાણે સઘળી બાજુથી અંધારાને હરી લેતા હોય તેમ ભરતજીએ મંગળદીવાસહ આરતી ઉતારી. પછી ભક્તિ ભાવથી ઉલ્લાસ પામેલાં રૂવાડાંવાળા ભરતજી હર્ષના આંસુરૂપી મોતીથી અને વાણીરૂપી સૂતરથી હાર ગુંથતા–પરોવતા હોય તેમ

સ્તુતિવચન બોલ્યા–"હે ત્રણ જગના આધારરૂપ સ્વામિન્ ! આ ધર્મના ઉદ્ધારની પૃથિવીનો ત્યાગ કરી ભૂમિ અને સ્વર્ગના સીમાડે રહેલા લોકાગ્ર કોટમાં આપ પધાર્યા છો; તો પણ તે ત્રિલોકી ચિત્તમાં પરાણે આપનું ધ્યાન ખુલ્લી રીતે કર્યા કરે છે. જો કે મારા જેવા પુરૂષો આપના ધ્યાનરૂપી દોરીને ઝાલી વેગળા રહ્યા છે; તો પણ આપની કનેજ છે. તેમ છતાં આપ પહેલા મોક્ષે કેમ ગયા ? અમને અહીંયાં શરણ વગર રઝળતા મેલીને આપ એકદમ પધારી ગયા છો; પરંતુ જયાં લગી અમારા ચિત્તમાંથી પધાર્યા નથી ત્યાં લગી અમે આપની કનેજ છીએ." આવી રીતે શ્રીજુગાદિનાથની સ્તુતિ કરી નમીને ભરતેશ્વરે ભક્તિથી બીજા પ્રભુની પણ નવી યુક્તિ સહિત સ્તુતિ કરી.

તે પછી ભરતેશ્વરે એવું વિચાર્યું કે–' આ રત્નના મંદિરની ક્રૂર પ્રાણિ અગર મનુષ્યો આશાતના ન કરી શકે એ માટે કંઇ ઉપાય કરવો યોગ્ય છે. !' એવું ધારી ભારતેશ્વરે પર્વતની ટુંકોને તોડી પાડી એક એક યોજનના આંતરે દંડ રત્નથી આઠ પગથીઆં કર્યાં, એથી એ પર્વતનું નામ આઠપદ–અષ્ટાપદ જાહેરમાં આવ્યું. આવી રીતે કામ કરી દુઃખી મનવાળા ભરતજીએ પોતાના મનને ત્યાં રાખી ફક્ત શરીરને લઇ પહાડ ઉપરથી હેઠળ ઉતર્યા. રજોગુણ વગરના ભરતનરિંદ્ર શોકસહિત લોકોએ ગેરવેલા આંસુંઓથી ભૂમિને રજરહિત કરતા–મતલબ કે એટલાં આંસુ પડયાં કે જેથી ધરતી પલળી જતાં ધૂળ પણ હાથમાં આવતી નહતી. એ પ્રકારે મજલ દરમજલ પંથ પસાર કરતા કેટલાક દિવસે વિનીતા નગરીએ જઇ પહોંચ્યા. ભરતેશ્વર જો કે પોતાની રાજ્યધાનીમાં આવ્યા; પરંતુ તેઓની મતિ, મીઠાં ગાયનોમાં, અર્થાલંકારવાળી

કવિતાના રસમાં, મનહરને હરણ કરે એવી સ્ત્રીઓમાં કે ઘર-
માં વ્યાપનારી રમ્મતમાં રમી નહીં. નંદનવનમાં, પુત્રમાં, ચં-
દનમાં, મનહર હારમાં, આહારમાં અને પાણીમાં તેમને બિલકુલ
મજા પડી નહીં. બેસતાં, સૂતાં, હીંડતાં અને સઘળાં કામો કરતાં
ચિત્તમાં પરમાત્માનુંજ સ્મરણ કરતા સ્વામી ભરતેશ્વરજીને જોઇ
મંત્રીઓ કહેવા લાગ્યા—"હે રાજન્ ! જેઓને દેવોએ મેરૂશિખરની
ઉપર સ્નાન કરાવેલ છે, જેઓએ ઇક્ષ્વાકુ વંશ પ્રગટ કરેલ છે,
જેઓએ રાજનીતિની રીતિ દર્શાવી છે, જેઓની ઉપર રૈયત સં-
તુષ્ઠિત થઇ—ફિદા થઇ છે, જેઓનાથી ધર્મ પ્રગટ થયો છે, જે-
ઓનું ચારિત્ર મહા ઉજળું પ્રવર્તેલું છે અને જેઓનામાં જ્ઞાન
સ્થિરતાવડે રહેઠાણ કરીને રહ્યું છે, તેવા પ્રભુ શોચ કરવા લાયક
કેમ ન હોય ! તોપણ તે પરમાત્મા સ્તુતિ કરવા લાયક છે માટે
તેઓનું ભક્તિપૂર્વક અર્ચન કરો, તેનાવડે સનાથ બનો અને
તેઓના ધ્યાનમાં ચિત્તને સામેલ કરી દો." આ પ્રમાણે સાંભળી
ચક્રવર્તીએ ધીરે ધીરે આકરા શોકને તજી દીધો. અને રાજ્ય-
વ્યાપારના કામમાં પ્રવર્ત્યા. આસ્તે આસ્તે શોકનો વેગ બંધ પડી
વિશ્વાસ રાખવા લાયક માણસોની સાથે પ્રમોદથી ઉંચા મહેલની
અગાશી ઉપર ક્રીડા કરવા લાગ્યા. જરાવાર સભામંડપની અંદર
અને જરાવાર આળસ મરોડતી બાળાઓમાં વિલાસની ચાહનાને
લીધે ધીરે ધીરે મન રંગાવા લાગ્યું. એમ કરતાં થોડો વખત
જતાં વનના હાથીઓની પેઠે વનિતા મંડળના મધ્યમાં પોતાની
મરજી મુજબ વનમાં જઇ પાણીથી ભરપૂર સરોવરની અંદર
જળક્રીડા કરી આનંદ અનુભવવા લાગ્યા. કોઇ વખતે ઉત્સવના
દહાડે વિલાસી સ્ત્રીઓથી મનને સ્નેહપૂર્વક પલાળી લક્ષ્મીના

ઘરરૂપ પોતાના શરીર ઉપર ઘરેણાં પહેરીને ફરવા લાગ્યા. કોઇ વેળાએ હંસના સરખી ચાલવાળી બાળાઓના જથ્થા સહિત હંસવાળી નદીઓની અંદર રંગથી અંગવડે તરતા તરતા પ્રકાશવા લાગ્યા. કોઈ વેળાએ કામદેવ સરખા રાજા સઘળા અંગોમાં ફૂલનાં ઘરેણાં ધારણ કરી દેવના સરખા વનની અંદર વિચરતા શોભાયમાન દેખાવા લાગ્યા. કોઈવાર ઘોડાઓની રમ્મત-ખેલમાં અને કોઇવાર રણક્રીડામાં એ વિશ્વનો રાજા ભરતેશ્વર રથ વગેરે વાહનો ઉપર બેસીને હીંડતા લોકોથી રથ વગેરે વાહનોમાં બેઠેલા દીઠામાં આવતા. કોઇ સમય સંગીતમાં ગાયેલા, કોઇવાર કાવ્યમાં વર્ણવેલા અને કોઇ વખતે નાટકમાં સાંભળેલા તે સઘળા રસોનો આશરો કરનારા હોય તેવા ભરત શોભવા લાગ્યા. ચંદ્રમાના સરખી મનહર કાંતિથી તે સ્ત્રીઓમાં વસનાર કામદેવને સજીવન કરતા હતા. આવી રીતે હૈયામાં સુખનાં સાધનો સંગ્રહી અપાર રસનો આશરો કરનારા ભારતેશ્વરે પુણ્યથી અસ્ત કાળ સૂધી પોતાની રૈયતનું પાલન કર્યું.

એક વેળાએ મહારાજા ભરતજી પ્રમોદથી ન્હાઇ સમસ્ત અંગે ઘરેણાં શોભાવી આરીસાભુવન-કાચના મહેલામાં આવ્યા. શરાણુથી ઓપેલા પોતાના શરીર બરોબરના રત્નઆરીસામાં લીલાવડે ધીરે ધીરે તેઓએ પોતાના રૂપને નિરખ્યું. દરેક અંગ નિહાળતાં પોતાની આંગળી વીંટી વગરની દીઠી. હીમથી બળેલા ઝાડની ડાળ સરખી તે આંગળી દેખીને ભારતેશ્વર વિચારવા લાગ્યા કે-" અહા ! આ વીંટી વગરની આંગળી દેખતાં માલમ પડે છે કે, આ માથા વગેરે સઘળાં અંગોમાં પણ ભુષણોથી બનાવટીજ શોભા જણાય છે. " એમ વિચારી વૈરાગ્યથી શાંત

હૃદયવંત ભારતેશ્વર ભરતજીએ માથા ઉપરથી મુકુટ, કાનોમાંથી કુંડળ, ગળામાંથી ગલોબંધ, કંઠી વગેરે, છાતી ઉપરથી હાર બાહુઓથી બાજુબંધ, હાથમાંથી વીરકંકણ અને આંગળીઓમાંથી વીંટીઓ ભારની પેઠે ઉતારી નાખી. પછી પાનખર ઋતુમાં પાંદડાં ફળ અને ફળ વિનાના ઝાડની પેઠે ઘરેણાં વગરેનું પોતાનું તેજ વગરનું શરીર દેખી ભરતજી મન સાથે વિચાર કરવા લાગ્યા—" અહા ! આ શરીરરૂપી ભીંત ઘરેણાંરૂપી વર્ણ રચનાવડે ચિતરેલી હોય તોપણ તે અનિત્યતારૂપી પાણીવડે પલળેલી હોવાને લીધે અંતમાં અસારપણાથી જરૂર પડી જાય છે. અહા ! રોગરૂપી વાયરાથી હીલેલા પાકા પાંદડાંની પેઠે જરૂર ખરી પડવાવાળા આ શરીર ઉપર પ્રાણિઓને કેવો દુઃખે તજી શકાય એવો મોહ થાય છે ! આ શરીરમાં સારરૂપી ચામડીની ઉપર પ્રાણી રાત દિવસ ચંદનરસથી ચર્ચ્યા કરે છે; તો પણ તે પોતાનું મેલાપણું ત્યાગતી નથી. ભુંડાં કર્મથી પ્રેરાયલો પ્રાણી જે શરીરને વાસ્તે બહુજ મોટાં પાપ કરે છે, તે શરીર કમળના પાંદડાં ઉપર રહેલા પાણીના ટીંપાના સરખું ચંચળ છે. ગંધાતા શૃંગાર રસથી મેલી એવી સંસારરૂપી ગટરમાં લોકો જાણી બૂઝીને ગારામાં વસનારા ભુંડની પેઠે પડયા રહે છે. અહા ! મેં પણ આ શરીરને વાસ્તે સાઠ હજાર વર્ષ લગી ભૂમિ ઉપર ભટકીને ધિક્કારવા યોગ્ય કામ કર્યું. મહાવીર બાહુબળીને અને બીજા મારા ભાઈઓને ધન્યવાદ છે કે જેઓ આ અસાર સંસારને તજી દઈ મુક્તિને વર્યા છે. જે સંસારની અંદર વિસ્તારવંત રાજ્ય પણ ચળી જનાર છે, યુવાની જતી રહેનારી છે અને લક્ષ્મી તે પણ ચલાયમાન થનારીજ છે, તો પછી તે સંસારમાં કાયસ શું

છે ? માતા, પિતા, સ્ત્રી, ભાઇ, દીકરા અને સંપદાઓ પૈકી એકે પણ સંસારરૂપી કુવામાં પડતા પ્રાણિઓને બચાવી શકવા તાકાતવંત નથી. હે જગત્‌ત્રાતા પિતાશ્રી ! જેવી રીતે આપે બીજા પુત્રોની રક્ષા કરી તેવી રીતે મારી પણ રક્ષા કરો, અથવા એવો ઠપકો પ્રભુને શી બાબતનો દેવો ? કેમ કે હું દુષ્ટ પુત્ર છું તેથી તેઓએ મને યાદ કર્યો નહીં હશે ! આ શરીર, ઘર, લક્ષ્મી કે અંતપુરઃ કોઇ પણ મારૂં નથી. હું તો એકલોજ છું અને હવે તો ફક્ત સમતાના આનંદમય અમૃત જળમાં ન્હાઇ રહેલોજ છું.” આ પ્રમાણે વિચારી, ઉપાધિ રહિત, શાંત, ક્રિયા તથા મરણ વગર જ્ઞાનાનંદરૂપ ઉત્કૃષ્ટ તત્ત્વને વિષે તેઓ લય પામ્યા. રૌદ્ર ધ્યાનથી, અપકૃત્યથી, પારકાના દ્રોહથી અને નઠારાં કર્મથી જે મોટું પાપ બાંધ્યું હતું તેને શુભ ભાવનાથી ટાળી નાખ્યું. તે યોગી ભરતજીએ દેહરૂપી માટીના વાસણમાં મનરૂપી પારાને કલ્યાણસિદ્ધિને વાસ્તે ધ્યાનરૂપ અગ્નિએ કાયમ કરીને બાંધી લીધો. પાવન હૃદયવંત યોગિરાજ મહારાજા વૃદ્ધિ પામતા ઉપશમથી ક્ષપકશ્રેણી ઉપર ચડી તરત કેવળજ્ઞાન પામ્યા. પછી ઇંદ્રના હુકમથી દેવોએ મુનિનો વેષ ( ઓઘો મુહપતિ વગેરે ) આપ્યો કે તરતજ તેને અંગીકાર કરી ભરતજીએ સર્વ વિરતિ દંડકનો પાઠ કર્યો. ભરતરાજેંદ્રની પાછળ દશ હજાર રાજાઓએ દીક્ષા અંગીકાર કરી. કારણ કે તેવા ધણીની ચાકરી બીજા જન્મમાં પણ સુખ આપનાર છે. ઉત્કૃષ્ટ પદની અંદર નિવાસ કરનારા હોવાને લીધે બીજાને ન વાંદતાં તે ભરતજી કેવળીને દેવ, નાગકુમાર અને માણસોએ ભક્તિ સહિત વંદન કર્યું.

તે કેડે ઇંદ્રે સઘળી ભરતભૂમિનો ભાર ઝીલનાર ભરતકુમાર

સૂર્યયશાને રાજ્યનો અભિષેક કર્યો. કેવળજ્ઞાન પામ્યા પછી ભરતઋષિએ શ્રીઋષભદેવસ્વામીની પેઠે પરિવાર સાથે ગામ, આકર, નગર, જંગલ, પહાડ અને દ્રોણમુખ–ચારસો ગામમાં એક મનહર ગામ, વગેરેમાં રહેલા ભવ્યજીવોને ધર્મ ઉપદેશથી પ્રતિબોધ કરતાં એક લાખ પૂર્વ લગી વિચર્યા. આખર અષ્ટાપદ પહાડ ઉપર જઇ ભરતમુનિએ ઘટિત વિધિથી અન્ન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે જાતના આહારનું પચ્ચખ્ખાણ ઉચ્ચર્યું. એક મહિનાને અંતે શ્રવણ નક્ષત્રની અંદર અનેક ચતુષ્ટયને સિદ્ધ કરી એ શાંત મહાત્મા મોક્ષે ગયા. તેઓની પાછળ એક પછી એક એમ બીજા સાધુઓ પણ મોક્ષપદ પામ્યા. દેવો યુક્ત ઇંદ્રોએ ઋષભદેવ સ્વામીની પેઠે તેમના પુત્રનો પણ નિર્વાણ મહોત્સવ કરી તે જગોએ ઉંચા મંદિરોની રચના કરી. ચક્રવર્તી ભરતજી કુમાર અવસ્થામાં સત્યોતેર લાખ પૂર્વ, માંડળિકપણામાં એક હજાર વર્ષ, ચક્રવર્તીપણામાં એક હજાર વર્ષ ઓછા છલાખ પૂર્વ અને કેવળજ્ઞાનમાં એક લાખ પૂર્વ એમ કુલ સરવાળે ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય ભોગવીને મોક્ષપદ પામ્યા, ભરતરાજા વગેરેના મોક્ષસ્થળ અષ્ટાપદ પર્વત ઉપર સારા ભાવ સાથે રહેનારો પ્રાણી જ્ઞાનાવર્ણિય વગેરે આઠે કર્મને ભેદી આઠે શુભ સિદ્ધિને મેળવી મોક્ષને વરે છે. અષ્ટાપદ પર્વત ઉપર રહેલા આઠ પ્રાતિહાર્ય સહ શ્રીજિનેશ્વર ભગવંતનું જો આઠ પ્રકારી પૂજાથી પૂજન કર્યું હોય તો તે ઉંચે પ્રકારે આઠ કર્મના ક્ષણપણાથી ઉપજતા આઠ ગુણોનો જથ્થો બક્ષે છે. જે પાવન હ્રદયવંત પ્રાણી એ પહાડમાં સારી વાસના સહિત પ્રસન્ન મ્હોંથી ઉત્કૃષ્ટ તપસ્યા કરે છે તે આ સંસારના આકરા દુખોમાંથી છૂટકારો પામે છે. સારી

વાસનાવાળો જે જન અષ્ટાપદ પર્વત ઉપર યાત્રા કરે છે તે ત્રણે ભવે કે સાતે ભવે મોક્ષ પ્રાપ્ત કરે છે, અષ્ટાપદ પર્વત ઉપર રહેલું શાશ્વત્ જિનમંદિર સરખું મોટું તીર્થ ઉજ્વળ પુણ્ય શ્રેણીની પેઠે ત્રણે ભુવનને પાવન કરે છે.

ભરત ચક્રવર્તીનું નિર્વાણ થયું સાંભળી શોક કરતો સૂર્યયશા અષ્ટાપદ પર્વત ઉપર આવ્યો અને ત્યાં તેણે વિકાર વગરના અંતઃકરણથી ઉંચી મંદિરની પંક્તિ રચાવી. કેટલોક વખત થયા કેડે મુખ્ય પ્રધાન વગેરેએ નીતિનાં વચનો પ્રબોધ કરેલા સૂર્યયશાએ પિતાનો શોક ત્યજી દઇ બાહુબળના આધારે રાજ્ય વ્યાપારો ઉપાડી લીધો. થોડા વખતમાં શ્રીમન્ સૂર્યયશાએ પોતાના પ્રતાપ બળવડે દુશ્મનોને દબાવી ચંદ્રમા સરખા ઉજળા યશવડે ભૂમિને પૂર્ણ કરી દીધી, છ ખંડના ધણીનો દીકરો અને ત્રણ ખંડ પૃથિવીના ધણીનો દીકરો અને નીતિનો જાણનાર સૂર્યયશા અક્ષય અમલથી દુષ્ટોનું ખંડન કરવા લાગ્યો. સૂર્ય ઇંદ્ર બન્નેનો પ્રતાપ આકાશમાં જેવો દીપે છે તેવો પ્રતાપ એકલા સૂર્યયશાનો ભૂમિ ઉપર દીપવા લાગ્યો. રાજ્યતિલકને ટાણે ઇંદ્રે પરમાત્માને માથે ધારણ કરેલો મુકુટ સૂર્યયશાને પહેરાવ્યો હોવાથી તેનો બમણો ઉદય થયો હતો. તે મુકુટના પ્રભાવથી સઘળા દુશ્મનોને જીતનાર સૂર્યયશા પરમાત્માની પેઠે હમેશાં દેવોને સેવવા લાયક થયો. તેના પ્રૌઢ પ્રતાપથી દુશ્મનોના મહેલમાં તેઓના યશરૂપી પાણીનું શોષણ કરી વધારે પ્રદિપ્ત થઇને શત્રુઓનાં મહેલ ઉજડ કરી નાખી દીધા એ મોટું અચરજ છે. સઘળી સ્રીઓના માથાના રત્ન સરખી કનક વિદ્યાધરની પુત્રી જયશ્રીને રાધાવેધ સાધીને વરી લીધી એથી એ પાટરાણી થઇ. તે વિના વિદ્યાધરોની તથા બીજા

રાજાઓની મળીને બત્રીશ હજાર કન્યાઓ તેની પવિત્ર રાણીઓ થઇ. સૂર્યયશા બે આઠમ અને બે ચૌદશ મળીને ચાર પર્વણી નું પચ્ચખ્ખાણ તથા પોસા વગેરેથી વિશેષ પ્રકારે આરાધન કરતો હતો. તેને જીવિતના આદરથી પર્વનો આદર વિશેષ પ્યારો હતો. એથી એવો નિશ્ચય થાય છે કે પોતાના જીવનથી પર્વની વધારે સંભાળ મેળવવી જોઇએ, કારણ કે અર્હત્ ધર્મને સાંભળીને તેને ધારણ કરનારાં બાળકો, સ્ત્રીઓ, પંખીઓ અને જંગલના જીવો પણ તે દહાડે નિયમ કરીને અન્ન ખાતા નથી.

એક વેળાએ સાૈધર્મેંદ્ર સભામાં બિરાજ્યા હતા. તે ટાણે અવધિજ્ઞાનવડે સૂર્યયશાને પર્વના આરાધન વિષે મજબૂત નિશ્ચયવંત જાણવાથી ચમત્કાર પામી માથું ધૂણાવવા લાગ્યા. એ વગર કારણે ઓચિંતો માથું ધૂણાવતો જોઈ જગતને તાબે કરનારી ખાસ બૂટ્ટીના સરખી ઉર્વશીએ ઇંદ્રને પૂછયું કે—"સ્વામિન્! આ ટાણે કોઇ કવિની યુક્તિ ભર્યાં કવિતો કહેવાતાં નથી. તેમ બૃહસ્પતિ પણ મન હરી લેનારાં પદો ઉચ્ચરતા નથી. રંભા અપ્સરા રંગ વિલાસ વખતનો શરૂઆત સૂચવનાર મનહર નાચ કરતી નથી અને બીજા હા હા હૂ હૂ ગંધર્વો રસીલાં ગાયનો ગાતા નથી. તેમ બીજું કશું હર્ષને વધારનારૂં કારણ હમણાં બન્યું નથી, છતાં આમ આટલા બધા આનંદમાં આવી શા માટે માથું ધૂણાવ્યું તે ફરમાવો ?" તેના સત્વને હૈયામાં ચિંતવીને ઇંદ્રે કહ્યું—'ઉર્વશી ! શ્રવણ કર. આ વખતે મહારાં જ્ઞાનલોચન ભૂમિ ઉપર છે. ત્યાં સાત્વિકોમાં શિરોમણિ શ્રીઋષભ ભગવાનના પોતરા અને ચક્રી ભરતજીના પુત્ર સૂર્યયશા અયોધ્યામાં રાજ્ય કરે છે, તેણે આઠમ અને ચૌદશના દહાડે પોસા વગેરે તપ કરવાનો એવો નિયમ

કર્યો છે કે જેથી તેને ચલાયમાન્ કરવાના યત્ન કરવાવાળા દેવોથી પણ ચળે તેમ નથી. કદી સૂર્ય પૂર્વદિશાને છોડી પશ્ચિમમાં ઉગે, પવનથી મેરૂ પર્વત કંપે, સમુદ્ર માઝા મૂકી દે અને કલ્પવૃક્ષ ફળ વિનાનું થાય; તો પણ તે પરમાત્માની આજ્ઞાની પેઠે પોતાની ધોધળે જીવ આવતાં લગી પણ પ્રતિજ્ઞા છોડે તેમ નથી." આ મુજબ ઇંદ્રનું બોલવું સાંભળી ઉર્વશી મનમાં હસીને-મશ્કરી કરીને પોતાના ધણી ઇંદ્રને રૂબરૂ કહેવા અશક્ત હોવાને લીધે મનમાં વિચારવા લાગી. "અહા! પ્રભુતા કેમ વખાણવા લાયક નહીં? કે જે પ્રભુતાના ગર્વથી આ ઇંદ્ર યુક્તિ જાણનાર છતાં પણ પ્રત્યક્ષની પેઠે માણસને વાસ્તે આવો નિશ્ચય વર્ણન કરે છે. માણસ સાત ધાતુઓના શરીરવાળો અને ધાન ખાઇ જીવનારો છે તો તે દેવથી પણ ચળે નહી; તે સાંભળી કોણ વિશ્વાસ કરે? બીજું તો વેગળું રહ્યું, પણ જો ફક્ત મારા ગાયનના રસના પૂરથી રજના કણોની પેઠે કોના વિવેક વગર ગુણો શમન ન થાય? મસ્ત ઇંદ્રનું આ સાહસિક વચન નકામું ખોટું પાડવાને, નદી પર્વત ઉપરથી જેમ શિલાને પાડી નાખે તેમ હું તે સૂર્યયશાને તેની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ કરી પાડી દઇશ.' આવી આખડી લઇ ઉર્વશી રંભાની સંગાથે હાથમાં વીણા લઇ સ્વર્ગમાંથી ભૂમિ ઉપર આવી, અને અયોધ્યાની પાસેના વનની અંદર શ્રીઆદિનાથજીના મંદિરમાં મોહનીરૂપ ધરીને ગાયન કરવા લાગી. ઝાડની ડાળો ઉપર બેઠેલાં પંખીઓ પણ જરા વાર તેના સ્વરની મૂર્છનાઓની અંદર મુછિત થઇ પોતાના આત્માને વિસરી ગયાં, ઘો, સાપ, અને નોળીઆ વગેરે જીવો પોતપોતાનાં રહેઠાણો મૂકી આળેખેલા ચિત્રામણની પેઠે સ્થિર વૃત્તિથી સ્થિર

થઇ ગયાં અને તેના મીઠડાં ગાયનથી મોહેલાં હરિણો પણ અડધું ચાંવેલું ઘાસ મ્હોંડામાં રાખી, આંખો મટમટાવ્યા વગર જાણે પથરાનાં ઘડેલાં પુતળાં હોય તેમ થિર થઇ ગયાં.

આ ટાણે સૂર્યયશા રાજા ઘોડા ખેલાવતો પાછો ફરી મહેલ ભણી જતો હતો, તેવામાં ઉર્વશી અને રંભાના નવીન અને મધુર ગાયનનો શબ્દ–અવાજ તે સૂર્યયશાને કાને પડયો. તરત ઘોડાઓએ વેગ છોડી દીધો, હાથીઓએ ગતિ ભંગ કરી દીધી અને પગપાળાઓ પંથ પસાર કરવામાં અશક્ત બની ગયા. આવી રીતે પોતપોતાનાં કામમાં સઘળા લશ્કરને નબળું થયેલું દેખી રાજા સૂર્યયશાએ આદર સહિત પોતાના પ્રધાનને પવિત્ર વાણીથી કહ્યું—"હે મંત્રીશ્વર! મોહરસના દરિયાની ભરતીએ અટકાવ્યા હોય તેમ લશ્કરીઓ પંખીની પેઠે હીંડવાને પણ અસમર્થ બની ગયા છે. આ રાફડામાં રહેનારા સાપ વગેરે, માળામાં રહેનારા પંખીઓ, હરિણો, હાથીઓ તેમજ આ ઝાડો પણ આ રાગમાં મોહી સ્થિર બની ગયાં છે. અહા! જગત્માં અપાર સુખનો હેતુ રાગ–સંગીત છે. જેઓ તેનાથી મોહી જતા નથી તેઓને રાગ સમજનારા પશુઓ જેવાજ જાણવા. નાદ અપાર સુખનો આધાર અને દુઃખના જથ્થાનો નાશ કરનાર છે. જેની નજીક નાદ રહેલો છે, તે પાવન માણસ જગત્પૂજ્ય છે. હરિણ પોતાના જીવની આહુતી આપીને પણ નાદને ગ્રહણ કરે છે, તેથીજ સુધાકર ચંદ્રમાએ તેને (હરિણને) પોતાના ખોળામાં બેસાડેલ છે. નાદથી દેવતા તુષ્ટમાન–સંતોષવંત થાય છે, નાદથી ધર્મ પેદા થાય છે, નાદથી રાજાનો અર્થ સંધાય છે અને નાદથી સ્ત્રીઓ પણ તાબે થાય છે. આ નાદ જો ગુરૂના યોગથી અ-

નંતપણું કર્યો હોય તો તે સહેલાઇથી પરમાનંદ સુખને પણ બક્ષે છે. માટે ચાલો, આપણે આ મંદિરમાં જઇ શ્રીઆદિજિનેશ્વરને નમન કરીને ત્યાં રહી ગીતના ધ્વનિરસને પણ પ્રાપ્ત કરીએ.” આ મુજબ મંત્રીઓની સંગાથે વિચાર કરી, તે ગાયનથી મોહેલો સૂર્યયશા જિનાલયમાં ગયો. ત્યાં દીપતી કાંતિવાળી અને નાદરૂપ અમૃતની નદી સરખી બે કુમારિકાઓને હાથમાં વીણા લઇ ગાયન કરતી દીઠી. કામદેવની સ્ત્રી રતિ અને પ્રીતિ પ્રત્યક્ષ આવેલી હોય તેવી તે બે રમણીઓને પ્રેમનેત્રોથી દેખી કામબાણુથી વીંધાયેલો ભરતપુત્ર સૂર્યયશા ચિત્તમાં ચિંતવવા લાગ્યો—“અહા! શું આ બે કુમારિકાના ગળારૂપ કુંડમાંથી આ અમૃતનો નાદ વહે છે? અથવા શું બાળાઓને વિશ્વકર્માએ નાદરૂપ અમૃતવડેજ બનાવેલી છે! આ સુંદરીઓનું ઉપમા ન આપી શકાય તેવું સુરૂપ અને અમૃતના ઝરણારૂપ ગાયન કયા ભાગ્યશાળીના ભોગમાં આવશે?” આ પ્રમાણે વિચારી ફરીફરીને તેઓની તરફ નજર કરીને રાજાએ શ્રીઆદિપ્રભુના મનકામના પૂર્ણ કરનાર ચરણકમળોને નમસ્કાર કર્યો. પછી સૂર્યયશાએ પાછા ફરી એક બાજુના ઓટલા ઉપર બેસીને તેઓનું કુળ વગેરે પૂછવાનો પ્રધાનને હુકમ કર્યો. હુકમ મળતાં પ્રધાન તે કુમારિકાઓ પાસે જઇ અમૃત સરખી મીઠી વાણીથી બોલ્યો—“હે યુવતિઓ! તમો કોણ છો? ત્રણે લોકમાં તમારૂં રહેવાનું ઠેકાણું કયાં છે? તમારો ધણી કોણ છે? અને અહીંયાં કેમ આવેલીઓ છો? એ સઘળું કહો?” પ્રધાનનું બોલવું સાંભળી તે બેમાંથી એક બોલી—“અમો બન્ને વિદ્યાધરપતિ મણિચૂડની પુત્રીઓ છીએ. ન્હાનપણુથીજ અમારૂં મન હુન્નરમાં હુંસીલું હોવાથી હમેશાં વીણામાં અને પુસ્તકોમાં

રમતુ હતું. જે વખતે અમોને જુવાની આવી તે વખતે અમારા પિતાને ચિંતા પેદા થઇ કે—આ કન્યાઓ કોને આપવી! અને એ ચિંતા દિનપરદિન વધી પડી; કેમકે વરની ખોળ કરતાં આખા જગત્‌માં અમારા લાયક વર હાથ લાગ્યો નહી. આમ થવાથી અમો બેઉ બ્હેનો પિતાની ચિંતા દૂર કરવા ઘેરથી ચાલી નીકળીએ. હે પ્રધાન! તે દિવસથી ઠેકાણે ઠેકાણે અરિહંતનાં દેહરાસરોને નમન કરતીઓ આ ભવને સફળ કરીએ છીએ. કારણ કે ફરી ફરીને આ માનવ ભવ કયાં મળે તેવો છે! આ અયોધ્યા આદિપ્રભુના ચરણને લીધે પાવન થયેલી હોવાથી તીર્થ જેવી છે, તેથી અહીંયાં આ ભરતચક્રવર્તીએ બંધાવેલા જિનમંદિરમાં શ્રી આદિપ્રભુને નમન કરવા આવેલીઓ છીએ.

આ મુજબ તેઓ બોલી બંધ રહી કે તરત મંત્રી બોલ્યો "આ સૂર્યયશા રાજાની સંગાથે તમારો સંયોગ ઉત્તમ છે. આ રાજા શ્રીઆદિપ્રભુના પોતરા અને ભારતેશ્વર ચક્રવર્તીના પુત્ર છે. વળી હુન્નરોને વિષે બહુ હુંશીયાર છે, સૌમ્ય—ઠંડા સ્વભાવના સારા ગુણવાળા અને બળવાન્ છે. ખચિત્ તમારા ઉપર શ્રી આદીશ્વર દેવ તુષ્ટમાન્ થયેલા છે કે જેથી ઓચિંતો આ સૂર્યયશા જેવો વર તમને હાથ લાગેલ છે. જેમ ચાંદની ચંદ્રમાવડે શોભે છે તેમ તમો બેઉ સૂર્યયશાની સાથે પ્રમોદની શોભા પામો." આવું મંત્રીચંદ્રનું બોલવું થયું તે સાંભળી તે બન્ને સુંદરિઓ બોલી—"અમારા કહ્યા પ્રમાણેજ કરે એવા સ્વાધીન ધણી વગર અમો બીજાનો આશરો લેવા ચાહતી નથી. મતલબ કે જો તમારો રાજા તેમ કરવા કબૂલ હોય તો અમો વરવા કબૂલ છીએ." પ્રધાને આ બાબત રાજાની મંજૂરી મેળવી તેઓને કહ્યું—

મારા નૃપતિ હમેશાં તમારૂં કહ્યું કબૂલ કરશે તેમ છતાં તે બોલ્યું અબોલ કરે તો તે માટે હું ઘટતાં વચનો કહી પણુમાં કાયમ રાખીશ." તે વાત કબૂલ કર્યા પછી શ્રીજુગાદિદેવની સમક્ષ સઘળાની નજરને પ્રેમ પેદા કરે એવો તેમના પરણવાનો હસ્તમેલાપનો મહોત્સવ થયો. તે બન્ને મનોહારિણીઓના પ્રેમ રસથી આકર્ષાયલો રાજેંદ્ર સંસારની અંદર હરિણાક્ષી, કામદેવ અને રતિનેજ સારરૂપ માનવા લાગ્યો. ધર્મ અને અર્થને હરકત પહોંચાડી કામને વિશેષપણે સેવવાવાળા રાજા પુરૂષાર્થરૂપી રથને પરાણે એક પૈડાથી ચલાવવા મંડયો.

એક વખત સંધ્યાની વેળાએ બે સંધ્યાથી દિવસની પેઠે સૂર્યયશા રાજેંદ્ર બે સુંદરીઓ સહિત ગોખડામાં બિરાજેલ હતો, તે ટાણે 'હે લોકો ! આવતી કાલે આઠમનું પર્વ થશે, માટે તેનું આરાધન કરવા આદર સહિત તૈયાર રહેજો.' આવી થાળી પીટાતી હતી–સાદ પડતો હતો. તે કપટી સુંદરીઓના સાંભળવામાં આવતાં રંભાએ અજાણી થઇ રાજાને આદર સહિત તે સાદ પડવાનું કારણ પૂછયું, એટલે રાજાએ કહ્યું–'રંભા ! તે સાદનું કારણ સાંભળો. મારા પિતાએ આઠમ અને ચૌદશ એ બે મોટાં પર્વ કહેલ છે. અને તે મેં અંગીકાર કરેલ છે. આસો અને ચૈત્રીની બે અઠ્ઠાઇ, ત્રણે ચોમાસાની અઠ્ઠાઇઓ અને પજુષણની અઠ્ઠાઇ એ મુખ્ય પર્વ આખા વર્ષનાં પાપ નાશ કરે છે. વળી હે મૃગલોચની ! ત્રણ રત્ન એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણમાં જ્ઞાન એ પહેલું રત્ન છે, અને તે જ્ઞાનનું આરાધન પાંચમને દહાડે થાય છે, તેથી તે પાંચમ પણ પર્વ છે. હે સુંદર મુખવાળી ! તહેવારના મહાત્મ્યથી પાવન એવાં આ પર્વો શ્રીજિનેંદ્રના હુકમથી

સત્પુણ્યના કારણરૂપ છે. જો આઠમ અને ચૌદશ પર્વ કોઇ વેળાએ પણ ખંડન ન થાય તો હમેશાં કરેલું પુણ્ય ખચિત્ સ્વર્ગ અને મોક્ષને દેનારૂં થાય છે. હે વ્હાલી ! એ ચાર પર્વોમાં મનુષ્ય શુભ અને અશુભ અધ્યવસાય–વિચારવડે કરી સ્વર્ગ નરકના હેતુભૂત શુભાશુભ કર્મને બંધન કરે છે. તેથી આ પર્વને વિષે સંસારવૃક્ષનાં બીજ સરખા સઘળા ઘરવ્યાપારને ત્યજી સારા કર્મોને આદરવાં. એ ચાર પર્વણીને વિષે સ્નાન, સુંદરીસંભોગ, કલેશ, જુગાર, બીજાની હાંસી, મત્સર–અહંકાર, ક્રોધ, જરાપણ કષાયની સોબત, વ્હાલી ચીજમાં મમતા, મરજી મુજબ રમ્મત ગમ્મત, અને આળસ વગેરે કંઇ પણ કરવું નહીં. તે દહાડે તો સારા પુરૂષે સારાં કામો ઉપર રૂચિ કરનાર, યત્નપરાયણ, શુભ ધ્યાનવંત અને પરમેષ્ઠીની સ્તવના સ્મરણ કરનાર બનવું. આ પર્વણીમાં પુરૂષે સામાયિક, પોસા, છઠ્ઠ અઠ્ઠમ વગેરે તપ અને પ્રભુનું અર્ચન કરી નિયમવંત થવું. તે દહાડે ગુરૂના પગની નજીક રહી પાંચ પરમેષ્ઠીની સ્તવના અને સ્મરણ કરનાર માણસ આઠ કર્મરૂપી પાપને દૂર કરી પુણ્ય મેળવે છે. હે ભામિની ! દરેક સાતમ અને તેરશને દહાડે લોકોને યાદી આપવાને વાસ્તે મારા હુકમથીજ આ સાદ પાડવામાં આવે છે. હે દેવી ! આ ત્રણે લોકમાં ચૌદશ અને આઠમનું પર્વ બહુજ મુશ્કેલ છે. જે માણસ શ્રીજિનેશ્વરદેવની ભક્તિ સહિત તે પર્વ પાળે છે તે મોક્ષને પામે છે." આવો રાજાનો નિશ્ચય સાંભળી હૈયામાં ચમત્કાર પામી કપટવાક્યના પ્રપંચમાં ચતુર ઉર્વશી મીઠી વાણીથી બોલી–"હે નાથ ! આપ આવું મનુષ્યપણું, આવું સ્વરૂપ અને આવું અખંડિત રાજ્ય તપ વગેરે કલેશ કરી શા વાસ્તે

નકામું કરો છો. મરજી મુજબ સુખ વિલસો, ફરી ફરી આવો મનુષ્ય જન્મ કયાં મળનાર છે! તેમ આવું રાજ્ય પણ કયાં મળનાર છે! અને આવા સારા ભોગ પણ કયાં મળનાર છે! માટે અત્યારે તેનો ઉપભોગ નહીં કરશો તો પછી આપને પસ્તાવો થશે." આ મુજબ ગાળેલા સીસાને કાનમાં રેડવા સરખાં ઉર્વશીનાં વચન સાંભળીને સૂર્યયશા અંતરમાંની બળતરાને બતાવનારી વાણી બોલ્યો—"અરે ધર્મનિંદક અધમ સુંદરી! આ તારી વાણી વિદ્યાધરોના કુળ આચારને બિલકુલ લાયક નથી. જેમાં જિનપૂજન વગેરે તપનેજ અંગીકાર કરેલ નથી એવી તારી ચતુરાઇ, તારા રૂપને, તારા કુળને, અને તારી અવસ્થાને ધિઃકાર છે. માનવપણું, રૂપ, નિરોગીપણું અને રાજ્ય એ ચારે તપ કરવાથી મળે છે, તો તેવા તપને કયો કર્યા ગુણનો જાણનાર કુળમાં દીવા સરખો પુરૂષ નહીં આરાધશે? ધર્મના આરાધનવડે શરીરને કંઇ પણ વિટંબના થતી નથી, પણ ધર્મ વગર ફકત વિષયોથીજ વિટંબના થાય છે.! માટે વ્યાજબી રીતે મરજી મુજબ ધર્મ કરવું. કેમકે ફરી ફરીને આ માનવભવ, રાજ્ય અને ભોગ કયાં મળવાનાં છે, એમ જાણી જે ધર્મ ન કરે તેને પસ્તાવો થાય છે. મને શી બાબતનો પસ્તાવો થાય. આઠમ અને ચૌદશે હરિણુ, સિંહ અને સાપનાં બચ્ચાં પણ ખોરાક લેતાં નથી; તો ભોળી! હું શી રીતે ખોરાક લઉં? જેમનાથી સર્વ ધર્મનાં કારણોરૂપ પર્વનું આરાધન થતું નથી તેમના ડહાપણને ધિઃકાર છે! અને તેમનું મનુષ્યપણું નકામું છે. શ્રીજુગાદિ જિનાધીશે બતાવેલું આ ઉત્તમ પર્વ છેવટની ઘડી આવ્યે પણ હું તપ આરાધન વગર

નકામું જવા દઈશ જ નહીં. હે બાળા ! ભલે મારૂં રાજ્ય જાઓ, અને મારા પ્રાણ પણ ક્ષીણ થાઓ, તેની મને દરકાર નથી, પણ હું આ પર્વ આરાધનથી બિલકુલ ભ્રષ્ટ નહીંજ થઇશ."

આ પ્રમાણે ક્રોધથી અકળાએલા નૃપ સૂર્યયશાનાં વચનો સાંભળી મોહ માયા કરતી ઉર્વશી બોલી—"હે સ્વામિન્ ! પ્રેમ રસમાં મગ્ન બનેલી મેં આપના દેહને કલેશ ન થાય એટલા માટે આ વચનો કહ્યાં હતાં તેથી આમ રીસ કરવાનો સમય નથી. અમે બન્ને બહેનોએ બાપનું કહેવું ન માનતાં સંસારની વિટંબનાને લીધે કોઇ મરજી મુજબ વર્ત્તનારા ધણીને પહેલેથીજ પસંદ કર્યો ન હતો. પૂર્વ કર્મના પરિપાકને લીધે હમણાં આપને વર તરીકે મંજૂર કરેલ છે; પરંતુ એથી તો અમારાં સઘળાં સાંસારીક સુખો અને શીળ એ બેઉ એકી સંગાથે વહ્યાં ગયાં. જો સ્ત્રી પુરૂષનો મિલાપ એક બીજાને તાબે હોય તોજ તે ધણીધણીઆણીને મદન સંબંધી સુખ મળે છે. નહીં તો રાત દિવસના સંયોગની પેઠે વિટંબના રૂપજ છે. હે પતિ ! પહેલાં આપે શ્રી નાભિનંદન ઋષભનાથજીના મંદિરની અંદર અમારા કહ્યા પ્રમાણે વર્ત્તવાનું સારી પેઠે કબૂલ કર્યું હતું; તેથી આપની કસોટી કહાડવાને માટે મેં આવાં વચનો કહ્યાં છે, તેમાં તો આપ થોડા કામમાં ગુસ્સે થઇ ગયા એ કેટલા અને કેવા સંતાપની વાત ! અરે અમે શીળ અને સુખ એ બન્નેથી ભ્રષ્ટ થઇઓ, તો હવે ચહેમાં પડી બળી મરવુંજ બહેતર છે."

આવાં ઉર્વશીનાં વચન સાંભળી તે બોલમાં મગ્ન થયેલ રાજા પોતાની પ્રતિજ્ઞાને યાદીમાં લાવી ખુલ્લી રીતે બોલ્યો—

"જે મારા દાદાજીએ કહેલું હોય અને જે મારા બાપાજીએ આચરેલું હોય, તે હું તેનો દીકરો થઇને કેમ ભંગ કરૂં ? હે મૃગલોચની ! સોનું લે, હે માનિની ! તમામ ભૂમિ લઇ લે, હે હાથણીના સરખી હીંડનારી ! હાથીઓને લઇ લે, હે સુંદર મુખવાળી ! ઘોડાઓને લઇ લે; હેપાતળાં અંગવાળી ! હે ગૃહિણી ! સઘળો ખજાનો લઇ લે; પણ જેમાં સુખ કે ધર્મ ન હોય તેવું કામ મારી કને કરાવીશ નહીં."

રાજાનાં આવાં વાકયો સાંભળી જરા હોઠમાંજ હસી કોમળ વાણીથી બોલી—"હે પૃથિવીનાથ ! આપ સરખાને સાચું બોલવું એજ મહાવ્રત છે. જે પાપી પોતે કબૂલ કરેલા બોલો ખોટા કરે–બોલ્યું અબોલ કરે, તે અપવિત્ર માણસના ભારથી ભૂમિ બહુજ કંટાળો પામે છે. હે ભૂમિભૂષણ ! જો આપનાથી આવું કામ પણ પાર પડી શકતું નથી, તો પછી રાજ્ય વગેરે આપી દેવાનું તો શી રીતેજ પાર પડશે. આપના માટે મેં મારા બાપના વિદ્યાધર સંબંધી ઐશ્વર્યની પણ દરકાર રાખી નહીં, તો હવે આપના રાજ્ય વગેરેને શું કરૂં. એના મળવાથી મારી નોક રહેતી નથી; તો પણ હે રાજન્ ! જો આપને એ પર્વનો ભંગ ન કરવો હોય તો આ શ્રી જુગાદીશ ભગવાન્ના મંદિરને મારી નજરે જોતાંજ તોડી પાડો."

આવાં વચનો સાંભળતાં વેંતજ હૃદયમાં વજ્રઘાત થયો હોય તેમ રાજા મૂર્છાવંત થઇ ભોંયપર પડી ગયો. તરતજ પ્રધાનોના હુકમથી તેના અકળાયલા પરિવારે ચંદન વગેરે ટાઢા લેપ આદિ ઉપાયોથી રાજાને મૂર્છા રહિત કર્યો. સાવચેત બનેલા સૂર્યયશાએ

લાલચોળ મ્હોં કરી જાણે આગળ ઉભેલી રાત હોય તેમ ઉર્વશીના ભણી નજર કરી ગુસ્સેથી કહ્યું. " અરે અધમા ! આ તારો આચાર વાણીથીજ મારા અગાડી તારા કુળની અધમતાને જાહેર કરેછે. જેવો આહાર તેવોજ ઓડકાર હોય. તું વિદ્યાધરની પુત્રી નથી; પણ કોઈ ચાંડાળની પુત્રી હોય તેમ ભાસે છે. મેં મણિની ભ્રાંતિથી કાચના ટુકડાને આદર આપ્યો. જે ત્રણ લોકના એક ધણી છે, અને જે ત્રણે લોકના વતનીઓથી વંદાયેલા છે, તેના પર્વ અને મંદિરનો ભંગ કરનાર કોણ થાય ? હે ભામિની ! પોતના બોલથી પોતાની મેળે બંધાઇ ગયેલા મને છુટો કરવાને માટે ધર્મના લોપ વગર બીજું તને જે ગમે તે માંગી લે; હે સ્રી! રાજ્ય, ઘોડા, હાથી અને રત્ન વગેરે સઘળા જાય; તોપણ અને જીવ જાય તોપણ ભલે; પરંતુ આ પર્વનો લોપ હું કરીશ નહીં."

રાજાનાં આ પ્રમાણે વચનો સાંભળી હસ્તે ચહેરે ઉર્વશી બોલી. " હે નાથ આ નહીં, બીજું આ નહીં એમ કરતા આપનું વચન ફલ થાય છે. તો પણ બોલ્યું અબોલ કરવાને ન ચાહતા હો તો આપના પાટવી કુંવરનું માથું તમારા હાથેજ કાપીને તરત અમને આપી દો."

રાજાએ વિચારીને કહ્યું કે " અરે સારાં નેત્રવાળી ! આ પુત્ર મારાથીજ પેદા થયેલો છે તો તેને બદલે મારૂંજ માથું કાપીને તારા હાથમાં સોંપું છું. એટલું બોલી જેવો રાજા દયાવગરની વૃત્તિથી હાથમાં નાગી તરવાર લઇ પોતાનું માથું કાપવા જાય છે, તેવીજ ઉર્વશીએ તરવારની ધારજ બાંધી લીધી કે જેથી કંઇ કપાયજ નહી. જો કે મંત્રપ્રયોગથી ઉર્વશીએ તરવારની ધારને બાંધી લીધી તોપણ તે ઉદયકારી સૂર્યયશાના સત્યની ધારા

બાંધવા બિલકુલ તાકાતવંત થઇ શકી નહીં. મનમાં ઉદાસ બનેલા રાજાએ પોતાના ગળાને કાપવાને માટે બીજી નવી નવી તરવારો મંગાવી; પણ તે તેની ધાર બાંધી લેવાથી માથું કપાતું નહોતું; તો પણ રાજા તે કામમાંથી પાછો પડયો નહીં. અને જ્યારે આ પ્રમાણે રાજાનો અડગ ટેક દીઠામાં આવ્યો ત્યારે તે બન્ને અપ્સરાઓ તરત પોતાનું અસલ રૂપ પ્રગટ કરી આદરસહિત કહેવા લાગી. "હે જુગાદી પ્રભુના કુળરૂપ સમુદ્રની વેલ વધારવા ચંદ્રમા સરખા, સત્યવાદીમાં આગેવાન્ અને ચક્રવર્તીના પુત્ર ! આપ જયવંતા વર્તો ! અહા ! શું આપનું સત્ત્વ ! શું આપનું ધીરજ અને શું આપનો માનસિક નિશ્ચય ! પોતાનો જીવ જતાં લગી પણ આપે બિલકુલ વ્રતને છોડયું નહીં. હે રાજન ! એક વેળાએ દેવલોકની અંદર સૌધર્મેંદ્ર પોતાની સભામાં દેવોની અગાડી આપના અતુલ સત્ત્વના પ્રભાવનાં વખાણ કરતા હતા, તે સાંભળી બે નદીઓવડે મેરૂ પર્વતને ચળાયમાન્ કરવાની પેઠે અમો નીચ સ્ત્રીઓએ આપને આપના સત્ત્વથી તથા ટેકથી ચૂકાવવાને વાસ્તે આ પ્રપંચ રચ્યો હતો. પણ જો ઉભરાઇ જતો દરીઓ રોકાય, તોફાની ભારે પવન બંધાય અને મેરૂપર્વત ડોલાવાય, તો આપના સત્ત્વનો નિર્ણય થાય તેમ છે, એટલે કે એ જેમ થવું અસંભવ છે, તેમ આપને સત્ત્વથી ચળાવવા તદ્દન અસંભવ છે. હે જગત્ પ્રભુના કુળાભૂષણ ! હે વીર ! હે ધીર ! આપના સરખા નરરત્નથીજ આ ભૂમિ રત્નકુખ ધરનારી અમૃતના ઘરરૂપ ઉત્તમ નામ ધારણ કરે છે."

આ મુજબ તે બન્ને અપ્સરાઓ સ્તુતિ કરતી હતી, તેવામાં પ્રસન્નતાસહિતફૂલોનો વરસાદ વરસાવતા અને ઉદ્દંડથી

જય જય શબ્દ બોલતા ઇંદ્ર ત્યાં આવ્યા ને તેણે ભ્રષ્ટ પ્રતિજ્ઞા વાળી ઉર્વશીને મશ્કરીને લાયક બનેલી જોઇ. ઉભાં થયેલાં રૂંવાંટાવાળી ઉર્વશીએ સૂર્યયશાના ગુણ ઇંદ્રની અગાડી કહી બતાવ્યા; પછી સૂર્યયશાને એક મુકુટ, બે કુંડળ, બે બાજુબંધ, અને એક હાર અર્પણ કરી સ્તુતિ કરી ઇંદ્ર અપ્સરાઓ સહિત સ્વર્ગે ગયો.

અનીતિરૂપ અંધારાનો નાશ કરતા અને દુશ્મનોરૂપ તારાઓને અસ્ત કરતા સત્ય પ્રતિજ્ઞાવંત સૂર્યયશા રાજેંદ્ર પૃથિવીનું પાલન કરવા લાગ્યા. પોતાના જન્મને પાવન કરતા સૂર્યયશાએ ભરતજીની પેઠે તમામ પૃથિવી શ્રીજિનાલયથી શોભાયમાન કરી અને અપાર સંઘ યાત્રા કરી. તે ધર્મવંત રાજા સુખને દેનારી ચૌદશ અને આઠમના પર્વનું શ્રીજુગાદીશ પ્રભુના ચરણની પેઠે આરાધન કરવા મંડયો. જ્ઞાન, દર્શન અને ચારિત્રને ધરનારા શ્રાવકોને પિછાની પિછાનીને પોતાને ઘેર જમાડવા લાગ્યો. અને ભરત રાજાએ જેમ તેવા શ્રાવકોને કાકિણી રત્નની રેખાથી શોભાવંત બનાવ્યા હતા, તેમ સૂર્યયશાએ સોનાની જનોઇ બનાવી તેવડે શ્રાવકોને શોભાવંત કર્યા. તે પછી મહાયશા વગેરે રાજાઓએ રૂપાની જનોઇથી, તે પછીના રાજાઓએ પટ્ટસૂત્રથી અને છેવટ સૂતરની જનોઇથી તેમને ચિન્હવાળા કર્યા. સૂર્યયશાને ઉદાર ચરિત્રવાળા અને મોટા પરાક્રમવાળા મહાયશા વગેરે સવા લાખ પુત્રો થયા જેમ ઋષભભગવાનથી ઇક્ષ્વાકુવંશ ચાલ્યો, તેમ સૂર્યયશાથી ભરત ભૂમિપર સૂર્યવંશ ચાલ્યો. એક વખતે સૂર્યયશા પણ ભરતની પેઠે રત્નદર્પણમાં પોતાની તસબીર જોતાં સંસારની અસારતા ચિંતવી કેવળજ્ઞાન પામ્યા પછી એ રાજા

મુનિના વેશને અંગીકાર કરી વિહાર કરતા અનેક ભવ્યજીવોને પ્રતિબોધ દઇ ક્રમે કરી કર્મરોગને જીતી મોક્ષને વર્યા.

ભરતના સૂર્યયશા, તેના મહાયશા, તેના અતિબળ, તેના બળભદ્ર, તેના બળવીર્ય, તેના કીર્તિવીર્ય, તેના જળવીર્ય અને તેના દંડવીર્ય એ આઠ પાડ સૂધી શ્રાવકોની પૂજા પ્રવર્તી અને તે આઠે પુરૂષો પોતાનું રૂપ રત્નદર્પણની અંદર દેખી કેવળજ્ઞાન પામી મોક્ષને વરેલ છે. એ સઘળા રાજાઓએ અડધા ભરત ક્ષેત્રપર પોતાનો અમલ કાયમ કર્યો હતો. અને ઇંદ્રે પહેરાવેલા ભગવાનના મુકુટને તેઓ માથે પહેરતા હતા. તે પછીના એટલે આઠ પાટ પછીના રાજાઓ મુકુટનું કદ મોટું હોવાથી તેને માથે પહેરી શકયા નહીં; કારણ કે હાથીનો ભાર હાથીજ ઉચકી શકે, પણ બીજાથી ઉચકાયજ નહિ. ભરત ચક્રવર્તી પછી તેમના વારામાં અજિતનાથ સ્વામી લગી ભરતવંશના સઘળા રાજાઓ અનુત્તર વિમાને કે મોક્ષે ગયા છે. અને તે સઘળા સંઘપતિ થયા. તથા જિનાલયો રચાવનારા, તીર્થનો ઉદ્ધાર કરનારા અને અખંડ પ્રતાપવાળા થયા હતા. જે પુરૂષ સર્વજ્ઞ પ્રભુના કહેલા ધર્મથી જરાપણ ચલિત થતો નથી તે સૂર્યયશા રાજાની પેઠે ઉત્કૃષ્ટ સમૃદ્ધિને પામે છે.

આ મુજબ કોટી શાખાઓની અંદર લક્ષ્મીના ઉદયવાળો, કીર્તિનો આધાર અને કલંક રહિત તથા સુચરિત્રવંત સંતાનરૂપ મોતીના નિવાસરૂપ શ્રી ત્રણે ભુવનના ગુરૂયુગાદિ પ્રભુનોવંશ આ ત્રણે લોકને હમેશાં આધાર કરવાની લાકડી સરખો થયેલો છે. તે મોટો વંશ તમને બહુજ લક્ષ્મી સુખવિલાસથી થતા આનંદના હેતભૂત થાઓ.

इत्थंवंश स्त्रिभुवनगुरोःकोटिशाखोदितश्रीः
कीर्त्याधारोमलसुचरितापत्यमुक्तानिवासः
त्रैलोक्या यः समजानि सदा लंबयष्टिर्गरिष्टोः
भूयाल्लक्ष्मी सुखविलसितानंदहेतुः सकामं.

इति श्री परम जैनाचार्य श्रीधनेश्वरसूरि विरचित श्री शत्रुंजय महात्म्य विषे श्री ऋषभस्वामी, भरतेश्वर निर्वाण, अष्टापद उद्धार, श्री सूर्ययशानुं चरित्र वर्णन नामनो छट्टो सर्ग संपूर्ण थयो.

# સાતમો સર્ગ.

इतश्च ऋषभस्वामिसुनु र्द्रविडइत्यभूत् ॥
यन्नाम्ना द्रविडोदेशः पप्रथे बहुशस्यभूः

શ્રીભગવાન્ ઋષભદેવ સ્વામીને એક દ્રવિડ નામનો પુત્ર થયો હતો. જેના નામથી ઘણા અનાજની પેદાશવાળો દ્રાવિડદેશ જાહેર થયો. તે દ્રવિડને દ્રાવિડ અને વાલ્લખિલ્ય નામના બે પુત્રો થયા. તેઓ એક બીજાથી સ્નેહ રાખનારા, વિનીત, યશ અને લક્ષ્મીના ઘર સરખા હતા. સુવાસનાવંત દ્રવિડે ભગવાન્ ઋષભદેવજીની પાસે દીક્ષા અંગીકાર કરી, અને મિથિલાનગરીનું રાજ્ય દ્રાવિડકુંવરને સોંપ્યું. બન્ને ભાઇઓને વૈર ન થાય એ માટે વાલખિલ્યને એક લાખની સારી પેદાશવાળાં ગામો આપ્યાં; કેમકે એક રાજ્યને લીધે દ્વેષ પેદા થાય માટે તેને યુવરાજ તરીકે આની લાખ ગામનો પટો બક્ષ્યો. કેટલેક વખત ગયે વાલખિલ્ય

ને લક્ષ્મી અને કીર્તિથી વૃદ્ધિ પામતાં દેખી દ્રાવિડને તેના તેના ઉપર ઇર્ષ્યા પેદા થઇ, એથી દ્વેષ કરવા લાગ્યો. અને અન્યાયી વાલખિલ્ય પોતાના ભાઇને ક્રોધવંત જાણીને તેના રાજ્યનોજ લોભ કરવા લાગ્યો; એટલે તેનું રાજ્ય કોઇ રીતે પડાવી લઉં એવું વિચારવા લાગ્યો. "દુઃખના પાત્ર લોભને ધિક્કાર છે!" લોભથી પરાજિત્ થયેલો પુરૂષ અંગમાં ભરાયલા ભૂતની પેઠે બાપ, મા, ભાઇ, દોસ્ત, સ્ત્રી, દીકરા અને ગુરૂનો તિરસ્કાર કરે છે. એક બીજા સાથે દ્વેષ પેદા થવાતી સ્નેહ વગર બનેલા બન્ને ભાઇઓ પોત પોતાના મનમાં ઝેર ભેળવેલા દુધની પેઠે વર્તણુક ચલાવવા લાગ્યા. અને કેટલોક વખત વીત્યા પછી જુદાં થયેલાં મનવાળા તે ભાઇઓ દુશ્મનોની શિખવણીથી એક બીજાનો વિશ્વાસ ન રાખતાં કપટની શંકા લાવવા લાગ્યા.

એક સમયે અપાર દાવાનળ સરખું એક વચન વાલખિલ્યને દ્રાવિડે કહી દીધું કે—"હે ન્હાનાભાઇ! તારે હવે મારૂં શહેર તજી દઇ તારા ગામમાંજ રહેવું." આવું મોટા ભાઇનું બોલવું સાંભળી ક્રોધરૂપી મોટા લડવૈયાથી રોકાયલો વાલખિલ્ય ખટક સહિત પોતાની હકુમતના શહેરમાં ચાલ્યો ગયો, પછી પોતાના ગામડાઓમાંથી બહુ પગપાળું લશ્કર, તથા દેશપતિ અને ગામ-ધણીઓને એકઠા કરી વાલખિલ્યે અહંકારવડે મોટા ભાઈ દ્રા-વિડ ઉપર ચડાઇ કરી. આ સમાચાર દ્રાવિડને મળતાં તેણે પણ બહુ ઉત્સાહથી તરત રણભંભા વગડાવી. હાથી, ઘોડા, રથ અને પાળાઓથી વીંટાયલો દ્રાવિડ રાજા વિસ્તારવંત ભુમિને પણ સાંકડી કરતો—મતલબમાં બહુ ભારે લશ્કર લઇ વાલ-ખિલ્ય ઉપર ચઢાઇ કરી સ્હામો ચાલ્યો. તેના ચાલવાથી ભુમિ-

બહુજ કાંપી ઉઠી હતી એટલુંજ નહીં પણ તે વાતને યાદ લાવી હજી લગી પણ ભૂમિ કોઇ કોઇ વખતે અનિષ્ઠ સૂચવતી કાંપી ઉઠે છે. એ વેળાએ લશ્કરના ભારથી દરિયાનાં પાણી. એટલાં બધાં ઉછળ્યાં હતાં કે તે હજુ સુધી પણ તે ટેવને લીધે દરિયાનું પાણી ઉછળ્યા કરે છે. લશ્કરના પગરવટથી ઉડેલી ધૂળ એવી રીતે આકાશ અને ભૂમિના વચમાં પૂરાઇ ગઇ કે જેના લીધે તે વેળાએ જેમ નિગોદ ગોળા ઠાંસીને ભરેલા છે તેમ તે ધૂળ ઠાંસીને જામી જઇ સઘળે ફેલાઇ ગઇ. ઘોડાઓ અસ્વારોએ લગામો ખેંચી રાખેલી છતાં પણ ગુરૂરાજના ઉપદેશ દેવાવડે ધર્મ કરવા પ્રેરાયલા અહંકારી જડ પુરૂષોની પેઠે તે ઉભા રહેતા નહતા. એવી રીતે ભૂમિપીઠને ડુબાવી દેતો અને દરિયાને ક્ષોભ કરતો દ્રાવિડ લશ્કરથી વીંટાઇને જલદીથી ચાલ્યો.

પોતાના મુલકની હદ ઉપર પોતાનો મોટો ભાઇ દ્રાવિડ ચડાઈ કરી આવેલો જાણી વાલખિલ્ય પણ લશ્કર તૈયાર કરી ઉતાવળે તેના સ્હામે ચડયો. બન્ને લશ્કરની વચનાં પાંચ યોજનનું છેટું લડાઇ કરવા વાસ્તે રાખી બન્ને વીરોએ માંહોમાંહે લડાઇ મચાવવાની ચાહનાથી સ્હામસ્હામી છાવણી જમાવી. તે વખતે પોત પોતાના રાજાને પૂછયા વિના પ્રધાનોએ સમાધાની કરવાના સંદેશા-વિષ્ટિ દૂતો મારફત પહોંચડાવી; તોપણ તે સામ દામ ભેદ ભર્યા બોલોથી બન્નેમાંથી એકેપણ સમજ્યા નહીં. તેઓ તો લડાઇ કરવાનીજ કબૂલ કરી જંગ મચાવવાને માટે નીમેલા દહાડાની વાટ જોતા ઉત્સુક બની રહેલા હતા. પછી વાલખિલ્યે દ્રાવિડ રાજાના કેટલાક લશ્કરીઓને પૈસાના જોરે

ક્રોડી પોતાને તાબે કર્યા. 'દાન સઘળાઓને તાબે કરી લે છે.' બન્ને લશ્કરની અંદર દશકોટી પાળા, દશ લાખ રથ, દશ લાખ હાથી, પંચાશ લાખ ઘોડા અને તે વગર બીજા રાજાઓ હતા. એવી બન્ને લશ્કરની સરખામણી ત્રણે લોકને ભય કરનારી થઇ પડી હતી.

જે દિવસ લડાઇને માટે મુકરર થયેલો હતો તે દિવસ આવી પહોંચ્યો કે સારા કુળમાં પેદા થયેલા, રૂંવાડા ઉભા થએલા, પ્રચંડ બાહુઓથી શોભિત, સઘળા હથીઆરો હાથ કરેલા, બાહુની લડાઇમાં અક્કલવાળા, કમાડ જેવી પહોળી છાતીવાળા, સિંહનાદવડે દિશાના હાથીઓને ત્રાસ દેનારા, ઉદાર, ધણીના ભક્ત, ઘણીક લડાઇઓમાં કાબેલ નિવડેલા, શરીરમાં નહીં; પણ યશનીજ લાલચ રાખનારા. ઘરમાં નહીં; પણ લડાઇમાં ઉત્કંઠાવાળા, એવા બન્ને લશ્કરના લડવૈયાઓ ક્ષણે ક્ષણે વાજાંઓના નાદથી વધારે વીરતાને ધરતા અને પોતાના જોરથી આખા વિશ્વને તરખલા સરખા લેખવતા લડાઇના મેદાન ભણી હીંડવા લાગ્યા. સાત ઠેકાણેથી ઝરતા મદવાળા, સઘળાં લક્ષણોથી પૂરા, મોટી સુંઢને ઉછાળતા, ઉંચે અવાજે ગર્જારવ કરતા, તીખા દંતૂશળ મૂળથી દુશ્મનોનું ખંડન કરવામાં હુંશીઆર હાથીઓ લડવૈયાઓની સાથેજ તૈયાર થઇને હીંડવા લાગ્યા. ઉંચા કલ્લોલ સરખા ચંચળ, વિસ્તારવંત ડોકવાળા, પોતાના શરીર ઉપર પવન અડતાં પણ તેના ઉપર દ્વેષ કરતા, ઉતાવળીઆ, તેજદાર, દરેક અંગ ઉપર ખુલ્લાં અપાર સારાં લક્ષણોવાળા, અને શુદ્ધ ઓલાદમાં પેદા થયેલા ઘોડાઓ પણ વેગથી દોડવા લાગ્યા. ધ-

ણીવાળી ભૂમિ ઉપર ગાજતા ચક્રોની ધારાથી જાણે સેંથા કરતા હોય એમ જણાતા, સોનાના બાણોથી અંકિત બનેલા, દોડતા ઘોડાઓએ ખેંચેલા, અને હીંડતા મહેલો હોય તેવા દેખાતા મજબૂત રથો, બખ્તરવાળા મોટા લડવૈઆઓ યુક્ત હીંડવા લાગ્યા. પછી બન્ને લશ્કરની અગાડી હીંડનારા નેકી પુકારનારા પુરૂષો ગુણુને અનુસરીને પોતપોતાના લશ્કરીઓને બોલાવતા કહેવા લાગ્યા કે, “ હે લડાઇના મેદાનમાં શૂરવીર પુરૂષો ! આપણા ધણી તમને અમારા મ્હોંથી હુકમ કરે છે કે, આજે લડાઇના મેદાનમાંથી વિજયલક્ષ્મીને વરી લાવો. હું માનું છું કે–પૂરા પરાક્રમથી દીપતા, ગુણોથી ભૂષિત અને સારા કુળમાં પેદા થયેલા તમો ખચિત વિજયલક્ષ્મી સંગાથે લગ્ન કરશો. લડાઇના મેદાનમાં જઇ તમારે દુશ્મનોની ઉપર એવી તો કાબેલીયત બતાવી દેવી કે જેથી તમારા ઉત્તમ કુળ, તમારો ધણી–માલેક અને તમારી બહાદુરી શરમાય નહીં. ” આ પ્રમાણે નેકીદારો–છડીદારોનાં વચન સાંભળીને સઘળા લડવૈયાઓ લડવાને તલપાપડ કરવા લાગ્યા. કોઇ ક્ષુભિત થયેલા દરીઆની ગર્જનાની પેઠે આકરી ગર્જના કરવા લાગ્યા. કોઇ બહુજ બળવાળા લડવૈયાઓ એવી કુલી ઠોકવા લાગ્યા કે જેથી જુના વાસણની પેઠે આભલું અને જમીન ચીરાતાં હોય તેવું જણાવા લાગ્યું. કોઇ તેજદાર લડવૈયાઓ ક્રોધરૂપી અગ્નિથી કાળ જેવાં શસ્ત્રો આકાશમાં ઉછાળી દેવોને પણ ડર પેદા કરવા લાગ્યા. કોઈ બખ્તરવાળા ઘોડા ઉપર, કોઇ હાથી ઉપર, કોઇ રથ ઉપર, કોઇ ખચ્ચર ઉપર અને કોઇ ઉંટ ઉપર સ્વાર થયા. કેટલાક બળ વગરના છતાં બળવાન્ બનીને

અગાડી હીંડવા લાગ્યા અને કેટલાક પોતાના શરીરને શણુગારી તેની સંભાળ કરતા અગાડી હીંડયા. ધનુષ્યવિદ્યામાં કીટ થયેલા લડવૈયાઓ ધનુષ્યના ટંકારાથી દુશ્મનોને ચૂપ કરતા, ઉંચા થતા અને નમતા અગાડી હીંડવા લાગ્યા. પગપાળા લશ્કરે જમીનને એવી તો પૂરી દીધી કે ત્યાં તલનો દાણો પણ સમાય નહીં. ઘોડાઓએ વિશ્વમાં વ્યાપીને પોતાના અશ્વનામને અર્થવાળું કર્યું; એટલે કે અશ્વ શબ્દ 'અશ્' ધાતુ ઉપરથી થયેલો છે અને તેનો અર્થ વ્યાપવુ, એમ થાય છે, મતલબમાં ઘોડાઓએ પોતાના શબ્દનો અર્થ સાચવ્યો. તેની પાછળ હીંડતા રથો સઘળે ઠેકાણે ફેલાઈ વળ્યા. અંકુશના મારથી પેદા થયેલા ગુસ્સાને લીધે મ્હોં અને આંખો લાલ બનાવી બખ્તરવાળા હાથીઓ જાણે પાંખોવાળા પર્વતો હોય તેમ હીંડવા લાગ્યા. તે વખતે નિશાનોના અવાજથી દિશાના હાથીઓ વેગળા નાશી ગયા. ભેરીના ભણુકારાથી જગત્ બ્હીવા લાગ્યું, અને લશ્કરના કલબલાટથી આદિ વરાહનાં ટોળાં ભયભીત નજરે ધીરજ છોડી દઇ ત્રાસવંત બન્યાં. વાજાઓના ઉંચા અવાજથી લડવાની ચાહનાવાળા લડવૈયાઓનાં હૈયાં બહુજ હરખાયાં. તે વેળાએ એવો કોઇ નવો અવાજનો દરીઓ પેદા થયો કે જેણે પળવારમાં આકાશ પૃથિવીની મરજાદાને વટાવી દીધી. તે અવાજના ફેલાવાથી વીરપુરૂષોએ વીરતા, બ્હીકણોએ બ્હીકણુતા અને ઘોડાઓએ ચંચળતા પેદા કરી. બન્ને લશ્કરના પગના ધમધમાટથી અને નોબતોના અવાજથી આકાશ પૃથિવી તડતડ અવાજ કરવા લાગી. અગણિત લશ્કરના હીંડવાથી જમીન દળાઈ ધૂળ રૂપે બની, ફરીને લશ્કરવડે રોકાવાને લીધે માંહોમાંહેની સ્હામે આવી, ત્યાં ઘોડાઓના ફુંફાડાથી આભલામાં ચાલી ગઇ

અને ત્યાં પણ માઇ નહી તેથી પાછી આવીને તેણે જગત્‌ની નજરને રોકી દીધી. પોતાના ગોત્રના થઇ ગએલા પુરૂષોનાં પરાક્રમો સાંભળવામાં તૈયાર અને આગેવાની ધરાવનારા લડવૈયાઓએ એકબીજા સાથે બાણોથી લડાઇ કરવી શરૂ કરી. સઘળાં વાજીંત્રોના વાગવાથી અને સઘળી રીતની શરૂઆતથી લડવૈયાઓ સઘળી રીતે નજીક આવ્યા. અગાડી ગોઠવાયલા દાવાનળ સરખા હાથી ઉપર બેસનારા હાથી ઉપર બેસનારની સંગાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વાર સંગાથે, રથમાં બેઠેલા રથારૂઢ સગાથે અને પગપાળા પગપાળાઓની સંગાથે લડાઇ કરવા લાગ્યા. કોઈ ઘોડેસ્વારે કોઇ હાથી ઉપર બેઠેલા પુરૂષને આકુળવ્યાકુળ થયેલો દેખી વેગવંત ઘોડાવડે જઇને હાથીના દંતૂશળ ઉપર ઘોડાના પગના ડાબડા ટેકાવ્યા, અને ઝડપથી તરવાર ખેંચી તરત દુશ્મનના માથાને ધડથી જુદું કરી તે વીર ઝાડના ફળની પેઠે હાથમાં ઝીપી લઈ વારંવાર નાચવા લાગ્યો. કોઇ તરવારવાળો તીરથી આકળવીકળ બની આડી ઢાલ ધરીને નમણાશવાળી બોલી બોલતો પાંજરામાં રહેલા પોપટની બરોબરીને ભેટી ગયો. કોઇ તરવાળા લડવૈયાએ કમળની ડાંડીની પેઠે તીરના મારને ન ગણકારતાં પોતાના રાજાના જોતાંજ કામઠાવાળા દુશ્મનને મારી નાખ્યો. કોઇ અસ્ત્ર વિનાનો લડવૈયો હાથીના મ્હોમાંથી દંતૂશળ ખેંચી લઇ તેનાથી દુશ્મનનો નાશ કરી પોતાના માલેકની કૃપાના દેવાથી છૂટયો. કોઇ વીર પુરૂષ પોતાના શરીર ઉપર પડતા દુશ્મનોના શરીરમાંથી ઉછળતા લોહીના છાંટાઓથી યુદ્ધલક્ષ્મીના પ્રેમના છાંટાના શોભાને ગ્રહણ કરવા લાગ્યો. કોઇ મર્દ દુશ્મનોના માંસથી ગરપેલો શિઆળ, વેતાળ, ડાકણ, પ્રેત અને રાક્ષસોને અનેક પ્રકારે લલચાવવા

લાગ્યો. રેતીની ભૂમિ ઉપર પણ ઘોડારૂપી કલ્લોલને ઉછાળતો અને હાથીરૂપી પહાડને ધારણ કરતો લોહીનો દરીઓ આમ તેમ ઉછળવા લાગ્યો.

આવી રીતે બહુજ દુઃખે કરીને સહન ન થઇ શકે એવીલડાઇ સાત મહિના લગી ચાલી. અને બન્ને લશ્કરનાં મળીને દશકોટી માણસો લડાઇમાં કામ આવી (મરી) ગયાં, હજુ લડાઇ વધારે ચાલત પણ તે વખતે એવું બન્યું કે રાજાઓને હાથીના વાહનોને છોડાવતો અને તે રૂપે ગાજતો મેંશના સરખો કાળો વરસાદ ચડી આવ્યો. તરત તેણે મુસળધારાથી ઝડી દેવા માંડી. એટલે જેઓ શૂર રણધીર અને કોઇ વેળાએ પણ લડાઇના મેદાનમાંથી પીઠ બતાવી પાછા ફરે તેવા નહતા, તેઓ પણ લડાઇના મેદાનમાંથી પાછા હઠયા. મુસળના જેવી જળધારા પડતી હોવાથી તે સહન ન થઇ શકતાં અને તેથી બચી શકે એવો ઉપાય બીજો હાથ ન હોવાને લીધે તેઓએ તેથી બચવા માથે ઢાલો ધરી લીધી. બન્ને લશ્કરો લડાઇના મેદાનમાંથી છૂટાં થઇ ઉંચી ટેકરીઓપર ચડી ઘાસનાં ઝૂપડાંનો આશરો લઇ ઉભાં રહ્યાં. વહેતાં પાણીઓએ ભૂમિનો તદ્દન ગારો દૂર કરી દીધો, જેથી બીજી વખત તેમાં ધરો વગેરેના ફણગા પણ ફુટી શકયા નહીં. પોતાના ધણી મેઘનો મેલાપ થતાં ભૂમિએ પ્રેમથી રૂંવાડાં ખડાં કરીને લીલોતરીના બ્હાને લીલારંગની સાડી ધારણ કરી. વરસાદે પોતાના પસરતા પાણીવડે ટુંક વખતમાં વરસાદથી ખીણો, દર, નદી, ધરા અને તળાવોને ભરપૂર કરી દીધાં. હમેશ પાણી વરસાવતા વરસાદથી ચાર વિનાનું પાણી પડવાથી પૃથિવી ઉપર પાણીજ પાણી પથ-

રાઇ ગયું. આ પાત્ર છે અને આ અપાત્ર છે માટે આને હું મારી પ્રસાદી આપું અને આને ન આપું એવો વિચાર જેનામાં નહતો એથી સઘળાઓને સરખા માનવાથી અવિચારી પણ તેની સમાનવૃત્તિને જોતાં તે હેતુ યુક્તિવાળો હતો. જેમ રાગદ્વેષરૂપ દુશ્મનો ધર્મને, અને દુષ્ટજનો સાધુ–સારા પુરૂષને ઉપદ્રવ–અડચણ કરે, તેમ મચ્છર ડાંસ અને કુતિઆં લશ્કરી છાવણીને બહુજ દુઃખ દેવા લાગ્યાં. જેમ જેમ રાતની અંદર વરસાદ બહુજ ગાજવા લાગ્યો તેમ તેમ કામદેવ, વિયોગી મનુષ્યના ઉપર ગુસ્સો કરવા લાગ્યો. તેઓના મનમાં ગાજતા વરસાદે કામદેવરૂપ અગ્નિને એવી રીતે સીંચ્યો કે જેથી તે ઉકળેલા તેલની પેઠે ફૂંફાડા સાથે જ્વલિત થવા લાગ્યો. કોઇ માણસના સમાજમાં બહુ માણસોના રૂબરૂ વ્હાલી સ્ત્રીને યાદ લાવી રડવા લાગ્યો. તે વેળાએ ગાજતા વરસાદે તેનો પ્રેમ કર્યો. જેઓ તીખાં શસ્ત્રના ઝટકાને કમળના વાગવા સરખા લેખવતા હતા, તેઓ પણ તે ટાણે ફૂલનાં બાણો ન ખમી શકાય તેવા થઇ પડયા. કેટલાક લશ્કરીઓ લીલી કાંચળી અને ઉંચા પયોધર સ્તનને ધારણ-કરનારી ઉંચા ટેકરાવાળી જમીનને જોઇને પોતાની લીલી સાડી પહેરેલી ઉંચા સ્તનવાળી સ્ત્રીને યાદ કરવા લાગ્યા કે–" હે વ્હાલી ! જેમ જેમ વરસાદ ગાજે છે, તેમ તેમ મારા હૈયામાં કામદેવ સ્ફુરણા કરે છે. ભૂમિ રૂંવાટાંની પેઠે ઘાસના ફણગાઓથી વ્યાપ્ત થઇ છે તે મને કાંટાના સરખી ખટકે છે. હે ભામિની ! આ મેઘની ઝાડીનો ટાઢો વાયરો તારા વગર અગ્નિની ઝાળ સરખો ઉન્હો જીવ લેનારો દુઃસહ લાગે છે. આ વરસાદનો વખત વીજળીરૂપ ખાંડાથી ડરાવે છે, પાણી શરીરને

દઝાડે છે અને કામદેવ બાણોથી દુઃખ દે છે, તે છતાં હે ચંડી! તું દયા વગરની બનીને નાહક ગુસ્સો શા માટે લાવે છે?" આ મુજબ કોઈ લડવૈયો રાતે સ્વપ્નમાં આવેલી પોતાની બૈરીને આંસુ વ્હેવરાવી પગમાં પડી ઠપકો દેતો હતો. સ્ત્રીનો વિયોગી વીરપુરૂષ 'પીયુ પીયુ' એવા બપૈયાના બોલો સાંભળીને પોતાની વ્હાલીનાં વચનોને યાદ લાવતો હતો.

આવી રીતે વરસાદ ગાજતાં સઘળા વિયોગી માણસોની આવી દશા થઇ ગઇ. 'કર્મના વિલાસને ધિઃકાર છે.' ચોમાસું વીત્યા પછી ભૂમિને કમળ સહિત કરતી શરદ્ ઋતુ બેઠી, તે ટાણે સારા પુરૂષોના ચિત્તની અંદર પેદા થતી સારી મતિથી જડ–મૂર્ખ પણ પ્રસન્ન થાય તેમ પાણી પણ નિર્મળ થયું. ફળ પાકવાની તૈયારીએ પહોંચેલા ધાન્યો સારા ભાવરૂપ વાયરાની ઉર્મિથી કરેલા સારા કર્મની પેઠે પ્રમોદ પામવા લાગ્યાં. પીયર સાસરામાં ઉજળી સારી બુદ્ધિવાળી સ્ત્રીઓની પેઠે નદીઓ અંતઃ-પ્રસન્ન થઇને સારા માર્ગે–સીધી રીતે વહેવા લાગી. તે વખતે ચંદન, ચંદ્રમાનાં કિરણો, મનહર ચીનાઇ કપડાં અને ગાયનું દુધ તથા નદીનું પાણી કોને સુખ આપનારૂં લાગતું નથી? મતલબમાં એ ઋતુમાં ઉપરની બધી ચીજો સારી લાગે છે. ચોમાસામાં સંગ્રહ કરેલા દેહને દાહ બળતરા કરનાર કામદેવનો અને સૂર્યનો તાપ તે વખતે બહુજ આકરો થયો. યોગ માર્ગની પેઠે ભૂમિનો રસ્તો (યોગ પક્ષે કર્મપંક અને ભૂમિ પક્ષે) કાદવ વગરનો શુદ્ધ બની ગયો. વીતરાગની નજરની પેઠે દિશાઓ તમામ બાજુએથી નિર્મળ થઈ ગઈ. હાથીના મદ સરખી સુગંધી-

વાળા સપ્તચ્છદના ઝાડોએ પોતાના પુષ્પરસથી દારૂનું સહકારીપણું પ્રાપ્ત કર્યું. જૈન ધર્મની પેઠે આકાશ નિર્મળ થયું અને કુવાઓની પેઠે તે બન્ને રાજાઓએ મલિનતાપણું તજી દીધું.

આ વખતે વિમળબુદ્ધિ નામના પ્રધાને આવી પોતાના માલેક દ્રાવિડ રાજાને પ્રણામ કરી અરજ ગુજારી કે-"હે સ્વામિન્ ! આ વિલાસ નામના વનની પાસે કેટલાક તાપસો પાપની શાંતિને વાસ્તે તપસ્યા કરે છે. તેઓ જુના ઝાડની છાલનાં બનેલાં (વલ્કલ) વસ્ત્રો પહેરે છે. અને કંદમૂળ ફળ વગેરે ખાય છે. જો આપની મરજી હોય તો આપણે તેઓને વાંદવા જઇયે." તે સાંભળી પ્રધાનના વચનને સાર્થક કરવા માટે દ્રાવિડ રાજા સઘળા લશ્કરની સંગાથે તાપસોના આશ્રમે ગયો, ત્યાં એક મુખ્ય તાપસ રાજાના દીઠામાં આવ્યા. તેણે વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં હતાં, પર્યંકાસને બેસી માળા ફેરવતા હતા, મનને ધ્યાનની અંદર ચોટાડી દીધું હતું, ગંગાની માટીથી શરીર લેપન કર્યું હતું, જટામંડળે અલંકૃત હતા, પોતાની આંખોરૂપ ભમરાને શ્રી જુગાદિદેવના ચરણકમળમાં લીન કરેલ હતા. તપસ્વીઓ અને બીજા ધર્માર્થી લોકો તેની ઉપાસના કરતા હતા, અને વખતસર ફળ ફુલનો આહાર હસ્તપાત્રમાં કરતા હતા. એમનું સુવલ્ગુ નામ હતું. તે નામ જાણી દ્રાવિડ રાજાએ ભક્તિસહિત ચિત્તવડે નામ ધારણ સહિત તેમને નમસ્કાર કર્યો. સુવલ્ગુ તાપસે તરત ધ્યાન સંકેલી લઇ સુકૃતરૂપ સ્ત્રીઓની વેણીને ઉંચી કરતા હોય તેમ હાથ ઉંચા કરીને આશીષ્ દીધી. ભક્તિથી નમણાશ વાળો દ્રાવિડરાજા તેમનાં વચન સાંભળવા ગરજ ધારી

પરિવાર સહિત તેમની નજીક લાયક જગાએ બેઠો. શ્રીયુગાદિ-પ્રભુની વાણી સાંભળનારા સુત્રલ્ગુ તાપસ ધર્મોન્નત મીઠી વાણી બોલ્યા—"હે રાજા ! આ સંસાર દરીઆના તરંગ સરખો ચંચળ છે તેની અંદર વિષયરૂપ વાણીની ભમરીઓમાં ફસાઇ પડતા પામર જનો ડુબી મરે છે ! ભુમિપતિ ! દુઃખના જથ્થાને દેનારા વિષયો સારા માર્ગે હીંડતા પ્રાણીઓને પણ પિશાચની પેઠે ઠગે છે—છેતરે છે. વિષયથી જિતાતાં મરજી મુજબ ફરતો સંસારી જીવ આલોક અને પરલોકની અંદર આકરાં દુઃખો ભોગવે છે. સાપના સરખા પાંચે ઇંદ્રિયોના વિષયોથી એકી વખતે હણાતો રાંક-જીવ શી રીતે કલ્યાણને હાથ કરી શકે ? પહેલાં પ્રાણીને કિંચિત્ સુખમાં લલચાવી પછી એ દુષ્ટ વિષયો ભયંકર રાક્ષસોની પેઠે છેતરે છે. છેતરવામાં પંડિત કષાયરૂપ દુશ્મનો અગાડી સંગ્રહ કરેલા પુણ્યરૂપી બહોળા ધનને જોતજોતામાં તરત હરી લે છે. તેમાં ક્રોધ રૂપી મોટો લડવૈયો કોઇનાથી પાછો હઠે એવો નથી. તે પોતાના રહેઠાણને પણ દોષવંત કરી પ્રકૃતિમાં દાખલ થઇ જીવને દોષવંત કરે છે જો કોપરૂપ અગ્નિ શરીરરૂપી ઘરમાં સળગી ઉઠયો હોય, તો તે જીવના પુણ્યરૂપ તમામ માલમતાને ભસ્મ કરી દે છે. તેથીજ સઘળા કષાયોમાં ક્રોધને મુખ્ય કહેલ છે. ધર્મરૂપી ઝાડનું મૂળ દયા છે. ક્રોધથી દયાનો નાશ થાય છે, તેથી ક્રોધને દયા હોતી નથી, એટલે ક્રોધને ધર્મ અને સારી ગતિ કંઇ હાથ લાગતાં નથી. જો આળસથી પણ જીવની હિંસા થાય, તો પણ નઠારી યોનિમાં અવતાર લેવો પડે છે. તો ક્રોધથી જે જીવની હિંસા કરવી તે તો નરકનુંજ નિદાન છે. અકકલવાળા મનુષ્યોએ એક ઇંદ્રિયવાળા જીવની પણ હિંસા

તજવી લાયક છે, અને ગુસ્સો લાવી બે ઇંદ્રિય વગેરે જીવોની હિંસા થાય તો તે જરૂર નરકને બક્ષનારી છે. જે બીજાનો દ્રોહ કરવો, તે ધર્મરૂપી ઝાડને કાપી નાખવારૂપ કોવાડોજ છે, બોધી બીજને બાળી નાખવામાં દાવાનળ છે અને નરકનાં બારણાનું કલૂપ ઉઘાડવાની કુંચી છે. હિંસા માત્ર મનમાં યાદ લાવી હોય તો પણ બહુ દુઃખો દે છે, તો તે સારી રીતે આદરી હોય તો તો નરકમાંજ લઇ જાય તેમાં નવાઇ શી છે? જે પુરૂષો રાજ્ય વગેરેના સુખને વાસ્તે ઘોડા, હાથી અને માણુસોનો ખોડો કહાડે છે. તે અજવાળું કરવાની આશાએ પોતાનું ઘર બાળી દે છે. હે નૃપતિ! આખર નરકજ દેનાર રાજ્યને વાસ્તે તમે ભાઇની સંગાથે દુશ્મનાઇ કરી કોટી માણુસોનો નાશ શા માટે કરો છો! આ શરીર અનિત્ય છે–છે છે ને નથી તેવું છે. લક્ષ્મી પાણીના પરપોટાસરખી જોત જોતામાં નાશ થનારી છે. અને પ્રાણ ઘાસના દેવતા જેવો જરાવારમાં બૂઝાઇ જનારો છે. તો તેઓને માટે તમે હવે પાપ કરો નહી. જો કદી કંઈ કામનેસારૂ વિરોધ કરવો પડે તો તે દુશ્મનની સાથે કરવો; પણ પોતાના ભાઇની સંગાથે જે વિરોધ કરવો તે તો પોતાનીજ એક આંખ ફોડવા સરખું કામ છે. ગુણ વગરનો દરિદ્રિ, લાલચુ અને દુઃખ દેનારો ભાઇ હોય તોપણુ તે ઉત્તમ છે; કારણુ કે તે પોતાનો બીજો જીવ છે. કદિ પોતાનો ભાઇ ભયંકર કે આકરો હોય તો પણુ તેની સંગાથે મેળાપ કરવો–રાખવો તે ઉત્તમ છે. જુઓ! કમળ પોતાના આકરા દોસ્ત સૂર્યના દેખવાથી ખિલે છે, ને ચંદ્ર અમૃતથી ભરેલો છે છતાં પણુ તેનાથી કમળ ખિલતું–ખુશી થતું નથી.

જે ક્રૂર પુરૂષો રાજ્ય વગેરેના લોભને માટે ક્રોધવડે પોતાના ભાઇઓને મારી નાખે છે, તે પુરૂષો બહુજ લાલચુપણાથી પોતાના અંગને કાપીનેજ પોતે ખાઇ જાય છે. હે નરવર ! લોભરૂપી પિશાચને તાબે થઇને તમે પોતાની બીજી બાંહ્ય સરખા ભાઈઓ સંગાથે લડાઇ કેમ શરૂ કરી છે ? હવે હે નૃપતિ ! તમે લડાઈ બંધ પાડો. સઘળા લડવૈયા સુખી બનીને રહો, અને દિશાના હાથીઓ, ધરણીધર શેષનાગની સંગાથે વિશામો લ્યો. તમે ધર્મની અને યુગાદિ જિનની આરાધના કરો છો તો તે ભગવાને દૂર તજેલી હિંસાને તમે કેમ પાછી બોલાવો છો ? ”

આ પ્રમાણે સુવલ્ગુ તાપસના મ્હોંથી ઉપદેશ સાંભળી દયા વડે આર્દ્રચિત્તવંત થયેલો દ્રાવિડ રાજા બોલ્યો–“ હે મુનિ ! શ્રી ભરત, સૂર્યયશા અને બાહુબળી વગેરે શ્રી આદિનાથ સ્વામીના પુત્રો હતા; તો પણ તેમણે સહેજ કારણને લીધે એક બીજાથી લડાઇ કરી હતી, અને તેઓએ હાથી, ઘોડા, માણસ અને પાડા વગેરેનો નાશ કર્યો હતો; તોપણ તેઓ દોષવંત નહોતા ગણાયા તેનું શું કારણ ? એઓના વચ્ચે તો કંઇ અંગત વૈરભાવ પણ નહતો અને આ મારો ભાઇ વાલખિલ્ય તો ક્રોધથી દોષવંત થયેલ છે, ખોટા રસ્તાનો ચલાવનાર છે અને પોતાની મેળે પોતાના માણસોનો તિરસ્કાર કરીને લડાઇ કરવામાં આગેવાન થયેલ છે. તોપણ એ લડાઇના મેદાનમાંથી લડાઇ બંધ પાડી મારા હુકમથી સુખે પોતાનું રાજ્ય વિલસો. હું મારા દેશમાં પાછો ચાલ્યો જવા તૈયાર છું. ”

આ પ્રમાણે દ્રાવિડરાજાનાં વચનો સાંભળી સુવલ્ગુ તાપસ

બહુ આદરવડે ધર્મના કુલરૂપ વચન બોલ્યા—" હે ભૂપ ! તમે જે ભરત વગેરેનું ઉદાહરણ દીધું, તે અહીંયાં ઘટી શકતું નથી તેનું કારણ શ્રવણ કરો. ભરતે મુનિને દાન દેવાથી ચક્રવર્તીની લક્ષ્મી મેળવી હતી અને બાહુબળીએ મુનીની વૈયાવચ્ચ કરીને બાહુબળ પેદા કર્યું હતું, ચક્ર જે વખતે આયુધશાળામાં પેઠું નહી તે વખતે નિરૂપાયથી તેને નમવાનું તેમને કહેવરાવ્યું, અને ' હું પિતા વગર કોઇ બીજાને નમીશ નહી. ' એવા વિચારથી તેનું કથન સાંભળતાં બાહુબળીને ગુસ્સો ચડયો. તોપણ દેવોના કથનથી તે અક્કલવંત વીર શરોમણિઓએ જગત્‌નો સંહાર થવાનો હેતુ જાણી તે લડાઇ બંધ પાડી બાહુયુદ્ધ કર્યું હતું. હે નરવર ! બાહુબળી અને ભરતે જે ઉત્કૃષ્ટ કામ કરેલ છે તેને યાદીમાં લાવો. શા માટે તેમને દોષવંત કરો છો. એઓ તો મહાન્ પુરૂષાર્થવાળા, ગુણવંત, અને ઉદાર ચરિત્રવાળા પ્રભુના પુત્રો હોવાને લીધે પળવારમાં જ્ઞાન અને મોક્ષ પામી ગયા છે. તમે પણ શ્રી ઋષભસ્વામીના પોતરા છો. તેથી જ્યારે તમે તમારા પિતા અને કાકાનાં સરખું કામ કરો ત્યારે તેમનું દૃષ્ટાંત આપજો, નહીં તો આપશો નહીં. "

આ મુજબ તાપસની વાણી સાંભળીને દ્રાવિડરાજા કંઇક શરમાઇ ગયો અને પળવાર પછી નવા ધર્મના રાગથી માથું નમાવી બોલ્યો " હે મુનિ ! અજ્ઞાનતાને લીધે મેં તેમનું દૃષ્ટાંત આપ્યું છે. શું પામર પ્રાણી કાચ અને ચિંતામણિ રત્નને એક ઠેકાણે ન જોડે. ' હે તાપસનાથ ! નઠારૂં કામ કરવામાં તૈયાર રહેનાર અમોને શિક્ષા આપો—કે અમારે હવે આ લોક અને પરલોકમાં ધર્મનું અને સુખકારક શું કામ કરવું ? " આ મુજબ બો-

લતા દ્રાવિડરાજાને ધર્મતત્પર અને દયાથી આર્દ્રચિત્તવંત જાણી મુનિ આનંદ પામી ફરીવાર મીઠી વાણીથી બોલ્યા " રાજન્ ! પાપકર્મને શરણુ કરનાર આ લડાઇના કામથી બંધ પડો. અને આ ભાઈ, આ દુશ્મન અને આ રાજ્યને ત્યાગી દો. હમેશાં પાછળ પડેલ મ્હોત જ્યાં લગી આવે નહીં ત્યાં લગીજ સઘળી સંપદાઓ અને અક્ષય રાજ્ય રહેલ છે. પ્રાણ ક્ષણભંગુર છે. શરીર રોગનું મંદિર છે અને સંધ્યાના વાદળા સરખું રાજ્ય ચંચળ છે. માટે આત્માના હિતનો વિચાર કરો. આત્મા શરીરનો અર્થ કરે છે, પણ શરીર આત્માનો અર્થ કરતું નથી; તેથી વિદ્વાન્ જનો આ સાર વિનાના શરીરથી આત્માના અર્થને સાધી લેછે. મળ, મૂત્ર, ચરબી, માંસ, મજ્જા અને મેદથી ભરેલો નવ દ્વારથી વહેતો, રોગ રૂપી મળથી પૂરો ભરેલો, ચંચળથી પણ ચંચળ અને અપવિત્રથી પણ અપવિત્ર એવા શરીરને માટે કયો ડાહ્યો મનુષ્ય ખોટી ગતિ દેનારા પાપનું આચરણ કરે ! આ અસાર અને અનિત્ય શરીરથી જો શાશ્વત્ ધર્મ પ્રાપ્ત કરાય તો તે બુદ્ધિવંત પુરૂષોએ શું ન પ્રાપ્ત કર્યું ગણાય. ? "

આવી રીતે સુવલ્ગુ તાપસની વાણી સાંભળી બુદ્ધિનિધિરૂપ રાજાએ ઉત્કૃષ્ટ વૈરાગ્ય પામી તેમના પગમાં નમન કરી આ પ્રમાણે કહ્યું કે—"હે ભગવંત આપજ મારા ગુરૂ છો, આપજ મારા દેવ છો અને આપજ આ સંસાર સમુદ્રમાંથી મને તારનાર છો. માટે હે દયાના દરીઆ ! મારા ઉપર પ્રસન્ન થઇ મને દીક્ષા દો. "

આ મુજબ બોલી મુનિના વચનથી પોતાના ભાઇને ખમાવવાને માટે જલ્દીથી એકલોજ તેના લશ્કર ભણી ચાલ્યો. પોતાના

મોટાભાઇને એકલોજ આવતો દેખી વાલખિલ્ય તરતજ આસન ઉપરથી ઉઠી ઉભો થઇ પગેલાગી ભોંયપર આળોટી ધુળથી ધુંસરા થયેલા પોતાના વાળવડે મોટા ભાઇના ચરણને પોતાના દોષની પેઠે લૂછ્યા, અને તે પછી બોલ્યોઃ–" હે પૂજનીય ! મારા પૂર્વ જન્મના નશીબને યોગે આપ મારે ઘેર પગે ચાલીને પધાર્યા છો. માટે રાજી થઇને આ રાજ્ય અંગીકાર કરો. આ પ્રમાણે ન્હાનાભાઇની ભક્તિવડે રાજી થયેલો દ્રાવિડ રાજા પોતાનો મનસૂબો ખુલ્લી રીતે જાહેર કરવાને માટે મુનિનાં પાવન, સારા ગુણવાળાં કથનો કહી બતાવવા મંડયો અને તે અથ ઇતિ કહી બતાવી પછી કહ્યુ કે–"હે ભાઇ ! સુવલ્ગુ મુનિએ કરેલા સુબોધના લાભથી નરકરૂપ ઝાડમાં વરસાદ સરખું મારૂં રાજ્યપણ ત્યાગી દઉં તો તમારા રાજ્યનો શી રીતે આદર કરૂં. ? આ સાત અંગવાળું રાજ્ય સાતે નરકો સરખું છે અને ચતુરંગી સેના દુર્ગતિના દુઃખરૂપ ચાર ગતિ રૂપ છે. સ્વર્ગ ગતિમાં જતાં પ્રાણીને અંતરે રહેલી રાજ્યલક્ષ્મી છત્રના બ્હાનાથી વૈરણની પેઠે ગતિને ઢાંકી દે છે. ચામર અમર થવાની ચાહનાને હણી રાજ્યના તૃષ્ણાતુર નરને તિર્યંચ ગતિમાં કે નરક ગતિમાં ખેંચી જાય છે. હાથીઓ કાનથી, ઘોડાઓ પુંછડાથી, ખડ્ગો ધ્રુજારાથી અને વારાંગનાઓ ચામરોથી રાજ્યલક્ષ્મીની ચંચળતા દેખાડે છે. જેથ હમેશાં ભય, હમેશાં દ્રોહ, હમેશાં અપકીર્તિ અને કુચેષ્ટાથી હમેશાં ઈર્ષ્યા થયા કરે છે, તેવા આ રાજ્યને ધિક્કાર છે. હે ભાઇ! તમોને મેં ગુસ્સો ઉપજાવ્યો તેથી તમોને ખમાવવાને માટેજ હું આવ્યો છું. હવે આ રાજ્યને તજી દઈ હું વ્રતસામ્રાજ્યને અંગીકાર કરીશ, "

મોટા ભાઇની આવી ધર્મ સહિત વાણી સાંભળી ન્હાનો ભાઇ બોલ્યો–"પૂજ્ય મોટા ભાઇનો દાસ થવા હું પણ વ્રતનેજ અંગીકારી કરીશ." આવી રીતે આમનસામન કહી રજા લઈ બન્ને ભાઇઓ પ્રીતિથી પોતપોતાનું લશ્કર લઇ વ્રત લેવાની ચાહનાથી સુવલ્ગુ મુનિના ચરણ પાસે આવ્યા પોતપોતાના રાજ્યની લગામ પોતપોતાના પુત્રોને હાથ સુંપરદ કરી પ્રધાનોને ભલામણ આપી દશ કોટી પુરૂષોની સંગાથે તેમણે તાપસની દીક્ષા અંગીકાર કરી. પછી માથે જટા ધારણ કરતા, કંદમૂળ ફળનો આહાર કરતા, ગંગાની માટીવડે શરીર વિલેપન કરતા, સઘળા જીવોની ઉપર હિતબુદ્ધિ રાખતા, રોજ ધ્યાનની અંદર મગ્ન રહેતા, હરણનાં બચ્ચાંઓની સંગાથે જંગલમાં વસતા, માળાવડે શ્રીયુગાદીશ્વરનું નામ હમેશાં જપતાં, માંહોમાંહે પોતપોતાની મરજી મુજબ ધર્મકથા કરતા, દોષોથી રહિત અને સરળતાને ધારતા તેમણે તાપસપણાની અંદર લાખો વર્ષ ગાળ્યાં.

એક વેળાએ રાજર્ષિ નમિના શિષ્યના શિષ્ય બે વિદ્યાધર મુનિ તેજના કિરણોવડે ગગન મંડળને તેજવંત કરતા તે જગોઓ નીચે ઉતર્યા. એ બે મુનિઓ જાણે ધર્મ અને શાંત રસ એ બે મૂર્તિરૂપ થઇ આવ્યા હોય તેવા મુનિઓને નિરખી તેઓને સઘળા મુમુક્ષુ–મોક્ષની ઇચ્છાવાળા તાપસોએ તેઓની કને આવી ભક્તિતપૂર્વક નમસ્કાર કરી તેઓ બોલ્યા કે–"આપ કયાંથી પધાર્યા છો ? અને હવે કયાં પધારવા ઇચ્છો છો ? આપનું અહીયાં પધારવું અમોને પાવન કરવા માટેજ થયેલું છે એમ અમે માનીએ છીએ." વિદ્યાધર મુનિ તેઓને ધર્મ લાભરૂપ આશીષ દઇને કહેવા લાગ્યા—" અમો શ્રીજિનેશ્વર દેવની

સેવા કરવાને માટે શ્રી પુંડરીકગિરિએ જઇએ છીએ." આવું સાંભળી તે તાપસોએ પુંડરીકગિરિ બાબતની કથા પૂછી, તેથી તે તાપસોને તારવા માટે વિદ્યાધર મુનિ આ મુજબ વૃત્તાંત કહેવા લાગ્યા. (તે વિદ્યાધર મુનિ સરખા પુરૂષો જગત્ હિત કરનારાજ હોય છે.) "અપાર સારાં કૃત્યોનો આધાર, અને સંસાર સમુદ્રમાંથી પાર થવા જહાજ સમાન શત્રુંજયગિરિ સોરઠ દેશની અંદર હંમેશાં કાયમપણે વિજય પ્રાપ્ત કરે છે. એ ગિરિરાજના ઉપર તે તીર્થના સંયોગને લીધે અરિહંત અને યતિ વગેરે અગણિત જીવો મોક્ષ પામેલ છે. અને હજી અગણિત ત્યાં મોક્ષ પામશે. એ પર્વત સિદ્ધ લક્ષ્મીનો અદ્ભુત ક્રીડાશૈલ છે; અર્થાત્ એ ડુંગર મોક્ષનું સ્થળ છે. તેથી ત્યાં આવેલા જીવો પળમાં મોક્ષ મેળવી શકે છે. ત્યાં આવેલા મનુષ્યો મુક્તિના સુખનો સ્વાદ અનુભવે છે, કારણ કે તે જગોએ મોક્ષના ધણી શ્રીઆદિજિનેશ્વર રહેલા છે. એ પર્વતરૂપી કિલ્લાની અંદર રહેલા મનુષ્યને અગાર ભવથી સંગાથે રહેનારા નઠારાં કર્મોરૂપ ક્રૂર દુશ્મનો પણ પરાજય કરી શકતા નથી. જેવી રીતે સૂરજ ઉગવાથી અંધારાનો અને સારા માણુસની સંગતિ–સોબતથી નઠારા ગુણો–અવગુણોનો નાશ થાય છે, તેવી રીતે એ તીર્થના સહવાસથી પળવારમાં હત્યા વગેરે પાપોનો નાશ થાય છે."

આ પ્રમાણે શત્રુંજયગિરિના મહાત્મ્યની વાર્ત્તા સાંભળી સઘળા તાપસો ભક્તિપૂર્વક તે મુનિવરની સંગાથે શત્રુંજય જવા ચાલ્યા. જીવને દુઃખ ન થાય તેવી રીતે યત્ન સહીત હીંડતા અને જે હાથ લાગે તે ભોજન કરતા તેઓ થોડા વેગળા

જઇ પહોંચ્યા. તે જગોએ એક સુંદર સરોવર તેઓની નજરે પડયું કે જેની પાળ ઉપર ઝાડોની ઘટા હતી. તે તળાવની અંદર ખીલેલાં કમળોનો સુગંધ અને પુષ્પરસ ગ્રહણ કરવાને માટે ચોમેરથી દોડી આવતા ભમરાઓ તૃપ્ત થતા હતા. આકરી ઉન્હાળાની મોસમના સૂર્યના કિરણોથી કંટાળો ભોગવતા ઘાતકી જીવો ઘેરાવાદાર ગીચ વૃક્ષોની છાયા હેઠળ બેસી વિશામો લઈ તેનું સેવન કરતા હતા. તે સરોવરને દેખી સઘળા તાપસો તાપને મટાડવા તેની પાળ ઉપર જઇને ઝાડોની છાયા હેઠળ વિશામો લેવા માટે લાયક જગાએ બેઠા. ત્યાં આંખ્યોને ફેરવતો, શરીરને ધ્રુજાવતો, શ્વાસ લેવાથી પેટને કુલાવતો મ્હોંમાંથી લાળ ગ્હેવરાવતો અને તડફડાવતો એક ગંગાના પાણી સરખો ઉજળો હંસ બીજા હંસોથી વીંટાઇ મરવા પડેલો તે તાપસોના દીઠામાં આવ્યો. તાપસોના પગરવથી ડરના લીધે શત્રુંજયના આસરાથી જેમ પ્રાણીઓનાં પાપ ભાગી જાય છે તેમ બીજા હંસો તે મરવા પડેલા હંસને મૂકીને જતા રહ્યા. એ ટાણે એક દયાવંત મુનિએ તે હંસની પાસે જઇ પોતાના જળપાત્રમાંથી અમૃતની પેઠે પાણી લઇ તેના મ્હોંમાં નાખ્યું. તે પાણી પડવાથી જાણે તે હંસને મોક્ષના આનંદના સુખની વાનગી બતાવી હોય તેવું સુખ મળ્યું. પછી તે મુનિએ હંસને કહ્યું—"હે જીવ! બહુ દુઃખ દેનારા આ સંસારરૂપ જંગલની અંદર શરણ વિનાના ભમનારા તને ચાર શરણ—અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળી ભાખિત ધર્મ એઓનું શરણ મળે. જે જે જન્મમાં તેં જે જે જીવની વિરાધના કરી હોય તે સઘળા જીવોને તું ખમાવ અને તેઓ તારી ઉપર ક્ષમા કરો. હવે તું શત્રુંજયતીર્થનું અને શ્રી આદિ-

શ્વર ભગવાનનું ધ્યાન ધર.” આવી રીતે કહી તે મુનિએ તે હંસને નવકાર મંત્ર સંભળાવ્યો. તે પાંચ પરમેષ્ઠીના નમસ્કારના ધ્યાનથી ચિંતા વગરનો હંસ સમાધિ મરણ પામી સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવ થયો. પછી તે બન્ને મુનિઓના પવિત્ર ઉપદેશથી સઘળા તાપસોએ પોતાની મિથ્યાપણાની ક્રિયા તજીને જિનેશ્વર દેવ ભાખિત વ્રત વગેરે કબૂલ કર્યાં. જટા વધારવાની રીતથી જટા વધારતા હતા તે મૂળમાંથી લોચ કરી દીધો. તેઓ ગુન્હેગારની પેઠે ભોંયપર આલોટવા માંડયા. પછી તેઓએ મિથ્યાત્વની આળોયણા કરી વ્રતધારી થઇને બન્ને મોટા મુનિ પાસેથી આ સંસાર સમુદ્રમાં દુઃખે કરીને મળી શકે એવું સમકિતનું સ્વરૂપ ભક્તિથી સાંભળ્યું. પહેલેથીજ શ્રી આદિશ્વર ભગવંતની પ્રત્યે ભક્તિવંત તો હતાજ, ને વ્રત અંગીકાર કરવાથી વધારે ભક્તિભાવને સ્વીકારી તે મુનિઓ મહા મુનિની રજાથી શત્રુંજય તરફ ચાલ્યા.

શત્રુંજય જતાં રસ્તામાં ભવ્ય જીવોને પ્રતિબોધ દેતા, ભૂમિને પાવન કરતા અને જીવની જયણા સહિત હીંડતા તેઓને શ્રીસિદ્ધાચળજીનાં દર્શન થયાં. શ્રીયુગાદીશ ભગવાનરૂપ મુકુટ રત્નથી અલંકૃત વિમળગિરિ ભૂમિરૂપી સ્રીનું વનરૂપ વેણીવડે મનહર માથું હોય તેવો જણાતો હતો. જેના ઉપરનાં રત્ન કિરણો ઝળકી રહ્યાં છે એવાં એકસોને આઠ સોનાનાં શિખરો જયાં દીવાની પેઠે દીપતાં હતાં. જાણે પુન્યનો ઢગલો હોય તે સરખા વિમળાચળને દેખી સઘળા મુનિઓ મોક્ષની વાનગીની પેઠે સારો આનંદ પામ્યા. ગિરિના દર્શનથી ઉત્સાહ ધરતા અને કર્મરૂપી

રોગના નાશથી નિર્મળ થતા તેઓ મોક્ષ ઘરના ઉંચા આંગણાના સરખા તે ગિરિ ઉપર ચડયા. ઉપર રહેલા રાયણના ઝાડને ત્રણ પ્રદક્ષિણા દઈને પછી મોગરાના ફૂલ અને કપૂર સરખા ગૌર કાંતિવંત શ્રી ઋષભસ્વામીને તેઓને નમસ્કાર કર્યો. ભક્તિના ઉલ્લાસવડે પ્રેરાયલા તે મુનિઓ પોતાની શકિત માફક ભગવાનના અપાર ગુણો હર્ષસહિત ગાવા લાગ્યા.

માસ ખમણને અંતે તે બન્ને જ્ઞાની વિદ્યાધર મુનિઓ પોતાની સાથેના દશ કોટી સાધુઓને શિખામણ દેવા લાગ્યા કે "હે સાધુઓ ! તમે પહેલાં આ સંસારમાં અપાર કર્મો નઠારાં ધ્યાન વગેરેના સંયોગવડે નરકનાં દેનારાં પેદા કરેલાં છે, તેથી તમારે આં ક્ષેત્રમાંજ નિવાસ કરવો. આ સિદ્ધક્ષેત્રના મહાત્મ્યથી તમે સઘળાં કર્મોનો નાશ કરી કેવળજ્ઞાનપ્રાપ્ત કરી મોક્ષે જશો." આ પ્રકારે તેમને આજ્ઞા કરી તે બન્ને દેવર્ષિ પોતાની દેદિપ્ય કાંતિવડે દિશાઓને પ્રકાશવંત કરતા આકાશને રસ્તે ચાલ્યા ગયા.

તેઓના ગયા કેડે દ્રાવિડ અને વાલખિલ્ય વગેરે મુનિઓ તે પવિત્ર તીર્થના અને જિનેશ્વરના ધ્યાનમાં લીન થયા, મહીનાના ઉપવાસ કરી તે સ્થળેજ સ્થિત થયા. અનુક્રમે સર્વ મોહિની કર્મનો નાશ કરી અંતે નિર્યામણા આચરી મન, વચનના યોગથી સઘળા જીવોને ખમાવી, નઠારાં આઠે કર્મના નાશવડે નિર્મળ કેવળજ્ઞાન પામી અંતર્મુહુર્તમાં તે દશ કોટી સાધુઓ મોક્ષ પામ્યા. પેલો હંસ કે જે નવકાર શ્રવણથી પહેલા દેવલોકમાં દેવતા થયો હતો, તેણે ત્યાં આવી ભકિત સહિત મોટી સમૃદ્ધિવડે તે મુનિઓનો નિર્વાણ ઉત્સવ કર્યો. પછી બીજાઓને

પોતાની હકીકત જણાવી ત્યાં હંસાવતાર નામનું પાવન તીર્થ સ્થાપી પોતે પાછો દેવલોકમાં ગયો. કાર્તિકી પુનમને દિવસે કૃતિકા નક્ષત્ર ઉપર ચંદ્રમા આવતાં તે દશ કોટી મુનિઓ શત્રુંજય પર્વત ઉપર કેવળજ્ઞાન સંપાદન કરી મોક્ષપદ વર્યા. અને ચૈત્રી પુનમે પુંડરીક ગણધરે મોક્ષમંદિરમાં નિવાસ કર્યો. તે દિવસથી કાર્તિકી અને ચૈત્રી પુનમ પર્વણીરૂપે જાહેરમાં આવી. ચાર માસની મર્યાદા કાર્તિકી પુનમે થાય છે તેથી તે દહાડે દેવો મુનિઓનો નિર્વાણ ઉત્સવ કરે છે. તે પુનમે તે ક્ષેત્રમાં યાત્રા, તપ અને દેવનું અર્ચન કરવાથી બીજા ઠેકાણે અને બીજા વખત કરતાં વિશેષ પુણ્ય થાય છે. કાર્તિક મહિનામાં માસખમણ કરવાથી સેંકડો સાગરોપમ લગી નરકમાં દુઃખયાતના વેઠતાં જેટલાં કર્મો ન ખપે તેટલાં કર્મો ખપી જાય છે. કાર્તિકી પુનમે સિદ્ધગિરિ ઉપર ફક્ત એકજ ઉપવાસ કરે તોપણ જીવ બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા અને ગર્ભહત્યાના પાપમાંથી છૂટી જાય છે. શ્રી અરિહંતના ધ્યાનમાં આશક્ત બનીને જે સિદ્ધગિરિ ઉપર કાર્તિકી પુનમ કરે છે તે સઘળાં સુખો વિલસીને છેવટે મોક્ષ પામે છે. વૈશાખી, કાર્તિકી અને ચૈત્રી પુનમે જેઓ સંઘ લઇ સિદ્ધગિરિએ આવી આદરપૂર્વક દાન અને તપ કરે છે તેઓ મોક્ષાનંદને અનુભવે છે.

જે મુનિઓ એટલે કે દ્રાવિડ વાલખિલ્ય અને બીજાઓના દીકરાઓ સિદ્ધગિરિની યાત્રાએ આવ્યા ત્યારે તે મોક્ષ પામેલા મુનિઓનાં ઓળખંધ પ્રાસાદો બંધાવ્યા, કે જેનાથી પુણ્યશ્રેણીવડે વધતો આ સિદ્ધગિરિ બહુજ દીપવા લાગ્યો. એ પ્રમાણે

કોટી મુનિઓ વિમળગિરિ ઉપર મોક્ષે જવાથી પુણ્યના જથ્થા વડે બહુજ પાવન શત્રુંજય તીર્થ ત્રણે જગત્‌માં વધારે જાહેર થયું. આ તીર્થમહાત્મ્ય સંબંધે વીરપ્રભુ કહે છે કે "હે ઇંદ્ર! ભરતેશ્વરના મોક્ષ ગયા પછી એક પૂર્વ કોટી વીતી ત્યારે તે દ્રાવિડ અને વાલખિલ્ય વગેરે મુનિઓ મોક્ષે ગયા.

આ અવસર્પિણીકાળમાં એ તીર્થનો પહેલો ઉદ્ધાર કરનાર ભરતેશ્વર થયા. ત્યાર પછી બીજા થયેલા ઉદ્ધારની બાબત કહું છું. તે સાંભળ. ભરતજીના આઠમે પાટે અયોધ્યાને વિષે તેજયશના ધણીરૂપ દંડવીર્ય નામનો રાજા થયો. ત્રણ ખંડ ભરતનો ધણી તે દંડવીર્ય રાજા શ્રાવકોની પૂજા કરવાનો જે ભરતજીથી આચાર–રિવાજ ચાલ્યો આવતો હતો તેને સારી પેઠે ચલાવતો હતો. ભરતજીના મોક્ષ પછી છ કોટી પૂર્વ ગયા પછી એક વેળાએ સૌધર્મેંદ્ર સભામાં બેશી શ્રીયુગાદીશ પ્રભુના ગુણોનું સ્મરણ કરવા લાગ્યો. પહેલાં પ્રભુની સ્તવના કરી પછી પ્રભુના આશરાથી રત્નરૂપે ઝળકી રહેલા અયોધ્યાની અને પછી સેંકડો શાખાવડે જગત્‌ને આધાર દેવાને શક્તિવંત પ્રભુના વંશની સ્તુતિ કરી. તે પછી જ્ઞાનલોચનથી જોતાં પ્રચંડ વીર્યવંત યશવડે સ્ફુરણ થતો, સૂર્યની પેઠે પોતાના પરાક્રમવડે રાજતેજનું હરણ કરતો, ઇંદ્રની પેઠે બાતમીદારરૂપ આંખ્યોથી અગણિતને જોતો, હજાર ભુજાવાળા સહસ્રાર્જુનની પેઠે સર્વ દિશાઓમાંથી સંપદાઓને આકર્ષતો, હજાર જીભવાળા શેષનાગની પેઠે ફરમાનથી સઘળાંને નાના કાર્યમાં જોડતો, માથા ઉપર શ્રીજુગાદીશનો મુકુટ ધારણ કરતો, સર્વ ભુષણના તેજથી પ્રકાશતો, મૂર્ત્તિથી પણ ધા-

રણુ ન થઇ શકે તેવો, નીતધર્મમાં પરાયણુ, શ્રીઆદિપ્રભુપર મજબુત ભક્તિવંત, જગતનું પાલન કરવામાં સમર્થ, બહુ રાજાઓએ સેવેલો, ચામરોથી વિંઝાતો અને સભા વચ્ચે સોનાના સિંહાસન ઉપર બેસી ધર્મ મહાત્મ્યને પ્રકાશતો દંડવીર્ય રાજા દેખવામાં આવ્યો. તે રાજાને જોઇ પ્રભુના વંશમાં ભક્તિવંત ઇંદ્રે મનમાં રાજી થઇ માથું ધુણાવ્યું. તે પછી શ્રાવકનો વેષ ધારણુ કરીને સૌધર્મેંદ્ર અયોધ્યાએ આવ્યો. ઉત્તરાસંગની પેઠે સોનાના ત્રણુ સૂત્રથી હૈયાને દીપાવતો એક કપડું ધારણુ કરી, બ્રહ્મવ્રતવડે પાવન થયો, બાર વ્રતધારીના લક્ષણુરૂપ બાર તિલક કર્યાં અને માથા ઉપર જરા કપિલ વર્ણુવાળી ચોટલી રાખી. વળી તે બનાવટી શ્રાવક અર્હંત, યતિ, શ્રાવક અને ધર્મનાં નિશાનો દેખાડયાં છે એવા ભરતજીના બનાવેલા ચાર વેદ મ્હોડેથી બોલતો હતો. અને પતાકાના આકારે હાથ રાખીને પવિત્ર પાણીનું આચમન લેતો હતો. આવા ઉત્તમ શ્રાવકને નિહાળી દંડવીર્યનું દિલ તેના ઉપર ચોટયું. તરત તેને જમાડવાને માટે રાજાએ રસોઇયાને હુકમ કર્યો. ઇરિયાવહિયે ચાલતો તે શ્રાવક રસોઇયા સંગાથે દાનશાળામાં ગયો, ત્યાં કોઇ વેદનાં અંગ અને શાંતિપાઠ ભણુતા હતા. કોઇ પરબ્રહ્મનો જાપ જપતા હતા, સવાર બપોર અને સાંઝ એ ત્રણે કાળે પૂજા માટે મન વચન કાયાની પવિત્રતા સહિત કોઈ ન્હાતા હતા, કોઇ ધ્યાન પરાયણુ મુનિને વંદના કરતા હતા, કોઇ કર્મરૂપી લાકડાંને તપરૂપ અગ્નિમાં હોમવાથી અહિંસાયજ્ઞ કરતા હતા. કોઇ પરમાત્માએ કથેલી વાણી બીજાને સંભળાવતા હતા અને કોઇ પવિત્ર મનવાળા બની આત્મારા-

મમાં ભાવજળથી ન્હાતા હતા. આવી રીતે ઘણાએક શ્રાવકોને દેખી ઇંદ્ર અદ્દભુત પ્રમોદ પામ્યો. આ નવા શ્રાવકને આવતા દેખી 'શ્રાવકજી! તમને પગે લાગીએ છીએ; એમ બોલતા કેટલાક શ્રાવકો સ્હામા આવ્યા. પાવન પાણીનું આચમન લઇ તે શ્રાવકે તે દાનશાળામાં પ્રવેશ કર્યો. પછી એ માયાવી ઇંદ્ર કોટી શ્રાવકોને માટે બનાવેલું ખાનપાન દીવ્ય પ્રભાવવડે જરાવારમાં એકલોજ જમી ગયો. તો પણ રસોઇયાને તે બનાવટી શ્રાવકે કહ્યું કે—અરે! હું ભૂખથી બહુજ પીડાઉં છું માટે મને ભોજન પીરસો. હમણાં શું તમારે દંડવીર્યના પુણ્યને નકામું (મને ભૂખ્યો રાખી) કરવું છે કે કેમ!" તેનાં આવાં વચન સાંભળી રસોઇયાયે દંડવીર્ય રાજાને જાહેર કર્યું. એટલે રાજા પંડે દાનશાળામાં આવ્યો. એટલે તે શ્રાવકને દુબળા પેટવાળો અને ભૂખથી પીડાતો દીઠો. દંડવીર્યને પવિત્ર આસ્થાવંત ધારી તે ઇંદ્ર શ્રાવક કંગાળ ભાવ દેખાડી કઠોર વચનથી બોલ્યો—"હે નૃપ! તમોએ આ શ્રાવકોને છેતરે એવા રસોઇયા રાખેલા છે. જેઓ ભૂખાળવા એકલા મનેજ તૃપ્ત કરી શકતા નથી. એઓ પોતાનું પેટ ભરવાવાળા બની બીજા શરમાળ ભલા શ્રાવકોને રોજ છેતરતા હોય એમ જણાય છે." આ પ્રમાણે સાંભળી જરા ગુસ્સો લાવી સો મૂડા ધાન રસોઇયા પાસે રંધાવ્યું. તે અન્ન રાજાના દેખતાંજ તે માયાવી શ્રાવક લાકડાના જથ્થા અગ્નિ બાળી ભસ્મ કરે તેની પેઠે જરાવારમાં ખાઇ ગયો. અને ફરી બોલ્યો—"હે ભરતકુળ ભૂષણ ભૂપતિ! તમે સઘળા પૂર્વજોની કીર્તિને વધારો છો, પણ હું એકલો ભૂખથી પી-

કાઉં છું, તેને કેમ તૃપ્ત કરી શકતા નથી? હે રાજેશ્વર! હું માનું છું કે, આ બીજા શ્રાવકો પોતપોતાને ઘેર પેટભરી જમીને અહીં જમવા આવી તમને કીર્તિ આપતા હશે. જો તમે આમ કરશો તો તમારા જેવા કુળવંત પુત્રથી શ્રી ભરતની કીર્તિ અને પુણ્ય સઘળી રીતે વિશેષે કરીને નાશ પામશે. જે પુત્ર પોતાના પૂર્વજોના કુળ, કીર્તિ અને પુણ્યને વૃદ્ધિ પમાડતો નથી તે પુત્ર ફકત માતાને કંટાળો દેનારો જન્મ પામે તો તેથી શું થયું? તમે જો તેવું કામ નથી કરી શકતા તો ભરતના સિંહાસન ઉપર શામાટે બેસો છે? અને ભગવાન્ આદીજિનેશ્વરના મુકુટને માથે પહેરી શું કરવા ખેદ પામો છો? હે રાજન્! હવે આ શ્રાવકોને જમાડવાની માયા-કપટતા તજીદો. તમારૂં જે સ્વરૂપ છે તેનેજ સેવો. આવા શ્રાવક ભોજનની ચાહના કરાવીને માણસોને શા વાસ્તે ઠગો છો? એ ઠગવું મૂકી દો." આવી તેની કઠોર વાણી સાંભળીને દંડવીર્ય રાજા બિલકુલ ગુસ્સો લાવ્યો નહીં. ઊલટો પોતાના પુણ્યની અધરાશ સમજીને પોતાની નિંદા કરવા લાગ્યો.

રાજાનો પવિત્રભાવ જાણી એક પ્રધાન પાવન વચનવડે બોલ્યો-"હે સ્વામિન્! આ કોઇ દેવતા શ્રાવકના રૂપથી છળવાને આવેલ છે; માટે આપની શ્રાવકના વેષ ઉપર જે ભક્તિ છે તે દર્શાવો. જેથી કદી ભકિતપર પ્રીતિવંત એ દેવ જાહેર થશે" આવું પ્રધાનનું કહેવું સાંભળી ધ્યાનમાં લઈ રાજા દંડવીર્ય તેની અગાડી અગરચંદન ભેળવેલો ધૂપ કરી ભકિતવડે પવિત્ર વચન બોલ્યો-"શ્રાવકનો વેષ લઈ પાવન કરવા અહીં પધારનાર આપ

કોણ છો? મારા ઉપર મહેરબાની કરીને ને હો તે જાહેર થાઓ. હે દેવ ! હવે મને વધારે ખેદ કરાવવાને આપ લાયક નથી. જો કોઇ પણ માણસ શ્રાવકનો વેષ ધારણ કરી આવે છે તો હું તેને જરૂર પગે લાગું છું. એવો મારો નિશ્ચય છે. જો જિનેશ્વરમાં, ધર્મમાં, ગુરૂમાં કે આપનામાં મારી ભક્તિ હોય તો આપ પોતાનું સ્વરૂપ જાહેર કરી મારા પુણ્યને સફળ કરો."

આ પ્રમાણે દંડવીર્યનાં ભકિતથી ભરેલાં વચનો સાંભળી સૌધર્મેંદ્ર હૈયામાં સ્નેહ લાવી તે દંડવીર્યનાં વારે વારે વખાણ કરવા લાગ્યો. પછી દંડવીર્યના દીલમાં દિલગિરી થયેલી જાણી ઇંદ્રે તરત જલદીથી કપટી રૂપ તજી દીધું, અને પોતાનું અસલ સ્વરૂપ જાહેર કર્યું. ઇંદ્રને દેખતાંજ દંડવીર્ય રાજા આશ્ચર્ય પામી પ્રસન્નતાથી તેના પગમાં પડયો. ઇંદ્રે તેને હાથથી ઝાલી ઉભો કરી સ્નેહવડે છાતી સરખો ચાંપ્યો, અને બોલ્યો—"હે મહા સત્વ ! તમને ધન્ય છે ! ! તમે છેલ્લા ભવવાળા છો એટલે કે આ ભવેજ મોક્ષ જનારા છો. તમારા સરખા સપૂતને ભરતના કુળમાં પેદા થયેલા નિહાળી મને શ્રીયુગાદીશપ્રભુ યાદીમાં આવે છે. એક વેળાએ હું સુધર્મા સભામાં બેઠો હતો, તે વેળાએ મને તેવા ગુણાશ્રય ભગવંત યાદ આવ્યા, પછી ભરત અને સૂર્યયશા વગેરેનો વિસ્મયકારી વંશ પણ યાદ આવ્યો, પછી હમણાં તેમની ગાદી ઉપર તમને દેખતાં હું અહીંયાં પારખું લેવા આવ્યો. ગુણોને લીધે તમે તમારા પૂર્વજોથી પણ વિશેષ ગુણવંત છો. અગાડી કબૂલ કરેલા કામને તમે ખરી રીતે પાળવાવાળા છો. તમારા સરખા કુળપુત્રથી આદિપ્રભુનો વંશ હમણાં

પણ દીપે છે, જે દીકરાઓ વંશની સ્થિતિને, ગુણને, ધર્મને, કીર્તિને અને ખંડના રહિત રાજ્યલક્ષ્મીને વધારે છે તેજ ખરેખરા સપૂત પુત્રો છે. તમારા સરખા પુત્રોથી ભરતજીનું કામ આજે પણ પૂજાય છે. તેથી તમે હવે શત્રુંજયનો દેદાર દેખવા અને ઉદ્ધાર કરવા તૈયાર થાઓ. હું દેવોની સંગાથે ત્યાં આવીને તમોને જોઈતી મદદ આપીશ, માટે શ્રાવકોના પૂજનની પેઠે હવે તીર્થ યાત્રાને માટે તાકીદ કરો.

આ પ્રમાણે ઇંદ્રના વચનો સાંભળી દંડવીર્ય પ્રસન્નતાથી બોલ્યો-" હે ઇંદ્ર ! તમોએ મને ઘણો ઉત્તમ હુકમ કર્યો. તમો મારે ભરતજી સરખા પુજ્ય છો. તમારા સરખો કોઇ જગત્‌ના ઇશ આદિપ્રભુનો ભકત નથી. વળી ભરતના ઉપર તમારો પુરો સ્નેહ છે કે જેથી તમો અહીંયાં આવ્યા છો. હવે હું યાત્રાને વાસ્તે સંઘ કહાડીને સિદ્ધગિરિ જાઉં છું. આપણો ફરીને મેલાપ સિદ્ધાચળ ઉપર થશે." તે પછી સંતોષ પામેલો ઇંદ્ર દંડવીર્યને બાણસહુ ધનુષ્ય, દિવ્યરથ, હાર અને પવિત્ર કુંડળની જોડા ભેટમાં આપી પોતાના સ્થાનકે ગયો.

રાજા દંડવીર્યે સિદ્ધગિરિની યાત્રા કરવા જવાની સઘળાંને જાણ કરવા ભંભા નામનું વાજીંત્ર વગડાવ્યું. તે ભંભાના અવાજથી ખેંચાયલા લોકો દૂતના તેડા-નોંતરાની પેઠે પોતપોતાનાં વાહનો તૈયાર કરી તરત ત્યાં એકઠા થયા. દંડવીર્ય રાજાએ ન્હાઇ શરીરને શુદ્ધ કરી પવિત્ર કપડાં પહેરી શ્રીપરમાત્માની મૂર્તિને પગે લાગીને સારા દહાડે લોકોની સંગાથે સંઘનું પ્રસ્થાનું કર્યું. વિસ્તારવંત ભૂમિની વિશાળતાને વિસ્તારવંત લશ્કરથી સાંકડી

કરી દેતો, તેના પગરવટથી ઉડેલી ધૂળથી તેજવંત સૂર્યના તેજને છાઇ દેતો, ચાર જાતની બુદ્ધિસહિત ચતુર્વિધ ધર્મ–દાન, શીળ, તપ, ભાવની વૃદ્ધિ વાસ્તે ચતુર્વિધ સંઘ અને ચતુરંગ બળને સાથે લેતો, ચાર ગતિનો નાશ કરતો, ચારે કષાયને વેગળા કરતો, ચારે લોકપાળોમાં પાંચમો લોકપાળ થતો દંડવીર્યરાજા ચતુર્વિધ મહાધર, સામંત, મંત્રી અને સેનાપતિઓથી વીંટાયલો ઇંદ્રની પેઠે યાત્રા કરવાને રસ્તે હીંડયો. સંઘના મોખરે હીંડતા દેવમંદિરમાં બિરાજેલા જિનબિંબના પ્રભાવથી કોઇ પણ ક્ષુદ્ર–હલકા દેવો તેને નડતર કરવાને તાકાત ધરાવી શકયા નહીં. એમ કરતાં બહુ દેશો વટાવીને તે તે દેશોના રાજાઓની ભેટ ગ્રહણ કરતો કેટલેક સમયે કામશ્મીર દેશમાં આવ્યો. ત્યાં એક રાત રહી બીજે દિવસે સવારે લશ્કર સહિત કૂચ કર્યું. ત્યાં શિલ અને મહાશિલ નામના બે મોટા પહાડો રસ્તો રોકીને આડા પડેલા દીઠા. તે વેળાએ વધારે લવારો કરનારા લશ્કરના આગેવાનો ડરીને દંડવીર્ય પાસે આવી કેહેવા લાગ્યા–" સ્વામિન્ ! કોઇ બે ડુંગરાઓ રસ્તો રોકીને આડા પડ્યા છે." આવું બોલવું સાંભળી રાજેંદ્ર દંડવીર્ય ગમ્મતની ખાતર સંઘની અગાડી થઇ તે પહાડો પાસે ગયો અને ત્યાં જઇને જુએ છે તો બન્ને ડુંગરો પ્રલયકાળના પર્વત સરખા માંહોમાંહે અથડાવા લાગ્યા, અને તેઓના અથડાવાથી તણખાનો અગ્નિ પેદા થયો. તેમાંથીજ જાણે દાવાનળ, વજ્ર અને સૂર્ય પેદા થયા હોયની તેવું દેખાવા લાગ્યું. તરત તે પાહાડોમાંથી વિશ્વને બાળી દેનારો અગ્નિ પેદા થયો તે વેળાએ જેમ તેજોલેશ્યાને મોટા મુનીશ્વરો ખમી શકે નહીં તેમ તે અગ્નિને કોઇ પણ ખમી શકયા નહી. રાજાએ

પ્રધાનોની સન્મુખ જોયું એટલે સુમતિ નામના એક પ્રધાને કહ્યું-"સ્વામી ! આ ચેષ્ટા કોઇ દુષ્ટ દેવની કરેલી જણાય છે. માટે હે રાજેશ્વર ! તેની શાંતિને વાસ્તે કંઇક ભક્તિવડે આચરણ કરો જેથી તે પ્રીતિવંત બની પોતાનું સ્વરૂપ જાહેર કરશે." પ્રધાન સુમતિનો બોલ ધ્યાનમાં લઇ રાજેંદ્રે પવિત્ર થઇ તે દેવનું પૂજન કર્યું. ( ઘણું કરીને સારા પુરૂષો સઘળાને સંતોષવંત કરે છે. ) શાંતિ માટે બહુએ ઉપાય કર્યા, તો પણ તે દેવ બિલકુલ સંતોષવંત થયો નહીં. પાણી સિંચતાં જેમ વડવાનળ ઉલટો વધારે તેજવંત થાય તેમ તે દેવ શાંતિના ઉપાયોથી વધારે દુષ્ટ બન્યો. આમ થયું એથી દંડવીર્યને ઇંદ્રનું આપેલું શત્રુસંહારક ધનુષ્ય યાદીમાં આવ્યું અને યાદ કરતાંજ તે ધનુષ્ય ત્યાં આવીને હાજર થયું. રાજાએ તેનું પૂજન કરીને હાથમાં લીધું કે તેના તેજથી રાજા બખ્તર પહેરેલ હોય તેવો દીપવા લાગ્યો. અને દુશ્મન દુઃખના અંધારાથી બહુજ તેજ વિનાનો બની ગયો. પછી રાજાએ તેને જરા પણછ ચડાવી ટંકારવ કર્યો તેથી જાણે વજ્ર પડયાનો ડર લાગ્યો હોય તેમ તે બન્ને ડુંગરાઓ આડેથી હઠી ગયા. તરત વજ્રથી પણ ન રોકાય તેવું દેવોથી પણ વારી શકાય નહીં તેવું અને દુશ્મનોના જીવ લેનારૂં બાણ ધનુષ્ય ઉપર ચડાવ્યું. બાણથી શોભતા ધનુષ્ય સહિત રાજાને નિહાળી પાસે રહેલા માણસોને સંદેહ થયો કે-"શું જુના પાંદડાની પેઠે સૂર્યના બિંબને વીંધી નાખશે !શું આ કપાસિઆઓની પેઠે તારાઓને જોરથી ઉડાવી દેશે ! શું આ વાસણના કકડાની પેઠે સૂર્યને પરાણે જોરથી નીચે પાડી નાંખશે ! શું રૂની પુણીની પેઠે ચંદ્રમાને વેગળે ફેંકી દેશે ! કે શું કીર્તિનું માપ કરવાને

બ્રહ્માંડને ફાડી–ચીરી દેશે !" આ મુજબ વ્હેમ લોકો મનમાં કરતા હતા, એટલામાંતો 'રક્ષણ કરો રક્ષણ કરો' એમ બોલતો કોઇ એક વેતાળ પ્રગટ થયો. બહુજ દીપતી આંખ્યોવડે તે વેતાળ ઘણો ભયકારી જણાતો હતો. વિંધ્યાચળ ઉપર દાવાનળ હોય તેના સરખા દેખાતા તેને માથે પીળા વાળ હતા. તેના ગુફા સરખાં નાકનાં ફરણાંમાંથી નીકળતા વાયરાથી અપાર ઝાડો ભાંગી પડતાં હતાં. દાંત કચડાવાને લીધે પેદા થયેલા અગ્નિની જવાળાથી તે વેતાળ વિકરાળ દેખાતો હતો. તાડના ઝાડ સરખા તેના લાંબા હાથ હતા. પથ્થરની શિલા સરખું મજબૂત હૈયું હતું, અંકુશ સરખા નખો-વડે કેસરીસિંહને પણ ચીરી મારી નાખતો હતો અને ચંચળ જીભથી પાસે રહેલા હાથીઓને પણ તે પકડી પાડતો હતો. એવા વેતાળનાં કંગાળ વચનો સાંભળી ધનુષ્ય ખેંચીને ઉભેલા દંડવીર્ય કલ્પાંતકાળના મંડળાકાર સરખા થયેલા સૂર્ય જેવા તે જણાતા હતા. મતલબમાં તે વખતની રાજાની છબી બહુજ ભયંકર હતી. રાજાએ તે વેતાળને કહ્યું–" અરે ભયકારી વેતાલ ! તેં કોના જો-રથી આ રસ્તો રોકેલો છે ? અને તું કોણ છે ? તે કહે." વેતા-લ બોલ્યો–" મહારાજ દંડવીર્ય ! આપ કૃપાવંત છો તેથી આ આપના દાસ ઉપર ગુસ્સો લાવશો નહીં. મૂર્ખતાવાળા મેં જુના લૂગડાથી સૂર્યને અને તરખલાથી અગ્નિને રોકવાની પેઠે આપનો રસ્તો રોકયો હતો, તેનું કારણ સાંભળોઃ–પૂર્વે હું વિયદ્‌ગતિ ના-મનો વિદ્યાધર હતો. તે વેળાએ હે રાજન્ ! બહુ કારણોને અનુ-સરીને આપે મને લડાઈના મેદાનમાં જીત્યો હતો. તેની ચિંતા-થી ટુંકી આવરદાવાળો હું મરી ગયો હતો. તે કેડે કેટલાક ભવો ભટકીને હમણાં કોઇ પુણ્યના યોગથી આ પર્વતમાં વેતાલ થયો

હ્યું વિભંગજ્ઞાનથી જૂનું વૈર સંભારી ઇક્ષ્વાકુ કુળના દાગીના સરખા આપને દેખી દ્વેષભાવથી આ મૂર્ખો આ રસ્તો રોકીને રહ્યો હતો. આપના ધનુષ્યના ટંકારવથી, ગરૂડની પાંખોના વાગવાથી માણસ નાગપાશથી છૂટી જાય તેની પેઠે તે પર્વતો તૂટી ગયા. પૂર્વની પેઠે રાક્ષસ, દાનવ અને મણસોથી આપનું જોર ખમાય તેવું નથી. હાલ પણ આપથી હું હાર્યો છું. હવે આપના હુકમથી પહેલાના નોકરની પેઠે હું અહીંયાં રહીશ.”

આવી રીતનું તે વેતાલનું બોલવું સાંભળી દયાળુ રાજાએ તેને ત્યાંજ કાયમ કર્યો. પછી ત્યાંથી પાછા ફરી પોતાને મુકામે આવી ગુસ્સો દૂર કરી, ન્હાઇને દેવપૂજન કર્યું. અને તે પછી જમીને દંડવીર્ય રાજાએ કૂચમુકામ કરી પરિવાર સાથે અગાડી પ્રયાણ કર્યું. હમેશાં પંથ પસાર કરતા દંડવીર્યરાજેંદ્ર કેટલેક દહાડે ભરતજીની પેઠે શત્રુંજયગિરિ નજીક જઇ પહોંચ્યાં. ત્યાં આનંદપુરમાં ભરતજીની પેઠે પરમાત્માનું પૂજન, તીર્થની પૂજા અને સંઘપૂજા વગેરે કર્યું. તે પછી ભરતકુંડમાંથી અને બીજા કુંડોમાંથી તીર્થજળ લઇ તે મોટા બળવંત રાજા સંઘ સાથે શત્રુંજય પર્વત ઉપર ચડયા. પાવન તીર્થની સેવામાં હોશીઆર અને સરળ—સીધા મનવાળા દંડવીર્યે મુખ્ય શિખરે જઇ ત્રણ પ્રદક્ષિણા દીધી. અગાડી જતાં જાણે તે ભરતની ઉજ્જ્વળ કીર્તિનાં ઝાડો ખડાં કરેલાં હોય તેવાં ભરતજીના બંધાવેલાં ભગવંતના મંદિરો દેખી દંડવીર્ય બહુજ રાજી થયો. અખંડિત હુકમવાળા સૌધર્મેંદ્રે અવધિજ્ઞાનવડે દંડવીર્યરાજાને શત્રુંજય પર્વતપર આવેલા જાણી દેવોની સંગાથે ત્યાં આવી ~~તેની [illegible] [illegible] પછી~~ દંડવીર્યે મુખ્યશિખર, જિનાલય, રાય-

મુરૂખ, સમોસરણુ અને પ્રભુ આદિદેવજીનાં પગલાં એઓની ત્રણુ ત્રણુ વખત પૂજા કરી. પછી દારિદ્રરૂપ ઝાડમાં દાવાનળ સરખા દંડવીર્યે ઇંદ્રના કહેલા વિધિ મુજબ દેવોનું પૂજન, સંઘનું પૂજન અને અઠ્ઠાઈમહોત્સવ વગેરે સારાં કામો કર્યાં. તે ડુંગરનું મુનિએ ( વિદ્યાધરમુનિએ ) કહેલું શ્રેષ્ઠ મહાત્મ્ય સાંભળીને દંડવીર્યે ત્રણુ અઠ્ઠાઈઉત્સવ સહ તીર્થોત્સવ કર્યો. તે પછી આદીશ્વર પ્રભુના મંદિરને જુનું થયેલું જોઇ દુઃખી દિલવંત બનેલા રાજાએ ઇંદ્રની સલાહથી તે તીર્થનો ઉદ્ધાર કર્યો. એટલે કે પહેલો ઉદ્ધાર ભરતજીનો અને બીજો ઉદ્ધાર દંડવીર્ય રાજાનો થયો.

તે પછી ઇંદ્રની સંગાથે દંડવીર્ય રાજા ગિરનાર ઉપર જઈ અગાડીની પેઠે ઉત્સવ કરી ગિરનારનો પણુ ઉદ્ધાર કર્યો. તે પછી આબુએ, વૈભારગિરિએ, અષ્ટાપદે અને સમ્મેતશિખરે સંઘ સાથે જઈ યાત્રા કરી ત્યાંના પુનરોદ્ધાર કરાવ્યા. પછી પોતાના રાજ્યમાં આવી તીર્થયાત્રાના પુણ્યવાળા તથા ધર્મના ધોરી દંડવીર્યે બીજાં એક કોટી નવાં જિનમંદિરો બંધાવ્યાં.

એક સમય દંડવીર્ય રાજા ભરતજીની પેઠે દર્પણુમાં શરીરની શોભાને દેખતાં ચિત્તની અંદર શરીર વગેરેની અસારતા સમજી સારા ધ્યાનમાં લીન થતાં કેવળજ્ઞાન પામ્યા. તે પછી દેવોનો દીધેલો મુનિનો વેષ–ઓઘો મુહપત્તિ વગેરે અંગીકાર કરી અર્દ્ધ પૂર્વલગી વ્રત ધર્મ પાલન કરી એ ઉપકારી દંડવીર્ય મુનિ આયુ ક્ષય થયે મોક્ષલક્ષ્મીને વર્યા. શ્રી મહાવીર સ્વામી કહે છે–" હે ઇંદ્ર ! આ પ્રકારે આ પર્વતની અંદર આ તીર્થ-

રાજનો બીજો ઉદ્ધાર કરનાર શ્રી ભરતના કુળમાં પાવન દંડ વીર્ય રાજા થયો છે અને તે પવિત્ર પુણ્યવડે તે મોક્ષસુખને પામેલ છે.

તે પછી કેટલેક વખતે ઇશાન નામના બીજા દેવલોકનો પતિ ઈશાનેંદ્ર જિનેશ્વર ભગવંતોને નમન કરવા માટે જ્યાં હમેશાં અરિહંત અને કેવળજ્ઞાનીઓ કાયમ હોય છે તે મહા વિદેહક્ષેત્રમાં ગયો. અને ત્તાં સિંઘાસન ઉપર બિરાજેલા, ત્રણ છત્રોથી અલંકૃત પરમાત્મા વિહરમાનજીને નમસ્કાર કરી સ્તુતિ કરીને અગાડી બેઠો. તે વેળાએ કેવળજ્ઞાનવડે સકળ વિશ્વને જાણુવાવાળા ભગવંતે સહુને પ્રમોદ આપે એવી વાણીથી દેશના દેવી શરૂ કરી. "હે ભવ્યો ! જેવી રીતે સઘળા ભવોની અંદર માનવભવ અને સઘળા ગ્રહોની અંદર સૂર્ય સર્વથી ઉત્તમ છે, તેવી રીતે સઘળા દ્વીપોની અંદર જંબૂદ્વીપ ગુણુથી સર્વમાં ઉત્તમ છે. તે જંબૂદ્વીપમાં પણ ભરતક્ષેત્ર અને તેમાં પણ દક્ષિણ ભરતની અંદરના સઘળા દેશોમાં સોરઠ દેશ ઉત્તમ છે, અને સઘળા પર્વતોમાં ઉત્તમ પુંડરીકગિરિ તથા ત્યાં કીર્ત્તન કરવાવડે પણ પાપને નાશ કરનારા સઘળા દેવોમાં પહેલા શ્રી આદિજિન ભગવંત છે. એ ભરતક્ષેત્રને ધન્ય છે કે જેની અંદર શત્રુંજય તીર્થ છે અને તે ભરતમાં રહેનારા માણસોને પણ ધન્ય છે કે જેઓ શત્રુંજય તીર્થ ઉપર રહેલા શ્રીજિનેંદ્રનું પૂજન કરે છે. શ્રીવિમળાચળ તીર્થને હૈયામાં રાખવાથી રાત દિવસ પાપની શાંતિ થાય છે. હમેશાં સૂર્ય હાજર હોય તો શું અંધારૂં નજરે પડે ખરૂં કે ? કદિજ નહીં ! જે બોધિબીજ ક્રોડોભવે પણ મળવું મુશ્કેલ છે તે બોધિબીજ શત્રુંજય ઉપર શ્રીજિનેશ્વર દેવનું

ધ્યાન ધરવાથી જરાવારમાં મળે છે. જેમ સર્વ તત્ત્વોમાં સમકિત અને સઘળા દેવોમાં શ્રીજિનેંદ્રપ્રભુની ભેટ થવી મહામુશ્કેલ છે, તેમ સઘળા તીર્થોમાં શત્રુંજયગિરિની ભેટ મળવી બહુ મુશ્કેલ છે. ”

આ મુજબ જગદ્ગુરૂ પ્રભુની દેશના સાંભળી ઇશાનેંદ્ર તીર્થયાત્રામાં ઉત્કંઠાવાળા બનીને ક્ષણવારમાં શત્રુંજયગિરિ ઉપર આવ્યો. ભગવંતની સ્તુતિ કરતા, દર્શન કરતા, પગે પડતા, અને પ્રભુની વાણીને સમર્થ કરતા ઇંદ્રે દેવોની સંગાથે ત્યાં આઠ દિવસનો મહોત્સવ કર્યો. પછી ત્યાંના જિનમંદિરોને થોડાં જુનાં થયેલાં જોઇ તે ઇશાનપતિએ દિવ્ય શક્તિ વડે પોતાની ભક્તિ સરખાં ઉજળાં અરિહંત પ્રભુનાં દેહરાસરો બંધાવ્યાં. દંડવીર્ય રાજાનો બીજો ઉદ્ધાર થઇ ગયા કેડે સો સાગરોપમ વીત્યા પછી ઇશાનેંદ્રે પુંડરીકાચળનો ત્રીજો ઉદ્ધાર કરાવ્યો.

એક વેળાએ ચૈત્રી પુનમને દહાડે સઘળા દેવો પુંડરીક પર્વત ઉપર શ્રી ઋષભપ્રભુને વાંદવાને માટે આવ્યા. તે અરસામાં પાસેના હસ્તિસેન નગરમાં કાળના સંયોગે ક્રોડી દેવીઓના પરિવારવાળી સુહસ્તિની નામની એક મિથ્યા દૃષ્ટિવાળી દેવી પેદા થઇ. બહુબળવાળી, ક્રૂર અને જૈનધર્મ ઉપર દ્વેષ ધરનારી તે દેવીએ તાલધ્વજ વગેરે ક્ષેત્રપાળોને પોતાને તાબે કરી લીધા હતા. અને અહંકારવડે તોફાની, મરજી મુજબ ચાલનારી, દ્રોહ રાખનારી અને દારૂ માંસનો ઉપયોગ કરનારી એ સુહસ્તિની દેવીએ બધું તીર્થ વ્યવસ્થા વગરનું બનાવી દીધું હતું. જે વખતે આ દેવો શત્રુંજય પર્વત ઉપર આવ્યા તે વખતે તે દેવી માયાથી

શત્રુંજય સરખા બહુએ ડુંગરો બનાવી દઇ તે દેવોને ઠગવા-ભૂલાવો ખવડાવા મંડી. બહુ શત્રુંજય પર્વતો નિહાળીને દેવો આશ્ચર્યવંત બની માંહોમાંહે એક બીજાના મ્હોં સ્હામું જોતા વિચાર કરવા લાગ્યા. 'શું ભૂમિ ઉપર આટલા બધા શત્રુંજય પર્વત છે? કે શું તે એક છતાં આપણી ભક્તિવડે આટલાં રૂપે થયો છે? અથવા એક પર્વત ઉપર આપણે બધા માઈ શકીએ નહીં એમ વિચારી આ મહિમાવંત પર્વત અનેક રૂપવાળો થયેલ છે?' આવી રીતે ચિંતાશીળ થયા છતાં અવધિજ્ઞાનવડે જોયા વિના તે દેવોએ તે બધા પર્વતોની ઉપર જુદી જુદી સ્નાત્રપૂજા વગેરે ક્રિયા કરી. પછી જેવા તે દેવો અઠ્ઠાઇઉત્સવ કરી પોતાને ઠેકાણે જવાની વિચારણા કરે છે તેવામાં તો શત્રુંજય પર્વતનું એકે શિખર પણ તે દેવોના દીઠામાં આવ્યું નહી. મતલબમાં તે સઘળા પર્વતો લોપ થઇ ગયા. તદનંતર તે દેવો, આ શું થયું ! એમ શંકા શીળ ચિત્તવાળા બનીને સઘળાઓ તર્ક કરવા લાગ્યા કે—' શું આપણી અપૂર્ણ ભક્તિથી આ પર્વત અદૃશ્ય થઇ ગયો હશે ! અથવા શું આપણેજ મનમાં વિચારવાથી ત્યાંથી વેગળા આવી ગયા ! અથવા એ પર્વત બીજાઓને દેવલોકમાં લઇ જાય છે, તો શું તે આજે પોતેજ દેવલોકમાં ગયેલ હશે ! આ પૃથિવી ઉપર જગત્‌ને પાવન કરનાર તે એકજ તીર્થ છે તો આપણે જેને પહેલાં બહુરૂપે દેખતા હતા તે તીર્થને હમણાં એકરૂપે પણ કેમ દેખતા નથી?" આ પ્રમાણે ચિંતવી અવધિજ્ઞાનવડે દેવોએ જોયું એટલે તો પહેલાં દેવીએ કરેલું સઘળું કપટ ખુલ્લી રીતે તેમના કળવામાં આવ્યું. તે દેવોએ તરત પ્રલયકાળના સૂર્યની પેઠે અપાર ક્રોધાયમાન્ થઇ મહાઘોર કોપાગ્નિની જ્વાળા તે દેવી ઉપર

મૂકી. દેવોના ક્રોધાગ્નિની જ્વાળાથી બળતી તે મિથ્યાદૃષ્ટિવંત દેવી પરિવાર સાથે તે દેવોની હજુર આવી દીનવાણીવડે કહેવા લાગી કે–" આપ અમારા માલેક છો, અમો આપની દાસીઓ છીએ. અમો તરખલા જેવી નિર્બળ છીએ તેમની ઉપર આપના સરખાને બળ બતાવવું વ્યાજબી નથી. અમે અજ્ઞાનને તાબે થઇ આ અવિચાર્યું કામ કરેલું છે. હવે પછી એવું કામ કદી પણ કરીશું નહીં માટે આ એક વખતનો ગુન્હો માફ કરો." દેવીનું આવું બોલવું સાંભળી દેવો બોલ્યા–" અરે તીર્થનો ઘાત કરનારી દુષ્ટા ! અમારી પેઠે તેં બીજાઓને પણ આ પ્રમાણે છેતર્યા હશે. હે રાક્ષસી ! તેં આ તીર્થને મેલું કરી દીધું. તને તીર્થનું સંરક્ષણ–રખવાળું કરવા રાખેલી છે; પરંતુ તું તો ઉલટો તીર્થનો નાશ કરે છે. હે તીર્થવીધ્વંશ કરનારી દેવી ! ભરત રાજાનું દાસપણું કબૂલ કરીને તેં આવું દુષ્ટ કામ કર્યું, માટે તું હવે હમણાંજ મરણને શરણ થઇશ" દેવોનાં આવાં વચન સાંભળીને સુહસ્તિની દેવી ડરીને શ્રી જિનેશ્વરને શરણે ગઇ. કૃપાળુ જિનેંદ્ર વગર સંસારની પેઠે તે દેવોના કોપમાંથી કોણ છોડાવી શકે ? તે દેવીને શ્રીઋષભપ્રભુને શરણ ગયેલી દેખી સઘળા દેવો વેગળા રહીને કહેવા લાગ્યા–" હે દુષ્ટા ! આ તેં શું કર્યું ?" પછી દાંતથી આંગળીના ટેરવાને કરડતી તે સુહસ્તિની દેવી બોલી–" હે દેવો ! મારા ઉપર રાજી થાઓ અને મારા ઉપર પ્રેમ લાવી ગુસ્સો તજી દો. હે દેવલોકનિવાસી દેવો ! જો હવે બીજીવાર આવા કામને દિલમાં પણ યાદ લાવું તો મને ત્રણ જગતે પ્રણમેલા આ શ્રીયુગાદીશપ્રભુના બન્ને ચરણના સોગંદ છે. આ બાબત જગતમાં સઘળાંને જોનારા તમે સાક્ષી છો. હે દયાળુ દેવતાઓ!

આ મારી પહેલવહેલી અટકચાળાઇને માટે મને માફી આપો.” આ મુજબ બોલતી તે ગુન્હેગાર દેવીને દેવોએ જતી કરી. સારા-પુરૂષો આરોપી-ગુન્હેગાર છતાં પણ નમી પડેલા મનુષ્યની ઉપર કદિ પણ ગુસ્સો લાવતા નથી. તે દીવસથી આ તીર્થને વિષે તે સુહસ્તિની દેવી હસ્તીસેનપુરમાં રહી આગળની પેઠે બહુ ભક્તિવડે સંઘનું રખવાળું કરવા લાગી.

એક વેળાએ ચોથા માહેંદ્ર દેવલોકના સ્વામી અતિ ભકિતવંત માહેંદ્ર નામના ઇંદ્રે શત્રુંજય ઉપરના આદિજિનેશ્વરજીનાં મંદિરો જરા જુનાં થયેલાં દીઠાં. અહા! આવા વિશ્વહિતકારક તીર્થ ઉપર આવી જીર્ણતા કેમ થઇ હશે! ખચિત્ તે દેવીનુંજ આ અડપલું હશે. એમ મનમાં ચિંતવી પોતાની દિવ્ય શકિતવંત વર્દ્ધકીની પાસે માહેંદ્રે પોતાની નવીન ભક્તિ સરખાં મંદિરો રચાવ્યા. અને એજ પ્રમાણે બાહુબળી, કાદંબ, તાલ, ધ્વજ, હેળતાદ્રિ અને બીજાં શિખરો ઉપરનાં જિનાલયોનો પણ ઉદ્ધાર કર્યો. ઈશાન ઇંદ્રના ઉદ્ધાર કર્મને કોટિ સાગરોપમ કાળ વહી ગયા પછી શત્રુંજય ઉપર માહેંદ્ર ઇંદ્રે ચોથો ઉદ્ધાર કરાવ્યો.

એક સમય ઐરવતક્ષેત્રની અંદર દેવો શ્રીજિનેશ્વરનો જન્મ મહોત્સવ કરી આઠમા નંદીશ્વર દ્વીપે આવ્યા. ત્યાં આઠ દહાડા લગી શ્રીજિનેશ્વરના અર્ચન વગેરે મોટા ઉત્સવો કરી તેઓ સિદ્ધાચળ ઉપર શ્રીઋષભ ભગવાન્‌ને નમન કરવાને આવ્યા. ત્યાં આઠ દહાડા લગી ભકિતપૂર્વક સર્વજ્ઞપ્રભુની પૂજા કરી. તે વખતે પુન્યના ઘરરૂપ પરમાત્માના જિનાલયો જુના થયેલાં તેમનાં દીઠામાં આવ્યાં. પછી સઘળા દેવોએ અનુમોદન કરેલા પાંચમાં દેવલોકપતિ બ્રહ્મેંદ્રે ભકિત સહિત સચેત થઇ દિવ્યશ-

ક્તિવડે શ્રીવિમળાચળનો ઉદ્ધાર કર્યો. માહેંદ્રે કરેલા ચોથા ઉદ્ધાર પછી દશકોટી સાગરોપમ વીત્યા કેડે શ્રી શત્રુંજય પર્વતપર એ પાંચમો ઉદ્ધાર થયો.

એક વેળાએ ચમરેંદ્ર વગેરે ભુવનપતિના ઇંદ્રો પોતાની મરજીથી ભક્તિવડે નંદીશ્વરદ્વીપે ગયા હતા. તે વખતે બે વિદ્યાધર મુની કે જે સ્વરૂપથી કામદેવને જીતનારા અને ભુવનેંદ્રોએ નમેલા તે તીર્થયાત્રા કરતા ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. તે મુનિઓએ આનંદિત થઇ વિશ્વમાં ઉત્તમ અને ગુણ નામ સાંભળપણ કાનને પાવન કરે તેવા પુંડરીકગિરિનો મહીમા તે દેવોની અગાડી કહી સંભળાવ્યો. પછી તે બન્ને મુનિઓએ પ્રેરેલા ભુવનપતિ દેવો ભુવનેંદ્રો સહ સિદ્ધાચળતીર્થની યાત્રા કરવાને ઉત્કંઠાવાળા થઈ તે મુનિઓની સંગાથે શત્રુંજય ઉપર ગયા અને ત્યાં ભક્તિવડે દાન, અર્ચન વગેરે કરી સમસ્ત તીર્થો ઉપર રહેલા જિનમંદિરોનો પુનરોદ્ધાર કર્યો, અને તે પછી પોતપોતાના ઠેકાણે દેવો ગયા. બ્રહ્મેંદ્રના ઉદ્ધાર કેડે લાખકોટી સાગરોપમ વહી ગયા પછી શત્રુંજય ઉપર ભુવનેંદ્રે છઠ્ઠો ઉદ્ધાર કર્યો.

આ મુજબ શત્રુંજય પર્વત ઉપર અંતરે અંતરે મનુષ્ય અને દેવોના કરેલા પુણ્ય ઉદ્ધાર હોય તેના સરખા ઉદ્ધારો થયા. શ્રી વીરપ્રભુ કહે છે કે–"હે ઇંદ્ર ! ભરતથી માંડીને સગરચક્રી લગીમાં આ શત્રુંજય પર્વત ઉપર જેમનાં હૈયાં વખાણવા લાયક છે એવા છ શ્રેષ્ઠનરો અને દેવો તીર્થોદ્ધાર કરવાને લીધે વિમળ કલ્યાણના ખજાનારૂપ થઇ, અનુક્રમે શ્રેષ્ઠ જ્ઞાનને પામી મોક્ષના પાત્ર થયા. શ્રીવીરસ્વામીના મુખકમળની અંદરથી વહેતા

મકરંદના જથ્થાના સાર સરખાં આવી રીતનાં વચનો સાંભળી સુરેંદ્ર ઉત્કૃષ્ટ આનંદને પામ્યો કે જાણે મોક્ષાનંદનેજ પામ્યો હોય તેવો દેખાવા લાગ્યો.

श्रीवर्द्धमानवदनांबुजसन्मरंदसंदोहसारमिद माप्प वचः सुरेंद्राः
आनंदमापु रमलेनियतं तदेत्र येनापिलब्धशिवशर्मचया इवासन्

इति श्रीपरम जैनाचार्य श्रीधनेश्वरसूरि विरचित शत्रुंजय महात्म्य विषे द्राविड वालखिल्य चरित्र तीर्थना उद्धारनुं वर्णन नामनो सातमो सर्ग संपूर्ण थयो.

---

# આઠમો સર્ગ,

वर्यैश्चतुर्भिराश्चर्यै श्चरितं यस्यसंश्रितं ॥
नाभिसूनुः स वः श्रीमान् जिनो गच्छतु वांछितं ॥

જેઓના ચરિત્રમાં ચાર આશ્ચર્યો રહેલ છે; એવા શ્રી નાભિનંદન યુગાદિ ભગવન્ તમોને મનવાંછિત આપો. (ઉપર ચાર આશ્ચર્યો કહ્યાં તે સંબંધી ખુલાસો કરે છે.) કોઈના શિખવાડયાવિના એની મેળે ભગવંતને મળેલી વિવેકસંપત્તિ એ પહેલું આશ્ચર્ય. કુમાર અવસ્થામાં શ્રેયાંશને દાન દેવાની વાસના થઇ એ બીજું આશ્ચર્ય, બહુબળીને ચક્રવર્તીથી પણ વધારે બળ મળ્યું એ ત્રીજું આશ્ચર્ય, અને ભોગનો વિસ્તાર છતાં ભરતચક્રીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું એ ચોથું આશ્ચર્ય. આ ચાર આશ્ચર્ય ભર્યા ચરિત્રવંત ઋષભેશ છે.

મહાવીર પ્રભુ ઇંદ્ર પ્રત્યે કહે છે કે-"હે ઇંદ્ર ! તીર્થંકરોના મનહર ચરિત્રોના કીર્તનથી પાવન શત્રુંજય તીર્થના બાકીના ઉદ્ધારોની વિગત સાંભળ. ધનેશ્વર સૂરિ કહે છે-કે કર્મરૂપી દુશ્મનોથી ન જિતાય તેવા અને કામદેવરૂપી દુશ્મનને જિતનારા શ્રીઅજિતનાથસ્વામીને નમન કરીને તેમના ગુણોનું કીર્ત્તન કરૂં છું.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રની અંદર દુશ્મનોના જથ્થાથી પણ ન જીતવા લાયક પીડા રહિત રૈવતથી વસેલી અને એક જગજાહેર થએલી અયોધ્યા નામની નગરી છે. જ્યાં ચડી આવેલા દુશ્મનો તે નગરીના મણિના કિલ્લામાં પોતાના પ્રતિબિંબને જોઇ 'સ્હામા દુશ્મનો ધસારો લઇને આવ્યા' એવી બ્હીકી લાવી ભાગી જાય છે. જ્યાં અરિહંત પરમાત્માનાં મંદિરોની અંદર રાત દિવસ વાગતા ઘંટના અવાજ જાણે ધર્મરાજાના લશ્કરના વાજીંત્રોના નાદ હોય તે સરખા સાંભળી પાપરૂપ રાજા વેગળા ભાગી જાય છે. શ્રીઆદિનાથજીના વંશમાં અગણિત પુરૂષો મોક્ષે જાય ત્યારે એક સર્વાર્થસિધ્ધે જાય એટલે કે શ્રીઋષભદેવજીથી માંડી અજિતનાથજી લગી એ વંશમાંના કેટલાક મોક્ષે ગયા અને કેટલાક એકાવતારી હોવાથી સર્વાર્થસિધ્ધે ગયા છે.-મતલબમાં બહુજ કાળ વીત્યા છતાં એવા વંશના પ્રભાવથી ઉત્તમ મોક્ષનાજ ભાગી થયા છે. તેમજ અનુક્રમે પુત્રો અને પુત્રના પુત્રોમાં જે જે સંતતી થઇ તે તે સમસ્ત જિનેશ્વરના ધ્યાનવડે પવિત્ર બુદ્ધિવંત થઇ. તેથી આખો ઇક્ષ્વાકુવંશ ખરીરીતે કૃતાર્થ થયેલો દેખાય છે.

આ પ્રમાણે ચાલતાં અયોધ્યામાં દુશ્મનોને તાબે કરનાર અને સીમા વગર ગૌરવતાના ગુણરૂપ માણિક્ય રત્નનો રોહણાચળ જિતશત્રુ નામે રાજા થયો. તે રાજાએ દુશ્મનોના અને

માગણોના કપાળમાં વિધાત્રાએ લખેલા લેખ દાન આપીને ભૂંસી નાંખ્યા હતા. મતલબમાં દુશ્મનોના કપાળમાં જિતશત્રુથી લઈને મ્હોત મળવું લખેલું; પણ તેઓને જીવિતદાન આપી અને માગણોના કપાળમાં ભીખ માગવી-યાચના કરવી લખેલી; પણ તેઓને ધન ધાન્ય વગેરેનું અપાર દાન આપીને મોટા સમૃદ્ધિવાળા બનાવી દીધા, એથી એ બન્નેના કપાળમાં લખેલા વિધિના લેખને ખોટા પાડી દીધા છે. સારાંશ એજકે એવો અત્યંત પરાક્રમી અને દાનેશ્વરી હતો. તે જિતશત્રુરાજાને એક ગુણથી ઉત્તમ, પરાક્રમી, મોટા ભાઇમાં ભક્તિવંત અને સઘળા માણસોનો દોસ્ત એવો સુમિત્ર નામનો ન્હાનો ભાઇ હતો. તેને રાજાએ યુવરાજ પદ બક્ષેલું હતું. એ જિતશત્રુ રાજાને વિજયા નામની રાણી કે જે મુખની કાંતિવડે ચંદ્રમાની કાંતિને દાસી બનાવનાર અને સઘળી રાણીઓને વિજય કરવાના દાખલા રૂપ હતી. અપાર ગુણવાળી તે રાણી શીળરૂપી પર્વતમાં અને સ્વામીના દુઃખે કરીને હાથ કરી શકાય એવા હૈયારૂપી ઘરમાં વસી લોકોના ચિત્તને તાબે કરતી હતી. હંસિનીની પેઠે સાસરા પિયર બન્ને પક્ષમાં પવિત્ર અને વિવેકવંત તે રાણીએ પોતાના ધણીના મનરૂપી માનસહોવરમાં હમેશાં રહેવાની જગા બનાવી હતી. મતલબમાં રાજાને પોતાના ગુણોને લીધે બહુજ બહાલી હતી. અને દુનિયાના દોસ્ત યુવરાજ સુમિત્રને સારાં ચરિત્રોથી યશવાળી યશોમતિ નામની સ્ત્રી હતી. ધીમી ચાલે ચાલતી એ બાળા સ્ત્રીએ તરૂણપણા રૂપી જંગલમાં ભમતું અને કામતૃષ્ણાવડે અકળાએલું સ્વામીના મનરૂપી હરિણ પોતા ગુણરૂપ દોરીવડે બાંધી-કબ્જે કરી લીધેલું હતું. મતલબમાં ધણીનું મન (ગુણોથી) ધણીયાણીના હાથમાં

રાખેલું હતું.

એક વેળાએ ચંદ્રશાળામાં–અગાસીમાં કંઇક જાગતી કંઇક ઉંઘતી અવસ્થામાં સુઇ ગયેલી વિજયાદેવીએ રાતના ચોથા પહોરમાં ચૌદ સ્વપ્ન દીઠાં. હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મીદેવી, ફૂલની માળાનો જોડો, ચંદ્રમા, સૂર્ય, ધ્વજા, કળશ, પદ્મસરોવર, સમુદ્ર, વિમાન, રત્નનો ઢગલો અને ધૂમાડા વગરનો અગ્નિ એ ચૌદ સ્વપ્નો આકાશથી ઉતરતાં અને પોતાના મ્હોંમાં પેસતાં દેખી વિજયાદેવી સારૂં સુખ પામી, તેજ વેળાએ વૈશાખ શુદી તેરશે, રોહિણી નક્ષત્રમાં ચંદ્રમા આવતાં દેવતા સંબંધી આયુષ્ય પૂરૂં કરી–વિજયનામના અનુત્તર વિમાનમાંથી ચવીને વિજયાદેવીની કુખમાં સમાધિ સહિત ઉત્પન્ન થયા. તે વખતે સઘળી જગોએ ( નરક સુદ્ધા સ્થળોમાં ) બહુ અજવાળું થયું અને નારકીના જીવોને પણ બે ઘડી સુખ મળ્યું.

તેજ રાતે સુમિત્ર યુવરાજની સ્ત્રી યશોમતિએ પણ ઉપર કહેલાં ચૌદ સ્વપ્ન જોયાં. પ્રભાતે હર્ષ પામી વિજયા અને યશોમતિએ પોત પોતાના સ્વામીને જેવી રીતે બનેલ તેવીજ રીતે વાત કહી સંભળાવી. તેઓએ ( જિતશત્રુ અને સુમિત્રે ) સ્વપ્ન પાઠકોને–સ્વપ્ન વિચાર જાણનારા જોશીઓને બોલાવીને પૂછયું. એટલે જોશીઓએ કહ્યું કે–"વિજયાદેવીથી તીર્થંકરનો અને યશોમતિથી ચક્રવર્તીનો જન્મ થશે." આવું હર્ષદેનારૂં વાક્ય સાંભળી રાજાએ અને યુવરાજે રાજી થઇ તે જોશીઓને બહોળું ધન દેઇને રાજી કર્યા.

બંને રાણીઓને ગર્ભના મહિમાથી સારા સારા ડોહળા થયા, જેથી તે બન્ને જીવો ઉપર દયા રાખવા લાગી. અને તેથીજ

સ્વભાવે ધીરી હીંડનારી તેઓ વિશેષ ધીરી હીંડનારી થઇ. મતલબમાં ઉતાવળે હીંડતાં જીવહિંસાનું દૂષણ ન લાગે તે તપાસવાને લીધે ધીમી ચાલ રાખી હતી. જ્યારે ગર્ભકાળ નવ મહિનાને સાડા સાત દહાડે પૂરો થયો ત્યારે માહા શુદી આઠમની અડધી રાતે રોહિણી નક્ષત્રમાં ચંદ્રમા આવ્યે વિજયાદેવીએ હાથીના લાંછન સહિત જે પુત્રની સોનાના સરખી શરીરકાંતિ હતી એવા અને જગતમાં પ્રકાશ કરનાર એક પુત્રરત્નને જન્મ આપ્યો. તે વેળાએ આસન ધ્રુજવાથી પ્રભુનો જન્મોત્સવ જાણીને છપ્પન દિગ્કુમારિકાઓએ ત્યાં આવીને ભક્તિસહ સઘળું સુવાવડનું કામ કર્યું. પછી ચોસઠ ઇંદ્રો પણ આસન કંપવાને લીધે પ્રભુનો જન્મ થયો જાણી બહુજ હર્ષ ઉલ્લાસવડે અતિ શોભાવાળા વિમાનમાં પોતપોતાના પરિવાર સહિત બેસી ઘણા દ્વીપોને ઓળંઘી વિનીતા નગરીમાં આવ્યા. ભગવાન્‌ની માને અવસ્વાપિની નિદ્રા દઇ, તેમને પડખે પ્રભુનું પ્રતિબિંબ મૂકી સૌધર્મ ઇંદ્રે પ્રભુને ત્યાંથી લઇ લીધા. પછી ચંદનથી લેપેલા અને ખોબો માંડવા જેવા હાથ રાખી તે ઉપર પ્રભુને લઇ ઇંદ્ર જરાવારમાં મેરૂપર્વત ઉપર ગયા અને ત્યાં પાંડુકવનમા અતિ પાંડુકબળા નામની આઠમના ચંદ્રમા સરખી સ્ફટિકની શાશ્વત્ શિલા છે, તે ઉપર રહેલા સુંદર સિંહાસન ઉપર પ્રભુજીને ઇંદ્ર ખોળામા લઈ બેઠા, એથી સૂર્યને ખોળામાં રાખનાર ઉદયાચળ સરખા દીપવા લાગ્યા. પછી સૌધર્મેંદ્રે પાંચરૂપ કર્યા. એક રૂપથી છત્ર, બે રૂપથી બે બાજુ ચામર, એક રૂપથી ખોળામા પ્રભુને રાખ્યા અને એક રૂપે વજ્ર લઇ આગળ ઉભો રહ્યો. પાંચ રૂપથી ભગવંતની ભક્તિ કરતા તે ઇંદ્રે જિનેશ્વરનો પખાળ કરવાને માટે બીજા ઇંદ્રોને

એકું કર્યું. સઘળા ઇંદ્રોએ એકઠા થઇ ભાવ સહિત માટીના, સોનાના, રૂપાના, મણિરત્નના, સોના રૂપાનામણિ ને રૂપાના, મણિ ને સોનાના અને સોનું રૂપું તથા મણિના કળશોએ તીર્થોના પાણીથી દરેક એક હજાર ને આઠ આઠવડે પ્રભુને ન્હવરાવ્યા. પછી ગોરૂચંદન, દિવ્ય સુગંધી ફૂલ, ફળ અને પાંદડાંઓથી તે ઇંદ્રોએ ભક્તિપૂર્વક તાકીદે પૂજન કર્યું. પછી સારી વાસના–ભાવનાવાળા સૌધર્મેંદ્રે અર્ઘ્ય વગેરેથી પૂજા કરી આ રીતે સ્તુતિ કરી કે—"હે અજિતસ્વામી! ત્રણે લોકના પતિ, દેવાધિદેવ અને લોકોત્તર એવા આપ જય પામો. હે ભગવંત! યુગાદિ દેવની કેડે પચાશ લાખ કોટી સાગરોપમ સમયમાં પચીશ લાખ કોટી સૌધર્મેંદ્રો થઈ ગયા, તે પછી આજે આપે મારા સારા ભાગ્યને બળેજ જન્મ ધારણ કર્યો છે. હે ભગવંત! આપના અવતારના સંયોગથી આપનું પૂજન અને આપની દેશના સાંભળ્યાથી મારો જન્મ પણ હું કૃતાર્થ લેખવું છું. હે સ્વામિન્! આપના સરખા ધણીથી આ ભરતખંડ અને મારા વગેરે દેવો અસુરો અને માણસો આજે પાવન થયેલ છે. હે પ્રભો! આપ આ સંસારરૂપ સમુદ્રમાં ડુબતા પ્રાણીઓને બચાવનાર અને કષાય તથા અવિરતીરૂપ દુશ્મનોના જોરને ભાંગનાર છો. હે જગત્પતિ! અમેય ગુણના આધાર, અનંત અને અવ્યક્ત એવા આપ બીજા તીર્થંકર ધર્મનો ઉદય કરવાને માટે ઉદય થયા છો. હે કરૂણાના સાગર સ્વામી! આસન, શયન, ગમન અને ધ્યાન વગેરે સઘળાં કામોમાં આપ મારા મનમાં સ્થાન કરો. હે ભગવંત! આપનું પૂજન, સ્તવન અને ધ્યાન કરવાના પુણ્યથી આપના ચરણ કમળ જન્મો જન્મ મારા મનમંદિરમાં રહ્યા

કરજો." આ પ્રમાણે સ્તુતિ કરી પંચાંગ પ્રણામ કરી પહેલાંની પેઠે ઇંદ્ર પ્રભુને હસ્તમાં લઇ વારે વારે તેમને જોતા અને પોતાના આત્માને ધન્ય માનતા દેવોની સંગાથે પ્રસન્નતા સહિત જિતશત્રુરાજાને ઘેર આવ્યા. જિનજનુનીની કનેથી પ્રતિબિંબ અને નિદ્રા અપહરી પલંગ ઉપર પ્રભુને પધરાવી તે દેવો નંદીશ્વર દ્વીપે ગયા. અને ત્યાં અઠ્ઠાઇમહોત્સવ કરી સુર તથા અસુર પરમાત્માના ધ્યાનમાં પરાયણ થઇ નિજ નિજ સ્થાનકે ગયા.

યુવરાજ સુમિત્રની રાણી યશોમતિએ પણ દોહળા-ભાવા અભાવા પૂરા કર્યા હતા. અને ગર્ભનો સમય પૂરો થયે તેણીએ પણ માહ શુદી આઠમની રાતે એક પાવન પુત્રને જન્મ આપ્યો. સ્નાત્ર મહોત્સવ વિષે પ્રભુ અજિત સ્વામીને દીઠા હતા; તો પણ ફરી પ્રભુને નિહાળવાને ઉત્સુક થયેલો સૂર્ય તરત બહુજ ઉંચા ઉદયાચળ ઉપર ચડયો-મતલબમાં દિવસ ઉગ્યો. તેની સઘળી બાજુએ ફેલાતી કિરણોની પંક્તિવડે શ્રીપરમાત્માની વાણીની પેઠે વિશ્વમાં વ્યાપેલું અંધારું દૂર કરી લીધું અને પરમાત્માની વાણી ભવિકજનરૂપી કમળને ખીલવે તેની પેઠે સમસ્ત જગોએ કમળોને ખીલવ્યાં. પ્રભાતે રાજાએ પુત્ર જન્મ્યાની વધામણી દેનાર પુરૂષને દાન દઈ તેના ભવની દરિદ્રતા કહાડી નાખી. તે પછી ઇંદ્રના હુકમથી કુબેરે આખા શહેરમાં આષાઢી મેઘની પેઠે સોના, રત્ન અને કપડાંનો વરસાદ કર્યો. કામધેનુ, કલ્પતરૂ, દક્ષિણાવર્ત્તશંખ અને ચિંતામણિરત્નને પણ નકામા કરતો મહેંદ્રનો દાનમનોરથ એટલું વરસાવવાથી પણ પૂરો થયો નહીં. તે વખતે ધજા, તોરણ, માણેક, સ્વસ્તિક, અગર અને માળાઓ વડે આખા શહેરમાં મોટો ઉત્સવ થઈ રહ્યો.

બીજે દિવસે રાજાએ સ્થિતિ અને પ્રસ્થિતિ સંસ્કાર કર્યો. ત્રીજે દહાડે ઉત્સવ સહિત બાળપુત્રોને સૂર્ય ચંદ્રમાનું દર્શન કરાવ્યું. છઠ્ઠે દહાડે ગોત્રજની સલાહથી 'આ પુત્ર કર્મથી જિતાશે નહિ' એવું ભવિષ્ય બાંધી ઉત્સવ સહિત **અજિત** નામ દીધું અને યશોમતિનો કુંવર લડાઈ કરી આખા જગતૂને ઉજડ કરી દે એવો બળવાન્ થશે એમ અટકળી તેનું ગોત્રમંત્ર વાણીથી **સગર** નામ રાખ્યું.

ઇંદ્રે મોકલેલી પાંચ ધાવ માતાઓથી લાલન પાલન થતા પ્રભુ પાંચ સમિતિથી વધતા વ્રતની પેઠે વધવા લાગ્યા. તે પરમાત્મન્ તમામ જગતૂને આધાર માટે લાકડી રૂપ છે, તે છતાં પોતે હાથમાં લાકડીનો આધાર રાખી જાણે ભવસમુદ્રને તરતા હોય તેમ ધીરે ધીરે હીંડવા લાગ્યા. કેટલાક દેવો ઇંદ્રની રજાથી મોર ઘોડા અને હાથીનાં રૂપ લઇ પ્રભુને રમાડવા લાગ્યા. જો કે પરમાત્મા સંસારથી વિરત–મોહ વગરના હતા; તો પણ માબાપને અને દેવોને આનંદ આપવા વાસ્તેજ બાળક્રીડા કરતા હતા. સારી અક્કલવંત સગરકુમાર માબાપને ખુશી કરવા ગુરૂ પાસેથી સંતોષ સહ અનુક્રમે સઘળી કળાઓ–તમામ હુન્નરો શીખ્યા. સોના સરખી શરીરની કાંતિવાળા, ભૂમિના ભૂષણરૂપ અને ખીલેલાં શ્રેષ્ઠ ચિન્હોથી અંકિત તે બન્ને કુમાર યૌવનવયે પહોંચ્યા. તે વયમાં સાડાચારસો ધનુષ્ય ઉંચી કાયાથી અને અપાર રૂપ લાવણ્યતાવડે દીપતા જગતૂને હર્ષ–આનંદ આપવા લાગ્યા. પોતાને ભોગની કર્મ ભોગવવાનું છે એમ ધારી પ્રભુ મા બાપને આનંદ દેવા માટે રાજાની પુત્રીઓને વર્યા. 'કર્મનું ફળ બળવાન

છે', કળાઓના આલંબન રૂપ સગરકુમાર તારાઓની અંદર કળાવંત ચંદ્રમાની પેઠે પિતાશ્રીને રાજી રાખવાને પુષ્કળ રાજકુમારિકાઓ સાથે પરણ્યા. દેવોની સેવાથી સમાધિ સહિત પ્રભુએ અનુક્રમે અઢાર લાખ પૂર્વ લગી કુમાર અવસ્થા વલોટાવ્યા પછી પુત્રવત્સલ જિતશત્રુરાજેંદ્રે તેમને પૂરા ગુણવાળા જાણીને, જો કે તેઓ ચાહતા ન હતા; તો પણ રાજ્યાસન ઉપર બેસાર્યા અને મહાન્ અક્કલવંત યુવરાજે જિતશત્રુ રાજાના હુકમથી પોતાના કુમાર સગરને પોતાની યુવરાજની પદવી ઇનાયત કરી દીધી. તે પછી જિતશત્રુરાજાએ અને માજી યુવરાજ સુમિત્રે ધર્મઘોષ ગુરૂની પાસે અપાર રાજાઓની સાથે દીક્ષા અંગીકાર કરી.

સુર અને અસુરોથી ન જીતાય એવા અને દેવોથી સેવાયલા અજિતરાજેંદ્ર જગતનું પ્રતિપાલન કરી રાજ્ય ચલાવવા લાગ્યા. યુવરાજ સગરકુમાર રાજાના હુકમથી ઘણા દેશોને સાધી ટુંક વખતમાં ફતેહ મેળવી આવ્યા. પ્રભુ અજિતજી રાજ્ય કરતાં આખા રાજ્યમાં હદથી ઉપરાંત વરસાદ, હદથી ઓછો વરસાદ—વરસાદનું ન વરસવું, ઉંદરનો વધારો થઇ ખેતીને નુકશાન પહોંચવું, તીડોનો ઉપદ્રવ થવો, પોપટ આદિ પંખીઓથી ખેતીને હાની પહોંચવી, 'દુશીરૈયતનું' તોફાન અને દુશ્મનોના લડાયક મામલાની ભીતી—એ સાત ઇતિ અને બીજી કોઇપણ જાતની બ્હીક રહીજ નહતી. સુખમાકાળની પેઠે સઘળા લોકો સુખથી દિવસો ગુજારવા લાગ્યા.

એક વેળાએ વસંત ઋતુમાં લોકોની બહુ મનવારથી અજિતપ્રભુ અંતેઉરિયોની સાથે વનમાં વનવિહાર માટે

પધાર્યા. તે વેળાએ વન કોયલોના મધુરા ટહુકડાથી અને ભમરાના ગુંજારવથી જાણે પોતાની બહાર દેખાડવાને માટે પ્રભુને બોલાવતું હોય તેમ જણાતું હતું, ઝાડોની ઉંચી ટોચોમાંથી પ્રભુને નિહાળતું હોય તેમ જણાતું હતું, પ્રભુના દર્શનવડે ખીલેલી કળિઓથી હસતું હોય એવું દેખાતું હતું અને જે વખતે પ્રભુ પાસે પધાર્યા તે વખતે ઝાડોની ચળાયમાન્ ડાળાંરૂપી હાથોથી પ્રેમવડે તેમનો સત્કાર કરતું હોય તેવું જણાતું હતું. એવા મનહર વનની અંદર પધાર્યા કેડે ખીલેલા ફૂલોના મકરંદ–મધવડે સુગંધવંત અને છત્રીની પેઠે સૂર્યના તડકા વિનાના વનમાં વિશ્વપતિ પરમાત્માએ પ્રજાની સંગાથે રમ્મત ગમ્મત ખેલવાની મરજી બતાવી. તે વેળાએ કોઇ તરૂણ બૈરી પગના અંગુઠા ઉપર ઉભી રહી ઝાડ ઉપરથી ફળ વીણી લેતી હતી, તે સ્તનરૂપી પુષ્પગુચ્છવડે શોભતી જંગમવેલ હોય તે સરખી જણાતી હતી. જેનું બદન ઝાડની ઘટામાં ઢંકાઇ ગયેલું અને ફકત મ્હોંરૂપી કમળ અંદરથી દેખાતું હતું એવી કોઈ સ્ત્રી બીજી જાતના ઝાડોમાં બીજી જાતનું ફૂલ ઉગ્યું હોય એવી શંકા પેદા કરાવી રહેલી હતી. કોઇ ચતુર સ્ત્રી 'આ મારી પાંચ આંગળીઓજ પાંચ બાણ સરખી છે, તેથી આ કામદેવના ફૂલરૂપ પાંચ બાણને ધિઃકાર છે' એવો ગુસ્સો લાવી નખથી ઝાડોના ફૂલોને ચૂંટી ખુંદી નાખતી હતી. કોઇ જવાન બૈરીએ મોગરાના ફૂલોનો હાર ગુંથીને પોતાના પયોધર ઉપર રાખી દીધો એથી તે હારના ફૂલો જાણે હાથીના કુંભસ્થળને જીતિને હાથ કરેલાં તેમાંનાં મોતી હોય તેવી શોભા ધરાવતાં જણાતાં હતાં. કોઇ વસંતરાગમાં પંચ-

મસ્વરવડે ગીત ગાતી બાળા તરત મનહર ફૂલોને પણ વિયોગી સ્ત્રી પુરૂષો જેવાં કરતી હતી. કોઇ સ્ત્રી કામદેવનાચક્ર સરખા બોરસલીના ફૂલો લઇ જાણે કામદેવની શક્તિ હોય તેમ તે ફૂલોને ગમ્મતથી પોતાના ધણીની સ્હામે ફેંકતી હતી, અને કોઇ ધોળાં કપડાં પહેરી ફૂલવાળા ઝાડોને લપટી પડી પોતાના મ્હોંરૂપી ચંદ્રમાવડે પુનમની ચાંદની :સરખી દીપતી હતી. તે વેળાએ તમામ અંગોમાં ફૂલોના ઘરેણાં પહેરી ફૂલોના આસનીઆપર બેસી, હાથમાં ફૂલોનો દડો ધારણ કરી અને માથે પણ ફૂલોનો મુકુટ પહેરી પ્રભુ અજિતજી બહુજ શોભાવંત જણાતા હતા. પ્રભુની અગાડી ગોળ કુંડાળાથી રાસડા રમતી બૈરીઓ હાથથી તાળીઓ દેઇ જોનારનાં મનનું હરણ કરતી હતી.

આ પ્રકારે કામી મનુષ્યોને કામના આનંદ રસમાં વ્યાકુળ બનેલા નિહાળી ' અહિયાં આવું છે તેવું બીજી જગોએ છે કે કેમ ? ' એવું ચિંતવતા અજિત પ્રભુને અવધિ જ્ઞાનવડે પોતાના ગુણોત્તર પૂર્વ જન્મનું અને મોટા આનંદકારી અનુત્તર સુખનું ભાન થયું કે તરત તેની અગાડી આ રમ્મત ગમ્મત રસવિનાની જણાઇ એટલે કે સાકરનો સ્વાદ લેનારા મનુષ્યને લીંબોળીનો સ્વાદ લેવાવડે જેમ તે લીંબોળી ખાતો બંધ પડે, તે પ્રભુ અજિતે નજરે અગાડી થતા ખેલને જોઇ તેની તરફ અણુગમો બતાવ્યો, અને ચિંતવન કરવા લાગ્યા કે—“અહા ! એવું લોકોત્તર સુખ ભોગવ્યું છે; તોપણ મારૂં મન હજુ આવા નહી જેવા સુખમાં રમણ કરવાને ચાહે છે ! માટે આ કામચેષ્ટાને ધિઃકાર છે ! અજ્ઞાની જીવ અપાર જન્મમાં અપાર સુખો

વિલસ્યા છતાં પણ ફરીને તે સુખોને જન્મોજન્મમાં નવા મળતા હોય તેમ ચાહે છે ! જીવ, પૂર્વે અપાર સુખ અનુભવ્યા છતાં પણ જરા પણ તેથી ધરાતો નથી; પરંતુ એક જરા દુઃખ આવતાં તેમાં તરત ઉદાસ થઇ જાય છે. પુણ્ય કરવાથી મનુષ્યને-જીવને અનેક સુખો મળે છે. છતાં તે પુણ્યની અંદર પ્રાણીને રૂચિ થતી નથી; અને પ્રમાદથી દુઃખ થાય છે; છતાં તેમાં રૂચિવંત બને છે. જડજીવ કરે છે જુદું અને તેથી જુદાજ ફળની ચાહના રાખે છે. કિંતુ લીંબોળી વાવી હોય તો શું તે બીજમાંથી કલ્પવૃક્ષનો ફણગો ફૂટે કે ! કદી નહી ! આ ભવસમુદ્રમાં વિષયરૂપ લલચાવા લાયક ખોરાકના લોભથી અજ્ઞાન પ્રાણીઓ માછલાની પેઠે વિષય કષાયરૂપ માછીઓ-ભોઇઓની દુઃખરૂપી જાળમાં સપડાય છે. આ સંસારરૂપ બજારમાં વિષયરૂપ મરજી મુજબ ચાલનારા દુશ્મનો જડ પુરૂષોના પુણ્યરૂપ ચેતન્યને કપટથી હરી લેછે. જન્મોજન્મમાં દીકરો, દોસ્તદાર અને સ્ત્રીરૂપ બંધનવડે બંધાયલો પ્રાણી પંખીની પેઠે પોતાની મરજીથી ધર્મ ની અંદર રમણ કરી શકતો નથી. જેઓ વિષય સંબંધી હલકા સુખની લાલચથી પોનું સુકૃત્ય હારી જાય છે તેઓ પગ પખાળવાને માટે અમૃતનો ઉપયોગ કરે છે." આવી રીતે અજિત પ્રભુ ચિંતવન કરતા હતા, તે સમયમાં જય જય વચન બોલતા લોકાંતિકે દેવો આવ્યા અને વિનવવા લાગ્યા-' હે પ્રભો તીર્થ પ્રવર્ત્તાવો અને સહુના મોહને હરી લ્યો.' એમ કહી તેઓ વિનયવડે નમણાસવાળા બની પોતાને ઠેકાણે ગયા. ( નિયમજ છે કે-દિક્ષા લેવાનો સમય થાય તે ટાણે લોકાંતિક દેવો આ પ્રમાણે કહે છે. ) પછી પ્રભુએ વનની સઘળી રમ્મત ગમ્મત માંડીવાળી

કામધેનુને પણ હિસાબમાં ન ગણે એવા પ્રકારે વરસીદાન દેવું શરૂ કર્યું. વરસીદાનમાં પ્રભુએ હાથી, ઘોડા, રથ, ભૂમિ, રત્ન, માણેક અને કપડાંનું દાન કીધું, તેની ગણતરી તે પ્રભુ વગર બીજું કોઇ જાણતું નહતું. પોતાના ભાઇ સગર અનાગત કાળમાં ચક્રવર્તી થવાના છે એવું જાણીને સગરકુંવર ચાહતા નહતા તોપણ અજિતપ્રભુએ તેમને પરાણે રાજ્યગાદી ઉપર બેસાર્યા.

ઇંદ્રોનાં આસન ચલાયમાન્ થવાથી દિક્ષાનો વખત થયો જાણી દિક્ષાકલ્યાણકનો ઉત્સવ કરવા ચોસઠે ઇંદ્રો પોત પોતાના સ્થળેથી ગગનમાં ઓળખંધ અને એક બીજાથી અડતા અયોધ્યામાં આવ્યા. અજિતપ્રભુ ન્હાઇ ઉંચા મૂલ્યવાળાં કપડાં અને કીમતી દાગીના પહેરી ઘર દેહરાસરમાં પરમાત્માની મૂર્તિનું પૂજન કરીને સુર અસુરોએ બનાવેલી સુપ્રભા નામની પાલખીમાં જેમ ઇંદ્ર પાલકવિમાનમાં બેસે તેમ બેઠા. હાથથી લુંછણાં લેતી મોટી (ઘરડી અને પદમાં મોટી) સ્ત્રીઓએ વધાવેલા પ્રભુ હજાર પુરૂષો સહિત ચાલતાં સહસ્રામ્ર વનમાં પધાર્યા અને ત્યાં આસોપાલવની હેઠળ પાલખી ઉતારી. એ વખતે ઉદયગિરિ ઉપરથી જેમ સૂર્ય ઉતરે તેમ પ્રભુ પાલખીમાંથી ઉતર્યા. પછી કપડાં ઘરેણાં માળા વગેરે ઉતારી દીધાં અને તે ઉતરેલાં વસ્ત્રાભરણ વગેરેને ઇંદ્રે પોતાના કપડામાં લઇ દીધા. તે કેડે નઠારા કર્મોથી પેદા થયેલા કલેશની પેઠે માથા ઉપરના વાળોને પાંચ મુંઠીથી ચુંટી નાખ્યા. અને તે વાળ ઇંદ્રે ક્ષીરસાગરમાં પધરાવ્યા. તે પછી ઇંદ્રે હાથના ઇસારાથી સઘળા કલબલાટને બંધ પાડયો. એટલે ભગવંતે ત્રિવિધે ત્રિવિધે સામાયક ઉચ્ચર્યું. એક હજાર

રાજાઓની સંગાથે ભગવંતે વ્રત અંગીકાર કર્યું. તે વેળાએ ઇંદ્રે અજિત પ્રભુના ખભા ઉપર એક ઉજળું દેવદૂષ્ય વસ્ત્ર નાખ્યું. ( દરેક તીર્થંકર જ્યારે દિક્ષા લે છે ત્યારે આ પ્રમાણે ઇંદ્ર દેવદૂષ્ય વસ્ત્ર ખભા ઉપર નાખેજ છે. ) તે માહ શુદી નોમને દિવસે છઠતપ સહિત પ્રભુને રોહિણી નક્ષત્રમાં ચંદ્રમા આવ્યે દિવસના ચોથે પહોરે મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. પછી તે જગોથી એકલા મૌન ધારણ કરી પ્રભુ વિહાર કરી બીજે સ્થળે પધાર્યા. અને ઇંદ્ર વગેરે દેવો નંદીશ્વર દ્વીપે જઇ દિક્ષાકલ્યાણક સંબંધી અઠ્ઠાઇ ઉત્સવ કરી પોતાને ઠેકાણે ગયા. બીજે દહાડે અયોધ્યાની અંદર બ્રહ્મદત્તને ત્યાં પ્રભુએ ઉત્કૃષ્ટ અન્નવડે મહા કલ્યાણકારક પારણું કર્યું. એ વખતે તે બ્રહ્મદત્તના ઘરના આંગણાંમાં પાંચ દિવ્ય પ્રગટ થયા, એટલે કે સાડાબાર ક્રોડ સોના મ્હોરોનો વરસાદ થયો, સુગંધી ફૂલો અને દેવતાઈ કપડાંનો વરસાદ થયો, આકાશમાં દેવતાઈ નગારાં વાગ્યાં, ચેલોત્ક્ષેપ થયો અને દાનદેનાર—દાતારનાં વખાણ કરતા દેવોએ જય જય શબ્દોનો ઉચ્ચાર કર્યો. પ્રભુએ જે જમીનને સ્પર્શ કરેલો તે જમીનમાં બીજા કોઇનો પગ ન પડે એટલા માટે બ્રહ્મદત્તે ત્યાં ધર્મચક્ર કરાવ્યું.

મમતા વગર આર્યદેશ અને અનાર્ય દેશોમાં વિચરતા પ્રભુજીએ ધ્યાનરૂપ અગ્નિવડે પોતાનાં ઘાતીકર્મોને બાળી ભસ્મ કરી દીધાં. હાર અને સાપમાં, રત્ન અને પથરામાં, તરખલા અને સ્રીમાં, દુશ્મન અને દીકરામાં, અને કાચ ને સોનામાં પ્રભુ સરખી નજર રાખનારા થયા. તેમજ સુખમાં ને દુઃખમાં, સંસારમાં અને મુક્તિમાં, માણસોના જથ્થાવાળી જગામાં અને ઉજડ

જગોમાં, દિવસ રાત અને સાંજમાં સરખા સ્વભાવવાળા બન્યા. કાચબાની પેઠે ઇંદ્રિયોને કબજે રાખનાર, આકાશની પેઠે લેપ રહિત, ભૂમિની પેઠે ક્ષમા કરનાર, અને હજાર કિરણવાળા સૂર્યની પેઠે તેજથી અદ્દભુત એવા ત્રણે લોકના સ્વામી ભગવંત સઘળા દેશોમાં બાર વર્ષ લગી વિચરીને ફરી અયોધ્યાની પાસે આવી પહોંચ્યા ત્યાં સહસ્રામ્ર (જ્યાં હજાર આંબાનાં ઝાડ છે તેવા) વનમાં સમછદ ઝાડની હેઠળ ગાય દોહવા બેસે તેવી રીતે બેસી ધ્યનારૂઢ થયેલા પ્રભુને ઘાતિ કર્મોનો ક્ષય થવાથી પોષ શુદ બારઅને દિવસે પાછલા પહોરે રોહિણી નક્ષત્રનો ચંદ્ર થતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે ચૌદ રાજલોક પ્રમાણ આખું વિશ્વ, જીવોની ગતિ આગતિ અને કર્મના વિપાક એ સઘળું હાથમાં રહેલા રત્નની પેઠે દેખવામાં આવ્યું. તરત ઇંદ્રનાં આસનો ડોલતાં સઘળા (૬૪) ઇંદ્રો સૂર્યના સરખા તેજસ્વી વિમાનમાં બેસીને ભક્તિ સહિત તે વનમાં આવ્યા. દેવોએ એક યોજનના માપનું ભૂમિ ઉપર રૂપા સોના અને મણિરત્નવડે ત્રણ પ્રકારવાળું અને ચાર દરવાજા વાળું સમોવસરણ રચ્યું.

અયોધ્યાની અંદર સગરરાજા સભા ભરીને તખ્તઉપર બિરાજ્યા હતા. તેમણે છડીદારે આવીને કહ્યું "સ્વામી ! કોઇ બે પુરૂષ બહાર આવીને ઉભા છે તે અંદર આવી કંઇ અરજ કરવા માગે છે." રાજાએ અંદર આવવાની રજા આપી. એથી તેઓએ અંદર આવી પગેલાગી તે બે પૈકી એકે અરજ ગુજારી કે–'રાજન! શ્રી અજિતનાથ ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે અને દેવોએ સમવસરણ રચ્યું છે તેની વધાઇ છે.' બીજા પુરૂષે કહ્યું–'મહારાજા !

વધામણિ છે. આપણી આયુધશાળાની અંદર હર્ષ આપનાર ચક્રરત્ન ઉત્પન્ન થયું છે.' આવી બે વધામણી સાથે મળતાં, તે વેળાએ સગરરાજેંદ્રનું મન એવા વિચારવામાં ઝૂલવા લાગ્યું કે–' પહેલાં ચક્રરત્નનો ઉત્સવ કરવો કે કેવળજ્ઞાનનો ? ' પણ છેવટ એ નિશ્ચય ઉપર આવ્યું કે–ત્રણ લોકને અભયદાન દેનાર પરમાત્મા ક્યાં ? અને વિશ્વને ડર પેદા કરનાર આ ચક્રરત્ન ક્યાં ? માટે પ્રથમ કેવળજ્ઞાનનોજ ઉત્સવ કરવો યોગ્ય છે. ' એમ ધારી તરત સગર રાજેશ્વર તખ્ત ઉપરથી ઉઠી ઉભા થયા અને હાથી, ઘોડા, રથ, રાણીઓ, કુંવર તથા પાળા તેમજ વ્યાપારીઓ અને બીજા લોકો સહિત વનમાં ગયા. પ્રભુને પ્રદક્ષિણા દઇ, પગે લાગી પ્રભુની સ્તુતિ કરી. તે પછી સગરરાજા અજિત પ્રભુના મુખમાંથી પ્રગટ થતી દેશના આ પ્રમાણે સાંભળવા લાગ્યા–" સ્વર્ગ અને મોક્ષનું કારણ ધર્મ એજ હમેશાં સેવવા લાયક છે. ધર્મ વિના દુઃખ, દુર્ભાગ્ય, અને ભવભ્રમણામાં જવું ને આવવું થાય છે. શ્રેષ્ઠ બુદ્ધિવંત પુરૂષ આ સાર વગરના શરીરમાંથી ધર્મરૂપ સારજ હાથ કરે છે. આ સંસારની અંદર બીજું બધું મળવું સહેલ છે; પણ ધર્મ મળવો બહુજ મુશ્કેલ છે. " આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળી પછી સગરરાજા અયોધ્યામાં આવ્યા, અને ભક્તિવડે ચક્રરત્નનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. ' ક્ષત્રીઓનો એ રિવાજજ છે. ' સઘળા દેવોએ પ્રણમેલા કૃપાના આધાર ભગવંતે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધિ સંઘ તથા તીર્થની સ્થાપના કરીને ત્યાંથી વિહાર કર્યો.

સૂર્યના સરખી કાંતિવાળું ચક્ર આયુધશાળાની અંદરથી બહાર નીકળ્યું. એટલે તે દહાડેજ સગર ચક્રવર્તીએ દિગ્વિ-

જય કરવા જવાને માટે પ્રયાણ કર્યું. ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ ઘોડા, અને ચોરાશી લાખ રથ તથા કોટીગમે પાળાઓ સાથે પહેલાં પૂર્વ દિશા તરફ રવાના થયા. લાખ યક્ષોએ અધિષ્ઠિત ગજરત્ન, અશ્વરત્ન, છત્રરત્ન, દંડરત્ન, મણિરત્ન, કાકિણિરત્ન, વર્દ્ધકીરત્ન, પુરોહિતરત્ન, ગૃહીરત્ન, ચક્રરત્ન, ચર્મરત્ન સેનાપતિ રત્ન અને ખડગરત્ન વગેરે લઇ લશ્કરવડે વિશ્વને ઢાંકી દેતા અતુલ બળશાળી સગરરાજા ચાલવા લાગ્યા. અનુક્રમે પૂર્વ સાગરને કિનારે જઇ ત્રણ ઉપવાસ કરી બાર યોજનાના વેગવળા તીરથી તેમણે માગધ દેવને બોલાવ્યો. તેની પાસેથી રત્નાદિ સારી સારી ચીજો લઇને તે દિશાના અધિપતિ તરીકે તેને સ્થાપિત કરી પારણું કરીને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. ત્યાંથી પાછા વળી ચક્રની પાછળ મજલબંધ પાડયા વગર પંથ પસાર કરતા દક્ષિણ સાગરને કાંઠે આવીને છાવણી નાખી. ત્યાં એક પોસો કરવાનું મકાન અને લશ્કરને માટે મકાનો વર્દ્ધકીરત્ને તૈયાર કર્યાં. તેમાં આવીને ચક્રવર્તીએ પોસો ઉચ્ચર્યો. પછી માગધની પેઠે વરદામને મનમાં ચિંતવી તેના ભણી તીર ફેંકયું. તે ચક્રધરને આવ્યા જાણી તુરત ચક્રવર્તીના હજૂર આવ્યો. ભક્તવત્સલ ચક્રવર્તીએ તેણે ભેટ કરેલાં મણી, સોનું, મોતી અને રત્ન વગેરે લઇ તેને તેના ઠેકાણે કાયમ કર્યો. એજ મુજબ પશ્ચિમ દરિયાના કાંઠે જઇ પ્રભાસપતિને તાબે કરી પોતાના ઉછેરેલા ઝાડની પેઠે પાછો તેને પોતાના ઠેકાણે કાયમ કર્યો. ત્યાંથી સિંધુ મહા સિંધુ દક્ષિણ કીનારે આવી સઘળી જાતની લક્ષ્મીનું મૂળ અઠ્ઠમનો તપ કરી તેની અધિષ્ઠાયિકા સિંધુદેવીને સાધી લીધી. પછી ઇશાન તરફ ચાલી ચક્રવર્તી વૈતાઢય પર્વત નજીક આવ્યા. તે જગોએ પ્રથમ ચક્રી

ભરતજીની પેઠે વૈતાઢયકુમાર દેવને સાધી લીધો. પછી સિંધુ, સાગર અને વૈતાઢયપર્વતની વચ્ચે રહેલા એક ખંડને સગરચક્રીજીના હુકમથી સેનાપતિ સાધી-તાબે કરી તે ખંડના માલેકની કનેથી પુષ્કળ ધન લઇને આવ્યો. પછી તમિસ્રા ગુફાનાં કમાડ દંડરત્નથી ખુલ્લાં કરી અંદર દાખલ થઇ નિમ્નગા અને ઉન્મગ્ના નદીના ઉપર પુલ બંધાવી તે નદીની પાર ગયા. અને ઉત્તરાર્દ્ધમાં નીકળ્યા. ત્યાં રહેલા મહાક્રૂર મ્લેચ્છોને ચક્રવર્તીએ જિતી લીધા. તદનંતર ત્યાંથી ક્ષુદ્રહિમાદ્રિના દક્ષિણ નિતંબ પાસે આવ્યા. તે ડુંગરને રથથી ત્રણ ફેરા મારી તેના માલિક ભણી એક તીર ફેંક્યું. તે તીરે બહોતેર યોજન લગી જઈ તેના માલિકને બોલાવ્યો. તેની કનેથી રત્નો વગેરે હાથ કરી ફરી તેને તેના ઠેકાણાસર કાયમ કરી ત્યાંથી ઋષભકૂટ નજીક ગયા. ત્યાં કાકિણીરત્નથી ચક્રવર્તીએ પોતાનું નામ લખ્યું. ત્યાંથી વૈતાઢય નજીક આવી તે પહાડની દક્ષિણ અને ઉત્તર પંક્તિના માલેક સઘળા વિદ્યાધરોને નાબે કરી તેઓને પાછા પોતાના દાસની પેઠે તેમના ઠેકાણે કાયમ કરી દીધા. પછી ગંગાનદીના કાંઠે લશ્કરી છાવણી નાખી ચક્રવર્તીના હુકમથી સેનાપતિએ ચર્મરત્નવડે ગંગાજીના પાર જઇ તે બાજુના રાજાને તાબે કરી લીધા ત્યાં ત્રણ ઉપવાસ કરીને ચક્રીએ ગંગાદેવીને વશ કરી લીધી. પછી તમિસ્રાની પેઠે ખંડ પ્રપાતા ગુફાનું બારણું તેના અધિષ્ઠાયક દેવને સાધીને ખોલ્યું, તેમાં એક એક યોજનને છેટે કાંકિણી રત્નવડે ઓગણપચાશ માંડળાં કરી તેમાં રહેલી બે નદીઓ ઉપર પુલ બંધાવી તે પછી તે પચાશ યોજનની ગુફા પસાર કરીને દક્ષિણ તરફના દરવાજાથી બહાર નીકળી ગંગાના આથમણા કાંઠે

આવી ત્રણ ઉપવાસ કરી ચક્રવર્તીએ ત્યાં નવનિધિ પ્રાપ્ત કર્યા. રાજાના હુકમથી સેનાપતિ ગંગાનું દક્ષિણ નિષ્કૂટ રમતમાં સાધી આવી ચક્રવર્તીના ચરણમાં આશરો લીધો. આ પ્રમાણે પાંત્રીશ હજાર વર્ષ લગી ફરી ભરતજીની પેઠે દિગ્વિજય કરી સગરચક્રી ચક્રની પાછળ હીંડતા અનુક્રમે અયોધ્યામાં આવ્યા. ત્યાં બત્રીશ હજાર રાજાઓએ, અપાર યક્ષોએ અને માણસોએ એકમત થઇને સગરચક્રીને ચક્રીપણાનો અભિષેક કર્યો. પચીશ હજાર યક્ષોવડે સેવાયલા ચક્રી ભરતચક્રીની પેઠે છ ખંડ ભરતની કુલ સત્તા હાથ કરી રાજ્ય કરવા લાગ્યા.

એવામાં કેવળાલોકભાસ્કર અજિતનાથસ્વામી વસુધા તળને પાવન કરતા વિચરતા અને પોતાની દેશનારૂપ કિરણોવડે ભવિક જીવરૂપ કમળના વનને ખીલવતા હતા. તે વેળાએ જ્ઞાનથી શ્રીપ્રથમ તીર્થંકરશ્રીએ પાવન કરેલા પુંડરીક પર્વતને જાણી તેના ભણી વિચરવાની વિચારણા કરી. એ વિશ્વના હિત કરનારા ભગવંત રસ્તામાં સિંહ, હાથી, હરિણ, ભુંડ અને સાપ વગેરે પ્રાણીઓને સઘળી ભાષાનુગામી એટલે કે પોતપોતાની બોલીમાં તમામ જાનવર માણસો વગેરે સમજી જાય તેવી વાણીથી પ્રતિબોધ કરતા આદિતીર્થ સરખા સોરઠદેશમાં પધાર્યા. તે સોરઠ દેશ શ્રીઆદિશ્વર ભગવાનનાં ગુણકીર્તનોના લીધે ગર્વવંત થયેલો હતો. અગાડી વિહાર કરતાં સેતાન કામદેવના દુશ્મન ભગવાન્ સોરઠમાં રહેલા ઉંચાં રત્નોના શિખરોવાળા અને પાવન શ્રીશત્રુંજય પર્વતની નજીક પધાર્યા ને ત્યાં ભગવંત ધ્યાનારૂઢ થયા. તેવામાં પોતાના પીંછાની કળાથી પ્રભુ ઉપર છત્ર કરતો કોઇ એક મોર ઘણા મોરોના ટોળા સાથે

તે જગોએ આવ્યો. ધ્યાનની પૂર્ણાહુતી વખતે ભગવંતે દેવોનો સંબાધ છતાં ડરને લીધે બીજે ઠેકાણે ન જતા તે મોરને પ્રતિબોધ કર્યો. પછી તે મોરોની સંગાથે અજિતસ્વામી શત્રુંજયના મુખ્ય શિખર ઉપર પધાર્યા. ત્યાં રાયણના ઝાડ હેઠળ અપાર દેવતાઓથી અર્ચાતા પ્રભુ ત્રણ દહાડા રહ્યા. પ્રભાતે પેલા ઘરડા મોરનું મ્હોત પાસે આવેલું જાણી પ્રભુએ તેને સંલેખના કરાવી. એટલે ભય અને દીનપણાથી રહિત થયેલા મોરે આહાર પાણી ખાદિમ સાદિમ એ ચારે આહારને ત્યજી દીધા. પ્રભુ મુખ્ય શિખર ઉપરથી દક્ષિણ પશ્ચિમના રસ્તે ઉતરી સુભદ્રા નામના શિખર ઉપર આવેલી સિદ્ધશિલા ઉપર જઇ બિરાજ્યા. તે વેળાએ દેવોએ ત્યાં આવી તીર્થ અને તીર્થપતિને પગે લાગી સમોસરણ રચ્યું. એટલે ભગવંત જગત્‌વિભો તેની વચ્ચેના સિંહાસન ઉપર બિરાજ્યા.

પેલો બુઢ્ઢો મોર ચારે આહારને છોડી દઇ સારા ધ્યાનથી પોતાની જીંદગી પૂરી કરીને માહેંદ્ર નામના ચોથા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો, ઉત્પન્ન થતાંજ પોતાને સ્વર્ગગતિ મળવાનું કારણ સિદ્ધગિરિ તીર્થ છે, એવું અવધિજ્ઞાનથી જાણી લઇ શ્રીઅજિત ભગવંતના તથા તીર્થનાં દર્શન કરવાને અને નમન કરવાને દેવલોકમાંથી જલદી જમીન ઉપર આવ્યો. તેને જિનેંદ્રે 'મયૂરદેવ આવો.' એવું કહી બોલાવ્યો; એટલે કાંતિથી પર્વત ઉપર અજવાશ ફેલાવતો તે મયૂરદેવ પ્રભુની સન્મુખ બેઠો. તે વેળાએ સૌધર્મેંદ્રે પ્રભુને પૂછ્યું કે—"હે વિભો ! આ મયૂરદેવ કોણ છે ? કે જેને આપે બોલાવ્યો !" પ્રભુએ કહ્યું—"આ

તીર્થની નજીકમાં એક બુઢ્ઢો મોર હતો, તેણે મારી દેશના સાંભળી જીવને મારવાનું તદ્દન બંધ કર્યું હતું અને શાંત થયો હતો. તે મોરે મારી સંગાથે આ તીર્થ ઉપર આવીને અનશનવ્રત અંગીકાર કર્યું હતું. આ તીર્થના મહિમાથી સઘળાં પાપને ક્ષય કરી એ મોર તીર્યંચના ભવમાંથી છૂટી ચોથા દેવલોકમાં આ દેવ થયેલ છે અને આ એક અવતાર એટલે હવે મનુષ્યભવ કરી અહીંયાંજ દીક્ષા અંગીકાર કરી કેવળજ્ઞાન અને કેવળદર્શન મેળવી આ તીર્થે જરૂર મોક્ષે જશે." આવી રીતે ભગવંતનું કહેવું સાંભળી તે મયૂરદેવેહર્ષથી રાયણના ઝાડ હેઠળ પોતાની મૂર્તિ કરાવી અને આનંદવડે મનોહર તીર્થની પૂજા કરી તે વખતથી સઘળા લોકોને જાણ થવાને માટે રાયણરૂખ તળે તેની પાવન મૂર્તિ પૂજાય છે.

પછી શ્રીમાન્ અજિતનાથસ્વામીએ સિંહાસન ઉપર રહીને સઘળા જીવોને પ્રતિબોધ કરવાને માટે દેશના દેવી શરૂ કરી:—"તમામ જીવો ઉપર સમાન ભાવ, ભક્તિ સહિત સંઘની ( ચારે સંઘની ) પૂજા અને શત્રુંજય તીર્થની સેવા—એટલાંવાનાં થોડા પુણ્યથી મળતાં નથી. સૂક્ષ્મ ( ઝીણા ) અને બાદર ભેદવાળા ( મોટા ) સઘળા જીવોને પોતાની બરોબર ગણી તે સઘળા જીવોની ઉપર રાગ દ્વેષ રહિત જે ચિત્ત રાખવું તે સમતા કહેવાય છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર પ્રકારના સંઘ ચાર શાખાવાળા ધર્મની પેઠે ત્રણ જગત્ના જનોથી પૂજાય છે. પાપને નાશ કરનારો સંઘ જે મનુષ્યને ઘેર આવે અને પૂજાઇને પાછો જાય, તે ઘર અને તેની પૂજા કરનારા

તીર્થરૂપ છે. આ શત્રુંજય પર્વત હમેશાં શાશ્વત છે અને સ્થિર છે; તેમજ આ સંસારસમુદ્રની અંદર ડુબતા જીવોને બચાવી જીવાડનાર દ્વીપ-બેટ સરખો છે. જેઓ આ પર્વતમાં પ્રાપ્ત થયા છે તેઓ નઠારાં કર્મો મેળવવા લાયક થતા નથી, તેઓ ભારની પેઠે પોતાના પાપોને નીચે છોડીનેજ આ ડુંગર ઉપર ચડે છે. જેણે શ્રી જિનેશ્વર તથા જિનેશ્વરનો કથન કરેલો ધર્મ આરાધેલ છે અને જેણે આ ડુંગરનું સેવન કરેલ છે, તેને નઠારી ગતિનો ડર હોયજ ક્યાંથી ! આ ડુંગર અને બ્રહ્મચર્ય એ બન્નેની સેવના કરવાવડે ઉત્તમ ફળ મળે છે; તેમાં પણ બ્રહ્મચર્યમાં તો સિદ્ધિને માટે શંકા જેવું છે; પણ આ ડુંગર સેવવાથી તો નક્કી-સંદેહ વગર સિદ્ધિ મળે છે. શ્રેષ્ઠ બુદ્ધિવંત પુરૂષ આ તીર્થની અંદર જે જે કામ કરે છે, તે તે કામ આ જન્મ અને બીજા જન્મોનાં કરેલાં કર્મોનો નાશ કરનાર થાય છે. આ શત્રુંજય પર્વત ઉપર જેઓ મોક્ષ પામ્યા છે અને જેઓ મોક્ષ પામશે; તે સઘળાને જાણતાં છતાં પણ કેવળી ભગવંત એક જીભથી કહી શકતા નથી. આ તીર્થના તમામ શિખરોમાં શ્રીજિનેશ્વરદેવની પેઠે જે મહિમા રહેલ છે, તે ક્રોડો વર્ષોની મુદતમાં પણ કહી શકાય તેમ નથી. શીળરૂપ બખ્તર પહેરીને આ ડુંગર ઉપર રહેનાર પુરૂષો ક્ષમારૂપી અસ્ત્રીથી રાગ વગેરે શત્રુઓને જરા વારમાં હણી નાખે છે. નિધિ રત્ન અને રસના આશરે રહેનાર આ સુભદ્રશિખરનિવાસી પુણ્યવંત પુરૂષોને બન્ને ભવમાં સુખ મળે છે. શ્રીઆદિશ્વર પ્રભુના આશરાથી જેવી રીતે મુખ્ય શિખર પૂજાય છે, તેવી રીતે અમારા આશરાથી આ શિખર પણ પૂજાશે."

આવી રીતે વિશ્વગુરૂ અજિતપ્રભુની દેશના સાંભળીને બહુજ રાજી થયેલા દેવો અઠ્ઠાઈ ઉત્સવ કરી પોતપોતાને ઠેકાણે ગયા. તે વેળાએ કાળા આકાશને વાદળથી વિશેષ કાળાં બનાવતા અને હિત કરનાર પવનથી વધારે ઉન્નતિવંત થયેલા મેઘ ઉત્તર દિશામાં ચડી આવ્યા. મધરા મધરા ગાજતા અને વીજળીરૂપી તરવારને ચમકાવતા મેઘ આકાશ રૂપ લડાઇના મેદાનમાં ગ્રીષ્મના–ઉન્હાળાના તાપનો પરાજય કરી વિજય મેળવવા અભ્યાસ કરતા હોય તેવા જણાવા લાગ્યા. શંખના જેવી ઉજળી બગલીઓ અમાસની અંધારી રાતે તારાની ઓળ જણાય તેમ કાળા આકાશમાં દેખાવા લાગી. પહેલી શરૂઆતમાં વરસાદ થોડો ગાજે છે તેથી સમજાય છે કે તેઓ બળવંત ગ્રીષ્મઋતુના વિજયને માટે યુક્તિ કરનાર પ્રધાનો બનેલા છે. તેના અગાડી વારંવાર વધતો જતો પવન ઘેરાવાદાર ઘટ્ટ વાદળાંઓથી મેઘને બખ્તર પહેરાવતો હોય તેમ દેખાય છે. વિજળીરૂપ તરવારથી ગ્રીષ્મઋતુને દુઃખે જિતાય તેવી જાણી, તે મેઘ તેનો પરાજય કરવામાં શક્તિવંત એવું ઇંદ્રનું બક્ષેલું ઇંદ્રધનુષ્ય ધારણ કરવા લાગ્યો. બળવંત ગ્રીષ્મઋતુ સૂર્યની આકરી–જબરી કાંતિથીજ વૃદ્ધિ પામે છે, એવું ધારી તેમણે પહેલાં સૂર્યનેજ ઢાંકી દીધો કે જેથી તે ઋતુનો વધતો તાપ અટકી પડે. તે પછી ગ્રીષ્મઋતુનો કંઇક આદર દેનારી જમીનને જાણી મેઘોએ પોતાનાં મોટાં મોટાં ફોરાંઓવડે ભોંય ઉપર માર દેવો શરૂ કર્યો. તે ટાણે આકાશ, ઉડતી બગલીઓવડે સુંદર, વીજળીથી તેજદાર સુખવંત, સાધારણ ગર્જના શબ્દથી કંઇક મનમાં બબડતું અને

ભરાવાદાર પયોધરને ધારણ કરતું જાણે ગર્ભવંતી ગૈરી હોય તેવું લોકોને વ્હાલું થઇ પડયું. મેઘ સઘળી દિશાઓની અંદર પાણીની ધારા વરસાવતા હતા અને એથી ભૂમિ રત્નધારાને ધારણ કરનારી થતી હતી. પ્રભુના સ્નાત્ર વેળાએ મેરૂ પર્વતની પેઠે તે વેળાએ શત્રુંજય ઉપર ચોમેર જળના પ્રવાહો ઉન્માર્ગે ચાલવા લાગ્યા. ધણીની ભેટ થતાં સ્ત્રીની પેઠે મેઘનો ઉદય થતાં ભૂમિ ફણગાઓરૂપ ઉભાં થયેલાં રૂવાડાંને અત્યંતપણે ધારણ કરવા લાગી. જીવનરૂપ મેઘવડે જીવન પામેલાં દેડકાં ઉંચે સાદે અણગમતા શબ્દ લવીને મેઘથી પેદા થયેલા ગારાના સરખી શિકલવાળાં થવા લાગ્યાં.

આવી રીતે વર્ષાઋતુનો વખત આવેલો જાણી મુનિઓ અને દેવોથી પરવરેલા શ્રીઅજીતનાથ પ્રભુ તે સુભદ્ર શિખર ઉપરજ ચોમાસુ રહ્યા. કેટલાક મુનિઓ કોઇ રીતનો નિયમ લઈ ગુફામાં બેસી ગયા, કોઇ સિંહની ગુફામાં જઈને બેઠા અને કોઇ સાપના રાફડાની પાસે રહ્યા. દેવોએ પ્રભુજીને માટે એક ઉંચો મંડપ રચ્યો, તેમાં રહીને સ્વામીએ ધ્યાન ધરી ચોમાસુ વ્યતીત (પૂરૂં) કર્યું. ત્યાં રહેલા પ્રાણીઓમાંથી કેટલાક જિનસેવાથી સમકિતવંત બન્યા, કેટલાક ભોળા સ્વભાવવાળા બન્યા અને કેટલાકોએ જીવને મારવાનું તજી દીધું. પછી જે વરસાદ બહુ ઉન્નતિ પામેલો હતો તે ઋતુ પૂરી થતાં બંધ પડી ગયો. 'જેમ જડના સંગથી એકાએક છેડો આવવો કે નીચી પાયરીએ પહોંચવું મુશ્કેલ નથી, તેમ જળના સંગથી પણ તેવુંજ બનવું મુશ્કેલ નથી.' તે પછી કાદવને સૂકાવનારી, આકાશ સ્વચ્છ કરનારી અને કાસડાના ફૂલોને ખીલાવતી શરદઋતુ આવી. તે ઋ-

તુમાં જળ જડ છતાં પણ નિર્મળ થયાં, કમળ ગારામાંથી પેદા થયેલ છતાં ખીલી ઉઠયાં, નદીઓ નીચી ગતિ ધારણ કરનારી છતાં માર્ગે ચાલનારી થઇ અને મેઘ મેલા હતા તે પણ તમામ જગતને જીવતદાન દેવાથી નિમળ થઇ ગયા, તથા તે જાણવા લાગ્યા કે-અહા ! દાનનો મહીમા કેવો છે કે જે અમે મેલા હતા તે પણ જીવતદાન દેવાથી નિર્મળ થઇ ગયા ! ”

એ વખતે ચોખાના ધોવણના પાણીનું પાત્ર હાથમાં લઇ મુનિઓને અલંકૃત સુવ્રતાચાર્ય ગ્લાનપણાથી ધીરે ધીરે ચડતા પહેલા શિખર ઉપર આવ્યા. તે જગોએ વિસામો લેવા માટે એ શિખરોના જોડાણમાં કોઇ ઝાડની હેઠે બેઠા. તેવામાં કોઇ તરશ્ય કાગડાએ તેમના જળપાત્રમાંનું પાણી ઢોળી દીધું. અત્યંત આકરા સૂર્યના કિરણોથી તપેલા એ મુનિનું તાળવું તરશથી સૂકાઇ જતું હતું, તેથી પોતાના જળપાત્રમાંના પાણીને ઢોળી દીધેલું દેખી તે મુની ક્રોધ કરીને બોલ્યા-“ હે કાગડા ! આ પ્રણના રક્ષણ કરનારા પાણીને તેં જરા વારમાં ઢોળી દીધું, તે નઠારા કામથી હવે આ તીર્થમાં તારી ઓલાદ આવશો નહિં, અને આ ઠેકાણે મારા તપના મહિમાથી સઘળા મુનિઓને સંતોષ દે એવું જીવવિનાનું અને પ્રાસુક પાણી હમેશાં રહેજો. ” આવાં તે મુનિનાં વચનને લીધે તે વેળાથીજ કલબલાટ કરતા કાગડાઓ ત્યાંથી ભાગી ગયા. ત્યારથી આ સિદ્ધગિરિ ઉપર કાગડા આવતાજ નથી. દુકાળ અને વિરોધ વગેરે અનર્થને શકિતવંત કરનાર કાગડા જો કદિ અહીંયાં આવે તો વિઘ્નનો નાશ કરવાને શાંતિકર્મ આચરવું. શ્રીયુગાદિપ્રભુ અને રાયણરૂખના અગાડી ક્રોડો વિઘ્નને નાશ કરે તેવું શાંતિકર્મ જૈનમુનિઓએ બહુએ વખત

કરેલું છે. તે સુવ્રતાચાર્યના તપોબળથી નૈઋત દિશા ભણી સિદ્ધગિરિના જોડાણમાં તે પાણી પ્રવર્ત્યું છે કે જે હમેશાં તરશ મટાડવા વગેરે અપાર સુખને બક્ષેછે. તે પાણીના સ્પર્શવડે રોગ, શોક, પીડા અને ભૂતવેતાળ સંબંધી તથા પાપ સંબંધી દુઃખો જરૂર નાશ પામે છે. પછી ભગવંત અજિતનાથજીએ મુખ્ય શિખર ઉપર ચડીને તે ક્ષેત્રના મહાત્મ્યથી મોક્ષને ચાહતા મુનિઓને આ પ્રકારે ઉપદેશ આપ્યો—" હે મુનીંદ્રો ! તમે અહીંયાંજ રહો. તમે પુંડરીક ગણધરની પેઠે અહીંયાંજ કર્મોનો નાશ થવાથી સારાભવને લીધે કેવળજ્ઞાન મેળવીને મોક્ષ પામશો. " આવી રીતે તે મુનિઓને કહી શ્રીઅજિતપ્રભુએ બીજે સ્થળે વિહાર કર્યો અને પાછળથી તે મુનિઓ કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા.

હવે બળશાળી સગરચક્રી રાજાઓના જથ્થાથી સેવાતા છ ખંડ ભરતનું રાજ્ય એક શહેરનું રાજ્ય ચલાવવાની પેઠે ચલાવવા લાગ્યા. તે રાજેંદ્રને:તરૂણપણાથી પૂરા અને શસ્ત્ર શાસ્ત્રના જાણનારા મહા અદ્દભુત સાઠ હજાર કુંવરો થયા. તેમાં સર્વથી મોટો કુંવર જન્હુ નામનો હતો. એકવેળાએ તે કુમારો પોતાના પૂર્વજોનાં તીર્થોને નમવાને માટે ઉત્કંઠાવંત બન્યા. તેથી પિતાની પરાણે મંજુરી મેળવી પુષ્કળ લશ્કર તથા વાહનો સહિત ચાલ્યા. સગરરાજેંદ્રની રજાથી સ્રીરત્નવિના બીજાં બધાં તેરે રત્નો, યક્ષો રાજાઓ અને બીજું બહુજ લશ્કર તેમણે સંગાથે લીધું. અનુક્રમે એક એક યોજન પંથ પસાર કરી ચાલતા તેઓ કેટલીક મુદતે અદ્દભુત અષ્ટાપદ પર્વત નજીક આવ્યા. તે ડુંગર કલ્પવૃક્ષ, ચંપા, આશોપાલવ, વડ, પીંપળા, તમાલ, ગુલાબ, ગુગળી અને બોરસલી વગેરે ઝાડોથી ઢંકાયેલો હતો. અને મણિરત્નની કાંતિના

પૂરવડે આકાશ પ્રદેશને રંગબેરંગી બનાવતો હતો. તેને નિહાળી પોતાના પૂર્વજોની કીર્તિનો કંદ હોય તેમ તેઓ માનવા લાગ્યા. પછી પ્રસન્નતાવડે તેની અષ્ટપદિકાથી તેનાપર ચડીને જગતના ઇશ-પ્રભુના મંદિરની તેમણે ત્રણ પ્રદક્ષિણા કરી, દખણાતા બારણાથી દેરુરામાં પેસી તે દિશામાં ચાર, આથમણી બાજુ આઠ, ઉત્તરાદા દશ અને ઉગમણા બે એવી રીતે ચોવીશ તીર્થંકરોની તેમણે મન વચન કાયાની નિર્મળતાવડે ફૂલ, અખંડચોખા અને સ્તવન વગેરે (દ્રવ્ય અને ભાવ) થી પૂજન કર્યું. પૂજન કર્યા પછી તે બહુજ ઉંચા મંદિરનાં પ્રેમસહિત વળી વળીને દર્શન કરતા તેઓ આ પ્રમાણે એક બીજા પ્રત્યે કહેવા લાગ્યા કે:—

" આ ચાર બારણાંવાળું જિનમંદિર ચાર જાતના ધર્મરૂપ રાજાને પેસવાને માટે અને દેવ, મનુષ્ય, તિર્યંચ તથા નરક એ ચારે ગતિઓનાં કષ્ટ કાપવાને માટે નિર્મેલું હોય તેવું લાગે છે. જે આ કળશ–ઇંડું, ધજા અને તોરણવડે સ્વર્ગ સંગાથે અથડાય છે તે એમ સૂચના કરે છે કે, આ મંદિર વગર મુક્તિપુરીના દરવાજાને ભુંગળ લાગી રહેલી છે–મતલબમાં જો આ મંદિરની ભેટ લીધી હોય તો મુક્તિપુરીના દરવાજાની ભુંગળ ભાંગી જતાં એનાં કમાડ ઉઘડી જાય છે; પણ એની ભેટ ન લીધી હોય તો તે ભુંગળ દૂર થવા પામતી નથી. વળી એ મંદિર પોતાના રત્નોવડે અમાસના અંધારાનો પણ નાશ કરી એવો નિશ્ચય કરાવે છે કે, તે પુણ્યવડે અંતરના અંધારાને પણ નાશ કરશે. આ ગિરિ ઋષભદેવ પ્રભુનું મોક્ષ કલ્યાણક થવાથી પૂજવા યોગ્ય થયેલો છે. તેથી અન્યને પણ તે કલ્યાણક

અર્પણ કરે છે. શું આ ડુંગર ભરતચક્રીની કીર્તિવેલનો કંદ છે? અથવા આ ગિરિ વિમળતાવડે તે ચક્રીની ભક્તિનું આબેહુબરૂપ દેખાડે છે? અથવા આ જગત્માં ભટકી ભટકી તપી ગયેલા લોકોની આંખ્યોનો ચંદ્રમા છે? અથવા શું મૂર્તિરૂપે ધર્મ પ્રત્યક્ષ થયેલ છે? કારણ કે તે ધર્મ અહીંયાંથીજ પ્રવર્તે છે. જુઓ, બીજાં પાવન મંદિરો પાલક નામના વિમાનની ચોમેરનાં વિમાનો દીપે તેવાં દીપી રહ્યાં છે. આ ચારે દિશાઓમાં, દેવોથી પણ ન જિતાય તેવા દ્વારપાળો રહેલા છે અને માણુસોને મુશ્કેલીથી ચડી શકાય તેવાં આ આઠ પગથીઆં શોભી રહેલ છે. તેથી જરૂર એવું જણાય છે કે ભરતેશ્વરે ભાવિ કાળમાં થનારા લોભીઆ માણુસોથી આ મંદિરનું રખવાળું કરવાને માટે આ બધો પ્રયત્ન કીધેલ છે."

આવી રીતે એક બીજા પ્રત્યે સઘળાઓ કહેતા હતા, તેવામાં જન્હુકુમારે પોતાના ભાઈઓને કહ્યું—" ભાઈઓ! હું ધારૂં છું કે કેટલેક દહાડે આપણા પૂર્વજોનું આ ઠેકાણું નાશ પામી જશે. લોભીઆ માણુસોને સો યોજન પણ કંઈ વેગળા હોતા નથી; માટે અહીંયાં આપણે એક મજબૂત ખાઈ આ તીર્થને ફરતી ખોદીએ." આવો વિચાર કરી સગરચક્રીના પુત્રો વાહન અને પરિવાર સહિત મોટી ખાઈ ખોદવા મંડી પડ્યા. પૃથ્વીના પિંડ જેટલી ઉંડી ખાઈ ખોદતાં કેટલાક નાગલોકમાં ધૂળનો વરસાદ થવા લાગ્યો, એથી નાગના મણીને મેલો કરતો, તેઓની આંખ્યોને ઢાંકી દેતો અને ભૂકો થઈને પડતો ધૂળનો જથ્થો તેમના કોપને વધારનારો થયો. તે વેળાએ સઘળા નાગકુમારો આકુળવ્યાકુળ

થઇ જવાને લીધે તેઓ ભારે સોરબકોર કરવા લાગ્યા. પછી તે સઘળાઓએ મળી પોતાના રાજા અગાડી ફરીયાદ કરી. આમ થતાં જ્વલનપ્રભ નામનો નાગરાજા બહુ ગુસ્સાથી પ્રજ્વલિત થયો; પણ અવધિજ્ઞાનવડે ધૂળ પડવાનું કારણ વિચારતાં કોપ તજી તરત ત્યાં આવી મીઠાં વચનોથી તેણે ચક્રવર્તીના પુત્રોને કહ્યું:—

"અરે ચક્રવર્તીના પુત્રો ! તમો ભરતેશ્વરના વંશના છો અને વિવેકી છો, છતાં આવી હદપાર માથાકૂટ શા સારૂ હાથ ધરી છે ? તમારા ખોદવાના ધમકારાની હવે નાગલોક પીડા પામે છે, માટે સ્નેહ વધારવા માટે આ મહેનત તમે મૂકી દો. અમારા સ્વામી શ્રીયુગાદીશ ઋષભપ્રભુ છે, અમે તેઓના સેવક છીએ અને તમો તેઓના કુળમાં પેદા થયેલા છો તેના લીધે આપણો સ્નેહ કાયમ છે."

આ પ્રમાણેના જ્વલનપ્રભના કથનથી તે સઘળા ખોદતા બંધ પડયા; પરંતુ થોડા વખત પછી તે ઉદ્ધત કુમારો બધા એકઠા મળીને વિચારવા લાગ્યા કે—"આ ખાઈ પાણી વગરની છે, તેથી કોઇ વખતે પણ આ પૂરાઇ જવાની ને એથી કોઇ વેળાએ કોઇથી આ ખાઇને ઓલંઘી આવી શકાય તેવી થશે; કેમકે ત્રણ જગતમાં પણ લોભીઆને શું અસાધ્ય છે ! કશું નહિં." આવો વિચાર કરી જન્હુકુમારે દંડરત્નવડે દરિયામાંથી ગંગાનદિનો પ્રવાહ ખેંચી લાવી તેના પાણીથી તે ખાઇ ભરી દીધી. તે પાણીની ધારા નાગલોકમાં પડતાં સઘળા નાગ ક્ષોભ પામ્યા. તેઓનાં ઘર પડી જવા લાગ્યાં અને ગારો પડવાથી તેઓ દયાજનક અવાજ કરવા લાગ્યા. એ જોઇ જ્વલનપ્રભને ગુસ્સો આવ્યો

અને તેણે વિચાર્યું કે–" અરે ! આ ચક્રીના કુમારો મૂર્ખો અને રાજ્યના ગર્વથી ભરેલા છે. અમારૂં કહેવું વ્યાજબી છતાં તેઓ કબૂલ કરતા નથી માટે તેમના મદને ધિક્કાર છે !" આ પ્રમાણે વિચારી જ્વલનપ્રભ બીજા નાગપતિઓને સંગાથે લઈ, મોટી ફણા ટોપ અને મોટુ શરીર ધારણ કરતો, તેમજ ફુંફાડા મારતો એકદમ પાતાળમાંથી બહાર નીકળીને ત્યાં આવ્યો. અને પછી પોતાની ઝેરમય નજરથી એકી વખતે સગરચક્રીના સાઠ હજાર પુત્રોને તેણે બાળી ભસ્મ કરી દીધા, આવો મોટો દાહ કરી જ્વલનપ્રભ નાગપતિ પોતાના પાતાળ લોકમાંપાછો ચાલ્યો ગયો. કેમકે શત્રુના નાશ સૂધીજ ગુસ્સો રહે છે. માટે શત્રુઓના મરણથી ગુસ્સો ઉતરી જતાં પોતાના ઠેકાણે ગયો.

સગરચક્રીના પુત્રોના નાશથી તે વખતે લશ્કરમાં વજ્ર પડયાની પેઠે એક બીજાને વ્યાકુળ કરે તેવો મહા હાહાકાર થયો. દેવના વિપરીતપણાને લીધે નિધણીઆતું થઇ પડેલું બધું લશ્કર હુવે કઈ બાજુએ જવું. એવી ચિંતાને વશ થઇ સઘળા ઉપાયથી ભ્રષ્ટ થઇ ગયું. 'ક્ષણે ક્ષણે પોતાનું મન પોતાનું હિત થાય તેવું નિરાળુંજ વિચારે છે અને દૈવ પોતાનું હિત થાય તેવું કંઇ જુદુંજ કરે છે.' ધણી વિનાના થઇ પડેલા લશ્કરીઓ દુઃખ રૂપ સાપથી પકડાયલા થઇ જરા આંસુ લૂછી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કેઃ–" આપણાં દેખતાં છતાં આ ચક્રવર્તીના પુત્રોનો નાગોએ એકી વખતે નાશ કર્યો માટે આપણું બળ તદ્દન નકામુંજ છે. રાજાઓ પોતાના રક્ષણ માટે લશ્કર રાખે છે. તો આપણુ લશ્કરીઓ વિદ્યમાન છતાં આ સઘળા રાજપુત્રો મરણ

પામ્યા છે, માટે હવે આપણે લાજ વગરના થઇ શહેરમાં જઇ શી રીતે મ્હોં બતાવીશું ? ચક્રવર્તીસગર આપણને ગમે તે ઉપાયથી પણ ખચિત્ મારી નાખશે, તેથી ઉપાય રહિત હોવાથી આપણને પણ મરવું એજ બહેતર છે. સારા સેવકો રાજાના રસ્તાનેજ વળગી રહે છે; મતલબમાં ધણી મુઆ છે, માટે આપણે પણ મરી જવું એમાંજ લાજ રહે.”

આ પ્રમાણે વિચાર દૃઢ કરી પછી બાર યોજનના વિસ્તારમાં રહેલા ઘોડા રથ ને હાથીવાળા સઘળા લશ્કરને કાષ્ટસમૂહ વડે વીંટી લીધું ને જેવા મરવાની ધારણાએ તેઓ લાકડાંને સળગાવવા માટે હાથથી દેવતા મૂકતા હતા, તેવામાં આ ઉપદ્રવ અવધિજ્ઞાન બળે સૌધર્મેંદ્રના જાણવામાં આવ્યો. એથી દયાળુ ઇંદ્ર બ્રાહ્મણનો વેશ લઇ તરત ત્યાં આવ્યો. અને ‘મરશો નહીં, મરશો નહીં,’ એમ તેમને કહેવા લાગ્યો. તેના ધીરજના વચનથી સઘળા ઉભા રહ્યા. પછી બ્રાહ્મણ વેષવાળા ઇંદ્રે આગળ આવીને પૂછ્યું કે—“ આમ બધા શા સારૂ મરો છો ? શું તમને કંઇ દુઃખ શોક કે પરાભવ પેદા થયેલ છે કે જેના લીધે આમ કરો છો ? અથવા કોઇ વલ્લભ કામની ફતેહ હાથ લાગવા આ કામ કરો છો ?” તેનાં આવાં વચન સાંભળી તેઓ આદર સહિત બોલ્યા કે—“ હે પરવ્યસનથી પીડા પામનાર પુરૂષ ! અમને જે પીડા આવી પડેલ છે તે સાંભળો' અગાડી નજર કરો, આ સગરચક્રીના કુંવરો પડેલા છે, પોતાની કરણીથીજ તેમનાં શરીર બળી ખાખ થયાં છે; પણ અમો હાજર છતાં આ અમારા માલિકના પુત્રોની આ વલે થઇ છે તે શરમને લીધે

અમો બધા બળી મરવા ચિતામાં પેસીએ છીએ." તે સાંભળી ઇંદ્ર બોલ્યો-"તમે જે આવું અતોલ સાહસ કરવા ઇચ્છો છો, તે સ્વામીની ભક્તિના લીધે, સ્વામીની બ્હીકના લીધે કે સ્વામીના દીકરા મરી ગયા તેના શોકને લીધે ?" તેઓએ કહ્યું—"અમો મરણને માગતા નથી. અમે મરવાને તૈયાર થયા છીએ તેનું કારણ ફક્ત ચક્રવર્તીની બ્હીકજ છે કે તે ગમે તે રીતે પણ અમને મારી નાખશે." આ પ્રમાણે તેઓનું બોલવું સાંભળી ઇંદ્રે પોતાનું સ્વરૂપ ખુલ્લું કરી કહ્યું-"આ કામમાં તમારો કંઇ પણ વાંક મારા દેખવામાં આવતો નથી, માટે તમો મરશો નહીં. તમારા માટે ચક્રવર્તી તરફથી થનારો દ્વેષ હું દૂર તજાવીશ. માટે મારા કથનથી તમે તમારા પતિના નગર ભણી રવાના થાઓ." આવી રીતે તેઓને દિલાસો દઇ તેઓના દેખતાંજ ઇંદ્ર અંતર્ધાન થઇ ગયા.

ત્યાર પછી તે લશ્કરીઓ પરાણે પરાણે કંઇક શોક રહિત બની ધીરે ધીરે અયોધ્યા ભણી ચાલ્યા. ભાંગેલે પગે રસ્તો કાપતાં કેટલીક મુદતે તેઓ અયોધ્યાની નજીકમાં જઇ પહોંચ્યા. ત્યાં ઇંદ્રને યાદ કરતાં તરત કૃપાવંત ઇંદ્ર ઝડપથી આવ્યા. પછી પાંચસો વર્ષના મરી ગયેલા એક બાળકને ઉંચકીને બ્રાહ્મણનો વેષ લઈ ઇંદ્ર તરત સગરચક્રવર્તીની પાસે આવ્યો. રાજદ્વાર અગાડી કઠોર વાણીએ મોટી પોક મૂકી રોવા મંડયો. પછી ભૂમિની, દૈવની અને ચક્રવર્તીની બદબોઈ કરતો બોલ્યો-"હે ભૂમિ ! તું સઘળાંને સહન કરનારી અને કઠિણ છું. હે જડા ! તું શ્રી ઋષભભગવાન્ અને ભરત સરખા રાજાની પાછળ કેમ ન ગઇ ? હે

દિગ્પાળો ! હે લોકપાળો ! તમને પણ ધિક્કારછે કે તમે સઘળા શુભ અશુભ વ્યાપારના સાક્ષી છતાં તમે પણ ઉપેક્ષા કરો છો. હે નિર્દય દૈવ ! તું સમાધિ રહિત બીજા સઘળાઓને સુખ આપે છે અને મને અવળું થઇ શા માટે દુઃખ દેછે ? અથવા મેં પૂર્વે બહુજ આકરાં ખોટાં કામો કરેલ હશે કે તે આજે ઘડપણમાં દીકરાના મ્હોતથી ફળ્યું છે. હે દૈવ ! અગાડીના ગુસ્સાને યાદ લાવી આ બાળકનું મરણ કરતાં તેં મરવાને ચહાતા એવા મારા સરખા બુઢ્ઢાને અને મારી સ્ત્રીને પણ હરી લીધેલ છે. હે ચક્રવર્તી ! નઠારા દૈવથી મારૂં સંરક્ષણ કરો ન્યાયથી ભૂમિનું રક્ષણ કરો, અને ભરતરાજાની સ્થિતિને યાદ લાવીને નગરની અંદરથી સઘળાં પાપોને અળગાં કરી દ્યો. હે રાજન ! સઘળા દિગ્પાળો સુખમાં ગૃદ્ધ બનેલા છે અને ભૂમિ ચેતન રહિત છે; ફક્ત તમોજ દૈવમય છે તેથી તમો મારૂં રક્ષણ કેમ કરતા નથી ? જે વખતથી શ્રીઅજીતનાથસ્વામીએ દિક્ષાવ્રત અંગીકાર કર્યું. તે વખતથી સૂર્ય વિના ચંદ્રમાની પેઠે આ લોકમાં તમોજ એક પાળક છો. ”

આવાં વચન સાંભળી પોતામાં દોષ આવ્યો હોવાથી ચિંતા કરી ખેદ પામેલા સગર રાજેંદ્ર માણસ મોકલી તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવ્યો. ચક્રવર્તીનું દર્શન થતાં તે બાળકના મુડદાને રાજા અગાડી મૂકી બ્રાહ્મણરૂપ વાળા ઇંદ્રે મહા કરૂણા સ્વરથી રોવા માંડયું. જેથી સઘળાં સભાજનો પણ દિલગીર થઇ ગયાં. છાનો રહેવા આવ્યો તે વખતે ચક્રીએ તેને રોવાનું કારણ પૂછયું; એટલે તેણે કહ્યું “ હે સ્વામી ! મારે આ એકજ

દીકરો હતો તે મરી ગયો તેથી જે અપાર દુઃખ મને થયું છે તે હું તમને કેટલુંક કહી બતાવું ! આજ રાત્રે આ મારો લાડકવાયો દીકરો સૂઇ ગયો હતો, ત્યાં ઓચિંતા કોઇ મહા ક્રૂર સાપે આવીને એને ડંખ દીધો. પણ તેમાં તે સાપનો, બાળકનો કે મારો લગાર પણ દોષ નથી; પણ શ્રીજિનપ્રણિત ધર્મ રહિત આ દેશનો કે તમારો દોષ માલમ પડે છે. માટે હે રાજન્ ! ચાહે તે મંત્ર યંત્રાદિના ઉપાયો કરીને આ મારા દીકરાને સાવધ કરો. નહીં તો એના મુઆનો દોષ તમને લાગશે અને મારા કુળનો નાશ થશે ”

પછી સગરરાજેંદ્રે કેટલાએક મંત્રના જાણનાર માણસોને બોલાવ્યા, અને તેઓએ આવી બહુ બહુ ઉપાય કર્યા; પરંતુ બાળકને મરી ગયેલો જાણ્યો કે એક બીજાએ વિચાર કરીને ચક્રીને કહ્યું કે—“ હે સ્વામી ! આ બાળક મંત્ર અને ઓસડોના ઉપાયથી સજીવન થવો મુશ્કેલ છે; પણ જેના ઘરમાં અગાડી કોઇ મરી ન ગયું હોય તેના ઘરની જો રાખ લાવવામાં આવે તો તેનાથી આ બાળક સજીવન થાય તેમ છે. ” તેઓનું એવું બોલવું સાંભળી ચક્રીએ તેવી રક્ષા લાવવાનો સઘળા રાજાઓને હુકમ કર્યો. ઇંદ્રે પણ વૈક્રિયરૂપથી ઘરે ઘર જોયાં. રાજ પુરૂષો જેના જેના રસોડામાંથી રાખ લેવા જતા તેને તેને એવું પૂછતા કે—‘ તમારા કુળમાં કોઇ મુઉં છે કે નહીં ? ’ આના જવાબમાં કોઇનો બાપ, મા, ભાઈ, બહેન વગેરેના મુઆ સંબંધી તેમના મ્હોંથી સાંભળી, તેના ઘરની રાખ છોડી દઇ બીજે ઘેર જતા હતા. આ પ્રમાણે આખા શહેરમાં ફરતાં કોઇ પણ ઘર-

માંથી એવી રક્ષા મળી નહીં એટલે તેઓ ફરીને પાછા પોતાના રાજા પાસે આવ્યા. ઇંદ્રબ્રાહ્મણ પણ બહુ દુઃખી થઇને પાછો આવ્યો. પછી ચક્રીએ કહ્યું "હે ભૂદેવ ! મારા ઘરમાં કોઈનું મરણ થયેલ નથી, તેથી મારા રસોડામાંથી રાખ લાવો" ઇંદ્રે ચક્રીના ઘરમાં રાખ લેવા જતાં ચક્રીનાં માતા યશોમતિને પહેલાંની પેઠે પછ્યુ, એટલે તે માતાએ કહ્યું કે,—"આ ઘરમાં ચક્રવર્તીના પિતા સુમિત્રનું મરણ થએલું છે." તેથી તે રાખ તજી દઇ ઇંદ્ર સગરરાજાની આગળ આવી તેમના પિતાના મરણની વાત બોલ્યા. તે વેળાએ વૈદ્યોએ પોતાને બોલવાનો વખત મળ્યો જાણી મનમાં રાજી થઇ બોલ્યા કે,—"એવી ભસ્મ મળ્યા વગર બીજાં ગમે તેટલાં ઓસડો કરીએ તોપણ તેનાથી આ કામ થવાનુંજ નથી માટે આમાં હવે વૈદ્યોનો બિલકુલ દોષ નથી." આ સાંભળતાં વેંતજ ઇંદ્રબ્રાહ્મણે પાછું છૂટે મ્હોંડે અત્યંત રોવું શરૂ કર્યું, ને તે સાંભળવાથી ચક્રીનું હૃદય બહુજ પીગળી ગયું તે વેળાએ ચક્રવર્તીનું સઘળું લશ્કર રાજદ્વારમાં આવીને ઉભું હતું. થોડીવાર બ્રાહ્મણને શાંત પાડવા દઇ ચક્રવર્તીએ મીઠે વચને એ દુખિયારા બ્રાહ્મણને કહ્યું કે—"હે બ્રાહ્મણ ! શોક કરો નહીં, સંસારની સ્થિતિજ એવી છે. આ સંસારમાં જન્મેલો પ્રાણી ખચિત્ મરીજ જાય છે. ખરી રીતે જોતાં કોઇ પણ કાયમ રહેતું નથી. જગત્‌ને પૂજવા લાયક વજ્ર સરખા શરીરવાળા અને યોગીંદ્ર એવા અનંત તીર્થંકરો પણ ચાલ્યા ગયા, તો બીજા પ્રાણીઓની શું વાત કરવી ? સાત ધાતુનું બનેલું જે શરીર ભુખ, તરશ, તાઢ અને તડકા વગેરેથી પીડાય છે, તે શરીરની સ્થિરતાને મૂર્ખાઓજ કબુલ રાખે છે. ભાઇ, દીકરા, અને વૈરી

વગેરે જે કંઇ સંબંધીઓ છે, તે સઘળાં સ્વાર્થને વાસ્તેજ ભા આવ કરે છે, ફક્ત તેના માટે આત્માને માત્ર દુઃખ થાય છે. હમેશાં પોષણ કરેલો પોતાનો દેહ પણ જેને તાબે નથી, તેને મા, બાપ, ભાઇ અને દીકરા વગેરે કેમ તાબે રહે!" આ પ્રમાણે સગરરાજન્ સુબોધ દેતા હતા, તેવામાં ઇંદ્રે પ્રત્યક્ષ પોતાનું સ્વરૂપ ધારણ કરીને કહ્યું કે—" હે રાજા! શું તમે સંસારની સ્થિતિ જાણો છો? ખરેખર આ સંસાર તેવોજ દુઃખ દેનારો છે. તેમાં આળસથી આંધળા બનેલા પુરૂષોજ જેમ તેમ ચાળા કરી રહ્યા છે. આં જગત્ બધું કર્મવડેજ પેદા થએલ છે અને કર્મવડેજ નાશ પામે છે, તો તેમાં ભાઇ દીકરા અને દ્રવ્ય વગેરેના ફાયદાની તો શું ગરજ કરવી? હે ચક્રી! તેનો દાખલો તમારે ત્યાંજ છે. જુવોને પૂર્વે તમારા સાઠ હજાર કુમારો પણ તેવીજ રીતે મરી ગયા છે" આવી રીતે ઇંદ્રે કહ્યું તેજ વેળાએ દ્વાર ઉપર ઉભેલા સઘળા લશ્કરીઓ શોક કરતા કરતા સભામાં આવ્યા. અને પોતાની છાતીને કૂટતાં કૂટતાં તેઓએ ચક્રીના અગાડી તેમના કુળના નાશની વાત કહી સંભળાવી. તે સાંભળતાંજ ચક્રીને મૂર્છા આવી. ઇંદ્રે પંખાવડે વાયરો નાંખી, ગોરૂચંદન ઘસી તેનો લેપ કરી, કમળસહિત પાણી તેના શરીર ઉપર સીંચ્યું, તેથી પરાણે ચેતન પ્રાપ્ત થયું. પણ ફરી પુત્ર મરણ યાદીમાં આવતાં શોકની બંધાયલી ગાંઠથી ગળું રૂંધાઇ જતા તે સગરરાજા વારેવારે બેભાન થવા લાગ્યા. ઇંદ્રે જાણ્યું કે, જો આમ વારેવારે ઝોબા-મૂર્છા આવશે તો રાજાનું મ્હોત થશે. તેથી તેને ગળે હાથ નાંખી ઇંદ્ર પણ છૂટે મ્હોડેતી રોવા મંડયા, એટલે ચક્રી પણ તેવીજ

રીતે રોવા લાગ્યા. તે બન્નેના રોવાના નાદવડે પૃથિવી અને ખગોળમાં રહેનારા ચરાચર જીવો જાણે દુઃખના દરીઆમાં ડુબી ગયા હોય તેવા જણાવા લાગ્યા. જ્યારે શોકની ગાંઠ બહુજ વેરાઈ લીન થવા આવી ત્યારે ઇંદ્રે ચક્રીને કહ્યું,—"હે ચક્રવર્તી! તમે સમજદાર થઇને પણ મૂર્ખ માણસની પેઠે દુઃખ આવી પડતાં કેમ મુંઝાઓ છો? આ સંસારમાં કોઈ જીવ પોતાના કર્મથી ટુંકા આયુષ્યવાળા અને લાંબા આયુષ્યવાળા થાય છે, તેઓના જન્મ અને મરણમાં શી ચિંતા કરવી? વળી પૂર્વે વૈરાગ્ય વચનો વડે તમોજ મને સુબોધ દેતા હતા, અને આ વખતે તમેજ આમ શોક કરો છો, એ કેવી વાત કહેવાય?" આવી રીતે ઇંદ્ર કહેતા હતા, તેવામાં દ્વારપાળે આવી અરજ કરી કે,—પ્રભો! કોઇ બે પુરૂષો દ્વારે આવી ઉભા છે અને તેઓ આપને નમન કરવા ચાહે છે." સહેજ ભ્રકુટીના ઇસારાથી ચક્રીનો હુકમ મેળવી દ્વારપાળે તે બન્ને પુરૂષોને સભામાં દાખલ કર્યા. તે પૈકી એક પુરૂષે કહ્યું કે,—"શ્રી અજિતનાથ સ્વામી શહેર બહાર પધાર્યા છે." બીજે કહ્યું—"હે સ્વામી! આપનો જય થાઓ. આપના પુત્રોએ ખેંચી લાવેલા ગંગાનદીનો પ્રવાહ અષ્ટાપદ પર્વતને ફરતી ખોદેલી ખાઇને ભરી દઇ હવે જમીનને બોળી દે છે, તેની ફેલાતી રેલથી પડખાના રહેનારા લોકોની જમીન સહ્યગિરિના દરિયા લગી દ્વીપની પેઠે થઇ ગઇ છે. એ ગંગાનુ પૂર પ્રલયકાળના સમુદ્રની પેઠ વધીને આ સઘળી ભારતભૂમિને દ્વીપના સરખી કરી દેશે એવું હું ધારૂં છું તેથી હે વિભો! તે રેલમાં ડુબી જતા એવા અમારૂં સંરક્ષણ કરો. હે નાથ! નહીં તો નિધણીયાતાની પેઠે અમે નાશને ભેટી પડીશું."

પ્રભુનું પધારવું, પુત્રોનો નાશ અને દેશના ઉપદ્રવની વાત એકી સાથે સાંભળવામાં આવવાથી ઢીલા થઇ ગયેલા ચક્રીને ઇંદ્રે કહ્યુ—" હે રાજન્ ! હવે શા તર્કવિતર્ક કરો છો ? પુત્રની દિલગીરીને તજી દો, અને તે દિલગીરીનો નાશ કરનારા પ્રભુરૂપ મહાવૈદ્યને ભજો. પ્રભુ પ્રણિપત્યથી થનારા પુણ્યલાભને પુત્રની દિલગીરી લાવી અફળ કરો નહીં. ગંગાના પ્રવાહને રોકાણ કરવાને જન્હુના કુમાર ભગીરથને હુકમ કરો; તે નાગકુળનો ઉપદ્રવ કર્યા બાબત પોતાના પિતાનો દોષ મટાડી શકશે." આવાં ઇંદ્રનાં કથન સાંભળી સગરરાજેંદ્રે સહેજ આંસુ વહેવરાવતાં ભગીરથને બોલાવી પોતાના ખોળામાં બેસાર્યો. તેનું માથું સુંઘી, મુખને ચુંબન કરી રાજાએ કહ્યું—" વત્સ ! આપણા ભારતવંશના ઉપર આ કેવું કષ્ટ આવી પડયું ? દાવાનળથી દગ્ધ થયેલા વગડામાં એક ફણગાની પેઠે તુંજ એક મોટી ઉન્નત્તિવાળી કુળસંતતીમાં બાકી રહેલો છું. માટે હે પુત્ર ! આ ગંગાના પ્રવાહમાં ડુબતા લોકોની રક્ષાને માટે ત્યાં જઇ, જ્વલનપ્રભ નાગપતિને સેવાવડે રાજી કરી તે ગંગાના પ્રવાહને દંડરત્નવડે પાછો વાળી સમુદ્રમાં લઇ જા." દાદાની આવી આજ્ઞા થતાં ભગીરથ કુમાર તરત મોટા લશ્કર સાથે ધૂળવડે સૂર્યને ઢાંકી દેતો અને પૃથિવીને ક્ષોભ પમાડતો ત્યાંથી ચાલ્યો. એટલે સગરરાજા ઇંદ્રની સાથે રણુવાસ સહિત ફરી દિલગીરી ન થાય તેવા હેતુથી આદર સહિત શ્રી અજિતનાથપ્રભુને વંદન કરવા આવ્યા, અને સમવસરણની અંદર દાખલ થઇ મહા જ્ઞાનવંત પરમાત્માને ત્રણ પ્રદક્ષિણા દઇ સ્તુતિ કરવા લાગ્યા—" અપાર પીડાતા લોકોને શોક વગરના કરવામાં અને અંતરંગના વ્યાધિઓનો નાશ કરવામાં ચ-

તુર એવા હે સ્વામી ! આપને નમસ્કાર કરૂં છું." આ પ્રમાણે ભક્તિ પુરઃસર સ્તવના કરીને તેઓ લાયક જગોએ બેઠા. પછી પ્રભુએ અતિ કલેશનો નાશ કરનારી વાણીવડે દેશના દેવા માંડી.

"હે ચક્રી ! આ સંસાર અસાર છે. શરીર રોગ અને શોકનું વાસણ છે. વિષયો વિષ સદૃખા દુઃખ દેનારા છે. ભોગ સાપણની ફેણ સરખા છે. જીવન પાણીના ટીંપા સરખું સ્થિરતા વિનાનું છે. જે ક્ષણ પહેલાં સુંદર લાગતું હતું, તે ક્ષણ પછી બહુ દુઃખ દેનાર લાગે છે. તત્ત્વથી જોતાં આ સંસારમાં કંઇ પણ કાયમ છેજ નહીં. ફક્ત ત્રણ તત્ત્વજ કાયમ છે. ( દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વ ) કુટુંબ અને દ્રવ્યાત્મક પાસ બંધ- નથી આ સંસારરૂપ બંધીખાનામાં વિદ્વાનો પણ આળસના લીધે બંધાય છે, જેઓ આ વિષમ આવર્ત્તવાળા ભવસમુદ્રમાં વહન થયા નથી તેવા પુરૂષો કાળી ચિત્રાવેલીની પેઠે વિરલાજ છે."

આ પ્રમાણે પ્રભુની દેશનારૂપી અમૃતનું પાન કરી સગર રાજાએ શોકરૂપ ઝેરને તજી દીધું. અને પછી પ્રસન્નતાથી પ્રભુને પૂછવા લાગ્યા કે–"હે સ્વામી ! આ જગત્ સર્વ કર્મને તાબે છે, તો આ મારા સાઠ હજાર પુત્રોએ તેવું શું કર્મ કરેલું હતું કે, જેથી તેઓને તે કર્મ એકી વખતે મ્હોત આપનાનાર થઇ પડયું ?" આ પ્રમાણે પૂછતાં કેવળજ્ઞાનવડે ચરાચર વિશ્વને વિલોકનારા વિભુ, તેઓના તેવા કર્મબંધનના કારણરૂપ પૂર્વ ભવને કહેવા લાગ્યાઃ—

"કોઇ એક પલ્લીમાં ચોરીનોજ ધંધો કરનારા અને પોતાના દુષ્ટ ચિત્તની અંદર હમેશાં પારકું ધન અને પારકી બં-

રીનુંજ ધ્યાન ધરનારા સાઠ હજાર મહા તોફાની ભીલો રહેતા હતા. એક વેળાએ ઘણા ધનથી ભરપૂર કોઇ એક સંઘને ભદ્દિલપુરથી નીકળી શત્રુંજય તરફ જતો જોઈ તે ભીલો લોભમાં આંધળા બની વિચારવા લાગ્યા કે–' આ સંઘને રસ્તામાં જતાં રાતે આપણે લુંટી લેવો." સાઠ હજાર ભીલોએ એકમતે આ ઠરાવ પાર પાડવાને કબૂલ કર્યું. તે સાંભળી કોઇ ભદ્રક–ભોળા કુભારે કહ્યું કે–' !આપણા આવા વિચારને ધિઃકાર છે ! આવો વિચાર તે વિપત્તિ રૂપજ છે; કેમકે બીજા હજારો પુરૂષો ધનવંત છતાં તેઓને છોડી યાત્રાળુઓને લુંટવા ચાહીએ છીએ. આ સઘળા યાત્રાળુઓ જે ધનને સારા ક્ષેત્રમાં વાવવાને માટે લઇ જાય છે, તે ધન આપણે લુટી લેવું તે સહુથી બહુજ ચડીઆતું અધર્મીપણું છે ? પૂર્વના પાપબળથી આપણને હાલ તો આવો હલકો નિંદા કરવા જેવો અવતાર મળેલો છે; છતાં ફરી આવું લુંટારાપણાનું પાપ કરીએ છીએ. તો પછી આપણી શી. ગતી થશે ? આ યાત્રાળુઓ પૂર્વના પુણ્યાનુંબંધી પુણ્યથી અહીંયાં દાનવીર થયેલા (ધન વાવરવામાં શૂરા બનેલા) છે અને આ ભવમાં આ તીર્થરાજની યાત્રા કરવાથી આવતા ભવમાં પણ પાછા સુખી થશે. દોસ્તદારો ! કદી તમે મને બિલકુલ બ્હીકણ કહેશો; કાયર કહેશો; તો પણ આ કામ કરવામાં તો હું તમને સલાહ આપવામાં કે સામેલ થવામાં એકમત થઇશજ નહીં ' આવી રીતે બોલતા તે કુંભારને પોતાના મતથી જુદો પડેલો જાણી તેને બંધીખાના સરખી પોતાની પલ્લીમાંથી કહાડી મુકયો. પછી તે તોફાની અને મોટાં પાપ કરનારા દુષ્ટોએ એકઠા થઇ પાસેના રસ્તે આવતા તે સંઘને લુંટી લીધો. તે વખતે જેમ દુરા-

ચાર–નઠારી ચાલ ચલગતથી યશ અને ચાડીયાપણાની સારા ગુણો નાશ પમે, તેમ તે ભીલોના હલ્લાથી સ ઘના માણુસો દશે દિશાઓમાં ભાગવા લાગ્યા. તે સંઘને લુંટી પાપના જથ્થાથી દુષ્ટ બુદ્ધિવંત તેઓ વાંકા થયલા–વકરેલા ગ્રહની પેઠે પાછા પોતાને ઠેકાણે ગયા.

આ ખબર જ્યારે ભદ્દિલપુરના રાજાને થઇ, એટલે તેણે મોટા લશ્કર સહિત ઝડપથી આવી તેઓની પલ્લી ઉપર ઘેરો ઘાલ્યો. તે ભીલો મોટા લશ્કરને જોઇ સઘળા લુંટારાઓ બ્હીને નિગોદીઆ જીવોની પેઠે પોતાના કિલ્લામાં ભરાઇ પેઠા. તે વેળાએ જાણે તેમનાં કુકર્મોએ પ્રેરેલો હોય, તેમ પવનથી પ્રેરાયલો અગ્નિ તે પાલમાં પ્રજ્વલિત થઈ–સળગી ઉઠી લોકોને બાળવા લાગ્યો. જેમ પુણ્યને ક્રોધ અને સદ્ગુણોને દુર્જન બાળે તેમ એ અગ્નિ પાણીથી હોલવતાં છતાં પણ તે પાલને બાળવાને સમર્થ થયો. બળીજતા તે ભીલો ધમાડાવડે આકળ વિકળ થઈ કુંભીપાકના દુઃખને સહન કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે–આપણ પાપીઓને ધિઃક્કાર છે કે, આપણે આ સંઘને લુંટ્યો. મહા દારૂણ કુકર્મનાં ફળ તરત આપણને મળ્યાં. લોભ વગરનો અને પુણ્યશાળી પેલો બિચારો કુંભાર આપણને મના કરતો હતો; તો પણ કુકર્મીજનો જેમ ઉત્તમ પુરૂષને કહાડી મૂકે, તેમ આપણે તેને પાલમાંથી કહાડી મૂક્યો.' આ પ્રમાણે ધ્યાન કરતા તે ભીલો પોતાના પરિવાર સહિત અગ્નિરૂપી શસ્ત્રવડે એકી વખતે મ્હોતને તાબે થયા–મરી ગયા. 'કર્મની સ્થિતિ એવીજ છે!' જે સંઘ શ્રી અરીહંતને પણ પૂજ્ય છે અને જે તીર્થનું પણ તીર્થ છે. તેવા સંઘનું જે અહિત કરે છે, તે ખરે

ખરા નારકીજ છે; માટે હમેશાં સંઘની આરાધના કરવી. કદિ પણ તેની વિરાધના કરવી નહીં. સંઘની આરાધનાથી મુક્તિ મળે છે, અને વિરાધનાથી નરક મળે છે જેઓ તીર્થે જતાં યાત્રાળુઓને રસ્તામાં કનડે છે, તેઓ ગોત્ર સહિત નાશ પામી અચિત્ નઠારી ગતિમાં જાય છે,

તે સાઠ હજાર લુંટારાઓ પશ્ચાતાપ કરતા બળીને મરી નરકમાં ગયા. ત્યાંથી નીકળી દરિયામાં માછલાં થયા. ભોઇ–માછીમારોએ તે સઘળાઓને એકી વખતે જાળમાં ફસાવી બાંધી લીધાં અને મારી નાંખ્યા. ત્યાંથી મરી કર્ણશૃગાળી જાતના જાનવરપણે પેદા થયા. એવી રીતે બહુ ભવમાં ભટકીને પાછા શીકારમાં તૈયાર રહેનારા ભીલો થયા. એક વખત જંગલમાં ફરતાં તે ભીલોએ એક શાંત પ્રકૃતિવંત મુનિને દીઠા. સારી વાસના ધારણ કરીને તેઓએ મુનિને નમન કર્યું. જ્ઞાનવંત મુનિએ તેઓને ધર્મનો ઉપદેશ દીધો. તેથી દુર્નયની અંદર શંકાવંત બન્યા હોય તેમ તેઓએ ભદ્રિકપણું મેળવ્યું. જેનો નજીક ઉદય થવાનો છે એવા તે ભીલોને ધર્મનો વિશેષ લાભ આપવા માટે એ જ્ઞાની મુનિ એક ચોમાસુ તેમના ગામમાંજ રહ્યા. પેહેલે મહિને તેમણે સાતે વ્યસનો છોડી દીધાં બીજે મહિને અનંતકાયનો પ્રતિબંધ કર્યો. ત્રીજે મહિને રાતે ખાવું તજી દીધું અને ચોથે મહિને અનશન કરી રહેલા તે ભીલો વીજળીના પડવાથી એકી વખતે બધા મરી ગયા. હે ચક્રવર્તી ! તેઓ ત્યાંથી મરીને તમારે ઘેર પુત્રપણે અવતર્યા. કર્મની બધે પ્રધાનતા હોય છે. જે પેલા કુંભારે સંઘ લુંટવાને સલાહ આપી ન હતી,

તેણે તેજ ભવમાં મોટી સમૃદ્ધિવાળું રાજ્ય મેળવ્યું. સારી ભાવનાવડે ઉત્તરોત્તર ઉત્તમ ભવને મેળવી છેવટે તમારા જન્હુનો પુત્ર આ મહત્ ઉદયવંત ભગીરથ કુમાર થયેલો છે. હે રાજન! પૂર્વે કર્મના જોગથી તમારા પુત્રો એકી વખતે મરણ પામ્યા છે. માટે આ તત્ત્વ તમો મનમાં ગ્રહણ કરજો કે, કોઇપણ ડાહ્યા મનુષ્યે મનવડે સંઘનું અપમાન કરવું નહિ; કારણ કે તે બોધિ વૃક્ષને બાળવામાં અગ્નિ સરખો અને નઠારી ગતિ દેનાર નીવડે છે. જેઓ યાત્રાળુ લોકોને કપડાં, અનાજ–ખોરાક અને પાણી વગેરે આપીને પૂજે છે, તેઓને તીર્થ યાત્રાનું મોટું ફળ મળે છે. સંઘ એજ પેહેલું તીર્થ છે, અને તે વળી તીર્થ યાત્રાએ જતો હોય ત્યારે તો કલ્યાણની ચાહનાવાળા પુરૂષને વિશેષપણે પૂજવા લાયક છે. હે રાજન્! તમારે પુત્રોની બાબતમાં શોક કરવો નહીં. ધર્મના દ્રોહવડે પેદા કરેલા કર્મથી તમારા પુત્રો પેદા થઇ નાશ પામી ગયા છે. હે રાજા! રાજ્યમાં, પુત્રમાં અને સ્ત્રીમાં તમો હજુ સુધી શા માટે મમતા રાખો છો? હવે આત્માનું હિત કરો. ફરીવાર માનવભવ કયાંથી મળશે?"

આ પ્રમાણે પ્રભુના મુખથી પોતાના પુત્રના પાછલા ભવોને જાણી સગરરાજા શોકથી મુક્ત થઇ હૃદયની અંદર ઉત્કૃષ્ટ વૈરાગ્ય પામ્યા. તે સમયે ઇંદ્રે કહ્યું—"હે ચક્રવર્તી! તમે ભરતચક્રીની પેઠે છ ખંડ ભૂમિને સાધી છે તો હવે તેઓની પેઠે સંઘપતિ થાઓ." આ સાંભળી સગર ચક્રવર્તી તીર્થયાત્રાને માટે આદરવંત થયા. એટલે અજિતપ્રભુએ તેને સંઘવીપણાનો વાસક્ષેપ કર્યો. તેવી ઉત્તમ પદ્વી મેળવી તે પોતાને ઘેર ગયો. સૌધર્મેંદ્રે રાજાને એક શ્રેષ્ઠ દેવાલય આપ્યું, જેમાં આદિશ્વર ભગવાનનું

રત્નમય બિંબ રહેલું હતું. પછી ન્હાઇ પવિત્ર વસ્ત્રો પહેરીને સગર રાજેંદ્ર ચતુર્વિધ સંઘને સાથે લઇ સારા દિવસે સિદ્ધાચળની યાત્રા કરવા રવાના થયા. ગણધરો, મુનિવરો શ્રાવકો શ્રાવિકાઓ, મહાધરો, માંડલિક રાજાઓ; ચતુરંગી સેના, ગવૈયા, બિરૂદાવળી બોલનારા, નાચ કરનારા અને કૌતુક ઉપજાવવવાળા- મશ્કરા–ચતુર પુરૂષોની સાથે સગરરાજેંદ્ર ચક્રના દેખાડેલા રસ્તે રસ્તે આગળ વધ્યા. રસ્તામાં દરેક શહેરે અને દરેક ગામે શ્રી જિનરાજજીનું પૂજન કરતા, મુનિજનોને વંદના કરતા અને સુપાત્રે દાન દેતા સગર રાજેંદ્ર મજલ દરમજલ કરતા ક્રમે કરી શ્રીસિદ્ધગિરિની નજીક જઇ પહોંચ્યા. ત્યાં આનંદપુર નગરમાં ચક્રીએ તીર્થની, પ્રભુની તથા સંઘની પૂજા અને સાધર્મીવત્સલ મોટા આદરથી ઘણા રાજાઓ સાથે કર્યા. પછી દેવાલયને અગાડી રાખી સંઘની સંગાથે મહોત્સવ સહિત રાજરાજેશ્વરે તીર્થને ત્રણ પ્રદક્ષિણાઓ દીધી. પછી ચૌદે નદીઓના તીર્થજળને મેળવી, સઘળે રસ્તો પાડતો સંઘ સિદ્ધગિરિ ઉપર ચડયો. પ્રથમ સગર રાજેંદ્ર પૂર્વ તરફથી ડુંગર ઉપર ચડયા અને પછી કૌતુક કરનારા સઘળા પુરૂષો અનેક રસ્તે થઇ ડુંગર ઉપર ચડવા લાગ્યા. ચક્રવર્તી ડુંગર ઉપર આવી પહોંચ્યા કે ઇંદ્ર પણ પ્રીતિયુક્ત ત્યાં આવ્યા. અને તેઓ બન્ને રાયણરૂખની હેઠળ એકઠા થયા.

હવે જન્હુનો કુમાર ભગીરથ સગર ચક્રીના હુકમથી લશ્કર સહિત રવાના થઇ અષ્ટાપદ પર્વતે જઇ પહોંચ્યો. ત્યાં પોતાના પિતા અને કાકાઓ બળી ભસ્મ થયાની ભસ્મ પડેલી જોઇ ભગીરથ બહુજ દુઃખથી આકળવિકળ થઇ લશ્કર સહિત બેભાન થઈગયો. પછી

થોડી વેળાએ સત્વવંત ભગીરથે ચૈતન્ય પ્રાપ્ત કરી શોકને તજી દઈ પૂજન સહિત ભક્તિભર જ્વલનપ્રભ નાગપતિની આરાધના કરી. ભગીરથની અપાર ભક્તિવડે સંતુષ્ટમાન્ થઇ જ્વલનપ્રભ સુવર્ણ કુંડળોને ચળકાવતો નાગકુમારોની સંગાથે ત્યાં આવ્યો. જન્હુકુમારે ગંધમાલ્ય અને સ્તુતિવડે તેનું પૂજન કર્યું. એટલે હૃદયમાં પ્રસન્નતા પામી નાગેંદ્રે તે રાજકુમારને કહ્યું,—" હે ભગીરથ ! મેં જન્હુ કુમાર વગેરેને ખાઇ ખોદતાં વાર્યા, છતાં પણ તેઓ વાર્યા રહ્યા નહીં, અને તે કામથી તમામ નાગલોકનો નાશ થવા લાગ્યો. તેથી મેં ગુસ્સો લાવી તેઓને બાળી ભસ્મ કર્યા છે. તેઓએ પૂર્વે તેવું સમકાલિક મરણ કર્મ ઉપાર્જન કર્યું હશે, તો હવે હે ભગીરથ ! તમો મારા હુકમથી તેમની ઉત્તર ક્રિયા કરો. અને આ ગંગાનો પ્રવાહ જે ભૂમિને પીગલાવી દે છે, તેને તેના ઠેકાણાંસર લઇ જાઓ. " આ પ્રમાણે ભગીરથને શિખામણ દઇ જ્વલનપ્રભ પોતાના ઠેકાણે ગયો પછી ભગીરથે પોતાના વડિલોની ભસ્મ લઇને ગંગાજીમાં નાખી, તે વખતથી દુનિયામાં પિતૃક્રિયામાં મરનારનાં ફૂલ ગંગાજીમાં નાખવાનો રિવાજ ચાલ્યો. પિતૃઓની ઉત્તરક્રિયા કરી ભગીરથ ખોટે માર્ગે હિંડતી સ્ત્રીને પતિ જેમ માર્ગ–મર્યાદામાં લાવે, તેમ ગંગાના ઉન્માર્ગી પ્રવાહને દંડરત્નવડે મુખ્ય માર્ગમાં લાવ્યો. ત્યાં લોકના મ્હોંથી તેના જાણવામાં આવ્યું કે, સગર રાજેશ્વર શત્રુંજય તીર્થે પધારેલા છે. એટલે તે ત્યાથી શત્રુંજય ભણી ચાલી કેટલેક દિવસે ગિરિરાજ ઉપર આવી પહોંચ્યો. રાયણવૃક્ષની નીચે બેઠેલા ઇંદ્ર અને ચક્રવર્તીની પાસે આવી ભગીરથે તેમના ચરણમાં નમસ્કાર કર્યો. સુરરાજે અને નરરાજે

તેને પ્રેમથી આલિંગન આપ્યું. પછી હર્ષ પામીને તેઓએ ભરતરાજાની પેઠે તીર્થમાં ભક્તિવડે શ્રીઆદિનાથ પ્રભુનો સ્નાત્ર પૂજાદિક મહોત્સવ કર્યો. મરૂદેવા, તથા બાહુબળી શિખર ઉપર, તેમજ તાલધ્વજ, કદંબગિરિ, હસ્તિસેન વગેરે સર્વ શિખર ઉપર તેમણે જિનપૂજા કરી, મુનિરાજને દાન આપ્યાં. અન્ય જનોને અન્નના દાન આપ્યાં. પ્રભુની આરતી ઉતારી અને મહાધ્વજ ચડાવ્યા. તેમજ ગુરૂની વાણીથી ઇંદ્રોત્સવ ને ઇંદ્રપૂજા કરી, છત્ર ચામરો મૂકયાં, અને રથ, પૃથિવી તથા ઘોડાઓનાં દાન કર્યાં. પછી ભરતના કરાવેલા પ્રાસાદો નિહાળી ઇંદ્રે સ્નેહપૂર્વક ધર્મમાં જાગ્રત રહેનાર સગર રાજાને કહ્યું,–"હે ચક્રવર્તી ! આ શાશ્વત્ તીર્થમાં તમારા પૂર્વજ ભરતરાજાનું આ પુણ્યવર્દ્ધન કર્ત્તવ્ય નિહાળો ભવિષ્યમાં કાળના મહાત્મ્યથી વિવેક રહિત, અધર્મી, અતિ લોભાંધ તીર્થનો અનાદર કરનારા, અને મલીન હૃદયવાળા કેટલાક લોકો મણિ, રત્ન, રૂપા અને સોનાના લોભથી આ પ્રાસાદની તથા પ્રતિમાની કદાપિ આશાતના કરશે, માટે જન્હુની પેઠે તમે પણ આ પ્રાસાદનું કંઇક સંરક્ષણ કરો. ત્રણ જગત્‌માં તમારા જેવા કોઇ સમર્થ પુરૂષ હાલમાં નથી." તે સાંભળી સગરરાજા ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે, 'મારા પુત્રો સાગર સાથે મળેલી ગંગાનદી લાવ્યા; તો હું તેનો પિતા થઇ જો સાગરને લાવું, તો તેમનાથી વિશેષ ગણાઉં, નહીં તો માનહીન થાઉં'–આવા આવેશના વશથી ઇંદ્રનું સહેતુક વચન સંભારીને સગરરાજા ક્ષણવારમાં યક્ષોદ્વારા સાગરને ત્યાં લાવ્યા. ટંકણ; બર્બર, કેશ, શ્વીણ, ભોટ, સૈંહલ વગેરે વિવિધ દેશોને ડુબાડતો, મોટા ગિરિઓને ચીરી નાખતો, ભુવનેંદ્રના ભુવનોને પ્લાવિત કરતો, અતિ ભયંકર દેખાતો, ઉ-

છળતા મઘર, ઝુડ, મત્સ્ય અને શંખલાથી આકુલ વ્યાકુલ જણાતો નાસી જતા દેવતાઓએ ભયથી જોયેલો, વેગના પવનથી અનેક જંતુઓને ઉડાડતો, મહા દુઃસહ, જંબુદ્વીપની જગતીના પશ્ચિમદ્વારમાંથી નીકળી મોટા ઉર્મીવડે ગર્જના કરતો અને પૃથિવીમાં વ્યાપતો લવણુસમુદ્રનો પ્રવાહ વેગથી શત્રુંજયગિરિની પાસે આવ્યો. તે વખતે લવણુ સમુદ્રનો અધિષ્ટાતા દેવ આદરથી હાથ જોડીને ચક્રવર્ત્તીને પ્રણામ કરી સામ વચને બોલ્યો—" હે ચક્રવર્ત્તી ! કહો મને શો હુકમ છે ? હું શું કરૂં ?" ઇંદ્રે અવધિજ્ઞાનવડે પ્રભુના વચનને સંભારી ચક્રવર્ત્તીને આકુલવાણીથી કહ્યું કે, "હે રાજા ! હવે વિરામ પામો, વિરામ પામો. જેમ સૂર્ય વિના દિવસ, પુત્ર વિના કુળ, જીવ વિના દેહ, દીવા વિના ઘર, વિદ્યા વગર મનુષ્ય, આંખ વિના મુખ, છાયા વિના ઝાડ, દયા વિના ધર્મ, જીવ વિના દેહ અને પાણી વિના જગત્, તેમ આ તીર્થ વિના બધી ભૂતસૃષ્ટિ નિષ્ફળ છે. અષ્ટાપદ પર્વતનો માર્ગ રૂંધાયે છતે આ તીર્થ પ્રાણીને તારનાર છે; પણ જો સમુદ્રના પાણીથી આ તીર્થનો માર્ગ પણ રૂંધાશે તો, પછી આ પૃથિવીપર બીજું કોઇ તીર્થ પ્રાણીઓને તારનાર મારા જોવામાં આવતું નથી. જ્યારે તીર્થંકર દેવ, જૈનધર્મ કે શ્રેષ્ઠ આગમ પૃથિવીપર રહેશે નહીં, ત્યારે માત્ર આ સિદ્ધાચળજ લોકોના મનોરથને આપનારો થશે." એવી ઇંદ્રની વાણી સાંભળી ચક્રવર્ત્તીએ લવણુ દેવને કહ્યું, કે–'દેવ! માત્ર એંધાણીને માટે આ સમુદ્ર અહીં તીર્થથી થોડો દૂર ભલે રહે, તમે પોતાને સ્થાનકે જાઓ.' તેને વિદાય કર્યા પછી પ્રસન્ન થયેલા સગરરાજાએ ઇંદ્રને પૂછ્યું કે, 'હવે મલિન અધ્યવસાયવાળા પુરૂષોથી આ તીર્થનું રક્ષણુ કેવી રીતે કરવું ?' ઇંદ્રે કહ્યું,

હે રાજા ! આ રત્નમણિમય પ્રભુની મૂર્તિઓ સુવર્ણગુફામાં મૂકાવી દ્યો. તે ગુફા દેવતાઓથી પણ ન પામી શકાય તેવો પ્રભુનો એક ભંડાર છે. સર્વ અર્હંતોની મૂર્તિઓ સોનાની કરાવો તેમજ પ્રાસાદો સુવર્ણ અને રૂપાના કરાવો.' પછી પ્રભુના પ્રાસાદથી પશ્ચિમ તરફ રહેલી સુવર્ણગુફા કે જે રસકૂપિકા અને કલ્પવૃક્ષોવડે યુક્ત હતી, તે ઇંદ્રે બતાવી. એટલે પ્રભુની મૂર્તિઓને યત્નથી તેમાં પધરાવી અને તેમની પૂજાને માટે યક્ષોને હુકમ કર્યો. પછી ઇંદ્રને સંગાથે રાખી સગરરાજાએ અર્હંતના પ્રાસાદો સુવર્ણ રૂપાના અને મૂર્તિઓ સુવર્ણની કરાવી. સુભદ્ર નામના શિખર ઉપર બીજા તીર્થંકર શ્રીઅજીતનાથજીનો રૂપાનો પ્રાસાદ ઘણા ભાવ સહિત કરાવ્યો. ત્યાં જ્ઞાનવાન્ ગણધરો, શ્રાવકો અને દેવતાઓએ મળીને પૂજાપૂર્વક મોટો પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો.

આ પ્રમાણે શત્રુંજયતીર્થે ઉદ્ધાર કરી સગરચક્રી નરો ને દેવોની સાથે ગિરનારના શિખર ઉપર પ્રભુને નમવા ચાલ્યા. માર્ગમાં આવેલા ચંદ્રપ્રભાસ (પાટણ) તીર્થમાં શ્રીચંદ્રપ્રભુને નમી વિમાનમાં બેસી ગિરનારના શિખર ઉપર આવ્યા. તે તીર્થને પણ આદરથી ત્રણ પ્રદક્ષિણા કરી ગજપદ કુંડનું પાણી લઈ જિનમંદિરમાં ગયા. ત્યાં પૂર્વવત્ પૂજા, નમસ્કાર અને સ્તુતિ કરીને રાજાએ ભાવપૂર્વક સુપાત્રદાન, અભયદાન, ઉચિતદાન અને અનુકંપાદાન આપ્યાં. પછી શ્રીદાયક સિદ્ધિગિરિ, વિદ્યાધરગિરિ, સુરગિરિ, અંબિકાગિરિ અને ઉમાશંભુગિરિ વગેરે સર્વ શિખરો ઉપર ગુરૂની સાથે જઇ ચક્રવર્તીએ તેમના હુકમ પ્રમાણે વિધિપૂર્વક યાત્રા અને દેવપૂજા કરી. ત્યાંથી પાછા ફરી સગરરાજા આબુ, સમેતશિખર અને વૈભારગિરિ ઉપર જઇ અર્હંતને અને સાધુઓને નમસ્કાર કરી પાછા અયોધ્યામાં આવ્યા,

તે વખતે ચરણથી પૃથિવીને પવિત્ર કરતા શ્રી અજિતનાથ પ્રભુ જાણે તેના પુણ્યથી ખેંચાઇને આવ્યા હોય તેમ ત્યાં પધાર્યા. તેમના પધારવાની વધામણિ કહેનારા પુરૂષોને ઘણું ધન આપી ઘણા કાળથી ઉત્કંઠિત બનેલા ચક્રવર્ત્તી મોટા ઉત્સાહથી પ્રભુને વંદના કરવા આવ્યા. પછી પ્રભુને નમસ્કાર કરી રોમાંચિત શરીરે સ્તુતિ કરીને પ્રભુના મુખરૂપ ચંદ્રમાંથી ઝરતા વચનામૃતનું પાન કરવાને સગરરાજા નજીક બેઠા. એટલે ચક્રવર્ત્તીને બોધ કરવાને અજિતપ્રભુ ક્રોધરૂપી સર્પના વિષમાં ગરૂડ જેવા, અને ધર્મનો પ્રકાશ કરવામાં ચતુર એવા દેશનાવચનો બોલ્યા. "હે રાજન્! રાજ્ય, પુત્ર સ્ત્રી, ભાઈ, નગર, ઘર, ધન, દૈવવૈભવાદિ અને અન્ય સર્વ રમણિક લાગતી વસ્તુઓ પ્રાપ્ત થવી આ સંસારસાગરમાં સ્હેલ છે, તેમજ મોતી, પરવાળાં, અને અન્ય રત્નો પણ મળવાં સ્હેલ છે, પરંતુ સર્વ અર્થને સાધનારૂં ચારિત્ર ચિંતામણિની પેઠે અતિ મુશ્કેલ છે, એમ શ્રીજિનેશ્વરોએ કહેલું છે. જો કદિ એક દિવસ પણ શુદ્ધ ચારિત્ર પાળ્યું હોય તો મનુષ્ય કર્મનો સમૂહ ખપાવી પરમ પદને પામે છે." આવો પવિત્ર ચારિત્રનો મહા પ્રભાવ સાંભળી વૈરાગ્ય ઉત્પન્ન થતાં સગરરાજાએ નમસ્કાર કરીને પ્રભુ પાસે તે પાવન ચારિત્રરત્નની ભાવપૂર્વક પ્રાર્થના કરી. અને ગુણવાન્ તેમજ રાજ્યને યોગ્ય એવા પોતાના શુરવીર પૌત્ર ભગીરથને રાજ્ય ઉપર સ્થાપી પોતે મહાવ્રત લેવા તત્પર થયા. પછી જેમનો ઇંદ્રે નિષ્ક્રમણ મહોત્સવ કરેલો છે એવા સગર ચક્રવર્ત્તીએ એક હજાર રાજાઓની સાથે ભગવંતના ચરણકમળની પાસે જઇને વ્રત ગ્રહણ કર્યું. "સુકૃતિ એવા તેને ધન્ય છે, તેની

માતાને ધન્ય છે અને તેના કુળને પણ ધન્ય છે—કે જેણે શ્રી અર્હંતોએ ગ્રહણ કરેલા ઉજ્વળ ચારિત્રને ગ્રહણ કરેલું છે, જે ચારિત્ર સંસારરૂપ સમુદ્રમાં વહાણ જેવું અને કુકર્મરૂપ દુષ્ટ જળજંતુઓનો ભેદ કરનારૂં છે, એવું ક્ષાંતિ વગેરે દશ ધર્મવાળું અતિ દુઃકર ચારિત્ર પ્રયત્નથી ગ્રહણ કરવું." આવી પ્રશંસા તથા હિત શિક્ષાને સાંભળતા તે સગરમુનિ પ્રભુને પ્રીતિ ઉપજાવતા અને શ્રી અર્હંતના ચરણકમળમાં નમતા પૃથિવીની ઉપર વિહાર કરવા લાગ્યા.

શ્રીઅજિતસ્વામીને જિનની જેવા સત્યવાદી સિંહસેન વગેરે પંચાણુ ગણધરો થયા. એમ લાખ મુનિઓ, ત્રણ લાખ ને ત્રીશ હજાર સાધ્વીઓ, બે લાખ ને અઠાણું હજાર શુભાત્મા શ્રાવકો અને પાંચ લાખ ને પીસ્તાળીશ હજાર શ્રાવિકાઓ—એ પ્રમાણે પ્રભુને ચતુર્વિધ સંઘનો પરિવાર થયો. તેમના તીર્થમાં **મહાયક્ષ** નામે યક્ષ અને **અજિતા** નામે દેવી—એ બેઉ શાસનદેવતા થયા. કુમારપણામાં અઢાર લાખ પૂર્વ, રાજ્યમાં ત્રેપન લાખ અને એક પુર્વ, છદ્મસ્થપણામાં બાર વર્ષ, અને કેવળીપણામાં એક પૂર્વ ને બાર વર્ષે ઉણા એક લાખ પૂર્વ એમ સર્વ મળી બહોતેર લાખ પૂર્વનું પ્રભુનું આયુષ્ય પૂરૂં થયું.

છેવટ શ્રીઅજિતનાથ સ્વામી વિહાર કરતા કરતા એક હજાર મુનિઓની સાથે સમેતશિખરે પધાર્યા, અને એક માસનું અનશન ગ્રહણ કર્યું માસને અંતે ચૈત્ર શુદી પંચમીએ રોહિણી નક્ષત્રમાં ચંદ્ર આવ્યે એક હજાર મુનિઓની સાથે અજિતનાથ સ્વામી મોક્ષપદ પામ્યા. તે વખતે આસન ડોલવાથી ઇંદ્રાદિ દેવતાઓએ ત્યાં આવી શ્રીઅજિતસ્વામીનો નિર્વાણ મહોત્સવ કર્યો. સગર-

મુનિ પણ પ્રભુની પેઠે ભવ્ય પ્રાણીઓને બોધ કરતાં ને ઘાતિકર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાન પામ્યા. તેઓ પણ બહોતર લાખ પુર્વનું આયુષ્ય પુરૂં કરી અજિતપ્રભુની પેઠે સમેતશિખર ઉપર મોક્ષે ગયા. આવી રીતે ચક્રવર્ત્તીઓમાં શિરોમણિ શ્રી સગરરાજા બીજા તીર્થંકર શ્રીઅજિતનાથજીના બોધથી અને ઇંદ્રના ઉપદેશથી ભરતરાજાની પેઠે સંઘની સાથે હર્ષ સહિત શત્રુંજય ઉપર આવી, ઉદ્ધાર કરી, ઘાતિકર્મને ખપાવીને મોક્ષપદ પામ્યા. આ રીતે સાતમો સગરરાજાનો ઉદ્ધાર થયો.

ચોથા તીર્થંકર શ્રીઅભિનંદન ભગવાન્ પોતાના પૂજ્ય ચરણકમળથી ભૂમિને પવિત્ર કરતા અને દેવતાઓથી સ્તુતિ કરાતા શ્રી શત્રુંજય ઉપર પધાર્યા. રાયણના વૃક્ષની નીચે દેવતાઓએ અતિ ભક્તિથી તેમનું સમવસરણ રચ્યું. ત્યાં સિંહાસન ઉપર બેસી ત્રણ છત્રોથી વિરાજિત પ્રભુએ સર્વ ભાષાનુયાયી વાણીવડે આ પ્રમાણે દેશના આપી.—"આ શત્રુંજય કામક્રોધાદિ અંતરંગ શત્રુઓનો નાશ કરનાર, સર્વ પાપને હરનાર અને મુક્તિનું રમણગૃહ છે. અહીં કામકુંભ સરખા સર્વ કલ્યાણનું કારણ અને સુવર્ણ જેવા વર્ણવાળા ભગવાન્ શ્રીઆદિદેવ પ્રભુ રહેલા છે. જ્યારે આ ચોવીશીના સર્વે પ્રભુ મોક્ષે જશે, અને કેવળ ધર્મ નષ્ટ થશે, તે સમયે આ તીર્થજ સર્વ કલ્યાણને કરનારૂં થશે. જેઓ આ તીર્થમાં આવી ભક્તિથી ભગવંતનું ધ્યાન અને પૂજન કરે છે, તેઓ થોડા કાળમાં અજરામર થવારૂપ પુણ્યને ઉપાર્જન કરે છે. જેઓ અહીં પ્રાસાદ પ્રતિમા, સુપાત્રદાન અને દીનદાન વગેરે કરે છે, તેઓ તત્કાળ આ લોક અને પરલોકના સુખને પામે છે." આવી પ્રભુની દેશના સાંભળી વ્યંતરપતિ-

ઓએ ભક્તિએ ભરપૂર થઇ ઉત્સાહથી તે તીર્થના પ્રાસાદોને નવીન કર્યા. એવી રીતે આ શત્રુંજય તીર્થ ઉપર અમૂલ્ય સુકૃતની ખાણરૂપ એ વ્યંતરેંદ્રોનો કરેલો આઠમો ઉદ્ધાર થયો.

## શ્રી ચંદ્રપ્રભુનું ચરિત્ર.

(ચંદ્રના સરખી કાંતિવાળા આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભુનુ ચરિત્ર અહીં સંક્ષેપમાં કહેવામાં આવે છે.) આ જંબૂદ્રીપના ભરત ક્ષેત્રમાં અનેક લોકો જેની સ્તુતિ કરે છે એવી **ચંદ્રાનના** નામે એક શ્રેષ્ઠ નગરી છે. તે નગરીમાં પ્રજાના સ્નેહથી ગુણની સ્પૃહા કરનાર અને શત્રુઓની મહાસેનાને જિતનાર **મહાસેન** નામે રાજા હતો. નિષ્કલંક ચંદ્રના જેવું ઉજ્વળ શીળ ધારણ કરનારી, થોડા પણ દોષવિનાની અને સંતુષ્ટ સંતતીવાળી **લક્ષ્મણા** નામે તેને એક રાણી હતી. એક વખતે આધિ વ્યાધિએ રહિત સુખે સુતેલી એ રાણીએ રાત્રિના પાછલા ભાગે ચૌદ મોટાં સ્વપ્નો જોયાં. તે વખતે ચૈત્ર વદી પંચમીએ ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં વૈજયંત વિમાનમાંથી ચવીને પ્રભુનો જીવ તેમની કુખમાં અવતર્યો. ગર્ભકાળ પુરો થતાં પૌષ વદી દ્વાદશીએ અનુરાધા નક્ષત્રમાં ચંદ્ર આવતે લક્ષ્મણાદેવીએ પુત્રરત્નને જન્મ અર્પ્યો. દિક્ કુમારીઓ અને ઇંદ્રોથી જન્મોત્સવ કરાયલા પ્રભુ ધાત્રી થયેલી અપ્સરાઓથી લાલિત થતા અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયા. ચંદ્રનાં જેવા ઉજ્વળ, ચંદ્રના લાંછનવાળા અને દોઢસો ધનષ્યના દેહવાળા ચંદ્રપ્રભુ લોકોને આનંદકારી થયા. પછી વિવાહિત થઇને ચોવીશ પૂર્વસહિત સાડા છ લાખ પૂર્વસૂધી પ્રભુએ પિતાનું રાજ્ય પાળ્યું. પછી પૌષ વદી ત્રયોદશીએ ચન્દ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં પાછલા પહોરે પ્રભુએ એક હજારરાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. વ્રત લીધા પછી ત્રણ

મહિના ગયા ત્યારે ફાલ્ગુન શુદી સપ્તમીએ અનુરાધા નક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અવધિજ્ઞાનથી તે વાર્ત્તા જાણીને ચારે નિકાયના દેવતાઓ કેવળજ્ઞાન કલ્યાણકનો મહોત્સવ કરવાને તાકીદે ત્યાં આવ્યા. સમવસરણમાં પ્રભુની દેશના સાંભળી સર્વ દેવતાઓ હર્ષથી પોતપોતાને સ્થાનકે ગયા. પછી સર્વ અતિશયો સહિત વિહાર કરતા પ્રભુ સમસ્ત અર્હંતોએ સેવન કરેલા શત્રુંજય પર્વત ઉપર પધાર્યા. રાયણરૂખને પ્રદક્ષિણા કરી ચંદ્રપ્રભુ અનેક મુનિઓ સાથે ત્યાં સમોસર્યા અને વાણીવડે પુણ્યજળને વર્ષાવવા લાગ્યા. તે તીર્થનો મોટો મહિમા વર્ણવી તેને પ્રદક્ષિણા કરીને ચંદ્રોદ્યાનમાં પધાર્યા. સગર રાજાએ લાવેલા સમુદ્રને કાંઠે બ્રાહ્મી નદીના તટ ઉપર ચન્દ્રોદ્યાનના એક ભાગમાં પ્રભુ સમોસર્યા. દેવતાઓએ સમવસરણ રચ્યું, એટલે લોકોનો સમુદાય ત્યાં આવી નમી અને સ્તવીને પ્રભુની પાસે બેઠો. તે વખતે નજીકમાં રહેલી શશિપ્રભા નગરીનો રાજા ચન્દ્રશેખર, ચન્દ્રપ્રભારાણી અને ચન્દ્રયશા પુત્રની સાથે જલદીથી ત્યાં આવ્યો. પ્રભુની સ્તુતિ કરી નમીને તેમના વચનામૃતનું પાન કરવા પ્રભુ પાસે બેઠો. પ્રભુએ કહ્યું, " સર્વ રીતે અસ્થિરતાવંત આ સંસારમાં શત્રુંજય તીર્થ, અર્હંતનું ધ્યાન અને બે પ્રકારનો ધર્મ એજ સાર છે. પુંડરીકગિરિના સેવનથી, શ્રીજિનેશ્વરના ધ્યાનથી અને બે પ્રકારના ધર્મથી શાશ્વત્ સુખની સિદ્ધિ હાથમાં આવે છે. દેવોમાં જેમ અર્હંત, ધ્યાનમાં જેમ શુકલધ્યાન અને વ્રતોમાં જેમ બ્રહ્મચર્ય, તેમ સર્વ તીર્થોમાં આ તીર્થ મુખ્ય છે. તેમજ સર્વ ધર્મમાં મુનિપણું મુખ્ય ગણાય છે; કારણકે તેના ઠાઠ વિના મુક્તિ સખી કોઇને વરતી નથી. " આ પ્રમાણે પ્રભુના મુખથી દેશના સાંભળીને ચન્દ્રશેખર

રાજાએ તત્કાળ બોધ પામી દીક્ષા ગ્રહણ કરી. ત્યાં સમુદ્રના તટ ઉપર પ્રભુના કાયોત્સર્ગને સ્થાને ધરણેંદ્રે ચન્દ્રકાંતમણિના બિંબ વાળો એક પ્રાસાદ કરાવ્યો. લોકોની ઉપર કૃપા કરવામાં તત્પર શ્રી ચન્દ્રપ્રભુએ ત્યાંથી રૈવતાદ્રિ શિખરો તરફ વિહાર કર્યો. અનેક સ્થાને વિહાર કરી સર્વ વિશ્વને તીર્થમય કરતા પ્રભુ એક હજાર મુનિઓની સાથે છેવટ સમતશિખરે પધાર્યા. ત્યાં ભાદ્રવા વદી સપ્તમીએ ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં આવતાં ચન્દ્રપ્રભુ અચળ મનથી અનશન વ્રત ગ્રહણ કરી સાડાસાત લાખ પૂર્વનું આયુષ્ય પૂરૂં કરી મોક્ષે પધાર્યા. સર્વ ઇંદ્રોએ આવી પૂર્વની પેઠે પ્રભુનો નિર્વાણમહિમા કર્યો અને પછી હર્ષથી પોતપોતાને ઠેકાણે ગયા.

ચન્દ્રશેખર મુનિ વિહાર કરતા કરતા ભગવંતના ચરણથી પવિત્ર થયેલી શશિપ્રભા નગરીમાં આવ્યા. અખંડ આજ્ઞાવાળો તેમનો પુત્ર ચન્દ્રયશા તેમને આવેલા સાંભળી પાંચસો રાજાઓની સાથે તુરત વાંદવા આવ્યો. જ્ઞાનીમુનિએ એ નમ્ર ભકતોને ધર્મલાભ આપી ધર્માનુસારી વાણીવડે દયામય ધર્મ સંભળાવીને તેમનો અનુગ્રહ કર્યો. વળી તે મુનિરાજે કહ્યું કે " અહીં ચન્દ્રપ્રભુ ભગવંત રહેલા હોવાથી આ ઉત્તમ તીર્થ ચન્દ્રપ્રભાસ ( પ્રભાસ પાટણ ) નામે પૃથિવીમાં પ્રખ્યાતી પામશે. સમુદ્રની ભરતી આવે તેવા જે ભાગમાં પ્રભુ કાયોત્સર્ગે રહ્યા હતા તે ભાગનો સમુદ્ર ઉદ્વેલ થવા લાગ્યો, તેથી લવણસમુદ્રના અધિષ્ઠાયક દેવે ભક્તિથી ત્યાં સ્થળરૂપ પૃથિવી કરીને સમુદ્રને રોકયો અને તે ઠેકાણે ધરણેંદ્રે પ્રભુનો મહા નિર્મળ પ્રાસાદ કરાવ્યો. તેથી તે ઠેકાણે એક પવિત્ર તીર્થ થયું, અને ત્યારથી તે સમુદ્ર પણ પવિત્ર કહેવાયો. પૂર્વે શ્રીયુગાદી પ્રભુના પૌત્ર ચન્દ્રકીર્તિએ પોતાના ભાવથી ચન્દ્રો-

ધ્યાનની પાસે ભાવી તીર્થંકર શ્રીચન્દ્રપ્રભુનો પ્રાસાદ કરાવી તેની પાસે આ શશિપ્રભા નગરી વસાવી હતી ત્યારથી આ સ્થાન પણ સર્વ રીતે અતિ પવિત્ર તીર્થરૂપ થયેલું છે. જે ઠેકાણે એક યોજનમાં ચન્દ્રપ્રભુનું સમવસરણ થયેલું હતું ત્યાં જો દૈવયોગે કોઇ માણુસ મૃત્યુ પામશે, તો તે સારી ગતિમાંજ જશે. શ્રી તીર્થંકરના ચરણથી પવિત્ર થયેલા તે પ્રદેશમાં મૃત્યુ પામેલા મનુષ્યદેહમાં દુર્ગંધી ઉત્પન્ન થશે નહીં, કીડા પડશે નહીં અને મલીન પરૂ થઇ સડી પણ જશે નહીં. સર્વ સાવદ્ય કર્મનો ત્યાગ કરી, જિનધ્યાનમાં પરાયણ થઇને જેઓ આ તીર્થમાં તપ કરશે, તેમનાથી મુક્તિસ્ત્રી વેગળી રહેશે નહીં. આ તીર્થે મૃત્યુ પામેલા પ્રાણીઓ નરક કે તિર્યંચ ગતિમાં જતા નથી; પણ તેઓ મનુષ્યગતિ કે દેવગતિમાં જાય છે અથવા મોક્ષની કલ્યાણ સંપત્તિને ભોગવે છે. સગરરાજાએ આ સાગરને તીર્થની રક્ષાને માટે આકર્ષ્યો અને આઠમા તીર્થંકરના સ્નાત્રજળ સાથે તેનો સ્પર્શ થયો, તેથી તે અતિ પવિત્ર છે. આ ઘણા પાણીવાળી બ્રાહ્મી નદી પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે બ્રહ્મેન્દ્ર લાવેલા છે, એથી તે સર્વ કર્મનો ઘાત કરનારી અને પવિત્ર છે. અહીં ઘણાં તીર્થોનો સંગમ થયેલો છે, તેથી આ ઉત્તમ તીર્થ સર્વ પાપને નાશ કરનારૂં છે. ચાર શાખાવાળો ધર્મ શુભ ભાવનાપૂર્વક જો અહીં આરાધન કર્યો હોય તો તે સેંકડો શાખાઓ વિસ્તાર પામી સર્વ વાંછિતોને આપે છે.”

આ પ્રમાણે ધર્મોપદેશ આપી તે સર્વોપકારી મુનિએ ત્યાંથી બીજે વિહાર કર્યો. ચંદ્રયશાએ હર્ષથી તે ઠેકાણે પ્રાસાદ સહિત

ચંદ્રપ્રભુની ચંદ્રકાંતમણિમય મૂર્તિ કરાવી. પ્રથમ જે આદિનાથાન પૌત્ર સોમયશાએ અર્હંત પ્રભુનો પ્રાસાદ કરાવ્યો હતો, તેની પડોસમાં આ પ્રાસાદ તેના સરખોજ થયો. પોતાના પિતા ચંદ્રશેખરની પણ એક મણિમય મૂર્તિ કરાવીને ચંદ્રયશાએ સ્થાપન કરી. 'પુત્રની ભક્તિ પિતાની અંદરજ શોભે છે' ચંદ્રપ્રભુ ભગવંતને ચંદ્રનું લાંછન છે તેથી પિતાના મસ્તક ઉપર ચંદ્રનું ચિન્હ કરાવ્યું, અને જિનસ્નાત્રના પાણીથી પિતાને સ્નાન કરાવ્યું, તેમજ બન્ને મૂર્ત્તિના ઉત્સવ પણ તેણે સરખી રીતે કર્યા; તેથી લોકો પણ રાજભક્તિને વશ થઇ તે ચંદ્રશેખરની મૂર્ત્તિને પૂજવા લાગ્યા. પછી ચંદ્રયશા શુભ દિવસે શુભવાસના પૂર્વક સગરરાજાની પેઠે સંઘ લઇને તીર્થયાત્રા કરવા ચાલ્યો. કેટલેક દિવસે ગુરૂના કહેલા પંથે ચાલતો તે વિધિથી દાન પુજન કરતો કરતો તીર્થ નજીક આવી પહોંચ્યો. ત્યાં જુના થઈ ગયેલા પ્રાસાદોને જોઇ દુઃખી થયેલા ચંદ્રયશાએ ગુરૂવાણીથી આદરપુર્વક ઉદ્ધાર કર્યો. પુંડરીક, ગિરનાર, આબુ અને બાહુબળી વગેરે સર્વ શિખરોમાં તેણે ભક્તિથી ઉદ્ધાર કર્યો. એ પ્રમાણે સર્વ તીર્થની યાત્રા અને ઉદ્ધાર કરી ચંદ્રયશા રાજાએ સદ્દગુરૂની પાસે મુક્તિ સ્ત્રીની સખી સરખી દીક્ષા ગ્રહણ કરી. લાખ પુર્વ સૂધી દીક્ષા પાળી અષ્ટ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી છેવટે મોક્ષ સુખ પામ્યા. હે ઇંદ્ર! એવો આ વિમળાચળ તીર્થનો નિર્મળ પ્રભાવ છે. આ રીતે ચંદ્રયશાથી થયેલો **નવમો** ઉદ્ધાર થયો.

## શ્રી શાંતિનાથ ચરિત્ર.

**દેવતાઓએ** સેવેલા અને કલંકિત ચંદ્રને તજી મૃગ જેમનાં

ચરણકમળ સેવ્યા કરે છે એવા શ્રીશાંતિનાથ શ્રીસંઘને શાંતિ કરનાર થાઓ. આ ભારત ક્ષેત્રમાં હસ્તિનાપુર નગરને વિષે સર્વ જગતૂના લશ્કરને જિતનાર વિશ્વસેન નામે રાજા થયા. તેમને અચિરા નામે શીળથી ઉજ્વળ પટરાણી હતાં. એક વખત રાત્રિના અંતે તેમણે બે વાર ચૌદ સ્વપ્નો જોયાં. તે દિવસે ભાદ્રવા શુદિ સપ્તમીએ ભરણી નક્ષત્રમાં સર્વાર્થસિદ્ધિ વિમાનથી ચવીને પ્રભુ તેમની કુખમાં અવતર્યા. બે વાર ચૌદ સ્વપ્નો જોવાથી અર્હંત અને ચક્રવર્ત્તી બે પદવી ધરાવનારા પુત્રના જન્મનો નિશ્ચયવંત અચિરા દેવીએ રત્નગર્ભા—પૃથિવીની પેઠે શુભ દોહલા સાથે ગર્ભ ધારણ કર્યો. ગર્ભમર્યાદા પુર્ણ થતાં જ્યેષ્ઠ શુદિ ત્રયોદશીએ શુભમુહુર્ત્તે ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવતાં દેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. દિશાકુમારીઓએ, ઇંદ્રોએ અને રાજાઓ વગેરે સર્વ લોકોએ આદરપુર્વક પ્રભુનો જન્મોત્સવ કર્યો. પિતાએ હર્ષથી ‘ શાંતિ ’ એવું નામ પાડ્યું. અનુક્રમે યૌવનાવસ્થા પામતાં સુવર્ણ સરખા વર્ણવાળા અને ચાલીશ ધનુષ્ય ઉંચા શરીરવાળા પ્રભુએ પિતાની રજાથી રાજ્યનો ભાર સ્વીકર્યો. પછી ચક્રરત્નને અનુસરી ષટ્ખંડ ભારતને જિતી સ્વર્ગના રાજ્યને ઇંદ્ર પાળે તેમ પરમ સુખે પોતાના રાજ્યનું પાલન કરવા લાગ્યા. અનુક્રમે ઘણાં વર્ષો સૂધી રાજ્ય પાળ્યા પછી જ્યેષ્ઠ વદી ચતુર્દશીએ ભરણી નક્ષત્રમાં ચંદ્ર આવતાં ઇંદ્રોથી દીક્ષામહોત્સવ કરાયલા પ્રભુએ એક હજાર રાજાઓની સાક્ષે વ્રત ગ્રહણ કર્યું, છદ્મસ્થપણે સર્વ દેશમાં વિહાર કરતાં ધૈર્ય બુદ્ધિવાળા પ્રભુ એક વખત હસ્તિનાપુરની પાસેના વનમાં આવી ધ્યાનમાં સ્થિત થયા. ત્યાં પોષ શુદિ નવમીએ ઘાતીકર્મનો ક્ષય થતાં તેમને લોકાલોકને

પ્રકાશ કરનારૂં નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું પછી ત્યાંથી ચોત્રીશ અતિશયોએ યુક્ત અને દેવતાઓએ સેવેલા પ્રભુ શત્રુંજયની પાસેના સિંહોદ્યાનમાં પધાર્યા.

આગળ પ્રતિષ્ઠાનપુર નગરમાં યજ્ઞકર્મમાં નિષ્ઠાવાળો અને અતિ દુષ્ટ બુદ્ધિવાળો કોઇ મિથ્યાત્વી બ્રાહ્મણ રહેતો હતો. તે હમેશાં યજ્ઞ કરતો. એક વખત કોઇ મુનિ તેના યજ્ઞસ્થાનમાં આવી ચડયા. તે વખતે તે હિંસક વિપ્ર તેની ભક્તિવાળા લોકોના સમૂહથી પરવરેલો ત્યાં બેઠેલો હતો. તે સમયે ત્યાં હિંસા થતી જોઇ મુનિ હૃદયમાં દિલગીર થઇને બોલ્યા. 'શુદ્ધ સિદ્ધાંતને દૂષિત કરનારા આ લોકોને ધિક્કાર છે. પુર્વે ભરત રાજાએ જે ધર્મતત્પર વેદ રચેલા હતા, તેઓને આ માંસ મદિરાના લાલચુ પુરૂષો પ્રાણીની હિંસાથી દૂષિત કરે છે.' આવાં તે મુનિનાં વચન સાંભળી એ અધમ બ્રાહ્મણને ક્રોધ ચડયો. તેથી તત્કાળ દુષ્ટ બુદ્ધિ પુર્વક મુનિને મારવા માટે સરવો ઉપાડી વેગથી દોડયો. ક્રોધમાં અંધ બનીને દોડતો એ વિપ્ર અતિ ઉંચા યજ્ઞસ્થંભ સાથે અથડાઈ મરી ગયો. આર્ત્તધ્યાને મરીને તે વિપ્ર સિંહોદ્યાનમાં કેશરીસિંહ થયો. પરંતુ અંત વખતે થયેલા મુનિદર્શનના પુણ્યથી ઉત્તમ તીર્થને પામ્યો. ત્યાં અનેક પ્રાણીઓને ત્રાસ આપતો હતો, તેવામાં તેણે શાંતિનાથ પ્રભુને ધ્યાનારૂઢ થયેલા દીઠા. શાંતિનાથ પ્રભુના દર્શનથી શીતોપચારથી જ્વરની અને સામવાકયથી ખળરૂપની પેઠે તેનો ક્રોધાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો. તેથી મર્મસ્ધ્વનિથી દૂષિત એવી ભૂમિપર પુછડું પછાડી ચણોઠી જેવી રાતી આંખો કરતો પંજો ઉઠા-

વીને પ્રભુ સ્હામે દોડયો. પ્રભુની પાસે પાંચ હાથ નજિક આ-
વતાંજ એ પાપી સિંહ ભિંત સાથે અથડાવાથી દડું પાછું પડે
તેમ પોતાની મેળે સાત ધનુષ જેટલો પાછો પડયો. પોતે ફાળ
ચૂકયો એવું માની બહુ ક્રોધ કરી ઉંચું પુંછડું લઇ પાછો તે
પ્રભુ ઉપર દોડયો, વળી પાછો પડયો; એમ વારંવાર પાછો પ-
ડવાથી અતિ ક્રોધવંત સિંહ, પોતાને અટકાવે એવું આગળ કંઇ
પણ જોવામાં ન આવ્યું એટલે મનમાં વિચાર કરવા લાગ્યો કે,
'અહીં મને આડું આવે તેવું મારી આગળ કંઇ જોવામાં
આવતું નથી અને મારી ફાળ નિષ્ફળ જાય છે. તેથી આ કોઈ
શાંત મૂર્ત્તિવંત અસાધારણ પુરૂષ લાગે છે.' એવું વિચારી
વારંવાર પ્રભુ તરફ જોતાં પૂર્વોક્ત પ્રકારના પાપ કર્મવાળા પૂર્વ
ભવનું તેને સ્મરણ થઇ આવ્યું. તેથી કોપ શાંત થનારા સિં-
હને પ્રભુએ કહ્યું, (તપેલા તેલમાં પાણી નાખવાથી ઉલટો દાહ
ઉત્પન્ન થાય છે એમ જાણી પ્રથમ ન કહેતાં હવે કહ્યું.) પ્રભુ બોલ્યા—
'હે બ્રાહ્મણ ! તું તારા પૂર્વ ભવને યાદ કર કે જે ભવના પાપ
કર્મથી તું મૃગનો ઘાત કરનાર સિંહ તિર્યંચયોનિમાં થયો છું.
હે મૂર્ખ ! હમણાં તીર્થંકરનું સાનિધ્ય મળ્યા છતાં અતિ ગુસ્સો
લાવીને આવી નરકની માતા સરખી હિંસા કરવાને કેમ ઉદ્યમ-
વંત થાય છે ? હે વિપ્ર ! પૂર્વ ભવમાં હિતોપદેશ દેનારા મુનિ
ઉપર તને ક્રોધ થયો હતો તેનું ફળ તને તેજ વખત મૃત્યુ
પ્રાપ્તિરૂપ થયું હતું, માટે હવે જીવહિંસા છોડી દે, દયા અં-
ગીકાર કર, ધર્મને સેવન કર, અને ખેદ પામ્યા વિના તીર્થની
આરાધના કર.' આ પ્રમાણે ધર્મવચનથી પ્રતિબોધ આપી

પ્રભુ આગળ ચાલ્યા. એટલે શાંત થયેલા મનવાળો તે સિંહ પ્રભુની પછવાડે ચાલ્યો, સ્વર્ગગિરિ ઉપર આરૂઢ થતાં પ્રભુએ પછવાડે આવતા તે સિંહને કહ્યું કે, ' સર્વ પ્રાણી ઉપર સમભાવ ધારણ કરીને તું અહીં રહે. આ ક્ષેત્રના પ્રભાવથી અહીંજ તને સ્વર્ગ મળશે અને પછી એક અવતાર કેડે તને મોક્ષની પ્રાપ્તિ થશે.' આવી પ્રભુની આજ્ઞા થતાં એ સિંહ પ્રભુની આજ્ઞાના આરાધનમાં તત્પર થઇ પ્રભુનુંજ ધ્યાન કરતો અને મુનિની પેઠે શાંત મન ધરતો દયામાં દક્ષ થઇને ત્યાંજ કાયમ થયો. શુભ ધ્યાન પૂર્વક આયુષ્યને અંતે મરણ પામી તે ઉત્તમ સ્વર્ગ ગતિને પામ્યો. ' કદિ પણ તીર્થનો પ્રભાવ નિષ્ફળ થતો નથી. ' પ્રભુ શાંતિનાથે અજિતનાથ સ્વામીની પેઠે અનેક દેવોએ પરવર્યા મરૂદેવા શિખર ઉપર રહીને ચોમાસુ પૂરૂં કર્યું. ત્યાં ગંધર્વ, વિદ્યાધર, દેવતા, નાગકુમાર અને મનુષ્યો આવી પ્રીતિથી મસ્તક નમાવી હમેશાં પ્રભુની પૂજા કરતા હતા. ચાતુર્માસ પૂર્ણ થયે શાંતિનાથ ભગવાને વિશ્વને બોધ આપવાને માટે સૂર્યની પેઠે ત્યાંથી બીજે વિહાર કર્યો. પેલા સિંહદેવે સ્વર્ગમાંથી આવી પ્રભુના રહેવાવડે પવિત્ર થયેલા તે મરૂદેવા શિખર ઉપર શ્રી શાંતિનાથનું પ્રતિમા સહિત જિનાલય કરાવ્યું. તે શિવાય પોતાની સ્વર્ગગતિના હેતુરૂપ સ્વર્ગગિરિ નામના શિખર ઉપર પોતાની પ્રતિમા સાથે બીજા જિનપ્રાસાદો કરાવ્યા. સિંહદેવ અને તેના અનુગામી દેવવડે યુકત એવું તે શિખર, શ્રી શાંતિનાથની ભકિત કરવાની સર્વ કામના પૂર્ણ કરે છે. અને પૂર્વાભિમુખે રહેલા તે મંદિરથી પાંચસો ધનુષ્ય છેટે ઇશાન કોણમાં એક યક્ષ

રહેલો છે તે ચિંતામણીરત્નને આપે છે. વળી ત્યાં કલ્પવૃક્ષને અધિષ્ઠિત થઇને કોટી દેવતાઓ રહેલા છે, તેઓ શ્રી શાંતિનાથનું આરાધન કરનારને સર્વ વાંછિત આપે છે. અતિ પુણ્યવાન્ પ્રાણીઓને ત્યાં તે તીર્થનો અને તીર્થંકરનો આશરો કરવાથી પારલૌકિક સિદ્ધિ મળે છે, તેમાં કાંઇ પણ સંદેહ નથી.

સર્વ શિખર ઉપર વિહાર કરીને ચરણથી ભૂમિને પાવન કરતા શ્રી શાંતિનાથ ભગવાન્ અનુક્રમે હસ્તિનાપુર પધાર્યા. શાંતિનાથજીનાં પુત્ર **ચક્રધર**, પ્રભુને આવેલા જાણી પરિવાર સાથે તુરત વાંદવા આવ્યા. નમસ્કાર કરી સ્તુતિ કરીને સર્વ સભ્યો સ્થિત થયા એટલે પ્રભુના મુખકમળમાંથી મકરંદની પેઠે દેશના ઝરવા લાગી. "શીળ, શત્રુંજય શૈલ; સમતા, જિનસેવા, સંઘ અને સંઘવીનું પદ—એ શિવલક્ષ્મીના જામીનરૂપ છે." આ પ્રમાણેની દેશના સાંભળી ઉત્તમ બુદ્ધિવાળા ચક્રધરે ઉભા થઇ પ્રભુને કહ્યું કે—'મને સંઘવીની પદવી આપો.' તે સાંભળી પ્રભુએ દેવતાએ લાવેલો અક્ષત યુકત વાસક્ષેપ ચક્રધરના મસ્તક ઉપર નાખ્યો ચક્રધરે ત્યાં મોટો ઉત્સવ કર્યો. પછી પ્રભુની આશીષ લઇ ચક્રધરે સંઘને આમંત્રણ કરીને બોલાવ્યો. ઇંદ્રે સંગાથે લેવા માટે દેવાલય આપ્યું. શુભલગ્ને કુળસ્ત્રીઓએ કરાતો મંગળવંત ચક્રધર સૈન્યના ભારથી વિશ્વને ડોલાવતો સંઘપતિ થઇને ચાલ્યો. ગામે ગામે જિનપ્રતિમાને અને મુનિઓને નમતો અવિચ્છિન્ન પ્રયાણોથી સોરઠ દેશમાં આવીને અનુક્રમે તીર્થની નજિક આવ્યો.

એક વખતે ચક્રધર દેવાલયની પાસે બેઠો હતો, તેવામાં સ્ફુરણાયમાન શૃંગારથી આકાશને પ્રકાશિત કરતો કોઇ વિદ્યાધર

ત્યાં આવ્યો.. તેને જોતાંજ ચક્રધર વિનયથી ઉભો થયો. અને તેને ઉત્તમ આસન ઉપર બેસારી પોતે પણ બેઠો. પછી તે વિદ્યાધરપતિએ હાથ જોડીને કહ્યું,–'હે રાજા ચક્રધર ! તમે અરિહંતના પુત્ર છો અને ઇક્ષ્વાકુકુળમાં ગિરિરૂપ છો. હું ખેટનગરના પતિ મણિપ્રિય વિદ્યાધરનો કળાપ્રિય નામે પુત્ર છું. મને ઘણા શત્રુઓએ કપટ કરીને ઘેરી લીધો છે. મારા ગોત્રદેવતાએ તમારાથી મારા શત્રુઓનો નાશ કહેલો છે, તેથી તમને તેડવા માટે હું આવ્યો છું; માટે હવે તરત મારી ઉપર પ્રસન્ન થઇ મારી સાથે ચાલો.' તે સાંભળી ચક્રધરે હા પાડી; એટલે તે કળાપ્રિય વિદ્યાધરે તત્કાળ પોતાની અપાર શક્તિથી એક વિમાન રચ્યું. તે વિદ્યાધરની સાથે તેમાં બેસી ચક્રધર ક્ષણવારમાં શત્રુઓએ પીડેલા ખેટનગરમાં આવ્યા. ચક્રધર આવતાંજ જળકાંતમણિથી જળની પેઠે તેના તેજને સહન ન કરનારા શત્રુઓ તત્કાળ નાસી ગયા. શત્રુઓને નાસી ગયેલા જોઇ હૃદયમાં હર્ષ પામતા કળાપ્રિયે ચક્રધર રાજાને આદરપૂર્વક કહ્યું, "હે રાજન્ ! પોતાની મેળેજ તમારી ઉપર પ્રેમવંત થયેલી આ મારી બેહેન હું તમને આપું છું, પરંતુ તેથી કંઈ તમારા ઉપકારનો બદલો વળી શકે તેમ નથી, તથાપિ આ મારી બેહેનનો આપ સ્વીકાર કરો." આ પ્રમાણે કહી તેણે ગુણોની માળારૂપ ગુણાવળી નામે પોતાની બેહેન ચક્રધરને આપી; તેના સંગથી એ સુંદરી ચંદ્રના સંગથી ચંદ્રિકાના સરખી શોભવા લાગી. તે શિવાય બીજી પણ તેમના રૂપથી મોહ પામેલી વિદ્યાધરોની અનેક કન્યાઓ ચક્રધર પરણ્યા. 'સર્વ ઠેકાણે ભાગ્ય તો સમાન હોય છે.'

કળાપ્રિય વિદ્યાધર ચક્રધરરાજાને તીર્થ યાત્રાની મેરજવાળો જાણીને પ્રિયાસહિત વિમાનમાં બેસારી તાકીદથી ત્યાં ચાલ્યો. વિમાન ચાલ્યું એટલે તેમના મનને પ્રસન્ન કરવા માટે વિદ્યાધરોની સ્ત્રીઓએ શાંતિથી સંગીત કરવા માંડયું. વિમાનના ગોખમાં બેસી રાજા વિશ્વની શોભા જોતો હતો, તેવામાં એક રમણિક ઉદ્યાન તેમના જોવામાં આવ્યું. તે જોઇ તેણે વિદ્યાધરને કહ્યું,—'આ પુષ્પના મકરંદથી મસ્ત બનેલા ભમરાઓથી આકુળ અને આંબાની મંજરીથી હર્ષ પામતી કોયલોના સ્વરવડે શોભિત મહાસુંદર વન છે. તેથી મારૂં ચિત્ત આ વનમાં ક્રીડા કરવાને ઇચ્છે છે. માટે અહીં વિમાનને ઉતારો; અને તમે પણ આનંદ ભોગવો.' તે સાંભળી ઘણા માર્ગનું પ્રયાણ થયેલું હોવાથી પોતાને પણ પ્રિય લાગતાં તેમનાં ઇષ્ટ વચન સફળ કરવાને તેણે તે વિમાનને તત્કાળ ભૂમિ ઉપર ઉતાર્યું. વૃક્ષોથી ઢંકાએલા અને નેત્ર ઉપર અમૃતને વર્ષાવતા તે વનમાં કૌતુકી ચક્રધરને પ્રિયા સાથે ક્રીડા કરવાની ઇચ્છા થઇ. તેથી સુંદર વૃક્ષોની શોભા જોતો અને ફળપુષ્પો લેતો ચક્રધર આગળ ચાલ્યો. ત્યાં આગળ જાણે અમૃતકુંડ હોય તેવું એક સરોવર તેમના દેખવામાં આવ્યું. મોટા નિર્મળ ઊર્મિઓથી ચાલતા કમળના પત્રોવડે ઉડેલા ભમરાઓ જેમાં ગુંજારવ કરી રહ્યા છે એવું તે સરોવર જોઇ ચક્રધરે વિદ્યાધરને કહ્યું—"પાળ ઉપર રહેલાં ઝાડોની હેઠળ થાકીને આવવાથી બેઠેલા વટેમાર્ગુઓના ઘર્મતાપને હરવામાં ચતુર, પૃથિવીરૂપી સ્ત્રીનાં કંકણ સરખું અને વારે વારે ઉછળતા નિર્મળ અને ચપળ કલ્લોલની શ્રેણી સાથે લીલાવડે ખેલતી હંસલીઓના મધુર શબ્દોથી

સુંદર એવું આ સરોવર બહુજ શોભે છે. વળી આ ચતુર મયૂર ચપળ તરંગના આઘાત ઉત્પન્ન થયેલા શબ્દોપર મેઘધ્વનિની ભ્રાંતિથી નાચતા મધુર શબ્દો કરે છે. આ ચકવા મંદધ્વનિથી લોભાઇ પોતાની યુવતિની સાથે વાંકી ડોક કરીને નવીન કમળના બિસ-તંતુઓને હર્ષ પામતો ખાય છે. આ ભમરો પ્રફુલ્લિત થયેલા કમળના ગંધની ગૌરવતાથી જાગ્રત થઇ પોતાની ભમરીને કમળમાંથી પુષ્પરસ લઈ લઇને ખવરાવે છે અને આ હંસપક્ષી તેના જળનું પાન કરી પોતાની ચાંચને ઉંચી કરી આ તળાવમાંથી જળ લઇ જતા મેઘને હસી કહાડે છે. માટે હે કળાપ્રિય ! અહીં મારૂં મન ક્રીડા કરવાની ઇચ્છા ધરે છે અને આ સરોવરની પાળને પ્રદક્ષિણા દઇને જોવાની ઇચ્છા થાય છે.” આ પ્રમાણે કહી તે વિદ્યાધરની સાથે ચક્રધર સરોવરની આસપાસ ફરવા ચાલ્યો. આગળ જતાં ઝાડોની શાખાથી ઢંકાએલું એક જિનાલય તેમના જોવામાં આવ્યું. તેમાં શ્રી આદિનાથનું નિર્મળ મણિમય બિંબ દેખી હર્ષ પામ્યા. પછી પ્રિયાને લઇને પૂજા કરવા અંદર ગયા. પુષ્પ અક્ષત અને સ્તવનાદિકથી પ્રભુની પૂજા કરીને પછી પ્રાસાદની ઉત્તમ શોભા નિહાળવા લાગ્યા. એમ નિહાળતાં નિહાળતાં પ્રાસાદની બહાર આવ્યા એટલે નારીની પેઠે ગોખમાં બેઠેલી એક વિચિત્ર વાંદરી તેમના દીઠામાં આવી. ‘આ સુંદર છે’ એવું ધારી ચક્રધરે તેના શરીરને હાથવતી સ્પર્શ કર્યો, તેવામાં તો એ દીવ્ય સ્ત્રી થઈ ગઈ ! તેને જોઇ રાજા વિસ્મિત થયો. પછી રાજા ચક્રધર તેની સાથે કંઇ બોલવા જતા હતા, તેવામાં તેના પરિચારક બે વિદ્યાધરો આવી હર્ષથી કહેવા લાગ્યા.–“ રાજન્ ! આ

વાંદરીનું રૂપ બદલાઈ જવાથી કંઇ પણ વિસ્મિત ન થતાં અહીં બેસીને અમારી વિચિત્ર કથા છે તે આપ સાંભળો." તે સાંભળી ચક્રધર ત્યાં બેઠા એટલે તે બેમાંથી એક જણ નીચે પ્રમાણે બોલ્યો:—

"હે રાજન્ ! અમે વૈતાઢ્યગિરીની ઉત્તર શ્રેણીમાં રહીએ છીએ. પોતાની મનોહર મૂર્ત્તિથી શૃંગારરસને જીવન આપનારી શૃંગારસુંદરી નામે આ મારી પુત્રી છે. અનુક્રમે તે યૌવન વયને પ્રાપ્ત થઇ એટલે એક વખતે વસંત ઋતુ આવતાં ઉદ્યાનભૂમિમાં જાણે પ્રત્યક્ષ વસંતલક્ષ્મી હોય તેવી આ સુંદર બાળા સખીઓની સાથે રમવા ગઇ. તે ઉદ્યાનમાં પોતાની ઇચ્છાથી પુષ્પ ફળ અને પલ્લવને ગ્રહણ કરતી ને રમતી તે બીજા વનમાં ગઇ. ત્યાં પણ ફળાદિક લેવાની તેની ઇચ્છા થઇ એટલે ત્યાંથી પુષ્પ ફળ લેતાંજ તેની એવી ચંચળતા જોઇને તે વનની અધીશ્વરી ચક્રેશ્વરી નામે દેવીએ તેને શાપ આપ્યો કે, 'તુ વાંદરી થઇ જા.' તે સાંભળી ભય પામતી શૃંગારસુંદરીએ કૃપા થવા માટે વિનતી કરી, એટલે તે દેવી પ્રસન્ન થઇ ('ઘણું કરીને ઉત્તમ પુરૂષો અતિ કોપવાળા હોતા નથી') પછી તે દેવીએ કહ્યું કે, 'સુલોચના ! શ્રીશાંતિનાથ પ્રભુના પુત્ર ચક્રધર રાજા જ્યારે તને કરથી સ્પર્શ કરશે, ત્યારે તું પાછી તારા અસલ સ્વરૂપમાં આવીશ, અને તે રાજા તને પરણશે.' આવો શાપનો અનુગ્રહ કરી દેવી ચક્રેશ્વરી અંતર્ધાન થઇ ગયાં. ત્યારથી આ બાળા વાંદરી થઇને આ વનમાં રહેતી હતી. તેના ભાગ્યથીજ અત્યારે તમે અહીં આવ્યા છો. હે રાજા ! મનુષ્યપણું આપીને તમે તેને વેચાણ લીધી છે, તો હવે કરનું આલંબન આપીને કામોદધિમાંથી તેનો

ઉદ્ધાર કરો " આવી તેમની પ્રાર્થનાથી અને કળાપ્રિય વિદ્યાધરના આગ્રહથી ચક્રધર રાજાએ શ્રીયુગાદીશની સાક્ષીએ તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. વિદ્યાધર કળાપ્રિયે અને તે બન્ને વિદ્યાધરોએ ચક્રધરને અનેક નિર્મળ કળાઓ આપી. અને દેવીએ પ્રત્યક્ષ થઇને વરદાન આપ્યું.

આ પ્રમાણે શૃંગારસુંદરીને પરણીને ચક્રધર તે વનમાં આગળ ફરવા લાગ્યા. થોડે દૂર જતાં એક નદીને કીનારે તપ કરતા જટિલ તાપસોના આશ્રમો તેના દેખવામાં આવ્યા. તાપસોએ કેટલાક લક્ષણોથી તેને રાજા જાણી ઉભા થઈ અર્ધ્યપાદ્ય લઇને આદર પૂર્વક તેમની કેટલીક સંભાવના કરી. પછી ' તમે કોણ છો ? તમારૂં શું વ્રત છે? અને તમે કોનું ધ્યાન ધરો છો ? ' એમ રાજાએ બહુ માન પૂર્વક તેમને પૂછયું. એટલે તેઓ બોલ્યા. " હે રાજા ! અમે કચ્છના વંશના ( શ્રી ઋષભદેવજીની સાથે દીક્ષા લેનારા ચાર હજાર મુનિઓ જેઓ તાપસ થઇ ગયા હતા તેમાંથી બીજાઓએ પાછાં મુનિપણું અંગીકાર કર્યું હતું અને કચ્છ મહાકચ્છ તાપસજ રહ્યા હતા તેના વંશના ) જટાધારી તાપસો છીએ, કંદમૂળનું ભક્ષણ કરીએ છીએ, શ્રી યુગાદીશને નમીએ છીએ, ઝાડના રેસામાંથી બનેલાં વસ્ત્ર પેહેરીએ છીએ, ભૂમિ શયન કરીએ છીએ અને બ્રહ્મચર્ય પાળીએ છીએ" તેમનાં આવાં વચન સાંભળી ચક્રધર બોલ્યો. અરે તાપસો ! તમે મિથ્યાત્વમાં મોહ પામી વિપરીત ધર્મને આચરવાથી છેતરાયા છો. તમે સંગરહિત, બ્રહ્મચર્યાદિ તપ જપમાં પરાયણ અને યુગાદિ દેવને શરણે રહેનારા છતાં અભક્ષ્યનું ભક્ષણ કેમ કરો છો ?

જેની નસો ગૂઢ છે, જે છેદવાથી ઉગે છે અને જે સરખી રીતે ભાંગવાથી ભાગે છે એવી વનસ્પતિ અને પલ્લવો અભક્ષ્ય છે; તેને મિથ્યાદૃષ્ટિઓ જાણતા નથી. તીક્ષ્ણ સોયની અણી ઉપર રહે તેટલા કંદમૂળમાં અનંત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને નાશ પામી જાય છે, તેથી તે અનંતકાય કહેવાય છે. ઉદુંબર, વડ, પીંપળ, કઠુંબર અને પીપળા વૃક્ષોનાં ફળ નિરંતર કીડાવડે વ્યાપ્ત હોય છે, તે કદિ પણ ખાવાં નહીં. મદ્ય, માંસ, માંખણ અને મધ એ ચાર મહાવિગય છે તેનો ત્યાગ કરવો; કારણકે તે અનંત દોષને આપનારી છે. બરફ, વિષ, કરા, સર્વ જાતની માટી, તુચ્છ ફળ, રાત્રિ ભોજન, અનંતકાય, બોળ અથાણું, રીંગણાં, અજાણ્યાં ફળ વાસી રાખેલ ભાત વગેરે ચળિત રસ, બહુબીજ અને કાચા ગોરસ સાથે મળેલાં કઠોળ એ સર્વનો ત્યાગ કરવો. આ પ્રમાણે બાવીશ પ્રકારનાં અભક્ષ્યો શ્રીજિનેશ્વરે કહેલાં છે, તેનો ત્યાગ કર્યા વગર શ્રીઆદિનાથ પ્રભુ તમારે કેવી રીતે પૂજવા યોગ્ય થાય? તે અભક્ષોનું ભક્ષણ કરવાથી હીન જાતિ, અજ્ઞતા, રોગોત્પત્તિ અને દારિદ્રતા પ્રાપ્ત થાય છે. તેમજ મરી ગયા પછી નરકમાં જવું પડે છે. આ પ્રભુએ કહેલા અભક્ષોને જાણીને તેનો જે ત્યાગ કરે, તે બુદ્ધિમાન્ પુરૂષ પાપ રહિત થઇ ભક્તિવડે અનંત સુખ ભોગવી અંતે મોક્ષે જાય છે' આ પ્રમાણે ચક્રધરનાં વચન સાંભળી તે સર્વ તાપસો પ્રતિબોધ પામી કહેવા લાગ્યા કે 'તમે અમને સન્માર્ગ બતાવ્યો છે. હે રાજા! આંધળું મનુષ્ય જેમ ચિંતામણિને ગુમાવે, તેમ મિથ્યાત્વપણાથી અમે આટલો કાળ ગુમાવ્યો છે.' ચક્રધરે કહ્યું,—'તમે દિલગીર થાઓ નહીં, મારી સાથે

શ્રીઋષભપ્રભુને નમવાને ચાલો.' આવી રીતે તેમને બહુ માનથી કહી વિમાનમાં બેસીને લોકોની દૃષ્ટિને કૌતુક ઉત્પન્ન કરતો ચક્રધર જ્યાં સંઘ હતો ત્યાં આવ્યો. સંઘપતિને વહુઓ સહિત આવતા જોઈ સંઘનાં લોકો હર્ષથી વાજીંત્રો વગાડી ધવળ મંગળ ગાવા લાગ્યાં. તેમના આવવાથી સંઘમાં એવો અપૂર્વ હર્ષ થયો કે જેથી ક્ષણવારમાં તો સર્વને મોક્ષના આનંદની વાનગી મળ્યા જેવું જણાયું. રાજાના સન્માનથી અતિ હર્ષ પામેલા તાપસો રાજાએ બતાવેલે માર્ગે અનુક્રમે ત્યાં આવ્યા. રાજા ચક્રધર ત્યાં તીર્થની અને સંઘની પૂજા કરીને પછી પુંડરીકગિરિ ઉપર ચડયા. તે સમયે ઇંદ્રે મોટો ઉત્સવ કર્યો ત્યાં વિધિ પ્રમાણે પૂજા, આરતી, દાન, અને ઇંદ્રોત્સવ વગેરે સર્વ કાર્ય રાજાએ આદર સહિત કર્યાં. તે વખતે પેલા સિંહદેવે ચક્રધરની આગળ પ્રત્યક્ષ થઈને કહ્યું કે 'તમારા પિતાના પ્રસાદથી હું આટલી સમૃદ્ધિવાળો થયો છું. અનંતભવ આપનાર તીર્યંચનો ભવ ઉલ્લંઘી હું દેવતા થયો, તે શ્રીજિનેશ્વરની અને આ તીર્થની સેવાનુંજ ફળ છે. હે રાજા ! અહીં મરૂદેવા શિખર ઉપર જગદીશ તમારા પિતાનો એક પ્રાસાદ છે. માટે ત્યાં જઈ હર્ષથી તેમની પૂજા કરો.' તેના વચનથી ચક્રધરે ત્યાં જઈ બહુ ભક્તિપૂર્વક શ્રી શાંતિનાથજીનું પૂજન કર્યું, અને ત્યાં પણ સર્વ ઘટિત કાર્ય પૂર્વવત્ કર્યું. સર્વ તાપસો શ્રીઋષભ પ્રભુનાં દર્શન કરી પોતાના જન્મને કૃતાર્થ માની હર્ષ પામ્યા. પછી કેવળીપ્રભુની આજ્ઞાથી સ્વર્ગગિરિથી એક યોજન નીચે રહેલા એક શિખર ઉપર તે તપસ્વી રહ્યાં. ત્યાં ઘાતિકર્મનો ક્ષય થવાથી તેમને એક સાથે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેઓ પ્રત્યાખ્યાનમાં તત્પર થયેલા અનુક્રમે મુક્તિને પામી ગયા. ઇંદ્રવડે

જેમની સત્ક્રિયા કરાયલા તે તાપસો જ્યાં સિદ્ધ થયા, તે સ્થાન તાપસગિરિને નામે પ્રખ્યાત થયું.

રાજા ચક્રધરને મુક્તિનિકેતન જેવું તે તીર્થ જોઇ આનંદ પામેલ જાણી ઇંદ્ર ગંભીર સ્વરથી પર્વતને ગજાવતા બોલ્યા 'હે રાજા ! તમારા પૂર્વજોનું આ તીર્થ કાળયોગથી જુનું થઇ ગયેલું છે, અને તમે મોટા ગુણવાન્ પ્રભુના પુત્ર છો, તો આ તીર્થનો તમારે ઉદ્ધાર કરવો જોઇએ.' ઇંદ્રનું આવું બોલવું સાંભળી ચક્રધરે જીર્ણ જિનપ્રાસાદોને દ્દઢ કર્યા અને પોતાનું સંસારપંજર જીર્ણ કર્યું. 'તમે આ તીર્થના જીર્ણોદ્ધાર કરનાર થયા' એવી સ્તુતિ કરતા ઇંદ્ર અને રાજાઓએ ચક્રધર ઉપર હર્ષથી પુષ્પવૃષ્ટિ કરી. પૂર્વવત્ પુંડરીકગિરિના બધાં શિખર ઉપરના પ્રાસાદોમાંથી કેટલાક જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર કર્યો અને કેટલાક નવા કર્યા. પછી સમુદ્રની પાસે રહેલા ચન્દ્રપ્રભાસ ક્ષેત્રમાં આવી શ્રીચંદ્રપ્રભુનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. પછી રાજા સંઘના ઘણા લોકોની સાથે સર્વ સંપત્તિઓના સ્થાનરૂપ ગિરનાર ઉપર ચડયા. ત્યાં કામદેવનું મથન કરનાર, ભાવી તીર્થંકર શ્રીનેમિનાથની સંઘના લોકોએ હર્ષથી નમસ્કારપુર્વક પુજા ભક્તિ કરી. ત્યાં પણ ચક્રધરે સર્વ શિખર ઉપર રહેલા જિનપ્રાસાદોનો જીર્ણોદ્ધાર કર્યો. અને કારીગરો પાસે કેટલાક પ્રાસાદો નવા પણ કરાવ્યા. પછી તે તીર્થને પ્રદક્ષિણા કરી ચક્રધર સંઘ સાથે નંદીવર્દ્ધન ગિરિ ઉપર ચડયા. ત્યાં પણ વિધિપુર્વક પુજા, અન્નદાન, સંઘભક્તિ અને જીર્ણોદ્ધાર વગેરે સત્કર્મો ઉતાવળે કર્યા. પછી સમેતશિખર પ્રમુખ તીર્થોની ભક્તિથી યાત્રા કરી રાજા ચક્રધર ઉત્સવ સાથે હસ્તિનાપુરમાં આવ્યા.

ભાગ્યવાન ચક્રધરે ત્રિખંડ ભરતના સમગ્ર રાજ્ય વ્યાપા-

રનો ભાર પાછો સ્કંધ ઉપર ધારણ કર્યો. તે વખતમાં ઇંદ્રોથી ભગવાન્ શાંતિનાથ અનેક મુનિઓની સાથે સમેતશિખરે પૂજાચલા ચરણવાળા પધાર્યા. એક લાખ વર્ષનું આયુષ્ય પૂરૂં કરી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથે નવસો મુનિઓની સાથે અનશનવ્રત ગ્રહણ કર્યું, અનુક્રમે વૈશાખ વદી ત્રયોદશીએ પાછલે પહોરે તે મુનિઓની સાથે પ્રભુ મુક્તિપદ પામ્યા દેવતાઓએ પૂર્વની પેઠે ત્યાં પ્રભુનો નિર્વાણ મહિમા કર્યો અને એક ઘણું ઉંચુ મણિમય જિનમંદિર કર્યું

શ્રી શાંતિનાથ પ્રભુનું નિર્વાણ સાંભળી રાજા ચક્રધરે વૈરાગ્યથી ગુરૂમહારાજની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. દશ હજાર વર્ષ સૂધી ખાંડાનીધાર જેવું વ્રત પાળી ચક્રધર મુનિ કેવળજ્ઞાનને પામ્યા. જ્ઞાનરૂપ સૂર્યનાં કિરણોથી તમામ વિશ્વને હાથમાં રહેલા પાણીની પેઠે જોતા, સર્વસ્થાનકે રહેલા ભવ્યપ્રાણીરૂપ વનને ખીલવતા અને શુભધ્યાનથી બાહ્ય અને અભ્યંતર સર્વ અંધકારને દૂર કરતા શ્રીચક્રધર મુનિ છેવટે સમેતશિખર ઉપર આવીને મોક્ષે ગયા. એ રીતે ચક્રધરનો કર્યો દશમો ઉદ્ધાર થયો.

ज्ञानादित्यकरैःस विश्वमखिलं पश्यन् करस्थांगिवत्
भव्यांभोरुहकाननंच विकचं कुर्व्वन् समंतादपि ॥
बाह्याभ्यंतरगं तमो पसकलं निर्नाशयन् ध्यानतः
श्रीमांश्चक्रधरःशिवालय मगात्सम्मेतशैल स्थितः

ઇતિશ્રી ધનેશ્વરસૂરી વિરચિત મહાતીર્થ શત્રુંજય મહાત્મ્ય વિષે શ્રી અજિતસ્વામી, સગરચક્રી, શ્રીચંદ્રપ્રભુ, શ્રીશાંતિજિન, ચક્રધરાદિ મહાપુરૂષ તીર્થોદ્ધાર વર્ણન નામનો આઠમો સર્ગ સંપૂર્ણ થયો.

# સર્ગ ૯ મો.

जयति जगतामधश्विरः श्रीमथमाजिनोद्भुतवैभवावदातः ।।
निखिलजनभव्द्वयार्थहेतु प्रकटितमार्गयुगो युगादिदेवः ।।

નિજના અદ્ભુત વૈભવવડે ઉજ્વળ, સર્વ જનના લોકના અર્થની સિદ્ધિને માટે શુદ્ધ માર્ગને પ્રગટ કરનાર જગદીશ શ્રીયુગાદિ દેવ ભગવંત જય પ્રાપ્ત કરે છે. મહાવીર પ્રભુ ઇંદ્રને કહે છે કે–'હે ઇંદ્ર ! ઇક્ષ્વાકુ વંશના પુરૂષરત્નોનું અને આ પર્વતનું પણ કાનને અમૃત સરખું મીઠું લાગનાર શ્રીમુનિસુવ્રતજિનેંદ્રના તીર્થમાં જન્મ પામેલા લક્ષ્મણ વાસુદેવનું, રામ બળદેવનું અને રાવણ પ્રતિવાસુદેવનું ચરિત્ર હવે હું તમને કહું છું તે સાંભળો.

## શ્રી રામચંદ્ર વગેરે મહાપુરૂષોનાં ચરિત્રો.

અયોધ્યામાં સૂર્યયશાના વંશમાં ઘણા રાજાઓ થઇ ગયા પછી **વિજય** નામે એક રાજા થયો; છેની **હિમચૂલા** નામે રાણીથી તેને **વજ્રબાહુ** અને **પુરંદર** નામે બે પુત્રો થયા. તેમાં વજ્રબાહુએ પોતાના સાળાએ કરેલી મશ્કરીથી દીક્ષા લીધી. વિજયરાજા પણ પોતાના રાજ્ય ઉપર પુરંદરને સ્થાપી દીક્ષા લઇ અંતે મોક્ષે ગયા. એ પુરંદર રાજાને **કીર્તિધર** નામે એક પુત્ર થયો અને કીર્ત્તિધરને **સુકોશળ** નામે પુત્ર થયો. સુકોશળે રાજ્યમાં સગર્ભા સ્ત્રીને છોડી વ્રત ગ્રહણ કર્યું. તે સુકોશળની માતા સહદેવી આર્ત્તધ્યાનથી મરી વનમાં વાઘણ થઇ. તેણે ગાંસગી

એવા પોતાના પતિ અને પુત્રને દેખીને પુર્વના ક્રોધથી મારી નાખ્યા. સુકોશળનો પુત્ર **હિરણ્યગર્ભ** થયો, અને તેનો પુત્ર **નઘુષ** થયો. તેની ઉપર શત્રુઓ ચડી આવ્યા તે વખતે નઘુષ બીજે ઠેકાણે ગયેલ હોવાથી તેની રાણીએ શત્રુઓનો પરાજય કર્યો. તે કાર્યથી તેના પતિ નઘુષને પોતાની સ્ત્રી નઠારી વર્તણુક વાળી છે એવું સમજાયું. એટલે તે સ્ત્રીએ પોતાના સતીપણાના પ્રભાવથી પોતાના પતિના દેહમાંથી આકરો તાવ હાથ અડાડી દૂર કર્યો. તેમનો પુત્ર **સોદાસ** થયો, તે ઘણો હિંસા કરનાર થયો. તેથી મંત્રીઓએ તેને રાજ્યથી દૂર કરી તેના પુત્ર સિંહરથને રાજ્ય ઉપર બેસાર્યો. અંતે સોદાસ પણ કોઇ મુનિ પાસેથી ધર્મ સાંભળી જીવદયા પાળવામાં તત્પર થયો, અને મહાપુર નગરનો રાજા અપુત્ર મરણ પામવાથી ત્યાંનો રાજા થયો, અન્યદા સોદાસે સિંહરથને જીતી બન્ને રાજ્ય ઉપર પાછો તેનેજ સ્થાપીને ગુરૂપાસે પવિત્ર ચારિત્ર ગ્રહણ કર્યું. સિંહરથનો પુત્ર બ્રહ્મરથ થયો તેનો પુત્ર ચતુર્મુખ, તેનો પુત્ર હેમરથ, તેનો પુત્ર શતરથ, તેનો ઉદયપૃથુ, તેનો વારિરથ, તેનો આદિત્યરથ, તેનો માંધાતા, તેનો વીરસેન, તેનો પ્રતિમન્યુ, તેનો પદ્મબંધુ, તેનો રવિમન્યુ, તેનો વસંતતિલક, તેનો કુબેરદત્ત, તેનો કુંથુ, તેનો શરભ, તેનો દ્વિરદ, તેનો સિંહદશન, તેનો હિરણ્યકશિપુ, તેનો પુંજસ્થળ, તેનો કાકુસ્થ, અને તેનો રઘુ—એ પ્રમાણે રાજાઓ થયા. તેઓમાં કેટલાક મોક્ષે અને કેટલાક સ્વર્ગે ગયા. તે પછી સાકેતપુર નગરમાં અજયપાળ નામે રાજા થયો. તે પોતાના તેજથી શત્રુઓને ઢાંકી દેનાર થવાથી લોકોમાં પ્રખ્યાત થયો. તેણે બધી દિશાઓને જિતી

લીધી; પણ અંતે પુર્વકર્મના યોગે તેના શરીરમાં એકસો ને સાત વ્યાધિઓ ઉત્પન્ન થતાં તે પીડવા લાગ્યા. રોગની પીડાથી દુઃખિત થતાં પણ અંતરમાં પરાક્રમવાળા તે રાજાએ દુઃસાધ્ય એવા સેંકડો રાજાઓને જીત્યા. અનુક્રમે અખંડ આજ્ઞાથી અનેક રાજાઓને દબાવી ત્રિખંડના આભૂષણરૂપ સોરઠમાં તે આવ્યો. સંસારના શૃંગારરૂપ એ રાજાએ ઉત્તમ વાસનાથી શત્રુંજયતીર્થે આવી પ્રભુને નમીને **દ્વીપનગરને** અલંકારવાળું કર્યું,

તે દરમ્યાન **રત્નસાર** નામે એક સમુદ્રમાર્ગે મુસાફરી કરનારમાં મુખ્ય વ્યાપારી અનેક વસ્તુઓથી વહાણ ભરીને સમુદ્રમાં જતો હતો. સારા પવનના યોગથી સુખે સુખે સમુદ્રમાં ચાલતું વહાણ ઘણો માર્ગ ઉલ્લંઘી લોકોને લગભગ સમુદ્રના કાંઠા નજીક લઇ ગયું. કિનારા ઉપરના પર્વતોને જોવામાં આવ્યા એટલે લોકોને જીવવાની આશા પેદા થઇ. તેવામાં અગ્નિદિશાના મુખમાંથી વહાણના આયુષ્યને હરે તેવો પ્રતિકુળ પવન વાવા લાગ્યો. તત્કાળ યોગીની કંથાની પેઠે ચડી આવેલા મેઘના વૃંદે સર્વ દિશાઓમાં ફેલાઈ આકાશને ઢાંકી દીધું. સમુદ્ર પોતાના ઉદાર દાતારને આવેલો જાણી આલિંગન કરવાને ઇચ્છતો હોય તેમ પોતાના ઉર્મિરૂપ હાથવડે અત્યંત ઉછળવા લાગ્યો. તે વખતે વહાણપતિ વિચારમાં પડયો કે, ' આ જીવનહારી વંટોળીઓ ભમે છે, જરૂર હવે કષ્ટ આવી પડશે. ચપળ ચિત્તને ધારણ કરનારા અને બુદ્ધિરહિત એવા મેં દ્રવ્યના લોભથી ઘણા માણસોને વહાણમાં બેસાર્યા, તે માઠું કર્યું. વાદળાના ભારવાળો આ મેઘ જીવન આપનાર છે, તે પવનરાજાનો દાસ થઈ અત્યારે જીવનને હરનાર થઇ પડયો છે. આ વહાણ તરંગરૂપ લાકડીના પ્રહારવડે હણવાથી ગબડતા દડાની

પેઠે અત્યંત ચલાયમાન થયા કરે છે માટે જ્યાં સૂધી આ વ્હાણ ડુબે નહીં અને લોકોનો નાશ થાય નહીં, ત્યાં સૂધીમાં હું પોતે તો સમુદ્રમાં પડીને મરી જઉં.' આવો વિચાર કરી તે વહાણના અંતભાગ ઉપર આવ્યો, તેવામાં કાનને વ્હાલી લાગે તેવી અદૃશ્ય આકાશવાણી થઇ. "હે ભદ્ર ! દરિયામાં પડવાનું સાહસ ન કર. તારી આવી દશા મેં કરેલી છે. આ સાગરની અંદર કલ્પવૃક્ષના પાટીયાના સંપુટમાં રહેલી ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથની નિર્મળ મૂર્તિ છે. એ પ્રભાવિક પ્રતિમાને પ્રથમ એક લાખ વર્ષ સૂધી ધરણેંદ્રે પૂજેલી હતી; પછી છસો વર્ષ સૂધી કુબેરે પૂજી હતી, પછી ભકિતવાળા વરૂણે પ્રાર્થના સહિત તે અદ્ભુત પ્રતિમાને પોતાને ઘેર લઇ જઈ સાત લાખ વર્ષ સૂધી પૂજી હતી, હમણાં અજયરાજાના ભાગ્યથી તે પ્રતિમા અહીં આવેલી છે, માટે તેને બહાર કહાડી તે ઈક્ષ્વાકુ રાજાને આપ. તે રાજા હાલ સર્વ દિશાઓને જિતી દ્વીપપ-તનમાં રહેલો છે. માટે ત્યાં જઇ પ્રકાશિત સમૃદ્ધિવાળા તે રાજાને તારે આ પ્રતિમા આપવી. જે વખતે રાજા આ પ્રતિમાનું દર્શન કરશે, તેજ વખતે તેના દુષ્ટ કર્મ સાથે એકસો ને સાત રોગ તત્કાળ નાશ થશે. અને બીજાઓને પણ તેવી રીતેજ ફળ મળશે. એ પ્રતિમાની પાસે રહેનારી હું પ્રભાવિક પદ્માવતી દેવી છું. અને આ બધો દેખાવ મેંજ કરેલો છે." આવી આકાશવાણી સાંભળી બુદ્ધિના ભંડાર રત્નસારે તત્કાળ પ્રતિમાને માટે વહાણવટીઆને સમુદ્રમાં ઉતાર્યા. જેમ ધર્મને પ્રાપ્ત કરીને જીવ સમાધિપૂર્વક સ્વર્ગલોકની પાસે આવે તેમ પ્રતિમાનો સંપુટ લઇ તેઓ. તત્કાળ

વહાણની પાસે આવ્યા. એટલે તેમને વહાણમાં લઇ લીધા. તત્કાળ હળદરના રંગની પેઠે, દુર્જનની મૈત્રીની પેઠે અને કમળ ઉપરના જલબિંદુની પેઠે મેઘનું પટલ અદૃશ્ય થઇ ગયું. ક્ષણવારમાં ચિંતાપટલના ક્ષયથી ચિત્તની પેઠે, પવનના અનુકળપણાથી પ્રાણીઓ પરમ પ્રસન્નતાને પામ્યા. અંદર ગંભીર અને બાહેર કોમળ એવા જિનાગમની પેઠે સમુદ્ર ગંભીર છતાં પ્રસન્ન થઈ ગયો. અનુકૂળ વાયુને યોગે વહાણ સહજ સમયમાં દ્વીપનગરે આવી પોહોચ્યું. એટલે એક પુરૂષે આગળ જઈ અજયપાળ-રાજાને વધામણી આપી. પાર્શ્વનાથને આવેલા સાંભળી રાજા અજયપાળ નેત્રને પ્રફુલ્લિત કરતો એક ઘોડા ઉપર બેસી તત્કાળ રહામો આવ્યો. લોકોએ વહાણમાંથી રાજાના નેત્રકમળને વિકસ્વર કરવાને સૂર્ય સમાન એવો તે પ્રતિમાનો સંપુટ કાંઠે ઉતાર્યો. પછી અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા માંડયાં, હર્ષથી કેટલાક સુભટો નાચવા લાગ્યા, અને ભાટલોકો બિરૂદાવળી બોલવા લાગ્યા, તેમને રાજાએ ઘણા દ્રવ્યનાં દાન આપવા માંડયાં. વળી શહેર બધું ઉંચી ધ્વજાઓથી શોભિત અને કપૂર તથા અગરૂના સુગંધથી સુગંધિમય કરી દીધું. એવા મહોત્સવ સહિત રાજા તે પ્રતિમાના સંપુટને પોતાના નગરમાં લાવ્યા. પછી સુંદર સિંહાસન ઉપર તે પ્રતિમાનો સંપુટ મૂકી રાજાએ ભક્તિથી પૂજા કરીને તેને ઉઘાડયો. તેમાં શ્રી પાર્શ્વનાથની સુંદર પ્રતિમા દીઠામાં આવી. એ પ્રતિમાને માથે શેષનાગની ફણી ઉપર રહેલા મણિરત્નનાં કિરણોથી અંધારાના જથ્થાનો નાશ થતો હતો. મસ્તક ઉપર રહેલા ત્રણ છત્રોથી શોભિત પદ્માસને બેઠેલા તે પ્ર-

ભુના બન્ને પડખે ભુજામાં ચામર લઇ બે પ્રતિમા રહેલી હતી. ધરણેંદ્રે ધારણ કરેલા ઉંચા સિંહાસન ઉપર પ્રભુ બેઠેલા હતા, તેમના નખના કિરણોની પ્રભાથી પ્રૌઢ નવગ્રહો ત્યાં પ્રાપ્ત થયા હોય તેમ દેખાતું હતું. બનાવટી અને સ્વાભાવિક વિઘ્નોને નાશ કરે એવી તે પ્રતિમાના સાથળમાં શ્રીવત્સનું લાંછન હતું. કાંતિના વિસ્તારથી આવૃત અને સઘળી જાતનાં આભૂષણોથી શોભિત તે પ્રભુ કલ્પવૃક્ષપુષ્પોના સુવાસથી સકળ જગતૂને સુગંધિત કરતા હતા. તેમને દેખતાંજ પંચાંગવડે ભૂમિને સ્પર્શ કરી હર્ષના ભાર સહિત તે રાજાએ, સુકૃતોના સંચયથીજ પ્રાપ્ત કરી શકાય એવા તે પાર્શ્વનાથને નમસ્કાર કર્યો. તત્કાળ અજયપાળ રાજાના શરીરમાં આનંદામૃતનું પૂર પસરતાં તેનો રોગ રૂપી સર્પ દૂર જતો રહ્યો, તેથી તે ચિત્તમાં બહુજ સંતોષ પામ્યો. પછી ભક્તિથી તે પ્રતિમાનું અર્ચન કરીને તેને પોતાના મકાનમાં રાખી. રાજા રત્નસારની સાથે સ્નેહથી રાજ્યસુખ ભોગવવા લાગ્યો, તે રાત્રીએ અજયરાજા મરજી મુજબ સૂતો હતો, તે વેળાએ બધા રોગો સ્વપ્નામાં આવી હર્ષથી કહેવા લાગ્યા. ' હે રાજા ! તમે પૂર્વ ભવમાં મુનિને કચવ્યા હતા, તેનું ફળ આપવાને અમોએ તમને ઘણી પીડા કરી છે, તે માફ કરજો. શ્રીપાર્શ્વનાથના દર્શનથી હવે તમારા અંગથી અમે વેગળા થયા છીએ. પણ હજુ પણ છ માસ સૂધી તમારે તે કર્મ ભોગવવાનું બાકી રહેલું છે, માટે આ શહેરના પરામાં સૂર નામે એક પશુગાળ રહે છે તેને ઘેર છાતી પુંછ અને મુખના ભાગમાં શ્વેતવર્ણવાળી એક બકરી છે, તેના શરીરમાં અમે પૂર્વે મંદી

બંધાઇને તેટલા કાળ સૂધી રહીશું, તેથી ત્યાં સૂધી એ બકરીને તમે ઘાસાદિનો ચારો આપજો; તેમજ ચંદન મળેલું તમારા દેહનું જળમિશ્રિત ધોવણ પણ તેને પીવા આપજો; તેથી અમે ઘણા પ્રસન્ન થઇશું. છ માસ કેડે શ્રીપાર્શ્વનાથના પ્રભાવથી સુવર્ણના જેવી કાંતિવાળા થઇને તમે ઘણા કાળ સૂધી તમારા રાજ્યનું રક્ષણ કરશો.' એમ કહીને વ્યાધિઓ કોઇ ઠેકાણે અંતર્ધાન થઇ ગયા. રાજાએ જાગૃત થઇને જોયું તો પોતાનો દેહ નિરોગી થયેલો દીઠામાં આવ્યો. પોતાના રોગ શાંત થવાથી રાજાએ મહા દાનવડે સઘળાં માણસોને આનંદિત કરીને નગરમાં ભારે ઉત્સવ કર્યો. પછી **અજય** નામથી નવું નગર વસાવી, ત્યાં પાર્શ્વનાથનું એક ઉત્તમ જિનાલય બંધાવ્યું. તેના નિર્વાહને માટે દશ ગામ સહિત તે નગર આપ્યું. અને તેને માટે પૂજારીઓની ગોઠવણ પણ કરી. રાજા પોતે ત્યાં જઇ ત્રિકાળ શ્રી પાર્શ્વનાથની પૂજા કરવા લાગ્યો, જેથી તે ઘરમાં દિન પ્રતિદિન કલ્યાણની વૃદ્ધિ થવા લાગી. પેલી રોગોએ દેખાડેલી બકરીને અજયપાળરાજા પોતાને ત્યાં લાવ્યો અને તેમને કહેલા વિધિવડે તેટલા કાળ લગી તેનું અન્નપાનવડે પ્રતિપાલન કર્યું. તે સમયમાં સોરઠના રાજકુળમાં થયેલો વજ્રપાણિ નામે રાજા જુનાગઢથી આવીને એ પોતાના ગોત્રીયને હર્ષથી મળ્યો. બન્ને તીર્થ ઉપર ધર્મથી અમલ ચલાવનાર એ રાજાને અતુલપ્રીતિથી બહુ દેશ વગેરે આપીને અજયરાજાએ તેનું સન્માન કર્યું. વજ્રપાણિરાજાના આગ્રહથી અને અતિ ભક્તિથી પ્રેરાએલા રઘુના પુત્ર અજયપાળે ગિરનાર ઉપર આવી શ્રીનેમિનાથને નમસ્કાર કર્યો.

અને પૂજા ભક્તિ કરી, પાછા અજયપુરમાં આવી તેણે કર્મરૂપ કાદવનું શોષણ કરવાથી કમળનું પણ ઉલ્લંઘન કરનારાં શ્રી પાર્શ્વનાથના ચરણકમળમાં નમસ્કાર કર્યો. તે વખતમાં કોઇ જ્ઞાની મુનિ ત્યાં પ્રભુને વાંદવા આવ્યા. રાજાએ તેમને પ્રણામ કરી તેનું ઉજ્વળ માહાત્મ્ય પુછ્યું. મુનિ બોલ્યા–"હે રાજા ! આ પ્રતિમાનો પ્રભાવ હું શું કહું ? પ્રત્યક્ષ લક્ષ્ય થતી વસ્તુમાં કયો ડાહ્યો જન શંકા કરે ? આ પાર્શ્વનાથ પ્રભુના ફક્ત દર્શનથી, લાંબાકાળથી રૂઢ થયેલા વ્યાધિઓ તમારા અંગમાંથી જતા રહ્યા, તેવીજ રીતે જે કોઇ પ્રાણી આ પ્રતિમાનાં દર્શન કરશે, તેમના આંખ મ્હોં અને પેટ સંબંધી તમામ રોગો, બીજા વ્યાધિઓ તેમજ બધી જાતના કોઢ નાશ થઇ જશે. શ્રીપાર્શ્વનાથના સ્મરણથી શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને યક્ષસંબંધી ઉપસર્ગો પણ દૂર થઇ જશે. આ તીર્થમાં જે કોઇ આ તીર્થંકરની સેવા કરશે, તેમના કાળાજ્વર, ઝેર, ઉન્માદ, અને સંનિપાત વગેરે સર્વે દોષો નાશ પામી જશે. અહીં શ્રી જગદ્‌ગુરૂનું ધ્યાન કરવાથી વિદ્યા, લક્ષ્મી, સુખ, પુત્ર, અને સ્ત્રીની વાંચ્છા કરનાર પુરૂષોના સર્વે જાતના મનોરથો સિદ્ધ થશે. જે જિનબિંબ એકસો વર્ષ અગાઉનું હોય તે તીર્થરૂપ ગણાય છે, તો આ પાર્શ્વનાથનું બિંબ તો લાખો વર્ષ સૂધી દેવતાઓએ સ્વર્ગમાં અને સમુદ્રમાં પૂજેલું છે, તેથી એ તીર્થ કહેવાય તેમાં તો નવાઈજ શી ? માટે આ બિંબના દર્શનથી સઘળાં પાપની શાંતિ થશે અને અહિં આપેલું દાન અધિક ફળને આપશે." આ પ્રમાણે તે બિંબનું માહાત્મ્ય કહી રાજાની સંમતિથી તે મુનિવર્ય તરત આકાશમાં અદ-

શ્ય થઇ ગયા. સોરઠપતિ વજ્રપાણી રાજાએ સેવેલા અજયરાજાએ છ માસ સૂધી ત્યાં રહી પછી સિદ્ધગિરિ ઉપર જઇને પ્રભુની પૂજા કરી, તેમજ સ્નાત્રપૂજા, ઇંદ્રોત્સવ, મહાધ્વજા વગેરે અનેક કૃત્યો કરી પોતાનો જન્મ સફળ કર્યો. પછી પોતાના રાજ્યમાં આવી શ્રીજિનોક્તધર્મને આચરી અંતે વ્રત અંગીકાર કરી તે સ્વર્ગે ગયા. તેનો મોટો પુત્ર અનંતરથ હતો તેણે વ્રત ગ્રહણ કર્યું હતું. તેથી પૃથ્વી રાણીથી થયેલો દશરથ નામે પુત્ર રાજ્યપતિ થયો. તેને જાણે મૂર્ત્તિમાન લક્ષ્મી હોય તેવી કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા અને સુપ્રભા નામે ચાર રાણીઓ હતી. એક વેળા કૌશલ્યાએ ગજ, સિંહ, ચંદ્ર અને સૂર્યના સ્વપ્નોએ સૂચિત એવા રામ વા પદ્મ નામના બળદેવ પુત્રને જન્મ આપ્યો. ત્યાર પછી સુમિત્રાએ હાથી, સિંહ, ચંદ્ર, સમુદ્ર, લક્ષ્મી, અગ્નિ અને સૂર્યના સ્વપ્નથી સૂચિત લક્ષ્મણ નામના વાસુદેવ પુત્રને જન્મ આપ્યો; કેકય રાજાની પુત્રી કૈકેયીએ શુભ સ્વપ્નવડે **ભરત** નામના શાંતપુત્રને, અને સુપ્રભાએ **શત્રુઘ્ન** નામના પુત્રને જન્મ આપ્યો. વિદ્યાવિનયથી સંપન્ન અને દક્ષ હૃદયવાળા ચાર પુત્રોવડે દાનાદિક ચાર અંગવડે ધર્મની પેઠે દશરથરાજા શોભવા લાગ્યા. જેવી રીતે પદ્મ–રામ અને લક્ષ્મણ પરસ્પર સ્નેહથી સાથે રહેવા લાગ્યા તેમ ભરત અને શત્રુઘ્ન પણ પરસ્પર સ્નેહથી સાથેજ રહેવા લાગ્યા.

તે વખતમાં **મિથિલાપુરી**માં હરિવંશમાં **વાસવકેતુ** અને **વિપુલા** દેવીના પુત્ર **જનક** નામે શમે રાજા થયા. તેને **વિદેહા** નામે રાણી હતી. તેણે સારાં સ્વપ્ન જોવાથી હર્ષિત થઇ તેજથી આકાશને પ્રકાશિત કરે તેવા એક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. તે વખતે સૌધર્મદેવલોકમાંથી **પિંગલ** નામે એક દેવ પૂર્વ જ-

-મના વૈરથી ત્યાં આવી તેમના પુત્રને હરી ગયો. પરંતુ પછી દયા આવવાથી તેને કુંડળાદિક આભૂષણો પેહેરાવી વૈતાઢ્યગિરિના વનમાં ધીરેથી મૂકીને ચાલ્યો ગયો. તે વખતે રથનુપુર નગરનો સ્વામી ચંદ્રગતિ નામે વિદ્યાધર ત્યાં નીકળ્યો. તેણે તે વનમાંથી તે બાળકને હર્ષથી લઇ પોતાની સ્ત્રી પુષ્પવતીને સુંપરદ કર્યો, અને નગરમાં એવો સાદ પડાવ્યો કે "આજે ચંદ્રગતિને ઘેર પુત્ર અવતર્યો છે." તે પુત્રના શરીરમાં પ્રભાનું મંડળ–લાખવું હતું, તેથી તેનું ભામંડળ નામ પાડયું. ચંદ્રગતિ અને પુષ્પવતીએ લાલન પાલન કરેલો તે પુત્ર કલ્પવૃક્ષની પેઠે અનુક્રમે વૃદ્ધિ પામ્યો. અહીં મિથિલા નગરીમાં જનક રાજા પુત્રને નહીં જોવાથી ખેદ પામ્યા. સઘળે તપાસ કરાવતાં પણ તેનો પત્તો લાગ્યો નહીં. કેટલેક વખતે શોક રહિત થઈ પુત્રીનું સીતા નામ પાડયું. સંપૂર્ણ યૌવનવંત પુત્રીને વરપ્રાપ્તિ લાયક થયેલી દેખી, સ્વયંવરનો નિશ્ચય કરીને જનકરાજા લાયક વરની ચિંતારૂપ સમુદ્રમાં નિમગ્ન થયા નહીં. તે સમયે માતરંગ વગેરે મ્લેચ્છો દૈત્યની પેઠે ક્રોધ કરી ધર્મસ્થળો અને લોકોને પીડા કરતા જનકરાજાની ભૂમિમાં ઉપદ્રવ કરવા લાગ્યા. જનકરાજાએ મિત્રતાને લીધે આ હકીકત દૂત મોકલી દશરથ રાજાને જણાવી. તે સાંભળી લડાઇ કરવાની ઇચ્છાવાળા રામ, પિતા દશરથને ત્યાં જતા રોકીને પોતે લડાઇના મેદાનમાં આવ્યા. રણવલ્લભ રામ સાથે યુદ્ધ થતાંજ તે શત્રુરાજાઓ તરત નાસી ગયા; કેમકે 'સૂર્યના કિરણની પાસે અંધારાનો જથ્થો રહેવાને સમર્થ થતો નથી.' રામના પરાક્રમથી હર્ષ પામેલો જનકરાજા તેમને પોતાના નગરમાં લાવ્યો; અને હર્ષથી તેણે પોતાની પુત્રી

સીતા વરાવાની ઇચ્છા કરી. તેવા વખતમાં પીળા કેશવાળા અને માથે છત્રી ધરનાર નારદ ત્યાં આવ્યા, તેની ભયંકર મૂર્તિ જોઇ સીતા તત્કાળ ડરીને નાસી ગઈ, એટલે સીતાની સખિઓ સોર બકોર કરતી ત્યાં એકઠી થઈ ગઇ અને ક્રોધ કરી ગળા અને શિખાથી પકડી નારદને ઘરમાંથી કહાડી મૂકયા. તેથી નારદને ક્રોધ ચડયો, એટલે તેણે સીતાનું રૂપ એક વસ્ત્રની ઉપર ચીતરીને તે ચંદ્રગતિના પુત્ર ભામંડળને બતાવ્યું. ભામંડળ સીતા પોતાની બહેન છે, તે જાણ્યા વગર કામવિહ્વલ થઈ થોડા પાણીમાં રહેલા માછલાની પેઠે ઉદ્વિગ્ન ચિત્તવાળો બની ગયો. ચંદ્રગતિએ પોતાના પુત્રના ઉદ્વેગનું કારણ સીતા છે એવું જાણી તત્કાળ ચપલગતિ વિદ્યાધરની પાસે જનકનું હરણ કરાવી પોતાની પાસે બોલાવ્યા અને સ્નેહવડે તેની પાસે સીતાની માંગણી કરી. તેણે કહ્યું કે—' મેં દશરથના પુત્ર રામને સીતા આપેલી છે. ' ચંદ્રગતિ બોલ્યો—' હું સીતાનું હરણ કરવાને શક્તિવંત છું તે છતાં સ્નેહનો વધારો થાય તેવું ધારી તમને અહીં બોલાવીને મેં સીતાનું માંગણું કર્યું છે, તેના ઉત્તરમાં તમે આમ કહો છો, તો મારી કને વજ્રાવર્ત્ત અને અર્ણવાવર્ત્ત નામે બે દિવ્ય ધનુષ્યો છે, તેને રામ કે મારો પુત્ર ભામંડળ જે ચડાવે તે સીતાને પરણે તેવું પણ કરો.' જનકરાજા તે પ્રમાણે કબુલ કરીને પોતાની નગરીમાં આવ્યા અને એક મંડપ કરાવી તેમાં તે બન્ને ધનુષ્ય મૂકયાં. પછી પ્રત્યેક રાજપુત્રને આમંત્રણ કરવાથી ' હું પહેલો જઇશ હું પહેલો જઈશ ' એમ પ્રૌઢ હર્ષ ધરતા અનેક ભૂચર અને ખેચરો ત્યાં આવવા લાગ્યા. ભામંડળને લઇ ચંદ્રગતિ ત્યાં આવ્યો અને ચોમેરથી બીજા

વિદ્યાધર રાજાઓ પણ આવ્યા. રામાદિ ચાર પુત્રોથી પરવરેલા દશરથરાજા હર્ષ સહ બીજા રાજાઓને સાથે લઈ ત્યાં આવ્યા. જનકે સર્વ રાજાઓને યથોચિત માન આપ્યું. પછી શુભ દિવસે પ્રાતઃકાળે ઘટિત સ્થાન ઉપર સર્વ રાજાઓ બેઠા એટલે સીતાકુંવરી સુંદર વેષ ધારણ કરી સુખાસનમાં બેસી મંડપમાં આવી. પછી પોતાના બળથી ઉદ્ધત એવા જે રાજકુમારો અને ખેચરો ત્યાં આવેલા હતા, તે સર્વે ધનુ'યને ચડાવવામાં અશકત થવાથી પોતાનાં મ્હોં નીચા કરીને રહ્યા. તે વખતે કુંવર શ્રીરામે માંચા ઉપરથી ઉતરી રમતમાં ધનુષ્યને હાથમાં લઇ નિષ્ઠુર શબ્દ કરતું પણુચ ઊપર ચડાવ્યું. એટલે તત્કાળ જનકકુમારી સીતાએ ફૂલોના વરસાદ સાથે રામના કંઠમાં વરમાળા આરોપણ કરી. લોકોએ હર્ષથી મહાન સોર બકોર કર્યો. પછી બીજું ધનુષ્ય લક્ષ્મણે ચડાવ્યું, એટલે ત્યાં આવેલા વિદ્યાધરોએ તેમને પોતાની અઢાર કન્યાઓ આપી. શુભ દિવસે રામ અને સીતાનો વિવાહ થયો. ભરતકુંવાર કનકરાજાની પુત્રી ભદ્રાને પરણ્યા. પછી જનકની રજા લઇને દશરથ રાજા ચારે પુત્રોની સાથે પોતાને નગરે ગયા, અને બીજા રાજાએ પણ તે ઉત્સવ જોઈને પોતે પોતાને ઠેકાણે ગયા. ઉગ્ર પરાક્રમવાળા દશરથ રાજા રામ વગેરે પુત્રોવડે સમુદ્ર પર્યંત ભૂમિનું રાજ્ય કરવા લાગ્યા.

એક વખતે દશરથ રાજાએ એક કંચુકીની સાથે પોતાની રાણી સુમિત્રાને જીનસ્નાત્રનું જળ મોકલ્યું અને બીજી રાણીઓને દાસીઓની સાથે મોકલાવ્યું. દાસીઓએ યૌવનવયને લીધે તરત સ્નાત્રજળ અભિવંદિત કર્યું. પેલો કંચુકી વૃદ્ધપણાને

લીધે તાકીદે લાવી શકયો નહીં, એટલે તે હકીકત જાણ્યા વગર સુમિત્રાએ પોતાનું માનભંગ થયેલું જાણીને દુઃખથી ગળામાં પાશ નાખ્યો. ' અર્હંતના સ્નાત્રજળથી મને પ્રથમ સંભાવિત કરી નહીં ' એવું વિચારવાથી સુમિત્રાને ક્રોધિત જાણી, દશરથ-રાજા તેને મનાવવાને આવ્યા. રાણીની તેવી અવસ્થા જોઇ ' હે ચંડિકા ! આ શું કરો છો ? ' એમ બોલતા રાજાએ તેનો ગળા ફાંસો કાપી નાખ્યો અને તેને પોતાના ખોળામાં બેસારી. તે વખતે કુંચુકી સ્નાત્રજળ લઇને આવ્યો, તેને રાજાએ પૂછ્યું કે, ' કેમ આટલો બધો ધીરો આવ્યો ? ' એટલે તેણે પોતાનુ ઘડપણ જણાવ્યું. મુખમાંથી લાળ પડે છે, વાળ ધોળા થઇ ગયા છે અને થરથરતો મંદગતિએ ચાલે છે; એવા તે કંચુકીને જોઇને રાજાના મનમાં વૈરાગ્યભાવ ઉત્પન્ન થયો કે, 'અહા ! આ શરીર રૂપી વૃક્ષને પડતા ઘરની પેઠે અને અર્ધા ઉન્મૂળેલા વૃ-ક્ષની પેઠે સ્થિર કરવાને કોઇ પણ સમર્થ નથી માટે જ્યાં સૂધી આ મારૂં શરીર વૃદ્ધાવસ્થાથી નાશ થયું નથી ત્યાં સૂધીમાં હું આત્માર્થ સાધવાને પ્રયત્ન કરીશ, સાંસારિક બીજાં સુખ શા કામનાં છે ? આવો વિચાર કરી દશરથ રાજા સભામંડપમાં ગયા.

એ રીતે કેટલોક કાળ વ્યતીત કરી કોઇ વખતે દશરથરાજા કોઈ મુનિને વાંદવા ગયા. મુનિને વાંદીને તેમની આગળ બેઠા, તેવામાં ઓચિંતો ભામંડળ વિદ્યાધર ફરતો ફરતો ત્યાં આવ્યો. જ્ઞાનીમુનિએ સુખનું કારણ એક ધર્મજ છે એમ કહ્યું અને પું-ડરીકગિરિનું વિમળ માહાત્મ્ય સંભળાવ્યું. પછી ભામંડળે પો-તાની હકીકત પૂછતાં પોતે સીતાની સાથે જન્મેલ છે, એ તે મુ-

નિરાજના કહેવાથી જાણીને તેણે સીતાની પાસે જઇ માફ માગી પ્રણામ કર્યો. તેણે પણ તેને આશીષ આપી. પછી ભામંડળના આગ્રહથી દશરથરાજા ચાર પુત્રો, મંડળિક રાજાઓ, સાહુકારો અને રાણીઓની સાથે પોતાનો જન્મ સફળ કરવા માટે તીર્થયાત્રા કરવા ચાલ્યા. માર્ગમાં તેમણે પંચવિધદાન આપી સુકૃત ઉપાર્જન કર્યું. સાથે રાખેલા જિનાલયમાં સ્થાપેલા જિનેશ્વરની પૂજામાં તૈયાર રહેતા અને સ્થળે સ્થળે નગરના મંદિરોમાં જિનપૂજા કરતા તેમજ મુનિઓને નમતા માર્ગે ચાલ્યા. અનુક્રમે શત્રુંજય ઉપર આવી જિનેશ્વરોને નમસ્કાર કર્યો અને ત્યાં કેટલાક ઉત્તમ પ્રાસાદો કરાવ્યા તેમજ ભકિત પૂર્વક ગુરૂપૂજન કરી તેમને દાન આપી ઘટિતવિધિ યાત્રા કરીને દશરથરાજા સંઘ સાથે પર્વત ઉપરથી નીચે ઉતર્યા. આગળ ચાલતાં ચંદ્રપ્રભાસ નગરમાં સીતાએ એક નવીન જિનાલય કરાવી તેમાં પોતેજ ચંદ્રપ્રભુની સ્થાપના કરી. ગુરૂમહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી, પૂજા ભકિત કરી, ગુરૂને પ્રતિલાભી સેંકડો સતીઓએ સ્તુતિ કરેલાં સીતાસતીએ તે તીર્થમાં પ્રભાવના કરી. ત્યાંથી રાજા દશરથે જઇ નેમિનાથની પૂજા કરી અને સુપાત્રે દાન આપી તીર્થોદ્ધાર કર્યો. નજીકમાં ખરડાગિરિને જોઇ રાણી કૈકેયી ઉત્સુક થઇ પતિની સલાહથી રામાદિક પુત્રોને લઇ ત્યાં ગઇ. તે ગિરિ ઉપર ખરડા રાક્ષસે કરાવેલું શ્રી નેમિનાથનું જિનમંદિર હતું તેમાં ભક્તિપૂર્વક મહા ઉત્સવ કરી તેણે માગણોને પુષ્કળ દાન આપ્યું. તે ચૈત્ય જીર્ણ થઇ ગયેલું જોઇ ખેદ પામીને કૈકેયીએ તેનો ઉદ્ધાર કર્યો અને હર્ષથી તેમાં શ્રી નેમિનાથની પુનઃ સ્થાપના કરી. ત્યાં તેણે મહાતીર્થનું નિર્માણ કર્યું તેથી તે પાપનાશક તીર્થ તેના નામથી જગતમાં પ્રખ્યાત થયું.

લંકાનગરીમાં કૌશલ્યાએ શ્રી ઋષભનાથનું મંદિર કરાવી તેમાં ગુરૂપાસે પ્રતિષ્ઠા કરાવી. પ્રભાવિક સુપ્રભાએ વલ્લભિપુરમાં એક ઉન્નત જિનાલય કરાવી, તેમાં મહોત્સવપૂર્વક શ્રીશાંતિનાથની પ્રતિષ્ઠા કરી. કાંપિલ્યનગરમાં રામે અને વામનનગરમાં લક્ષ્મણે આદિનાથ પ્રભુના ઉંચા પ્રાસાદ કરાવ્યા. બીજા કુંવરોએ, સામંતોએ, મંડળિકોએ અને ભામંડળે શ્રીઅર્હંતપ્રભુના અનેક પ્રાસાદો કરાવ્યા. એવી રીતે દશરથરાજા સમસ્ત તીર્થોની યાત્રા કરીને હર્ષ સહિત મોટા ઉત્સવસહ પોતાના નગરમાં પાછા આવ્યા. ત્યાર પછી સંસારથી ઉદ્વેગ પામી સભામાં આવીને દશરથરાજાએ રાજ્ય આપવાને માટે પોતાના પુત્રોને બોલાવ્યા. એટલે તત્કાળ તેઓએ આવી પિતાને નમસ્કાર કર્યો. એ સમયે મહા કપટી કૈકેયીએ ઘટિત અવસર જાણી પોતાને પૂર્વે આપેલાં બે વરદાન ભક્તિપૂર્વક રાજા પાસે માગ્યાં. ‘હે સ્વામીનાથ ! મારા પુત્ર ભરતને રાજ્ય આપો અને રામનો લક્ષ્મણ સહ ચૌદ વર્ષ સૂધી વનમાં વાસ કરાવો.’ અકાળે વજ્રપાત જેવું આ વચન સાંભળી દશરથરાજાને મૂર્છા આવી. પછી થોડી વારે શુદ્ધિ મેળવીને તે મનમાં ઉદ્વેગ કરવા લાગ્યા. તે ખબર સાંભળીને સીતા અને લક્ષ્મણ સહિત રામે પિતાની પાસે આવી નમસ્કાર કર્યો, અને લોકોએ અનુમોદન દેવાથી તરત તેઓ વનવાસ ચાલ્યા. તેમના જવાથી જેમ માથા વિના શરીર, નાકવિના મુખની શોભા, કીકી વિના આંખ, પાંદડાં વિના વૃક્ષ, પાણી વિના તળાવ, દેવ વગર મંદિર, વિનય વિના વિદ્યા, સિંહ વિના ગુફા, સૂર્ય ચંદ્ર વિના આકાશ, અને કૃષ્ણરેખા વિના ચિત્રપંક્તિ ન શોભે, તેમ અયોધ્યા

શોભા રહિત થઇ ગઇ. પવિત્ર હૃદયવાળા દશરથે તો રાજ્ય ઉપર ભરતને બેસારી સત્યભૂતિ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું.

વનમાં પંથ કરતાં રામચંદ્ર વગેરે માર્ગમાં એક ગંભીર નદી આવી તે ઉતરીને વડના ઝાડ હેઠળ બેઠાં. ત્યાં રામચંદ્રે લક્ષ્મણને કહ્યું'—ભાઇ લક્ષ્મણ ! આ દેશ કોઇના ડરથી હમણાંજ ઉજડ થયેલો જણાય છે, કેમકે વૃક્ષો બધાં રસ સહિત છે. અને ધાન્યનાં ખળાં ધાન્યથી ભરેલાં પડયાં છે. ' આ પ્રમાણે બન્ને ભાઇઓ વાત કરે છે, એવામાં ત્યાં કોઇ પુરૂષ આવ્યો, તેને ઉદાર વાણીવંત રામે તે દેશ ઉજડ થવાનું કારણ પૂછ્યું. તે પુરૂષ બોલ્યો—' આ દેશનો સિંહકર્ણ નામે રાજા છે, તેને એવો ઉજવળ નિયમ છે કે, શ્રી અર્હંતદેવ અને સાધુગુરૂ વિના બીજા કોઇને નમસ્કાર કરવો નહીં. તેનો આવો નિયમ સાંભળી સિંહોદર નામે તેનો ઉપરી રાજા ક્રોધથી તેની ઉપર ચડી આવ્યો. તેની બીકથી સિંહકર્ણ વેગળો નાસી ગયો. તેથીજ આ દેશ ઉજડ થઇ ગયેલ છે. ' આ પ્રમાણે દેશ ઉજડ થવાનો હેતુ સાંભળી રામે આદરથી લક્ષ્મણની પાસે તરત તે શ્રાવક સિંહકર્ણને, સિંહોદરનો ડર દૂર કરાવીને આદરપૂર્વક તેના રાજ્ય ઉપર સ્થાપન કરાવ્યો. ત્યાંથી રામ આગળ ચાલ્યા. ત્યાં એક સ્થાને આકાશમાંથી બે વિદ્યાધરમુનિ હેઠળ ઉતર્યા. સીતાએ ભક્તિથી તેમને પ્રતિલાભ્યા. એટલે દેવતાઓએ આદરથી ત્યાં સુવાસિત પાણીનો વરસાદ કર્યો. તેનો સુવાસ સુંઘવાને જટાયુ નામનો એક પક્ષિરાજ ઉતાવળે ત્યાં આવ્યો. બન્ને મુનિરાજની પાસેથી ધર્મોપદેશ સાંભળતાં જટાયુને જાતિસ્મરણ થયું, તેથી હિંસા તજી દઇને તે જાનકીની સાથે રહ્યો. તેને જિનધર્મમાં

કાયમ કરીને તે બન્ને મુનિ આકાશમાર્ગે શાશ્વત્ અર્હંતને વંદના કરવા ઉત્પત્યા.

રાક્ષસદ્વીપમાં લંકાનગરીને વિષે જ્યારે અજિત તીર્થંકર વિહાર કરતા હતા ત્યારે ઘનવાહન નામે રાક્ષસવંશી રાજા થયો હતો. રાક્ષસોના ઇંદ્ર ભીમે પોતાના મોટા ભાઇ ઘનવાહનને રાક્ષસી વિદ્યા આપેલી હોવાથી તે રાક્ષસવંશ કહેવાતો હતો. ઘનવાહનનો પુત્ર મહારાક્ષસ નામે શ્રીજિનેશ્વરનાં ચરણુકમળમાં ભ્રમર જેવો લીન થયો. તેનો પુત્ર દેવરાક્ષસ થયો તે દીક્ષા લઇને મોક્ષે ગયો. એવી રીતે રાક્ષસવંશમાં ઘણા રાજાઓ થયા. અનુક્રમે શ્રેયાંસપ્રભુના તીર્થમાં કીર્ત્તિધવલ નામે રાજા થયો. તેણે વૈતાઢયગિરિ ઉપરથી શ્રીકંઠ નામના વિદ્યાધરને પ્રીતિથી લાવી વાનરદ્વીપમાં વસાવ્યો. ત્યાં ત્રણસો યોજનના વિસ્તારવાળા કિષ્કંધ નામના પર્વત ઉપર કિષ્કંધા નામે તેની એક ઉત્તમ રાજધાની થઇ. ત્યાં રહેનારા સર્વે લોકો વાનરદ્વીપનું ચિન્હ રાખતા હતા. અને તેઓએ વાંદરના જેવો દેહ થાય તેવી વિદ્યા પણ સાધી હતી. તેથી તેઓ વાંદર કહેવાતા હતા. શ્રીકંઠ ખેચર પછી વજ્રકંઠ વગેરે ઘણા રાજાઓ તેના વંશમાં થઇ ગયા, પછી મુનિસુવ્રત પ્રભુના તીર્થમાં ઘનોદધિ નામે એક રાજા થયો. તે વખતે લંકાપુરીમાં તડિત્કેશ નામે રાજા હતો. તે બન્ને રાજાઓની વચ્ચે પૂર્વની પેઠે ગાઢ સ્નેહ બંધાયો. કિષ્કિંધાનગરીમાં ઘનોદધિનો પુત્ર કિષ્કિંધિ નામે થયો અને લંકામાં તડિત્કેશનો પુત્ર સુકેશ નામે થયો. વિદ્યાધરના રાજા અશનિવેગે તે બન્નેને જીતી લીધા તેથી લંકા

અને કિષ્કિંધાના પતિ કિષ્કંધિ અને સુકેશ ડરીને પાતાળલં-કામાં જતા રહ્યા. પાતાળલંકામાં સુકેશને ઇંદ્રાણી નામની સ્ત્રીથી માળી, સુમાળી અને માલ્યવાન્ નામે ત્રણ પુત્રો થયા. અને કિષ્કિંધિને શ્રીમાળા નામે સ્ત્રીથી આદિત્યરજા અને ઋક્ષરજા નામે બે પુત્રો થયા. એક વખત કિષ્કિંધિરાજા મેરૂપ-ર્વત ઉપર શાશ્વત્ અર્હંતની યાત્રા કરીને પાછો ફરતાં મધુપર્વત ઉપર આવ્યો. અને ત્યાં નવી કિષ્કિંધાનગરી વસાવીને સુખે ત્યાં નિવાસ કરવા લાગ્યો. પાતાળલંકામાં રહેલા સુકેશના ત્રણે પુત્રોએ ક્રોધથી લંકામાં આવી આગળના વૈરભાવથી અશ-નિવેગના સેવક નિર્ઘાતને મારી નાખ્યો. પછી ત્યાં માળી રાજા થયો. અને કિષ્કિંધામાં આદિત્યરજા રાજા થયો. તે બન્નેને પણ માંહોમાંહે દોસ્તી થઇ. અશનિવેગને સહસ્રાર નામે પુત્ર થયો અને તેને ચિત્રસુંદરી નામે સ્ત્રીથી ઇંદ્રનામે પુત્ર થયો. તેણે ઇંદ્ર જેમ લોકપાળને સ્થાપિત કરે તેમ પોતાના ચારલોકપાળ કર્યા અને પાછા વાંદરો અને રાક્ષસોને હરાવીને પાતાળલંકામાં કહાડી મૂકયા. ત્યાં સુમાળીને રત્નશ્રવા નામે પુત્ર થયો. તેણે અનેક વિદ્યાઓ સાધી હતી. તેને કૈકસી નામે સ્ત્રી હતી. તેનાથી અતિ દુર્મદ રાવણ નામે એક પુત્ર થયો. તેણે પહેરેલા હા-રમાં મોટાં નવ રત્નો હતાં, તેમાં તેના માથાનાં પ્રતિબંબ પ-ડવાથી તેનું દશમુખ એવું સત્યાર્થ નામ થયું. ત્યાર પછી કુંભકર્ણ, સૂપર્ણખા, અને વિભીષણ એ ત્રણ સંતાનને કૈકસીએ અનુક્રમે જન્મ આપ્યો. પોતાની માતાના મુખથી શત્રુઓથી થ-યેલી આગળની હાર સાંભળી, તે ત્રણે ભાઈ વિદ્યા સાધવાને ભીમારણ્યમાં ગયા. ત્યાં રાવણને એક હજાર મોટી વિદ્યા; કું-

ભકર્ણને પાંચ વિદ્યા અને વિભીષણને ચાર વિદ્યા હાથ થઇ. મય નામના ખેચરેશથી હેમવતી નામની સ્રીથી ઉત્પન્ન થયેલી મંદોદરી નામે એક સુંદર સ્રીને રાવણ પરણ્યો. તે શિવાય તેના ગુણથી રીઝીને પોતાની મેળે પ્રાપ્ત થયેલી છ હજાર વિદ્યાધરરાજાઓની કન્યાને તે પરણ્યો. તડિન્માળાને મેઘની પેઠે મહોદર રાજાની પુત્રી તડિન્માળાને કુંભકર્ણ પરણ્યો. અને વીર વિદ્યાધરની પુત્રી પંકજશ્રીને માતા પિતાની રજાથી વિભિષણ હર્ષ સાથે પરણ્યો. અનુક્રમે મંદોદરીએ શુભ લગ્ને ઇંદ્રજીત્ અને મેઘવાહન નામના બે કુમારને જન્મ આપ્યો. એક વેળાએ ઇંદ્રરાજાના સેવક વૈશ્રવણ વિદ્યાધરને જિતીને રાવણે તેની પાસેથી પુષ્પક વિમાન સહિત પોતાની લંકાને ફરી મેળવી. ઇંદ્રરાજાના સેવક યમને જિતી, તેણે કરેલા બનાવટી નરકને ભાંગી કિષ્કિંધા નગરી પોતાના મિત્ર આદિત્યરાજાને આપી અને એક નવું ઋક્ષપુર શહેર વસાવી તે ઋક્ષરજાને આપ્યું. આદિત્યરજાને વાલી નામે એક અતિ બલવાન્ પુત્ર થયો. ત્યાર પછી બીજો પરાક્રમી સુગ્રીવ નામે પુત્ર અને શ્રીપ્રભા નામે એક પુત્રી થઇ. ઋક્ષરજાને હરિકાંતા નામની સ્રીને નળ અને નીલ નામે બે જગવિદિત પુત્રો થયા. આદિત્યરજાએ વાલીને રાજ્ય આપી અને સુગ્રીવને યુવરાજ કરીને દીક્ષા ગ્રહણ કરી. એક ખર નામના રાક્ષસે સૂર્પણખાનું હરણ કરી, આદિત્યરજાના પુત્ર ચંદ્રોદર રાજાને જિતી પાતાળલંકા કબજે કરી લીધી. તે સાંભળી રાવણને ક્રોધ ચડયો; પણ મંદોદરીના કહેવાથી ક્રોધ છોડી પોતાના બનેવી ખરને દૂષણ નામના રાક્ષસ સાથે પાતાળલંકાના રાજ્ય

ઉપર પોતેજ બેસાર્યો. ચંદ્રોદરના મુઆ પછી તેની સ્ત્રી અનુરાધાએ વનમાં રહીને એક વિરાધ નામના ગુણવાન્ પુત્રને જન્મ આપ્યો.

એક વેળાએ વાંદરોનો અધિપતિ વાલી ઘણો બળવાન્ થયો છે, એવું સાંભળી તેને નહીં સહન કરનારા દશમુખે એક દૂત મોકલીને તેને તાકીદે પોતાની પાસે બોલાવ્યો. દૂતે ત્યાં જઇ આવી રાવણને કહ્યું કે; વાલી અર્હંત શિવાય બીજા કોઇને નમતો નથી.' તે સાંભળીને તરત રાક્ષસપતિ રાવણે મોટું લશ્કર લઇને તેના ઉપર ચડાઇ કરી. બળવાન્ વાલી ઘણાં અસ્ત્રોથી લડાઇ કરી અંતે ખડ્ગ સહિત લંકાપતિને પોતાની બગલમાં લઇ ચાર સમુદ્ર સંયુક્ત પૃથ્વી ઉપર ક્ષણ વારમાં ફરી આવ્યો પછી વૈરાગ્યયુક્ત હૃદયવાળા વાલીએ રાવણને છોડી મૂકી પોતાના રાજ્ય ઉપર સુગ્રીવને બેસારીને દીક્ષા લીધી. સુગ્રીવે પોતાની બેન શ્રીપ્રભા રાવણને આપી અને વાલીના પુત્ર ચંદ્રરશ્મિને યુવરાજપદે સ્થાપ્યો. કોઇ વાર રાવણ વૈતાઢ્ય ઉપર રત્નવતીને પરણવા આકાશ માર્ગે જતો હતો, તેવામાં અષ્ટાપદ ઉપર તેનું વિમાન રોકાયું. તેના હેતુનો તપાસ કરતાં નીચે કાયોત્સર્ગ કરી સ્થંભની પેઠે નિશ્ચળ થઇને રહેલા વાલીમુનીને દીઠા. ' હજુ પણ આ વાલી મારી ઉપર ક્રોધ રાખી કપટથી મુનિવેષ ધરી રહ્યા છે, માટે તેને આ પર્વત સહિત ઉપાડીને ખારા સમુદ્રમાં નાખી દઉં. આ પ્રમાણે વિચારી રાવણ થોડી પૃથ્વી ખોદીને પર્વતની નીચે પેઠો, અને અતિ અહંકારથી પોતાની સહસ્ત્ર વિદ્યાઓને યાદ કરી. પછી જેના પાષાણના સાંધાઓ તુટી રહ્યા છે, જેની પાસેનો

સમુદ્ર ખળભળી રહ્યા છે અને જેની ઉપરનો પ્રાણીસમૂહ ઉદ્ભ્રાંત થઇ ગયો છે એવા તે પર્વતને રાવણે ઉપાડયો. તે વખતે "અરે ! મારી ઉપરની અદેખાઇથી આ રાવણ આ મહાતીર્થનો નાશ કરે છે, માટે હું નિઃસંગ છતાં પણ તેને શિક્ષા મળવા માટે જરાક બળ બતાવું." આવો વિચાર કરી વાલીમુનિશ્વરે ડાબા ચરણના અંગુઠાના અગ્રભાગથી અષ્ટાપદપર્વતના શિખરને જરાક દબાવ્યું, એટલે ગાત્રનો સંકોચ કરતો અને લોહી વમતો રાવણ વિશ્વને રોવરાવતો વિરસ પોકાર કરવા લાગ્યો. તેનો દીન પોકાર સાંભળી દયાક્ષે વાલીમુનિ તરત બંધ પડયા, કારણ કે, તેમનું આ કાર્ય શિક્ષાને માટે હતું; કંઇ ક્રોધથી નહોતું. પછી રાવણ ત્યાંથી નીકળી, વાલીમુનિને ખમાવીને ભરતે કરાવેલા જિનાલયમાં અર્હંતની પૂજા કરવા ગયો. ત્યાં અંતઃપુર સહિત ભક્તિપૂર્વક પ્રભુની અષ્ટાવિધ પૂજા કરી. પછી પ્રભુપાસે નૃત્યગીત ચલાવતાં વીણાની તાંત તુટી જવાથી તાનમાં ભંગ ન થવા માટે પોતાની ભુજામાંથી નસ ખેંચી કહાડીને વીણામાં જોડી દઇ વગાડવા લાગ્યો. તે વખતે ત્યાં આવેલા ધરણેંદ્રે તેની ભક્તિથી હૃદયમાં હર્ષ પામીને અર્હંતના ગુણને ગાનારા રાવણને કહ્યું કે, 'વરદાન માગો.' તેના ઉત્તરમાં 'મારે અર્હંતની ભકિત નિરંતર રહો.' એવું રાવણે વરદાન માગ્યું. તો પણ તેને અમોઘ વિજયાશકિત અને અન્ય વિદ્યાઓ આપી ધરણેંદ્ર પોતાને ઠેકાણે ગયા. પછી રાવણ તીર્થંકરોને નમસ્કાર કરી નિત્યાલોક નામે નગરમાં ગયો અને રત્નવતીને પરણીને પાછો લંકામાં આવ્યો. વાલી મુનિશ્વર કર્મના ક્ષયથી કેવળ જ્ઞાનને પામી, સુરઅસુરો

જેની ઉપાસના કરે છે એવા પ્રભાવિક થઇ મોક્ષપદ પામ્યા. સુગ્રીવ જ્વલનશિખા વિદ્યાધરની પુત્રી તારા કે જેનું સાહસગતિ વિદ્યાધરે માગું કર્યું હતું તેની સાથે પરણ્યો. તારા સાથે ક્રીડા કરતાં સુગ્રીવને **અંગદ** અને **જયાનંદ** નામના બે ઉત્તમ પુત્રો થયા. તારાથી ઠગાએલા સાહસગતિ વિદ્યાધરે હિમાલય ઉપર જઇ હૃદયમાં તારાનું સ્મરણ કરી વિદ્યા સાધવાનો પ્રારંભ કર્યો.

રાવણ રાજા, ખર વગેરે વિદ્યાધરોને અને સુગ્રીવ વગેરે વાંદરોને સાથે લઇને વૈતાઢયપર્વત ઉપર ઇંદ્રરાજાને જીતવા ચાલ્યો. માર્ગમાં નર્મદા નદી આવતાં, તેના કિનારે બેસીને તે નદીના જળ તથા કમળોવડે એક રત્નપીઠ ઉપર પ્રભુને સ્થાપીને ભક્તિવાળા રાવણે પૂજા કરી. પછી રાવણ ધ્યાનમાં તલ્લીન થતાં ઓચિંતું પાણીનું પૂર આવ્યું તેથી પ્રભુની પૂજા ધોવાઇ ગઇ. તરત રાવણને ક્રોધ ચડયો, એટલામાં કોઇ વિદ્યાધરે કહ્યું કે, "સ્વામી ! માહિષ્મતી નગરીના રાજા સહસ્રાંશુએ રેવા નદીના પાણીમાં ન્હાવાને માટે તેના પાણીને રોકી રાખ્યું હતું, તે એકદમ છોડી દેવાને લીધે તમારી આ જિનપૂજાનો ભંગ થયો છે; અને તેજ તમારા ક્રોધનું કારણ છે, એ રાજા સહસ્રાંશુની પાસે અનેક તેના આત્મરક્ષક રાજાઓ અને સ્ત્રીઓ રહેલી છે." આ ખબર સાંભળી રાવણને ઘણો ક્રોધ ચડયો તેથી તરત સહસ્રાંશુને જિતવાને માટે કેટલાક રાક્ષસોને મોકલ્યા. તેઓ ત્યાંથી ગયા ખરા પણ સહસ્રાંશુથી થયેલા પરાજિતપણાવડે તરતજ તેઓ પાછા રાવણની પાસે આવ્યા; એટલે રાવણ પોતે ત્યાં ગયો, અને બળથી સહસ્રાંશુને જિતી પોતાની લશ્કરી છાવણીમાં પકડી લાવ્યો. પછી

હર્ષવંત થઈ સભા ભરીને બેઠો. તેવામાં ત્યાં આકાશમાંથી કોઈ મુનિ આવ્યા; રાવણે તેની પૂજા કરી. 'આ મારો પુત્ર થાય છે અને મારૂં નામ શતબાહુ છે' એવું તે મુનિએ કહ્યું, એટલે રાવણે તે સહસ્રાંશુને છોડી દીધો. સહસ્રાંશુએ તરત વ્રત અંગીકાર કર્યું. મરૂત્ત નામનો રાજા હિંસામય યજ્ઞ કરતો હતો, તે હકીકત નારદના કહેવાથી સાંભળી દયાવંત રાવણે તેને અટકાવ્યો. પછી રાવણની આજ્ઞાથી દુર્લંઘ નગરે ઇંદ્રના દિગ્પાળ નળકૂબરને જિતવાને કુંભકર્ણ વગેરે તાકીદે ગયા, તે ખબર સાંભળી નળકૂબરે આશાલી વિદ્યાવડે પોતાના નગરની આસપાસ સો યોજનનો એક અગ્નિનો કોટ બનાવ્યો. તેને જોવાને પણ અશક્ત કુંભકર્ણ વગેરેએ પાછા આવીને તે ખબર રાવણને કહી. નળકૂબરની રંભા નામની પત્નીએ રાવણ ઉપર અનુરાગ ધરીને તેને આશાલિની વિદ્યા આપી. રાવણે તે વિદ્યાવડે અગ્નિનો કિલ્લો દૂર કરી દુર્લંઘપુરને કબજે કરી લીધું અને સુદર્શન નામના ચક્રને સંપાદન કર્યું. પછી તે નગર ઉપર તેના અધિપતિ નળકૂબરનેજ સ્થાપી 'પર સ્ત્રી અભોગ્ય છે' એવું ધારી તેની સ્ત્રીને પાછી આપી. ત્યાંથી રાવણ લશ્કર લઇને વૈતાઢય ઉપર ગયો અને તેણે રથનુપુર નગરને ઘેરો ઘાલ્યો. તરત તેનો સ્વામી ઇંદ્ર ક્રોધ કરીને સ્હામો આવ્યો. 'આપણી વચ્ચે વૈર થતાં નાહક આ લશ્કરને મારવાથી શું થવાનું છે; માટે આપણે બેએજ યુદ્ધ કરવું જોઇએ.' એવું કહી રાવણે ઇંદ્રને હોંકારો કરીને બોલાવ્યો. પછી બન્ને વીર હાથી ઉપર ચડી વિદ્યાસ્ત્રોને વર્ષાવવા લાગ્યા, જેથી પર્વતો કંપાયમાન થયા અને સ્વર્ગવાસીને પણ ભયંકર થઇ પડયા. પછી કપટ જાણનારો રાવણ પોતાના હાથી ઉપરથી કૂદકો મારી ઐરાવત ઉપર ઠેકી

પડયો; અને ત્યાં ઇંદ્રને બાંધી ઉપાડીને વિજય મેળવી પાછો પોતાના હાથી ઉપર આવ્યો. તે વખતે રાક્ષસોના વિજયી લશ્કરમાં હર્ષનો સોર થયો અને પરાજિત થવાથી વિદ્યાધરોનું લશ્કર નિસ્તેજ થઇ ગયું. રાવણ ત્યાંથી પાછો ફરી લંકામાં આવ્યો અને જેમ પાંજરામાં પંખીને પૂરે તેમ ઇંદ્રને કેદમાં નાખ્યો. તેના પિતા સહસ્રાર રાજાએ લોકપાળ સહિત રાવણ પાસે આવી નમસ્કાર કરીને પુત્રભિક્ષા માગી, એટલે તેના વિનયથી શાંત થઇ રાવણે કહ્યું—'જો ઇંદ્ર મારી નગરીને હમેશાં ઘાસ લાકડા વગેરેથી વર્જિત કરી, પાણીથી અભિષેક કરે અને પુષ્પોથી પૂજે—એવી રીતની નિત્ય ક્રિયા કરે તો હું તેને છોડી મૂકું.' એ પ્રમાણે કરવાનું કબુલ કરીને સહસ્રાર રાજાએ પોતાના પુત્રને કેદમાંથી છોડાવ્યો. ઇંદ્ર રથનુપુરમાં આવી સંસારથી ખેદ પામી વૈરાગ્યથી વ્રત લઇ, તપ કરીને કર્મક્ષયથી મુકિત પામ્યો.

એક વખતે રાવણે પરસ્રીના સંગથી પોતાનું મરણ જાણી ગુરૂના કથનથી જે સ્રી પોતાની ઇચ્છાએ તેને ઇચ્છે નહીં, તેનો ત્યાગ કર્યો. તે અરસામાં **આદિત્ય** નગરમાં **પ્રલ્હાદ** રાજાની **કેતુમતી** સ્રીના ઉદરથી **પવનંજય** નામે એક પુત્ર થયો. તે **માહેંદ્ર** નગરના અધિપતિ **માહેંદ્ર** રાજાની હૃત્**સુંદરી** રાણીના ઉદરથી જન્મ પામેલી **અંજનાસુંદરીને** પરણ્યો. પરંતુ કોઇ દોષની શંકાથી તેણે મૂળથીજ તેની સંભાળ લેવી તજી દીધી. તેથી એ સતીધુરંધરા બાળા દુઃખમાંજ વખત ગુજારવા લાગી. એક સમયે વરૂણ રાજાનો વિજય કરવાને મદદ લેવા આવેલા રાક્ષસપતિના દૂતે પ્રલ્હાદ રાજાને કહ્યું કે—'આપને રાવણ

પોતાની મદદ માટે બોલાવે છે.' તે સાંભળીને પ્રલ્હાદ રાજાને જતા રોકી પવનંજય વિનયથી પિતાની રજા લઇ માતાને નમવા આવ્યો, ત્યાં પોતાની સ્ત્રીને દીઠી. તે ચરણમાં આવીને નમી તો પણ તેનો તિરસ્કાર કર્યો, પવનંજય સૈન્ય સહિત આકાશ માર્ગે ચાલીને એક સરોવરને કાંઠે રાતવાસો રહ્યો. ત્યાં રાત્રિએ એક ચકવીને વિયોગ પીડિત જોઇ, તે વખતે સંભાળ વગર દુઃખી થતી પોતાની સ્ત્રી યાદ આવી. તરત પ્રહસિત નામના પોતાના મિત્રની સાથે તાકીદે તેના મકાનમાં ગયો. ત્યાં પોતાની સ્ત્રી અંજનાસુંદરીને શિથિલ પડેલી જોઇ. મીઠા વચનોથી સ્ત્રીને દિલાસો આપી કામદેવ જેવા પવનંજયે તે રાત્રિને અર્દ્ધક્ષણની પેઠે તેની સાથે સુખમાં ગુમાવી. પ્રાતઃકાળે જ્યારે પવનંજય જવાને તૈયાર થયો, તે વખતે અંજનાસુંદરી બોલી. 'હે નાથ ! જો હું સગર્ભા થઉં તો પછી મારે શું કરવું ?' પવનંજયે તેને પોતાના નામની વીંટી આપી કહ્યું, કે, ' પ્રિયે ! ભય રાખીશ નહીં. ' એમ કહી માનસસર ઉપર રહેલી પોતાની લશ્કરી છાવણીમાં આવ્યો. કેટલોક વખત વહી જતાં અંજનાસુંદરીના શરીર ઉપર ગર્ભનાં લક્ષણ ખુલ્લાં જોઈ કેતુમતી સાસુ તિરસ્કારથી બોલી. 'અરે ! બન્ને કુળને કલંક આપનારી અધમ સ્ત્રી! આ તેં શું કર્યું ! પતિ પરદેશ ગયા છતાં તું ગર્ભિણી કેમ થઇ ? ' અંજનાસતી રોતી રોતી પતિની વીંટી બતાવીને પતિની ગુપ્ત રીતે આવ્યાની સર્વ વાર્તા કહેવા લાગી; તો પણ કેતુમતીએ તે માન્યું નહીં; અને તરત કોટવાળ મારફત તેને રથમાં બેસારી માહેંદ્રપુરની પાસે મૂકાવી. તે વખતે વસંતતિલકા નામે એક સખી સાથે હતી. અંજનાના પિતાએ પણ અંજનાને દોષિત ધારી વસંતતિલકા સહિત પોતાના ઘરમાંથી ક-

હાંકી મૂકી. રાજાના શાસનથી ક્યાંય ગામમાં પણ તેને રહેવા વગેરે ન મળ્યું. તેથી રખડતી રખડતી તે કોઇક જંગલમાં ગઇ-ત્યાં ચારણ મુનિને જોઇ હર્ષવંત થઇને તેણીયે નમસ્કાર કર્યો. વસંતતિલકા સખીએ અથેતિ તેનો વૃત્તાંત કહી બતાવીને પછી મુનિને તેના કર્મના પરિપાકવિષે પૂછ્યું. એટલે મુનિએ તેને કહ્યું કે 'લાંતક દેવલોકમાંથી ચવીને એક દેવ એના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો છે તે વિદ્યાધર થઇ તેજ ભવમાં મુક્તિએ જશે. વળી એના પૂર્વભવનું સ્વરૂપ સાંભળ. પૂર્વે **કનકરથ** રાજાને **લક્ષ્મીવતી** અને **કનકોદરી** નામે બે સ્ત્રીઓ હતી. તેઓમાં લક્ષ્મીવતી શ્રાવિકા હતી. કનકોદરીએ શોકય ભાવથી એક વખતે તેની અર્હંતની પ્રતિમા સંતાડીને તેની અવજ્ઞા કરી, પણ વળી કોઇ સાધ્વીના કથનથી પાછી તેની આરાધના કરી. અંતે ધર્મનો બોધ થવાથી કનકોદરી મરીને દેવી થઇ. ત્યાંથી ચવીને આ તારી સખી અંજના થઇ છે. પૂર્વ ભવે કરેલા અરિહંતની પ્રતિમાના દ્વેષથી તે પીડાય છે; પરંતુ હવે તે કર્મ ઘણું ખરૂં ભોગવી લીધું છે. (આ પ્રમાણે તેને કહીને મુનિ અંજનાને કહેવા લાગ્યા કે-) હમણાં અગણિત સુખને માટે તું આર્હત ધર્મને અંગીકાર કર અને તે કર્મરૂપ શત્રુઓનો નાશ કર.' આ પ્રમાણે કહીને મુનિના ગયા પછી તે અંજના સતીએ ગંધર્વપતિ **મણિચૂલ**ની રજાથી એક ગુફામાં રહીને એક અદ્ભુત પુત્રને જન્મ આપ્યો. ત્યાં દીનપણે રૂદન કરતી તેને જોઇ **પ્રતિસૂર્ય** નામનો ખેચર તેને બેહેન ગણી પોતાની સાથે વિમાનમાં બેસારીને લઇ ચાલ્યો. વિમાન જ્યારે ઝડપથી ચાલ્યું, ત્યારે એ

કુમાર માતાના ખોળામાંથી કદીને નીચે–પર્વત ઉપર પડયો, પરંતુ તેના દેહના ભારથી તે પર્વત ભૂકો થઇ ગયો. પ્રતિસૂર્યે વેગથી નીચે આવી ભૂમિ ઉપરથી તે બાળકને લઇ લીધો અને અખંડ શરીરે રહેવાથી હર્ષ આપનારો તે બાળક પોતાની બેહેન અંજનાને આપ્યો. પછી પ્રતિસૂર્ય તેને લઇ પોતાના હનુરૂહ નામના નગરમાં આવી આનંદથી તેના મનવાંછિત પૂરવા લાગ્યો. 'આ બાળક જન્મ્યા પછી તરત હનુરૂહ પુરમાં આવ્યો' તેથી તેના મામાએ તેનું **હનુમાન્** એવું નામ પાડયું. અને તે ત્યાં વૃદ્ધિ પામવા લાગ્યો.

પવનંજય વરૂણની સાથે સલાહ કરી રાવણ પાસેથી પ્રસાદ મેળવી પોતાના નગરમાં આવ્યો. ત્યાં પ્રિયાનું વૃત્તાંત સાંભળી ઘણો ખેદ પામીને તે સાસરાને ઘેર ગયો, પણ ત્યાં પોતાની પ્રિયાને નહીં દીઠાથી વનેવન ભમવા લાગ્યો. તેના પિતા પ્રલ્હાદ પણ તે સમાચાર સાંભળ્યાથી પવનંજયને અને અંજનાને શોધવા માટે વિદ્યાધરોની સાથે તાકીદે પૃથ્વી ઉપર ફરવા લાગ્યા. અહીં પવનંજય વિયોગાગ્નિને અતિ ન સહેવાય તેવી ધારી પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થતો હતો, તે પ્રલ્હાદરાજાના દીઠામાં આવ્યો. એટલે તરત "હે વત્સ! આવું અવિચારી કાર્ય કર નહીં." એમ પ્રલ્હાદે કહીને તેને અટકાવ્યો. એટલામાં તો તેના મોકલેલા ખેચરો અંજનાને સાથે લઇને ત્યાં આવ્યા. પછી સર્વે આનંદ પામી **પ્રતિસૂર્ય** રાજાના આગ્રહથી મહોત્સવ કરતા હનુરૂહ નગરમાં આવ્યા. ત્યાંથી બીજા સઘળા રજા લઇને પોતપોતાના નગરમાં અનુત્સુકપણે ચાલ્યા ગયા અને પવનંજય

તથા અંજના પુત્રની સાથે ત્યાંજ રહ્યાં. હનુમાન્ કુમાર ત્યાં રહી લોકોને હર્ષ આપતો વધવા લાગ્યો. અનુક્રમે તેણે તમામ કળા સંપાદન કરી અને યૌવનાવસ્થા પામ્યો. એક વખતે વરૂણ સાથેની લડાઈમાં હનુમાનનું અદ્ભુત બળ દેખી હર્ષ પામેલા રાવણે તેને પોતાની કૃપાનું પાત્ર કર્યો. વરૂણની પુત્રી **સત્યવતી** ખરવિદ્યાધરની પુત્રી **અનંગકુસુમા** અને તે શિવાય બીજી ઘણી કન્યાઓની સાથે હનુમાન્ પરણ્યો. રાવણ સૂર્ય વગેરે નવ વિદ્યાધરોને જીતી, તેમને ઇંદ્રની પેઠે પોતાના કામ કરનારા કરી સુખે રાજ્ય કરવા લાગ્યો.

દંડકારણ્યમાં રામચંદ્ર રહેલા છે ત્યાં એક વખતે ક્રીડાને માટે ફરતાં લક્ષ્મણે વનમાં એક ખડગ દીઠું. ક્ષત્રિપણાથી તે ખડ્ગને લઇ તેથી તેની પાસે વાંસડાની જાળ હતી તેને લક્ષ્મણે કમળનાળની પેઠે કાપી નાખી. તેવામાં તો તેની આગળ કોઇનું મસ્તક કપાઇને પડેલું દીઠામાં આવ્યું. તે જોઇને ' અહા ! કોઇ યુદ્ધ કર્યા વિનાના પુરૂષને મેં મારી નાખ્યો, ' એવો લક્ષ્મણને પશ્ચાત્તાપ થયો. પછી તે ખડ્ગ લઇ રામચંદ્ર પાસે જઇને લક્ષ્મણે તે હકીકત રામને કહી. રામે કહ્યું કે ' તમે આ કામ ઠીક કર્યું નહિ, આ ચંદ્રહાસ ખડગ છે, અને એ પુરૂષ તેનો સાધનાર છે, કે જેને તમે મારી નાખ્યો છે. પરંતુ આટલામા તેનો કોઇ ઉત્તર સાધક પુરૂષ પણ હોવો જોઇએ. ' તેવામાં રાવણની બેહેન સૂપર્ણખા પોતાના પુત્રને આજે વિદ્યા સિદ્ધ થયેલી હશે એમ જાણી ઘણા પૂજાના ઉપચાર લઇને ત્યાં આવી, તેવામાં તો પોતાના પુત્રનું મસ્તક કપાયેલું તેના જોવામાં આવ્યું—'હે પુત્ર શંબુક !

તને કયા અકાળ શત્રુએ યમને ઘેર પહોંચાડયો ? ' એમ પોકાર કરતી ઉંચે સ્વરે તે રોવા લાગી. થોડી વારે તે ઠેકાણે કોઇ પુરૂષનાં મનોહર પગલાં તેના જોવામાં આવ્યાં. તેને અનુસારે આગળ જતાં તે રાક્ષસીએ કામદેવ જેવા મનોહર રામચંદ્રને જોયા. રામના સુંદર રૂપથી મોહ પામીને તે પોતાનું વૈર ભૂલી ગઇ, તેથી તેણે શોક તજી દઇને સંભોગને માટે તેમની પાસે માગણી કરી. “આહા ! સ્ત્રીઓને ધિક્કાર છે ! ” પછી રામે ' હું સ્ત્રી સહિત છું માટે લક્ષ્મણની પાસે જા. ' એમ કહ્યું તેથી તે લક્ષ્મણની પાસે આવી. એટલે ' માનસિક વિકારથી તું મારી ભોજાઇ થઇ ચુકી છું તેથી હવે મારે ગ્રહણ કરવા લાયક નથી.' એમ કહી લક્ષ્મણે પણ તેનો ત્યાગ કર્યો. આ પ્રમાણે બન્નેથી ભ્રષ્ટ થયેલી એ દુષ્ટા રોષસહ ત્યાંથી નાશીને માથું કૂટતી કૂટતી પોતાના પતિ પાસે આવી. અને પુત્રને માર્યાની બધી હકીકત કહી સંભળાવી. તે સાંભળતાંજ ચૌદ હજાર વિદ્યાધર સુભટોની સાથે ખરાદિ વીરો તીક્ષ્ણ ક્રોધ કરતા રામની ઉપર ચડી આવ્યા. રામે લક્ષ્મણને કહ્યું, 'વત્સ ! તમે અહીં રહો, હું શત્રુઓને મારૂં છું. મારા આવતાં સૂધી આ તમારી ભાભીનું હુંશીયારીથી રક્ષણ કરજો. ' લક્ષ્મણ બોલ્યા-' આર્ય ! તમારી આજ્ઞાથી હું તે શત્રુઓને રમતાંજ હણી નાખીશ માટે મને તેની સાથે યુદ્ધ કરવા જવાની રજા આપો. ' રામે કહ્યું, ' વત્સ લક્ષ્મણ ! ત્યારે તમે જાઓ, પરંતુ જો શત્રુઓ તરફથી કંઇ સંકટ આવે તો સિંહનાદ કરીને હું શત્રુઓને મારનારને જણાવજો.' આ પ્રમાણે રામની આજ્ઞાને માથું નમાવી કબુલ ક-

રીને ધનુષ્યના નાદથી અને ભુજાઓના આસ્ફોટથી શત્રુઓને ત્રાસ પેદા કરવા લક્ષ્મણ યુદ્ધ કરવા ચાલ્યા. શત્રુરૂપી હાથીઓમાં સિંહ સરખા લક્ષ્મણવીર જ્યારે ક્રોધ કરી રણમાં આવ્યા તે વખતે દુરાશયા સૂપર્ણખા રાક્ષસી પોતાના ભર્ત્તારને મદદ આપવાને માટે રાવણ પાસે જઇને કહેવા લાગી. 'હે ભાઇ! કોઇ દેવતાના સરખા બે પુરૂષ દંડકારણ્યમાં આવ્યા છે. તેમણે તપમાં રહેલા તારા ભાણેજ શંબુકને મારી નાખ્યો છે. મારા કહેવાથી તારા બનેવી તેમનો વધ કરવા ગયેલા છે. અને તે હાલ લક્ષ્મણની સાથે યુદ્ધ કરે છે, તેનો ભાઈ રામચંદ્ર તેના બળથી અને પોતાના બળથી તેમજ પોતાની સ્ત્રીના સ્વરૂપથી તમામ વિશ્વને અસાર ગણે છે. તેની સુંદર સ્ત્રી સીતાની આગળ તો પાર્વતી દૂર થયેલી છે, રંભા માનસરોવરને છોડનારી હંસી જેવી છે, તવિષી દેવી મષી જેવી છે, ઇંદ્રાણી વિમુખ થઇ ગઇ છે, ધૃતાચી પ્રાચીન પુણ્યની નિંદા કરે છે, મેનકા ટોળાથી વિખૂટી પડેલી મૃગલી જેવી છે, તિલોત્તમા તલ માત્ર પણ ઉત્તમ નથી, સાવિત્રી શરમાઇ ગઇ છે, નાગ કન્યાઓ પાતાળમાંજ ભમનારી થઇ છે, પ્રીતિ અપ્રીતિને ઉત્પન્ન કરે છે; અને રતિ રતિનું પાત્ર નથી. એ સ્ત્રીએ રૂપના ગર્વથી સર્વ સ્ત્રીઓના જથ્થાને હરાવી દીધેલ છે. એવી એ મનોહર સીતા તમારા જ લાયક છતાં તેને રામ રાખી બેઠેલો છે; જ્યાં સૂધી એ રમણી તારા હાથમાં આવે નહીં, ત્યાં સૂધી આ તારૂં રાજ્ય, તારી દિવ્ય સ્ત્રીઓ, તારા સ્વરૂપની અદ્ભુત શોભા અને તારૂં અપાર બળ તે સર્વને હું બહુ માની શકતી નથી.' આવાં સૂપર્ણખાના વચન સાંભળી રાવણને સીતા ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ. તેથી તરત

પુષ્પકવિમાનમાં બેસીને તે રામથી પવિત્ર થયેલા દંડકારણ્યમાં આવ્યો. ગરૂડના તેજવડે સર્પની પેઠે રામચંદ્રના તેજવડે અભિમાનરૂપી વિષ હણાઇ ગયેલો રાવણ ચિંતા કરવા લાગ્યો–' આ સીતા વિધાતાની સૃષ્ટિનું ઉલ્લંઘન કરી ત્રણ વિશ્વમાં અદ્ભુતપણે રહેલી છે, અને આ રામ નઠારા પુરૂષોને શિક્ષાના આપનાર છે, તો હવે મારે શું કરવું !' એવી ચિંતામાં ડોલાયમાન થયેલા ચિત્તવાળા રાવણે તરતજ **અવલોકિની** નામે વિદ્યાનું સ્મરણ કર્યું, એટલે તે વિદ્યા તરત ત્યાં હાજર થઇ. તેને જાનકીને હરણ કરવાનો ઉપાય રાવણે પૂછયો. એટલે તે વિદ્યા બોલી, ' ભુજાઓથી સમુદ્ર તરવો, શરીરથી અગ્નિને સહન કરવો, અને કેશરીસિંહના મુખમાં હાથ નાખવો એ સર્વ સહેલું છે; પણ આ કાર્ય મુશ્કેલ છે. પરંતુ જો આ રામ તેણે કરેલા વાયદા મુજબ લક્ષ્મણનો સિંહનાદ સાંભળીને ત્યાં જાય, તો પછી સુખેથી સીતાનું હરણ કરી શકાય. માટે હું તેવી યુક્તિ કરૂં.' રાવણે કહ્યું, ' તેમ કરો.' એટલે તે વિદ્યાએ લક્ષ્મણના જેવોજ સિંહનાદ કર્યો. તે સાંભળીને સીતાના આગ્રહથી તરત રામ લક્ષ્મણને મદદ કરવા દોડયા. તે સમયે ચોરની ગતિને ધારણ કરતો અધમ રાવણ આકાશમાંથી નીચે ઉતર્યો. અને તેના જોવાથીજ બ્હીનારી સીતાને તેણે હરી લીધી. તે વખતે સીતા ' હે તાત ! હે કાંત ! હે ભ્રાત ! હે દીયર ! આ દારૂણ રાક્ષસથી મારૂં સંરક્ષણ કરો.' એવો વારંવાર પોકાર કરવા લાગી. સીતાનો આવો આર્ત્તપોકાર સાંભળી પેલો જટાયુ પક્ષી ક્રોધ કરીને ત્યાં આવ્યો. અને સીતાને દિલાસો આપી રાવણના મુખને નખથી તોડવા લાગ્યો. ક્રોધ પા-

મેલા રાવણે ખડ્ગ ખેંચી જટાયુને મારી નાખ્યો, તેથી સીતા બ્હીની અને ભામંડળને યાદ કરવા લાગી. હે ભાઇ ભામંડળ ! મારી રક્ષા કર ! રક્ષા કર !' આ શબ્દો ભામંડળના અનુચર **રત્નજટી** નામના વિદ્યાધરે સાંભળ્યા; એટલે તે સાતાને જાણી ત્યાં દોડી આવ્યો. તેને પછવાડે આક્ષેપ કરતો આવતો જોઈને લંકાપતિએ પોતાની વિદ્યાથી તેની વિદ્યાઓ હરી લીધી જેથી તે ભોંય ઉપર પડી ગયો. પછી લંકપતિ નિર્વિઘ્નથી ચાલતો પોતાને સ્થાને આવ્યો. પરંતુ જ્યારે સીતાએ તેની સ્ત્રી થવાની ઇચ્છા કરી નહીં એટલે તેને ખેચરીઓની સાથે દેવરમણ ઉદ્યાનમાં રાખી.

લક્ષ્મણ રામને આવેલા જોઇ શત્રુઓને મૂકી દઈ કહેવા લાગ્યા—'આર્ય ! સીતાને એકલાં મૂકી અહિં કેમ આવ્યા !' રામે કહ્યું, તમારો સિંહનાદ સાંભળીને આવ્યો છું.' લક્ષ્મણે કહ્યું, મેં સિંહનાદ કર્યો નથી, તેથી જરૂર કોઇએ આપણને છેતર્યા જણાય છે માટે તાકીદે પાછા જાઓ અને સીતાનું રક્ષણ કરો; હું શત્રુઓને મારીને હમણાંજ આવું છું.' તરત રામ સ્ખલિત થતા ઉતાવળથી પાછા આવ્યા. રહેઠાણમાં આવીને જોતાં રામે જાનકીને દીઠાં નહીં એટલે તરત મૂર્છા પામ્યા. વનના પવનથી ક્ષણ વારે શુદ્ધિમાં આવી અત્યંત રોવા લાગ્યા. પછી તેને શોધવા માટે આમ તેમ ભમતા ભમતા જ્યાં જટાયુ મરવાની તૈયારીમાં હતો ત્યાં આવ્યા. અને તેને નવકારમંત્ર સંભળાવી સ્વર્ગે પહોંચાડયો પછી લક્ષ્મણ ખર, ત્રિશિરા અને દૂષણને સુભટોની સાથે મારી વિરાધ મિત્રને લઇને પાછા વળ્યા. લક્ષ્મણ પોતાના સ્થાને આવી કીકી વગર આંખની પેઠે શુદ્ધિ વિનાના અને સીતા વગરના

રામને જોઈ નેત્રમાંથી આંસુ વ્હેવરાવતા બોલ્યા ' મોટા ભાઇ! હું તમારી આજ્ઞાથી શત્રુઓને જિતીને આવ્યો છું. આ શું છે? મારાં પૂજ્ય ભાભી ક્યાં છે?' એ સાંભળી રામ તેને આલિંગન કરીને બોલ્યા કે, 'સીતાનું હરણ થયું જણાય છે,' લક્ષ્મણે કહ્યું. જે મારા સરખો સિંહનાદ થયેલો, તે જરૂર સીતાના હરણને માટે કોઇ માયાવીએ કર્યો હશે. હે વડિલ બંધુ! હવે કાયરપણું છોડી દો. હું સીતાને તરત ખોળી લાવીશ.' આ પ્રમાણે દિલાસો મળેલા રામ ન્હાના ભાઇ સાથે ત્યાં ભમવા લાગ્યા. પછી વિરાધે પોતાના કેટલાક સેવકોને સીતાની શોધ માટે મોકલ્યા; પરંતુ સીતાને કોઇ ઠેકાણે નહીં જોતાં તેઓ ત્યાં પાછા આવ્યા. તેથી લક્ષ્મણ સહિત રામ અને વિરાધ વિશેષ દુ:ખી થયા. પછી બન્ને ભાઇ વિરાધ સહિત પાતાળલંકામાં ગયા, ત્યાં ખરના પુત્ર સુંદને હઠથી જિતી લઇ, તે રાજ્ય ઉપર **વિરાધને** બેસાર્યો.

કોઇ વેળાયે સુગ્રીવ ક્રીડા કરવા ગયો હતો, ત્યાં **સાહસગતિ** નામે ખેચર વિદ્યા સાધીને કિષ્કિંધા નગરીમાં આવ્યો તે પ્રતારણી વિદ્યાથી સુગ્રીવના સરખો વેષ ધારણ કરી **તારાની** ઇચ્છાથી કામાતુર થઇને અંત:પુરમાં પેઠો. તેવામાં તો સાચો સુગ્રીવ હતો તે પણ ત્યાં આવ્યો એટલે દ્વારપાળોએ તેને અટકાવ્યો અને કહ્યું કે, 'સુગ્રીવ તો અંદર ગયેલા છે.' તે વખતે વાલીનો પુત્ર **ચંદ્રરશ્મિ** ત્યાં હાજર હતો તેણે માતાની રક્ષા કરવા માટે બંને સુગ્રીવોનું સરખાપણું જોઇને અંદર જઇ પેલા માયાવી સુગ્રીવને અંત:પુરમાં જતાં રોકયો. પછી તે

વાતની અડધી પડધી ખબર પડવાથી બન્ને પક્ષના પરાક્રમી વીરોની ચૌદ અક્ષૌહિણી સેના એકઠી થઇ. મોટા યુદ્ધમાં વીર-લોકોની સાથે યુદ્ધ કરતાં પેલા જાર સુગ્રીવથી સત્ય સુગ્રીવનાં અસ્ત્રો ક્ષીણ થઈ ગયાં. પછી નગરની બાહેર રહી તે અંતરમાં ચિંતવન કરવા લાગ્યો–"અતુલબળ ધરનારો અને અક્ષય પરાક્રમવાળો વાલી ખરેખર સુકૃતી થઈ ગયો. કે જે દીક્ષા લઈ સુસંયમી થઇને પરમપદ પામી ગયો. તેના પુત્ર ચંદ્રરશ્મિને પણ ધન્ય છે કે જે બળવાન્ વીરે અમારા બન્નેનો ભેદ ન સમજવાથી રક્ષા કરવા યોગ્ય અને કહાડી મૂકવા યોગ્ય કોણ છે તે જાણુવાને લીધે તે કપટી સુગ્રીવને અંતઃપુરમાં જતો અટકાવ્યો. ત્યારે મારી સહાય કરનાર તો માત્ર એક ખર વિદ્યાધર હતો તેને પણ મારી નાખ્યો છે માટે હવે તો વિરાધના ઉપકારી એ રામચંદ્રનોજ આશ્રય કરૂં.', આવો વિચાર કરી પ્રથમ દૂત મોકલી વિરાધને પૂછાવીને લક્ષ્મણ સહિત રહેલા શ્રીરામને શરણે આવ્યો અને હર્ષથી તેમને નમસ્કાર કર્યો. પછી દયાળુ રામ લક્ષ્મણને સાથે લઇ કિષ્કિંધા નગરીએ આવ્યા. ત્યાં નગર બહાર રહી પેલા માયાવી સુગ્રીવને યુદ્ધ કરવા પરિવાર સહિત બોલાવ્યો. તે નગર બહાર આવ્યો એટલે બન્ને સુગ્રીવનું સરખાપણું જોઇ રામ સાચા ખોટાને પારખી શકયા નહીં, તેથી તેનો ભેદ કરવાને માટે વજ્રાવર્ત્ત ધનુષનો ટંકાર કર્યો. તેના નાદથી કપટી સુગ્રીવની વેષ-પરાવર્તની વિદ્યા પલાયન કરી ગઇ. પછી રામે એક બાણુથી કપટી સુગ્રીવને મારી નાખ્યો. સાચા સુગ્રીવનો સર્વ પરિવાર એકઠો થયો એટલે રામે તેને તેના રાજ્ય ઉપર ફરી બેસાર્યો. તે સમયે

અવસરને જાણનાર વિરાધ અને અગાધ બળવાળો ભામંડળ પરિવાર સાથે ત્યાં આવ્યા. જાંબુવાન, હનુમાન, નીલ, નિષધ, ચંદન, ગવાક્ષ, અને અંગદ વગેરે બળવાન વીરોને સુગ્રીવે એકઠા કર્યા. પછી વાંદરપતિ સુગ્રીવે સીતાને રાવણ હરી ગયો છે એવા ખબર મેળવીને રામની રજાથી તેની ખાત્રી કરવાને માટે મહાબળવાન અને વિનીત હનુમાનને મોકલ્યા.

સીતા કે જે પરની સ્ત્રી થવાને ચાહતી નહોતી; તેને પોતાની સ્ત્રીઓ મારફત રાવણ સમજાવતો હતો. વિભીષણાદિક સજ્જનોએ અને મંત્રીઓએ રાવણને વારંવાર સમજાવ્યો, તો પણ તેણે જાનકીને છોડી નહીં. કારણ કે 'ભવિતવ્યતા કદિ પણ ટળી શકતી નથી.'

વાયુનો પુત્ર હનુમાન આકાશમાં ચાલતાં માહેંદ્ર પર્વત ઉપર આવ્યો. ત્યાં પોતાના માતામહ માહેંદ્ર રાજાનું નગર જોઇ વિચાર કરવા લાગ્યો કે 'આ માહેંદ્રે મારી નિરપરાધી માતાને કહાડી મૂકી હતી, તો તેને કંઇ પણ મારૂં બળ દેખાડું.' આવો વિચાર કરી હનુમાને ક્રોધથી સિંહનાદ કર્યો. તે સાંભળી માહેંદ્ર રાજાએ કોપથી નગર બહાર નીકળી યુદ્ધને માટે હનુમાનને બોલાવ્યો. લાંબો કાળ યુદ્ધ કરીને છેવટે મોહ પામેલા માના બાપને નમસ્કાર કરી પોતાનું સ્વરૂપ જણાવી હનુમાન પોતાના ધણીનું કાર્ય કરવાની તાકીદ હોવાથી ત્યાંથી નીકળ્યો. અનુક્રમે લંકાના નજીક ભાગમાં આવી આશાળી વિદ્યાને મારી હનુમાને રણમાં આવેલા વજ્રમુખને માર્યો. પછી પવનકુમાર લંકાસું-

દરીને પણ જીતી નાતરાની રીતે તેની સાથે પરણ્યો. અને તે રાત્રિ તેની સાથે આનંદમાં ગમન કરી. પ્રાતઃકાળે વિભીષણને ઘેર આવ્યો. હનુમાનના વચનથી વિભીષણ રાવણને સમજાવવા ગયો અને હનુમાન્ ત્યાંથી કૂદી જ્યાં સીતા રહેલાં છે, તે વન-માં આવ્યો. ત્યાં રાક્ષસીઓથી વિંટાએલી, મલિન વસ્ત્રને ધર-નારી, અને ભૂખથી ગ્લાનિ પામેલી સીતા, રામના નામનું રટણ કરતી દેખવામાં આવી. તેને જોઇ હનુમાને વિચાર્યું કે, ' સીતા ખરેખર વિશ્વપાવની સતી છે. આવી રૂપસંપત્તિવાળી સતીને માટે રામ ખેદ કરે છે તે વ્યાજબીજ છે.' પછી કપિરાજે છાના રહી રામની આપેલી વીંટી સીતાના ખોળામાં નાખી. તે વીંટી જોઇને સીતાએ હર્ષથી નિસાસો નાખ્યો. સીતાને હર્ષ થયેલો જોઇ ત્રિજટા રાક્ષસીએ તે વાર્તા રાવણને કહી, એટલે રાવણે દૂતકાર્યમાં કુશળ પોતાની સ્ત્રી મંદોદરીને સીતાની પાસે મોકલી. સીતાએ મંદોદરીનો તિરસ્કાર કર્યો. તે જોઈ પવનકુમાર શીશમના વૃક્ષ ઉપરથી હેઠળ ઉતરી પગે લાગી બોલ્યો, 'માતા ! તમારા પતિ રામ લક્ષ્મણ સાથે કુશળ છે. રા-વણનો અંત લાવનાર અને પવન તથા અંજનાનો પુત્ર હું હ-નુમાન શ્રીરામનો દૂત છું. તેઓ દંડકારણ્યમાં રહ્યા છે, તેમના હુકમથી હું અહિં આવ્યો છું' તે સાંભળતાંજ સીતા ઘણાં ખુશી થયાં અને હનુમાનને આશીષ આપી. પછી હનુમાનના આગ્રહથી રામચંદ્રના સમાચાર સાંભળવાના હર્ષની લીધે એકવીશ દીવસે સીતાએ પારણું કર્યું. પછી સીતાની પાસેથી ચૂડામણિની એંધાણી લઇ હનુમાન ત્યાંથી ચાલ્યો અને દેવરમણ ઉદ્યાનનાં વૃક્ષો તેણે ભાંગી નાખ્યાં. તે શિવાય વનપાળકોને મારી રાવણના પુત્ર અ-

ક્ષકુમારને પણ મારી નાખ્યો. પછી રાવણનો મોભી પુત્ર ઇંદ્રજીત આવી નાગપાશવડે હનુમાનને બાંધીને રાવણની કને લઇ ગયો. રાવણે નઠારાં વચનો કહ્યાં, તે સાંભળી હનુમાને ગુસ્સો લાવી નાગપાશ તોડી રાવણના મુકુટને પાદ મારી ભાંગી નાખ્યો. પછી તે વાંદર લંકાનગરીને ભાંગી, ત્યાંથી ઝડપ સાથે આકાશમાં ઉડીને રામની પાસે આવ્યો. અને રામને પગે લાગી સીતાનો ચૂડામણિ આપ્યો. જાણે સાક્ષાત્ સીતાં આવ્યાં હોય તેમ ધારી ચૂડામણિને છાતી સરખો ચાંપીને રામે પ્રેમથી પવનકુમારની સંભાવના કરી. પછી રામની રજાથી સુગ્રીવ વગેરે સર્વ વાંદરવીરોએ યુદ્ધમાં આદર કરી સંભ્રમથી પ્રયાણનાં વાજિંત્રો વગડાવ્યાં. સર્વ ખેચરો વિમાનવડે આકાશને ઢાંકતા ચાલ્યા.. રામ લક્ષમણ સહિત સુગ્રીવ વગેરે સુભટોને જોઇ રાવણના શેતુ અને સમુદ્ર એ બે સુભટો લડવા આવ્યા. તેમને રામે સમુદના તટમાંજ બાંધી લઇને રાવણની સીતા વિષેની આશાને કાપી નાખી. પછી સુવેલ પર્વત ઉપર રહેનારા સુવેલ નામના રાજાને જીત્યો. ત્યાર પછી લંકાની પાસેમાં હંસદ્વીપમાં રહેનારા હંસરથરાજાને જિતી લીધો. જ્યારે રામચંદ્ર નજિક આવ્યા, ત્યારે લંકા ખળભળી ઉઠી. રાવણે ક્રોધથી રણતૂર વગડાવ્યાં. રામને આવેલા જાણી દક્ષ વિભીષણ કે જે ન્હાનોભાઈ છતાં ગુણવડે શ્રેષ્ઠ હતો, તેણે રાવણ પાસે આવી પગે લાગી કહ્યું, 'હે દેવ ! તમે વિચાર્યા વગર પરસ્ત્રીનું હરણ કર્યું છે, તો હવે અભ્યાગતરૂપે આવેલા રામને તે તાકીદે પાછી આપી દો. માત્ર એક પરસ્ત્રીના માટે આ રાજ્યનો અને પાપથી પતીન થઇ સ્વર્ગનો પણ શા માટે ત્યાગ કરો છો?

કદિ આપણા સુભટ સમુદ્ર અને સેતુના બંધથી તમને પ્રતીતિ ન થતી હોય રામના દૂત તરીકે આવેલા તેના એક સેવક હનુમાને જે કરી બતાવેલું છે, તે યાદ કરો. જેને ક્રોધ છતાં પણ ક્ષમા છે, બળી છતાં પણ નીતિ છે અને જે ન્હાના છતાં પણ ઉદયવાળા છે એ રામ સદા વિજયી છે.' દુશ્મનનાં વખાણથી ક્રોધવંત થયેલા રાવણે વિભીષણને લંકામાંથી કહાડી મૂક્યો, એટલે તેણે આવીને કૃપા વત્સલ રામનું શરણ લીધું. વિભીષણની પછવાડે રાક્ષસો અને ખેચરોની ત્રીશ અક્ષોહિણી સેના નીકળી, તેને રામે પ્રીતિથી બોલાવી. પછી વિભીષણને લંકાનું રાજ્ય આપવાની કબુલત આપીને લશ્કરથી ધરતી ધ્રુજાવતા રામે લંકાને ઘેરી લીધી. તે સમયે રાવણના કોટીગમે બળવાન સુભટો ભુજા ઠોકતા લંકાની બહાર નીકળ્યા. શિલા, વૃક્ષ અને લોહના અસ્ત્રો પરસ્પર ફેંકવાવડે રામ અને રાવણના લડવૈયાઓની વચ્ચે ઘણા વખત સૂધી દારૂણ યુદ્ધ ચાલ્યું. બાણ અને પાષાણોના અથડાવાથી ઉઠેલો અગ્નિ વૃક્ષોને બાળતો લડાઇના મેદાનમાં મરેલા વીરોને બાળનારો થઇ પડયો. તે મોટી લડાઇમાં પરસ્પર જય મેળવવાની ઇચ્છાએ સુભટો અતિ ઉદ્ધત થવાથી જયલક્ષ્મી ડોલાયમાન થવા લાગી. જ્યારે વિજય થવામાં કંઇ સંદેહ થયો ત્યારે રામે ભ્રુકુટીની સંજ્ઞાથી પ્રેરેલા હનુમાન્ વગેરે યોદ્ધા યુદ્ધ કરવાને માટે નજીક આવ્યા. તેમનાથી રાક્ષસ સૈન્યમાં ભંગાણ પડયું, એટલે હસ્ત અને પ્રહસ્ત એ બે વીર રથમાં બેસી હાથમાં ધનુષ્ય લઇને યુદ્ધ કરવા માટે દોડતા આવ્યા. તેમને આવતા જોઇ નળ અને નીલ એ બે મહાકપિ રામની સેનામાંથી નીકળી

તેની સ્હામે ઉભા રહ્યા. તેઓએ હસ્ત પ્રહસ્ત સાથે યુદ્ધ કરવા માંડયું તેમના રથોના અવાજને જાણે સહન કરી શકતી ન હોય તેમ જમીન શબ્દ કરતી ચીરાવા લાગી. અનુક્રમે નળકપિએ હસ્તને અને નીલકપિએ પ્રહસ્તને મારી નાખ્યો. તત્કાળ દેવતાઓએ આકાશમાંથી ફૂલો વરસાવ્યાં. હસ્ત અને પ્રહસ્ત મરી ગયા એટલે રાવણના સૈન્યમાંથી મારીચ, સિંહજઘન, સ્વયંભૂ, સારણ, શુક, ચંદ્રાર્ક, ઉદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકરજ્વર, ગભીર, સિંહરથ અને બીજા કેટલાક રથી વીરો યુદ્ધ કરવા માટે લશ્કરને મોખરે આવ્યા. તેમની સ્હામે મદનાંકુર, સંતાપ, પ્રથિત, આક્રોશનંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન અને પ્રીતિકર વગેરે વાંદરો થયા, અને તેમની સાથે યુદ્ધ કરી તે રાક્ષસોને મારી નાખ્યા, તે સમયે સૂર્ય અસ્ત પામ્યો એટલે સર્વ સૈન્ય પોત પોતાના ઠેકાણે ગયું. જ્યારે સવાર થયું ત્યારે રાવણની ભ્રુકુટીએ પ્રેરાયલા અનેક રાક્ષસ યોદ્ધાઓ રામની સેના સાથે યુદ્ધ કરવા આવ્યા. તે વખતે વીરરસવડે ઉદ્ભટ થઇ નટડીની પેઠે હાથમાં રહેલી ખડ્ગલતાને નચાવતા, બાણોથી આકાશને ઢાંકી દેતા, શબ્દોથી દિશાઓને ગજવતા, પગથી ભૂમિને ચીરતા, પર્વતોને કંપાવતા, સમુદ્રને ખળભળાવતા, વૃક્ષોને ભાંગતા અને ચોમેર કૂદતા રામના સુભટો તેમને મારવા લાગ્યા. પછી રાવણે હુંકારો કર્યો એટલે તેને પ્રેરેલા રાક્ષસોએ વૃક્ષોને પાણીના કલ્લોલ ભાગી નાખે તેમ વાંદર સુભટોને ભગાડયા પછી યુદ્ધ કરવાને ઉઠેલા સુગ્રીવને અટકાવી હનુમાન્ વીર ગુસ્સો કરી રાક્ષસોની સેનામાં પેઠો. તે વખતે **માળી** નામે રાક્ષસ ધનુષ્ય ને ભાથો લઇ મોટી ગર્જના કરતો ક્રોધવડે આક્ષેપ કરી હનુમાનની સાથે

યુદ્ધ કરવા આવ્યો. પરસ્પર અસ્ત્રોના સંપાત વડે અસ્ત્રોને તોડી નાખતા તે બન્ને વીર ક્રોધવડે પ્રલયકાળના બે સૂર્ય ઉગ્યા હોય તેમ વિશ્વને દુઃખે જોઇ શકાય એવા થઇ પડયા. એવામાં શ્રીશૈલે માળી રાક્ષસને પોતાની હાથચાલાકીથી અસ્ત્ર રહિત કરી દીધો; તેવામાં વજ્રોદર નામનો રાક્ષસ યુદ્ધ કરવા આવ્યો. તે વખતે ગર્જનાથી દિશાઓને બહેરી કરતા પવનકુમારે પર્વતને વરસતાં વાદળાંઓને પાણીવડે ઢાંકી દે તેમ બાણુવડે તેને ઢાંકી દીધો. તે વખતે 'અહા! આ બન્ને વીર પરસ્પર એક બીજાને અડચણ કરી શકતા નથી તેથી સરખા છે.' એવી લોકવાણીને નહીં સહન કરનારા પવનકુમારે તેને તત્કાળ મારી નાખ્યો. વજ્રોદરના મરણથી ક્રોધ પામી રાવણના પુત્ર જંબુમાળીએ તિરસ્કારથી હનુમાનને યુદ્ધ કરવા માટે બોલાવ્યો, તત્કાળ હનુમાન્ સ્હામે આવ્યો- પછી વીર હનુમાને જંબુમાળીને રથ ઘોડા અને સારથિ વગરનો કરી મૂકી પછી મુદ્દગરથી તેના માથા ઉપર જબરો ઘા કર્યો. જંબુમાળી મૂર્છા પામ્યો. એટલે મહોદર અને બીજા રાક્ષસવીરો હનુમાન ઉપર દોડી આવ્યા. પવનકુમારે કોઇને મ્હોં ઉપર, કોઇને ભુજાઓમાં, કોઇને છાતીમાં અને કોઇને કુખમાં બાણો મારવા માંડયાં. તે વખતે રાક્ષસ સેનામાં ભારે ભંગાણ પડેલું જોઈ તેને નહિં સહન નરનાર કુંભકર્ણ વિકરાળ મુખવાળો થઇ હાથમાં ત્રિશૂળ લઇને માર્ગના વૃક્ષોને ભાંગતો દોડી આવ્યો તેણે ચારે બાજુ વાંદરોનો નાશ કરવા માંડયો, તે જોઈ કુમુદ અંગદ અને માહેંદ્રને સાથે લઇ સુગ્રીવ રાજા ઝડપથી દોડતો આવ્યો અને બીજા ભામંડળ વગેરે વીરો પણ ઘણાં અસ્ત્રોને વર્ષાવવા લાગ્યા. તેઓને કુંભકર્ણે મહા ઉદ્ધત સ્વાપશસ્ત્રથી ક્ષણવારમાં ઉંઘમાં

લીન કરી દીધા. પછી સુગ્રીવે પ્રબોધિની વીદ્યાવડે પોતાની સૈન્યને જાગ્રત કરી ગદાવડે શત્રુના રથ અને ઘોડાઓને ભાગી નાખ્યા એટલે કુંભકર્ણે પણ ક્રોધથી હાથમાં મુદ્દગર લઇને જુના વાસણ ની પેઠે સુગ્રીવના રથનો ભૂકો કરી નાંખ્યો. સુગ્રીવે શિલાને તોડી નાખે તેવા મુદ્દગરના મારથી વિદ્યુત્ શસ્ત્રની પેઠે કુંભકર્ણને ભોંય ઉપર પાડી નાખ્યો. પોતાના ભાઇને મૂર્છા પામેલો જોઈ ક્રોધ-વંત થયેલા રાવણને રોકી ઈંદ્રજિત્ વાંદર સૈન્યમાં પેઠો. તેણે તે વાંદરના સૈન્યને ઘણો ઉપદ્રવ પમાડયો. તે વખતે ગર્વ કરતા ઇંદ્રજિત્‌ને સુગ્રીવે ક્રોધથી યુદ્ધ કરવા બોલાવ્યો. અને તેના ન્હાનાભાઇ **મેઘવાહનને** ભામંડળે બોલાવ્યો. તે ચારે મહાવીરો પરસ્પર અથડાતા ભૂમિ, સાગર, દિગ્ગજ અને પર્વતોને ક્ષોભ કરવા લાગ્યા. છેવટે આયુધે ઉગામીને ક્રોધ પામેલા ઇંદ્રજીત્ અને મેઘવાહને કપીશ્વર સુગ્રીવ અને ભામંડળને નાગપાશથી બાંધી લીધા. અહીં થોડી વારે શુદ્ધિમાં આવતાં કુંભકર્ણે ગદાવડે હનુ-માનને પ્રહાર કરી દઇને પોતાની બગલમાં દાબ્યો. તે સમયે અંગદે કુંભકર્ણને યુદ્ધ કરવા બોલાવ્યો. તેની સાથે યુદ્ધ કરતાં તેની ભુજા ઉંચી થઇ એટલે તેમાંથી પવનકુમાર ઝડપથી બાહેર નીકળી ગયો. વિભીષણ રામને પગે પડી રથમાં બેસી નાગપાશવડે બંધાએલા ભામંડળને અને કપીશ્વર સુગ્રીવને છોડાવવા આવ્યો. આ વિભીષણ કાકા પિતાના સમાન હોવાથી તેમની સાથે યુદ્ધ કરવું વ્યાજબી નથી, એવું ધારી ઇંદ્રજીત અને મેઘવાહન રણ-માંથી હઠી ગયા. એવામાં પૂર્વે અંગીકાર કરેલા વરદાનવાળો ગ-રૂડદેવ અવધિજ્ઞાનવડે રામને યાદ આવવાથી તત્કાળ ત્યાં આ-

ળ્યો. રામને સિંહનિનદા વિદ્યા, રથ, હળ અને મુશળ તથા લક્ષ્મણને ગારૂડીવિદ્યા, રણમાં શત્રુઓનો નાશ કરનારી વિદ્યુદ્દ-દના ગદા અને બીજાં અસ્ત્રા આપી તે દેવ અંતર્ધાન થઇ ગયો ગારૂડીવિદ્યાના યોગથી ગરૂડવાહનવંત લક્ષ્મણને જોવાથી સુગ્રીવ અને ભામંડળના નાગપાશના સર્પો નાશી ગયા. તેથી રામના બધા સૈન્યમાં જયનાદ થયો અને રાક્ષસોનું સૈન્ય નિસ્તેજ થઈ ગયું. તે સમયે સૂર્ય પણ અસ્ત થઇ ગયો. પ્રભાતે રાક્ષસવીરોએ વાંદરના લશ્કરમાં ભંગાણ પાડયું. એટલે સુગ્રીવ પ્રમુખ વીરોએ આવીને રાક્ષસોને નસાડી મૂકયા. રાક્ષસસૈન્યનો ભંગ થવાથી ક્રોધવંત રાવણ ઇંદ્રજિત અને કુંભકર્ણ વગેરે મહાપરાક્રમી વીરોને લઇને પોતે યુદ્ધ કરવા આવ્યો. તે સમયે યુદ્ધ કરવાને તૈયાર થતા રામને રોકી વિભીષણ રાવણની પાસે આવી પ્રીતિવડે તેને વારીને બોધ કરવા લાગ્યો. ‘ હે ભાઇ ! હજુ સૂધી મારૂં વચન માન્ય કરીને સીતાને પાછાં દઈ દો; કેમકે યમ-રાજાની પેઠે આ **રામ** તારા કુળનો અંત કરવા આવ્યા છે.’ એ સાંભળી રાવણ બોલ્યો ‘હે વિભીષણ ! મારા મારથી ત્રાસ પામી–ડરીને આ વનચરનો આશરો લીધેલો છે, છતાં તું મને બીવરાવે છે.’ આ પ્રમાણે કહીને તેણે ધનુષ્ય ચડાવ્યું. એટલે બન્ને વીરોએ શસ્ત્રાની વૃષ્ટિ કરતાં મોટું યુદ્ધ શરૂ કર્યું તે વખતે રામ કુંભકર્ણની સાથે, લક્ષ્મણ ઇંદ્રજિતની સાથે, નીલ સિંહજઘનની સાથે, દુર્મેશ ઘટો-દરની સાથે, સ્વયંભૂ દુર્મતિની સાથે, નળ શંભુની સાથે, અંગદ મયની સાથે, સ્કંદ ચંદ્રનખની સાથે, ચંદ્રોદરનો પુત્ર વિઘ્નની સાથે, ભામંડળ કેતુની સાથે, જંબુમાળી શ્રીદત્તની સાથે,

હનુમાન કુંભની સાથે, સુગ્રીવ સુમાળીની સાથે, કુંડ ધુમની સાથે અને ચંદ્રરશ્મી સારણ રાક્ષસની સાથે. એવી રીતે વાંદરો અને રાક્ષસોનું પરસ્પર યુદ્ધ ચાલતાં ઇંદ્રજિતે ક્રોધ કરી લક્ષ્મણની ઉપર **તામસ** નામે એક અસ્ત્ર મૂકયું. તે અસ્ત્રને લક્ષ્મણે તપનાસ્ત્રવડે વારી દીધું. પછી ઈંદ્રજિતને એક નાગપાસથી બાંધી લક્ષ્મણે પોતાની લશ્કરી છાવણીમાં મોકલી દીધો, રામે પણ કુંભકર્ણને નાગપાશથી બાંધી પોતાના લશ્કરમાં મોકલી દીધો અને બીજા રાક્ષસોને પણ રામના વીરોએ બાંધી લીધા. તે જોઇ રાવણે ક્રોધથી વિભીષણને મારવાને એક ત્રિશુળ નાખ્યું, તેને લક્ષ્મણે બાણવડે વચમાંથીજ કાપી નાખ્યું પછી રાવણે ધરણેંદ્રે આપેલી શકિત હાથમાં લીધી. અને ધગધગ કરતી તે શકિતને ક્રોધથી આકાશમાં ભમાડવા લાગ્યો. તે વખતે લક્ષ્મણવીરે રામનો ભાવ જાણી તરત વિભીષણની અગાડી આવી રાવણને બહુજ ધિઃકાર્યો. રાવણે ગરૂડ ઉપર રહેલા લક્ષ્મણને જોઇને કોપથી રાતાં નેત્ર કરી તેની ઉપર કલ્પાંતકાળના વજ્ર જેવી અતિ કાંતિ દાર તે શક્તિ મૂકી. શસ્ત્રોના જથ્થાને પણ ન ગણુકારતાં તે શક્તિ લક્ષ્મણની છાતી ઉપર પડી, તેથી લક્ષ્મણ તરત બેહોશ થઇને પડયા. અને તેની છાવણીમાં સઘળે શોક ફેલાઇ ગયો તે વખતે રામ મહાક્રોધ યુકત થઇ પંચાનન રથ ઉપર બેસી હાથીની સાથે સિંહની પેઠે રાવણની સાથે યુદ્ધ કરવા આવ્યા. તેમણે પ્રથમ તો રાવણના પાંચ રથ ભાંગી નાખ્યા, એટલે તેના પરાક્રમને નહિ સહન કરનારો રાવણ પોતાના નગરમાં ચાલ્યો ગયો. પછી સૂર્ય અસ્ત થતાં રામ લક્ષ્મણની પાસે આવ્યા. અને

તેની બેભાન અવસ્થા દેખી રામ પણ ભેશુદ્ધિવંત થયા. પછી સાવચેત થઇને વિલાપ કરવા માંડયો—"હે ભાઇ લક્ષ્મણ! શત્રુઓના જથ્થાને માર્યા વગર, મને જાનકી સોંપ્યા વગર, અને વિભીષણને પ્રતિજ્ઞાથી આપેલું લંકાનું રાજ્ય આપ્યા વગર અહિં આ રામને શત્રુઓથી ઘેરાયલો અને પોતાનું કુંટુબી કોઇ સાથે નથી એવા વખતમાં કેમ મૂકો છો? અથવા હે વીર! તેમાં તારો દોષ નથી, હું પોતેજ હજુ શા માટે જીવું છું? હે સુગ્રીવ! આ મારૂં કાર્ય સાધ, હે હનુમાન્! આગળ થા, હે ચંદ્રરશ્મિ! ઉત્સાહી થા, હે ભામંડળ! ઉદ્યમી થા. પરંતુ અહીં કોઇ મારૂં નથી કે જે આ મારા ન્હાનાભાઇને સાવધ કરે." એવી રીતે રામ શૂન્યમને મૂર્છા પામીને વિલાપ કરવા લાગ્યા. તે વખતે વિભીષણ બોલ્યો—'હે વિભુ! ધૈર્ય ધરો; કેમ કે જે પુરષ આ શકિતથી હણાય છે તે એક રાત્રિ સૂધીજ જીવે છે, માટે તેનો કંઇ ઉપાય કરો. 'બહુ સારૂં,' એવું રામે કહ્યું, એટલે સુગ્રીવ વગેરે વીરોએ વિદ્યાથી રામ અને લક્ષ્મણની આસપાસ ચાર દ્વારવાળા સાત કિલ્લા કર્યા. સ્વામીના દુઃખથી દુઃખી એવા સુગ્રીવ, અંગદ, ચંદ્રાંશુ, અને ભામંડળ વગેરે ખેચરો તે કિલ્લાને ઘેરી રહ્યા. તે સમયે ભામંડળનો **ભાનુ** નામે એક મિત્ર કે જે વિદ્યાધરોમાં આગેવાની ધરાવતો, તે ભકિતવડે હિતેચ્છુ થઇને રામ પાસે આવી કહેવા લાગ્યો—"અયોધ્યાનગરીથી બાર યોજન ઉપર દ્રોણરાજાથી પાલન થનારૂં **કૌતુકમંગલ** નગર છે. તે દ્રોણરાજા કૈકેયીના સગા ભાઇ થાય છે. તેને **વિશલ્યા** નામે એક પુત્રી છે; તેનો હાથ અડવાથી શરીરમાં ગમે તેવું શલ્ય હોય તે પણ નીકલી જાય છે. માટે હે વિભુ! સૂર્ય ઉગ્યા પેહેલાં તે

વિશલ્યાને જો અહિં લવાય તો આ વીર લક્ષ્મણ સાવધ થાય અને શત્રુઓ શલ્ય સહિત થાય." તેનું આવું પ્રીતિનું વચન સાંભળી રામે અંગદ, ભામંડળ અને હનુમાનને ભરત પાસે જવાનો હુકમ કર્યો. તેઓ વિમાનમાં બેસી તત્કાળ અયોધ્યામાં આવ્યા અને ભરતને જગાડી સીતાના હરણ વગેરેની સઘળી હકીકત કહી. સ્વામીના કાર્યમાં ઉદ્યમવાળા ભરતે વિમાનમાં બેસી દ્રોણની પાસે આવી વિશલ્યાની માગણી કરી. દ્રોણરાજાએ એક હજાર કન્યાઓ સહિત વિશલ્યાને આપી. પછી ભરતને અયોધ્યામાં મૂકી ભામંડળ તે કન્યાઓને લઇ રામની પાસે આવ્યો. દૂરથી આવતી વિશલ્યાની કાંતિથી સર્વે સૂર્ય ઉગ્યાની શંકા કરવા લાગ્યા, તેમને હનુમાને પ્રથમ આવી હકીકત જણાવીને નિઃશંક કર્યા. વિશલ્યાએ આવી લક્ષ્મણને હાથ અડાડયો એટલે તેના શરીરમાંથી નીકળી આકાશ માર્ગે જતી તે શક્તિને હનુમાને ઠેકીને હાથવડે પકડી લીધી. દેવીરૂપ તે શક્તિ બોલી કે-'હે વીર ! હું તો સેવકરૂપ છું માટે મારો કંઈ દોષ નથી. આ વિશલ્યાના પૂર્વભવના તપવૈભવથી હું જાઉં છું માટે મને છોડી દ્યો.' પછી એ પ્રજ્ઞપ્તિવિદ્યાની બેન શક્તિને હનુમાને છોડી દીધી એટલે જાણે પોતાના ગુન્હાથી ડરતી હોય તેમ તે ઉછળીને આકાશમાં જતી રહી. પછી વિશલ્યાના સ્નાનજળવડે સિંચન થયેલા લક્ષ્મણના શરીરના સર્વ ઘા રૂઝાઇ ગયા, એટલે જાણે સુઇને ઉઠયા હોય, તેમ તે તરત બેઠા થયા. રામે લક્ષ્મણને આલિંગન કરીને બનેલું સઘળું જણાવ્યું અને એક હજાર કન્યાસહિત વિશલ્યાને તેની સાથે પરણાવી. તેના સ્નાનજળથી બીજા સુભટોના પણ ઘા રૂઝાઇ ગયા. પછી સર્વેએ મળી વિદ્યાધરોની સાથે હર્ષથી મોટો ઉત્સવ કર્યો.

લક્ષ્મણ જીવ્યાના ખબર દૂત મારફત સાંભળી રાવણે પોતાના હૃદયમાં બહુરૂપાવિદ્યા સાધવાને માટે સારી રીતે નિશ્ચય કર્યો. પછી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથની અષ્ટપ્રકારી પૂજા કરીને અચળ રાવણે તે વિદ્યા સાધવાનો આરંભ કર્યો. મંદોદરીના હુકમથી આઠ દિવસ સૂધી લંકાના તમામ લોકો જૈનધર્મમાંજ તત્પર થયા. આઠમે દિવસે રાવણે વિદ્યા સિદ્ધ કરી. પછી પ્રભાતે મહા ઉદ્દભટ રાક્ષસોના લશ્કર સહિત ઉત્કંઠિત થઇને તે લડાઈના મેદાનમાં આવ્યો. તે વખતે કોટીગમે સુભટોના અંગ પડવાથી જેમાં રથોને રોકાણ થાય તેવું દારૂણ યુદ્ધ ફરી વાર બન્ને સૈન્યની વચ્ચે ચાલ્યું. મહા બળવાન્ લક્ષ્મણે બીજા સર્વ રાક્ષસોને છોડી દઇ રાવણના ઉપર બાણોવડે વિશેષે મારો ચલાવ્યો. તેથી આકુલ વ્યાકુલ થયેલા રાવણે વિદ્યાથી પોતાનાં ઘણાં ભયંકર રૂપો બનાવ્યાં. ભૂમિ ઉપર, આકાશમાં, પાછળ, આગળ અને સર્વ બાજુએ તરેહ તરેહના અસ્ત્ર શસ્ત્રોને વર્ષાવતા ઘણા રાવણો લક્ષ્મણના દીઠામાં આવ્યા. તે વખતે એક છતાં પણ જાણે અનેક હોય તેમ લક્ષ્મણ ગરૂડ ઉપર બેસી અષ્ટાપદને મેઘની પેઠે બાણધારાથી તે બહુરૂપી રાવણને મારવા લાગ્યા. બાણોથી વ્યાકુળ થયેલા રાવણે ચક્રનું સ્મરણ કર્યું, એટલે પ્રતિવાસુદેવના જીવની પેઠે પ્રજ્વલિત થતું ત્યાં આવીને હાજર થયું. ક્રોધથી રાતા નેત્રવાળા રાવણે તેને ભમાવીને લક્ષ્મણ ઉપર મૂકયું; પણ તે પ્રદક્ષિણા કરીને લક્ષ્મણના હાથમાં આવ્યું. પછી ઇંદ્ર જેમ વજ્રને પર્વત ઉપર મારે તેમ લક્ષ્મણે તે ચક્ર રાવણની છાતીમાં માર્યું. તરત જેઠ વદી એકાદશીને દિવસે પાછલે પહોરે મૃત્યુ પામીને રાવણ ચોથા

નરકમાં ગયો. તે વખતે જયજયકાર બોલતા દેવતાઓએ પ્રીતિથી વાસુદેવની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. પછી વિભીષણે ભયવડે 'કઇ દિશામાં નાશી જવું' એવા ભ્રમમાં પડેલા રાક્ષસોને પ્રીતિવડે સ્વસ્થ કર્યા. 'સર્વ સ્વજાતિને માટે લાભવાળા કાર્યમાં સ્થિર રહે છે.' તદનંતર રામે મુક્ત કરેલા કુંભકર્ણ, ઇંદ્રજીત્, અને મેઘવાહન વગેરે રાક્ષસોએ જઇને રાવણની અગ્નિસંસ્કાર વગેરે ઉત્તરક્રિયા કરી. અને કુંભકર્ણ, ઇંદ્રજીત, મેઘવાહન તથા મંદોદરીએ **અપ્રમેયબલ** નામના મુનિની પાસે જઇ દીક્ષા અંગીકાર કરી. રામે કલંક રહિત સીતાને લઇ વિભીષણે દેખાડેલા માર્ગે ઉત્સવ સહિત લંકામાં પ્રવેશ કર્યો. વિભીષણને લંકાનું રાજ્ય આપી છ વર્ષ સૂધી ત્યાં રહ્યા. પછી પોતાની માતાને મળવાની ઇચ્છા ઉત્પન્ન થઇ.

એ અરસામાં વિંધ્યાચળ પ્રદેશમાં રહેલા ઇંદ્રજીત્ અને મેઘવાહન સિદ્ધિપદને પામ્યા, ત્યાં **મેઘરથ** નામે તીર્થ થયું. નર્મદા નદીમાં કુંભકર્ણ સિદ્ધિને પામ્યો, ત્યાં **પૃથુરક્ષિત** નામે તીર્થ થયું. પછી શુભ દિવસે રામ, સીતા અને લક્ષ્મણ સહિત સુગ્રીવાદિક સેવકોની સંમતિથી પુષ્પક વિમાનમાં બેસી, સ્થાને સ્થાને અનેક આશ્ચર્ય જોતા જોતા અનુક્રમે ઉંચી કરેલી અનેક ધ્વજાઓથી શોભિત અયોધ્યાપુરની પાસે આવ્યા. એ ખબર સાંભળીને ભરતે હાથી ઉપર બેસી શત્રુઘ્નને સાથે લઇ મોટા ઉત્સવપૂર્વક સ્હામા આવીને રામના ચરણમાં નમસ્કાર કર્યો. રામ અને લક્ષ્મણે વિનયથી ભાઇઓને આલિંગન કર્યું. પછી વડિલ સ્ત્રીઓએ વધાવેલા તેઓએ હર્ષથી અયોધ્યામાં પ્રવેશ કર્યો. પ્રથમ બન્ને ભાઇ આનંદથી કૌશલ્યા વગેરે સર્વ માતાઓને પગે લાગ્યા. ભરત થાપણની પેઠે રામને અયોધ્યાનું રાજ્ય આપી પોતે ભક્તિથી

મોહિત થઇ દાસની પેઠે વર્તવા લાગ્યા. એક વખત ભરતે દેશભુ-ષણ મુનિની પાસે પોતાનો પૂર્વભવ સાંભળીને આગ્રહ કરી દીક્ષા લીધી. પછી ગુરૂના મુખથી શ્રી શત્રુંજયગિરિનો મહિમા સાં-ભળી એક હજાર મુનિની સાથે ભરતમુનિ યત્નાપૂર્વક તે તીર્થ તરફ ચાલ્યા. અનુક્રમે સિદ્ધાચળતીર્થે આવી શ્રી ઋષભ પ્રભુને નમી તેમના પ્રભાવને હૃદયમાં યાદ કરતા ધ્યાનમાં કાયમ થયા. છેવટ સર્વ કર્મને ખપાવી, કેવળજ્ઞાન પામી, ભરતમુનિ હજાર મુનિ-ઓની સંગાથે તેજ સ્થળે મોક્ષપદ પામ્યા. રામે અને લક્ષ્મણે તે તીર્થે આવી યાત્રા, ઉદ્ધાર તથા ધ્વજાદિક પુણ્યકૃત્ય કરી વારંવાર તે તીર્થની ઉદ્ઘોષણા કરી.

કોઇ વખતે સીતાની ઉપર રાવણને ત્યાં રહેવાથી શીળભંગ થવા બાબત આવેલા અપવાદને અગ્નિ પાણીરૂપ થઇ જવાના દિવ્યવડે તેને દૂર કર્યો. અને પછી તે વ્રત લઇ તપસ્યા આચરીને અચ્યુતેંદ્ર થયા. હનુમાન્ પણ પોતાનું રાજ્ય પુત્રને આપી વૈરાગ્યથી દીક્ષા લઇ લાંબો કાળ સુધી પાળીને મોક્ષે ગયા. એક વખત ભાઇના સ્નેહની પરીક્ષા કરવા માટે બે દેવોએ આવી લક્ષ્મણને રામના મરણની વાત કહી, તેના શોકશલ્યથી લક્ષ્મણ તરત મરી ગયા. તે ખબર સાંભળી રામના પુત્ર લવ અને કુશ વૈરાગ્યથી દીક્ષા લઇ અનુક્રમે મોક્ષ પામ્યા. જટાયુદેવે કરેલા પ્રતિબોધથી લક્ષ્મણનું મૃતકાર્ય કરી રામે અનંગદેવને રા-જ્ય આપ્યું. અને પોતે શત્રુઘ્ન સુગ્રીવ અને વિભીષણ વગેરે સોળ હજાર રાજાઓની સાથે જ્ઞાનથી દીક્ષા લીધી. વિવિધ અભિગ્રહને કર-નારા રામમુનિ સઘળે ઠેકાણે વિહાર કરતા કરતા કોટિશિલાએ આવ્યા

ત્યાં ધ્યાન ધરવાવડે તેઓ કેવળજ્ઞાન પામ્યા. પછી પુંડરીક તીર્થમાં વિહાર કરી, તે તીર્થનો પ્રભાવ વિસ્તારી, પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી શ્રીરામ મોક્ષે ગયા. તે વખતે શ્રી ભરતાદિ અનેક રાજાઓ શત્રુંજય ઉપર મોક્ષે ગયા, તેથી એ તીર્થ અ-વ્યાહતમુક્તિનું કારણ અને અધિક સેવન કરવા યોગ્ય છે. એવી રીતે આનંદકારી તીર્થના મહિમાથી પવિત્ર પુણ્યના સમૂહવાળી વાણીના જથ્થારૂપ પાણી કે જે શંખના જેવી ઉજ્વળ કીર્તિને આપનારૂં છે, તેને પુષ્કરાવર્ત્ત મેઘની પેઠે શ્રીવીરપ્રભુ ભવ્યજનરૂપી ક્ષેત્રમાં વર્ષીને પછી તેના અંકુરો વાસ્તે અધ્યયન કરવા લાગ્યા.

इत्यानंदकरं सुतीर्थमहिमप्रोल्लासिपुण्योत्करं । श्रीमान् वीर जिनोभिवृष्यजनता क्षेत्रेषु सद्वागभरं ॥ वत्केनध्ययनं तदुद्गमकृते ध्या रोपयत्पुष्करावर्त्ताभोदइवांबुकंबुविशदप्रोद्दाक्षमकीर्तिमदम्

ઇતિ શ્રીપરમ જૈનાચાર્ય શ્રીધનેશ્વરસૂરી વિરચિત્ મહાતીર્થ શ્રી શત્રુંજય મહાત્મ્ય વિષે શ્રીરામ વગેરે મહા પુરૂષ ચરિત્ર વર્ણન નામનો સર્ગ સંપૂર્ણ થયો.

શત્રુંજય મહાત્મ્યનો પ્રથમ ખંડ સમાપ્ત.



# ખંડ બીજો.

## સર્ગ દશમો.

सर्व्वज्ञः सर्व्वदर्शीसकलसुखकरः सर्व्वसंतापहंता
पूज्यः सर्व्वेश्वराणामनणुगुणयुतः कर्म्मसाक्षीच भास्वान ॥
सोमः पंचेषु वैरी नरकविमथनो योगिभिर्ध्येयमूर्त्ति
र्योनंतोव्यक्तरूपो ननिधनकलितो वीतरागःस पातु ॥ १ ॥

સમસ્ત વસ્તુના ભાવ જાણનાર, સઘળું જોનાર, સર્વ સુખના કરનાર, સઘળા સંતાપના હરનાર, સઘળા ઈશ્વરોને પૂજવા યોગ્ય, મહાન્ ગુણવંત, સૂર્ય ચંદ્ર રૂપ કર્મ સાક્ષી, કામદેવના શત્રુ, નરકને મંથન કરનાર, યોગિજનોને ધ્યાન કરવા લાયક મૂર્તિવંત, અંત વગરના, અવ્યક્ત રૂપી અને મરણથી રહિત જે શ્રી વીતરાગ ભગવાન્ તે રક્ષણ કરો. ઇંદ્રમહારાજે શ્રી વીર પ્રભુને નમન કરી-વંદી મહા ભક્તિ સહિત વીનતી કરી કેઃ—' હે સ્વામિ ! અમારો ઉદ્ધાર કરવાને વાસ્તે જે શત્રુંજયના મુખ્ય શિખરો સંબંધી વિસ્તારવંત કથા કહી, તે સાંભળવાથી હું પાવન થયો છું હવે હે પ્રભુ ! એ ગિરિનાં એકસોને આઠ શિખરો છે, તેમાં આપે એકવીશ શિખરો ઉત્તમ કહ્યાં છે, તે એકવીશ શિખરોમાં પણ જે શિખરોનો વિશેષ મહિમા હોય, તે મહિમા સઘળાઓને પાવન કરવાને વાસ્તે હું સાંભળવાને ચાહું છું. તહેના સાંભળ્યાથી સઘળાં પાપો નાશ થાય તેવો મહિમા આપ જગદ્વિભો પ્રસન્નતા પૂર્વક કહો ' ઇંદ્રનાં આવાં વચન સાંભળી ત્રિજગત્ગુરૂ શ્રી

વીર પરમાત્માએ સમસ્ત પ્રાણીઓની ઉપર દયા લાવી આ પ્રમાણે કહેવાની શરૂવાત કરીઃ-

## રૈવત શિખર-ગિરનારનું વર્ણન.

" હે ઇંદ્ર ! સાંભળ આ સિદ્ધાચળનું પાંચમું શિખર ગિરનાર છે. તે પાંચમા કેવળજ્ઞાનને દેનારૂં છે. સઘળા રાજાઓને સેવવા લાયક, સર્વે પર્વતોનો માલિક અને આશરો કરી રહેનારા લોકોના દુઃખનો હરનાર એ ગિરનાર જયવંતો વર્તે છે. એ ગિરિ અપાર અજ્ઞાનરૂપ અંધારાના જથ્થાનો તિરસ્કાર કરવામાં સૂર્ય સમાન છે, વિશ્વ-જગતમાં અદોષાકર અર્થાત્ દોષાકાર એટલે ચંદ્રમા કહેવાય; પરંતુ એ ગિરિ દોષાકર-દોષની ખાણયરૂપ નથી તાત્પર્ય એ કે, ચંદ્રમા દોષાકર છે પણ ગિરનાર અદોષાકર છે, અને કમલોલ્લાસ કરનાર છે એટલે કે, જેમ સૂર્ય કમળનો ઉલ્લાસ કરે છે, તેમ ગિરનાર કમળા-લક્ષ્મિનો ઉલ્લાસ કરે છે. તે સ્થળે ભક્તિથી ઘટિત દાન વા અનુકંપા દાન વગેરે દીધેલ હોય તો તે આ લોક અને પરલોકમાં હિત કરનાર સઘળાં સુખ દે છે. અને એના પ્રકાશ પામેલા પુણ્યકિરણોથી ક્ષણવારમાં ભવ-ભ્રમણાથી પેદા થયેલ પાપપિંડરૂપ માખણની પેઠે ઓગળી જાય છે. જેમણે વારંવાર સારાં કૃત્યો કર્યાં હોય તેવા કૃતાર્થ પ્રાણીઓજ એ સમસ્ત દૈવતમય ગિરિરાજને નજરેથી જુવે છે. હમેશાં સઘળી વસ્તુ દેનાર એ ગિરિ જાણે સઘળા પર્વતોનો રાજા હોય તેમ જણાવવાને ચમરી મૃગો ચામરથી જ્યારે જોઇએ ત્યારે ચમર વીંજ્યા કરે છે. જે ગિરિમાં આપત્તિનો ભાગ કોઇ પ્રાણિયોમાં હતો નહીં; પણ ફક્ત વૃક્ષોમાંજ આપલ્લવ-ચારે મેર પલ્લવો હતા.

અધારૂં ગુફાઓમાંજ હતું, જડતા સરોવરમાંજ હતી, દુર્વર્ણ ધાતુઓમાંજ હતો, દ્વિજિહ્‌વપણું-પિશુનતાપણું સર્પમાંજ હતું, કુમુદાકર–પોયણાનો જથ્થો અથવા કુ એટલે નઠારો હર્ષ જડ–જળમાંજ હતો, કઠોરતા પત્થરમાંજ હતી, ઉગ્રતા તપસ્યામાંજ હતી, ચપળતા વેલ્યોમાંજ હતી, પક્ષ–પક્ષપાત પંખીઓમાંજ હતો, પ્રદોષ–સાયંકાળ અથવા ઉત્કૃષ્ટ દોષ રાત્રિના મુખમાંજ હતો અને ભય પાપમાંજ હતો. જે ગિરિમાં ખોરાક તજી, શુભ આચાર પાળી, કામદેવને જીતનારા અને મનને હરનારા મુનિયો તેમજ દેવતાઓ રોજ શ્રીનેમિનાથજીને નમન કરે છે. જ્યાં અપાર ધ્યાન વડે માનને ગ્લાનિ કરતા અને જ્ઞાનના:ઉદયથી શોભતા મુનિયો નિરંતર મહાન્ અર્હંત પરમાત્માના તેજનું ધ્યાન કરે છે. વાયુનો પાવન આહાર કરતા અને વિષમ માર્ગે ચાલતા યોગિયો જે સ્થળે અર્હંતપદની ઉપાસના કરતા નજરે પડે છે. અપ્સરાઓનાં ટોળાં, ગંધર્વો, સિદ્ધપુરૂષો, વિદ્યાધરો, અને નાગકુમારો વિમળ મનથી જ્યાં દરરોજ શ્રીનેમિનાથજીની સેવા કરે છે; જે પાવન પર્વત ઉપર બિલાડી અને ઊંદર, સિંહ અને હાથી, સાપ અને મોર, એક બીજા વચ્ચેનાં જાતિવૈરને વિસારીને રહેલાં છે; જ્યાં મણિયોની પ્રભાથી સૂર્ય અને ચંદ્ર સરખો પ્રકાશ તમામ ઠેકાણે રહેલો હોવાથી બધા ભાગોમાં રાતે અને દિવસે ખુલ્લી રીતે જાવ આવ થઈ શકે છે; જ્યાં સઘળા ગ્રહો નજીક ઉદયના બ્હાનેથી શ્રીનેમિનાથ પ્રભુને વિરોધ રહિત દરરોજ પ્રદક્ષિણા દે છે, જ્યાં વસંત વગેરે છએ ઋતુઓ શ્રીનેમિપ્રભુને નમન કરવાને વાસ્તે એક બીજાની સ્પર્ધા–સરસાઇ કરતી હોય; તેમ પોતાનો ક્રમ તજી હમેશાં ચાલે છે; જ્યાં ચંદ્રકિરણોનો

સ્પર્શ થવાથી ચંદ્રકાંતમણિના ઝરતા પાણીથી મનહર દ્રહોને ઉલ્લાસતી નદીઓ શોભે છે; જ્યાં સૂર્યનાં કિરણો વડે અગ્નિ પેદા થનારા પથરામાંથી અગ્નિ ઉત્પન્ન થતાં પ્રાણિઓનાં કર્મરૂપ જબરાં લાકડાં બળી ભસ્મ થાય છે; જેની પોલા વાંસડાની સીટી વડે કિન્નરોના ગીતથી અને ઝરણુંના ઝણુકારાથી પોતાની મેળે પ્રકટ થયેલું ત્રણ જાતનું સંગીત હમેશાં સેવા કરે છે; જેની ચોમેર—ચારે દિશાઓમાં ચાર ગતિરૂપ ભવ દુઃખથી રક્ષણ કરવામાં કુશળ પર્વતો શોભી રહેલા છે; જેની ચારે બાજુએ ઉલ્લાસ પામતા નિર્મળ પાણી વડે પાપરૂપ મહાન્ આપત્તિને કાપનારી ચાર મોટી નદીઓ રહેલી છે, જ્યાં ગજપદ વગેરે પાવન કુંડો દેવતાઓએ રમવા માટે કરેલા અમૃતથી ભરેલા હોય તેવા પૂર્ણજળભરિત શોભે છે; જ્યાં પોતાની પાસે માંગણી કરનાર પ્રાણીઓને એક મોક્ષદાન દઇ શકતા નથી એથી તે શક્તિ પ્રાપ્ત કરવા માટે કલ્પતરૂઓ પોતે આવી નિવાસ કરી રહેલા છે; જ્યાં સોનાસિદ્ધિ કરનારી અને સઘળી મનેચ્છાને પૂર્ણ કરનારી છતાં પુણ્યહીન અભાગીઆઓને નજરે નહીં પડનારી રસકૂપિકા રહેલી છે; જ્યાં પાવન પાણીની શંકાવડે સરોવરો પ્રાણીઓનાં ભારે કર્મોને ક્ષણવારમાં ક્ષય કરે છે અને સુખનાં સ્થાન બક્ષે છે; જ્યાં કમળોના ઉદયના બ્હાનેથી કમળોદય—લક્ષ્મીનો ઉદય કરનારા મનોહર પાણીના દ્રહો કમળોના ખીલવાવડે બહુ હર્ષ દે છે; જ્યાંના દ્રહો રાજહંસો—ઉત્તમ જીવોને ઉપાસન કરવા લાયક છે; રાજહંસપદ—સિદ્ધપદને દેનારા અને તેઓમાં રાજહંસ પદની પ્રાપ્તિ કરનાર કુમુદ કમળો ખીલી ર-

હેલાં છે એવો એ ગિરનાર યાદ કરવાથી સુખ દેછે, દર્શનથી કષ્ટ હરી લેછે અને સ્પર્શ કરવાથી વ્હાલી વસ્તુને દેછે. શ્રીમાન્ નેમિનાથ ભગવાન્ બીજા પહાડોને તજી જેનો હમેશાં આશરો કરીને રહેલા છે, તે ગિરનારનું વધારે શું વર્ણન કરવું ? મતલબ કે તેના મહીમાનું વર્ણન કરવું મુશ્કેલ છે. જેવી રીતે શત્રુંજય ઉપર દાન આપવાથી અને તપશ્ચર્યા કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે ગિરનાર ઉપર કરવાથી પણ સુખની પ્રાપ્તિ થાય છે. દરિયાની રેતના રજકણોની ગણતરી કરવા શક્તિવંત બૃહસ્પતિની જીભ પણ જેના લોકોત્તર ગુણગ્રામને કથન કરવા શક્તિમાન્ નથી. હે ઇંદ્ર ! સઘળા પર્વતોના રાજા આ ગિરનારનું કષ્ટ હરનારૂં, સઘળાં કર્મ નાશ કરનારૂં અને આશ્ચર્ય કરનારૂં પાવન ચરિત્ર સાંભળ. પૂર્વે માહેંદ્ર દેવલોકના માહેંદ્ર નામના ઇંદ્ર દેવગણોથી વીંટાઇને ચૈત્રી પુનમને રોજ સિદ્ધગિરિની યાત્રા કરવાને આવ્યા હતા, ત્યાં યાત્રા કરીને તે પવિત્રાત્મન વૈશાખી પુનમના રોજ આદર સહિત શ્રીનેમિશ્વર પ્રભુને પ્રણિપત્ય કરવા ગિરનાર ઉપર આવ્યા. કુંડો, નદિઓ અને સરોવરોની અંદરથી પાણી લઇ પરમાત્માને સ્નાત્ર કરી પૂજીને પ્રાસાદની બહાર નીકળ્યા, તે વખતે કોઇ દેવે આવી માહેંદ્રને કહ્યું કે– સ્વામિન્ ! જ્ઞાનશિલા ઉપર કોઇ મુનિ બિરાજેલા છે, તે ક્ષમાવંત મુનિ અનેક મુનિઓ અને લાખો ગમે યક્ષોએ સેવેલા છે, અને એ મૂર્ત્તિમાન મહાશય સઘળાં પાપનો નાશ કરે તેવું તીવ્રતપ ક્ષમાયુક્ત આચરેલ છે.' આવું વાક્ય સાંભળતાંજ માહેંદ્ર ઉઠી ઉભા થઇ શ્રી પરમાત્માને નમન કરી તે જ્ઞાનશિલા પાસે ગયા

અને મુનિને પ્રણામ કરી તેમની અગાડી બેઠા, તે વેળાએ સઘળા દેવોએ ઇંદ્રને પુછયું,–'હે સ્વામી ! આ મુનિ કોણ છે ? અને શું તપ કરે છે ? આના ઉત્તરમાં માંહેદ્રે અવધિજ્ઞાનદ્વારા વિચારી મુનીનું સઘળું વૃતાન્ત જાણી કહ્યું કે-' હે દેવો ! આ મહાશય મહાત્માનું ચમત્કારિક ચરિત્ર સાંભળો. આ જંબુદ્વીપમાં ભરત ક્ષેત્રની અંદર શ્રાવસ્તી (સાવથ્થી) નામની નગરી છે. તેમાં વજ્રસેન નામનો ભારે ભાગ્યવાન્ ભૂમિપતિ થયો હતો. એ રાજા જિનેંદ્ર ભગવાનના અર્ચનમાં તૈયાર રહેતો હતો. તેમજ જનમન રંજન કરનાર, સર્વ સદ્ગુણોથી ઉત્તમ અને સઘળા રાજાઓમાં મહામાન્યવંત હતો. તેની સુભદ્રા નામની રાણીથી ભીમસેન નામનો પુત્ર થયો. સદરહુ પુત્ર બહુ ભયંકર અને જુગાર વગેરે નઠારા વ્યસનોમાં તત્પર થયો. તેમજ અનીતિનું ઘર અને પ્રજાને હમેશાં સંતાપ કરનાર એ ખરાબ લક્ષણોવાળો કુંવર નિરંતર દેવ ગુરૂ તથા પિતા વગેરે વડિલોની અદેખાઈ કરતો હતો. સમય આવ્યે તેના પિતા વજ્રસેને તેને યુવરાજપદ બક્ષ્યું. જ્યારે તેને યુવરાજપદની સંપત્તિ મળી ત્યારે તો અનીતિના ઘરરૂપ તે કુંવર પરાઇ બૈરીઓ અને પારકાં ધન હરણ કરી પ્રજાને પંજેળવા લાગ્યો. એક વખત સઘળી પ્રજા એક મત થઇ તે દુરાચારી ભીમસેનની નઠારી વર્તણુંકના દૂત બની રાજાને વીનવવા લાગી કે–'હે રાજેન્દ્ર ! જો કે પાટવી કુંવરની વિરૂદ્ધ અમારે અરજી કરવી ન જોઇએ; તો પણ અમો કેટલું દુઃખ સાંખી શકીએ ? હે પ્રજાપાળ ! અમો સઘળી પ્રજા યુવરાજના અન્યાયથી ગળા સુધી દુઃખમાં ડુબી ગયેલ છીએ, માટે તે બાબતનો વિચાર

કરી જેમ ઘટિત જણાય તેમ કરો.' પ્રજાની આવી અર્જ સાંભળી રાજાએ સામ (મીઠાં) વચનથી તેમનું મન શાંત કરી કંઇક પ્રસાદ આપી સમસ્ત પ્રજાજનોને પોતપોતાને ઘેર જવા રજા આપી. પછી રાજાએ ભીમસેન કુંવરને બોલાવી શિખામણ આપી કે-'હે વત્સ ! પ્રજાનું આરાધન કરી જગત્‌માં જે મુશ્કેલ કીર્તિ છે તે પ્રાપ્ત કર. રાજાઓએ પારકી સ્ત્રી અરે પારકું ધન કદિ પણ હરણ કરવું નહીં. મા, બાપ, ગુરૂ અને જિનેંદ્ર વિષે ભક્તિ રાખવી, મંત્રીની સલાહ માફક ચાલવું; હમેશાં ન્યાય-નીતિને અંગીકાર કરી ચાલવું, અનીતિને અળગી કરી દેવી, વાણીથી-બોલવાથી પ્રતિષ્ઠા મેળવવી, ધર્મમાર્ગમાંજ ચાલવું અને જુગાર, દારૂ, માંસ, શિકાર, વેશ્યાગમન, ચોરી અને પારકી સ્ત્રી એ સાત નઠારામાં નઠારાં વ્યસનો છે તે તજી દેવાં. ઘણું કરીને રાજાઓનો આવો ધર્મ છે.' આવી રીતનાં શિખામણનાં વચનો દરરોજ ને હરવખ્ત પિતા કહેતો હતો; તો પણ તે ભીમસેને અમૃતને પીનારો સાપ જેમ ઝેરને તજી દેતો નથી, તેમ અમૃતરૂપ શિક્ષાવચનો પ્રાપ્ત થતાં છતાં તેણે પોતાનું દુરાચરણરૂપ ઝેર તજી દીધું નહીં. આ પ્રમાણે શિખામણ દેતાં પણ જ્યારે તે કુંવર દુર્વિનીત રહ્યો એથી રાજાએ ફૂલ સરખા સુંવાળા શરીરવાળા પોતાના પુત્રને કેદમાં નાખી દીધો. કેટલોક વખત તે કેદમાં રહી એક વખત હાથ લાગતાં પોતાના જેવાજ આચાર વિચારવાળા દોસ્તોની વિચારણામાં દોરાઇ તે કુંવરે ગુસ્સો લાવી પોતાનાં માતપિતાને મારી નાખ્યાં અને પોતે રાજ્યની લગામ હાથ કરી પોતાના નઠારા દોસ્તોની મંડળીથી રાજિત થઇ દારૂ વગેરે દુર્વ્યસનોમાં

આસક્ત-લીન રહી હમેશાં પ્રજાજનોને રંજાડવા લાગ્યો. તેના જુલમથી કાયર થઇ સઘળા સામંતોએ, મંત્રીઓએ અને તેના પરિવારે મળી વિચારીને તે પાપીને ક્ષણવારમાં દેશનિકાલ-હદ પારની શિક્ષા કરી. તે પછી રાજગાદી ઉપર સઘળા શાસ્ત્રોમાં અને ન્યાયમાં નિપુણ જિનવલ્લભ નામના ન્હાના ભાઇને શુભ મુહુર્ત્ત બેસાડયો. દેશનિકાલ થયા છતાં પણ ભીમસેને બીજા દેશમાં જઇ ચોરીજ કરવા માંડી હતી, અને વેશ્યાદિના નઠારા વ્યસનવડે પોતાના મનને હમેશાં વધારે દૂષિત કરવા અને વટે-માર્ગુઓને વોળાવું લેવાનું કહી વાટખર્ચી મેળવવા માર મારવા લાગ્યો હતો. નઠારૂં વ્યસન કે સારૂં વ્યસન તજી દેવું બહુ મુશ્કેલ છે.' આવી રીતે રોજ બહુ અન્યાય કરનાર એ ભીમસેનને લોકો પકડીને માર મારતા-પીડા આપતા, તો પણ તેને મારી નાખતા નહતા. તે લોકોના હાથમાંથી છુટીને મરજી મુજબ ગામો ગામ ફરતો તે ભીમસેન ક્રમે કરી મગધદેશના પૃથ્વિપુરનગરમાં જઇ પહોંચ્યો. ત્યાં કોઇ માળીને ઘેર નોકર રહ્યો, અને ત્યાં પણ પત્ર પુષ્પ ફળ વગેરેની ચોરી કરી વેચી દેવા લાગ્યો, એથી ત્યાંથી પણ તેને ખડખડીયું મળ્યું. એટલે તે કોઇ શેઠની દુકાને વાણોતર થઇને બેઠો; તો પણ તેણે પોતાના વધતા જતા નઠારા વ્યસનની ટેવ છોડી ન હતી. શેઠને ત્યાં રહીને પણ દુકાનમાંની સઘળી ચીજો ચોરી ચોરીને વેચવા માંડી. 'માણસનો સ્વભાવ બદલાવો ઘણોજ મુશ્કેલ છે.' જ્યારે તેની ચોરી પકડાઈ આવી ત્યારે તેને શેઠે કહાડી મૂકયો. ત્યાંથી નિકળીને ઇશ્વરદત્ત નામના વ્યાપારીને ત્યાં રહ્યો. એક વખત ધનના લાલચુ ભીમસેને તે

ઇશ્વરદત્તની સંગાથે જહાજમાં બેસીને જળવાટે પ્રવાસ લંબાવ્યો. એક મહીના લગી દરીઆમાં ચાલતું જહાજ એક વખત સાતે પ્રવાળાંના અંકુરોની કોટી સાથે ભરાઇ જતાં અચકાયું. વહાણવટીઓએ બહુ બહુ ઉપાય કર્યા પણ તે જહાજ જરા પણ આગું કે પાછું હઠયું નહીં. કેટલોક વખત જતાં ખોરાક પાણી ખુટી પડયાં. એ જોઇ ઇશ્વરદત્તે ચાર શરણ આદરી, અઢાર પાપસ્થાનક આળોઇ–ત્યાગ કરી, સઘળા જીવોને મન વચન કાયાથી મિચ્છામિદુક્કડ દઇ શુભ ભાવનાએ પાંચ પરમેષ્ઠિ ( અરિહંત–સિદ્ધ–આચાર્ય–પાઠક–સર્વસાધુ ) નું સ્મરણ કરી જેવામાં મરવાની વિચારણા કરવા દરીઆમાં પડતું મૂકવા જાય છે, તેવામાં કેશૂડાના સરખી કાંતિદાર મુખવાળો અને તમાલ સરખો નીલવર્ણવંત કોઈ પોપટ તરત ત્યાં આવી મનુષ્યની ભાષાએ બોલવા લાગ્યો કે—'હે ઇશ્વરદત્ત વ્યવહારી ! આ બાળ મરણને છોડી દે અને આ સર્વના જીવન હિતાર્થે જે ઉપાય કહું તે આદરવડે સાંભળ. હું કોમળ કાંતિવંત પક્ષી છું, એવું જાણશો નહીં. હું આ પર્વતનો અધિષ્ઠાતા દેવ છું અને તમને જીવવાનો ઉપાય કહેવાને તેમજ મરતાં અટકાવવાને અહીં આવ્યો છું, માટે તે ઉપાય સાંભળો. તમારામાંથી એકજણ જે સાહસીક અને દયાવંત હોય તે મરવાને તૈયાર થઈ આ દરિયાના વચમાં રહેલા ડુંગર ઉપર જાઓ અને ત્યાં બેઠેલાં ભારંડ પક્ષીઓને ઉડાડો એટલે તેમની પાંખોના ઝપાટાનો વાયરો તમારા જહાજને લાગશે કે જહાજ ચાલશે, તેથી બાકીનાં સઘળાંઓને જીવન પ્રાપ્ત થશે ' આ પ્રમાણે તે પોપટનાં વચન આદરથી સાંભળી ઇશ્વરદત્તે જહા-

જમાં બેઠેલા સઘળા લોકોને ત્યાં જવા માટે પૂછવા માંડયું, પણ કોઇએ હા પાડી નહીં. પછી ત્યાં જાય તેને અમુક મોટી રકમ આપવાની લાલચ બતાવી એથી પેલો ભીમસેન બેશરમો થઇ સો સોનામ્હોરના લોભથી દરીઆના વચમાં રહેલા પહાડ ઉપર ગયો અને તેણે ત્યાં જઇ બેઠેલાં ભારંડ પક્ષીઓને ઉડાડયાં એટલે તેઓની પાંખોની પવનઝપટથી પ્રવાળાના આવર્ત–ઘચું-બલામાંથી છુટું થઇ તે જહાજ અગાડી ચાલતું થયું. પહાડ ઉપર રહેલો ભીમસેન પોતાના દિલમાં જીવવાનો ઉપાય વિચારવા લાગ્યો; પરંતુ તે વિષે ઘટતો ઉપાય હાથ ન લાગતાં તે પેલા પોપટને શોધવા લાગ્યો. શોધતાં તે પોપટ તેની નજરે પડયો કે તરત તેની પાસે જઇ તે વીનવવા લાગ્યો કે–'હે મહાપુણ્ય! મને પણ જહાજની પેઠે અહીંથી છુટવાનો ઉપાય બતાવો.' પોપટે કહ્યું—'હે ભીમસેન! તું આ સાગરમાં પડતું મૂક એટલે તને આ જળમાં રહેનારો કોઈ મોટો મત્સ્ય ગળી જશે અને તે કિનારે નિકળશે, જો તે મ્હો ફાડે નહીં તો આ એક ઔષધી આપું છું તે તું તેના ગળામાં દાખલ કરજે કે જેથી તેનું મ્હોં પ્હોળું થશે, અને જ્યારે એમ થાય કે તુરત તું બ્હાર નિકળી કિનારે પહોંચી જજે' આવી રીતે તારી જીંદગીનો બચાવ છે; પરંતુ આ વિના બીજો ઉપાય નથી.' આ પ્રમાણે પોપટે કહ્યું એટલે બહુ સાહસીક ભીમસેન તે ઉપાય કરીને તરત સિંહલદ્વીપને કિનારે જઇ નીકળ્યો. હુંશીઆરીથી કિનારા ઉપર ફરવા લાગ્યો અને તે ઠેકાણે મીઠા પાણીનું સ્થાન અને ઝાડ વગેરે નિહાળી પાણી પીને વિશ્રામ લીધો. તે પછી ભીમ-

સેને ત્યાંથી કોઇ દિશા ધ્યાનમાં ધારીને રસ્તો માપ્યો. કેટલોક પંથ વલોટાવ્યા પછી એક ત્રિદંડી સંન્યાસી તેના જોવામાં આવ્યો તે સંન્યાસીને તેણે નમસ્કાર કર્યો એટલે તેણે આશિર્વાદ દીધો અને હર્ષસહ પૂછ્યું કે–'હે માનવ ! તું કોણ છે ! આવા ગહન વનમાં શા સારૂ ફરે છે ? તું કોઇ દુઃખી હોય એમ માલૂમ પડે છે માટે સ્વસ્થ થા અને તારે જે દુઃખ હોય તે કહી બતાવ.' સંન્યાસીના વચનથી રાજી થઇ ભીમસેન બોલ્યો—' હે મુનિરાજ ! હું શું કહું ? હું તદ્દન રીતે મંદભાગ્યવાળો છું. આ સંસારમાં હાલ જે જે મહા દુઃખી; સૌભાગ્ય વગરના અને અભાગીઆ મનુષ્યો છે, તે સઘળાંઓમાં હું પહેલા નંબરનો છું–એ આપ જાણી લ્યો. હું જેને વાસ્તે જ્યાં જ્યાં જઉં ત્યાં ત્યાં તે સિદ્ધ થતું નથી. જો તરસ્યો થઇ દરીઆ કને જઉં તો ત્યાં પાણી પણ પીવાને મળતું નથી. હું અભાગીઆના પગલાના પ્રતાપે લાખો ઝાડો ઉપરથી ફળ, સેંકડો વહેતી નદીઓમાંથી પાણી અને રોહણાચળમાંથી રત્નો પણ અદૃશ થઇ જાય છે. મારે ભાઇ, માતા, સ્ત્રી, પિતા વગેરે કોઇ નથી; છતાં પણ મારૂં પેટ ભરી શકતો નથી.' આવી રીતનાં તેનાં દીન વચનો સાંભળીને કપટના ઘર સરખા તે મુનિરાજે અમૃતના સાર સરખાં મીઠાં વચન કહ્યાં–'અરે ભાઇ ! હવે તું ફિકર ન કર, પરાભવ–નિરાદર–નિરાશાને છોડી દે. મારો મિલાપ થતાં ખચિત્ તારૂં દારિદ્ર ગયું એમજ સમજી લે. અમો હમેશાં પારકાનું ભલું કરવાને માટેજ આમ તેમ વિચરીએ છીએ. હમારે કાંઇ પણ સ્વાર્થ નથી માટે હવે તું શા માટે દુઃખ ધરે છે ? સૂર્ય હમેશાં ઉગે છે, મેઘ પાણી દે છે. ઝાડો ફળે છે, ચંદ્રમા અમૃત વરસાવે છે, ચંદનનાં ઝાડ ઉગે છે, મળયાચળનો સુગંધી

વાયુ વાય છે, અને સત્પુરૂષો ફરે છે, એ બધાં પરાયાના ભલાને માટેજ છે. આ સિંહલદ્વીપમાં મારી સંગાથે ચાલ. ત્યાં તને રત્નની ખાણમાંથી સુખપૂર્વક રત્નો આપીશ.' ભીમસેન આવું સાંભળીને ત્રિદંડીની સાથે ચાલ્યો. 'ઘણું કરીને મુનિવેષ પ્રાણીઓને વિશ્વાસ પેદા કરાવે છે.' પોતાની :પાસે સો સોના મ્હોર હતી તેની વાટસામગ્રી લઇ તેઓ કેટલેક દિવસે હર્ષસહ એક રત્નની ખાણ પાસે જઇ પહોંચ્યા. પછી કાળી ચૌદશને દિવસે તે કપટી મુનિએ ભીમસેનને ખાણમાં ઉતારી રત્નો બહાર કઢાવવા માંડયાં. સઘળાં રત્નો કઢાવી લીધા પછી તે દુષ્ટ સંન્યાસીએ દોર કાપી નાખી તે ખાણના અધિષ્ઠાતા દેવના ભોગ માટે ભીમસેનને ખાણમાં પડતો મૂકી ઉત્સુકતા સાથે રસ્તો માપ્યો. દેવના બલિદાન માટે પડતો મૂકેલો ભીમસેન ખાણમાં આમ તેમ રખડવા લાગ્યો. તેવામાં અત્યંત પીડાયલો અને દુર્બલ થઇ ગયેલો એક પુરૂષ તેના દીઠામાં આવ્યો. તે પુરૂષ ભીમસેનને જોઇ દયા લાવી બોલ્યો કે-'હે વત્સ ! અહીં યમરાજાના મુખમાં તું કયાંથી આવી ચડયો છે? શું તને પણ પેલા પાપી તાપસે મારી પેઠે રત્નની લાલચ આપીને છેતર્યો છે?' ભીમસેને ઉત્તરમાં કહ્યું કે-'હા ભાઇ તેમજ થયું છે! પણ હું પૂછુંછું કે હવે અહીંથી બચવાનો કંઈ ઉપાય છે? જો હોય તો બતાવો?' તેણે કહ્યું-'બચવાનો ઉપાય છે-તે સાંભળ. આવતી કાલે સ્વર્ગમાંથી કેટલીક દેવીઓ પોતપોતાનાં અધિષ્ઠિત રત્નોનો ઉત્સવ કરવા વાસ્તે અહીં આવશે. તેઓ શુભ ભાવનાથી આ ખાણના અધિષ્ઠાતા રત્નચંદ્ર દેવની અનેક પ્રકારના ગીત નૃત્યની ઉપચાર વડે પૂજા કરશે. તે વખતે નોકરો સહિત રત્નચંદ્ર દેવનું ચિત્ત તેઓના સંગીતમાં

લીન થઇ રહેશે માટે એ વખતનો લાગ સાધી તું બહાર નિકળી જજે; કેમકે તે વેળાએ દેવો પણ તને કંઇ કહી શકશે નહીં.' આ પ્રમાણે તે પુરૂષે ભીમસેનને દિલાસો આપી વિચિત્ર વાણી વડે ઘણી ઘણી વાતો કરી તેની સંગાથે આખો દિવસ વ્યતીત કર્યો, બીજે દિવસે સવારે મૃદંગના ધ્વની સહિત કેટલીક દેવીઓ વિમાનમાં બેસીને મહોત્સવ પૂર્વક ત્યાં આવી. જ્યારે અધિષ્ઠાયક દેવનું મન તેના દાસો સહિત સંગીતમાં લીન થયું ત્યારે ભીમસેન તરત ખાણની બહાર નિકળી ગયો. પછી ધીરે ધીરે પંથ પસાર કરતો તે ભીમસેન કેટલેક દિવસે સિંહલદ્વીપના મુખ્ય શહેર ક્ષિતિમંડનપુરમાં જઈ પહોંચ્યો. ત્યાં સઘળી સુલભ વસ્તુઓથી ભરેલી કોઇ વ્યાપારીની વખાર ઉપર નોકર થઇને રહ્યો. ભયંકર દર્શનવાળા અને પારકાને ઠગવામાં હુંશીઆર અનાચારી ભીમસેને તે વ્યાપારીની વખારમાંથી પણ ઘણી વાર ચોરી કરી. એકવાર કોટવાળના જાણવામાં આવ્યું કે 'આ ચોર છે.' એટલે એને ગુન્હેગાર ગણી બધે ફેરવીને શુળીએ ચઢાવવા લઇ ગયા. તેવામાં ઇશ્વરદત્ત શેઠે તેને દીઠો અને પોતાનો ઉપકારી જાણી તરત રાજાની પાસે જઇ વીનતી કરી તેને છોડાવી દીધો. ત્યાંથી વહાણમાં બેસી એ મહાપરાક્રમી ભીમસેન કેટલેક દિવસે પૃથ્વિપુર નગરમાં જઇ પહોંચ્યો. ત્યાં અગાડી કોઇ પરદેશીને દેખી તેણે પોતાની હકીકત જાહેર કરી, એથી તે સાંભળનારે દયા લાવી કહ્યું–'તું ખેદ કરીશ નહીં'. એમ કહી તેને સંગાથે લઇ રોહણાચળ તરફ ગમન કર્યું. ઉતાવળે ચાલતાં માર્ગમાં એક તપશ્વીનો આશ્રમ તેઓના દીઠામાં આવ્યો. તેની અંદર એક જટાધારી જટિલ નામનો બુઢ્ઢો મુનિ હતો, તેઓએ

તેને હર્ષ સહિત નમન કર્યું. એ વેળાએ એક જાંગલ નામનો શિષ્ય આકાશ પંથથી આવ્યો અને તેણે વિનય પૂર્વક ગુરૂને પ્રણામ કર્યા. કપટી જટિલે પોતાના શિષ્ય જાંગલને પૂછ્યું-'વત્સ ! હમણાં તું ક્યાંથી આવ્યો ? જાંગલ બોલ્યો-'સ્વામી ! હું સોરઠ દેશમાં ગયો હતો, ત્યાં શત્રુંજય અને ગિરનાર ઉપર જિનપૂજન કરીને અહીં આવ્યોછું., એ બન્ને તીર્થોનો મહિમા મારા સરખાથી કહી શકાય તેમ નથી-તે મહિમાને કોઇ મનુષ્ય જાણી શકે તેમ નથી-તેનો મહિમા ફકત કેવળજ્ઞાનીજ જાણે છે. જેની ઉપાસના કરવાથી લોકોને આ લોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય છે એવા ગિરનાર ગિરિનો મહિમા વિશેષ રીતે હું કહું છું તે સાંભળો; કેમકે જેના આરાધનવડે અશોકચંદ્રની પેઠે પ્રાણી કાંતિ, કળા, લક્ષ્મી અને ઇંદ્ર તથા ચક્રવર્ત્તિની સંપત્તિ પ્રાપ્ત કરે છે. તે અશોકની કથા નીચે પ્રમાણે છેઃ-

## અશોકચંદ્રની કથા.

ચંપાનગરીમાં અશોકચંદ્ર નામનો એક પારકાના આશરે ગુજરાન ચલાવનાર દરિદ્રી ક્ષત્રિય હતો. નિર્ધનતાને લીધે તે ઘરથી વિરક્ત બની ગયો હતો. એક વેળાએ તે ઉદાસ થઇ ફરતો હતો, તેવામાં દયાવંત જૈન મુનિઓને દેખી તેને નમસ્કાર કરી પોતાના દુર્ભાગ્યનો ભંગ થવા ઉપાય પૂછયો, મુનિઓએ કહ્યું 'વત્સ ! આ સંસારમાં પ્રમાદી જીવ નિર્બળ છતાં કર્મના બળથી ભટકયા કરે છે. તે કર્મ કોઇનાથી મિથ્યા થઇ શકતું નથી. માત્ર પૂર્ણ રીતે તે આત્માને સંકલ્પ વિકલ્પ વડે પીડયા કરે છે. જીવ તેના વિપાક ( ફળ ) ને ભોગવ્યા વગર કે ગિરનારની શુદ્ધ ભાવે સેવા કર્યા વગર એ કર્મના પાંજરામાંથી છુટી શકતો નથી."

આવું કહી તેઓ ચુપ રહ્યા પછી અશોકચંદ્ર શુદ્ધ ભક્તિ પૂર્વક ચિત્તની અભિલાષા વડે ગિરનાર ગયો અને ત્યાં સ્થિરતા સહિત તપસ્યા કરવા લાગ્યો. કેટલેક દિવસે એ ગિરિની અધિષ્ઠાયિકા અંબિકાદેવીએ પ્રીતિ સહિત તેની કને આવી જેના અડવાથી લોઢાનું સોનું બની જાય એવો એક પારસમણિ આપ્યો. તે લઇ અશોકચંદ્ર પોતાને ઠેકાણે ગયો અને ઘણા માણસો રાખી પૈસાના જોરથી રાજ્ય મેળવી સમસ્ત સુખનો ભોક્ત થયો. એક વેળાએ તે ઉત્તમ બુદ્ધિવંત અશોકચંદ્ર વિચારવા લાગ્યો કે–'આ સઘળા રાજ્યને, ધનસંપત્તિને અને સમસ્ત સ્ત્રીઓને તથા મારા જીવનને ધિઃકાર છે; કારણકે જે અંબિકાદેવીની કૃપાથી મેં આ સઘળું પેદા કર્યું, તે અંબિકાદેવીને તો હું પાપી યાદ પણ કરતો નથી, કે ત્યાં જઇ તેને પગે પણ લાગતો નથી.' આવો વિચાર કરીને એક વખત દૃઢ ચિત્તવંત અશોકચંદ્ર સંઘની સામગ્રી એકઠી કરી સર્વેને દાન દેતો સ્વજનો સુજનોની સાથે ત્યાંથી રવાના થયો. કેટલેક દિવસે તે શત્રુંજય ઉપર જઇ પહોંચ્યો અને વિધિવત્ પરમાત્મા જુગાદિ દેવનું પૂજન અર્ચન કરી પછી ત્યાંથી ગિરનાર જઇ પહોંચ્યો. ત્યાં ગજપદ વગેરે કુંડોના પાવન પાણીથી પોતે સ્નાન કરતો અને શ્રીનેમિનાથ પ્રભુને સ્નાત્ર કરાવતો વિવિધ પુષ્પોથી પૂજા કરવા લાગ્યો. પછી જગન્માતા અંબિકાદેવીની ભક્તિવડે આદર સહિત પૂજા કરીને પ્રાતિ પૂર્વક ચિત્તમાં વિરક્ત બની ચિંતવવા લાગ્યો–'શ્રીનેમિનાથ પ્રભુ અને આ અંબિકાદેવીની મહાન્ કૃપાથી મેં ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. હવે આ રાજ્ય ઉપર પુત્ર બેસો અને મને શ્રીનેમિપ્રભુનાં પગલાંઓનું શરણ થાઓ' પછી પુત્રને દેશમાં મોકલી તરત રાજ્યગાદી ઉપર બેસાર્યો અને

પોતે દીક્ષા લઇ છેવટ શુભ ધ્યાનવડે મોક્ષપદને પામ્યો. જાંગલ શિષ્ય કહે છે કે–'હે જટિલ ગુરૂ! આ સઘળું મેં નજરોનજર દીઠું છે. તેથી હું જાણું છું કે એ રેવતાચળ (ગિરનાર) મોટું તીર્થ છે. તેના સરખું બીજું કોઇ તીર્થ નથી. જે તીર્થની સેવા-વડે મનુષ્યો આ જન્મમાં સઘળી સંપદા અને પરજન્મમાં મોક્ષ પદ પ્રાપ્ત કરે છે. તેમજ જેની સેવાવડે પાપીજનો પણ સઘળા કર્મોનો નાશ કરી અવ્યક્ત અને અક્ષય શિવપદ–મોક્ષને પામે છે. આકાશમાં ઉડનારા પંખીઓનો પડછાયો પણ જો એ તીર્થનો સ્પર્શ કરે છે તો તેઓ નઠારી ગતિને પામતા નથી, તો એ તીર્થના નજીક વા ત્યાં રહેનારાઓની તો સદ્ગતિ થાય એમાં આશ્ચર્યજ શું!' આવી રીતે જાંગલના મુખથી ગિરનારનો મહિમા સાંભળી ત્યાં રહેલા સઘળા તાપસો ઉત્કૃષ્ટ હર્ષ પામ્યા, અને ભીમસેને તે મહિમાને સાંભળી પહેલાં રોહણાચળ ઉપર જઇ પછી ત્યાં જવાનો ચોકસ ઠરાવ કર્યો અને ત્યાંથી અગાડી ચાલ્યા. તાકીદે રસ્તો કાપતા તેઓ રોહણાચળ નજીક જઇ પહોંચ્યા, ત્યાં પર્વતના અધીશ દેવનું પૂજન કરી રાતીજગો કર્યો. સવારે રત્નની ખાણ પાસે જઇ તેમાંથી રત્નો કહાડવાની વિચારણાએ 'હા દૈવ!' એવું કહી તેઓએ ખાણમાં ઘા કર્યાં. એટલે ભીમસેનને તેની અંદરથી બે અમૂલ્ય રત્નો મળ્યાં, તેમાંથી એક મહાન્ તેજવંત રત્ન સરકારની જકાત તરીકે રાજકુળમાં દઇ બીજું રત્ન સાથે લઇ ત્યાંથી વિદાય થયા અને જહાજમાં બેસી પંથ પસાર કરતાં એક વખત રાતે ભીમસેન પૂનમના ચંદ્રમાને જોતો જહાજના કિનારા ઉપર બેસી હાથમાં રત્ન લઈ ચંદ્ર અને રત્નની સરખામણી કરવા લાગ્યો. તેવામાં દૈવયોગે અત્યંત કષ્ટથી મેળ-

વેલું રત્ન વારે વારે જોતાં છતાં ભીમસેનના હાથમાંથી અભાગ્ય-વશથી દરીઆની અંદર પડી ગયું. એથી તરત ભીમસેન મૂર્છા પામી ગયો. જ્યારે પાછું થોડીવારે ચેતન આવ્યું ત્યારે બરાડા પાડી કહેવા લાગ્યો–'હે દૈવ! તેં આ શું કર્યું! રત્ન હરી લેવા કરતાં તો મારો જીવ હરી લીધો હોત તો બહુ સારૂં હતું! હવે રત્ન વગર મારા જીવનને, જન્મને, મનુષ્યાવતારને અને દૈવને ધિક્કાર છે!!' આવી રીતે વિલાપ કરતો ભીમસેન બીજીવાર મૂર્છા આવતાં ઢળી પડયો. તેના સોરબકોરના અવાજથી વહાણવટીઓ પણ ત્યાં ભેગા થઇ ગયા અને તેમણે વાયરો નાંખી જરાવારમાંજ તેની મૂર્છા દૂર કરી. જ્યારે ચેતન આવ્યું ત્યારે તેણે વહાણ-વટીઓને મોટે સાદે કહ્યું કે–'મારૂં રત્ન દરીઆમાં પડી ગયું છે માટે જહાજને થોભાવી તેનો પત્તો મેળવો' આવું બોલવું સાંભળી પેલા પરદેશીએ તેને સમજાવીને કહ્યું કે–'મિત્ર! આ તને શું થયું છે? કયાં રત્ન! કયાં પાણી! અને કયાં જહાજ! કેમકે રત્ન પડયાં પછી તો આપણે બહુ પંથ પસાર કરી ગયા છીએ માટે હવે તેનો પત્તો કયાં લાગે, તે જરા વિચાર કર. હે બંધુ! હવે ગયા રત્નનો શોક છોડી દે, ધૈર્ય ધારણ કર, ખેદ ન કર. મારા છતાં તને રત્નની ખોટ નથી. તેમ છતાં શાતા ન વળતી હોય તો આ મારી પાસેનું ગુણવંત રત્ન લે. તેમજ જ્યાં સૂધિ પૃથ્વી ઉપર ગિરનાર પર્વત કાયમ છે ત્યાંસૂધી રત્નની શી ખોટ છે? માટે વિલાપ શા માટે કરે છે?' આવી રીતનાં મિત્ર નાં વચન સાંભળી મનમાં ધીરજ ધરી દરિયાનો પંથ સંસાર કરી અનુક્રમે દરિયાના કાંઠે ઉતર્યો અને બન્ને દોસ્તો રત્ન અને વાટખર્ચી ખોરાક લઇ ગિરનાર ભણી ચાલ્યા. અભાગ્યના બળથી

રસ્તામાં ચોરોએ આવી રત્ન અને વાટખર્ચી ખોરાક વગેરે સઘળું લુંટી લીધું. વાટખર્ચી ખોરાક અને લુગડાં વગરનાં થઇ રહેલા હોવાથી ભૂખે મરતા અને દુબળા બની ગયેલા તેઓ રસ્તામાં એક મુનિને દેખી બહુ રાજી થયા. શાંત મનવાળા તે મુનિને ભક્તિવડે નમન કરી હૈયામાં હર્ષ લાવી તે દુખિયારા દોસ્તોએ નિરાંતથી પોતાની સઘળી બીના કહી બતાવી કહ્યું કે—'હે મુનિવર્ય! દારિદ્ર અને દુર્ભાગ્યથી રીબાતા જનોમાં અમે રાજા જેવા મહા પીડાવંત છીએ, તેથી હવે આ ડુંગરથી પડતું મૂકી મરી જવાના વિચારમાં છીએ. જેમ પાણી વગર મેઘ, જીવ વગરનું ખોળીયું, સુવાસ વગરનું પુષ્પ, કમળ વગરનું જળાશય તેજ વગરનો ચંદ્રમા, સંસ્કૃત ભાષા વગરની વાણી, આચાર વગરની કુલીનતા, વિદ્યા વગર તાપસપણું, અવસ્થા વગરના શૃંગાર, સેનાપતિ વગર લશ્કર, સપુત પુત્ર વગર કુળ, દાન વગર પૈસો, સ્ત્રી વગર ઘર, ન્યાય વગર વિનય, ચંદ્રમા વગર રાત, મૂર્ત્તિ વગર મંદિર, દયા વગર ધર્મ, સાચા બોલ વગર વકતૃત્વતા અને આંખો વગર મોં ન શોભે. એવી રીતેજ ધન વગર પુરૂષ પણ જરાએ ન શોભે. આવાં તેઓનાં ખેદભર્યા વચનો સાંભળી અતિ દયાવંત મુનિએ તેઓને કહ્યું—' તમોએ પૂર્વ જન્મની અંદર વારંવાર ધર્મ કરેલ નથી, તેથી તમોને આ નિર્ધનતા પ્રાપ્ત થયેલ છે, માટે હવે જીવ ઉપર કંટાળો લાવો નહીં. પ્રાણી માત્રને સારા કુળમાં જન્મ, આરોગ્યતા, સૌભાગ્ય, ચમત્કારિક સુખ, ધન, આવરદા, યશ, વિદ્યા, મન હરનારી સ્ત્રી, ઘોડા હાથી, લાખો લોકોથી સેવા, ચક્રવર્ત્તિ અને ઇંદ્રનો વૈભવ એ સઘળાં ધર્મવડેજ મળે છે; માટે તમે ડુંગર ઉપરથી પડીને

કરવા કરતાં સઘળી મનસિદ્ધિને દેનારા ગિરનાર ઉપર જાઓ. હે ભીમસેન ! તેં પૂર્વભવમાં અનીતિથી એક મુનિને અઢાર ઘડી સૂધી દુઃખ આપ્યું છે તેનું આ ફળ છે. ડાહ્યા મનુષ્યોએ બાહ્ય અને અભ્યંતર એમ બન્ને પ્રકારે ગુરૂની આરાધના કરવી, પણ વિરાધના કરવી નહીં. તેઓની વિરાધના કરવાથી કષ્ટ પ્રાપ્ત થાય છે, અને સેવા કરવાથી ઇષ્ટ પ્રાપ્તિ થાય છે. હે ભાઇ ! હવેથી તારૂં કલ્યાણ થશે એમાં કંઈ પણ શંકા રાખીશ નહીં; કેમકે હવે નઠારો વખત વહી ગયો છે, તેથી જરા પણ ખેદ—કંટાળો લાવીશ નહીં. આ આખી પૃથિવ તારાથી જિનમંદિરોવડે શોભાવંત થશે, અને તારા સરખો કોઇ પુણ્યવંત નર થશે નહીં. આવું મુનિનું બોલવું થતાં શુભ ચિંતવના સહિત મુનિને નમી તે બન્ને દોસ્તો ગિરનાર ભણી ચાલ્યા. ચાલતાં ચાલતાં ગિરનાર ઉપર જઇ પહોંચ્યા અને ત્યાં આકરો તપ કરી તે શ્રી નેમિનાથ પ્રભુની પૂજા કરવા લાગ્યો. એક વેળાએ કોઇ સંઘ ત્યાં યાત્રા કરવાને માટે આવ્યો, તેમાં સંઘવી ભીમસેનનો ન્હાનો ભાઈ હતો. તે સંઘ અને પ્રધાનોની સંગાથે શ્રી જિનમંદિરમાં પ્રભુની આરતી ઉતારતો ભીમસેનની નજરે પડયો. આરતી ઉ-તાર્યા બાદ તેણે ભીમસેનને દેખતાંજ ઓળખ્યો, એટલે પ્રધા-નોને કહ્યું કે—'આ તરફ જુવો. આ કોણ છે ? પ્રધાનો બોલ્યા ' રાજન્ ! આ આપના વડિલ બન્ધુ કે જેને આપણે દરેક દે-શમાં દૂત મોકલીને ખોળાવ્યા હતા તે ભીમસેનજી છે.' આ પ્રમાણે વાત થયા બાદ બધા ઉઠયા, એટલે અતિ રાજી થયેલા રાજાએ વડિલ બન્ધુ ભીમસેનને ભેટી પડી નમન કર્યું. ભીમસેન

પણ પ્રેમરૂપી વેલને વધારવાને માટે આંસુરૂપી પાણી સીંચતો હર્ષ સહિત વારેવારે ન્હાના ભાઇને છાતી સરખો લગાવી માથાને બચીઓ કરવા લાગ્યો. ન્હાનો ભાઇ ભક્તિ સાથે કહેવા લાગ્યો—'વડિલ ભ્રાતા ભીમસેન ! એવું કોઇ ઠેકાણું બાકી રહેલું નથી કે જ્યાં મેં આપની શોધ નહીં કરાવી હશે! વ્હાલા ભાઇ! ભાઈ! આટલા બધા વર્ષો લગી મારા વગર આપ ક્યાં રહ્યા હતા ? મેં આપનું રાજ્ય થાપણની પેઠે આજ લગણ જાળવ્યું છે, હવે તેને સ્વીકારો.' આવાં બહુ વિનય વચન સાંભળી અતિ રાજી થયેલા સારગ્રાહી બુદ્ધિવંત ભીમસેને મંત્રીઓની સાથે પોતાનું રાજ્ય પાછું ગ્રહણ કર્યું. તે પછી પવિત્ર જળથી ન્હાઇ, પ્રભુને ન્હવણ કરાવી પૂજા કરી ઉત્તમ વાસનાવંત ભીમસેને વિધિપૂર્વક આરતિ ઉતારી, અને દરરોજ નવા નવા મહોત્સવ સહિત અઠ્ઠાઇ ઉત્સવ કરી ન્હાના ભાઇ સંગાથે તેણે તીર્થપતિ શ્રી નેમિનાથપ્રભુની પૂજા કરી. તે પછી પરમાત્માને નમન કરી ભીમસેન પોતાના દેશ ભણી રવાના થયો. રસ્તામાં અનેક રાજાઓએ સેવાયલો–પૂજાએલો ભીમસેન મોટા ઉત્સવવડે પોતાની રાજ્યધાનીના પાટનગરમાં જઇ પહોંચ્યો. પોતાના શુભ લક્ષણવંત રાજાને નિહાળી ઉત્સાહવંત બનેલ પ્રજાજનોએ નાટક, નાચ ગીત વગેરે ઘણા ઉત્સવો સહિત તેમને શહેરમાં પ્રવેશ કરાવ્યો. શહેરનિવાસી સ્ત્રીઓએ ગોખ–ઝરૂખાઓમાંથી (વધાવવાને) વધાવેલી રાણીને અંગીકાર કરતો રાજા ઉત્સુક મનવડે સહુની આશીષ્ સાથે પોતાના રાજ્યમંદિર નજીક આવ્યો. વસ્ત્ર, દ્રવ્ય, તાંબૂલ, ઘોડા, વાણી અને દૃષ્ટિવડે સઘળા લોકોનું સ-

નમાન કરી, સહુને વિદાય કરીને પછી પોતે રાજ્યમહાલયમાં પ્રવેશ કર્યો. પહેલા કુળદેવોને નમન કરી પોતાના ભાઇની સંગાથે જમી જરાવાર વિસામો લઇ સભ્યજનોથી શોભતી સભામાં આવ્યો.

આ પ્રમાણે ભીમસેન ત્રાસ આપ્યા વગર પોતાની રૈયતનું સંરક્ષણ કરતો, વ્યાધિ રહિત બની ધર્મ આરાધતો નિર્લોભી બની ધનને અંગીકાર નહીં કરતો અને શક્તિ સ્ફુરાવ્યા વગર શાંતિ સહિત રાજ્ય કરવા લાગ્યો. જ્યારથી ભીમસેન રાજ્યાસન ઉપર બિરાજમાન થયો ત્યારથી ચોરોની તો ફક્ત વાતજ રહી હતી કે ચોરો હોય છે ખરા–મતલબ એકે કયાંય ચોરો ચોરી લુંટ કરી શકતાજ ન હતા, એવો સરસ બંદોબસ્ત રાખવામાં આવતો હતો. નગરના લોકો કદિપણ પીડાતા ન હતા અને રૈયતમાં કોઇ પણ પોત પોતાના કુળ ધર્મથી ભ્રષ્ટ થતું ન હતું. પહેલાં પોતે ગુસ્સાના લીધે પોતાનાં મા બાપોને મારી નાંખ્યાં હતાં, તેમનો શોક કરતાં ભીમસેને મા બાપને ઉદ્દેશીને આખી પૃથ્વી જિનમંદિરોથી શોભિતી કરી દીધી અર્થાત્ જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં પુષ્કળ ધન ખર્ચી ભવ્ય જિનમંદિરો બંધાવી પોતાની સત્તાવાળી ભૂમિને શોભાવંત બનાવી દીધી. સંસારી વિકારના ત્રાસ આપનારે દીન–કંગાળ મનુષ્યોની દીનતાને દૂર કરતાં અને દેવ ગુરૂ ઉપર ભક્તિ ધારણ કરતાં સુખ પૂર્વક રાજ્ય ચલાવવા માંડયું. દુશ્મનોથી ન તોડી શકાય એવો ભીમસેન પોતાના ન્હાના ભાઇને યુવરાજપદ અને પરદેશી મિત્ર કે જે દુઃખી અવસ્થામાં સામેલગિરી કરતો હતો તેને ભંડારીપદ આપી આનંદિત થયો. એક વેળાએ જિન-

પૂજન કરવામાં ઉદ્યમવંત ભીમસેન બહાર ઉદ્યાનમાં ગયો, ત્યાં એક વિદ્યાધરને દેખી તેણે પૂછ્યું કે-'તમો ક્યાંથી આવો છો ?' વિદ્યાધરે કહ્યું-'હે રાજેંદ્ર ! શત્રુંજય અને ગિરનાર ગિરિ ઉપર રહેલા પરમાત્માને નમન કરી હું અહીં જિનેંદ્રને નમન કરવા આવ્યો છું.' તે વિદ્યાધરના કથનથી રાજાને યાદ આવ્યું કે-'મને ધિઃકાર છે કે હું ગિરનાર ઉપર જઇને પ્રભુને નમતો નથી' એવી ચિંતવના કરતો રાજા પોતાના ન્હાના ભાઇ જયસેનને રાજ્યની લગામ સુંપરદ કરી દઇ તરત થોડો પરિવાર અને સમૃદ્ધિ સાથે લઇ ગિરનાર ભણી રવાના થયો. મજલ દર મજલ કરતાં કેટલેક દિવસે શત્રુંજય જઇ પહોંચ્યો. ત્યાં શ્રી જુગાદિદેવને નમી પૂજન કરી અઠાઇ ઉત્સવ કરી પછી ત્યાંથી ગિરનાર તરફ ગયો અને ત્યાં બરાસ, કેસર, ઉત્તમ ચંદન અને નંદનવનમાં ઉત્પન્ન થયેલાં અનેક તરેહનાં ફૂલોવડે શ્રી રાજેમતિ વલ્લભ નેમિ પ્રભુનું પૂજન કર્યું. સહુ માગણોના મનોરથ પૂરતાં ભીમસેને દાન, શીળ, તપ અને ભાવના ભેદવડે પ્રવર્ત્તી ત્યાં નિવાસ કરીને ચાર વર્ષ વ્યતીત કર્યાં. પછી પ્રમાદ વગર તેઓએ જ્ઞાનચંદ્ર મુનિની કને ભક્તિ પ્રદાયિની દીક્ષા અંગીકાર કરી. એ ભીમસેન રાજા મહામુનિ થઇને અહિંયાં તપસ્યા કરે છે. પૂર્વે મહા પાપ કરનારા આ રાજમુનિ આ ગિરનાર ઉપરજ રહીને આજથી આઠમે દિવસે કેવળજ્ઞાન પામી મોક્ષે જશે. હે દેવો ! અમે આબુ ગયા હતા, ત્યાં જ્ઞાનચંદ્ર મુનિના મુખથી આ પર્વતના રાજા ગિરનારનું આવી રીતે મહાત્મ્ય સાંભળ્યું હતું. મહા પાપના કરનારા અને દુષ્ટ કુષ્ટાદિક રોગવંત મનુષ્યો

આ ગિરનારની સેવનાથી સઘળાં સુખના પાત્ર થાય છે. આ ગિરિ ઉપર ભાવવડે જો થોડું દાન કર્યું હોય તોપણ તે બહુજ થઇ ઘણું વધીને મુક્તિ સુંદરીને મેળવી દે છે. આ ગિરિ ઉપર ધનની ઇચ્છાવાળાને ધન, સુખ ચાહનારાને સુખ, રાજ્ય ઇચ્છનારાને રાજ્ય, અને ઇંદ્રપદના અભિલાષીને ઇંદ્રપદ પ્રાપ્ત થાય છે. જે તીર્થનો શ્રીનેમિનાથ ભગવંતે પણ આશરો લીધેલો છે કિંવા તેને આશ્રિત કરેલ છે. તે સઘળાં પાપના હરનારા તીર્થનું કયો પુરૂષ સેવન નહિ કરે?' આવી રીતે માહેંદ્ર ઇંદ્રના મુખથી સાંભળીને સઘળા ભક્તિવંત દેવો વિધિ સહિત જીનેંદ્રનું પૂજન વગેરે કરી પોત પોતાને ઠેકાણે ગયા. આ કથા કહીને વીર-પરમાત્મા ઇંદ્રને કહે છે કે-"હે ઇંદ્રિ! આ પ્રકારે બહુ મુનિવરો ગિરનાર તીર્થ ઉપર પોતાના પાપ કર્મનો ક્ષય કરી મુક્તિને વર્યા છે. એ તીર્થ ભવિષ્ય કાળમાં થનારા શ્રી નેમિનાથ પ્રભુના આશ્રયભૂત થવાનું હોવાથી ભરત રાજાએ આ અવસર્પિણી કાળમાં જાહેર પ્રકાશવાળું કરેલ છે. ગિરનાર ગિરિના ભૂષણ રૂપ શ્રી નેમિનાથ ભગવંત હરિવંશમાં થયેલા છે, તેથી તે વંશનું ટુંકાણ સાથે વર્ણન કરી સંભળાવું છું.

---

## હરિવંશની ઉત્પત્તિ.

પુરૂષ રત્નોની ખાણ રૂપ, અનેક પર્વધારક અને કલ્યાણની કસોટી સરખો હરિવંશ શ્રેષ્ટ પ્રકારે જય પામો! આ ભરતક્ષેત્રની અંદર ઉત્તમ તેજથી શોભાવંત અને પરાક્રમવડે દુશ્મનોના

ભંડારને હરનારી કોશાંબી નામની એક ઉત્તમ નગરી છે. જે ન-ગરીને વિષે ઉત્તમ કાવ્યને ભણતી મેનાઓ વાચાળ (છુટથી સાફ બોલી જાણનારા) વિદ્વાનોને પણ વિસ્મિત કરે છે. જ્યાં એક બીજા લોકોની ભીડથી ઘસતા મુકુટોનાં રત્નોનાં કિરણો ચોમેર વાસગૃહોને વિચિત્ર કરે છે. જ્યાં લોકો હમેશાં આનંદમય, (વિગ્રહ ટંટા ફિતુરને શાંત કરનાર અને સુંદર શરીરવાળાં રૂપાળાં) રહે છે. જેઓની ઉંચી હવેલીઓની આસપાસ શુભ ગ્રહો ફર્યા કરે છે, અને જ્યાં અહમિંદ્ર સરખા શ્રી જિનેંદ્રના હુકમથી ભૂષિત ગૃહસ્થો ધર્મ આરાધવાની ચાહનાથી જાણે દે-વો તરેહનાં ઘરેણાં ધારણ કરીને ભોંય ઉપર આવ્યા હોય તેવા દેખાય છે. એવી તે નગરીમાં ભુવનના વિશાળ પ્રદે-શની અંદર પોતાના શુભ આચરણને પ્રસારનાર અને પંડિતોના મનમાં હંસ સમાન સુમુખ નામનો એક રાજા હતો. તે રાજા સજ્જનોમાં સજ્જન, પંડિતોમાં પંડિત, દુશ્મનોમાં દુશ્મન, બળ-વંતમાં બળવંત, ધર્મિષ્ટોમાં ધર્મી અને રૂપવંતમાં રૂપવંત હતો. અરિહંત પરમાત્મા રાગ રહિત (વીતરાગ) છતાં તેના ચિત્તની અંદર સરાગની પેઠે વસ્યા હતા. મતલબ એકે વીતરાગનું રાત દિવસ પ્રીતિ સહિત રટણ કર્યા કરતો હતો. અને યતિઓ પણ તેના ગુણથી આકર્ષાયા હોય તેમ તેના શહેરમાં આવીને રહેતા હતા. વિશ્વને સુખ કરનાર અને પોતાના ગુણોવડે શોભાયમાન તે રાજા પોતાના ભરોસા લાયક કામોથી વિશ્વના ઐશ્વર્યનું પા-લન કરતો હતો.

એક વેળાએ કલ્પવૃક્ષની પેઠે ફળ, પાંદડાં અને ફૂલોને વિકસ્વર કરતો વસંતઋતુ વનમાં પ્રવર્ત્યો. એ ઋતુની અંદર બહુ

લીલા કરતી સ્ત્રીઓની સંગાથે રમ્મત ગમ્મત કરવાને માટે સુ-સુખ રાજા ઉદ્યાનની અંદર જતો હતો. તેવામાં એક સુકોમળ બાળા ( નવ યૌવનવંત સ્ત્રી ) તેના દીઠામાં આવી. પુષ્ટ અને ઉંચા સ્તનોના ભારથી તેનું શરીર જરા ઝુકી ગયું હતું, મુખ ઉ-પર કામદેવના બાણુનો ભાથો હોય તેવું નાક હતું, ચકિત મૃ-ગલીના સરખી આંખ્યો હતી. નિતંબ અને મધ્યભાગ મન હ-રનારો હતો, કામદેવ અને રતિના ધનુષ્ય સરખી ભ્રકુટી હતી, અને તેણીના હાથ પગ કમળ સરખા કોમળ ( સુંવાળા ) હતા. તે સુંદર સુંદરીને દેખી મનને મથી નાખનારા મન્મથ ( કામ-દેવ) ના બાણોથી રાજા ઢીલા તન મનવાળો થઇ ગયો. તરત હૈયામાં સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો-'શું સ્વર્ગને જિતીને ભૂ-મિ ઉપર વિજય મેળવવાને માટે આ દેવી આવેલ હશે ? અ-થવા શું કોઇ પુણ્ય ભોગવનારા પુરૂષનાં પુણ્ય તેણીને હરી લા-વ્યાં હશે ? ' આવી ચિંતામાં નિમગ્ન થયેલો રાજા ત્યાંથી એક ડપલું પણ હીંડી શકયો નહી-અટલે તેનો મનોગત ભાવ-વિ-ચાર જાણવા જાણે ચાહતો ન હોય તેમ તેનો મંત્રી પવિત્ર વા-ણીથી કહેવા લાગ્યો-' સ્વામી ! આપણું આખું લશ્કર અગાડી ચાલ્યું ગયું છે તો હવે કેમ ઢીલ કરો છો ? આપની સાથે ર-મવાની ચાહના કરતી વસંતલક્ષ્મી ઉત્કંઠિત થઇને વાટ જુવે છે. ' મંત્રીની તેવી મનના વિચારથી જુદી વાણી સાંભળી રાજા તે રમણીમાં પોતાનું હૃદય મૂકી અર્થાત્ પોતાનું મન તેણીના ધ્યાનમાંજ રોકી વાંકી ડોકવડે તેણીની તરફ નિઘા કરતો કરતો પરાણે પરાણે તે ઠેકાણેથી અગાડી હીંડયો. આખા શરીરમાં કા-

સદેવ વ્યાપી ગયેલો હોવાને લીધે એ પરિતાપવંત રાજા થોડા પાણીમાં રહેલા માછલાની પેઠે, વસંતમાં, સ્ત્રીઓમાં, કમળોમાં, વાવડીઓમાં, ખીલેલી બોરસલીમાં કે કણેરના ફૂલો ઉપર જરા પણ પ્રીતિ પામ્યો નહિ–મતલબમાં એ બધાં પ્રીતિ ઉપજાવનારા છતાં તેનું મન પેલી મન હરનારીમાં વસેલું હોવાથી તેને આનંદ ઉપજાવી શકયાં નહીં. જેની બીજી ઇંદ્રિયો શૂન્ય થઇ ગઇ છે એવો સુમુખ રાજા અગાડી, પડખે, પથારીમાં, વનમાં અને મહેલમાં જેવી તે સ્ત્રીને દીઠી હતી, તેવીજ રીતે તેણીનેજ દેખવા લાગ્યો.--મતલબમાં વિશ્વની દરેક ચીજોની અંદર તેને પેલી સ્ત્રીનો આભાસજ નજરે આવતો હતો.

રાજાની આવી દશા જોઇ સુમતિવંત સુમતિ નામનો પ્રધાન જાણે તે રાજાના મનોગત ભાવ જાણતો જ ન હોય તેમ ભક્તિથી બોલ્યો–'હે સ્વામી ! સઘળી પૃથ્વી ઉપર આપનો હુકમ કબૂલ છે, રણભૂમિમાં તૃણ–તરખલાની પેઠે આપે સઘળા શત્રુઓને જિતી પગે લગાડયા છે, અને આપના મહેલમાં મૂર્તિવંત શાશ્વત્ લક્ષ્મી હમેશાં વસી રહેલી છે; તે છતાં આપને ખેદ થવાનું કંઇ કારણ મારા દીઠામાં કે સમજવામાં આવતું નથી. હે મહારાજા ! સઘળી આપદાઓ વેગળી ગયેલ છે, છતાં આપ ખેદ શા સારૂ કરોછો ? શા માટે ગ્લાનિવંત બની બેસી રહ્યા છો ? અને શા માટે નિસાસા નાખો છો. ? તે મને કહો; કેમકે હું તે વાત જાણી ફરમાન બજાવવા યોગ્ય છું માટે તે વાત કહેવી લાયકજ છે. અગર હું આપનો સાચો સલાહકાર છું જેથી એ વાત કહેવા યોગ્ય છો.'

સુમતિ મંત્રીનાં આવાં વચન સાંભળી રાજા બોલ્યો-'મંત્રીશ્વર ! તમે જાણોજ છો, તે છતાં અજાણ્યા હો તેમ કેમ પૂછો છો ? આજે આ વનમાં આવતાં રતિ ( આનંદ-પ્રીતિ ) અને અરિત ( અપ્રીતિ અને ખેદ ) આપવાળી અને સઘળી સ્ત્રીઓના સ્વરૂપને ઘુંટી લેનારી એક મનહર બાળા મારા દીઠામાં આવી છે. તેણીએ પોતાના તીક્ષ્ણ કટાક્ષ બાણવડે મારા મનને ભેદી તેમાંનું જ્ઞાતા- જાણપણું હરી લીધેલું છે, તેથી હું ચેતન રહિત બની ગયો છું.'

આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી મંત્રી હસીને બોલ્યો-'હે રાજન્ ! આપને દુઃખ દેનારૂં તે કારણ મારા જાણવામાં આવ્યું છે. તે બાળા વનમાળા નામની વીરકુવિંદની સ્ત્રી છે. તે હું આપને મેળવી આપીશ; માટે આપ સુખ સહિત રાજ્યમહાલયમાં પધારો.'

મંત્રીનાં આવાં વચનથી રાજા હર્ષ પામી મંત્રીની પીઠ ઠોકી-સાબાશી આપી પરિવાર સાથે ચેતન સહિત થઇ રાજ્યમહેલમાં ગયો. તે પછી સુમતિ પ્રધાને વનમાળાને ભેટાડવાનો ઉપાય વિચારી નિશ્ચય કરી એક આત્રેયિકા નામની બાવીને બોલાવી મર્મ સમજાવી વનમાળાની પાસે મોકલી. વિચિત્ર ઉપાય જાણવામાં હુંશીઆર આત્રેયી તરત તે બાળાને ઘેર ગઇ અને વનમાળાને પગે લાગી પછી બોલી કે-'હે વત્સ ! ઘર્મથી ગ્લાનિ પામેલી કમલિનીની પેઠે, દિવસે ચંદ્રકળાની પેઠે અને વનમાં દવથી દાઝેલી કેળની પેઠે, તું નિસ્તેજ કેમ દેખાય છે વારૂ ? વનમાળા તેણીના વચન ઉપર ભરોંસો લાવી નિસાસો નાખી બો-

લી–'હે માતા ! મુશ્કેલીથી મળનારી ચીજની ગરજ કરનારી હું મંદમતિવંત આપને શું કહું ? આજે જંગલ કલ્પતરૂ સરખા મહાન્ સુંદર આ શહેરના રાજા રસ્તામાં જતા હતા તે મારા દીઠામાં આવ્યા. તેઓ મારા ધણી ( પરણેલ ) નથી, પણ મારી તેમના ઉપર પ્રીતિ થઇ છે; પરંતુ સઘળી જાતના હૈવતવાળા અને ઉત્તમ કુળવાન્ એ રાજા કયાં અને હલકી જાતિવાળી હું કયાં ? અરે ! દૈવની સ્થિતિ વિષમ છે ! ! વલ્લભ પદાર્થની પ્રાપ્તિ મુશ્કેલ હોવાથી દયા વગરના કામદેવની પીડાથી પીડાતી, નીચ જાતિની અંદર પેદા થયેલી અને ઓછા ભાગ્યવાળી મને હવે મરણના શરણ વિના બીજો એકે આધાર નથી.'

વનમાળાનું આવું નિરાશ ભરેલું બોલવું સાંભળી કાર્યકુશળ બાવી બોલી–'બેટા ! ખેદ ન કર. હું મંત્ર યંત્ર તંત્ર વડે તારી ઇચ્છા પૂરીશ.' આ પ્રમાણે બોલી વનમાળાને ધીરજ આપી તે બાવી રાજી થતી ને મલકાતી પ્રધાનને ત્યાં જઇ પહોંચી. અને કામ સિદ્ધ થવાની બધી વાત કહી સંભળાવી. સુમતિ પ્રધાન એ બાળાને છુપી રીતે બાવીની મારફત રાજભુવનમાં લાવ્યો અને પ્રેમ સહિત રાજાને અર્પણ કરી. જેમ ચંદ્ર અને ચાંદની, શરીર અને પડછાંયો, દરીઓ અને નદી એક રૂપ થઇ જાય તેમ તે બન્ને અતિ પ્રેમથી હમેશાં જોડાઇ રહ્યાં, સુમુખ રાજા તે મનોહારિણીની સંગાથે ઉદ્યાનમાં, વાવડીઓમાં, મહેલોમાં, નદીઓના તટોમાં અને ડુંગરોનાં શિખરો ઉપર મરજી મુજબ રમવા લાગ્યો.

વનમાળાના વિયોગવડે તેણીનો ધણી વીરકુવિંદ જાણે ભૂતનો વળગાડ થવાથી દીવાનો બન્યો હોય, અને સર્વસ્વ હરી

લીધું હોય તેવો હૈયાભંગ થઇ ગયો. એ વનિતા વિયોગને લીધે તેને ભૂખ, તરસ ઉંઘ, છાયા, તડકો, મહેલ કે લોકમાં ક્યાંય પણ આનંદ મળતો નહતો. મેલા શરીર ઉપર મેલાં જુનાં લુગડાં પહેરતો, હાથમાં રામપાત્ર ધારણ કરતો અને દેવનિર્માલ્ય માળાને ધરતો તે વીરકુવિંદ ઘરોઘર ભટકતો થઇ ગયો. વાળ છૂટા મૂકી, સઘળા અંગોને ધજાવતો વીરકુવિંદ પામર લોકોથી વીંટાઇ ચૌટામાં અને ગલીએ ગલીએ ભટકતો હતો, અને લવતો હતો કે–'હે પ્રિયા વનમાળા! હે કૃશોદરી! હે સુલોચના! મને છોડીને તું કયાં જતી રહી છું? તેનો જવાબ દે.' આ પ્રમાણેનું બોલવું થતાં શહેરનાં છોકરાંઓએ પણ એજ પ્રમાણે બોલવું શરૂ કર્યું, અને એથી જ્યાં જ્યાં એ પ્રેમઘહેલો બોલતો જતો ત્યાં ત્યાં તેની પાછળ છોકરાનું ટોળું પણ એનીજ પેઠે બોલી સોર મચાવતું હતું. જો કે કાનને કડવો લાગે એવો એ સોરબકોર હતો છતાં પણ 'આ શું સોર મચેલો છે?' એ જાણુવાની વિચારણાને લીધે રાજા કૌતુક નિમિતે આંખ્યોને પ્રફુલ્લિત કરતો વનમાળા સાથે મહેલના ઝરૂખામાં આવી ઉભો. એવામાં વિકૃતિપૂર્ણ આકૃતિવંત અને સઘળાં અંગોમાં ધૂળથી ધુંસર બનેલા વીરકુવિંદને ચેતન રહિત સરખો જોઈ રાજા તથા રાણી વનમાળા વિચારમાં પડયાં. અને છેવટે તેને ઓળખી તેઓ બોલ્યાં કે— 'અહા! નિર્દય શિકારીઓની પેઠે આપણે નઠારા આચારવાળાં થઇને આ નિર્દય કામ કર્યું છે, અને આ વિશ્વાસી ગરીબ પુરૂષને છેતર્યો છે. અરે અવિવેકી અધમપુરૂષોની વિષય લંપટતાને ધિઃકાર છે!! આપણુ સરખા પાપીઓને નરકમાં પણ ઠેકાણું

મળવું મુશ્કેલ છે. જેઓ રાત દિવસ જૈનધર્મનાં સિદ્ધાંતોને સાંભળે છે, આચરે છે અને પોતાના વિવેકદ્વારા વિશ્વનું ભલું કરે છે તેઓ હમેશાં વંદન કરવા લાયક છે.'

આવી રીતે પોતાને નિંદતા અને ધર્મીજનને અભિનંદતા તે સુમુખરાજા અને વનમાળાની ઉપર તે વખતે ઓચિંતી આકાશની અંદરથી વિજળી પડી એથી એ બન્ને શુભભાવીના પ્રાણુ પરલોકે પહોંચ્યા. અને એક બીજાના સ્નેહસંબંધના પરિણામથી અને શુભ ધ્યાન વાસનાથી મરી તેઓ બન્ને હરિવર્ષક્ષેત્રમાં જુગલિયાંપણે ઉત્પન્ન થયાં. માબાપે એ જોડલાનાં હરિ અને હરિણિ એવાં નામ પાડયાં. પૂર્વભવની પેઠે તે બન્ને વિયોગ રહિત ધણી ધણીઆણી થયાં, અને દશ પ્રકારના કલ્પતરૂઓથી મનોરથ પૂર્ણ થનારાં તેઓ દેવની પેઠે સુખ વિલાસ કરતાં કાળ નિર્ગમન કરવા લાગ્યાં.

સુમુખ રાજા અને વનમાળા વિજળીના પડવાથી મરી ગયાં એથી વીરકુવિંદે દુસ્તપ બાળ તપસ્યા કરવી શરૂ કરી, અને છેવટ મરીને સૌધર્મનામના પહેલા દેવલોકમાં હીનજાતિનો તે કિલ્બિષ દેવ થયો. તેણે અવધિજ્ઞાનવડે પોતાનો પૂર્વભવનો વૃત્તાન્ત દીઠો કે પેલાં હરિ અને હરિણિ પણ તેના જોવામાં આવ્યાં. એટલે તે વખતેજ આકરા ગુસ્સાને લીધે લાલચોળ આંખ્યો બનાવી ભયંકર ભ્રકુટીવંત બની તુરત હરિ વર્ષમાં આવ્યો, અને તેણે વિચાર કર્યો કે—' આ બન્ને જુગલિયાને અહીં મારી નાખવાં એ ઠીક નથી; કેમકે જો અહીં એ મરી જશે તો આ ક્ષેત્રના મહિમાને લીધે જરૂર સ્વર્ગમાં જશે

માટે એ મારા કટ્ટા દુશ્મનોને નઠારી ગતિમાં લઇ જનારા અને અકાળે મોત દેનારા કોઇ બીજા ઠેકાણે લઇ જાઉં.' આવો નિશ્ચય કરી તે દેવ તેના કલ્પવૃક્ષ સહિત તે જુગલિયાંને આ ભરતક્ષેત્રમાં ચંપાનગરીની અંદર લઈ આવ્યો.

પહેલાં શ્રી આદિનાથજીના પુત્ર બાહુબળીને ચંદ્રયશા પુત્ર થયો હતો. તેના વંશમાં જે રાજાઓ થયા તે સઘળા ચંદ્રવંશી અને ઇક્ષ્વાકુ કુળના કહેવાયા. ચંદ્રયશાનો પુત્ર શ્રેયાંસ થયો તે પછી ભૂમ, સુભૂમ, સુઘોષ ઘોષવર્દ્ધન, મહાનંદી, સુનંદી, સર્વભદ્ર, અને શુભંકર વગેરે નામના અગણિત રાજાઓ સ્વર્ગ અને મોક્ષ પામ્યા. પછી ચંદ્રકીર્તિ નામનો રાજા તે ચંપા નગરીમાં થયો, તે પુત્ર રહિત મરી ગયો તે વખતે સઘળા પ્રધાનો કોઇ રાજા સ્થાપવા માટે ઉપાય વિચારતા હતા, તેવામાં આ કિલ્બિષદેવે અંતરીક્ષમાં આવીને કહ્યું કે—'હે પ્રધાનો ! હે લોકો ! તમે મનમાં નાહક મહા ચિંતા શા સારૂ કરો છો ? અનેક દુશ્મનોને પગે લગાડનાર આ પુરૂષ તમારા સદ્દભાગ્યે તમારો રાજા થશે. તેને આ કલ્પતરૂઓના ફળની સંગાથે મદીરા માંસ પણ દેજો; અને તે સ્ત્રી ભરતારને મરજી મુજબ ચાલનારાં તેમજ દુરાચારી થવા દેજો.' લોકોને આવી શિખામણ આપી, તે જુગલિઆનું આયુષ્ ટૂંકુ કરી અને સો ધનુષ્યનું શરીર કરી તે કિલ્બિષ દેવ કૃતાર્થ થઇને અંતર્ધાન થઇ ગયો. તે પછી પ્રેમ પૂર્ણ સામંત અને પ્રધાનોએ મંગળીક શબ્દો કરી તીર્થોનાં પાણી લાવી હરિનો રાજ્યાભિષેક કર્યો, દશમા શિતળનાથ પ્રભુના શાસનમાં એ હરિરાજા થયો. તેનાથી અનેક રાજાઓને ધારણ

કરનારો હરિવંશ ભૂતળમાં જાહેર થયો. હરિરાજાએ સમુદ્રમેખલા વાળી એટલે કે જેની ચોમેર દરિઓ છે, એવી પૃથ્વીને પોતાને તાબે કરી લીધી અને લક્ષ્મી સરખી બે સુમાર રાજકન્યાઓનું પાણીગ્રહણ કરી મહાસુખ માન્યું. કેટલાક કાળ વહી ગયા પછી હરિરાજાથી હરિણિની કુખમાં ગર્ભ રહ્યો અને નવ માસ પ્રતિપૂર્ણ થયા પછી પહોળી છાતીવાળો પૃથ્વીપતિ નામનો કુંવર પેદા થયો. હરિ અને હરિણી અનેક જાતનાં પાપ કર્મ કરી આયુપૂર્ણ થયે મરી ગયાં. પછી તેનો પુત્ર પૃથ્વીપતિ પૃથ્વીનો પતિ થયો. લાંબો વખત રાજ ભોગવી અંતે મહાગિરી નામના પુત્રને રાજ્યગાદીએ બેસારી તપસ્યા કરીને સ્વર્ગે ગયો. તેનો પુત્ર હિમગિરિ, તેનો પુત્ર વસુગિરિ, તેનો પુત્ર ગિરિ, તેનો પુત્ર મિત્રગિરિ, તેનો પુત્ર મિનગિરિ. અને તેનો પુત્ર સુયશા નામનો થયો. ચંદ્રવંશના એ સઘળા રાજાઓ જૈન ધર્મમાં ધુરંધર, ત્રણ ખંડના અધિપતિ અને સંઘપતિ થયા. એવી રીતે અનુક્રમે હરિવંશમાં પાર વગરના રાજાઓ થયા. તેઓમાં કેટલાક તપ બળથી સ્વર્ગે ગયા અને કેટલાક મોક્ષે ગયા. આ પ્રસંગે તે વિસ્તારવાળા વંશમાં શ્રી વીશમા તીર્થંકર મુનિસુવ્રતસ્વામી પેદા થયેલા તેમનું પાંચ કલ્યાણક સહિત મનોહર ચરિત્ર કહેવામાં આવે છે.

## શ્રી મુનિસુવૃત સ્વામીનું ચરિત્ર.

---

આ ભરત ક્ષેત્રની અંદર મગધ દેશના ઘરેણારૂપ રાજગૃહ નામે નગર છે, જે આ ભૂમિના સ્વસ્તિક રૂપ કહેવાય છે. જય

ઘરોઘર સુમેરૂપર્વતથી તેનાં શિખરો આવ્યાં હોય તેવા દારિદ્રય-ને ચોરનારા સોનાના ઢગલા નજરે પડે છે. એ નગર તીર્થરૂપ હોવાથી, ભવ્ય જીવોના પેદા થવાથી, સુંદર જૈન મંદીરોથી અને પાવન પ્રદેશોથી મુનિજનોને પણ હમેશાં સેવન કરવા લાયક થયું હતું. સુપર્વ-દેવોથી, બુધ-પંડિતોથી, કવિયોથી, હુન્નરી કળાધારીઓથી અને પ્રીતિવડે સ્થિતિ કરેલા વસેલા ગુરૂજનો તથા મિત્રોથી એ નગર સ્વર્ગ કરતાં પણ વિશેષ શોભાપૂર્ણ જણાતું હતું એટલે કે--બુદ્ધ, કવિ એટલે શુક્ર, કળાવંત એટલે ચંદ્રમા, ગુરૂ અને મિત્ર એટલ સૂર્ય એ પાંચ શુભગ્રહોજ માત્ર હોવાથી સ્વર્ગ કરતાં પણ વિશેષ શોભાપૂર્ણ કલ્યાણમય હતું. સ્વર્ગમાં તો મંગળ, શનિ રાહુ કેતૂ વગેરે પાપ ગ્રહો પણ વસે છે; પરંતુ રાજગૃહ નગરમાં તેવા પાપ ગૃહરૂપ લોકો વસતા ન હતા એને લીધે સ્વર્ગથી સુંદર હતું. એ નગ્રની અંદર હરિવંશમાં મુક્તામણિના સમાન નિર્મળ અને ઉગ્ર તેજમાં સૂર્ય સમાન સુમિત્ર નામનો રાજા થયો. તે રાજા વિનયથી, બળથી, અને સૌભાગ્યથી વિદ્વાનો, શત્રુઓ અને સ્ત્રીઓના ચિત્તમાં વસિ રહ્યો હતો. તે રાજાને જાણે જંગમલક્ષ્મી દેવી હોય તેવી પદ્માદેવી નામની વિકાર રહિત રાણી હતી, તે સુમિત્ર રાજાના ડાબા અંગને અને રાજ્યને અલંકાર યુક્ત કરતી હતી; અને બહારના તેમજ અંદરના નિર્મળ ગુણો શીળાદિ ગુણોથી હાર વગેરે વડે શરીર ની પેઠે તે પોતાના આત્માને શોભાવંત કરતી હતી. તે રાણીની કુખમાં પ્રાણુત નામના દશમા દેવલોકમાંથી દેવતા સંબંધી ભવનો ક્ષય કરી અને આયુષ્ પૂર્ણ કરી શ્રાવણ મહિનાની પૂનમ-ની રાતે પ્રભુ આવ્યા. તે વેળાએ સુખમય સૂતેલાં પદ્માદેવીએ

તીર્થંકરના જન્મની સૂચના દેનારાં ચૌદ મહાસ્વપ્ન રાતના પાછલા ભાગમાં દીઠાં અને ગર્ભ મર્યાદા પૂર્ણ થતાં જેઠ વદી આઠમે શ્રવણ નક્ષત્રની અંદર કાચબાના લંછન સહિત અને તમાલના સરખી શ્યામ કાંતિવંત કુંવરને જન્મ આપ્યો. દિગ્ કુમારિકાઓએ આવી ભકિત સહિત સુવાવડનું કામ કર્યું. પછી ઇંદ્ર એ વીશમા શાસન પતિને મેરૂ પર્વત ઉપર લઈ ગયાં. ત્યાં સૌધર્મેંદ્રના ખોળામાં રહેલા જગત્‌ના ગુરૂને બાકીના ત્રેસઠ ઈંદ્રોએ પવિત્ર તીર્થોના પાણીથી ભરેલા કળશોદ્વારા જન્માભિષેક કર્યો. એ પ્રમાણે સઘળા સુર નાયકો પૂજા અને સ્તુતિ કરી પ્રભુને માતાની પાસે મૂકી નંદીશ્વર દ્વીપે ગયા; અને ત્યાં અઠ્ઠાઇ ઉત્સવ કરીને પોત પોતાના ઠેકાણે ગયા.

સુમિત્ર રાજાએ પ્રભાતે પુત્ર જન્મ થયો જાણી જન્મોત્સવ કર્યો અને લોકોને રાજી કરી કુંવરનું મુનિસુવ્રત નામ રાખ્યું. જ્ઞાન દર્શન ચરિત્ર વડે પવિત્ર આત્માવાળા સર્વજ્ઞ પ્રભુબાળકવય વટાવી યૌવન વયને ભેટયાં. વિશ ધનુષ્ પ્રમાણ શરીરવાળા થયા. પછી પૃથ્વિપુરના રાજા પ્રભાકરની પુત્રી પ્રભાવતિને સ્વયંવર મંડપદ્વારા વર્યા. કેટલોક વખત વીત્યા પછી પૂર્વદિશામા સૂર્ય પ્રગટ થયાની પેઠે પ્રભાવતી દેવીના કુખથી પ્રભુને સુવ્રત નામનો પુત્ર ઉત્પન્ન થયો. ભગવાને રાજ્ય લક્ષ્મીનાં સુખ ભોગવી ફાગણ શૂદી દશમીને દિવસે શ્રવણ નક્ષત્ર આવતાં એક હજાર રાજાઓની સાથે દીક્ષા અંગિકાર કરી. તે પછી ફાગણ વદી બારસે શ્રવણ નક્ષત્રમાં પ્રભુને ઘાતિ કર્મનો ક્ષય થવાથી કેવળ જ્ઞાન ઉપજ્યું. ઇંદ્રે તેનો મહોત્સવ કર્યો. વિશ્વરૂપ કમળને દેશનારૂપ કિરણોથી પ્રબોધવિકશ્વર કરતા ભગવાન્ એક વખત રાત્રિની અંદર પ્રતિષ્ઠાન નગ-

રમાં સમોસર્યા. ત્યાંથી પોતાના પૂર્વભવનો મિત્ર એક ઘોડો ભરૂચ શહેરની અંદર યજ્ઞમાં હોમાતો જાણીને પ્રભુ રાતેજ વિહાર કરીને પ્રભાતે ભરૂચ પહોંચ્યા. રસ્તામાં સિદ્ધપુરની અંદર મધ્યરાતે ક્ષણવાર વિશ્રામ લીધેલો હોવાથી પ્રભાતે ત્યાં વજ્રધર રાજાએ તેમનું ચૈત્ય બનાવરાવ્યું. રાતમાં વિહારની અંદર સાઠ યોજનનો પંથ પસાર કરી ભરૂચની પાસેના કોરંટક ઉદ્યાનમાં પ્રભુ સમોસર્યા. ત્યાં પ્રભાતે દેવોએ સમોવસરણની રચના રચી, તેમાં પ્રભુ બિરાજમાન થયા. પ્રભુને નમન કરવા તેજ ઘોડા ઉપર બેસી જિતશત્રુરાજા ત્યાં આવ્યો. ત્યાં પ્રભુનાં દર્શન કરી ઘોડે પણ ઉંચા કાન કરી સઘળા લોકોને તૃપ્ત કરનારી દેશના નીચે પ્રમાણે સાંભળી:—

"કુકર્મરૂપ શીકારી પ્રાણીઓથી આકુલ આ ભવરૂપી કુર જંગલમાં શરણ રહિત સંસારી પ્રાણી નરકાદિ નઠારી ગતિઓમાં દુઃખ ભોગવે છે. ચાર કષાયોથી ચાર ગતિઓની અંદર ભટકતો પ્રાણી કિલ્બિષરૂપી ભીલની રોકાણથી પોતાની ઇચ્છાએ હેરાન થાય છે. તેમાં કારણ વિનાના દોસ્તો અને જગપૂજ્ય માત્ર ધર્મથીજ પ્રાણીનું રક્ષણ થાય છે; પરંતુ બીજાથી રક્ષણ થતુંજ નથી. જે અનાથનો નાથ, સઘળાઓને ભય રહિત કરનાર અને સ્વર્ગ તથા મોક્ષના કારણરૂપ ધર્મજ છે. તે ધર્મ હમેશાં સઘળા પ્રાણીઓને સેવવા લાયક છે!" ઇત્યાદિ દેશના પૂરી થયા પછી જિતશત્રુરાજાએ પ્રભુને પૂછ્યું કે—'ભગવન્! આ આપની સુદેશનાથી અહિં વિદ્યમાન પ્રાણિઓ પૈકી કોણ કોણ ધર્મને પામ્યા છે?' પ્રભુએ કહ્યું—'આ તમારા ઘોડા વિના બીજા કોઇને

ધર્મ પ્રાપ્ત થયેલ નથી-' રાજાએ પૂછયું-'હે સ્વામિન્! જૈન ધર્મ પ્રાપ્ત થયેલ છે એવો આ ઘોડો કોણ છે?' પ્રભુએ કહ્યું-'હે રાજેંદ્ર! સાંભળ. પૂર્વે ચંપાનગરીની અંદર હું સુર નામનો ધનવંત શેઠ હતો. તે વખતે આ અશ્વ મતિસાગર નામનો મંત્રિ હતો ને તે મારો મિત્ર હતો. તેનાં સઘળાં અંગ અને ચેતન કપટથી અને મિથ્યાત્વથી ભરપૂર હતાં. ત્યાંથી મરીને કેટલાક ભવ ભટકીને શ્રી પદ્મિનીખંડ નગરમાં સાગરદત્ત નામનો મિથ્યાત્વ વાણિયો થયો. તે નગરમાં જિનધર્મ નામનો ઉત્તમ શ્રાવક હતો. તેને સાગરદત્તની સંગાથે બહુજ દોસ્તી થઇ. એક વખત તે બન્ને દોસ્તો કોઇ મુનિને વંદન કરવા પોષધશાળામાં ગયા. ત્યાં મુનિના મુખથી મનવાંછિતને દેનારો ધર્મ સાંભળ્યો. તેમાં તેમણે એવું સાંભળ્યું કે-'જે પુરૂષ માટીનું, સોનાનું કે રત્નનું જીનબિંબ કરાવે તે ભવાંતરની અંદર કુકર્મોનો નાશ કરે છે તે સાંભળી સાગરદત્તે એક સોનાનું જિન બિંબ કરાવ્યું; અને પોતાના ઘરમાં તેની સાધુઓની પાસે પ્રતિષ્ઠા કરાવી. તેણે પહેલાં શહેરની બહાર એક ઉંચુ શિવનું મંદીર બંધાવ્યું હતું, તેની અંદર ઉત્તરાયણના તહેવારને દહાડે તે દર્શન કરવા ગયો. ત્યાં તે શિવ મંદીરના પૂજારીઓને ઘીના ઘડા ઉપરથી ખરી પડેલી ઉધેઇને ચગદી નાખતા જોઇ સાગરદત્ત અતિ દુઃખ પામ્યો. દયાવંત સાગરદત્ત તે ઉધેઇને લુગડાવતે દૂર કરવા લાગ્યો એટલે એક પૂજારીએ હઠવડે તે સઘળી ઉધેઇને ચુર્ણની પેઠે પગના પ્રહારથી પીસી નાંખી, તે પૂજારી બોલ્યો-'અરે! સાગર! પાખંડી શ્વેતાંબરી જૈનોએ તને છેતર્યો લાગે છે કે જેથી તું આ જંતુઓનું રક્ષણ કરવા લાગ્યો છે!'

તે પૂજારીના આવા કામથી તેના આચાર્યોએ પણ બે દરકારી બતાવી જેથી સાગરદત્ત વિચાર કરવા લાગ્યો કે—'આ દયા વગરના પૂજારીઓને ધિક્કાર છે! આવા દુષ્ટ આશયવાળાઓને ગુરૂબુદ્ધિથી કેમ પૂજાય? કે જેઓ પોતાને અને યજમાનને નઠારી ગતિમાં પાડે છે.' આવો વિચાર કરી તેમના આગ્રહથી તેણે ત્યાં પૂજા વગેરે ક્રિયા કરી છેવટે સમકિત પામ્યા વગર દાનશીલ સ્વભાવથી તે સાગરદત્ત મોટા આરંભ વડે ધન મેળવી પ્રાણી રક્ષણમાં તત્પર રહી મરીને આ તારો જાતિવંત ઘોડો થયેલ છે, અને તેને બોધ કરવાને માટેજ હું અહીં આવેલ છું પૂર્વ ભવમાં કરાવેલી જિન પ્રતિમાના પ્રભાવથી તેણે મારો યોગ અને ધર્મનો યોગ પ્રાપ્ત કર્યો છે.

આ પ્રમાણે વૃત્તાંત સાંભળી તે જાતિવંત ઘોડાને જાતિ-સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું. તેના લીધે સંસારથી ડરીને તેણે પ્રભુની પાસે અનશન વ્રત અંગીકાર કર્યું. પછી તે ઘોડો સાત દિવસ લગી સમકિત ધારણ કરી સમાધિ સહિત મરીને સહસ્રાર દેવ-લોકમાં દેવતાપણે ઉત્પન્ન થયો. અવધિજ્ઞાનવડે પોતાનો પૂર્વ-જન્મ જાણી પૃથ્વીપર આવી તેણે સોનાના કિલ્લાની વચમાં એક મુનિસુવ્રતસ્વામીની પ્રતિમા કરાવી અને તેની સામે પો-તાની (ઘોડાની) મૂર્તિ કરાવી ઉભી રાખી. પછી તે સુવ્રતસ્વા-મીના ભક્તોનાં મનવાંછિત પૂર્ણ કરવા લાગ્યો. ત્યારથી અશ્વાવ-બોધક નામનું તે પાવન તીર્થ લોકમાં જાહેર થયું અને ભરૂચ પણ વધારે જાહેરાતમાં આવ્યું. જેમ એ ઘોડો ઘણા ધર્મથી બહુ ફળ પામ્યો, તેમ કોઇ પણ પુરૂષ ત્યાં જેટલું ધન ખર્ચે

તેનાથી અપાર ધન પામે છે. નર્મદા નદીના કિનારા ભૃગુતટના શિખર ઉપર કચ્છના સરખું લીલોતરીવાળું તે શહેર હોવાને લીધે તેનું નામ ભૃગુકચ્છ જાહેર થયું છે. ત્યાં મુનિસુવ્રત પ્રભુના સ્નાન જળવડે નિર્મળ નર્મદા નદી વૃક્ષોની ઘટાથી શોભતી છે કે જેમાં સ્નાન કરવા—ન્હાવાથી દીન—કંગાલ મનુષ્યને અદીન—પૈસાવંત—સુખી કરે છે. 'જેમ તારો નીચે પાત થાય છે અને મારો ઉંચે પાત થાય છે, તેમ મારી સેવા કરનારા મનુષ્યોની પણ ઉંચી ગતિજ થાય છે.' એવી રીતે એ નદી પોતાના તરંગો વડે આકાશ ગંગાને હસે છે—મતલબ એજ કે એ નદી તીર્થરૂપ હોવાથી તેમાં શુભ ભાવથી સ્નાન કરતાં ઉંચી ગતિ પ્રાપ્ત થાય છે. કદી લોકો નર્મદા નદીને પોતાની મરજી પ્રમાણે નિમ્નંગા-નીચે જનારી (નીચે રહેનારી) ભલે કહો; પણ અમારૂં માનવું તો એમ છે કે તે નદી ઉન્નિમ્નંગા ઉંચી જનારી છે, કારણ કે તે લોકોને ઉંચી ગતિમાં લઇ જાય છે.

ત્યાંથી સુરાસુર પૂજિત મુનિસુવ્રત સ્વામી શ્રી વિમળાચળ ઉપર સમોસર્યા. જગપતિ પ્રભુ પોતાના ચરણન્યાસવડે વિમળાચળનાં સઘળાં શિખરોને તીર્થરૂપ કરી ત્યાંથી વિચરી પાછા ફરી ભરૂચ આવ્યા. ત્યાંથી સૌરીપુરમાં, ચંપાનગરીમાં પ્રતિષ્ઠાન નગરમાં, સિદ્ધપુરમાં, હસ્તીનાપુરમાં અને બીજા પણ અનેક નગરોમાં વિહાર કરી સઘળાઓને તીર્થરૂપ બનાવી અને ભાવેજીવોનો ઉદ્ધાર કરી છેવટ સુવ્રતસ્વામી એક હજાર મુનિઓની સંગાથે સમેતશિખર ઉપર આવ્યા. ત્યાં એક મહિનાનું અનશન કરી જેઠ વદી નોમે શ્રવણ નક્ષત્રમાં સમસ્ત મુનિઓની

સંગાથે મોક્ષ પામ્યા. કુમારવયમાં અને દીક્ષા એ બન્નેમાં સાડાસાત હજાર વર્ષ અને રાજ્યમાં પંદર હજાર વર્ષ મળી ત્રીશ હજાર વર્ષનું આયુષ્ ભોગવ્યું. શ્રી મુનિસુવ્રતસ્વામીનું અને ભૃગુપુર તીર્થનું આ ચરિત્ર ભવિજીવોની પાપશાંતીને માટે થાઓ. મુનિસુવ્રત સ્વામિ પછી સુવ્રત નામનો રાજા થયો અને તે પછી તેના વંશમાં બીજા ઘણા રાજાઓ થયા.

---

## શ્રી નેમિનાથજીનું ચરિત્ર.

આ ભરતક્ષેત્રની અંદર મથુરા નામની નગરી લક્ષ્મીના રહેઠાણ રૂપ છે. તે આંખની પાંપણો જેમ કાજળ-મેંષવડે સારી લાગે તેમ યમુના નદીના કાળા પાણી વડે શોભી રહે છે. પાછળ કહી ગયા તે હરિવંશમાં વસુનો પુત્ર વૃહદ્ધ્વજ થયો અને તેના પછી બહુ રાજાઓ થઇ ગયા બાદ યદુરાજા થયો. યદુરાજાને સૂર્ય સરખો તેજવંત શુર નામનો પુત્ર થયો. તેને વીરલોકમાં હાથી સરખા શૌરી અને સુવીર નામે બે પુત્રો થયા. શૌરીને રાજગાદી ઉપર અને સુવીરને યુવરાજ પદ ઉપર સ્થિર કરી શુરરાજાએ સંસારથી વિરક્ત-વિરાગી થઇ દિક્ષા અંગીકાર કરી. શૌરી મથુરાનું રાજ્ય ન્હાના ભાઇ સુવીરને દઇ કુસાર્ત્ત દેશમાં જતો રહ્યો. ત્યાં તેણે શૌર્યપુર નામનું નવું શહેર વસાવ્યું. શૌરી રાજાને અંધકવૃષ્ણિ વગેરે અને સુવીરને ભોજવૃષ્ણિ વગેરે અપાર યશવંત પુત્રો થયા. મહા પરાક્રમી સુવીરે મથુરાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપી પોતે સિંધ દેશમાં જઇને શૌવીર નામનું નવું

શહેર વસાવ્યું. શૌરી પોતાના રાજ્ય ઉપર કીર્તિમાન અંધકવૃષ્ણિને સ્થાપી પોતે સુપ્રતિષ્ઠ મુનિની પાસે દીક્ષા લઇ અંતે મોક્ષ પામ્યો. મથુરાની અંદર રાજ્ય કરતાં ભોજવૃષ્ણિને ઉગ્ર પરાક્રમવંત ઉગ્રસેન નામનો પુત્ર થયો. અંધકવૃષ્ણિને સુભદ્રા નામની રાણીથી સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન, અચળ, ધરણ, પુરણ, અભિચંદ્ર અને વસુદેવ, એ દશ પુત્રો થયા અને તે દશાર્હ કહેવાયા. સરખી પ્રકૃતિવાળા, એક બીજાથી પ્રીતિ રાખી વર્ત્તનારા અને શાસ્ત્ર તથા શસ્ત્રના અભ્યાસવંત તે દશે પુત્રો હર્ષવડે પિતાની ભક્તિ કરતા હતા. તેઓ રૂપ લક્ષ્મીની સાથે સ્પર્ધા કરતી અને ઉજળી કળાઓવડે શોભતી કુંતી અને માદ્રી નામની બે બહેનો હતી.

શ્રી ઋષભનાથજીને એક કુરૂ નામનો પુત્ર હતો, જેના નામથી કુરૂક્ષેત્ર કહેવાય છે. તે કુરૂનો હસ્તી નામનો પુત્ર થયો કે જેના નામથી હસ્તીનાપુર કહેવાય છે. હસ્તી રાજાની સંતતિમાં વિશ્વવીર્ય નામનો રાજા થયો. તેજ વંશની અંદર ક્રમે કરી સનત્કુમાર, શાંતિ, કુંથુ અને અર એ ચાર ચક્રવર્તી થયા. જેમાં પાછળના ત્રણ તો તીર્થંકર પદવીવંત હતા. ત્યાર બાદ ઇંદ્રકેતુ અને તેનો કીર્તિકેતુ થયો. જેણે અરિના કુળનો અંત કર્યો હતો. તેનો શુભવીર્ય, તેનો સુવીર્ય, અને તેનો પુત્ર અનંત વીર્ય રાજા થયો. તેનો પુત્ર કૃતવીર્ય અને તેનો પુત્ર સુભૂમ ચક્રવર્તી થયો. તે પછી પાર વગરના રાજાઓ થઇ ગયા બાદ શાંતનું નામનો રાજા થયો. તે હસ્તીનાપુરમાં રહ્યા છતાં પણ આખી પૃથ્વીનું રાજ્ય કરતો હતો. અને મેરૂપર્વત ઉપર રહેલા ધ્રુવના તારાથી ફરતું ચોતિષ

ચક્ર બધું ફરે તેમ સઘળા રાજાઓ તેની પાછળ ફર્યા કરતા હતા. એક વખત તે રાજા નીલવસ્ત્ર પહેરી, મોરનાં પીંછાનો મુકુટ પહેરી અને હાથની અંદર ધનુષ્ય લઇ જાળ પાથરનારા લોકોએ પહેલેથીજ રૂંધેલા વનમાં દાખલ થયો. વનની વચમાં રહેલા સઘળા શિકારી ભીલો કૌતુકથી ઉત્કટ બની નવ નવા બોબાટથી જંગલના જીવોને અડચણ કરવા લાગ્યા. કોઇ ધસતા, કોઇ દોડતા, અને કોઇ તિરસ્કાર કરતા શિકારીઓ હોકાટાથીજ પ્રાણીઓને નિસત્વ કરવા લાગ્યા. રાજાના ધનુષ્ય ટંકારવથી ઉંચા કાન કરી રહેલાં નજીકનાં હરિણનાં બચ્ચાં પોતાની ચંચલ આંખ્યોથી વનિતા –સ્ત્રીઓની યાદ કરાવતાં હતાં. બધાં શિકારીઓ શિકારના રસમાં રક્ત થયેલા હતા તેવામાં એક હરિણ પાછળ પડેલો પણ ઘોડાના વેગ બળથી શાંતનુરાજા આગળ નીકળી ગયો. જેમ જેમ હરિણ ભાગતું જાય છે તેમ તેમ જાણે તેની પાછળ ખેંચાતો હોય તેમ રાજા ધનુષ્ય ખેંચી તેની પાછળ પડયો જાય છે. વેગવંત ઘોડાવડે વનમાં ફરતો રાજા છેવટ ગંગાના કિનારા અગાડી જઇ પહોંચ્યો. ત્યાં તેણે રત્નોથી બનેલું એક મોટું જિનમંદિર દીઠું. શાંતનુને વિચાર થયો કે–‘ અમૃતથી પણ ઉજળો પ્રાસાદ બહુજ પ્રકાશવંત છે ! હું ધારૂંછું કે આ પ્રાસાદના કિરણોવડેજ ગંગાનદી નિર્મળ થઇ હશે ! અને આ જિનભુવનનીજ કાંતિવડે આ વૃક્ષો–ઝાડો ફુલ સહિત હોય તેમ નદીઓવડે સમુદ્ર સમાન અથવા વિજળી વડે મેઘ સમાન શોભે છે. ’ આવી રીતે વિચારીને પાવન કીર્તિવંત અને રમ્મત રસિયા રાજાએ તે મંદિરની અંદર પ્રવેશ કર્યો, તો તેમાં ચંદ્રમાની ઉપર ચંદનના બિંદુસમાન

પાપને ત્રાસ આપનારી શ્રી આદિનાથ ભગવંતની સુંદર મૂર્તિ જોઇ. પછી પરમાત્માને પગે લાગીને તે મંદિરની અગાડીના ખુલતા ઝરોખામાં બેઠો. તે જગોએ અપ્સરાના સરખી એક મહા સ્વરૂપવંત કન્યા તેના દેખવામાં આવી. ' સુંદર વેષવંત, જગતના શૃંગાર સરખી અને શૃંગારસને જીવન દેનારી આ બાળા શું વિધાત્રીએ સૃષ્ટિના બાકી—છેવટના ભાગમાં ઇષ્ટહેતુએ નિર્મિ હશે ! સ્વર્ગસ્થળને શોભા દેનારી સુંદરીઓને પણ પોતાના રૂપથી તુચ્છકાર કરનારી આ ઉત્તમ રમણી શું ત્રણ જગત્‌ની સુંદરતાના સારરૂપ બનેલી છે? !' આવી તરેહના સંકલ્પ વિકલ્પ કરીને રાજા તે બાળાના મુખ સન્મુખ ધારીને જોતો આદર સહિત સ્નેહથી પવિત્ર વાણી બોલ્યો—' હે કન્યા ભૂમિમાં રત્ન સરખી તું કોણ છું ? અહી જંગલમાં કેમ સ્થિતિ કરી છે ? પ્રાણીઓને વશ—તાબે કરવામાં ઔાષધિ જડીબૂટી જેવી તું કોની દીકરી છું ? અથવા તું મારા ડાબી આંખ્યના અગણિત પુણ્યથી અહિંયાં આવી છું તારા વદન વચનામૃતથી મારા કાનને પ્રસન્ન કર. ' રાજા આ પ્રમાણે પૂછે છે તેવામાં કોઇ પુરૂષ અગાડી આવીને બોલ્યો—રાજેંદ્ર ? આ બાળાનું સારૂં ચરિત્ર સાંભળો. વિદ્યાધરપતિ જન્હુની આનંદદાયીની આ પુત્રી છે, કળાચાર્યની પાસેથી એ સર્વ શાસ્ત્રોનાં અર્થ ભણેલી છે, આનું નામ ગંગા છે, અને તે ક્રમે કરીને પ્રાણીઓને આનંદ આપવાને કામદેવના સામ્રાજ્યની રાજધાનીરૂપ ઉત્તમ યૌવનને પામી છે. એક વેળાએ પ્રભાતે એ બાળા હર્ષથી પિતાના ખોળામાં બેઠી હતી, તેવામાં ત્યાં કોઇ જ્ઞાની ચારણમુનિ આવ્યા, જન્હુરાજા તેમને પગે લાગી ઉત્તમ

આસન દઇ, રૂપ વિદ્યાથી સરખી સ્થિતિવાળા પોતાની પુત્રીના વર માટે પૂછવા લાગ્યો. મુનિ બોલ્યા. —'ગંગા કિનારા ઉપર શાંતનુ રાજા શિકારથી આકર્ષાયલ આવશે અને તે આ સ્રીનો પતિ થશે.' આવી રીતે કહી રાજ્ઞવંદિત ચારણમુનિ પાછા આકાશ માર્ગે ચાલ્યા ગયા. પછી જન્હુરાજાએ ગંગાતટ ઉપર મણિરત્નમય જિનભુવન બંધાવ્યું અને પિતાની રજાથી અહિંયાં સ્થિતિ કરીને આ બાળા હમેશાં શ્રી આદીનાથ સ્વામીની આરાધના કરે છે. હે રાજા ! તેના ભાગ્યસમૂહવડે આકર્ષાઇ આવેલા આપ આવી ચડયા છો; માટે હવે આદિપ્રભુના સમક્ષ અર્થાત્ એ પ્રભુની સાક્ષી સહિત આ બાળાનું પાણીગ્રહણ કરો ' આ પ્રમાણે સાંભળી તે બાળા જાણે હાસ્ય કરવા નીકળતા નિર્મળ દાંતના કિરણોવડે પોતાના પતિને પ્રીતિગૃહની અંદર પ્રવેશ કરાવાને વાસ્તે તોરણ રચતી હોય તેમ વાણી બોલી—'જો રાજાજી મારૂં વચન ઉલ્લંઘે નહીં તો મારા પતિ થાય અને જો મારૂં કહેવું કબૂલ ન રાખે તો હું મારા પિતાને ત્યાં પાછી ચાલી જઉં. એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે.' કામવશ હૃદયવંત રાજાએ તે કન્યાની તેવી પ્રતિજ્ઞાને સ્વીકારી લઇ પ્રભુને સાક્ષી રાખી તે ગંગકુમારીનું પાણીગ્રહણ કર્યું.

રાજા જન્હુને એ બાબતની ખુશ ખબર મળતાં તરત ત્યાં આવ્યો, અને મોટા ઉત્સવ સહિત તેઓનો વિવાહવિધિ કર્યો. જન્હુરાજા પોતાને સ્થાનકે ગયા બાદ તે રાજદંપતી હર્ષસહ ત્યાં બેઠાં હતાં, તેવામાં આકાશની અંદર મહા તેજ તેમના દીઠામાં આવ્યું. 'શું સૂર્યનું મહા તેજ હશે ! અથવા અગ્નિનું,

ચંદ્રમાનું, વિજળીનું કે કોઇ મુનિના તપબળનું તેજ હશે!" આવું તે દંપતી વિચારતાં હતાં, તેવામાં તે તેજ સ્ફુરાયમાન થતું અને અંતરીક્ષ તથા પૃથ્વીને પ્રકાશમાન કરતું નજર અગાડી ખડું થયું. ધારીને જોતાં પુણ્યવંત બે મુનિ તે તેજની અંદર દીઠામાં આવ્યા, તેમને પ્રત્યક્ષ નિહાળી દંપતી આસન ઉપરથી ઉઠી ઉભાં થયાં. બેઉ મુનિઓએ ભકિત સહિત મનહરનારી સ્તુતિવડે મુકિતના અગ્રસ્થાનમાં રહેલા આદિપ્રભુની ભાવપૂજા કરી. પછી તે મુનિનું જોડું જિનાલયની બહાર આવ્યું એટલે દંપતીયે ભકિતપૂર્વક નમન કર્યું. ક્ષણવાર જિનમંદિરને નિહાળતાં તે મુનિ ત્યાં બેઠા. જરાવાર પછી શાંતનુરાજાએ પૂછયું—"હે ભગવંત! આપ અત્યારે આ જિનભુવનમાં કયાંથી પધારો છો?' તે બેમાંથી એક મુનિ બોલ્યા—"અમે વિદ્યાધર મુનિ છીયે. પુણ્યોપાર્જનમાં લંપટ થઇ તીર્થે તીર્થ જિનેશ્વરોને વંદન કરવાને માટે ફરીએ છીયે. સમેતશિખર, આબુ, વૈભારગિરી, રૂચક, અષ્ટાપદ, શત્રુંજય અને ગિરનાર વગેરે તીર્થોમાં અરિહંતને નમન કરવાની ઇચ્છાએ અમે ગયા હતા. છેવટ ગિરનાર ઉપર ભાવી તીર્થંકર શ્રી નેમિનાથજીને નમીને તે ગિરિના કાંચન નામના ચોથા શિખર ઉપર જતા હતા. તેવામાં દોષ વિનાની આકૃતિવાળો, શરીરકાંતિવડે સઘળી દિશાઓને પ્રકાશવંત કરતો અને જાણે અદ્દભુત રત્નમૂર્તિ હોય તેવો જણાતો એક પુણ્ય પ્રકાશિત દેવ અમારા દીઠામાં આવ્યો. તે નવીન કાંચનના મંદિરમાં શ્રી નેમિનાથજીની ભક્તિથી પૂજા કરતો હતો. તે દેવને કોઇ બીજા દેવે તેનું સ્વરૂપ પૂછયું, ત્યારે તે નીચે પ્રમાણે કહેવા લાગ્યો:—

'પૂર્વે આ ગિરનારની નજીક સુગ્રામ નામના ગામમાં રહેવાવાળો હું એક ક્ષત્રી હતો. મેલા મનવાળો હું હમેશાં યાત્રાળુઓને ઉપદ્રવ કરતો, દયા વગરનો થઈ જીવોને મારી નાખતો અને જૂઠું બોલ્યા કરતો હતો. હત્યા વગેરે દોષના કારણને લીધે મારા શરીરમાં લૂતા નામના રોગ થઇ આવ્યો. પછી કોઇ મુનિ પાસેથી આ તીર્થનું મહાત્મ્ય સાંભળ્યું એથી અહીંયાં આવ્યો. આ કાંચનગિરિ ઉપર શ્રી નેમિનાથજીની પૂજા કરવાથી અને ઉદયંતી નદીના પાણીમાં ન્હાવાથી ક્રમે કરી મારો રોગ મટી ગયો. ભરતચક્રીએ કરાવેલા શ્રી નેમિનાથજીના મંદિરમાં જિન-પૂજા કરવાથી મારી પાપસંતતી નાશ પામી ગઇ, અને આ તીર્થના મહાત્મ્યવડે આત્મારામ પ્રભુનું ભજન કરતો હું આ દેવ સ્વરૂપને અને લોકોત્તર તેજસ્વીપણાને પામ્યો છું. આ તીર્થની સેવાથી મને દેવપણું મળ્યું છે તેથી તેની બીજીવાર ભેટ લેવા માટે હું અહીં આવ્યો છું અને આદરથી અહીંયાં આ જિન-ભુવન મેં કરાવ્યું છે જેનાથી સિદ્ધિ હાથ લાગી તેનો જો આ-શરો ન કરીએ તો નઠારી ગતિમાં પડાય છે, અને તે સ્વામીદ્રોહ કહેવાય છે. વળી આ પ્રભુની સેવાવડે આવતા જન્મમાં મને આનંદ આપનારૂં કેવળજ્ઞાન પ્રાપ્ત થશે અને મારી મુકિત થશે. આ પ્રભુની સેવાથી હત્યા વગેરે દોષો પણ નાશ નામે છે, તેથી વિશેષે કરીને અહીંજ સાનિધ્ય કરીને હું રહેલો છું. મારૂં નામ સિદ્ધિવિનાયક છે અને મારૂં આશ્રિત કરેલું આ તીર્થ સુખને વાસ્તે અને પાપક્ષયને વાસ્તે થાય છે.

આવી રીતે તીર્થનું મહાત્મ્ય અને પોતાનો વૃત્તાન્ત કહી આકાશને પ્રકાશવંત કરતો તે દેવ સ્વર્ગમાં ચાલ્યો ગયો.

તે સાંભળીને પછી અમે પ્રભુને નમી તીર્થ કરવાના લાલચુ બની ત્યાંથી રવાનઃ થયા. અહીંયાં નીકળતાં આ રમણિક મણિચૈત્ય અમારા દીઠામાં આવ્યું. તેથી અહીં ઋષભ પ્રભુને નમન કરવા ઉતર્યા. હવે બાળકવયથીજ અમે વૈરાગ્યમાં રંગાઇ પોતાનો જન્મ સફળ કરવા માટે અહીંયાંથી બીજા તીર્થોએ જઇશું.” આમ કહી તે વ્રતધારી મુનિઓ ચાલ્યા ગયા. પછી શાંતનુરાજા મનમાં વિચારવા લાગ્યો.—“ હું પુણ્યના યોગ બળવડે કયારે એ તીર્થે જઇશ !” રાજા શાંતનું આવો વિચાર કરતો હતો. તેવામાં તેનું પાછળ રહી ગયેલું લશ્કર ત્યાં આવી પહોંચ્યું. તેણે ગંગાતટ ઉપર તે મંદિર અને પ્રિયા સહિત શાંતનુરાજાને જોયા. રાજાને દેખતાંજ હર્ષોત્કર્ષથી સઘળા લશ્કરીઓ જય જયના નાદ કરતા રાજાને કહેવા લાગ્યા—‘ હે વિભો ! અમારા જોતજોતામાં આપ વેગળા ચાલ્યા ગયા, તે આજે લાંબા વખતે દીઠામાં આવ્યાથી અમારે આજ અખંડ મંગળ વર્ત્યું છે.” પછી શાંતનુરાજા મૂર્ત્તિમાન લક્ષ્મી સરખી ગંગારાણી સહિત હાથી ઉપર બેસીને હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં ગીચવૃક્ષોની ઘટાવાળા જંગલમાં ક્રીડાગિરિ ઉપર અને નદીમાં ગંગાદેવીની સંગાથે શાંતનુરાજા અવિયોગીપણે અહર્નિશ રમવા લાગ્યો. કેટલોક વખત વીત્યા પછી ગંગાદેવીને શુભ સ્વપ્ન સૂચિત ગાંગેય નામનો પુત્ર થયો. તે પુત્ર તેજમાં સૂર્ય સરખો, કળાવંતમાં ચંદ્રમા સરખો, કવીપણામાં શુક્ર સરખો, બુધની પેઠે વિબુધપ્રિય—વિદ્વાનોને વ્હાલો લાગનાર, બૃહસ્પતિની પેઠે સઘળી વિદ્યાનો જાણનાર, સઘળી રીતે મંગળપ્રિય, અને નઠારા કર્મોના આરંભમાં શનિ—સરખો મંદ થયો. સ્નેહવતી ધાવમાતાઓવડે

આગ્રહ સહિત લાલિત થતો તે રાજકુમાર દિન પ્રતિદિન મોટો થયો. તે ગંગાદેવીએ જાતિજ્ઞ શાંતનુરાજાને બહુ વખત વિનય સહિત વીનતી કરી; તો પણુ તેણે શિકાર કરવાનું વ્યસન ક્ષણુ વાંર પણુ છોડયું નહિ. હમેશાં ગંગાદેવી તેને કહેતી કે–" આ શિકાર નામથી અને પરિણામથી રોજ પાપની સમૃદ્ધિજ છે, તે આદિનાથજીના વંશમાં જન્મ લેવાવાળા આપને ઘટિત નથી." આમ બહુ રીતે વાર્યા છતાં પણુ જ્યારે શાંતનુએ શિકારની ટેવ છોડી નહીં, ત્યારે ગંગાદેવી કુંવરને લઇ પિતાને ઘેર (પીયેર) જતી રહી. જંગલમાંથી શિકાર કરી જ્યારે રાજા ઘેર આવ્યો ત્યારે પોતાની સ્ત્રીને ન દીઠી એથી મૂર્છા પામ્યો. પછી થોડીવારે ભાનમાં આવ્યો કે શોકથી અકળાઇ વિલાપ કરવા લાગ્યો–"હે ગંગે ! કામદેવ આનંદ સહિત મારા શરીરને નિ-વિડ બાણોથી વાધે છે, તે જોવા છતાં તું રજપુતાણી થઇને મારી કેમ બેદરકાર કરે છે? હે પ્રિયે મેં પહેલાં કોઇ વખત પણુ તારો ગુન્હો કર્યો નથી, તેમ છતાં અકસ્માત અપરાધી ગણીને તેં કેમ તજી દીધો ?" આવી રીતે બોલતાં વિરહાગ્નિ વડે વિહ્વલ બનેલા રાજાની અગાડી કુલ પ્રધાનો આવીને નીતિ-વચનામૃતથી સમજાવવા લાગ્યા કે–"હે સ્વામી ! આપ સમજુ છતાં મૂર્ખાની પેઠે કેમ વર્તો છો ? પવન વડે મેરૂની પેઠે શોક વગેરેથી આપ હમણાં કેમ પીડાઓ છો ? રાજાઓ સઘળી ભૂમિના સ્વામિ હોય છે, તો આપ સ્ત્રીને માટે બધી ભૂમિની કેમ અ-વહેલના-તિરસ્કાર કરો છો ? સમસ્ત પ્રાણિઓને હમેશાં સંયોગ વિયોગ થયાજ કરે છે, તેને માટે કયો ડાહ્યો પુરૂષ હર્ષ શોક-થી પીડા પામે ? હે રાજન્ ! આપ યાદ કરો. ગંગાની પાસે

આપે સોગંદ ખાધા હતા કે ' હું તારૂં વચન ઉલ્લંઘન નહીં કરૂં' તેમ છતાં તેની વાત તરફ બેદરકારી બતાવી તેથી મનમોજ પ્રમાણે વર્ત્તનારી ગંગા ચાલી ગઇ છે. " આવી રીતે મંત્રિયોએ શિખામણ આપેલા અને અગાડીના સોગંદની યાદી આપેલા રાજાએ ઉપરથી શોકને તજી દીધો; પરંતુ મનમાંથી તો તે જરાપણ છોડી શકયો નહીં. એ પ્રકારે વિયોગથી વ્યાપ્ત શાંતનુરાજાએ અગ્નિથી તપેલાની પેઠે, મહાદુઃખમાં સાગરોપમ સરખાં ચોવીશ વર્ષો વીતાવ્યાં.

અહીંયાં ગંગાદેવી ગાંગેય કુંવરને લઇ પીયર ગઇ. જન્હુ રાજાએ સન્માન કરીને તેને સુખે રાખી, મોશાળમાં અનુક્રમે મોટા થતા ગાંગેયે ગુરૂની પાસેથી આગ્રહપૂર્વક સઘળી વિમળ કળાઓ પ્રાપ્ત કરી. તેણે ગુરૂની પાસેથી ધનુર્વિદ્યાનું એવું અધ્યયન કર્યું કે જેથી બાણોવડે ઇંદ્રધનુષ્યની પેઠે આષાઢી મેઘધારાને પણ તેણે જીતી લીધી. અનુક્રમે પાર વગરનાં શાસ્ત્રો અને શસ્ત્રોનો જાણનાર થયો અને યૌવન અવસ્થાની સંપત્તિથી તે સ્ત્રીઓને પણ ગરજ કરવા લાયક થયો. એક વેળાએ કોઇ ચારણમુનિ પાસેથી ધર્મ પામીને તે વૈરાગ્યવંત સઘળા જીવો ઉપર દયાવંત અને મુનિના સરખો ક્ષમાશીળ બન્યો. પછી વૈરાગ્યથી ગંગાનદીને કાંઠે આવીને નંદન વનમાં રહેલા શ્રી આદિપ્રભુનું આરાધન કરવા લાગ્યો.

એ સમયમાં શાંતનુરાજા ફરી શિકાર રમવાના રસને લીધે ફરતો ફરતો તેજ જંગલમાં આવી ચડયો. તેણે જાળ અને ફંદવાળા શિકારીઓથી તે આખા જંગલને ઘેરી લીધું. કુતરાઓના સંચારથી અને પારધીઓના હોકાટાઓથી ત્રાસ પામેલાં જંગલનાં જીવોના સંચારને લીધે તે આખું વન ક્ષોભ પામી ગયું. કોઇ

ઘેર્યા છતાં નાશી જાય છે, કોઇ પારધીઓને સ્હામાં ડરાવે છે, કોઇ દોડીને ઉલટાં શિકારીઓ ઉપર આવી પડે છે, કોઇ સ્ફુરે છે, કોઇ પડે છે અને કોઇ દુર્મદ જનોથી હણાય છે. એવી રીતે તે જંગલમાં સર્વ જીવો 'ક્યાં જવું?' એવો સંભ્રમ પામી ગયાં. આ પ્રમાણે જોઇને ગાંગેય હાથમાં ધનુષ્ય લઇ, બખ્તર પ્હેરી, ભાથારૂપ પાંખો બાંધી ત્યાં જઈ પહોંચ્યો અને તેણે વિનયથી રાજાને કહ્યું—"હે રાજન્! આપ પૃથ્વી પાળનાર છો તેથી આપની પૃથ્વિ ઉપરનાં સઘળા જીવોનું આપે કષ્ટથી પણ સંરક્ષણ કરવું જોઇએ; કારણકે રાજા લોકપાળ કહેવાય છે. રાજાએ ગુન્હેગારોને મારવા અને બેગુન્હેગારોને બચાવવા એવો ધર્મ છે, તેથી આ ઘાસ પાણીનો ઉપયોગ કરનારાં અને જંગલમાં રહેનારાં બેગુન્હેગાર જીવોને તો કદિ પણ મારવાં જોઇએ નહિ. હે રાજન્! બળવંત દુશ્મન રાજાઓની સાથે બળ બતાવવું વ્યાજબી છે; પણ આવા નિર્બળ જીવોની સાથે બતાવેલું આપનું બળ શોભતું નથી, જેમ આપ આપના રાજ્યની હદની અંદર કોઇનો પણ અન્યાય સહન કરી શકતા નથી, તેમ આ જંગલનો હું રખેવાળ છું, તેથી અહીં કોઇ પણ અન્યાય થાય તો તેને હું સહન કરી શકીશ નહી." આવી રીતે ગાંગેયે બહુ બહુ કહ્યું; તો પણ શાંતનુરાજાએ તેની દરકાર કરી નહીં અને રીશથી ફરીવાર શિકારમાં દોરાઈ શિકાર કરવા લાગ્યો.

તદનંતર ગાંગેયે ગુસ્સાથી ધનુષ્યની પણચ ચડાવી કાનમાં ભયંકર જણાવા જેવો ટંકાર અને સિંહનાદ કર્યો. જેવી રીતે એકલો સિંહ હરિણોને અને એકલો સૂર્ય અંધારાને દૂર હઠાવી નાખે તેમ એકલા ગાંગેયે સઘળા શિકારીઓને ઉપદ્રવવંત કરી

નાંખ્યાં. તરત રણરસિયા શાંતનુરાજાએ ગુસ્સાથી ધનુષ્ય લઇ પોતાના બાહુબળથી ગર્વવંત બની લડવાને માટે તે (ગાંગેયે) ને બોલાવ્યો. પછી હમેશાં લડાઈમાં ચેતન રહેનારા તે બન્ને વીરો અસ્ત્રના સંઘાતથી ત્રણે જગતને ભય કરનારા થઇ માંહોમાંહે લડવા લાગ્યા. એટલામાં કોઈ બાતમીદાર સેવકની મારફત આ ખબર સાંભળી ગંગાદેવી તાકીદે ત્યાં આવી પહોંચી ને તે હર્ષથી પોત્તાના ચિત્તના ભાવને ફેલાવતી રાજાને કહેવા લાગી–"સ્વામી ! વ્યશ્નનમાં રૂંધાઇને આપ આ શું કરો છો ? તત્ત્વને જાણતાં છતાં પણ આપ સત્વથી પોતાનાજ પુત્રની સંગાથે લડાઇ કેમ કરો છો ?" તે સાંભળી ગંગાને પ્રત્યક્ષ દેખી રાજા બહુજ રાજી થયો અને તરત બોલ્યો—"વ્હાલી ગંગાદેવી ! તમે અહીંયાં કયાંથી ?" ગંગાદેવી શાંતનુને પોતાની હકીકતથી વાકેફ કરી તુરત પુત્રની પાસે આવી તેને કહેવા લાગી કે–"પુત્ર ! આ તારા પિતા છે." એ વખતે રાજા શાંતનું પણ ઘોડા ઉપરથી હેઠલ ઉતરી હર્ષોત્કર્ષથી વારંવાર કહેવા લાગ્યા કે—"વત્સ ! અહિં આવ, અહિં આવ, અને લાંબા વખતથી ઉત્સુક રહેનારાને આલિંગન આપ." ગાંગેય પણ તરત અસ્ત્ર છોડી દઇ ભક્તિથી ભૂમિ ઉપર આલોટતો કેશરૂપ હાથોવડે આંસુના પાણીથી વ્યાપ્ત થઇને પિતાના ચરણને સ્પર્શ કરવા લાગ્યો. બન્ને બાહુથી ઉત્સુકપણે પુત્રને આલિંગન દેતો શાંતનુરાજા જાણે દ્વિધા થયેલા (જુદા પડેલા) પોતાના દેહનું ઐક્ય–ભેગું કરતો હોય તેમ જણાવા લાગ્યો. તે મળેલા બાપ બેટાના આંસુના પાણીથી સિંચન થતાં ભૂમિ પણ પોતાના ધણી અને તેમના પુત્રના સ્નેહથી ઉલ્લાસ પામવા લાગી. પછી ગંગાદેવી પણ સાત્વિકભાવને બતાવતી રાજાની અગાડી બેઠી અને હર્ષથી પોતાના કુંવરને પોતાના ખોળામાં

બેસાર્યો. બન્ને ઉપર પેદા થયેલા અતિ સ્નેહના ભારથી રાજાનું ગળું રૂંધાઇ ગયું. થોડીવારે જાણે સ્નેહને મળતો હોય તેમ તે ગળગળો બની પોતાની વ્હાલીને કહેવા લાગ્યો—"દેવી ગંગે ! હવે ફરી તમારા રાજ્યને સેવો, આ પુત્રને સ્વીકારો અને હે વ્હાલી ! સ્નેહ પરાયણ નજરથી મારી પણ સંભાવના કરો. હે કાંતા ! તમારા વિયોગથી કોઇ ઠેકાણે મને હૃદયમાં પ્રેમ થતો નથી. 'રાત વગરનો ચંદ્રમા નકામાં કિરણો વાળો કેમ ન બને ? માટે હે ગૃહેશ્વરી ! ઘેર ચાલો, મારા ઉપર વાંકી નજર ફેંકો ( કટાક્ષ બાણ ફેંકો અને તમારા વિરહાગ્નિવડે તપી રહેલાં મારાં અંગોને શાંત કરો." જ્યારે આપ તે વચનથી ભ્રષ્ટ થયા તો પછી હું કેમ આપનાથી ભ્રષ્ટ—જુદી ન થાઉં ? સઘળા દુઃખના જથ્થારૂપ ફૂલોને ખિલવવામાં ચંદ્રકાંત સરખી જીવહિંસા મહા અહિત કરનારી છે, તેને હજુ સુધી પણ આપ તજતા નથી, તો હવે મારૂં શું કામ છે ? આ આપના પુત્ર ગાંગેય સઘળાં સંપૂર્ણ શાસ્ત્રો અને અસ્ત્રવિદ્યાનો જાણનાર, ધર્મવંત અને આપની ઉપર ભક્તિ રાખનારો છે તો તેને રાખો. હવે મારા વિષે લોભ કરો નહીં. હે સ્વામી ! આપને આ પુત્રનું ઓળખાણ કરાવવાને માટેજ હું આવી હતી. હવે મને પીયર જવાની રજા આપો." આ પ્રમાણે કહી, પતિ અને પુત્રે ચારૂ વચનવડે આદરથી વારી તો પણ તે માનિની પીયરે ચાલી ગઇ. વ્હાલીના વિરહથી અને પુત્રના મિલાપથી શાંતનુંરાજા ઉન્હાળામાં વૃક્ષોની છાયાવાળા સરોવર—તળાવની પેઠે સરખા દુઃખ સુખને પ્રાપ્ત થયો. પછી ગાંગેય કુંવરને લઇ, હાથી ઉપર બેસારી મોટા ઉત્સવ સહિત રાજાએ પોતાના પાટનગરમાં પ્રવેશ કર્યો.

એક વેળાએ શાંતનુ રાજા શ્રમ રહિત ઘોડા ઉપર બેસી લીલાથી ફરતો ફરતો યમુના નદીને કિનારે જઇ પહોંચ્યો. યમુનાને નિહાળી વિચારવા લાગ્યો કે–"અહા ! આ નદી શું ભૂમિરૂપી ભામિનીની વેણી ? આ તેનું (કાળું) પાણી શું તેણીની આંખમાંનું કાજળ છે ? અથવા પાણીમાં ન્હાવા આવેલી અપ્સરાઓના સ્તનો ઉપરથી ઉતરેલી કસ્તૂરી છે ? અથવા શું આ નદીનું પાણી લઇનેજ મેઘ અંજનના જેવો કાળો બની શરદ્‌ઋતુમાં પાછું તે પાણી છોડી દેવાથી ધોળો થતો હશે ? અથવા કાંઠા ઉપર રહેલા વૃક્ષોના વનસાથે પોષણ કરવાના સંબંધને લઇને આ નદી અને તે ઝાડો માંહોમાંહે શ્યામ વર્ણ ધારણ કરતાં હશે?" આ પ્રેમાણે શાંતનુરાજા યમુનાનું વર્ણન કરતો હતો. તેવામાં હોડી મારફત યમુનામાં રમ્મત ગમ્મત કરતી કોઇ એક હરિણના સરખી વિશાળ પાણીદાર અને તેજસ્વી આંખ્યોવાળી સ્ત્રી તેની નજરે પડી. તેને જોઇને "શું આ યમુનાદેવી પ્રત્યક્ષ થઇને પોતાના જળમાં આવીને રહેલાં હશે ! અથવા શું અપ્સરા સ્વર્ગને ત્યજીને અહીં આવેલી હશે !" આવી રીતે વિચારણા કરતો રાજા કામદેવના બાણોથી વીંધાઇ ગયો. તેથી તેણે બીજા ખારવાઓને પૂછયું કે–"આ જાણે દેવી હોય તેવી સ્ત્રી કોણ છે ?" ખારવાઓ પૈકી તેઓના એક મોરવી ખારવે રાજા અગાડી આવી કહ્યું કે–"મહારાજા ! એ ગુણવંતી સ્ત્રી મારી દીકરી છે. હરતી ફરતી સરસ્વતી હોય તેમ તે સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ છે, મૂર્તિમાન લક્ષ્મી હોય તેમ તે સઘળાં શુભ લક્ષણોથી સંપૂર્ણ છે, દિવ્ય ઔષધની પેઠે તેણીના સ્પર્શથી સઘળા રોગોનો નાશ થાય છે. ફુલવેલની પેઠે ઘરમાં રહીને તે દારિદ્ર્યરૂપ સૂ-

ર્યના તાપને હરી લેનારી છે, અને નિષ્કલંક ચંદ્રલેખાની પેઠે ગુરૂ-વડિલ પૂજ્ય, શુક્ર-કવિતા અને બુધ વિદ્વાનોને આશ્રિત બનેલી છે. એવી એ બાળા કોઇ પોતાની જોડીને શોભાવા સરખા પતિને ન પામવાથી હજુ લગી કુંવારીજ રહેલી છે." આવું સાંભળી શાંતનુરાજા ઘેર ગયો. અને પોતાના ડાહ્યા-શાણા પ્રધાનોને બોલાવી તે ખલાસી પાસે તે કન્યાનું માગું કરવા મોકલ્યા. ખલાસીએ સન્માનથી તેઓને ઉત્તમ આસન ઉપર બેસાર્યા. પછી પ્રધાનોએ બહુ માનથી રાજાને માટે તે ખલાસીની કન્યાનું માગું કર્યું કે-"હે નાવિક ! સઘળી પ્રજાને પાળનાર અને સર્વ દેવમય શાંતનુરાજા સાક્ષાત્ તમારી પુત્રીની યાચના કરે છે. હે ખલાસી ! દીકરીના સંબંધને લીધે રાજાથી હમેશાં સન્માન પામેલો તું અમારે પણ પૂજ્ય થઈ પડીશ." ખલાસીએ કહ્યું-"રાજા સર્વ દેવમય છે, અને હું નીચ જાતિ છું, માટે તેમણે આ બાબતમાં મારી પ્રાર્થના કરવી વ્યાજબી નથી. બરોબરીયા કુળવાળાઓનોજ સંબંધ ઘટિત છે. નહીંતો રાત અને દિવસની પેઠે પક્ષપાત-તફાવત એક બીજાથી વિરૂદ્ધ વર્ત્તનવાળા, થઇ પડે છે." પ્રધાનોએ કહ્યું-"આ કન્યાનું આવું ખુબસુરતપણું આ હીનકુળમાં પેદા થયેલ હોય એમ લાગતું નથી; કેમકે જાતિવંત રત્નની પેદાશ રોહણાચળમાંજ સંભવે; પણ બીજે સંભવેજ નહીં. આ બાળા કોઇ કારણ યોગથીજ તારે ત્યાં રહેતી હશે. તે વિના શાંતનું સરખા સુજ્ઞરાજાનું મન કેમ લલચાય ! માટે હે નાવિક! આ બાબતમાં યુક્ત અયુક્તનો વિચાર કરતાં તારે ના કહેવી યુક્ત નથી તેથી અમારા આગ્રહવડે તું રાજાનો હુકમ સઘળી રીતે માથે ચડાવ." નાવિક બોલ્યો-"હે પ્રધાનો ! રાજાનો હુકમ

જો કે સઘળી રીતે માની લેવો જોઇયે, પણ ડાહ્યા મનુષ્યોએ કન્યાને માટે બહુ વિચારવાનું છે. આ કન્યા નીચ કુળમાં પેદા થયેલી હોવાથી તે આગળ ઉપર દુઃખી થવાની અને પતિના અપમાનથી શરીર ઉપર થયેલા ફોલ્લાની પેઠે બળવાની. વળી ગંગાનો પુત્ર ગાંગેય બહુ બળવાન્ છે અને રાજ્યના ભારની ધુંસરીને લાયક છે તેથી મારા દોહિત્રને (દીકરીના દીકરાને) તે પણ દુઃખ દેનારોજ થાય. આ મારી દીકરી દાસી થાય તો તેનાં ફરજંદો પણ તેવાંજ લેખવાય તેથી બન્ને અર્થથી ભ્રષ્ટ કરવાને હું મારી દીકરી રાજાને દઇશ નહિ.” તે સાંભળી પ્રધાનોએ આવી તે સઘળા સમાચાર રાજાને કહ્યા. તે સાંભળીને શાંતનુરાજા વેચાયલી ચીજમાંથી બાકી બચેલી ચીજની પેઠે દુઃખથી ગ્લાની પામી ગયો. તે હકીકત જ્યારે ગાંગેયના જાણવામાં આવી ત્યારે પોતે જાતે ખલાસીની પાસે જઇને તે કન્યાનું માગું કરવા લાગ્યો—“ આ તમારી દીકરી મારી માતા ગંગાદેવીની પેઠે મારે હમેશાં પૂજ્ય થઇને સુખેથી રહો, અને તેમની વાણી મારે વિષે હમેશાં સફળ થાઓ. હું પેહેલેથીજ વૈરાગ્યવંત છું. મારી બુદ્ધિ રાજ્ય લેવાની નથી તેથી તમારી પુત્રીનો જે પુત્ર થાય, તેજ મારો ભાઇ સુખે રાજ્ય ભોગવો. આમ છતાં કદિ મારા પુત્રો જોર જુલમથી તેનું રાજ્ય છીનવી લે, એવું જો તમારા મનમાં આવતું હોય તો આજથી મારે બ્રહ્મચર્ય છે. આ બાબતમાં દેવો સાક્ષી છે, અને રાજાઓ મારા જામિન છે.” આવી રીતે પ્રતિજ્ઞા કરીને ગાંગેયે ખલાસી પાસેથી તે કન્યાની માગણી કરી. તુરત જય જય શબ્દ સહિત આકાશમાંથી ફૂલોનો વરસાદ થયો. અને ‘ગાંગેયે, મહા ભયંકર વ્રત ગ્રહણ કર્યું છે તેથી

તે ખરેખર ભીષ્મ છે.' એમ આકાશમાં દેવો કહેવા લાગ્યા. તે વેળાએ ખલાસી હર્ષ પામી બોલ્યો-" હે ગાંગેય ! આ કન્યાનું કુળ પહેલેથીજ સાંભળો; કેમકે ચંદ્રિકા ચંદ્રમાંથીજ થાય છે. આ ભરતક્ષેત્રમાં પુરૂષ રત્નોથી શોભાવંત રત્નપુર નામનું નગર છે. તેમાં જિનાજ્ઞાને મુકુટ ઉપર ધારણ કરનાર રત્નશેખર નામનો રાજા છે. સઘળે ઠેકાણે ફેલાતી તેની આજ્ઞા દિશાઓમાં ફરતાં ફરતાં જરાવાર થાક મટાડવાને માટે શત્રુ રાજાઓના માથા ઉપર વિસામો લેતી હતી. તે રાજાને રત્નવતી નામની ઝવારી શકાય એવી ગુણવતી રાણી છે, જે અનુપમ શીળથી પોતાના પતિના મનમંદિરમાં સદા વાસ કરતી હતી. એક વખતે તે રત્નવતીએ સ્વપ્નમાં ચંદ્રકાંતિ નિહાળીને સગર્ભા થઇને ક્રમે કરી ગર્ભમર્યાદા પુર્ણ થતાં ચંદ્રકાંતિને જેમ સંધ્યા જન્મ આપે તેમ આ પુત્રીને તેણીએ જન્મ આપ્યો. જન્મ થતાંજ તે પુત્રીનું કોઇ વિદ્યાધર હરણ કરી આ યમુનાના કિનારા ઉપર મૂકી અંતર્ધાન થઇ ગયો. તે વખતે 'આ સર્વ શુભ લક્ષણવંતી રત્નશેખર રાજાની કુંવરી સત્યવતી શાંતનુરાજાની સ્ત્રી થશે.' એવી આકાશવાણી સાંભળી, આ કન્યાને લઇ હું ઘેર આવ્યો અને હમેશાં સારો ખોરાક આપીને તેણીને ઉછેરી. હે ગાંગેય ! દેવના બતાવેલા આ કન્યાના પતિ શાંતનુરાજાજ છે, તેથી તમારા સત્વવડે આ મારી દીકરી સાથે ખુશીથી તેઓ વિવાહિત થાઓ." આ પ્રમાણે સાંભળી ખુશી થયેલા ગાંગેયે તાકીદથી પિતાની પાસે આવી તેમને રાજી કરવા માટે તે કન્યા સંબંધી પહેલેથી માંડી છેવટ લગી હકીકત કહી સંભળાવી. તે વેળાએ શાંતનુરાજા પુત્રના સત્વથી અંતઃકરણની અંદર કંઇક ચમત્કાર

પામ્યો અને પોતાના હીનસત્વપણાને માટે જરાવાર કંઈક શરમાઈ ગયો. પછી વિદ્યાધરોએ ઉત્સવ કરેલા શાંતનુરાજાએ સત્યવ્રતવાળી સત્યવતી કન્યાનું પાણીગ્રહણ કર્યું. અને તે દિવસથી ગંગાને સંયોગે સાગર, ચંદ્રલેખાને સંયોગે આકાશ અને સોનાની વીંટીના સંયોગે રત્ન શોભે તેની પેઠે સત્યવતીના સંયોગથી શાંતનુરાજા શોભવા લાગ્યો. સત્યવતીના પ્રેમમાં મગ્ન થયેલો શાંતનુ ભૂપતિ રમણિક ઉદ્યાનોમાં અને મંદિર–મહેલોમાં સઘળાં કર્મવડે ઇચ્છામુજબ ઘટતી રીતે સમસ્ત વિષયોને ભોગવવા લાગ્યો. નીતિની અંદરથી ન્યાય અને ધર્મ ઉત્પન્ન થાય તેમ શાંતનુ ભૂપને સત્યવતીના સંયોગથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એ નામના બે પુત્રો ઉત્પન્ન થયા. પછી શિકારની ટેવથી બંધ પડેલા શાંતનુરાજાએ શત્રુંજય વગેરે તીર્થોએ જઇ પુણ્યકાર્ય કરી પોતાના જન્મને સફળ કર્યો. જ્યારે આયુમર્યાદા પૂર્ણ થતાં શાંતનુ રાજા મરણ પામ્યો ત્યારે સાચી પ્રતિજ્ઞાવાળા ભીષ્મે (ગાંગેયે) ચિંત્રાગદને રાજ્યાભિષેક કરી તખ્તનશીન કર્યો.

એક વેળાએ દુર્મદ ચિત્રાંગદે ગાંગેયનું કહ્યું ન માનતાં નિલાંગદ નામના ગાંધર્વની સંગાથે યુદ્ધ કર્યું. બળવંત નિલાંગદે ગુસ્સો લાવી ચિત્રાંગદને જાનથી ઠાર માર્યો. તે વાત સાંભળીને ગાંગેયે રણભૂમિમાં આવી નિલાંગદને ઠાર મારી ભાઇને માર્યાનો બદલો લીધો. મનુષ્યોમાં ઉત્તમતાને સેવનારા ગાંગેયે પછી વિચિત્રવીર્યને રાજ્યાસન ઉપર બેસાડયો. તે પરાક્રમી વિચિત્રવીર્યે પોતાના માથા ઉપર અરિહંત પ્રભુની અને દુશ્મનોના માથા ઉપર પોતાની આજ્ઞા ધારણ કરાવી. તે અરસામાં રાજાની

ત્રણ શક્તિઓ હોય તેવી કાશીના કાળરાજાને અંબા અંબિકા અને અંબાલિકા—અમ્બાલા નામની ત્રણ કન્યાઓ હતી. કાશીરાજે તેઓનો સ્વયંવર કરી સર્વ રાજાઓને બોલાવ્યા; પણ વિચિત્રવીર્યને નીચજાતિની માનું ફરજંદ સમજી બોલાવ્યો નહીં. તેથી ગાંગેયને ગુસ્સો આવ્યો, એથી તેણે સ્વયંવરમાં જઇ બધા રાજાઓના જોતાં ત્રણે કન્યાને હરણ કરી લીધી. તરત સઘળા રાજાઓ ગુસ્સો લાવી લઢવાને એકઠા થઈ શસ્ત્રોને ઉંચા કરી અને કવચ ધારણ કરી ગાંગેય ઉપર ધસી આવ્યા. સૂર્ય જેમ તારાઓના તેજને હરી નાંખે, તથા વાયરો ફોતરાંને ઉડાડી નાંખે તેમ પરાક્રમી ગાંગેયે પોતાના તેજથીજ બધા દુશ્મનોને જીતી લીધા. પછી તાકીદે પોતાને નગરે જઇ પોતાના ઓરમાન ન્હાનાભાઇને મોટા ઉત્સવ સહિત તે ત્રણે કન્યાઓની સાથે પરણાવ્યો. કામરૂપ સાગરને તરવામાં હોડી જેવી તે ત્રણ સુંદર કન્યાઓને વિચિત્રવીર્ય માનવા લાગ્યો. તેઓની સંગાથે સાંસારિક સુખ ભોગવતાં તે કામેલ સ્ત્રીઓને ત્રણ પુત્રો થયા એટલે કે અંબિકાને ધૃતરાષ્ટ્ર નામનો પુત્ર થયો કે જે પોતાનાં નઠારાં કર્મના સંયોગથી જન્મથીજ આંધળો થયો. અંબાલિકાને પાંડુ નામનો પુત્ર થયો કે જે અખંડ બળશાળી થયો, અને અંબાને વિદુર નામનો પુત્ર થયો કે જે દુશ્મનોને છુંદી મારવામાં આદરવંત થયો—એ રીતે ત્રણ પુત્રો વિનયથી નમણાશવાળા શોભવા લાગ્યા. બહુ કામ સેવવાવાળા તે રાજાના શરીરમાં ક્ષય રોગ ઉત્પન્ન થયો. તે રોગે જરાવારની અંદર શરીરને ક્ષીણ કરી દુઃખ દેખાડી પરાણે પ્રાણનો ક્ષય કરી નાંખ્યો. જ્યારે વિચિત્રવીર્ય દેવલોક પામ્યો ત્યારે પ્રધાનોએ પાંડુ કુમારને રાજ્યગાદી

ઉપર બેસાડયો. હમેશાં આધિ ઉપાધિનો નાશ કરનારા, કીર્તિરૂપ ધનવાળા અને ન્યાયવડે દંડ–કર લેનારા પાંડુરાજાએ ટુંક વખતમાં તમામ રૈયતને પૈસાવાળી બનાવી દીધી. પોતાના ગુણોવડે પૂજન લાયક પાંડુરાજા દરરોજ અરિહંતના પૂજનમાં તત્પર થયો અને દુશ્મનોએ નમવા લાયક છતાં પોતે મુનિઓને ભક્તિપૂર્વક નમવા લાગ્યો.

એક વેળાએ વસંતઋતુ આવતાં પાંડુભૂપતિ રાજી થઈ ગમ્મતને વાસ્તે વન લક્ષ્મીનું અક્ષીણ સૌંદર્ય (વનની અખંડ શોભાને) જોવાને જંગલમાં ગયો. ત્યાં આંબાના ઝાડોને દેખી મદ ધારણ કરતો, નારંગી ઉપર રંગ રાખતો, કામદેવના દીપક સરખા ચંપા ઉપર પ્રદીપ્ત થતો, કળિયોવાળાં બોરસલીનાં ફૂલોથી અલંકૃત થતો, અશોકના ઝાડ ઉપર શોક રહિત થતો અને મલ્લિકાના ફૂલોની માળાનો શણગાર ધરતો તે શોભવા લાગ્યો. કુમુદના સરખી ઉજળી કીર્તિથી બ્રહ્માંડને ઉજળો કરતો પાંડુરાજા વસંતની પેઠે વનભૂમિને અલંકારવાળી કરવા લાગ્યો. અગાડી જતાં આંબાના ઝાડ નીચે વારે વારે ચિત્રફલકને એક ટકથી દેખતો કોઇ એક પુરૂષ તેના દીઠામાં આવ્યો. કૌતુકી રાજાને દેખી વસ્ત્રના છેડાથી ચિત્રફલકને ઢાંકી દેતા તે પુરૂષને રાજાએ પુછયું કે–"તે શું છે?" તે પુરૂષે બતાવ્યું તો તેની અંદર કોઈ મૃગનયની સ્ત્રીનું અદ્ભુત રૂપ તેના દીઠામાં આવ્યું. તેના લાવણ્યજળના સંયોગથી રાજાએ પોતાના માથારૂપી કમળને ધુણાવ્યું અને વિસ્મિત થઇ તે વિચારવા લાગ્યો કે–"અહા! આનાં સઘળાં અંગમાં કેવી સૌંદર્યતા છે? કેવી અનુપમ લા-

વર્ણ્યતા છે! અહા! એના શરીરની કાંતિના જથ્થો કેવો સ્વ-ભાવિક મનહર દેખાય છે! આ રમણિક બાળાના શરીર ઉપર આવીને કમળ, ચંદ્રમા અને અંધારાએ નેત્ર, મુખ અને વાળના બ્હાનેથી પોતાનું હમેશનું વૈર છોડી દીધું દેખાય છે. મતલબ કમળને ને ચંદ્રમાને અને ચંદ્રમાને ને અંધારાને હમેશાં વૈર હોય છે—એટલે ચંદ્રને જોઇ કમળ બીડાઇ જાય છે અને અંધારૂં છુપાઇ જાય છે; છતાં તે સ્વભાવ છોડી દઇ સંગાથે રહેલાં જ-ણાય છે! આ ચિત્રની આકૃતિ ખચિત સોનાની વેલ સરખીજ છે, તેના હાથ એ વેલનાં પાંદડાં છે, દાંત ફૂલો છે, હસવું એ સુવાસના છે અને નિબિડ સ્તનરૂપ બે ફળ છે. મીઠીવાણીને વ-રસાવતી આવી બાળાની પેદાશ દેવોને માટે પણ સંભવતી નથી. તેમ એનું મુખ, ચંદ્રની કાંતિ અને અમૃતને ધારણ કરે છે તેથી નાગકુમારોને માટે પણ એની પેદાશ સંભવતી નથી. જ્યારે આવી બાળા દેવને પણ મળવી મુશ્કેલ છે ત્યારે તેને મનુષ્યો તો શી રીતે મેળવી શકે? આ રમણી ત્રણ જગતની અંદર કોને ભોગવવાને માટે થશે?" આ રીતે થોડીવાર ચિંતવન કરીને રાજાએ પ્રીતિપૂર્વક તેને પૂછ્યું કે—"આ કોની છબી છે?" તે પુરૂષ બોલ્યો—"આ શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણિની પુત્રી અને દશ દશાર્હની બ્હેન કુંતી છે. આ બાળાએ તારૂણ્ય વયરૂપ વૃ-ક્ષની મંજરી બનીને તેને લાયક વર ન મળવાથી પોતાના પિ-તાને ફિકરના દરીયામાં નાંખેલ છે. અપાર રૂપ લાવણ્યતાથી શો-ભાવંતી અને અગણિત ગુણથી ગર્વવંતી તેને નિહાળીને મેં ન-જરને આનંદ દેવા માટે આ ચિત્રપટમાં આલેખી લીધી છે." આવું બોલવું સાંભળી તેને ઇચ્છા પ્રમાણે દાન દઈ પાંડુરાજાએ

તે મનહરનારૂં ચિત્રપટ લઇ લીધું, અને તેને નિહાળતો નિહાળતો પોતાને મહેલે ગયો. વારેવારે તે બાળાને ચિત્રમાં જોતાં પાંડુરાજાએ પોતાનું મન હરવખત તેમાંજ જોડી દીધું. જ્યારે કામદેવના ભાવને નિષ્ફળ કરવાને તે શકિતમાન થયો નહીં, ત્યારે વનની સુંદરતા જોવાના બ્હાનેથી બહાર નીકળી ગયો. કેલકીને કરવતની પેઠે, દારૂણીને દારૂણીની પેઠે, ચંબેલીને કંપારો કરનારની પેઠે અને કમળને દુઃખ દેનારની પેઠે માનતો પાંડુરાજા રમત ગમતવાળી વાવડીઓમાં પણ હૃદયને સંકોચતો અને સઘળે ઠેકાણે તે સ્ત્રીનેજ જોતો હોય તેવી રીતે તે વનમાં ભમવા લાગ્યો. અગાડી જતાં ચંબેલીના જથ્થાપાળા રસ્તામાં લોઢાના બાણોથી જડી લીધેલો કોઇ મૂર્છા પામેલો પુરૂષ તેના દીઠામાં આવ્યો. તેને દેખતાં વિયોગની પીડાને વિસારીને દયા લાવી રાજાએ આ કોણ છે, એમ વિચારી તેની અગાડી આવી જોયું, તો ત્યાં એક ખડ્ગ તેના દીઠામાં આવ્યું. દુશ્મનોનો ત્રાસ દેનારા રાજાએ તે ખડ્ગ લઇ તેને મ્યાનમાંથી બહાર કહાડયું કે તેણે તેમાં બે ઔષધિનાં ધુંચળાં દીઠાં. તે પૈકી વિશલ્યા ઔષધિવડે તે પુરૂષને શલ્ય રહિત કરી પ્રૌઢા નામની બીજી ઔષધિથી તેના ઘા રૂઝવી દીધા. પછી પૂછયું–"તમો કોણ છો? અને તમારી આવી દશા શાથી થઇ હતી?" ત્યારે તે પુરૂષે કહ્યું;–"હું અનિલગતિ [નામનો વિદ્યાધરોનો રાજા છું. અશનિવાન્ નામના કોઇ વિદ્યાધરે મારી સ્ત્રીને હરી લીધી એટલે હું તેની પાછલ પડયો, તેથી તે વિદ્યાધરે ગુસ્સાને લીધે મારી આ દશા કરી. આપ મારા વગર કારણના ઉપકારી છો, મારા સદ્ભાગ્યેજ આપ અહીં પધારેલાછો અને મારી

ઉપર દયા લાવીને મને દુઃખથી મુક્ત કીધો છે. આપ મારા પ્રાણદાતા છો; આપના ઉપકારનો બદલો હું શું વાળી શકું ? તદપિ આ બે મહાન્ ઔષધિઓ અને આ વીંટી અંગીકાર કરો. આ વીંટીના મહિમાથી આપ ચિંતવેલે ઠેકાણે પધારી શકશો. અને મને જ્યારે યાદ કરશો ત્યારે હું આવીને સંશય રહિત જવાબ દઇશ. " આ મુજબ બોલી રાજાનું સન્માન કરી તે વિદ્યાધરનું કોઇ જગે રવાના થઇ થયો. રાજા પાંડુએ તે સુંદરીનું અને વિદ્યાધરનું ધ્યાન ધરતાં પાછા આવીને પોતાનું શહેર શોભાયુક્ત કર્યું.

પેલો ચિત્રપટવાળો પુરૂષ અંધકવૃષ્ણિરાજાની આગળ ગયો. અને તેણે પાંડુરાજાના રૂપ, અશ્વર્ય અને વિજ્ઞાનનું વર્ણન કરી દેખાડયું તે સાંભળીને પિતાના ખોળામાં બેઠેલી કુંતીએ 'આ ભવની અંદર મારો પતિ પાંડુરાજાજ થાઓ.' એવો અભિગ્રહ લીધો. રાજાને તે પોતાના મનનો આગ્રહ કહી બતાવવાને અસમર્થ, ડાહી અને ક્ષમાશીલ કુંતી કામાગ્નિથી મારવાડમાં પોયણીની પેઠે ગ્લાનિવંત બની ગઇ. પોતાને તે પતિ મળવો મુશ્કેલ જાણી એક વેળાએ કુંતી જંગલની અંદર જઇ ગળે ફાંસો ઘાલી દુઃખી બની કહેવા લાગી-" હે કુળદેવીમાતાઓ ! હું હાથ જોડીને અરજ કરૂં છું કે, મને ધારેલો પતિ મળવો મુશ્કેલ છે તેથી હું શરણ વગરની હોવાથી મરણને શરણુ થાઉં છું. આ જન્મમાં તો પાંડુરાજાનેજ વરી છું, બીજાને વરનારીજ નથી; પરંતુ આજે તે ન મળવાથીજ હું મરૂં છું. તેથી તેમને-મારા મન માન્યા પતિને આ મારી કથા કહેજો.

અને હવે તમારી કૃપાથી બીજા જન્મની અંદર તે રાજાજ મારા પતિ થજો." આટલું બોલી તેણે ગળામાં ફાંસો ઘાલ્યો. ભ્રમ-પીડિત કુંતી ભ્રમમાં પણ પાંડુનુંજ ધ્યાન ધરતી હતી, તેવામાં વીંટીના પ્રભાવે પાંડુરાજા ત્યાંજ આવ્યા અને પેલા દેખેલા ચિત્રપટમાંના ચિત્રદર્શનને લીધે તેણીને ઓળખી લીધી એટલે તેણીના ગળામાં પડેલો ફાંસો કાપી નાખી બન્ને હાથોથી દઢા-લિંગન આપ્યું. પતિને પધારેલા જાણી કુંતી આંસુજળથી અર્ધ દઇ સ્તંભ, કંપારો અને રોમાંચ વગેરે શૃંગાર ભાવને દેખાડવા લાગી. તરત સગીઓ વિવાહનાં ઉપકરણો લાવી એટલે ગાંધર્વ વિવાહથી તે પાંડુરાજા પરણવાની ચાહનાવાળી તે કુંતી સતીને પરણ્યો. ઋતુસ્નાન કરેલી કુંતી તેજ વેળાના સમાગમ-વડે સગર્ભા થઇ. અને એ ચતુરાએ પાંડુરાજાને તે વાત પણ જાહેર કરી. રાજા કૃતાર્થ બની વીંટીના યોગથી શહેરમાં જઇ પહોંચ્યો. અને કુંતી ગર્ભને ધારણ કરી તાકીદે પોતાને ઘેર ગઇ. ધાત્રીઓએ અને સખીઓએ છાની રાખેલી કુંતીએ ભૂમિ જેમ રત્નને જન્મ આપે તેમ છુપી રીતે એક પુત્રને જન્મ આપ્યો. શરમને લીધે મધ્યરાત્રે એક કાંસાની પેટીમાં તે બા-ળકને મૂકી સખીઓની પાસે તે પેટી ગંગાના પ્રવાહમાં વ્હેતી મૂકાવી દીધી. ગંગા નદીના જળપ્રવાહમાં તણાતી તે પેટી હ-સ્તિનાપુર જઇ પહોંચી ત્યાં સૂત નામના કોઇ સારથીએ તેને પ્રવાહમાંથી બહાર કહાડી લઇ તેને ખોલી એટલે વાદળાંની અંદરથી મુક્ત થયેલ સૂર્યબિંબ હોય તેવા તેજવંત બાળકને તેની અંદર દીઠો અને હર્ષ પામેલા સૂતસારથીએ પોતાની રાધા નામની સ્ત્રીને તે પુત્ર પોતાના પુત્ર સરખો ગણી સોંપ્યો. કર્ણ

એવા નામથી કહેવાતો તે સારથીપુત્ર ગુણવંત હોવાને લીધે રાજાને બહુજ વ્હાલો થઇ પડયો.

અંધકવૃષ્ણિએ પોતાની કુંવરી કુંતીનો મનોભાવ જાણી ચંદ્રમા સંગાથે રાતની પેઠે તેને પાંડુરાજાની સાથે મોટા ઉત્સવ સહિત પરણાવી. મદ્રક નામના રાજાની માદ્રી નામની કુંવરી પાંડુરાજાને સ્વયંવરની અંદર બીજી સ્ત્રી તરીકે પ્રાપ્ત થઇ. તે દરમ્યાન ગંધારદેશના સુબળરાજાને શકુનિ નામનો કુંવર અને ગંધારી વગેરે આઠ પુત્રીઓ થઇ હતી. ગોત્રદેવીના કથનથી શકુનિએ પોતાની આઠે બ્હેનો ધૃતરાષ્ટ્રને પરણાવી.–'જેવું કર્મ કર્યું હોય તેવા ફળ પ્રાણીને પ્રાપ્ત થાય છે.' પોતાને લાયક સંબંધ કરવાની ઇચ્છાથી વિદુર દેવકરાજાની પુત્રી કુમુદિનીને ચંદ્રમાની પેઠે હર્ષથી પરણ્યો.

અંધકવૃષ્ણિરાજા પોતાના પાટવી કુંવર સમુદ્રવિજયને રાજયગાદી ઉપર બેસાડી સુપ્રતિષ્ટ મુનિની પાસે દીક્ષા અંગીકાર કરી આયુના અંતે મોક્ષે પધાર્યા. શૌર્યપુર નગર સમુદ્રવિજય-રાજાના સંયોગથી અનેક વર્ણ અને ચિત્રયુક્ત સ્વર્ગ લોકની પેઠે અદ્‌ભૂત શોભાવંત થયું. જે જગોએ હાથીઓનો ગર્વ હમેશાં ધણીવાળી ભૂમિરૂપ સ્ત્રીના જાણે કસ્તૂરીના ગુચ્છ હોય તેવો માલમ પડે છે. જ્યાં અરિહંતના ગુણગાન કરતી સુંદરીઓના મ્હોંડેથી સાંભળીને મેનાં પોપટ મીઠા બોલોથી તેને બોલ્યા–ભણ્યા કરતી હતી. જે જગોએ હમેશાં અરિહંત પરમાત્માની અગાડી થતા ધૂપના ધુવાડાના બ્હાનેથી કલ્યાણ પાણીને વરસાવતા ધર્મરૂપી મેઘ આકાશની અંદર ઉન્નતિવંત દેખાય છે

અને જ્યાં ચારિત્રવંત મુનિઓના મુખમાંથી નીકળતા સિદ્ધાંતના બ્હાનેથી હરવખત ધર્મસામ્રાજ્યનો સાદ પડયા કરે છે—એવા કવિચંદ્ર અર્થાત્ આકાશ, શુક્ર, ચંદ્ર અને બુધ એ ગ્રહોનું આધાર છે તે શૌરીપુર કવિઓમાં ચંદ્ર સરખા ઉત્તમ કવિઓ અને પંડિતો અથવા દેવોનું આધાર છે. તે શૌરીપુરમાં ઉદાર કાંતિવંત સમુદ્રવિજય રાજેંદ્ર આકાશમાં ચંદ્રમા દીપે તેમ દીપવા લાગ્યો. તે સમુદ્રવિજય રાજા કંથુઆ વગેરે ઝીણા જીવોની પણ પોતાના જીવની પેઠે રક્ષા કરતો હતો; પરંતુ જેઓ એવા જીવોનો નાશ કરતા હતા તેવાઓને ગમે તેવા હોય તથાપિ તે અન્યાયીઓન ગુસ્સો લાવી મારતો હતો. વળી તે રાજા ભક્તિવડે ગગનચુંબિત જિનમંદિરો કરાવતો હતો; પણ દુશ્મનોના મહેલોને જમીનદોસ્ત કરતો હતો. પોતાની રાણીઓમાંજ સંતોષવંત હતો; તદપિ ચંદ્ર સરખી ઉજ્વળ અને આકાશને શોભાવતી દુશ્મનોની કીર્તિરૂપી વ્હાલી સ્રીનું હરણ કરતો હતો. વીતરાગ ચિત્તવડે હમેશાં વીતરાગ ભગવાનનું ધ્યાન ધરતો હતો; તો પણ તેણે આખી ભૂમિને પોતાની અંદર રાગવતી બનાવી હતી. દરરોજ પાંચ પરમેષ્ટિના ધ્યાનમાં તલ્લીન રહેતો હતો; તદપિ પોતે પરમ ઇષ્ટ થઇ સહુના ધ્યાનનું કારણ થતો હતો. અને તે સમુદ્રવિજય રાજા અનેક રાજાઓનો મુકુટમણિ થઇ પોતાના માથા ઉપર જિનાજ્ઞા ધારણ કરતો હતો; તો પણ તે જિનાજ્ઞા શબ્દના અક્ષર ફેરબદલ કરી એટલે કે, પહેલા અક્ષર જિને ઠેકાણે બીજો અક્ષર ન મૂકી તેને હ્રસ્વઇ કાન્હો કાયમ કરી તે નિજાજ્ઞા દુશ્મનોના માથા ઉપર ધારણ કરાવતો હતો.

શિવા—પાર્વતીની પેઠે પવિત્ર, અશિવ—અકલ્યાણનો વિનાશ કરવાવાળી, શિવ—કલ્યાણના ધામરૂપ અને હૃદયની અંદર સારા ગુણોને ધારણ કરવાવાળી શિવાદેવી નામની પટરાણી હતી. શીલની લીલાથી શિવાદેવી પોતાના પતિમાંજ એકાંત ભકિતવંત હતી, છતાં પણ પરપુરૂષનો સ્પર્શ તેણીને સરજનાર બ્રહ્માનો થયો હતો; મતલબમાં તે દેવી પરપુરૂષના સ્પર્શથી રહિત હતી. મુખથી ચંદ્રમાની, વચનથી અમૃતની, મનથી ધર્મની અને શરીરથી રતિની સંપત્તિને અંગીકાર કરતી એ રમણિક પટરાણીને લોકો સુવદના, મધુર વાકયદા, ધર્મ વિસ્તારિણી અને શરીરથી પણ રતિકારિણી એમ કહેતા હતા; મતલબમાં સારા મુખવાળી મીઠું બોલનારી, ધર્મને ફેલાવનારી, અને આનંદ કરવાવાળી હતી. એ રાણી બે આંખો અને માથાની વેણીથી કાળારંગને ધારણ કરતી હતી. છતાં તેણીએ પૃથ્વી ઉપરનાં મલિન પાપને તો હાંકીજ કહાડેલું હતું. હમેશાં રણવાસની અંદર વસવાથી તે સૂર્યને દેખી શકતી નહતી; તોપણ સિદ્ધાંતરૂપ સૂર્યના પ્રકાશ વડે જગતના ભાવ માત્ર તથા કર્મવિપાક અને પુદગલ વગેરેને દેખી શકતી હતી. પરિવારમાં વાત્સલ્ય પ્રેમવંત, દેવગુરૂમાં ભક્તિવંત, સૂક્ષ્મજીવોમાં પણ કૃપાવંત, કર્મવિનાશમાં દયારહિત, દાનધર્મમાં પ્રીતિવંત, ભવસમુદ્રમાં ત્યાગવંત અને શીળવાર્ત્તામાં સંસકત એ શિવાદેવી રાણી સમુદ્રવિજયરાજાને બહુજ વ્હાલી થઇ પડી હતી. એક બીજાથી પ્રેમાળ અને એક બીજા ધર્મમાં સ્નેહવંત ધણી ધણિયાણીનું જોડલું સુખ પૂર્વક કાળ વ્યતીત કરતું હતું.

રાજા ભોજવૃષ્ણિના દીક્ષા અંગીકાર કર્યાં બાદ મથુરાની રાજ્યગાદી ઉપર ઉગ્રસેન રાજા થયો. તેને ધારણી નામની રાણી હતી. કોઇ વખત કોઇ તાપસ્વીના પારણાના ધ્વંસને લીધે ઉગ્રસેનને મારી નાખવાનું નિયાણું બાંધી જે તપસી મરી ગયો, તે ધારણી રાણીની કુખમાં આવીનેંઅવતર્યો. તેણીના ગર્ભમાં આવવાથી ધારણીને પોતાના ધણીનું માંસ ખાવાનો ડોહળો પેદા થયો, તેથી તે પુત્રનો જન્મ થતાંજ કાંસાની પેટીમાં તે બાળકને મૂકી તે પેટી સાવજત સાથે જમુના નદીના જળપ્રવાહમાં વ્હેતી મૂકી દીધી. અને તે વ્હેતી વ્હેતી શોરીપુર નજીક આવી પહોંચી એટલે તે પેટીને કોઇ વાણિયે બ્હાર કાહાડી. તે કાંસાની પેટીની અંદરથી તેને પુત્ર હાથ લાગ્યો. તેથી તેનું નામ કંસ પાડયું. વાણિયાને ઘેર મોટો થતો કંસ હમેશાં ન્હાનાં છોકરાંઓને મારવા લાગ્યો. એ પુત્ર પેતાના કુળને નાલાયક જાણીને તે વાણિયે તેને સમુદ્રવિજયરાજાને સુંપરદ કરી દીધો. ક્રમે કરી તે કંસ સમુદ્રવિજયના ન્હાના ભાઇ વસુદેવને વ્હાલો થઇ પડયો.

એ વખતે રાજગૃહી નગરીમાં બૃહદ્રથનો બળવંત કુંવર જરાસંધ ત્રણ ખંડનો ધણી પ્રતિવાસુદેવ થયો. તેના હુકમથી વસુદેવ તેના દુશ્મન સિંહરથરાજાને પરાક્રમી કંસને સારથી કરી પકડી લાવ્યા. તેના ઇનામમાં આપવા માંડેલી જરાસંધની કુંવરી જીવયશા પીયર સસરાના કુળને નાશ કરવાવાળી હોવાથી કંસને અપાવી. કંસે જરાસંધની પાસેથી એક ગામની માંગણી કરી એટલે જરાસંધે તેની મરજી મુજબ મથુરા નગરી આપી, તે નગરી પોતાના બાપના વૈરને લીધે કબૂલ કરી. કંસે પોતાના

પિતા ઉગ્રસેનને લાકડાના પાંજરામાં પુરી કેદ કર્યો. કંસના ન્હાના ભાઈ અતિમુકતે (અઇમત્તાએ) પિતાના દુઃખને લીધે વૈરાગ્યવંત બની દીક્ષા અંગીકાર કરી. તે પછી જોર જુલમથી કંસ મથુરાનું રાજ્ય કરવા લાગ્યો.

જરાસંધના હુકમથી તે દશે દશાર્હ પાછા પોતાને વતન ગયા. મનમોજી વસુદેવ કુંવરના મનમાં સંકલ્પ વિકલ્પ પેદા થતાં ગુસ્સો લાવી તે પરદેશમાં ચાલ્યો ગયો. તેને પ્રબળ ભોગિની કર્મનો ઉદય થતાં ઠેકાણે ઠેકાણે કોઇ કળા, રૂપ કે પોતાની ઇચ્છાથી વિદ્યાધરોના રાજાઓની, તેમજ સાધારણ વ્યાપારીઓની તથા સાર્થવાહ વગેરેની સેંકડો કન્યાઓને (બહોતેર હજાર) પરણ્યો. 'તપનું નિયાણું મિથ્યા થતું.'નથી ત્યાંથી વસુદેવ રોહિણીના સ્વયંવર મંડપમાં ગયો, ત્યાં સમુદ્રવિજયને લડાઇમાં ભેટયો અને રોહિણી વરી સમુદ્રવિજયની સંગાથે પોતાને વતન આવ્યો. એક વખત રાતે રોહિણીએ બળદેવના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્નો સ્વપ્નો દીઠાં. ગર્ભમર્યાદા પુર્ણ થતાં બળરામને જન્મ આપ્યો. કંસના આગ્રહને લીધે વસુદેવ હર્ષ સહિત ઉગ્રસેનના ભાઇ દેવક રાજાની કુંવરી દેવકીજીની સાથે પરણ્યા. તેણીનો લગ્નોત્સવ ચાલતો હતો, તે દરમ્યાન કંસના લઘુબંધુ અઇમત્તા મુનિ ત્યાં આવી ચડયા. તેમને મદથી ઉન્મત્ત બનેલી કંસની રાણી જીવયશાએ કહ્યુંઃ—"હે દિયરજી! આવો, આ લગ્નોત્સવમાં તમો મારી સાથે જમો અને મરજી મુજબ રમો; શરીરની સંગાથે શા વાસ્તે દુશ્મનાઇ રાખો છો, મતલબમાં તપ ક્રિયા કષ્ટ કરી શા માટે શરીરને શોષવો છો?" એમ બોલી તે નજીક આવી મશ્કરી

કરતાં કરતાં અઇમત્તા મુનિને ગળે વળગી પડી. આમ થવાથી મુનિ ગુસ્સો લાવી બોલ્યા—" હે જીવયશા ! તું જેના લગ્ન મહોત્સવમાં મ્હાલે છે, તે દેવકીનુંજ સાતમું ફરજંદ તારા બાપનો અને તારા ધણીનો જીવ લેનાર થશે." આવો શાપ સાંભળી ગર્વ વગરની થઇ ગએલી જીવયશાએ અઇમત્તા મુનિને છોડી દીધા અને તે બધી બીના એકાંતે પોતાના પતિને કહી બતાવી. કંસે તેનો બંદોબસ્ત કરવાને વસુદેવની પાસેથી દેવકીનાં સાતે ફરજંદો માગી લીધાં જેથી મિત્રદાવાને શોભાવનારા વસુદેવે તેમ કરવા માટે કબૂલત આપી.

અનુક્રમે ઇંદ્રના હારણુગમેષી દેવે દેવકીનાં છ ફરજંદોને જન્મતાં વેંતજ હરી લઇ સુલસા શ્રાવિકાને આપી દીધાં અને સુલસાનાં જન્મ થતાંજ મરેલાં છએ ફરજંદો દેવકીને આપ્યાં દયા વગરના સ્વાર્થી કંસે તે છએ ફરજંદોને પોતાના મકાનની અંદરની પત્થરની છાટ ઉપર પછાડી મારી નાખ્યાં. અને દેવકીનાં સાચાં ફરજંદો ક્રમે કરી સુલસાને ઘેર મોટાં થયાં, તેમનાં અનિકયશા, એતસેન, અજિતસેનક, નિહતારી, દેવયશા અને શત્રુસેન એવાં નામ પાડયાં. તે પછી ફરી દેવકી ઋતુમતી થઇ કે રાતના છેક પાછલા ભાગમાં તેણીએ સિંહ, સૂર્ય અગ્નિ, હાથી, ધજા, વિમાન અને પદ્મદ્રહ—એ સાત સ્વપ્નો દીઠાં. તેજ રાતે તે સગર્ભા થઇ. સ્વપ્નના પ્રભાવને લીધે સારા ડોહળા—ભાવા અભાવા થવાવાળી દેવકીએ મર્યાદા પૂરી થતાં શ્રાવણ વદ આઠમની મધ્યરાત્રે કાળારંગવાળા પુત્રને જન્મ આપ્યો. તે વેળાએ તેની ખબર રાખવાને કંસે પહેરેગિરો મૂકેલા હતા તેઓને વ-

સુદેવના ગૃહદેવોએ ઉંઘનાં અધિષ્ઠાયક હોય તેમ પોતાની શક્તિ વડે ઉંઘણસી બનાવી દીધાં. દેવકીના કથનથી વસુદેવે તે બાળકને લઇ જઇ ગોકુળની અંદર નંદ ગોવાળની સ્ત્રી યશોદાને સોંપ્યો અને તેના બદલે યશોદાની તરતની જન્મેલી પુત્રીને લાવી રાજી થતાં વસુદેવે દેવકીને સોંપી. પછી કંસના પહેરેગીરો જાગ્યા અને જન્મેલી પુત્રીની જાણ થતાં તે પુત્રીને લઇ કંસની હજુર ગયા. તે પુત્રીને નિહાળીને કંસને વિચાર થયો કે—" એ પીડાયલા મુનિનું કથન જૂઠું થયું; કેમકે આ સાતમું ફરજંદ તો કન્યા છે, તેથી આના કરતાં હું બળવંતનું મ્હોત થશે નહિ." આવો વિચાર કરી તે પુત્રીનું ફક્ત નાક છેદન કરી તે નોકરોને પાછી સોંપી દીધી.

દેવકીનું સાતમું ફરજંદ તો ગોકુળની અંદર દેવીઓથી રક્ષણ થતું મોટું થયું. શરીરનો રંગ કાળો હોવાથી તેનું નામ 'કૃષ્ણ' પાડયું. તે કૃષ્ણે બાળક વયમાંથીજ શકુનિ અને પૂતના નામની બે વિદ્યાધરીઓને મારી નાંખી. એક શકટ ભેદી દીધું અને યમલાર્જુન નામનાં બે ઝાડ ભાંગી નાખ્યાં. તે બાતમી મળતાં દેવકી કોઇ કોઇ વેળાએ તહેવારનું બહાનું કરી બીજી સ્ત્રીઓની સંગાથે રાજી થતી વારંવાર ગોકુળમાં આવવા લાગી. કૃષ્ણનું સંરક્ષણ કરવાને માટે વસુદેવે બળભદ્રને હુકમ આપ્યો, એથી બાર ધનુષ્ય ઉંચા શરીરવાળા બન્ને બાંધવ હમેશાં ગોકુળની અંદર સાથે ફરતા રમ્મત ગમ્મત કરવા લાગ્યા.

શૌર્યપુરની અંદર સમુદ્રવિજયની સ્ત્રી શિવાદેવીએ રાતના છેલ્લા ભાગમાં ચૌદ મોટાં સ્વપ્નો દીઠાં. તુરતજ કાર્તિક વદી બા-

રસે ચિત્રા નક્ષત્રનો ચંદ્ર થતાં અપરાજિત વિમાનમાંથી ચવીને શંખનો જીવ શિવાદેવીની કુખમાં પેદા થયો. ક્રમે કરી ગર્ભકાળ પૂર્ણ થતાં શ્રાવણ શુદી પાંચમે ચિત્રા નક્ષત્રનો ચંદ્ર આવતાં શિવાદેવીએ શંખ લાંછનવંત શ્યામરંગના કુંવરને જન્મ આપ્યો. તેજ વેળાએ છપ્પન દિગ્કુમારિકાઓએ ઘરની અંદર અને ચોસઠ ઇંદ્રોએ મેરૂપર્વત ઉપર હર્ષ સહિત પ્રભુનો જન્મ મહોત્સવ કર્યો. સમુદ્રવિજયરાજાએ પ્રભાતે મોટા ઉત્સવ સહિત ગુન્હેગારોને કેદમાંથી છોડવા વગેરે સારાં કામો કરી કુંવરનું 'અરિષ્ટનેમિ' નામ દીધું. ક્રમે કરી બીજના ચંદ્રમાની પેઠે વૃદ્ધિ પામતા પ્રભુનું ઇંદ્રના હુકમને લીધે અપ્સરાઓ લાલન પાલન કરવા લાગી, અને દેવો સરખી અવસ્થાના બાળક થઇને સેવા બજાવવા લાગ્યા. જગતના પ્રભુ કોઇ ડુંગરના રૂપથી અને કોઈ હાથીના રૂપથી રહેલા દેવોને એક રમ્મત માત્રથીજ ઉછાળી ફેંકી દેતા હતા. ચાલતા, નાચતા, ગાયન કરતા અને બોલતા એ પ્રભુ એક કર્મ વર્ગને સર્વને પ્રીતિ પેદા કરતા હતા, અર્થાત્ સહુને આનંદ આપનાર હતા પણ કર્મનો ક્ષય કરવા સરજેલા હોવાથી કર્મનું નિકંદન કરવાજ યત્નવાન્ હતા. સમુદ્રવિજયરાજા નેમિકુમારના જન્મ મહોત્સવમાં એક દહાડો પોતાના અંગી મનુષ્યોથી પરવર્યા, જંગલમાં ખેલ ખુશાલી કરવા ગયા. નંદનવનમાં જેમ ઇંદ્ર પ્રવેશ કરે તેમ આશોપાલવ, નાગકેસર, અને આંબાની કુંપળોથી પણ સુંવાળા વનમાં રાજા પ્રવેશ કર્યો. તે વનમાં શ્રી નેમિકુમારને નિહાળી દેવોને આરાધવા લાયક સૌધર્મેંદ્ર હર્ષ સહિત વિકસ્વર નેત્રોથી દેવોને કહેવા લાગ્યા–'આ જગત્માં સમુદ્રવિજય રાજાને ધન્યવાદ છે, અત્યારે તે સૌભાગ્યની પૃથ્વી સમાન છે;

કારણુ કે તેઓને ઘેર શ્રી નેમિનાથજી પુત્રપણે પેદા થયા છે. અહા ! આ શ્રી નેમિનાજી બાળક છતાં તેમના શરીરમાં જે બળ સમાયલું છે તેવું બળ કોઇ દેવો કે દાનવોમાં પણ નથી. એક બાજુએ આ પ્રભુનું અદ્‌ભુત પરાક્રમ રાખીએ અને બીજી બાજુએ આખુ વિશ્વ કે મેરૂ રાખીએ; તોપણુ તે તલભાર બરાબરી કરી શકે તેમ નથી; આ મુજબ સૌધર્મેંદ્રનું બોલવું સાંભળી મેઘના ગાજવાને અષ્ટાપદ ખમી શકે નહીં તેમ કેટલાક દેવો તે કથન સહી શકયા નહીં. તેઓએ કહ્યું;–'હે ઇંદ્રરાજ! આ મુજબ બોલીને આપે 'ઇશ્વરેચ્છા બલીયસી' એ વાકયને સિદ્ધ કરી દીધું છે. જે અમે બળવડે રમત માત્રથીજ મોટા દરિયાને પણ શોષવી દઇએ અને મોટા પહાડોનો ભૂકો કરી નાંખીએ, તે આવી પ્રસંશા કેમ સહી શકીએ? માટે હે સ્વામી! તે પ્રભુનું પરાક્રમ જોવા અમો આતુર બની ત્યાં જવા ચાહિએ છીએ.' આ પ્રમાણે કહી હુકમ મેળવી તેઓ શ્રી નેમિપ્રભુથી પવિત્ર બનેલા વનમાં જઇ પહોંચ્યા. ત્યાં કોમળ સ્વરથી 'ઉન્નતિ પામો! દીર્ધકાળ જીવો' એવું બોલી લોકોથી માંહેમાંહે તેડી લાલિત કરાતા પ્રભુ તેમના દીઠામાં આવ્યા. કોઇ પ્રેમથી પ્રભુને બચીઓ લેતા હતા, કોઇ પોતાની આંગળીથી દોરતા હતા અને કોઇ વારે વારે માથું ધુણાવી પ્રભુને હસાડતા હતા. તેમજ વિદ્વાન્ અને રૂપ નિહાળી રાજી થયેલા પૂર્વજોએ કરેલા ન્યુછણાનો પ્રભુ અનુભવ મેળવતા હતા. આ મુજબ મનને આનંદ દેતા એ હસતા ચ્હેરાવાળા પ્રભુને નિહાળી તેઓ દેવતાઓ નઠારા ઇરાદાવાળા છતાં કૌતુકથી વિચારવા લાગ્યા, 'અહા ! શું આ ચાતુરતા પેદા કરે છે તેથી સાક્ષાત્ ક્રીડા–રસ છે? અથવા સૌભાગ્ય અને

શ્યામતાથી શું શૃંગારરસ છે?' એ પ્રમાણે વિચારી છળને ખોળતા એ દેવો ત્યાં રહ્યા. એક વેળાએ જ્યાં કોઇ મનુષ્ય નથી એવા ઠેકાણે પારણામાં સૂતેલા પ્રભુને દેખી તેઓ ચોરની પેઠે પ્રભુનું હરણ કરી ગયા. સુવર્ણ કમળના રસમાં બંધાયલા ભમરાની પેઠે પ્રભુને હાથમાં લઇને તે દેવો આકાશ ભણી ચાલતા થયા. સવા લાખ યોજન ઉંચે ગયા પછી પ્રભુએ અવધિજ્ઞાનવડે દેવોનો મનોવિકાર જાણી લીધો કે તરત ભગવાને જરાક બળ દેખાડયું. એટલે તે દેવો એવી રીતે હેઠા પડી ગયા કે જેથી તેઓ તેની ઝડપથી ભોંયમાં સો યોજન પેસી ગયા. તે સ્વરૂપને નિહાળી જેઓએ પોતેજ ગુન્હો કર્યો છે એવા દેવોની ઉપર દયા લાવી ઇંદ્ર નેમિપ્રભુની પાસે આવ્યા અને અરજ કરી-'હે વિશ્વશરણદાતા! હે પરાક્રમી પ્રભુ! જ્યારે આપજ આ પ્રકારે ખફા થશો ત્યારે આ વિશ્વમાં બીજો કોણ રક્ષણ કરનાર છે? માટે હે કૃપાવંત જગત્-પ્રતિપાળ! એ દીન દેવોની ઉપર રહેમ દિલ કરો. હે સ્વામી! આપ જેને કોઇનું શરણ નથી તેના શરણ છો, પૃથ્વી ઉપર ધર્મના આલંબન રૂપ છો અને બાળક સ્વરૂપી છતાં પરાક્રમમાં અબાળ છો, આથી વધારે સ્તવના શું કરવી?' આ પ્રકારે સ્તુતિ કરી દેવોને મુક્ત કરાવી પ્રભુને પારણામાં મૂકી અપરાધની માફી માગી ઇંદ્ર સ્વર્ગમાં ગયો. શ્રી નેમિનાથ પ્રભુનું આવું અપાર પરાક્રમ જોઇ સમુદ્રવિજય વગેરે સઘળા ખુશી થઇ ઉત્સવ સહિત નાચવા લાગ્યા. ત્યારબાદ પ્રભુના મંદિરમાં મોટો ઉત્સવ કરી તે દેવો હર્ષ સહિત શ્રી નેમિપ્રભુનું સ્મરણ કરતા કરતા પોત પોતાને ઠેકાણે ગયા. તે દિવસ પછીથી

શ્રી નેમિનાથપ્રભુ ઇંદ્રના હુકમને માથે ચડાવનારા બે સુમાર દેવોથી રક્ષણ થતાં પ્રતિદિન વૃદ્ધિ થવા લાગ્યા.

ધૃતરાષ્ટ્રની પટરાણી ગાંધારીને બહુજ નઠારા ગર્ભના પેદા થવાથી જનયુદ્ધ કરવાનો ડોહલો થઈ આવ્યો. ગર્ભના પ્રભાવથી 'હાથી ઉપર બેશી ભારે લડાઇ કરી દુશ્મનોનો ઘાણ કહાડી નાખું, કિંવા તમામ લોકોને કેદમાં ઘોચી ઘાલું.' આવી તેણીની મરજી થવા લાગી. ગર્વનો વધારો થવાને લીધે પૂજ્ય માણસોને ન નમતી, અહંકારવડે શરીરને મરડતી અને સઘળાંઓની સંગાથે કંકાશ કરતી રહેવા લાગી. કોઇવેળા પાંડુરાજાની રાણી કુંતીએ રાતમાં મેરૂપર્વત, ક્ષીરસમુદ્ર, સૂર્ય, ચંદ્રમા અને લક્ષ્મી—એ પાંચ સ્વપ્ન દીઠાં. એ સ્વપ્નોના પ્રભાવથી રત્નગૂર્ભાની પેઠે ઉત્તમ ગર્ભને ધારણ કરતી કુંતી દિનપ્રતિદિન પોતાના મનને સાધર્મિકતામાં જોડી દેવા લાગી. ક્રમેકરી ગર્ભમર્યાદાની સમાપ્તિયે શુભ દિવસે સારા લગ્ન વખતે પાંચ ઉચ્ચના ગ્રહો થતાં કુંતીએ એક પુત્રને જન્મ આપ્યો. તે વેળાએ તેના મહેલની ઉપર આકાશની અંદરથી સુગંધી ફૂલોનો વરસાદ થયો, અને 'નિર્મળ દયા દાન વગેરે ગુણોવડે સહિત એવો આ કુંવર ધર્મપુત્ર છે,' એમ કહેતા દેવો તેને મકાને આવ્યા. સારા દિવસે દેવોની વાણીથી મહોત્સવ સહિત સહુને વ્હાલો લાગનાર અને અવ્હાલપણાને દૂર કરનારનું યુધિષ્ઠિર નામ પાડયું. બીજી વખતે રાતમાં કુંતીએ સ્વપ્નની અંદર વાયરે પોતાના આંગણામાં રોપેલું કલ્પવૃક્ષ જરાવારમાં ફળેલું દીઠું. તે સ્વપ્નના પ્રભાવથી કુંતીએ ફરી ગર્ભધારણ કર્યો, એથી પાંડુરાજા ઉત્કૃષ્ટ હર્ષ અને બહુજ પ્રસન્નતાવંત થયા.

કૂડકપટમાં કુશળ ગાંધારીએ ગર્ભની બહુજ વૃદ્ધિ થતાં બહુ દુઃખ પામતાં હમેશાં ક્રૂર ઓષડોથી ગર્ભ પાડી નાંખવાને ચાહવા લાગી. જે વખતે કુંતી બીજી વખતના પ્રસવકાળ નજીક પહોંચી તે વખતે બહુ હેરાન થતી ગાંધારીએ પેટ ચૂંટી પોતાનો કાચો ગર્ભ પાડી નાંખ્યો. તેના લીધે ત્રીશ મહિને તેણીએ એક-વજ્ર સરખા કઠોર–મજબૂત પુત્રને જન્મ આપ્યો. ત્યારબાદ છ મહિના લગી તેને પેટીની અંદર રાખી પૂરા અંગોપાંગવાળો થ-વાથી સહુને બતાવ્યો. જે વેળાએ તે ગર્ભની અંદર હતો તે વે-ળાએ તેની મા ગાંધારી દુર્યુદ્ધ–નઠારી લડાઇ કરવામાં ખુશ ર-હેતી હતી, એથી તે પુત્રનું દુર્યોધન નામ પાડયું–જે દહાડે ગાંધારીએ કુંવરને જન્મ દીધો તેજ દહાડે ત્રણ પહોર પછી કુંતીએ પણ એક પુત્રને જન્મ દીધો. તે વેળાએ આકાશમાં દે-વવાણી થઇ કે–'આ કુંવર પવનપુત્ર છે, વજ્ર સરખા શરીરવાળો, બહુ ધર્મબુદ્ધિવંત, ગુરૂજનોનો ભક્ત અને ગુણથી મોટો એ ભીમસેન થશે.' એકવેળાએ પાંડુરાજા કોઇ પહાડ ઉપર રમ્મત ગમ્મત કરવાને ગયા હતા, તેવામાં કુંતીના હાથમાંથી વજ્રશરીર વાળો ભીમકુમાર ભોંય ઉપર પડી ગયો. ભીમના પડવાથી જેમ ઘંટીવડે ચોખાનો લોટ થઇ જાય તેમ પત્થરની શિલાઓનો ચૂરો થઇ ગયો. અક્ષત દેહવંત કુંવરને લઇ 'આ વજ્રશરીરી છે,' એમ કહેતા દેવોએ હર્ષસ્થળ સરખા એ કુંવરને કુંતીને હાથ સોંપ્યો. ત્યારબાદ પુણ્યબળને લીધે કુંતીએ ત્રીજો ગર્ભ ધારણ કર્યો, તે વખતે સ્વપ્નની અંદર હાથી ઉપર ચઢેલા ઇંદ્રને દેખી કુંતી જાગી ઉઠી. તે વેળાએ તેણીને ડોહલો પેદા થયો કે–ગર્વ સાથે ધનુષ્ય પકડી મજબૂત રીતે દાનવોનો દાટવાળી દઉં અને

દુશ્મનોની છાતીઓનો ચૂરો કરી દઉં. જ્યારે ગર્ભમર્યાદા પૂર્ણ થઇ ત્યારે તેણીએ એક લોકોત્તર કુંવરને જન્મ દીધો. તરત આકાશની અંદર દેવવાણી થઇ કે—'આ ઇંદ્રપુત્ર અર્જુન નામનો કુંવર છે.' તે વેળાએ દેવની કરેલી ફૂલની વૃષ્ટિ અને દુંદુભીના નાદ થયા. અને અપ્સરાઓના નાચ સંગાથે રાજાએ પણ પુત્ર-જન્મ મહોત્સવ કર્યો. બાદ માદ્રી નામની પાંડુરાજાની રાણીથી નકુળ અને સહદેવ એ નામના બે પુત્ર થયા. પાંચે ઇંદ્રિયોવડે શરીરની પેઠે તે પાંચ કુંવરોવડે પાંડુરાજાનું કીર્તિરૂપ શરીર પૂર્ણ થયું. અનુક્રમે ધૃતરાષ્ટ્રને પણ દુઃખે કરીને જીતાય એવા પરાક્રમી અને શસ્ત્ર શાસ્ત્રવિદ્યામાં કુશળ સો પુત્રો થયા. શતભિષ્ નક્ષત્રના સો તારાઓથી જેવી રીતે ચંદ્રમા શોભે તેવી રીત ધ-તરાષ્ટ્ર સો પુત્રોથી પૂર્ણ પ્રકારે શોભવા લાગ્યો.

એક વેળાએ કુંતી યાત્રા કરવાને માટે નાશક ગઇ, ત્યાં તેણીએ ચંદ્રપ્રભુસ્વામીનું નવું મંદિર બંધાવ્યું. પછી પૂજા, આરતિ, નૈવેદ્ય અને મુનિદાન વગેરે સઘળી ક્રિયાઓ કરીને પતિ સહિત પોતે નગરે જઇ પહોંચી. તે નાશકમાં જઇ જેઓ તે ચંદ્રપ્રભુજીને ભક્તિથી નમે છે, તેઓ આવતા જન્મની અંદર સમક્તિ પામીને મોક્ષગતિ પ્રાપ્ત કરે છે.

કંસે નિશ્ચય કરવા મોકલેલા કેશી નામના ઘોડાનો, મેષ નામના ગધેડાનો અને અરિષ્ટ નામના બળદનો કૃષ્ણે ઘાત કર્યો, તેથી જોશીઓના કહેવા મુજબ થવાથી કંસ કૃષ્ણથી મ-નમાં શંકાશીલવંત રહેવા લાગ્યો. પછી પોતાના દુશ્મનની સાચી ખાત્રી કરવાને માટે કંસે શાર્ઙ્ગ ધનુષ્યના પુજનનો ઉત્સવ

આરંભ્યો. તેની અંદર પોતાની બ્હેન સત્યભામાને પણ શણગારીને બેસાડી અને પોતાના મનુષ્યો પાસે મોટે સાદે સઘળે ઠેકાણે એવો સાદ પડાવ્યો કે—'જે કોઇ આ ધનુષ્ય ચડાવશે તેને દેવકન્યા સરખી મારી બ્હેન સત્યભામા પરણાવીશ.' તે કામમાં કોઇ પણ જ્યારે તૈયાર ન થયા ત્યારે અનાદૃષ્ટિ નામનો પોતાના આત્માને વીર સમજનારો વસુદેવનો પુત્ર રથમાં બેસીને ત્યાં જવા રવાના થયો. રાત ગોકુળની અંદર ગુજારી સવારે કૃષ્ણને મદદ કરનાર તરીકે માની સંગાથે રાખી મથુરાનો રસ્તો લીધો. પંથમાં રથને નડનારૂં—અટકાવનારૂં એક ઝાડ આવ્યું તેને કૃષ્ણે પગથી ઉખેડી ફેંકી દીધું પછી ફરી પ્રીતિ સહિત અનાદૃષ્ટિએ કૃષ્ણને રથમાં બેસાડયા. સભાની અંદર દાખલ થઇને અનાદૃષ્ટિ તે ધનુષ્યને ચડાવતાં હિમ્મત હારી વિહ્વલ પડી ગયા, એ જોઈ સઘળી સભા હસી પડી, અને સત્યભામા પણ શરમાઇ ગઇ. તે સઘળાઓના હસવાથી ગુસ્સો લાવી કૃષ્ણે તરતજ તે ધનુષ્યને ચડાવી દીધું તેથી તેજ વેળાએ સત્યભામાએ કટાક્ષ રૂપી ફૂલોવડે કૃષ્ણની ભૂજાનું પૂજન કર્યું. વસુદેવે કંસની બ્હીકથી 'આ ધનુષ્ય મેં ચડાવ્યું છે' એમ કહેવા અનાદૃષ્ટિને સૂચના કરી કૃષ્ણ સહ ત્યાંથી રવાના કરી દીધો. કંસે ફરીને પોતાના દુશ્મનની ખાત્રી કરવાને વાસ્તે સત્યભામાના લગ્નોત્સવનું બ્હાનું કરી મલ્લકુસ્તી દેખવાની મરજીથી બધા રાજાઓને બોલાવ્યા. ગમ્મત રમ્મતના રસિયા કૃષ્ણ તે વાત સાંભળીને બળદેવની સંગાથે ને જગોએ જવા રવાના થયા. રસ્તાની અંદર આવેલી યમુના નદીના ધરામાં કાળીનાગને કૃષ્ણે જોરથી મારી નાંખ્યો. અને તે દુશ્મનોને ઠાર

મારવા માટે કંસે છુટા મૂકેલા બે મદ ઝ્હેલા હાથીઓ પૈકી કૃષ્ણે પદ્મોત્તર નામના હાથીને મારી નાંખ્યો અને બળદેવે ચંપક નામના હાથીને મારી નાંખ્યો. તે જગોએ સમુદ્રવિજય વગેરે પોતાના વડીલજનો આવેલા હતા. તેમને બળદેવે નામ દઇને કૃષ્ણનું પોતાના ન્હાનાભાઇ તરીકે ઓળખાણ આપ્યું. તે વખતમાં થયેલી વાતચીતથી પોતાના છ ભાઇને મારનારા કંસને ધ્યાનમાં લઇ મંડપમાં બેઠેલા કૃષ્ણના હૃદયમાં ક્રોધ રૂપ અગ્નિ ભભકી ઉઠયો તે વેળાએ ચાણુરઅને મુષ્ટિક નામના બે મલ્લ મંડપની અંદર આવ્યા. તેઓને દેખી કૃષ્ણ અને બળદેવ ગુસ્સો કરી બેઠક ઉપરથી ઉભા થયા. જરા વારમાં કૃષ્ણે ચાણૂરને અને બળભદ્રે મુષ્ટિકને ઠાર મારી નાંખ્યો. તેઓના મરણથી કંસ ગુસ્સો લાવી મોટો ઘાંટો કહાડી આ પ્રમાણે બોલ્યો કે–'અરે લડવૈયાઓ ! આ બે નીચ ગોવાળીઆઓનો તેમજ એઓનો પક્ષ કરી તેઓનું પોષણ કરનારા નંદ ગોવાળનો પણ તાકીદે જીવ લઇ લ્યો.' કંસનું આવું બોલવું સાંભળી ગુસ્સાથી લાલચોળ આંખ્યો કરી કૃષ્ણ કહેવા લાગ્યા—"હે મૂર્ખ ! ચાણુર સરખા મલ્લનો નાશ કર્યો છતાં હજુ પણ તું તારા આત્માને મરી ગયેલો કેમ સમજતો નથી ? માટે પહેલાં મારા હાથથી નાશ થનારા તારા આત્માનો બચાવ કર. તે પછી ગુસ્સાને જે યોગ્ય જણાય તે નંદ વગેરેને દેખાડી આપજે." આવું કહી કૃષ્ણે કુદકો મારી કંસની બેઠક ઉપર જઇ પહોંચી ચોટલી પકડી તેને ભોંય ઉપર ગબડાવી દીધો. એ વેળાએ કંસને બચાવવા માટે કંસના બહાદુર લડવૈયાઓ તરેહ તરેહનાં હથિયારો હાથમાં પકડીને કૃ-

ષ્ણુને મારી નાંખવા માટે ધસી આવ્યા, પરંતુ કૃષ્ણે તે મંડપનો એક થાંભલો ઉપાડીને તે વડે તેઓને મધની માંખીઓની પેઠે જુડી છેટે ફેંકી દીધા. પછી કૃષ્ણે કંસના માથા ઉપર પગ મૂકીને તેને મારી નાંખ્યો અને ચોટલી પકડીને ઘસડી મંડપની બહાર નાંખી દીધો. તે વેળાએ કંસની તરફના કેટલાએક રાજાઓ લડવાને તૈયાર થયેલા દેખી ( કૃષ્ણ બળદેવની મદદ માટે ) રાજા સમુદ્રવિજય પણ ન્હાનાભાઈઓની સંગાથે તૈયાર થયા. જે વખતે સમુંદ્રવિજય રાજા સ્હામા થયા તે વખતે સૂર્ય અગાડી અંધારાની પેઠે તેઓ સ્હામા ટક્કર ઝીલવા ટકી શકયા નહીં. તે પછી બળભદ્ર અને કૃષ્ણને લઇ સમુદ્રવિજય વગેરે સઘળા ઉગ્રસેનને મથુરાની ગાદી સોંપી શૌરીપુરે ગયા. કંસના મરવાથી બેબાકળી થયેલી તેની રાણી જીવયશા યાદવોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લઈ રાજગૃહે જઈ પહોંચી. વેણી વિખરાયલી રાખી શોકથી લાંબે રાગડે રોતી પોતાની કુંવરી જીવયશાને દેખી જરાસંધે રોવાનું કારણ પુછયું. એટલે અઇમત્તા મુનિએ કહેલા ભવિષ્યથી માંડી પોતાના પતિના મરણ સૂધીની અથેતિ વાત જાહેર કરી. તે સાંભળી જરાસંધે કહ્યું— 'બેટા ! તારા દુશ્મનોને હું રેડાવીશ.' તેણીને એવી રીતે દિલાસો દઇ જરાસંધે સોમક નામના રાજાને સઘળી બીનાથી વાકેફ કરીને સમુદ્રવિજયની પાસે મોકલ્યો. સમુદ્રવિજયે તેને આદરસત્કાર આપ્યો. પછી તેણે જરાસંધનો હુકમ નીચે પ્રમાણે કહી બતાવ્યો કે 'કુળમાં અંગારા સરખા બળભદ્ર કૃષ્ણ મને સોંપી દ્યો. કંસને મારનારા એ બંને બળદેવ અને કૃષ્ણ વગર કારણે તમારા દુશ્મન છે, એથી તેઓને ત્યજી દઇ પહે-

લાંની પેઠે મારા હુકમથી રાજ્ય ચલાવો." તે સાંભળીને પ-હેલાં દશાર્હ સમુદ્રવિજયે અંતઃકરણની અંદર દુભાઇ સોમક-રાજાને કહ્યું કે-" જરાસંધ બળરામ કૃષ્ણની ઉમરના મારા વાત્સલ્ય પ્રેમના કારણને જાણુતા નથી, પરંતુ હે સોમકરાય તે બળદેવ કૃષ્ણની માંગણી કરતાં તમો કેમ શરમાતા નથી ? કે-મકે એ બંને ભાઇ તો શરીરમાં બન્ને આંખ્યોની પેઠે અમારા યદુવંશના શણુગાર છે. કદી અમારો જીવ જશે તોપણુ તેની દરકાર નથી. પણુ એ બંનેને આપવામાં આવનાર નથી; માટે જાઓ અને એ પોતાના જમાઇના રસ્તાને (અન્યાય જોર જુલમ અથવા મ્હોતને) પસંદ કરનારા જરાસંધને જઇને કહી દો." બળદેવ અને કૃષ્ણે ગુસ્સાથી સોમકરાજા તરફ જરા જોયું કે તરત સોમકરાજાએ ત્યાંથી ઉઠીને તાકીદે જરાસંધની અગાડી જઇ પહોંચી ઉપરની તમામ બીના જાહેર કરી.

ઉગ્રસેનરાજાએ પહેલેથીજ પોતાના તરફ મમતા ધરાવનારી માયાળુ પુત્રી સત્યભામાને પ્રીતિને વધારવા કૃષ્ણને પરણાવી. બીજે દહાડે સમુદ્રવિજય રાજાએ પોતાના ભાઇઓને એકઠા કરી ક્રોષ્ટુકી નામના એક હિત કરનારા જોશીને બોલાવી પૂછ્યું કે-"ત્રણે ખંડના રાજા જરાસંધની સંગાથે લડાઇ કરવામાં જે ભવિષ્ય થનારૂં હોય તે કહી બતાવો. કેમકે નિરાંતજ બંધન લાયક છે." ભવિષ્ય ભાખનારા જોશીએ જ્ઞાનબળથી કહ્યું-"મહા પરાક્રમી બળભદ્ર કૃષ્ણુ લાંબા વખતે જરાસંધને ઠાર મારી ત્રણે ખંડના છત્રપતિ થશે. પણુ હાલ અહીંથી છ પાંચ ગણી આથમણી બાજુએ દરિયા કિનારે જાઓ. ત્યાં જતાં

તમારા દુશ્મન જરાસંધના નાશની શરૂઆત થશે. એટલે કે ર-સ્તામાં જ્યાં સત્યભામા જોડલું જણે ત્યાં શહેર વસાવી તમારે બેધડકથી રહેવું." આ પ્રમાણે સાંભળી અઢાર કુળ કોટિ યાદવોના મુખી રાજા સમુદ્રવિજય પરિવાર સાથે વિશ્વને ચલાવનારા વિંધ્યાચળની વચમાં થઈને અગાડી ચાલ્યા.

સોમકરાજાનું કહેવું સાંભળી જરાસંધ ગુસ્સો લાવી ગરમ થઇ ગયો. તે જાણી કાળ નામના તેના કુંવરે તેને વીનવ્યું કે–'હે સ્વામી ! એ યાદવો શી વિશાત છે. તેમનું નિકંદન કરવાની મને રજા આપો. એટલે પછી અગ્નિ, આકાશ કે પાણીમાં સંતાયલાને પણ શોધી કહાડી તેમને હું મારી નાંખીશ.' ત્રણ ખંડના ધણી જરાસંધે પાંચસો રાજાઓ અને ઘણા લશ્કર સહિત કાળના ન્હાના ભાઇ યવન સાથે તે કાળને યાદવો ઉપર ચડાઇ કરવાની આજ્ઞા આપી, એટલે તે તરત રવાના થયો. જાણે સાક્ષાત્ કાળવગર કાળ આવ્યો હોય તેવા કાળકુંવર આવેલો દેખી બળભદ્રને કૃષ્ણનું રક્ષણ કરનારા દેવોએ રસ્તામાં એક પહાડ વિકુર્વ્યો (માયાથી ડુંગર બનાવ્યો.) અને માર્ગના બારણા અગાડી બહુ ચેહેઓ બળતી બનાવી ને તેની પાસે એક રોતી ડોશી અને આગથી બળીને યાદવોનું લશ્કર બળી ગયેલું બનાવ્યું. રડતી ડોશીને દેખી કાળકુંવરે પૂછ્યું–"હે ભોળી ડોશી ! તું કેમ રૂવે છે ?" તેણીએ જવાબમાં જણાવ્યું–"જરાસંધની બ્હીકથી તમામ યાદવો ભાગવા લાગ્યા. પછી તેઓની પાછળ કાળ સરખો કાળકુંવર ચાલ્યો. તે જ્યારે લગભગ આવી પહોંચ્યો ત્યારે ડરીને તેઓ બધા આ ચેહેમાં દાખલ થઇ ગયા. દશાર્હ અને બળભદ્ર કૃષ્ણ પણ ચેહેમાં પેસી બળી મુવા. તે ભાઇઓના

વિયોગથી હું પણ આ અગ્નિમાં પેસી બળી મરવાની તૈયારીમાં છું.” આ પ્રમાણે બોલીને તેણીએ અગ્નિમાં પ્રવેશ કર્યો, એટલે દેવોની માયાથી અંજાયલા અને પોતાની બળ બહાદુરીની ઉત્કંઠતાથી ફૂલાયલા કાળે પહેલી પિતા અગાડી કરેલી પ્રતિજ્ઞાને યાદ કરી સહુના દેખતાં અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી યવનકુંવર વગેરે સહુ પાછા વળી વતન ભણી ચાલ્યા ગયા. મગધદેશના ધણીની આ પ્રમાણે બીના બનેલી જાણી યાદવોએ આદરથી ક્રોષ્ટુકી જોશીનું પૂજન કરી, તેના કથન મુજબ સોરઠદેશની અંદર ગિરનાર પહાડની વાવ્યકોણમાં આવીને લશ્કરી છાવણીના ડેરા દીધા. કૃષ્ણની રાણી સત્યભામાએ સો ટચના સોનાના સરખી તેજવંત કાંતિવાળા ભાનુ અને ભામર નામના કુંવરોને તે સ્થળે જન્મ આપ્યો. પોતાના જન્મને ધન્ય માનતા દશાર્હોએ પુંડરીક (સિદ્ધાચળ) અને ગિરનાર ઉપર જઈને શ્રીજિનેંદ્રનું પૂજન કર્યું. ક્રૌષ્ટુકીએ બતાવેલા સારા દિવસે કૃષ્ણે ન્હાઈ બલીદાન દઈ દરિયાનું પૂજન કરીને અઠ્ઠમ કર્યો. ત્રીજે દહાડે લવણ સમુદ્રના અધિષ્ઠાયક દેવે તે જગોએ આવી હાથ જોડી કૃષ્ણને કહ્યું— “હે નવમા વાસુદેવ ! મને કેમ યાદ કર્યો છે ? હુકમ કરો. અગાડી પણ સગરરાજાના હુકમથી હું મુખ્ય સાગરની અંદરથી અહીં આવેલો છું.” એમ કહી તે દેવે કૃષ્ણને પંચજન્ય શંખ અને બળદેવને સુઘોષ શંખ તથા રત્નમાળા અને વસ્ત્રો આપ્યાં. કૃષ્ણે કહ્યું—“આપ તીર્થનું રક્ષણ કરવાને વાસ્તે અહીં આવ્યા છો એ ઠીક કર્યું છે; કિન્તુ હમણાં હું તીર્થ સંરક્ષણ નિમિત્ત તમને વીનંતી કરતો નથી, પણ અગાડી થઇ ગયેલા વાસુદેવોની એક નગરી અહીં પાણીની અંદર બોળી દીધી છે તે નગરી

મારે વસવાને માટે પ્રગટ કરી આપો." એવું સાંભળી સમુદ્રદેવે ત્યાંથી ઇંદ્રની આગળ જઇને કહ્યું કે ઇંદ્રે કુબેરને હુકમ કર્યો અને તે હુકમ મુજબ કુબેરે તે નગરી પ્રગટ કરી. બાર યોજન લાંબી, ઘેરાવામાં નવ યોજન અને સોના રત્નના કિલ્લાવાળી વિશેષ રીતે શોભવા લાગી. તેની અંદર ગોળ, ચોખંડ અને લંબાઇવાળા તેમજ ગિરિકૂટક, સ્વસ્તિક, સર્વતોભદ્ર, મંદર અવતંસક અને વર્દ્ધમાન વગેરે નામોના લાખો મહેલો એક મજલાના બેમજલાના અને ત્રણ મજલાના વગેરે કુબેરે રચ્યા. વિચિત્ર મણિ માણેકવડે મનોહર ચોવટા અને ત્રીવટાની અંદર હજારો દિવ્ય જિનમંદિરો બનાવ્યાં. સરોવરો, દીર્ધિકાઓ, વાવડીઓ, ચૈત્યો અને ઉદ્યાનો તથા બીજું બધું એક રાતદિનમાં કુબેરે બનાવી આપ્યું. આ રીતે ઇંદ્રપુરી સરખી દ્વારિકા નગરી દેવોએ તૈયાર કરેલી વાસુદેવને હાથ લાગી, પછી બીજે દિને પ્રભાતે કુબેરે આવીને પીતાંબર હાર, મુકુટ કૌસ્તુભ મહારત્ન, શાર્ઙ્ગધનુષ્ય, અક્ષય બાણનાં બે ભાથાં, નંદકખડ્ગ, કૌમુદિકી ગદા, અને ગરૂડ ચિન્હવાળી ધજા સહિત રથ એ વાસુદેવને આપ્યાં. વનમાળા, મુશળ (સાંબેલું) નીલવસ્ત્રો, તાલધ્વજ રથ, અક્ષયભાથાં, ધનુષ્ય અને હળ એ બલભદ્ર—બળદેવને આપ્યાં. કંઠાભરણ, બે બાજુબંધ, ત્રૈલોકય-વિજયહાર, સૂર્ય ચંદ્ર નામનાં બે કુંડળ ગંગતરંગ સરખાં ઉજળાં બે વસ્ત્રો સર્વતેજોહર નામનું રત્ન અરિષ્ટનેમિને હર્ષસહિત કુબેરે આપ્યાં. ઇંદ્રના હુકમથી કુબેરે સમુદ્રવિજયને ચંદ્રહાસ ખડ્ગ, બે સુંદર વસ્ત્રો અને દિવ્ય રથ એ આપ્યાં. મોટી ધજાવાળો રથ; સહસ્રમુખાશકિત, અને બે કૌસુંબી વસ્ત્રો મહાનેમિને આપ્યાં. અક્ષયબાણવાળું ધનુષ્ય

અને હાર રથનેમિને આપ્યાં. તે વિના બીજા બધા ભાઈઓને લાયકાત મુજબ વસ્ત્રો અને અસ્ત્રો આપ્યાં. પછી કુબેર વગેરે દેવોએ અને સર્વ યાદવોએ મળી બળભદ્ર સહિત કૃષ્ણનો રાજ્યાભિષેક કર્યો. કૃષ્ણ બલરામની સંગાથે દશાર્હને અનુસરી સમુદ્રવિજયના હુકમ મુજબ સારી રીતિથી રાજ્ય કરવા લાગ્યા.

અરિષ્ટનેમિ ભગવાન્ લોકોત્તર ચરિત્રવડે વિશ્વમાત્રના પ્રાણીઓનો હર્ષ વૃદ્ધિ કરતા અનુક્રમે મોટા થયા. દશ ધનુષ્યની ઉંચી દેહવાળા ભગવંત ક્રમે કરી યોવનાવસ્થા પામ્યા; તોપણ જન્મથીજ કામદેવને જીતનારા હોવાથી તેમનું મન વિકારરહિત રહેલું હતું. એ અરસામાં એક વખત સ્વર્ગમાં દેવેંદ્રે દેવોની અગાડી સભા વચ્ચે શ્રીનેમિનાથજીનું અદ્ભુત સત્વ—બળ નીચે પ્રમાણે વર્ણવ્યું. "ત્રણ લોકની અંદર, શૌર્ય, બળ, શીળ, દાન, રૂપ અને ગુણમાં શ્રીનેમિનાથજીની બરોબરી કરી શકે એવો કોઇપણ લાયક પુરૂષ નથી." આ મુજબ સાંભળી મિથ્યાત્વથી જેઓનું હૃદય ભ્રમિત થયેલું છે એવા કેટલાક મિથ્યાત્વી દેવો ઇંદ્રના વચનને મિથ્યા—જુઠા કરવાને વાસ્તે તુરત પૃથ્વી ઉપર આવ્યા. ગિરનારની નીચેની ભૂમિ ઉપર સુરધાર નામે નગર વસાવી તેઓ માણસરૂપે તેમને અજંપો કરવાને વાસ્તે રહ્યા. તેઓ દ્વારિકા નગરીના ઉદ્યાનની ગીચ ઝાડીનાં ઝાડોને રમત માત્રમાં ઉખેડી મચડી નાંખવા લાગ્યા. ગરીબ પૈતરાઓને નિઃશંકપણેથી પજવવા લાગ્યા. પાણી ભરનારા તથા બીજા લોકોની ઉપર પણ ઘણી ઘણી રીતે જુલમ ગુજારવા લાગ્યા. અને દ્વારિકાના કોટ લગી પોતાનો કઠોર હુકમ ચલાવવા લાગ્યા. આવી રીતે તેઓએ તમામ કામમાં પીડેલી રૈયતે આખા નગરને ભય કરનારો ભારે

સોરબકોર કર્યો. તે સાંભળી વસુદેવના પહેલા પુત્ર અનાધૃષ્ટિને ગુસ્સો ચડયો. અને સમુદ્રવિજયની રજા મેળવ્યા વગરજ ગુસ્સાના જોરે વીર માની કુંવર રથમાં બેસી પ્રૌઢ પરાક્રમ સહિત સઘળાં હથિયારો સાથે લઇ તે રૈયતના રિપુઓને જીતવાના ઇરાદાથી તરત ત્યાં દોડી ગયો. ગિરનારની તલેટી અગાડી જઇને જોયું તો ત્યાં ઉત્તમ સમૃદ્ધિવંત નવું નગર વસેલું દીઠામાં આવ્યું. આ શી નવાઇ ! એવું આશ્ચર્ય પામી વિચારવા લાગ્યો અને આની અંદરજ ગુન્હેગારોનું રહેઠાણ છે એમ જાણી ક્રોધથી તે અનાધૃષ્ટિએ શંખ વગાડયો અને ધનુષ્યનો ટંકાર કર્યો. તેનો શબ્દ સાંભળી તરત તેઓ ગુસ્સા સાથે શહેર બહાર આવ્યા, અને માયાથી તે અનાધૃષ્ટિને જીતી લઇ ક્રોધથી અકળાયલા દેવો તેને પોતાના નગરમાં લઇ ગયા. એ હકીકત જાણી રાજા સમુદ્રવિજયે વીરરસના ઉલ્લાસથી તમામ લડવૈયાઓને બોલાવ્યા. ભંભાના નાદથી ક્ષત્રીયોનો જથ્થો મહાક્ષોભ પામીને જાણે ખુદ રૌદ્રરસ એકઠો થયેલ હોય તેમ એકઠો થઇ ગયો. કોઇ ઘોડાઓને બખતર પહેરાવવા લાગ્યા, કોઇ હાથીઓને શણગારવા લાગ્યા, અને કોઇ અસ્ત્રનો જથ્થો તૈયાર કરી કવચ પહેરવા લાગ્યા. જે વેળાએ સમુદ્રવિજયરાજા લડાઇના રસમાં તૈયાર થયા તે વેળાએ ખળભળેલા તે શહેરના મિલાપથી સમુદ્ર પણ મોજાં ઉપર મોજાં મારવા લાગ્યો. આવી ભારે તૈયારી દેખી દુશ્મનોને મારી નાખવામાં સિંહ સરખા મહા બળવંત બળભદ્ર અને કૃષ્ણે આવી સમુદ્રવિજયને કહ્યું–'પિતાશ્રી આ સમારંભ આપ જાતે શા માટે કરોછો ! જે કામ હોય તે અમો ન્હાના છીએ તેમને ફરમાવો.

શું કોઇ નવો દેવ કે રાક્ષસ જાહેર થયો છે? કે જેના વાસ્તે આપ પૂજ્યપિતા પોતે આવો યત્ન કરો છો? ' બળભદ્ર અને કૃષ્ણના આવાં વચન સાંભળી સમુદ્રવિજયે લોકોના ત્રાસથી માંડીને અનાધૃષ્ટિને બાંધી કેદ કરવાની વાત સૂધી સઘળી હકીકત કહી સંભળાવી. તે સાંભળીને કંસના દુશ્મન કૃષ્ણે કહ્યું–'પિતાજી! તે સઘળા દેવોમાં આપનો ઉદ્યમ નકામો છે, તે જગજાહેર છે; કેમકે જ્યાં લગી અમો જીવતા છીએ ત્યાં લગી આપને પુરૂષાર્થ કરવો લાયક નથી; આપની આજ્ઞાથી હું તેઓને જીતી લઇશ, વાસ્તે હુકમ આપો. પછી સમુદ્રવિજયના હુકમથી મહાભુજ બળભદ્ર ને કૃષ્ણે પાંચજન્ય શંખ વગેરેના શબ્દવડે પુષ્કળ લડવૈયાઓને ભેગા કર્યા. અને પોતે પોતાનાં આયુધો લઇ રથમાં બેસી તે નવીન નગરની પાસે આવીને તે માયાના દેવોને યુદ્ધને વાસ્તે બોલાવ્યા. તેઓએ જલદીથી બહાર આવી પોતાની માયા બતાવી બળરામ અને કૃષ્ણને જીતી લીધા. અને તે બન્નેને રથ સહિત પોતાના નગરમાં લઇ ચાલતા થયા.

બલરામ અને કૃષ્ણને હરણ કર્યાની ખબર પડતાં દ્વારિકામાં ભારે સોરબકોર મચી ગયો. ' અનાથની સ્થિતિ એવીજ હોય છે, બલરામ ને કૃષ્ણ સરખા વીરઅગ્રણી કે જેઓ દેવોને પણ પૂજવા લાયક અને અજિત છે, તેઓને પણ જીતી લીધા તો હવે શું થશે ! આ પ્રમાણે રૈયત ફિકરમાં પડી ગઇ. તેવામાં નેમિપ્રભુ પોતાના મહેલમાં રમત ગમતથી ફરતા હતા, તેઓને કૃષ્ણની રાણીઓએ મશ્કરીમાં કહ્યું કે, અરિષ્ટનેમિ ! અમોએ સાંભળ્યું છે કે સર્વજ્ઞ જિનો અપાર વીર્યવંત હોય છે. તેઓ મેરૂનો દંડ

કરી આખી પૃથ્વીની છત્રી બનાવવાને શક્તિમાન હોય છે. તો તમો પણ આપણા કુળમાં અરિહંતપણે અવતર્યા છો, તેથી તમારૂં કંઇ પણ અક્ષય પરાક્રમ જાહેર કરી દેખાડો. તમારા વિદ્યમાન છતાં દુશ્મનોએ તમારા ભાઇઓને જીતી લઇ નજર કેદી બનાવેલ છે, તેતી અત્યારે તમારૂં બળ અને તીર્થંકરપણું નકામું ન બનો-અર્થાત્ બિરૂદ વિચારી તેઓને છોડાવી લાવો.” આ મુજબ પોતાની ભોજાઇઓએ મશ્કરીમાં કહ્યું કે પ્રભુ સહેજ યુદ્ધાનંદ વિચારી સભામાં આવ્યા. ત્યાં લડાઇ કરવાને તૈયાર થઇ રહેલા સમુદ્રવિજયના ખોળામાં મેરૂગિરિ ઉપર સૂર્ય બિરાજ્યાની પેઠે પ્રભુ બિરાજમાન થયા.

એજ દરમ્યાન ભવિષ્ય ભાષણ કરવામાં શિરોમણિ ક્રોષ્ટુકીએ સમુદ્રવિજયને કહ્યું–‘ સ્વામી ! આ વેળાએ લડાઇ કરવાની તમારી મહેનત નકામી છે; કેમકે જગત્માં ગણાતા શૂરવીર બળરામ ને કૃષ્ણને પણ એક રમતમાંજ જીતી લીધા તેવા વિજયી વીરો તો તીર્થંકરથીજ જીતાશે; અસુરો કે સુરોથી તે જીતાશેજ નહીં. ’ આવી રીતનું તે કહે છે એવામાં ઇંદ્રના હુકમથી એક ઉત્તમ રથ લઇને માતલિસારથી ત્યાં આવ્યો. અને નેમિનાથજીને નમન કરી તેણે વીનંતી કરીકે,–‘હે સ્વામી ! આપની ઇચ્છાની સાથેજ થયેલી ઇંદ્રની રજાથી હું રથ લઇને આવ્યો છું; માટે આપ તેની અંદર બિરાજી દુશ્મનોને જીતી લ્યો. ’ પછી સમુદ્રવિજયના મ્હોં સામું જોઇ પ્રભુ રથનાં બિરાજ્યા, અને ફક્ત એક ધનુષ્યજ ધારણ કર્યું ‘ સઘળાઓના રક્ષણનો મંત્ર હું છું, તો મારૂં રક્ષણ આનાથી શા મા[illegible] જોઇયે ! એમ જાણે

મારતા હોય તેમ પ્રભુએ બખ્તર પણ છોડી દીધું. એ મુજબ રથ ઉપર બિરાજી ભગવંત જરાવારમાં માયાનગરની પાસે આવ્યા, અને શંખધ્વનિ મારફત ચોમેરથી દુશ્મનોને બોલાવ્યા. નગરની આસપાસ વેગથી ફરતા એ પ્રભુના રથની ચોટથી દુશ્મનોનાં માથાંની પેઠે ગઢના કાંગરા પડી ગયા.

તેની ચોટથી સઘળા દેવો એકઠા થઇ હાથી ઘોડા રથ અને પાળા–લશ્કરની સામગ્રી લઇ વિમાનમાં બેસી તાકીદે ઝપાટાબંધ જ્યાં પ્રભુનો રથ છે ત્યાં આવ્યા. તેઓએ ઉંચા સ્વરથી ભેરી નગારાં અને કાલહ વગાડયાં. તેના પડઘાવડે લોકો પ્રલયકાળની શંકા કરવા લાગ્યા. તે માયાવી દેવોએ મોટા પહાડો ને ન ખમી શકાય એવા વંટોળીઆ વિકુર્વ્યાં. તેથી આકાશમાં અનેક ડુંગરોને ભાંગી ભૂકો કરી દેતો હોય તેવો મહા નિષ્ઠુર નાદ થયો. ધરતી ડોલવા લાગી; કુળગિરિ કાંપવા લાલ્યા, ધૂમશિખા અંધારાના કણથી વિશ્વને પૂરતી આકાશમાં ફેલાઇ ગઇ, ઠેકાણે ઠેકાણે મોટા હાથિયો, અતિ બિહામણા કેસરીસિંહ અને વાઘ વગેરે પ્રાણિઓ ગુમરાણ કરવા લાગ્યા, વિંછીઓ અને અજગરો પ્રગટ થયા. વિકરાળ એવી ઘણી શાકિની, ભૂત અને વૈતાળ વધી પડી ભોંયપર ભય આપવા લાગ્યાં. તે દેવોનું આવું વિકારી સ્વરૂપ દેખી પ્રભુએ સહેજ મ્હોં મલકાવી સહજની રમતમાં પોતાના ધનુષ્યની પણચ ચડાવી. નમતા ધનુષ્યના દુઃખે કરીને સહન થઇ શકે એવા ટંકાર શબ્દથી સિંહનાદવડે હાથીઓની પેઠે સિંહાદિક પ્રાણિઓ ત્રાસ પામી ગયા. પછી પ્રભુએ ધનુષ્ય ખેંચી ફરીવાર મજબૂત રીતે પછાડયું એટલે તેમાંથી નિકળતા અ-

ગ્નિથી અંધકારનો જથ્થો દૂર થઇ ગયો. તે વખતે કેટલાકને આકાશમાં અને કેટલાકને જમીન ઉપર પ્રગટ થયેલા દેખી પ્રભુએ હસતાં હસતાં કહ્યું–' હવે સહુ સારૂં થશે.' એમ કહી પ્રભુએ ધનુષ્ય ઉપર પૃથ્વી, પહાડ અને દરિયાનો ઉદ્ધાર કરવામાં શક્તિવાળું અમોઘ વાયવાસ્ત્ર સંધાન કર્યું, કાન સુધી ખેંચી જાણે કંઇ કાનમાં છુપી રીતે વાત કહેતું હોય તેવું વિશ્વને ભય પેદા કરનાર તે બાણ પ્રભુએ તરત છોડી દીધું. તેમાંથી એવો વાયરો પેદા થયો કે જેથી દેવોના વિમાનો રૂની પેઠે ઉડી ઉડીને કયાંનાં કયાંય જતાં રહ્યાં. ઝડપથી ચાલતાં તે વિમાનોથી પવનવડે ઉડતા પાંખોવાળા કુળ પર્વતો હોય તેવી લોકોને શંકા થવા લાગી. છોળે ચડેલા દરિયાએ આકાશ સૂધી મોજાં ઉછાળી સઘળા દેવોને જળના અધિષ્ટાયક કરી દીધા. ' જગત્પ્રભુની એવી અપાર શક્તિ છે.' તે પવનથી એક બીજા સાથે અથડાઇને વિમાનોમાંથી પ્રલયકાલના મેઘની પેઠે અંગારાની વૃષ્ટિ થવા લાગી. પછી ભગવાને મોહનાસ્ત્ર નામનું બીજું બાણ ફેંકયું, તેથી સઘળા દેવો અચેતન થઇ ભોંય ઉપર લોટવા લાગ્યા. તે બાણમાંથી પેદા થયેલા ધેનથી તેને જોનારા પંખીઓ, માણસો અને દેવો પણ સર્વે જડ જેવા થઇ ગયા. પ્રભુના આવા પરાક્રમની હકીકત જાણી સોધર્મેંદ્ર ત્યાં આવી પ્રભુને નમી સ્તુતિ કરવા લાગ્યો. “ હે સ્વામી ! જગતમાં સારરૂપ, જગત્નો ઉદ્ધાર કરવામાં શક્તિવંત, અનંત વીર્યવંત અને દુસ્સહ બાહુબળથી બિરાજિત હે પ્રભો આપ જય પામો. હે નાથ ! આપ લોકને અલોકમાં નાખવાને, મેરૂગિરિને અંગુઠાથી ઉપાડવાને અને બધા જગત્નો

વિપર્યય કરવાને સમર્થ છો. હે વિભો ! સુર, અસુર, મનુષ્ય અને નાગકુમારોથી તેમજ અમારા સરખાથી પણ આપનું પરાક્રમ સહ ન થઇ શકે તેમ નથી. હે સ્વામિન્ ! આપ સરખાની પ્રવૃત્તિ સમસ્ત જગત્‌ના રક્ષણ માટેજ હોય છે. છતાં હમણાં આવો આરંભ કેમ આદરેલો છે? હાથીના ગુસ્સાને તરખલાની પેઠે અને સૂર્યના ગુસ્સાને તારાઓની પેઠે આ બિચારા અજ્ઞાની દેવો આપના કોપને સહી શકે તેમ નથી. ચંદનઘોવડે મહેલની પેઠે વિજળી સરખા આપના ગુસ્સાથી ત્રણે જગત્ બિલકુલ નાશ થઈ જાય તેમ છે; માટે હે નાથ ! હવે તાકીદે અસ્રોને પાછાં ખેંચી લ્યો. આપજ વિશ્વના ધાતા છો અને આપજ જગત્‌ના હર્ષ માટે છો.” આવી ઇંદ્રની સ્તુતિ સાંભળી પ્રભુએ તરત બન્ને અસ્રો–બાણો પાછાં બોલાવી લીધાં. એટલે તરત દેવો સાવધ થયા અને પ્રભુને તથા ઇંદ્રને જોઇ તેઓ શરમાયા. નીચું મ્હોં કરી રહેલા દેવોને ઇંદ્રે મશ્કરીમાં કહ્યું—‘ અહા ! તમો દુર્લલિતોએ તમારો કરેલો ઉદ્યોગ તપાસી લીધો; અરે મંદમતિ દેવો ! એ સ્વામી જગતને પૂજવા લાયક અને જગત્‌ના આલંબન છે; માટે તે ક્ષમાશીલ ભગવંતને પગે લાગી તમો ક્ષમા માગો. એ સ્વામી સ્વાભાવિકપણે જગત્‌ના સંરક્ષણમાં તત્પર છે, તેથી તમો સેંકડો ગુન્હા કરનાર છો તો પણ તમોને અભય કરશે..” ઇંદ્રનું આવું બોલવું સાંભળી શરમ અને વિનયથી નમ્રતાસવંત થયેલા દેવો શરીરવડે લોટતા પ્રભુને પગે લાગી ચાટુવાણીવડે વીનવવા લાગ્યા—‘ હે સ્વામિન્ ! જેમ બાળકો મેરૂપર્વતને પરમાણુવડે પામવાની, ગંગા નદીની રેતીના કણો ગણવાની અને સ્વયંભૂ સમુદ્રના જળબિંદુએ બિંદુ ગણી કહાડ-

વાની ચાહના કરે તેમ અમો પાપિષ્ટોએ આપનું પરાક્રમ જોવાને માટે પ્રારંભ કરેલો હતો જેથી અમોને ધિઃકાર છે.' આ મુજબ કહી ભગવંતના ચરણને માથે ચડાવી પોતાને સનાથ માનતા દેવો પ્રભુનેજ શરણે ગયા. પ્રભુએ પ્રસાદ દાનવડે તેમની સંભાવના કરી; કેમકે 'પ્રભુ વિશ્વની સ્થિતિ કરનાર અને વિશ્વની સ્થિતિને પાલન કરનાર છે.' પછી શ્રી નેમિપ્રભુ દેવતાના વસાવેલા નગરમાં જઇ પોતાના ભાઇ બળરામ, કૃષ્ણ ને અનાધૃષ્ટિને સ્નેહથી આલિંગન આપી હર્ષ પામ્યા. પછી ઇંદ્રે કહ્યું—'હે સ્વામી ! અમારા ઉપર કૃપા કરી શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરાવો અને અમોને ભવોદધિથી પાર ઉતારો.' આ મુજબ કહી પ્રભુની રજાથી તરત રચેલાં વિમાનોવડે સઘળા દેવોની સાથે પ્રભુને લઇ ઇંદ્ર શત્રુંજય ગિરિ ઉપર ગયા. ત્યાં જઇને પ્રભુના હુકમથી મનને પૂર્ણ ભાવિત કરતા ઇંદ્રે અગાડીની પેઠે પોતાનું કર્ત્તવ્ય કર્યું. નેમિનાથ ભગવંતે તે તીર્થનો સઘળો પ્રભાવ કહી બતાવ્યો. પછી ત્યાંથી ઇંદ્ર સહિત ગિરનાર તરફ ચાલ્યા. ત્યાં તે તીર્થની કલ્યાણકારી કથાને સાંભળતાં ઇંદ્રે સ્થાવર અને જંગમ એમ બન્ને પ્રભુની પૂજા કરી. ત્યારબાદ ભાઇઓ સહિત પ્રભુને દ્વારિકામાં મૂકી પ્રભુના પિતાને સઘળી હકીકત જાહેર કરી રાજી થતો ઇંદ્ર સ્વર્ગમાં ગયો. ચંદ્રમાની પેઠે જગતને આનંદ દેતા પ્રભુ સુર, અસુર તથા બળરામ કૃષ્ણથી સેવાતા સુખપૂર્વક રહેવા લાગ્યા. તે અરસામાં નારદે આવી બતાવેલી રૂક્મિરાજાની બ્હેન રૂક્મણિનું કૃષ્ણે પોતાના બાહુબળથી હરણ કરી લીધું. જાંબવાન્ નામના વિદ્યાધરની જાંબવતી કન્યા

ગંગામાં ન્હાતી હતી, તેણીનું તેના પિતાને જીતીને હરણ કરી લીધું. તે વગર લક્ષ્મણા, સુસીમા, ગૌરી, પદ્માવતી અને ગાંધારી– એ પાંચ મુખ્ય સ્ત્રીઓને પરણ્યા. પહેલાંની સત્યભામા સહિત સઘળી મળીને આઠ પટ્ટરાણીઓ વિશેષ વ્હાલી થઇ.

तत्तत्पौरुष संगरंगमुदिता नेमिस्त्रिलोकी प्रीया
कंप श्वेद विवर्णता स्वरहती वाष्पौघ रोमोद्‌गमान्
वाय्यंभोधि कुधाउगर्जनपेयोवाह क्षमादिच्छला
दंतर्जातरतिः समाश्रयदसो भावान् सुसत्त्वोद्‌भवान् ॥

श्री नेमिनाथ ભગવાનના તે તે પરાક્રમથી અંતરમાં રાજી થયેલી ત્રિલોકીરૂપી પ્રિયા વાયુ, સમુદ્રનો ક્ષોભ, ગર્જના, મેઘ અને ઝાડ વગેરેના બ્હાનેથી કંપારો પરસેવો, વર્ણનો ફેરફાર, સ્વરભંગ, આંસુ અને રૂંવાડાં ઉભાં થવાં વગેરે સાત્વિક ભાવને ધારણ કરતી હતી.

ઇતિ શ્રી જૈનાચાર્ય ધનેશ્વરસૂરી વિરચિત્ મહાતીર્થ શ્રી શત્રુંજય મહાત્મ્યની અંદર શ્રી ગિરનાર મહાત્મ્યમાં હરિવંશ પાંડવોની ઉત્પત્તિ કૃષ્ણ નેમિશ્વર જન્મ વર્ણન નામનો દશમો સર્ગ સંપૂર્ણ થયો.



# સર્ગ અગીઆરમો.

---

## ગિરનાર મહાત્મ્ય.

### ( પાંડવ—ચરિત્ર. )

**नमोस्तु न मर्ये नत्र शचीकश्रायतायिनें ।**
**द्वाविंशा यार्हतें व्यायि हरिवंश्या य योगिनें ॥**

અર્થઃ—ઇંદ્રો જેમને પગે લાગે છે, જે ત્રણ જગત્‌નું સંરક્ષણ કરનાર છે, પૂજવાને લાયક છે અને જે હરિવંશમાં રત્નરૂપ ઉત્પન્ન થયેલા છે તે શ્રી બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ યોગીને નમસ્કાર થાઓ.

ધૃતરાષ્ટ્રના સો પુત્રો, પાંચ પાંડવો અને સૂતનો પુત્ર કર્ણ એ સર્વે એકઠા થઇ હમેશાં રમતા હતા. કપટ કરવામાં ચતુર દુર્યોધન સરલ હૃદયવાળા પાંડુપુત્રોને હમેશાં રમવામાં ઠગતો હતો. સ્વભાવથી ઉદ્ધત ભીમ કૌરવોનું બામુખા કપટ દેખી તેઓને માર મારતો અને પોતાના પુષ્કળ બળવડે તેઓને ત્રાસ આપતો હતો. તેઓ સાથે સુવાનું કપટ કરી ભીમ નિંદ્રાવશ થઈ જતો ત્યારે તેને મુસ્કેટાટ કરીને પાણીમાં નાંખી દેતા, પણ જ્યારે ભીમ જાગતો ત્યારે ઘણોજ મસ્ત બની બાંધેલાં બંધનોને તોડી નાંખતો હતો. હમેશાં દુર્યોધન કોપથી ભીમનો તુચ્છકાર કરતો અને ભીમ પણ હમેશાં બાહુ દબાવીને તેને પજવતો હતો. દુર્મતિવંત દુર્યોધન ભીમને ખોરાકમાં ઝેર દેતો;

પરંતું તેના પુણ્યયોગે તે ઝેર અમૃત થઇ જતું હતું. દુર્યોધન ભીમને વાસ્તે જે જે અડચણો—હરકતો કરતો તે તે નઠારા પાત્રને આપેલા દાનની પેઠે નકામી થઇ જતી હતી. પછી સો કૌરવ, પાંચ પાંડવો અને કર્ણ એ સઘળાએ પિતાના હુકમથી કૃપાચાર્ય ગુરૂની પાસેથી સઘળી વિદ્યા પ્રાપ્ત કરી. તેઓમાં નિર્મળ બુદ્ધિના ગુણથી કર્ણ અને અર્જુન સહુથી વધારે શીખ્યા. એ કારણથી કપટનો જાણનાર ધુર્યોધન તેઓની ઉપર નિઃશંકતાથી ઇર્ષ્યા કરવા લાગ્યો. એક વેળાએ તેઓ વિદ્યાધ્યયન ન કરવાને (છુટી) દિવસે રમતા હતા. તેવામાં તેમનો દડો એક ઉંડા ખાડામાં પડી ગયો. તેને બહાર કહાડવામાં સઘળાઓના ઉપાય છુટી પડયા. તે અરસામાં ધનુષ્ય વિદ્યામાં સર્વોત્તમ ગુરૂ દ્રોણાચાર્ય પોતાના પુત્ર અશ્વત્થામા સાથે ત્યાં આવી ચડયા. તેમણે રાજકુમારોને પુછ્યું કે–'પુત્રના પરિવારથી વિંટાઇને ઉદ્યમ વગર પડી રહેલા અભાગીયા બાપની પેઠે તમો આ ખાડાની આજુબાજુ શા માટે ઉભા રહ્યા છો ?' તેઓ બોલ્યા કે–' આ ખાડામાં અમારો રમવાનો દડો પડી ગયો છે.' તે સાંભળી દ્રોણાચાર્યે એક બીજા તીરોથી પરોવી દડાને ખાડામાંથી કહાડી લીધો. તેમની બાહુલાઘવતા જોઇ ભીષ્મે કૃપાચાર્યની રજાથી ધનુર્વેદ શીખવવાને માટે સઘળા રાજકુંવરોને તેને અર્પણ કર્યા. તારાઓમાં ચંદ્રની પેઠે તે બધાઓમાં કર્ણરાજા વધારે દીપતો થયો. અને તેના કરતાં પણ વધારે ઇંદ્રપુત્ર અર્જુન પ્રવીણ થયો. લાલનમાં, યોજનામાં જલદી આકર્ષણ કરવામાં, વેગળેથી દુઃખ દેવામાં અને મજબુત સખત મારો ચલાવવામાં અર્જુન એકજ વિશેષ પાણીદાર નીવડયો. તે તોફાની

કુમારોમાં હમેશાં નજર ફેરવતાં દ્રોણાચાર્યે વિનયમાં પરાક્રમમાં અને શુરવીરતામાં સહુથી વિશેષ દેખીને અર્જુનને બહુમાન આપવા માંડયું.

એક વેળાએ શિષ્યોની સાથે યમુના નદીની અંદર આનંદ વડે રમતા દ્રોણાચાર્યજીનો કોઈ જળના જીવે એક પગ પકડી લીધો. જો કે દ્રોણાચાર્ય પગ છોડાવવા તાકાદ ધરાવતા હતા; તો પણ શિષ્યોનો વિનય જાણવાના ઇરાદાને લીધે તેમણે મોટો ઘાંટો કહાડી પોકાર કર્યો. તે સાંભળ્યા છતાં સઘળા ઉદાસ થઈ બેસી રહ્યા. પણ ઇંદ્રપુત્ર અર્જુન પોકાર સાંભળતાંજ દોડી આવ્યો, તેનું આવું ગુરૂભક્તપણું તેમજ સત્વ જોઈ આની ઉપર બીજાઓ દ્વેષ કરો નહીં અને તેને અહંકાર પણ થાઓ નહીં એમ ધારી દ્રોણગુરૂએ તેની પ્રસંશા કરી નહીં. એક વેળાએ એકાંતમાં દ્રોણગુરૂએ અર્જુન પાસે એવી પ્રતિજ્ઞા કરીકે તારા વિના હું બીજા કોઇને પણ પૂરેપૂરી ધનુર્વિદ્યા શીખવાડીશ નહીં.

એકલવ્ય નામનો એક ભીલનો છોકરો હતો, તેણે દ્રોણગુરૂની પાસે ધનુર્વિદ્યા શીખવાની માગણી કરી. પરંતુ નીચ જાતિને લીધે તે જાતિવંત હોવા છતાં પણ દ્રોણગુરૂ પાસેથી ધનુર્વિદ્યા હાથ કરી શકયો નહીં. પ્રત્યક્ષ ગુરૂ ન હોવાથી તે ભીલના છોકરાએ માટીની દ્રોણગુરૂની મૂર્તિ કરી એક ઝાડ હેઠળ બેસારી અને તેની સાક્ષીએ તે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. એ મુજબ ગુરૂભક્તિપૂર્વક અભ્યાસ કરતાં તે ગુરૂભક્ત ભીલપુત્રે તીરથી ઝાડોનાં પાંદડાંઓમાં વિચિત્ર પ્રકારની

આકૃતિઓ પાડી શકે તેવી લાઘવતા હાથ કરી. એક વેળાએ ફરતો ફરતો અર્જુન દ્રોણગુરૂની સાથે ત્યાં આવ્યો. ભીલ પુત્રનું એવા પ્રકારનું પત્રનું લખાણ જોઈ અર્જુને દ્રોણગુરૂને પૂછ્યું કે— ' આપે પ્રતિજ્ઞા કરી હતી કે તારા વગર હું બીજા કોઇને ધનુર્વિદ્યા શીખવીશ નહીં તો આ શી રીતે શીખી શકયો ? ' દ્રોણગુરૂએ વિસ્મય સાથે કહ્યું—'મારી પ્રતિજ્ઞા નકામી નથી. દેવમાં કે મનુષ્યમાં આ કોઈ નવો પેદા થયો છે, એમ ધારૂં છું. આવી ધનુર્કળા જાણનાર કોઇ સુર કે અસુર ચાહે તે હો, પણ મને પ્રત્યક્ષ થઇ પોતાનો હુન્નર બતાવે.' આવાં દ્રોણગુરૂનાં વચન સાંભળી ધનુષ્ય અને ભાથો ધારણ કરેલો ભીલપુત્ર જંગલની અંદરથી આવ્યો અને ગુરૂને પ્રણામ કરી પોતાનું નામ કહ્યું. દ્રોણજીએ પૂછ્યું—'તારો વિદ્યાગુરૂ કોણ છે ? ' ભીલ પુત્રે કહ્યું–'મારા ગુરૂ પ્રસન્ન દ્રોણાચાર્ય છે.' દ્રોણાચાર્યે વિચારવા લાગ્યા—' એ દ્રોણ કોણ ! ' એ વખતે ભીલ પુત્રે અગાડીની હકીકતની યાદી આપી ગુરૂની માટીની મૂર્તિ હતી તે બતાવી. ત્યાં પૂજેલી પોતાની મૂર્તિ જોઇ ' આ અર્જુનના સરખો ન થાઓ. ' એવું વિચારી દ્રોણગુરૂએ ગુરૂ દક્ષિણામાં તેના જમણા હાથનો અંગુઠો માગી લીધો. ધનુર્ધારી ભીલપુત્ર ખુશી સાથે અંગુઠો ભેટ કરી ભકિતથી ગુરૂને પગે લાગ્યો. અને પછી બેધડકથી આંગળીઓવડે ધનુર્વેદનો અભ્યાસ કરવા મંડયો.

પછી પ્રવીણ દ્રોણાચાર્યે અર્જુનને રાધાવેધ અને ભીમ તથા દુર્યોધનને ગદાયુદ્ધ શીખવાડયું. નકુળ, સહદેવ અને યુધિષ્ઠિરને અસ્રવિદ્યામાં પ્રવીણ કર્યા અને અશ્વત્થામા પોતાના તેજથી કર્ણ અને અર્જુનના સરખો થયો. એક વખત દ્રોણાચાર્યના હુકમથી ગંગા-

કુમાર ભીષ્મે પુત્રોની યુદ્ધકળા દેખવાને વાસ્તે માંચડાઓ બંધાવ્યા. તેમાં ધૃતરાષ્ટ્ર, દ્રોણ અને ભીષ્મ વગેરે આવીને બિરાજ્યા કેડે ધર્મકુમાર યુધિષ્ઠિર વગેરે સઘળા શસ્ત્ર ધારણ કરનારા સુભટો બની ત્યાં આવ્યા. સઘળા શસ્ત્રોમાં ચતુર અને રણોત્સાહીઓએ પોતાનો અભ્યાસ દેખાડી પ્રેક્ષકોને વિસ્મય બતાવ્યું. એ વખતે હાથ લાગવાથી એક બીજા સાથે વિરોધથી વર્ત્તનારા ભીમ, દુર્યોધન દ્રોણગુરૂના કહેવાથી પણ રોકયા રહ્યા નહીં અને એક બીજાની અંટસ જાહેર કરી દીધી. પછી દ્રોણગુરૂના ઇસારાથી મહાવીર અર્જુન બાહુ ઠોકી આકાશને ગજાવતો અને માંચડાઓની • ભીંતોને ફાડતો ઉભો થયો. અર્જુને જેની પાંખોના પવન પહાડને ધ્રૂજાવે તેવાં બાણો છોડયાં કે જેથી સૂર્યરથના ઘોડાઓ પણ ત્રાસ પામી ગયા, અને આકાશ ગ્રહવિનાનું સૂનું થઇ ગયું. તે પછી અર્જુને કરેલો રાધાવેધ અને ઝાડનાં પાંદડાંઓ ઉપર કોતરેલ ચિત્રલેખન જોઇ સઘળા રાજાઓ વખાણ કરતા રાજી થઈ માથાં ધૂણાવવા લાગ્યા. અર્જુનનાં આવા વખાણ ન સહન થવાથી દુર્યોધને ભ્રમરના ઇસારાથી કર્ણને ઉભો થવા સૂચવ્યું. એટલે કર્ણ નિવીડ મેઘની પેઠે ગર્જના કરતો માંચડા ઉપરથી ઉભો થયો અને પછી ધનુષ્યધ્રૂજાવતા અને કુસ્તી ઠોકતા કર્ણે પોતાની લાઘવતા મંડપમાં મળેલા રાજાઓને દેખાડી. તેની આવી શિઘ્રવેધતાથી સંતુષ્ટ થયેલા દુર્યોધને અર્જુનના શત્રુ કર્ણને ચંપાનગરી બક્ષી દીધી. તે અરસામાં ત્યાં સૂતસારથી આવ્યો. કર્ણ પિતૃભક્તિથી તેને પગે લાગ્યો. તે રાજાની પાસે આવીને બેઠો. પછી બળવંત ભીમસહિત કોપવંત થયેલા અર્જુને દુર્યોધનને કહ્યું—'આ નીચકુળ-

વાળા કર્ણને ચંપાનગરી કેમ આપી ? હે કુલાધમ ! હું તારો આ અન્યાય સહન કરી શકતો નથી.' આ મુજબ કહી ધનુષ્ય તૈયાર કરી તે બન્ને યુદ્ધને માટે તૈયાર થયા. દુર્યોધન, કર્ણ અને તેના પક્ષના બીજા રાજાઓ પણ યુદ્ધ કરવામાં ઇચ્છા ધરાવતા હોય તેમ દેખાવ દેતા માંચડા ઉપર ઉભા થઇ ગયા. તેમની ભુજાઓના ફટકારાથી અને સિંહનાદથી જાણે ત્રાસ પામ્યો હોય તેમ સૂર્ય અસ્તાળમાં ચાલ્યો ગયો—અર્થાત્ અસ્ત થઇ ગયો. એઓના યુદ્ધથી ત્રણ જગત્‌ને ક્ષોભ ન થાઓ એમ વિચારી દ્રોણાચાર્યે ઉઠીને તેઓને લડાઇના મેદાનથી છુટા પાડયા. પછી ધૃતરાષ્ટ્રે કર્ણના કુળ માટે સૂતસારથીને પૂછયું ત્યારે તેણે ગંગાના પૂરમાં તણાતી આવેલી પેટીની અંદરથી કર્ણ હાથી આવ્યાનું બધું કહી બતાવ્યું. વળી સૂર્યે આવીને સ્વપ્નમાં મને કહી જવાથી હું એ પરાક્રમી પુત્રને ખુશી સાથે ઘેર લઇ આવ્યો અને વીંટીના અક્ષરોથી એ કુંતીનો કુંવર છે એમ મારા જાણવામાં આવ્યું. આ કુંવર પેટીમાં કાન નીચે હાથ રાખી સૂતેલો હતો એથી મેં એનું નામ કર્ણ પાડયું છે. સૂતનું આવું બોલવું સાંભળી ધૃતરાષ્ટ્ર રાજી થયા, અને પાંડવોને અંતરમાં અહંકાર પેદા થયો. પછી કર્ણને પુત્રસહિત સાથે લઇ ધૃતરાષ્ટ્ર પોતાને ઘેર ગયો.

જેવી રીતે લોકો પાંડવોની ઉપર હર્ષ ધરતા તેવીજ રીતે દુર્યોધન વગેરેની ઉપર વિરાગ ધરતા હતા. પાંડુરાજાએ તેમના માહોમાંહેના ગર્વનો નાશ કરવાના ઇરાદાથી ધૃતરાષ્ટ્રના કુંવરોને કુશસ્થળ વગેરે નગરો વ્હેંચી આપ્યાં. એક વેળાએ પાંડુરાજા સભામાં બિરાજયા હતા તે વખતે છડીદાર સાથે ખબર કહેવરા-

વીને દ્રૂપદ રાજાનો એક દૂત સભામાં આવ્યો. તેને પ્રણામ કરી જણાવ્યું કે–' સ્વામી ! કાંપિલપુરના દ્રુપદરાજાને ચુલની રાણીના પેટથી જન્મેલી દ્રૌપદી નામની એક કુંવરી છે. તે ધૃષ્ટદ્યુમ્નની ન્હાની બ્હેન થાય છે. તેના સ્વયંવર મંડપમાં સઘળા દશાર્હ, બળરામ, કૃષ્ણ, દમદંત, શિશુપાળ, રૂકની, કર્ણ, દુર્યોધન, બીજા રાજાઓ અને મહા પરાક્રમી કુંવરોને રાજાએ દૂત મોકલીને બોલાવ્યા છે. તેઓ હાલ ત્યાં જાય છે; વાસ્તે આ દેવકુંવર સરખા પાંચકુંવરોને સાથે લઇ આપ પણ એ સ્વયંવર મંડપમાં પધારી શોભાવંત કરો. ' આવું આનંદિત વચન સાંભળી તરત પાંડુરાજા પાંચ કુંવરોને અને મોટા લશ્કરને સાથે લઇ વાજાં વગડાવતા કંપિલપુર ભણી વિદાય થયા, અને તેની નજીક ક્રમે કરી જઇ પહોંચ્યા, પુત્ર સાથે પાંડુરાજાને આવેલા જાણીને દ્રુપદરાજાએ અતિ રાજી સાથે મોટા ઉત્સવસહ સામૈયું કરી પુરપ્રવેશ કરાવ્યો, સ્વયંવર મંડપમાં ચંદન તથા અગરના જથ્થાથી તૈયાર કરેલા અને રત્ન, માણેક, સોનું અને રૂપાથી મઢેલા સુંદર માંચડાઓ ગોઠવ્યા હતા. દરેક માંચડા ઉપર અને દરેક દરવાજે બાંધેલાં શોભાવંત તોરણો કામદેવના તાપથી અકળાયલા રાજાઓને જાણે વાયરો નાખતા હોય તેમ દેખાતાં હતાં. તે મંડપમાં આકાશમાં નક્ષત્રની પેઠે તેજપુંજ કુંવરો આવી આવીને લાયક વખતે સોનાના સિંહાસનપર બેસવા લાગ્યા. પાંચ કુંવરોથી શોભતા પાંડુરાજાપાંચ બાણવડે કામની પેઠે અને પાંચ મ્હોંથી સિંહની પેઠે આવીને તેમાં બેઠેલા શોભવા લાગ્યા.

તે સમયે દ્રૈપદી રત્નપ્રભાના પૂર સરખી, ક્ષીરસાગરના કમળ ઉપર બેસનારી મોતી અને પરવાળાઓથી અલંકૃત અને કામ-

હેવને પેદા કરનારી હોય તેવી જણાતી હતી. મુખરૂપચંદ્ર અને મુક્તામણિરૂપ તારાઓથી શોભિત, હાથણીની ચાલથી ચાલતી, પગમાં રહેલા કલ્લાના મીઠા સુર પ્રગટ કરતી, ન્હાઇને ભગવંતનું પૂજન કરીને આવેલી અને હાથમાં વરમાળાને ધારણ કરતી દ્રૌપદી સ્વયંવર મંડપમાં આવી એક થાંભલાની પાસે પિતાની અગાડી ઉભી રહી. તે વખતે દ્રુપદરાજાની પરવાનગીથી છડીદારે એક ધનુષ્ય લાવી રાધાવેધના થાંભલાની પાસે રાખીને સઘળા રાજાઓને કહ્યું કે—" હે સમસ્ત રાજાઓ ! સાંભળો. આ થાંભલાની ઉપર જે આ અદ્દભુત બાર ચક્રો છે તે પૈકી અર્દ્ધ ડાબી કોર અને અર્દ્ધ જમણી કોર ફર્યા કરે છે, તેની નીચે જમીન ઉપર આ ઘીથી ભરેલું કડાયું રાખેલું છે, તેની અંદર ચક્રો ઉપર ગોઠવેલી રાધા નામની પૂતળીનો પડતો પડછાયો જોઇ બાણથી સઘળાં ચક્રોને ભેદી જે કોઇ રાધા પુતળીની ડાબી આંખને વીંધે, તે વીરમાની ભૂમિરત્ન કુમાર સદ્દભાગ્યથી આવી પ્રતિજ્ઞા કરેલી દ્રૌપદીને પરણે." આવું છડીદારનું બોલવું સાંભળી કેટલાક તો ધનુષ્ય પકડવામાં નાહિમ્મતવાન થયા, કોઇ ધનુષ્ય પકડીને બાણ ચડાવી શકયા નહીં અને કોઇ પોતાની તાકાત વિચારી ચુપ ચાપ બેસી રહ્યા. એવામાં બળવંત ભીમસેનની સાથે સિંહની પેઠે માંચડા ઉપરથી ઉતરી અર્જુને પહેલાં ક્ષેત્ર દેવતાને નમસ્કાર કર્યો. બીજા સઘળા રાજાઓ શરમના માર્યા માથું નીચું નમાવી જોઇ રહેલા છે, એ સમયે ઇંદ્રપુત્ર અર્જુને હાથથી ધનુષ્ય ઉંચકી લીધું. તે વેળાએ ભીમસેન ઉંચા હાથ કરી દિશાપતિ દિગ્પાળો પ્રત્યે કહેવા લાગ્યો—" હે શેષનાગ ! તું સર્વસ્વ ભૂમિભારને ધારણ કરી રહેલો છે; વાસ્તે

મજબૂત રહેજે; અને ઇંદ્ર, અગ્નિ, યમ, નૈઋત્ય, વરૂણ, વાયુ, કુબેર, ઇશાન, અને બ્રહ્મ વગેરે તમો સઘળા જગતસ્થિતિમાં તત્પર થઇ રહેજો; કારણકે હમણાં મારો ન્હાનો ભાઇ મજબૂત ધનુષ્યના દંડની અને પગના ન્યાસવડે સઘળા રાજાઓના અહંકારને દૂર કરી દઇ એ ધનુષ્ય નમાવી દેશે." તે વેળાએ અર્જુને કડડાટ શબ્દ કરતા ધનુષ્યને ચડાવી નીચી નજર રાખી ભાથામાંથી બાણ ખેંચી સઘળાંઓને ભય પેદા કરતાં ધનુષ્ય સાથે બાણ લાગુ કર્યું. કાનને બહેરાશ લાગે તેવા તે ધનુષ્યના કઠોર શબ્દથી કાયર પુરૂષો તો ભોંયપર સૂઇ ગયા અને બહીકણ પુરૂષો ત્રાસ પામી ગયા. તે પછી વઘારેલા ઘીના કડાયામાં નજરજોડી ચક્રના આરાની વચે થઇ રાધાની ડાબી આંખ વિંધાવા અર્જુને બાણ છોડયું જેથી તુરત વિસ્મય સાથ રાધાવેધ થયો. એ વેળાએ દેવોએ જય જય શબ્દ અને દુંદુભી (દેવતાઈ નગારાં) ના નાદ સહિત ફૂલોનો વરસાદ વરસાવ્યો. તુરત કામદેવથી અકળાયલી દ્રૌપદીએ પ્રેમસહ આવીને અર્જુનના ગળામાં વરમાળા નાખી પરંતું જેમ પાંચે ઇંદ્રિયોમાં મન જુદું જુદું પડી. જેમ પાંચે વિષયો એક ચેતનાને અનુસરી રહે તેમ પાંચ પાંડવો એક પ્યારીને અનુસરીને રહ્યા, એ કોને વિચારવા લાયક ન થાય ? તે જોઇ ભીષ્મ શરમાયા, દ્રુપદરાજાએ માથું નીચું કરી લીધું. અને સઘળા વિસ્મય સાથે જોઇ રહ્યા. તે દરમ્યાન એક ચારણમુનિ ત્યાં પધાર્યા. એટલે આ પાંચાળીને પાંચ પતિ કેમ થયા, એમ કૃષ્ણ વગેરે રાજાઓએ તે ચારણ મુનિને પૂછયું—મુ-

નિએ કહ્યું–'પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા કર્મથી આ દ્રૌપદીને પાંચ પતિ થયા છે એમાં શું નવાઇ છે? કર્મની ગતિ વિષમ છે.! ગયે જન્મે આ ચંપાનગરીમાંજ સાગરદત્ત નામના શેઠની સુભદ્રા નામની સ્ત્રીના પેટથી સુકુમાલિકા નામની એક દીકરી થઈ હતી યુવાનીમાં આવતાં જિનદત્ત શેઠનો દીકરો સાગરદત્ત તેને પરણ્યો. રાતે તેની સાથે બિછાનામાં સુવા ગયો. તે વેળાએ પૂર્વ કર્મના યોગથી તેના અડકવાથી સાગરદત્ત અંગારાની પેઠે દાઝતો દાઝતો જરાવાર પરાણે પરાણે રહ્યો. પછી જ્યારે તે ઉંઘી ગઇ ત્યારે તેને ઉંઘતીજ છોડીને અરધી રાતે સાગરદત્ત નાશીને પોતાને ઘેર ચાલ્યો ગયો. સુકુમાલિકાએ જાગ્યા પછી પતિને દીઠો નહીં એથી બહુજ રોવા લાગી. પતિએ સુકુમાલિકાને તજી દીધી એનું કારણ એણીના શરીરની દુર્ગંધી વગેરેજ હશે, વગેરે જાણી એણીના પિતાએ પોતાને ઘેર રાખી દાન દેવા વગેરે સુકૃત્યમાં સામેલ કરી દીધી. એક વેળાએ સુકુમાલિકાએ વૈરાગ્ય વડે ગોપાલિકા આર્યાની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. અને ચોથ, છઠ્ઠ, અઠ્ઠમ વગેરે તપસ્યા કરવા માંડી. એક વખતે તે સુકુમાલિકા સાધ્વી ઉન્હાળાની મોસમમાં જંગલમાં જઇ સૂર્યની સ્હામે નજર જોડીને આતાપના સહન કરવાનું શરૂ કરતી હતી. ત્યાં દેવદત્તા નામની એક પોતાના રૂપ ઉપર અહંકાર રાખનારી ગણિકા પાંચ પુરૂષોની સંગાથે વિષયનો અનુભવ લેતી તેણીના દીઠામાં આવી. તેણીને જોતાંવેંતજ સંભોગની અપૂર્ણ ઇચ્છાવાળી સુકુમાલિકાએ એવું નિયાણું કર્યું કે 'આ તપસ્યાવડે આ ગણિકાની પેઠે હું પણ પાંચ પતિવાળી થાઉં', ત્યારબાદ આઠ મહિનાની

સંલેખના કરી નિયાણાની આલોયણા કર્યા વિનાજ તે મરી ગઇ ને નવપલ્યોપમના આયુષ્યવાળી સાધર્મ દેવલોકમાં દેવીપણે ઉત્પન્ન થઈ. ત્યાંથી ચવીને આ દ્રૌપદી થઇ છે, અને પૂર્વના નિયાણાવડે એણીને આ ભવમાં પાંચ પતિ થયા છે. તો તેમાં શું નવાઇ નિહાળો છો?' આ પ્રમાણે મુનિએ કહ્યું એટલામાં તો આકાશ વાણી થઇ કે 'આ સારૂં થયું છે! આ સારૂં થયું છે!' એથી કૃષ્ણાદિક પણ આ પાંચ પતિ થયા તે લાયક છે એવું બોલ્યા પછી સ્વયંવરમાં આવેલા રાજાઓ અને પોતાના જનોએ કરેલા મોટા ઉત્સવથી પાંડવો દ્રૌપદીને પરણ્યા. દ્રુપદરાજા પાંડુરાજાને, સર્વ દશાર્હોને, કૃષ્ણને અને બીજા રાજાઓને જાણે વિવાહને વાસ્તેજ બોલાવ્યા હોય તેમ વડાઇવડે પોતાના શહેરમાં લઇ આવ્યો અને પુત્રો સહિત પાંડુરાજાની બહુ પ્રકારે ભક્તિ કરી. બાદ પાંડુરાજા પુત્રોને લઇ મોટા ઉત્સવ સહિત હસ્તિનાપુરમાં આવ્યા.

એક વેળાએ યુધિષ્ટિર દ્રૌપદીના મહેલમાં બેઠા હતા, તે અરસામાં પોતાની મરજી મુજબ ફરનારા નારદ ત્યાં આવી ચડયા. યુધિષ્ટિરે તેમની યોગ્ય પૂજા કરી એટલે તેની ભક્તિથી પ્રસન્ન થઇ બીજા પાંડવોને બોલાવી નારદે એવી મર્યાદા બાંધી આપી કે તમારે વારા મુજબ દ્રૌપદીને મહેલે આવવું તેમાં એક પુરૂષ ઘરમાં હોય તો બીજાએ ન આવવું ને આવશે તો બાર વર્ષ તીર્થવાસી થશે એટલે કે તેને બાર વર્ષ પરદેશ વેઠવો પડશે. એક વેળાએ યુધિષ્ટિર દ્રૌપદીના મહેલમાં હતા, તે વખતે અજાણપણે અર્જુન ત્યાં આવી ચડયો, તેથી સાચી પ્ર-

તિજ્ઞા વાળો અર્જુન તરતજ પાછો ફરી હઠ પુર્વક પરદેશ ચાલ્યો ગયો. અનેક તીર્થોમાં જિનેંદ્રને પ્રસન્નતા પુર્વક પ્રણામ કરતો કરતો તે ક્રમે કરી વૈતાઢ્ય પર્વત ઉપર જઇ ચડયો. ત્યાં તેણે આદિજિનેંદ્રને નમન કર્યું. ત્યાં કોઇ વિદ્યાધર વિયોગ વ્યાકુળતા વડે ફરતો તેના દીઠામાં આવ્યો. તેથી અર્જુને પૂછ્યું :— 'તમો શોકવંત કેમ જણાઓ છો ?' વિદ્યાધરે કહ્યું—'હું વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીમાં વસનારો મણિચુડ નામનો વિદ્યાધર છું. મારા માલિક હેમાંગદે આવીને જોર જુલમથી મને રાજ્યથી પદભ્રષ્ટ કર્યો તેથી શોકવંત છુ'' બાણાવળી અર્જુને એ વાત સાંભળી તેના રચેલા વિમાનમાં બેસી ત્યાં જઇ પરાક્રમથી હેમાંગદને જીતી મણિચુડને ફરી રાજયપદ બક્ષ્યું. હેમાંગદ અને મણિચુડ વગેરે વિદ્યાધરોએ પ્રસન્નતાથી અર્જુનની સેવા ભક્તિ સાચવી અને ત્યાં કેટલોક વખત વ્યતીત કરી પછી અર્જુને અગાડી પંથ લંબાવ્યો. તેણે કલ્પેલા વિમાનમાં બેસી અષ્ટાપદવગેરે તીર્થોની અંદર તીર્થંકરોને વાંદી અર્જુન ગિરનાર જઇ પહોંચ્યો.

### પ્રસંગોપાત—હસ્તિપદ કુંડના મહાત્મ્ય— વિષે દુર્ગંધાની કથા.

શ્રીપુર નગરની અંદર પૃથુ નામનો ક્ષત્રી હતો, તેને દુર્ગંધા નામની દીકરી હતી ને તે પોતાના શરીરની દુર્ગંધીને લીધે જાહેર હતી. તેને પૃથુએ સોમદેવની સાથે પરણાવી હતી; પરંતુ તેણીના શરીરની બદબોથી કંટાળી સોમદેવ છાનોમાનો તાકીદે કોઇ ઠેકાણે જતો રહ્યો. પતિના દ્વેષથી તે દીકરી

મા બાપને પણ દ્વેષનું સ્થળ થઇ પડી. 'સ્ત્રીઓ ધણીની પ્રીતિથીજ બધી જગોએ સન્માન મેળવે છે!' જ્યારે બધે ઠેકાણેથી તેણીનું અપમાન થવા લાગ્યું ત્યારે તેણીએ રાતે ઘર છોડી દઇ પોતાનાં નઠારાં કર્મોનો ક્ષય કરવા ઉદ્યમથી અનેક તીર્થોમાં ફરવા માંડયું. તથાપિ કોઇ પણ રીતે તેણીના પૂર્વ કર્મનો અંત આવ્યો નહીં તેથી અંતે દુર્ગંધાએ દરિયામાં પડી મરવાનો નિશ્ચય કર્યો અને તે માટે જંગલમાં હીંડી જતી હતી. ત્યાં એક ઝાડની છાલનાં વસ્ત્રો ધારણ કરેલા જટાવંત તપસ્વીને જોઇને પગે લાગવા ગઇ. તે તાપસ પણ તેની દુર્ગંધથી અવળું મ્હોં કરી ઉભો રહ્યો એટલે તેણીએ તે તાપસને પૂછ્યું:–'આપ સરખા મમતા વગરના તાપસ પણ જ્યારે મારાથી મ્હોં ફેરવી ઉભા રહેશે ત્યારે પછી મારા પાપથી બચાવનાર બીજો કોણ થશે?' તાપસે કહ્યું—'બેટા! અહીં અમારા કુળપતિ છે તે તને ઉપાય બતાવશે, વાસ્તે તેની કને ચાલી ભક્તિસહિત ત્યાં તારા દુઃખની બીના કહી બતાવ.' આવું બોલવું થતાં તે તાપસની પાછળ પાછળ તે દુર્ગંધા ચાલી. પંથ પસાર કરતાં ઋષભદેવજીનું ધ્યાન ધરતા એક જટાધારી તાપસને જોઇ તેની કને ગઇ અને પ્રણામ કરી દર્ભાસનપર બેસી ગઇ. તેણીના દુર્ગંધથી ગુરૂ પણ પોતાનું નાક જરા વાંકુ કરી કંટાળો બતાવ્યો. પછી તેણીને તે કુળપતિએ દુર્ગંધા! એમ કહીને બોલાવીને કહ્યું:–'બેટા! તું વિયોગ વ્યાકુળ કેમ છે? આ જંગલમાં કેમ આવી છે? અને તારા શરીરની અંદરથી આવી દુર્ગંધી કેમ ફેલાય છે?' તે સાંભળી આંસુને જરા લુછી નાખી તે બોલી:—'હે મુનિવર્ય! મારાં પૂર્વ ભવનાં કુકર્મનો આ

સઘળો વિલાસ છે? એમ હું માનું છું. બાળક વયથી માંડીને આ દુઃખ પીડિતને પતિએ પણ દુર્ગંધીને લીધેજ ત્યજી દીધી. તે વખતથી હું તમામ તીર્થોમાં ભટકતી કરૂં છું; તદપિ હજુ લગણ તે કર્મનો અંત આવ્યો નથી. હે ઋષીશ્વર! ધર્મદાનવડે આપ સઘળા પ્રાણિઓના આધાર છો માટે મને પૂર્વકૃત્ પાપથી છોડવી આ સંસારસમુદ્રથી તારો.' મુનિએ કહ્યું—'હે વત્સ! મારામાં તેવું જ્ઞાન નથી. તો પણ તું શત્રુંજયગિરિના વચમાં થઇને ગિરનાર જા. ત્યાં કેવળી ભગવાને બતાવેલા ગજપદ કુંડ-માંથી પુષ્કળ પાણી લાવી કર્મક્ષય કરવાને માટે ન્હા.' આવું તે તપસ્વીનું બોલવું સાંભળી ચિત્તમાં પ્રસન્ન થઇ તે દુર્ગંધા મુનિને પગે લાગી મનમાં પુંડરીક ગિરિનું અને રૈવતાચલનું ધ્યાન ધરતી રવાના થઇ. એક નિશ્ચયથી હીંડતી દુર્ગંધા કેટલેક વખતે શત્રુંજયગિરિએ જઇ પહોંચી અને ત્યાં જગદ્‌ગુરૂ જુગા-દિદેવને પ્રણામ કર્યા પછી ગિરિને પ્રદક્ષિણા દઇ ત્યાંથી પૂર્વક-ર્મનો જથ્થો નાશ કરવાને માટે તાકીદે ગિરનાર ભણી રવાના થઇ. શુભ વાસનાવંત તે દુર્ગંધા ઉત્તરભણીના રસ્તેથી ગિરનાર ઉપર ચડી અને હર્ષ ભરી હાથી પગલાના કુંડ નજીક ગઇ. ભગવંતના મંદિર પાસેના તે કુંડમાં ઉતરી તેમાંથી પાણી લાવી હમેશાં ન્હાવા લાગી. એમ કરતાં સાત દિવસ થયા કે તે દુર્ગંધ રહિત બની સારી વાસનાવાળી બની ગઇ. પછી જિનપૂજનને માટે તે દુર્ગંધા નહીં પણ સુગંધા જિનમંદિરમાં જવા લાગી. તે વખતે અર્જુન ત્યાં હતા. તેણે પ્રભુની પૂજા કરી, તે પછી બહાર આવતાં તે દુર્ગંધાનો મુનિએ કહેલો પૂર્વભવ વૃત્તાન્ત આ પ્રમાણે સાંભ-

જ્યો:—' હે વત્સે ! પૂર્વજન્મમાં તું બ્રાહ્મણના કુળમાં અવતરી હતી. તે વેળાએ કોઇ શ્વેતાંબરી મુનિની તેં મશ્કરી કરી કે— ' આ શ્વેતાંબરી મુનિઓ વનમાં રહે છે તે છતાં કોઇ દિવસ ન્હાતા નથી અને એઓ પોતાનાં ધોળાં કપડાંને પણ મેલાં કરે છે.' આવું બોલી મુખ મચકોડયું અને હાથના લ્હેકા કરી તેં જે કુકર્મ ઉપાર્જન કર્યું તેનું ફળ તેં ભોગવ્યું તે સાંભળ—તું ત્યાંથી મરીને નરકે ગઇ, ત્યાંથી કુતરી થઇ ને તે પછી ચંડાળના ભવમાં પેદા થઇ અને તે પછી ભુંડણી થઇ. આવી રીતે નઠારા ભવમાં પુષ્કળ ભટકી અનુક્રમે આ ભવમાં માણુસ ભવ પામી છું. પરંતુ નામથી અને પરિણામથી દુર્ગંધા થઇ છે. ત્રણે જગતના વસનારા લોકોમાં ઉત્તમ અને યોગીજનોને પણ પૂજવા લાયક શ્રી જિનેંદ્ર છે, તેથી તેની મુદ્રા ધારણ કરનારા ક્રિયા વગરના મુનિજનોની પણ નિંદા કરવી લાયક નથી. તો જે મહાવ્રતધારી છે, મિથ્યાત્વનો નાશ કરનારા અને અર્હત્ પ્રભુના શાસનનો ઉદ્યોત કરનારા મુનિઓ હોય તેવાઓની તો નિંદા કરવી બેશક ના લાયક છે. જેઓ ક્રિયારહિત છતાં પણ લોકોમાં ધર્મોપદેશક કહેવાય છે તેવા યતિ મુનિ 'ધર્મલાભ' એટલી વાણીથી પણ પગે લાગવા લાયક છે તો તેમની નિંદા કેમ થાય ? હે દુર્ગંધા ! આ તીર્થના મહાત્મ્યથી કેટલાંક કર્મોનો નાશ થતાં તને સમકિત થયેલ છે તો હવે આ તીર્થની વિશેષ સેવા કર કે જેથી સંસારનો નાશ થાય." આવી રીતે કહી તે મુનિ ચુપ રહ્યા, એટલે દુર્ગંધાએ વંદના કરી પોતાના આત્માને ધન્ય માનતો અર્જુન તે તીર્થમાં ઉત્તમ વાસનાસહિત્ મણિચૂડ મિત્ર સાથે ત્રણ દિવસ ત્યાં રહ્યો.

તે વખતે કૃષ્ણને ખબર થઇ કે પાંડુપુત્ર અર્જુન ગિરનાર ઉપર આવેલ છે એટલે હર્ષસાથે કૃષ્ણે ત્યાં આવી પોતાની બ્હેન સુભદ્રાને એક બીજાની પ્રીતિ વધવા માટે અર્જુન સાથે પરણાવી. ત્યાંથી અર્જુન ફરીને શત્રુંજયે ગયા. અને ત્યાંથી નંદિવર્દ્ધન ગિરિયે તથા અષ્ટાપદે જઇને બાર વર્ષમાં બાકી રહેલાં વર્ષ તીર્થયાત્રામાં વ્યતીત કર્યાં. એ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને ઘણા વિદ્યાધરોની સંગાથે વિમાનોવડે આકાશને ઢાંકી દેતો તે હસ્તિનાપુર આવ્યો. અર્જુનને વહુ સહિત આવતો જાણી પાંડુરાજાએ પુત્રો સહિત ઉત્કંઠાવંત બની તેનો પ્રવેશ સંબંધી ઉત્સવ કર્યો. તે વેળાએ અર્જુનના સાંભળવામાં આવ્યું કે મણિચુડ વિદ્યાધરની બહેન પ્રભાવતીને કોઇ પરાક્રમી વિદ્યાધર પરાણે હરણ કરી ગયો છે, તે સાંભળતાંજ અર્જુન મણિચૂડને સાથે લઇ આકાશ માર્ગે ચાલ્યો, અને ત્યાં જઇ તેને મારીને પ્રભાવતીને તરત પાછી લઇ આવ્યો.

યશસ્વી અને વિજયી અર્જુનની સલાહ લઇ પછી પાંડુરાજાએ યુધિષ્ઠિરને પ્રસન્નતાથી પોતાની રાજ્યગાદી ઉપર બેસાડયો. તે વેળાએ જેમ સૂર્યથી આકાશ અને ધજાથી દેવળ શોભે તેમ યુધિષ્ઠિરથી સઘળું જગત્ શોભાવંત થયું. ધર્મપુત્રની રજાથી બળશાળી ભીમ વગેરે ચારે ભાઈ ચારે દિશાઓમાં તાકીદે જઇ સઘળે વિજય મેળવી પાછા આવ્યા. દ્રૌપદીને પાંચે પાંડવોથી સિંહ સરખા પાંચ પુત્રો થયા કે જેઓથી કલ્પવૃક્ષોવડે મેરૂગિરિની પેઠે બધું કુળ શોભાયમાન્ થયું. ચારે ભાઈઓ વિનયથી યુધિષ્ટિરની સાથે વર્તવા લાગ્યા. અર્જુનની પ્રીતિથી મણિચૂડે વિ-

ધાબળથી ઈંદ્રની સભા સમાન એક નવી સભા રચી દીધી. તેમાં મણિમય થાંભલાઓ આવેલા છતાં અરૂપી આત્માની પેઠે જાણે થાંભલા હોયજ નહીં તેમ દેખાતું હતું. સ્રીના ચિત્તની પેઠે રત્નની કાંતીવડે અનેક વર્ણવાળી પૃથ્વી માલમ પડતી હતી, દેવતાઓને વ્હાલી અપ્સરાઓની પેઠે રત્નમય પૂતળીઓ બનાવી હતી, અને ભીંતો ક્ષણિકાદી બુદ્ધના મતની પેઠે જરાવારમાં દેખાય અને જરા વારમાં ન દેખાય તેવી અજાયબી ભરી બનાવી હતી. એવી તે સભા રચીને તેમાં સોનાના સિંહાસન ઉપર પ્રેમ સહિત યુધિષ્ઠિરને બેસારી મણિચૂડે પોતોની દોસ્તી સફળ કરી. પછી યુધિષ્ઠિરે શ્રી શાંતિપ્રભુનું સોનામય નવું મંદિર બંધાવ્યું. અગાડી એ હસ્તિનાપુરમાં શ્રીશાંતિપ્રભુનાં ત્રણ કલ્યાણક થયેલ હોવાથી તે બહુ ધર્મદાતા હસ્તિનાગ નામનું તીર્થ થયું. તે જિનમંદીરની મહા મહોત્સવ સહિત પ્રતિષ્ઠા કરી. તે ઉત્સવમાં દશાર્હ, બળરામ, કૃષ્ણ અને દ્રુપદ વગેરે બહુએ રાજાઓને યુધિષ્ઠિરે બોલાવેલા હોવાથી તે સઘળા આવ્યા. મણિમય સભાના થાંભલામાં પ્રતિબિંબવંત થઇને તે સઘળા રાજાઓ બેઠા કેડે યુધિષ્ઠિરે બોલાવેલો દુર્યોધન પણ ભાઇ સહ ત્યાં આવ્યો. મણિમય સિંહાસન ઉપર બેઠેલા યાદવોને અને પાંડવોને આસનના નિર્ભયપણાથી જાણે ગગનમાં અધર રહ્યા હોય તેવા જોઇ દુર્યોધન અચરજ પામ્યો. નીલમણિમય જમીનમાં પાણીની શંકા થતાં પલળવાને લીધે લુગડાં સંકોરતા, સ્ફટિકમણિની જમીન જોઇ આકાશની ભ્રાંતિથી ફુદકારા મારતા, મણિમય ભીંત સાથે ત્યાં ભીંત નહીં હોય એમ સમજી ભીંત સાથે અથડાતા અને મુખ્ય મુખ્ય બનાવટી

મુર્તિઓપર શંકા લાવતા દુર્યોધનને દેખી સઘળી સભાના લોકો મશ્કરી કરવા લાગ્યા. અરણીના ઝાડની પેઠે અને સુર્યકાંત મણિની પેઠે બ્હારથી ઠંડાં પણ અંદરમાં ક્રોધાગ્નિથી સહિત દુર્યોધને તે મહોત્સવ પૂર્ણ કર્યો. દાનવીર ધર્મકુમારે એ મહોત્સવ પ્રસંગે એટલું બધું દાન દીધું કે તેને લીધે જાણે લજ્જાઇને સઘળા કલ્પવૃક્ષો એટલા બધા વેગળે જતા રહ્યા કે જેઓનાં નામજ બાકીમાં રહ્યાં. સર્વ ધર્મનું મુળ દયા છે એમ જાણી યુધિષ્ઠિરે સઘળી ભુમિપર દયાની ડાડી પીટાવી. આ પ્રમાણે આનંદ સહિત પ્રતિષ્ઠા ઉત્સવ કરી ધર્મરાજાએ ચારણ મુનિઓને, અન્ય મુનિઓને અને બધા રાજાઓને પુષ્કળ દાન દીધું, અને તે પછી તેઓને વિદાયગિરિ આપી. દુર્યોધનને પણ ભાઇઓ સહિત કપડાં રત્ન વગેરેથી બહુજ સત્કાર કરીને વિદાય કર્યો એટલે તે પોતાને શહેર ગયો. તે પછી અંદરની ઇર્ષ્યાથી પોતાના પિતાને અને શકુની મામાને બોલાવીને તેણે કહ્યું કે:—
'આ પાંડવો ન્હાનપણથીજ કપટચતુર અને ઘરમાં શુરવીર છે. તેમજ તેઓ ઉપરથી મીઠું બોલે છે, પણ અંદરખાને બહુજ ક્રુર છે. હું સભામાં ગયો તે વખતે તે મદથી તોફાની બનેલા અહંકારી પાંડવોએ અને બળરામ કૃષ્ણે જે મારી મશ્કરી કરી છે તેથી હું શલ્યવંત થઈ અત્યાર લગણ બહુજ નારાજ રહું છું. 'છળબળથી દુશ્મનને તાબે કરવો' એવી નીતિ છે. માટે ગમે તેમ કરીને પણ મારો ગુસ્સો મટવા માટે હું પાંડવોનું રાજ્ય હરી લઇશ.' આવું બોલી પાંડવોની બરોબરી કરવામાંજ ઘડાયલા હૃદયવાળા દુર્યોધને સલાટોને બોલાવી ક્રોડો ગમે ધન ખર્ચી એક નવી રમણિક સભા બનાવી. પછી તે સભા

દેખાડવા-વાસ્તે રમતિઆળ દુર્યોધને દશાર્હ, પાંડવ અને રામ કૃષ્ણને દૂત મોકલી તેડાવ્યા. તેમાંથી જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેઓની સ્હામે જઇ બનાવટી માન-સન્માન આપી અને લાયકાત ઉપરાંત દાન દઈ સઘળાઓને વશ કરવા માંડયા. તેણે ભોજનાદિકથી, વનની રમ્મત ગમ્મતથી તથા પાણીના ફૂવારા-જળવાહન વગેરેથી પાંડવોને વશ કરી પછી જુગાર રમવાને તેડાવ્યા. તે વેળાએ ધર્મ જાણનાર વિદુરે પાંડવોને અટકાવ્યા તોપણ રાજા યુધિષ્ઠિર કર્મ સંયોગે જુગાર રમતા બંધ પડયા નહીં. પાંડવો સઘળી કળારૂપ લતાગૃહ સરખા હતા; તો પણ દૈવના વિપરીતપણાથી કપટવડે દીવ્ય પાસાથી જુગાર રમવાવાળા કૌરવોનું કપટ કળી શકયા નહીં. સારાં કર્મોની અછતને લીધે એક પછી એક હાથી, ઘોડા, રથ, ગામ અને નગર તથા છેવટ રાજ્ય પણ ગુમાવી બેઠા. ધર્મરાજાએ જીત થવાની આશાએ જે જે પ્રતિજ્ઞાઓ કરી તે તે સઘળી તરસ્યાને મૃગતૃષ્ણાજળ નિરાશા બક્ષે તેમ નકામી થઇ ગઇ. અંતમાં સઘળા વ્યસનના દરિયા અને સાચી પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરે દ્રૌપદીને પણ દાવમાં મૂકી તો તેને પણ ગુમાવી દીધી. અહો! આવા નસીબને ધિઃકાર છે.

નઠારી બુદ્ધિવાળા દુર્યોધને બીજું તમામ પોતાને તાબે લઇ પછી દ્રૌપદીને લાવવા માટે દુઃશાસનને મોકલ્યો. તે જઇને દ્રૌપદી પ્રત્યે કહેવા લાગ્યો-'હે દ્રૌપદી! તને પણ પાંડવો જુગારના દાવમાં હારી ગયા છે માટે હવે તું મારા ખોળામાં બેસ અને તને દુઃખ દેનારા પાંડુ પુત્રો તજી દે.' આવું બોલતો દુઃશાસન દ્રૌપદીના મહેલમાં ગયો અને તેનાં આવાં વચન સાંભળી

દ્રૌપદી નાશભાગ કરવા લાગી; પણ દુષ્ટ દુઃશાસન તેનો ચોટલો ઝાલી હઠ સહિત સભામાં લઇ આવ્યો. ત્યાં ભીષ્મ, દ્રોણ અને વિદુર વગેરે વડીલોને દેખી–તીરસ્કારથી શરમાતી દ્રૌપદી સતી ગુસ્સા સહિત બોલી કે–' રે દુરાચારી! કુલાંગર અને નિર્લજ દુઃશાસન! આવું કુકર્મ કરવાથી તારાં અસ્ત્રો નકામાં થઇ જશે! આવો શ્રાપ સાંભળ્યા છતાં પણ મદમાં તોફાની બનેલો દુઃશાસન અમર્ષવડે તેણીના પાછલા ભાગ ઉપરનું ચીર ખેંચવા લાગ્યો. દુઃશાસન જેમ જેમ તેના નિતંબ ઉપરથી ચીર ખેંચવા લાગ્યો તેમ તેમ શીળના મહીમાથી નવાં ચીર પૂરાતાંજ ગયાં–એવી રીતે એકસોને આઠ ચીર ખેંચ્યાં તે પછી ( લાજ ન લેવાઇ જાણી ) દુઃશાસન નિરાશ થઈ સભામાં બેસી ગયો. તે વેળાએ વાયુપુત્ર ભીમસેનને દુર્યોધ ઉપર કોનપાગ્નિ જાજવલ્યમાન થયો; પણ યુધિષ્ઠિરનાં વચનોથી શાંત થયો. એટલે ભીમે કહ્યું–' જો મારા ગુસ્સાને શાંત કરવાને મોટા ભાઇની વાણી ન હોય તો હું અત્યારે આ દુર્યોધનનો એના ગોત્ર સહિત ગદાથી ચુરો કરી નાખું. આ પ્રકારે ભારે ગર્જના કરતા ભીમને જોઇ કેટલાક રાજાઓ નીચું મ્હોં કરી ગયા, કેટલાક હૃદયમાં ડરવા લાગ્યા અને કેટલાક મનમાં દુઃખી થયા. તે વેળાએ ભીષ્મે બહુ નારાજ થઇને ગુસ્સાના જુસ્સાથી દુર્યોનને કહ્યું–' અરે આંધળાના દીકરા! આ સાધ્વી સ્ત્રીને દુઃખ દેવા કેમ મંડયો છે? આ ભીમ અને અર્જુન વગેરે તને મારી નાખવા તૈયાર થયા છે, પણ તેઓને યુધિષ્ઠિર રોકે છે. નીતિ સહિત પરાક્રમ આવું હોય છે? માટે હે કુળનો નાશ કરનાર અંગારા! આ પતિવ્રતા દ્રૌપદીને તું મૂકી દે. તારો બાપ બહાર દેખાતો આંધળો છે અને તું બહારને અંદર બન્ને જગે આંધ-

જો છે.' આવું ભીષ્મ પિતામહનું બોલવું સાંભળી દુર્યોધને કહ્યું 'આ પાંડવો બાર વર્ષ લગી વનમાં જાય અને એક વર્ષ છાના રહે અને તેર વર્ષમાં જો કોઇ ઠેકાણે જાહેર જણાય તો ફરી બાર વર્ષ વનમાં જાય' ધર્મ રાજાએ એ વાત કબુલ કરી. ગુરૂજનને નમી, દ્રૌપદી અને ન્હાના ભાઇઓને સાથે લઇ હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં મા બાપને પગે લાગી યુધિષ્ઠિરે દુર્યોધન બાબતની બધી વાત જાહેર કરી; પરંતુ મનમાં બિલકુલ નારાજ થયા નહીં

આ વાત સાંભળી પાંડુરાજા જરાવાર ચુપ રહ્યા, અને મનમાં સંસારની રચના શોચવા લાગ્યા. એટલે સાચી પ્રતિજ્ઞાવાળા ધમ કુમાર બોલ્યા—'પિતાશ્રી ! ઉદાશ થશો નહી.' હું વનવાસમાં રહીને પણ મારૂં નામ સાર્થક કરીશ. રાજ્યના તજવામાં કે રાજ્ય મળવામાં, વનમાં કે શહેરમાં જે પુરૂષ પોતાનું વચન પાળે છે તેને જ્યાં જાય ત્યાં બધી જગો સમૃદ્ધિ મળે છે. હે તાત ! આપ ધીરવીર છો; અને કુરૂવંશના કુળગિરિ છો. વાસ્તે અમોને અમારૂં વચન પાળવા માટે વનમાં જવાની રજા આપો.' આવાં તેના વચન સાંભળી પાંડુરાજા સલાહ આપવાના અને ના કહેવાના સંકલ્પ વિકલ્પમાં પડયા કે તેઓ પોતાની માતુશ્રી પાસે ગયા, અને વનમાં જવાના સમાચાર કહ્યા, એટલે માતા રડી પડયાં. માતા પિતાની આ પ્રમાણે રજા લઇ જાણે લક્ષ્મી પરણવા માટેજ જતા હોય તેમ ધર્મપુત્ર ભાઇઓ અને સ્ત્રી સહિત ત્યાંથી વિદાય થઇ ગયા. તેઓની પાછળ સ્નેહના લીધે પાંડુ, કુંતી, માદ્રી, સત્યવતી, અંબા, અબાલા અને અંબિકા પણ બહાર નિકળ્યાં. પાંડવોને વનવાસ જતા દેખી લો-

કોની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. પાંચ ઇંદ્રિયોની પેઠે પાંચ પાંડવો બહાર નિકળતાં હસ્તિનાપુર નગર ચિત્રામણની પેઠે ચેતન વગરનું કે ક્રિયા રહિત થઇ ગયું. નગર બહાર આવ્યા પછી ધર્મ પુત્રે ઉભા રહી માતા પિતાને હાથ જોડી કહ્યું- "હે પિતાશ્રી ? આપ કુરૂવંશના ભૂષણ છો, માટે સત્વને ધારણ કરો. અજ્ઞાનીની પેઠે પુત્રના પ્રેમથી આંસુ કેમ પાડો છો ? અમો આપના પુત્રો પ્રતિજ્ઞા પાળવામાં તત્પર થયા છીએ એમાં અમારૂં કલ્યાણ, આપની કીર્તિ અને કૈરવોનું મંડળ સમાયલું છે. હે પિતાજી ! ધૃતરાષ્ટના પુત્રોએ રાજ્ય લોભી થઇને આવું હિત ન કર્યું હતે તો મારૂં સત્ય શી રીતે જાહેરમાં આવત ? હે માતુશ્રીઓ આ સ્નેહને લીધે કાયર ન થઓ. પોતાનું વીર પત્નીપણું યાદ લાવી હમણાં તો ધીરજ ધરો. આપે અમારા પિતાશ્રીની સેવા કરવી, શ્રી જિનેંદ્રનું પૂજન કરવું, હમેશાં અમને શુભાશિષ દેવી અને પુત્રની પેઠે પ્રજા-રૈયતને પાળવી. (પછી લોકોને કહ્યું) હે પ્રજાજનો ! અમોએ રાજ્યની અંદર આંધળા થઇને જો કંઇપણ ગુન્હો કર્યો હોય, તો તેની ક્ષમા કરજો; કારણ કે પ્રજા સર્વ દેવમય છે." આ પ્રમાણે વિનયથી પિતા માતા અને રૈયતને વિદાય કરી કુંતી, દ્રૌપદી અને સુભદ્રા તથા ભાઇઓ સહિત આગળ ચાલ્યા.

દુર્યોધનની રજાથી કૂર અને કિર્મિર નામના બે રાક્ષસો દ્રૌપદીને ડરાવવા આવેલા તેને ભીમે જીતી લીધા. પછી સર્વ ઉપાય જાણનાર વિદુર પાંડવોની પાસે આવ્યા. તેણે વિદ્યાના અનેક ઉપાયો બતાવ્યા. પછી પાંડવોએ તેમનું પૂજન કર્યું અને તેઓ

પાછા નગરમાં ગયા. દ્રૌપદીનો ભાઇ ધૃષ્ટદ્યુમ્ન પાંડવોને વનવાસ નિકળ્યા જાણી તેમની પાસે આવ્યો અને પાંચાલ દેશના ઘરેણારૂપ કાંપિલ નગરમાં સૌને લઇ જવા વીનવ્યું પણ તેમ કર્યું નહીં. બીજે દિવસે સમુદ્રવિજયની રજાથી કૃષ્ણ પાંડવોએ કુંતીને પગે લાગવાને તત્પર થયા ને કોટિ યાદવ સહિત ત્યાં ગયા. પાંડવોએ રાજી થઇ અર્જુનની વિદ્યાવડે તૈયાર કરેલી અને કૃષ્ણને પણ તાજુબ કરે તેવી ભોજન સામગ્રીથી તેઓને જમાડયા. કૃષ્ણે પાંડવોને પ્રીતિસહ કહ્યું—'બાળપણાથીજ કૂડકપટના ઘરરૂપ અને છળવડે ઘાત કરનારા ધતરાષ્ટ્રના પુત્રોને હું સારી પેઠે ઓળખું છું. તે કપટકુશળ કૈરવોએ જુગારની રમતના કપટથી દીવ્ય પાસાઓથી રમી તમને રાજ્યભ્રષ્ટ કર્યા છે. અહા દૈવ કેવો વિપરીત છે! પણ હવે તમો પાછા તમારે ઠેકાણે જાઓ. હું તમારા દુશ્મનોનો હમણાંજ ઘાણ કહાડી નાંખીશ. કારણ કે દુષ્ટોને અકાળે મારવાથી પણ નિયમનો ભંગ થતો નથી.' આ પ્રમાણે કૃષ્ણે કહ્યું; તો પણ ધર્મપુત્ર બોલ્યા–'હે હરિ! સિંહ સરખા પરાક્રમવંત તમો તેમ કરી શકો તેમ છો; પરંતુ અમો તેર વર્ષ વનવાસ ભોગવ્યા પછી તમારી સહાયતા–મદદથી તે દુશ્મનોને મારીશું માટે હમણાં તો તમો શાંત થઇ પાછા જાઓ.' આવી રીતે કહી પાંડવોએ ત્રિષ્ણુને વિદાય કર્યા, એટલે પોતાની બહેન સુભદ્રાને પુત્રસહ રથમાં બેસારી સાથે લઇ પોતાની નગરીએ ગયા.

પાંડવો ત્યાંથી પંથ પસાર કરતા ને નગર તથા વનમાં ફરતા હતા તેવામાં દુર્યોધનના પુરોહિતે તેમની કને આવી કે–'પાંચ અંગથી પૃથ્વીને સ્પર્શ કરી પગે લાગતાં દુર્યોધને આદર-

થી મારે મ્હોંડે વીનતી કરી છે કે–'હે ધર્મપુત્ર! મેં અજ્ઞાનને લીધે જે તમારૂં અપમાન કર્યું છે તે આપ વય અને ગુણુમાં મોટા હોવાથી સહન કરો. અને હે માનના દેનારા ! તે કારણુથી પશ્ચાતાપ કરતો એવો જે હું તેનાપર આપ કૃપા કરી ઇંદ્રપ્રસ્થ નગરનું અધિપતિપણુ અંગીકાર કરો.' આવી રીતે અંદરથી કઠીન પણુ બહારથી કોમળવાણી સાંભળી સરળ મનવાળા ધર્મરાજા તેનો વિશ્વાસ રાખી ઇંદ્રપ્રસ્થમાં ગયા. તે ખબર વિદુરને થતાં તેણુે ગુપ્ત લેખ લખી ધર્મરાજાને જણાવ્યું કે કદિપણુ દુશ્મનોનો વિશ્વાસ કરશો નહિ. તેઓએ તમારા રહેઠાણુને માટે નવું લક્ષાગૃહ બનાવ્યું છે, તેમાં તમોને રાખવા છુપી રીતે તમોને તેડાવ્યા છે, અને તેડવા આવનારો બ્રાહ્મણ અગ્નિથી બાળી મૂકશે. ફાગણ વદી ચૌદશની મધ્યરાતે દુર્યોધનની પ્રેરણાથી તે પુરોહિત તમારૂં કાટલું કરવાનો છે.' તે સાંભળી બહુજ ઉજળા પરાક્રમવાળા ભીમસેને ગુસ્સો લાવીને યુધિષ્ઠિરને કહ્યું કે–'તમો દુશ્મનોને ક્ષમા કરો છો તેજ દુઃખદાયક છે. જો તમે રજા આપો તો પાણીમાં કાદવ સરખા કુળમાં કલંકભૂત એ દુર્યોધન દુશ્મનને હું એકલોજ રણુમાં ગદાથી મારી નાખું' આ પ્રમાણે ભીમના આકરા કોપને ધર્મપુત્રે નીતિવાકયરૂપ અમૃતથી તરત સમાવી દીધો. પછી વિદુરે કળાથી ખોદનારા પુરૂષોની પાસે એક સુરંગ કરાવી અને તે વાત કૌરવના પુરોહિતને છેતરવા માટે ધર્મપુત્રને જણાવી. પુરોચન પુરોહિત લાક્ષાગૃહમાં પાંડવોને સન્માન સહિત રાખીને તેમની ભક્તિમાં તત્પર થતો રહેવા લાગ્યો.

તેવામાં વાયદાને દિવસે કોઇ બુઢ્ઢી બૈરી પાંચ પુત્રો અને

એક વહુની સાથે ત્યાં આવી. તેને કુંતીએ દયા લાવી તે રહેઠાણમાં રાખી. અરધી રાતે દુશ્મનોએ છુપી રીતે તેમાં લાહ્ય લગાડી કે લાક્ષાગૃહ બળવા માંડયું. અંદરનાં માણસો સુરંગને રસ્તે થઇ ચાલ્યાં ગયાં. ભીમે સહુની પાછલ રહી પુરોહિતને પકડી આગમાં નાખી દીધો, અને તાકીદે ભાઇઓને આવી મળી નમન કર્યું, પ્રભાતે તે ઘરમાં સાત જણને બળી મરેલા જોઇ સઘળા લોકો અંતરમાં શોક કરવા લાગ્યા અને આકળ વિકળ થયેલા તે લોકોએ બાપનું વૈર હોય તેમ પગના મારથી પુરોહિતના માથાને ચીરી નાંખ્યું. દુર્યોધનના જાણુવામાં આવ્યું કે પાંડવો અને પુરોહિત લાખના ઘરમાં બળી મુઆ છે તેથી ઉપરથી શોક રાખી તેણે તેઓને પાણીથી દાધાંજળી આપી. દુશ્મનોની શંકાથી પાંડુપુત્રો તાકીદથી અથડાતા અને પડતા રાત દિવસ હીંડવા લાગ્યા. ડરને માર્યે તેઓએ ઝાડ, મંદિર, પહાડ નદીકનારા કે તળાવમાં કોઈ જગોએ પણ વિસામો લીધો નહીં. ડાભના અંકુરો અને કાંટાઓની કલેશવંત પૃથ્વીપર પણ સરળપણે ચાલતા તેઓ સુખ દુઃખને ગણુકારતા નહીં. રસ્તામાં કલેશ પામતી કુંતી ચાલી શકી નહીં એટલે તેણે ભીમને કહ્યું કે–'હજુ આપણે કેટલો પંથ પસાર કરવાનો છે ? હું હવે છેક થાકી ગઇ છું જેથી એક ડગલું પણ ભરી શકું તેમ નથી. વહુ દ્રૌપદી પણ ચાલી શકે તેમ નથી અને નકુળ સહદેવ પણ ફક્ત શરમને લીધેજ ચાલે છે.' તે સાંભળી માને અને સ્ત્રીને બન્ને ખભા ઉપર રાખી, બન્ને ભાઇઓને પીઠ ઉપર બાંધી લીધા અને બે ભાઇઓને હાથ ઉપર બેસારી અતુલ બળશાળી ભીમસેન ઝડપથી હીંડવા લાગ્યો. એ રીતે રાત વીતાવી પ્રભાતે કોઇ

વનમાં જઈ પહોંચ્યો. ત્યા સઘળા નિરાંતે સૂઇ ગયા એટલે ભીમસેન પાણી લઈ આવવાને ફરતો ફરતો એક તળાવ પાસે જઇ પહોંચ્યો. જરાવાર પાણીમાં તરી પાણી ભરી પાછો ફરી ડોક ફેરવી જુએ છે તો ત્યાં એક વૈરી તેના દીઠામાં આવી. પહેલાં તો ક્રૂરશરીરવાળી તે 'અરે ઉભો રહે !' એમ બોલતી નજીક આવી; પણ ભીમને જોઇ મોહિત થઇ ગઇ એથી પાસે આવી ક્રીડાથી નેત્ર કટાક્ષ ફેકંતી તે આનંદથી ભાગ્યા તૂટયા વચને અતિ કોમળ સ્વરથી બોલી—'કામદેવનો અહંકાર ઉતારનાર હે વીરનર ! તમો સાંભળો. આ પહાડપર હેડંબ નામનો મારો ભાઈ છે તેની હું હેડંબા નામની બ્હેન છું. મારા ભાઇને તમો મનુષ્યનો ગંધ આવવાથી ખાઇ જવા માટે તમને પકડી લઇ જવા માટે મને મોકલી છે, પણ તમને દેખતાંજ મને કામભોગની મરજી થઇ છે માટે હે દયાવંત પતિ ! મારી ઉપર રાજી થઈને કામ દરિયાવમાં બૂડતી આ અબળાને પરણી તેમાંથી બચાવી લ્યો. હું મારી શક્તિવડે તમને વનવાસમાં ભારે ઉપકાર કરીશ; માટે હે મારા મનના ધણી ! મારી સાથે લગ્ન કરો.' આવી રીતે બોલતી હેડંબાને ભીમે કહ્યું—'એવું ન બોલ વનવાસમાં રહેનારા અમોને તેવું કામ કરવું લાયક નથી.' આ પ્રમાણે વાતચીત કરતાં હતાં તેવામાં ભયકારી અને વિકરાળ નજરવાળો હેડંબાસુર ત્યાં આવી પહોંચ્યો. પહેલાં તો તેણે હાથની લપડાક મુક્કીથી પોતાની બ્હેનને મારી, તેથી ભીમસેને ગુસ્સો લાવી કહ્યું—અરે અધમ રાક્ષસ ! હું તારી સાથે લડવાને તૈયાર થએલો છું તેને જીત્યા વગર આ બાળાને મારા સમક્ષ શા સારૂ મારે છે ?' આવું બોલવું સાંભળતાંજ પીળી આંખ્યો વાળો ભ-

યંકર રાક્ષસ ઝાડને ઉછાળતો અને ફુંફાડા મારતો ભીમની સ્હામો દોડયો. ભીમસેન પણ ઝાડને ઉપાડી લઇ તેને છત્રીની પેઠે પકડી ભયંકર દેખાવ કરી સિંહનાદ કરતો તરત લડવાને દોડયો અને બન્નેના અથડાવાથી અને પગના પડવાથી પહાડ ને પૃથ્વી ને સમુદ્ર સર્વ કંપી ગયાં. તે બન્નેનું યુદ્ધ થયું કે ધર્મરાજા વગેરે જાગી ઉઠયા. એટલે હેડંબા કુંતી માતા પાસે જઇ પગે પડી કહેવા લાગી કે–' હે માતાજી ! આપના પુત્ર ભીમસેનને આ કોઇક મારે છે, માટે તેની મદદ કરવાને કોઇને મોકલો. મારૂ નામ હેડંબા છે અને ગુણથી તાબેદાર બનેલી ભીમની દાસી છું.' તે વેળાએ ભીમને રાક્ષસના મારથી નરમ થએલ દેખી યુધિષ્ઠિર હાથમાં ખડ્ગ લઇ તરત દોડયા. એટલામાં તો પ્રચંડ બળશાળી ભીમે પોતેજ તૈયાર થઇ યમની પેઠે હાથમાં દંડ પકડી માટીના વાસણને ફોડી નાખે તેમ તેને મારી નાખ્યો. તેને મારી નાખ્યા પછી ભીમના રૂપ પર મોહિત થયેલી હેડંબા તેમની સેવામાં તૈયાર રહેનારી સાથે હીંડી. એક વખત જંગલમાં વસમો રસ્તો હાથ લાગવાથી તેમનાથી વિખુટી પડેલી દ્રૌપદી ટોળામાંથી છુટી પડેલી મૃગલીની પેઠે એકલી ભટકવા લાગી. તો પણ સિંહ, સૂઅર, હાથી, વાઘ, સાપ અને અજગર વગેરે હિંસક પ્રાણીઓ શીળમંત્રવડે પાવન થયેલી દ્રૌપદીને જરા પણ હરકત કરવા શક્તિમાન્ થયા નહીં. તેણીને ભૂલી પડેલી જાણીને પહાડ, તળાવ, અને જંગલમાં ખોળતા પાંડવો મોહિની વેલની પેઠે તે મૃગલોચનીનો કયાંય પણ પત્તો મેળવી શકયા નહીં. જ્યારે તેઓ ખેદવંત બની નિરાશ થયા ત્યારે ભીમના વચનથી હેડંબા બુદ્ધિમાં સરસ્વતી સરખી દ્રૌપદીને

ખોળવા ગઇ અને જરાવારમાં ખોળી. લાવી. પછી હેડંબા કુંતી અને દ્રૌપદીને બહુ પ્રેમ વડે ખભા ઉપર ઉચકીને તેમની મરજી મુજબ અન્ન પાણી આપતી રસ્તામાં સાથે સાથે ચાલી. તેણીની આવી ભક્તિથી કુંતી અને યુધિષ્ઠિરે ચંદ્રમા સંગાથે રાત્રીની પેઠે તેણીને ભીમની સાથે પરણાવી. પછી ભીમસેન ઉપર પ્રેમવાળી હેડંબા રસ્તામાં તરેહ તરેહના માયાવડે મહેલો બનાવી મરજી મુજબ રૂપ કરી ભીમની સંગાથે રમવા લાગી. હેડંબા અન્ન જળ પુરાં પાડતી હોવાથી નિશ્ચિંત બનેલા પાંડવોએ બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો અને ફરતા ફરતા એકચક્ર નગરમાં જઇ પહોંચ્યા. ત્યાં કોઇ દેવશર્મા બ્રાહ્મણને ઘેર વાસ કરી ધર્મપુત્રે પ્રેમવંતી હેડંબાને કહ્યું—'હે વહુ ! અમારે આવું દુઃખ બાર વર્ષ લગી વેઠવાનું છે માટે હાલ તમે ઘેર જાઓ.' પોતાના જેઠની આવી સલાહથી હેડંબા પોતાને દહડા રહેલા છે એવું કુંતીમાને જાહેર કરી અને વખત પડયે મને યાદ કરવી એમ કહી લોપ થઇ ગઇ.

દેવશર્માને ઘેર રહેલા પાંડવોએ એક વેળાએ પડોસમાં રહેનારી બૈરીઓની પોકરણ, છાતી કુટવી અને હાય હાયનાં વેણ સાંભળ્યાં. તેમના દુખવડે દુઃખી થયેલા ભીમે દેવશર્માને પૂછ્યું:—આ તમારૂં કુટુંબ શોકથી કેમ ઘેલું થયું છે?' દેવશર્મા કપાળ ઉપર હાથ મૂકી, દૈવને સંભારી નિસાસા નાખતો 'આ મારા અભાગ્યને લીધે થયું છે.' એવું રોતો રોતો કહેવા લાગ્યો ને ફરી બોલ્યો કેઃ—"હે મોટા ભાગ્યવાળા બ્રાહ્મણ ! આ મને ઓચિંતી થલી પીડાને તાબે એ થયો છું, પણ હું કોઇના રક્ષણવગરનો શું કરી શકું ? તોપણ હે દયાળુ પ્રેમી !

સાંભળો–પૂર્વે બકાસુરે કોઈ ક્રૂર વિદ્યા સિદ્ધ કરી તે વિદ્યાના પ્રભાવે આ નગરનો દાટ વાળવા એક પથરાની મોટી શીલા ટીંગાડી બતાવી. તે વેળાએ ડરેલા રાજા–પ્રજાએ શ્રી જિનેંદ્રને યાદ કરી પાંચ પરમેષ્ટિની સ્તુતિને ભણતાં કાઉસ્સગ્ગ કર્યો તેના પ્રભાવથી તે રાક્ષસ લોકોને દુઃખ દેવા શક્તિવંત થઇ શક્યો નહીં. તેણે રાજાને શાંત થઇ કહ્યું કે–' હે રાજા ! હું બધી રૈયતને મારવા તૈયાર થયો હતો પણ તારી આ જિનેંદ્ર ભક્તિથી સંતોષ પામ્યોછું, માટે હવે એક મારી ઇચ્છા પૂરી કર, રોજ મને એક માણસ ખાવા આપી પ્રસન્ન કરી ખુબ સુખમાં રાખ.' રાજાએ તે પ્રમાણે કરવા કબૂલ કર્યું ત્યારે તે શિલા સંહરીને તે રાક્ષસ ચાલ્યો ગયો. પછી રોજ રોજ નવા નવા એક માણસને વારા પ્રમાણે તે રાક્ષસ ખાવા લાગ્યો. નગરના રહેનારા સઘળા માણસોના નામની ચીઠ્ઠી નાંખેલી માટલીમાંથી કુંવારિકાના હાથથી જેના નામની ચીઠ્ઠી નીકળે તે પ્રભાતે રાજાના હુકમથી રાક્ષસના ખોરાક માટે જાય છે. યમરાજના ચોપડાના પાનાની પેઠે આજે મારૂં નામ નીકળ્યું છે. એથી આ રાજાના નોકરો મને લેવા આવ્યા છે. અગાડી અહીં એક કેવળજ્ઞાની આવ્યા હતા, તેઓને રાજાએ રાક્ષસનો નાશ કોના હાથથી થશે એવું પૂછ્યું હતું, ત્યારે તેઓએ કહ્યું હતું કે–' તેનો નાશ પાંડવોના હાથથી થશે.' પણ પાંડવો હજુ આવ્યા નહીં જેથી એનો નાશ તો હજુ થયો નહીં, પણ આજે મારો તો નાશ થઇ ચુકયો છે." દેવશર્માનું આવું બોલવું સાંભળી તેમજ તેની જીવવાની આતુરતા જોઇ ભીમ તેના દુઃખથી દુઃખી થઇ હૃદયમાં પીડાવા લાગ્યો. ' જ્યાં લગી મારાથી બીજા જીવનું રક્ષણ થતું નથી ત્યાં લગી મારાં

પરાક્રમ, બળ અને શરીર તેમજ ક્ષત્રીપણાને ધિઃકાર છે. દરેક જીવ રોગ, શસ્ત્ર, આગ અને પાણી વગેરેના લીધે પોતાની મેળે મરી જાય છે, પણ ઉત્તમ પુરૂષો તેવી રીતે ન મરી જતાં પરાયા જીવના રક્ષણ માટે પોતાના શરીરની આહુતી આપે છે.' આમ અંતઃકરણમાં સાહસસમુદ્ર ભીમસેન દેવશર્માને કહેવા લાગ્યો 'હે બ્રાહ્મણ ! તું ઘેર જતો રહે, આજે તો હું તે રાક્ષસને તૃપ્ત કરીશ.' તેના આવા સાહસપણાથી રાજી થઇ દેવશર્મા બોલ્યો–' ભોળા ! પારકાના ઉપકારમાં તત્પર રહેનાર તમને તો તે વ્યાજબી જણાય છે; પરંતુ મનુષ્યપણું બરોબર છતાં તમને હું રાક્ષસની અગાડી મારી નંખાવી મારા જીવનની આબાદી કરૂં એ કેવો ન્યાય કહેવાય ? તેમ વળી ઘેર આવેલો પરોણો સઘળાઓનો ગુરૂ છે એમ પંડીતો કહે છે, તો તમો મારા ગુરૂ થયા છો તેમના જીવનની બરબાદીથી મારા જીવની આબાદી ચાહું તે પણ કેવો ન્યાય !' આવી રીતે બોલતા તે બ્રાહ્મણને પરાણે ઘેર રાખી ભીમસેન રાજાના સેવકોની સાથે તે રાક્ષસના રહેઠાણમાં ગયો. પેલો રાક્ષસ બીજા રાક્ષસોની સાથે ત્યાં આવ્યો, અને મોટા શરીરધારી ભીમને પથ્થરની છાટ ઉપર નિઃશંકતાએ સુતેલો જોઈ રાજી થઇ રાજ સેવકોને કહેવા લાગ્યો–'અહા ! આજે મારા નશીબેજ આ મોટા શરીરવાળો માણસ આવી ચડયો છે, જેથી આજે તો બધી ભૂખ ભાગી જશે.' એમ બોલી કરવત સરખા દાંત વારે વારે પીસતો, મ્હોંમાં જીભ હલાવતો, ભુખને માર્યે આંખ્યો ફેરવતો અને દેખાવથી બીજાઓને ભય આપતો એ રાક્ષસ હાથમાં તરવાર લઇ અટ્ટહાસ કરતો તેની અગાડી આવ્યો. તેવામાં તો શરીર ઉપ-

રથી ઓઢેલું લૂગડું દૂર ફેંકી રાક્ષસને ડરાવતો ભીમ લોઢાની ગદા લઇ પર્વતની પેઠે પથારીમાંથી ઉભો થયો અને બોલ્યો–'હે અસુર ! બહુ દિવસથી લોકોને મારી નાંખવાનું તારૂં પાપ આજે ઉદય આવ્યું છે; માટે હવે તારા વ્હાલા દેવને સ્મરી લે. હમણાંજ તું નથી એમ થઇ જશે.' આવા આક્ષેપથી ધીરજને તજી દઇ તે અસુર ગુસ્સાને લીધે રાતો થઇ બીજા રાક્ષસોની સંગાથે દંડ ઉગામી ભીમની સ્હામે દોડયો. ભીમ અને રાક્ષસના ધડાધડથી ભૂમિ ઉપર એવો ક્ષોભ કે જાણે દરિયામાંનું પાણી છોળાઇ ચાલે અને પીચકારી કે કુવારામાંથી છોડેલું પાણી ઉછાળા મારે તેમ ધરતી ઉછળવા–ધ્રુજવા લાગી. હાથલાઘવવાળા ભીમે ભારે પરાક્રમથી તેની સંગાથે ઘણીવાર લગી યુદ્ધ કરીને પછી તેના માથામાં ગદા મારી જેથી કાચા વાસણની પેઠે તેનું માથું ફુટી ગયું. ભોંયપર પડતા રાક્ષસના ધડાકાથી ધરતી ડોલવા લાગી અને અથડાવાથી ઝાડો તૂટી પડયાં. તે વખતે ભીમના માથા ઉપર દેવોએ આકાશમાંથી ફુલનો વરસાદ વરસાવ્યો, અને જય જય શબ્દ ધ્વનિ મુખથી પ્રગટ કરી. આ ખબર સાંભળીને ત્યાંનો રાજા અને રૈયત બહુ રાજી થઇ સઘળા લોકોને જીવીત દેનારા ભીમને વધાવવા આવ્યા, આવા પરાક્રમથી અને જ્ઞાનીના વચનથી તે પાંડવ છે એમ જાણીને તેઓને જાહેર કરી હમેશાં ભક્તિથી પૂજન કરવા લાગ્યો. ભારે સંકટ દુર થતાં ખુલ્લી ભક્તિવડે દરેક જિન મંદીરોમાં જિનેંદ્રનું પૂજન અને સ્તવન કરવા લાગ્યા. તે પછી પાંડવો જાહેર થવાથી દુશ્મનદ્વારા ઉપદ્રવ થવાનો સંભવ જાણી રાતે તે શહેર છોડી દઇ વનમાં આવી છાની રીતે ઝુંપડું બાંધીને રહ્યા.

એકચક્રપુરમાં પાંડવોએ એક રાક્ષસને માર્યો છે એવું દુર્યોધનના સાંભળવામાં આવ્યું કે તે અંતરમાં બહુજ ઉદાસ છતાં ઉપરથી રાજીપણું દેખાડવા લાગ્યો. દુર્યોધનનો અંતરભાવ સમજી વિદુરે પ્રિયવંદ નામના એક નોકરને પાંડવોની પાસે મોકલ્યો. દ્વૈત વનમાં જઈને તે સેવકે પાંડવોને અક્ષય સુખના કારણ સરખો વિદુરનો સંદેશો કહ્યો કે–'દુર્યોધન તમને દ્વૈતવનમાં રહેલા જાણીને કર્ણને લઇ ત્યાં આવશે; માટે મારી રજાથી તમારે તે વન તજી દઇ આગળ ચાલ્યા જવું' આ સંદેશો સાંભળી દ્રૌપદી આકળવિકળ થઇને કહેવા લાગી કે–તે પાપીઓ હજુ આપણા ઉપર શું શું કરશે ? સત્ય ઉપર રહી રાજ્ય, દેશ, લશ્કર અને ધન તજી દઇ વનમાં વસ્યાં તોપણ હજુ શું બાકી રહેલું છે કે તેઓ આપણી ઉપર કષ્ટ નાંખશે ? હું તમો પાંચ પાંડવોને પરણી તેથી મને ધિઃક્કાર છે, અને તમારા ક્ષત્રીપણાને, વીર્યને અને શસ્ત્ર પકડવાને પણ ધિઃકાર છે ! હે માજી ! તમો વીરપત્ની છતાં આવા નપુંસક પુત્રોને જન્મ દીધો કે જેથી તે વેળાએ કૌરવોએ સભા વચ્ચે મારી આબરૂ લેવાની હિલચાલ કરી તેને પણ આર્ય પુત્રો સાંખી શકયા ! અને આપણે રાજય તજી વનનો આશરો લીધો તોપણ અંધના પુત્રો વૈર બંધ પાડતા નથી. આવાં દ્રૌપદીનાં વેણ સાંભળી ભીમસેન જાણે સક્ષાત્ વીરરસજ હોય તેમ પોતાનો હાથ ભોંય ઉપર ઠોકતો ઉભો થયો. અર્જુને મેઘ ગર્જના કરી ક્રોધથી હાથી, સિંહ, અષ્ટાપદને પણ ક્ષોભ આપે તેવો ધનુષ્યનો ટંકાર કર્યો. જાણે પોતાના પડછાયા હોય તેમ નકુળ, સહદેવ પણ લાલચોળ આંખો કરીને ખડ્ગ લઈ ઉછળવા લાગ્યા. દુશ્મનરૂપી હાથીઓનો નાશ

કરવા સિંહ સરખા ક્ષોભ પામેલા ભાઇઓને જોઇ ધર્મપુત્રે કહ્યું-' હે મહાવીરો ! શાંત થાઓ, દુશ્મનોનો નાશ કરે એવું તમારૂં બળ છે એ હું જાણું છું. લડાઈ માટે તૈયાર થએલા તમોથી મારૂં વચન ફોગટ ન થાય માટે આપણા કબુલ કરેલા ઠરાવમાં બાકી રહેલો વખત પૂરો થતાં લગી વાટ જુઓ.' આવું મોટાભાઇનું બોલવું સાંભળી સઘળા ભાઇઓ પોતાની પ્રકૃતિમાં કાયમ થઈ ગયા. કારણ કે જેઠ મહીનાની રજાથી નદીનો પ્રવાહ પણ અસલ સ્થિતિમાં આવે છે. યુધિષ્ઠરે પ્રિયવંદને સ્હામો સંદેશો કહી તેનું સન્માન કરી હૃદયની અંદર વિદુરનાં વચનોને યાદ રાખી તેને રવાના કર્યો. તે પછી પાંડવો તે વનને તજી દઇ ગંધમાદન પર્વતમાં રહેવા ચાલ્યા ગયા. ત્યાં અગાડી તેઓએ ઇંદ્રિકીલ પર્વત દીઠો. એથી સમય આવેલ જોઇ અર્જુન યુધિષ્ઠિરની પરવાનગીથી તરત એકચિત્તે વિદ્યા સાધવાને તે પહાડમાં ગયો. ત્યાં શ્રી યુગાદિદેવને પગે લાગી પવિત્ર થઇ મણિચુડ વગેરે વિદ્યાધરો કનેથી મેળવેલી વિદ્યાઓ સાધવાને કાયમ થયો. કમલાસનથી બેસીને ધ્યાન ધરતો અર્જુન મેરૂની પેઠે અડગ અને શ્વાસ વિના પથરાના સરખો અચળ બની ગયો. દૃઢ ચિત્તથી રહેલા અર્જુનને ભૂત, વેતાળ, શાકિનિ, સિંહ, વાઘ, અને હાથી આદિ કોઇ પણ જીવ ધ્યાનથી બિલકુલ ડગાવી શક્યાં નહીં. લાયક વખતે સઘળી વિદ્યાદેવીઓ ખુશી થઇ અર્જુનની અગાડી આવી બોલી કે-'અમો સઘળીઓ તુષ્ટમાન થઇ છીએ માટે વર માગ.' અર્જુને ઉઠી ઉભા થઇ શરીરને જમીન સરખી લગાડી તેઓને નમન કર્યું, એટલે ઉજળી વિદ્યાઓ અર્જુનના શરીરની અંદર પ્રવેશ કરી પરગમી થઈ. વિદ્યા સિદ્ધ

કરી અર્જુન પર્વતની ટોચે બેઠો હતો ત્યાં કોઇ એક શીકારીથી સપડાયલું સૂઅર તેના જોવામાં આવ્યું. અર્જુને શીકારી કને જઇ કહ્યું-'અરે શીકારી ! આમ કર નહીં, મારી નજર આગળ આ તીર્થમાં સૂઅરને ન માર. આ શરણુ વિનાને અપરાધી નહીં છતાં સૂઅરને મારે છે એથી તારૂં જાણુપણું, બળ અને કુળ નકામા છે.' આ પ્રમાણે તેનો તિરસ્કાર કર્યો એથી શીકારીએ કહ્યું-' રે અર્જુન ! આ જંગલમાં મરજીમુજબ વિચરનારા મને શા સારૂ રોકે છે? આ જંગલી જીવોનો કોઇ પણ રખેવાળ નથી, જો ક્ષત્રીવટના બળથી તું રખેવાળ થતો હોય તો રખવાળું કર, તે ન્યાય છે.' આવું સાંભળી અર્જુને ગુસ્સો લાવી યમના દંડ સરખું ધનુષ્ય હાથમાં લઇ ચડાવી ટંકાર કર્યો. તે શીકારીએ પણ ધનુષ્ય ચડાવ્યું, અને લાઘવતાથી કંકપત્ર બાણોથી તાડોને પાંદડાં વિનાનાં કરી નાંખ્યાં. તેઓના બાણોના જુસ્સાથી વેગળેથી ઘસડાઇ રેતીની પેઠે પહાડોનાં શિખરો આવી આવીને સામ સામા અથડાવા લાગ્યાં. અંતે માયાવી શીકારીએ અર્જુનના ધનુષ્યને ઘેરી લીધું. એટલે અર્જુન ખડ્ગ લઇ પંખાળા સાપની પેઠે તેની સામે દોડયો પણ તેણે તે ખડ્ગ પણ છીનવી લીધું, એટલે પરમોત્કૃષ્ટ પરાક્રમશાળી અર્જુને સિંહનાદ કરી તેને દ્વંદ્વ યુદ્ધ માટે વકાર્યો. ગુસ્સેથી એક બીજાના અંગને પીડા દેતા તે બન્ને વીર રૌદ્ર અને વીરરસની સાક્ષાત્ મુર્તિ હોય તેવા બની જગતને ભયદાતા થઇ પડયા. પછી અર્જુને હસ્તલાઘવતાથી તેને પગથી પકડી વિજયધજાની પતાકા પેઠે આકાશમાં ઉછાળીને ફેરવ્યો. તરત આકાશમાંથી ફૂલોનો વરસાદ થયો, કુંડળથી અલંકૃત થએલો એક દેવ આગળ પ્રગટ થએલો

દીઠો. આ કોણ હશે ! એમ આશ્ચર્ય પામી અર્જુન વિચારવા લાગ્યો. એટલે તે સંતોષ પામેલા દેવે કહ્યું—'હે પાર્થ ! જય પામો ! હું તમારા ઉપર સંતુષ્ટમાન્ થયો છું, માટે જે ચાહના હોય તે માગો.' અર્જુને કહ્યું—'જે વખતે જરૂર પડશે તે વખતે વર માગીશ, પણ હમણાં તો આપ કોણ છો તેજ જાણવાની ઇચ્છા ધરાવું છું, તે પૂરી કરો.' અર્જુનનું આવું બોલવું સાંભળી રાજી થએલા તે દેવે કહ્યું-'હે ધનુર્ધારી અર્જુન ! મારી હકીક્ત સાંભળો—વૈતાઢ્ય પર્વત ઉપર આભૂષણ રૂપ રથનુપૂર નગર છે, ત્યાં ઇંદ્ર નામનો વિદ્યાધરોનો રાજા છે. ઇંદ્રની પેઠે દિગ્પાળો તેની ચરણ સેવા કરે છે. તેને વિદ્યુન્માલી નામનો ન્હાનો ભાઇ હતો, તે બહુ ચંચળ અને લોકોને રંજાડનારો હોવાને લીધે રાજાએ તેને નગરમાંથી કહાડી મૂકયો. તે ગુસ્સાનો માર્યો રાક્ષસના નગરમાં ચાલ્યો ગયો. ત્યાં તલતાળ નામના રાક્ષસોની સંગાથે તે મળી ગયો. પછી તેઓની મદદવડે તેણે ઇંદ્રના દેશ ઉપર હલ્લો કરી રૈયતને બહુ રંજાડી તેને ઘણોજ કંટાળો આપ્યો. તેમના ફિતુરના ડરથી કાંપતા વિદ્યાધરો પણ નાશી ગયા, જેથી અંતે ઇંદ્રે કેવળજ્ઞાનીના બતાવવાથી આપને અહીં રહેલા જાણી મને અહીં મોકલ્યો છે માટે હે પાર્થ! આ રથમાં બિરાજો અને આ કવચ મુકુટ ધનુષ્ય ધારણ કરો અને એ દુષ્ટ રાક્ષસોને ઘેરી કબજે કરી લ્યો, તેમ જે ઇચ્છા હોય તે માગી લ્યો.' આવું તેનું બોલવું સાંભળી અર્જુન ઉત્સાહ સહિત કવચ, રથ, ધનુષ્ય ભાથાં સ્વીકારી જરાવારમાં તે રાક્ષસ નગરમાં ગયો, રથના ધ્વનિથી રાક્ષસપુરમાં એવો સોરબકોર મચી રહ્યો કે જેના સાંભળવાથી ગ્રહો, ચંદ્ર, સૂર્ય, અને તારાઓ પણ

ત્રાસ પામવા લાગ્યા. પછી અંજનગિરિ જેવા કાળા રાક્ષસો તે નગરની બ્હાર નિકળતાં જાણે નગરમાં ભરાઇ પેઠેલાં પાપ બ્હાર નિકળતાં ન હોય તેવો દેખાવ જણાયો. તેઓની સાથે ઉજળા જશવાળા અર્જુને યુદ્ધ શરૂ કર્યું. મહા ઘોર યુદ્ધવડે તેઓને મારી ધનંજયે વૈતાઢય ઉપર આવી હર્ષથી ઇંદ્રને પ્રણામ કર્યો. ઇંદ્રે સ્હામા ઉઠી જયવંતા અર્જુનને આલિંગન દઇ આદરસહિત પોતાની અરધી રાજ્યગાદીપર બેસાર્યો, ઇંદ્રના હુકમથી સઘળા લોકપાળોએ અર્જુનને નમન કર્યું. પછી ઇંદ્રે પોતાના પુત્રની પેઠે અર્જુનને દીવ્ય આયુધો આપ્યાં. ત્યાં અર્જુને ચિત્રાંગદને ધનુર્વેદ શીખવાડયો. 'મહાપુરૂષોના મૈત્રી ધર્મનું ધણ લેવા દેવામાંજ રહેલું છે.' પછી ભાઇઓને ભેટવા ઉત્કંઠાવંત બનેલા અર્જુને ઇંદ્ર અને બીજા વિદ્યાધરોની રજા લઇ વિમાન મારફત જ્યાં ભાઇઓ છે, ત્યાં આવી માતા અને મોટા ભાઇને નમન કર્યું. અને ન્હાના ભાઇઓને આલિંગન આપ્યું. તેમજ દ્રૌપદીને નજરથી ખુશી કરી. ચિત્રાંગદે અર્જુનના પરાક્રમની બધી વાત કહી તે સાંભળી સહુ ખુશી થયા. પછી તેમણે ચિત્રાંગદને વિદાય કર્યો કે તે ઇંદ્રની પાસે ગયો અને અમૃતવૃષ્ટિ સરખો ઇંદ્રની દૃષ્ટિને આનંદદાતા થઇ પડયો.

આ પ્રમાણે પાંડવો આનંદયુક્ત ત્યાં વસતા હતા, તેવામાં એક દહાડો આકાશમાંથી એક સોનાનું કમળ તેઓની અગાડી પડયું, તે દ્રૌપદીએ લઇ લીધું. તે સોનાના કમળની સાથે પોતાના મ્હોંની બરોબરી જોતી દ્રૌપદી બે હાથે પકડી તેને સુંઘી રાજી થઇ ભીમસેનને કહેવા લાગી—'વ્હાલા પતિ! આવાં વ્હાલાં કમળ પુષ્પો મને કોઇ નદી કે તળાવમાંથી લાવી આપો.' દ્રૌપ-

દીની આવી મરજી થતાં તરતજ ભીમ હાથીની પેઠે હિંડતો અને અને પરમેષ્ઠિનું સ્મરણ કરતો તેવાં કમળ ખોળવા વનમાં ગયો. એ વેળાએ નઠારૂં ફળ દેખાડનારૂં યુધિષ્ઠિરનું ડાબુ અને કુંતીનું જમણું લોચન ( આંખ ) ફરકવા લાગ્યું, તેથી તેને મોટો અપશુકન જાણી ધર્મપુત્રે ભાઇઓને ચેતવણી આપી–' કોઇ ભીમને અડચણ કરે એવો મારા નજરે જણાતો નથી, તો પણ મારી ડાબી આંખ ફરકે છે તે કંઇક ભીમને માટે સારી નથી એમ સૂચવે છે માટે ચાલો ઉઠો, ચાકરની પેઠે આપણે તેની પાછળ જઇએ.' આવું મોટા ભાઇનું બોલવું સાંભળી તરત ત્યાંથી ઉઠી તેઓ સઘળી જગે ઘીચ જંગલની ઝાડીમાં ફર્યા; પણ અભાગી આને નિધિની પેઠે તે ભીમને મેળવી શકયાં નહીં. અગાડી જતાં તેઓ મોહને લીધે બેભાન થઇ થઇને ભોંયપર પડવા મંડયાં, ત્યારે તેઓએ હિડંબાનાં વચન યાદ લાવી તરત તેણીને સંભારી. સંભારતાંજ હિડંબા ત્યાં આવી, અને તેઓ સઘળાંઓને પોતાના માથે ઉંચકી લઇ ભીમની પાસે લઇ ગઇ. અને તે પછી પોતે પોતાના મુકામે જતી રહી. ભીમે પોતાના ભાઇઓને પેલું કમળ લાવવા માટે તળાવ પાસે આવતાં રસ્તામાં જે હરકત થઇ તે કહી સંભળાવી તે જાણી સહુ ખુશી થયાં. પછી દ્રૌપદીની સોનાના કમળની ચાહના પૂરી પાડવા માટે ભીમ તળાવની અંદર પેઠો પેસતાં વેંતજ અદૃશ્ય થઇ ગયો. તેની પાછળ અરજુન પેઠો તો તે પણ અદૃશ્ય થયો. પછી યુધિષ્ઠિર અને સહદેવ નકુળ સરોવરમાં પેઠા તો તે સઘળા એક પછી એક લોપ થઇ ગયા. હિંસક પ્રાણીથી ભરેલાં તે વનમાં કુંતી અને દ્રૌપદી પાંડવોને ન જોવાથી અને પોતે બન્ને એકલાં હોવાથી આકળવિકળ થઈ ચિંતા કરવા

લગ્યાં-હા દૈવ ! ત્રણ લોકમાં વીર, દેવ, દાનવ, માનવ પણ જેને ક્ષોભ ન કરી શકે તેવા પાંડવ વીરોને પણ આવી વિપત્તિ ! અહા ! દૈવનું ચરિત્ર હમેશાં વિચાર વિનાનુંજ છે.' વગેરે વગેરે વચનો કહેતી અને રૂદન કરતી તે બન્ને જણીઓએ કેટલોક વખત વીતાવ્યો, પણ પછી વિચારવા લાગી કે-' અહીં ચિંતા કરવાથી કે રોવાથી શું વળે તેમ છે! માટે દુઃખ વખતે પરમાત્માનું શરણુ લેવું એ સહુ કરતાં બહેતર છે.' એમ વિચારી તેઓએ પરમેષ્ટિની સ્તુતિ તથા ધ્યાનમાં તત્પર થઇ કાઉસ્સગ્ગ કર્યો. ચિત્રની પુતલીઓની પેઠે કાઉસ્સગ્ગમાં નિશ્ચળ બની તે સતીઓએ આઠ પહોર કષ્ટમાં વીતાવ્યા. બીજે દિવસે સૂર્યોદય વખતે આકાશમાંથી ઉતરી પાંડવો તાકીદથી આવી માને પગે લાગ્યા. એટલે કુંતીમાએ કાઉસ્સગ્ગ પાળી નમન કરતા પુત્રોને જરા ઉનાં આંસુડા વહેવરાવી તેઓને હર્ષથી નવરાવ્યા તેવામાં કોઇ સોનાની છડીવાળા છડીદારે આવી પાંડવોના ઉત્તમ ચરિત્રોના કહેવાથી આશ્ચર્ય પેદા કરતાં કુંતી સતીને કહ્યું-' હે માતુશ્રી ! કેવળજ્ઞાનનો ઉત્સવ કરવા માટે આ માર્ગેથી ઇંદ્ર જતા હતા, તે દરમ્યાન તમારા ઉપર આવતાં તેમનું વિમાન અટકી ગયું તેથી વિમાન રોકાવાનું કારણુ જાણવાને ઇંદ્રે મને મોકલ્યો. મેં અહીં આવી તમો બન્નેને જોઇ તેમને જણાવ્યું, એટલે તમો બન્ને સતીનું પરમેષ્ટિ નમસ્કાર રૂપ મહામંત્રનું ધ્યાન તેજ વિમાનને રોકાવાનું કારણુ જાણી ઇંદ્રે તમે શા સારૂ ધ્યાન કરો છો, તે વિષે ચિંતવન કરી મને કહ્યું કે-' દ્રૌપદીના કહેવાથી પાંચે પાંડવો સોનાનું કમળ લેવા માટે જેમાં મોટા સાપ ફરે છે એવાં આ તળાવમાં પેઠા, તેથી તે તળાવનો અધિપતિ શંખચૂડ તેમને

નાગપાશથી મજબુત રીતે બાંધી પાતાળમાં લઇ ગયો છે. માટે આ એ બન્ને સતીઓ પરમેષ્ટિની સ્તુતિ સ્મૃતિ રૂપ ધ્યાન ધરે છે, અને તેણેજ ખરેખરી રીતે વિમાનને રોકી રાખેલ છે. માટે મારી આજ્ઞાથી તું પાતાળમાં જા અને શંખચૂડ પાસેથી તેઓને છોડવી સતીઓની પાસે લાવી તેમનું ધ્યાન પૂર્ણ કરાવ. આવો ઇંદ્રનો હુકમ થવાથી હું પાતાળમાં ગયો. અને તે નાગપતિને તાણીને કહ્યું–'રે શંખચૂડ ! આ બે ગુન્હેગાર સી વિનાના પાંડવોને તેં કેમ કબજે કરી રાખ્યા છે ? તેણે કહ્યું–મારા સરોવરમાંથી કમળ લેવાની તેઓએ ચાહના કરી, તેથી મેં તેમને કબજે કરી લીધા છે. પછી મેં તેને ઇંદ્રનો હુકમ કહી સંભળાવ્યો કે તરતજ ઇંદ્રના હુકમથી શંખચૂડે તેઓનો સત્કાર કરી પોતાના રાજ્યાસન ઉપર બિરાજમાન કર્યા. પાંડવોએ તેનું રાજ્ય લેવા બેદરકારી બતાવી માત્ર રણસંગ્રામમાં અર્જુનને મદદ કરવાની માગણી કરી. નાગપતિએ તેમ કરવા કબૂલ કરી અર્જુનને એક ઉત્તમ હાર, ધર્મ કુમારને રત્નમય બાજુબંધ અને બીજાઓને હર્ષથી વિદ્યાઓ આપી. હે માજી ! પછી તેણે મારી સાથે આ તમારા ન્યાય નિપુણ પુત્રોને મોકલ્યા છે. હવે ઇંદ્રની અખંડ આજ્ઞા પાળનાર મને તરત રજા આપો.

**कुंती सुतागातिमुदा नमदाननेंदुमुल्लास्यहर्षवचनैर्व्यसृजत्सुरं तं ॥**
**परस्पर्श पाणिनलिनैःसूनयांगमंगनेष्वानमन् विनयतोजननी पदाब्जे ॥**

પુત્રોના આવવાથી થએલા હર્ષવડે કુંતીએ નમેલા મુખચંદ્રને ઉલ્લાસવંત કરી હર્ષ વચનથી તે દેવને વિદાયગિરી આપી અને હસ્તકમળવડે પુત્રોના અંગ ઉપર સ્પર્શ કર્યો એટલે પાંડવોએ

પણ પુનઃ (ફરીથી) માતુશ્રીના પદ કમળમાં વિનય સહિત પ્રણા-
મ કર્યા.

ઇતિશ્રી જૈનાચાર્ય ધનેશ્વરસૂરિ વિરચિત મહાતીર્થશ્રી શ-
ત્રુંજય મહાત્મ્યની અંદર શ્રી ગિરનાર મહાત્મ્ય વિષે પાંડવ જુગાર
ક્રીડા વનવાસ વગેરે વર્ણન નામનો અગ્યારમો સર્ગ સંપૂર્ણ થયો.

# સર્ગ ૧૨ મો.

## ગિરનાર મહાત્મ્ય.

### ( પાંડવ—ચરિત્ર. )

**अनादिनाथं विमलस्वरुपं सर्व्वज्ञता दृष्ट समस्त वस्तु ॥**
**गोत्राभिधांगादि विडंबनाभ्योमुक्तं नमस्यामि तदेवतेज ॥**

વિમળ સ્વરૂપવંત, સર્વજ્ઞપણાથી દરેક વસ્તુને જોનાર, ગોત્ર
નામ અને અંગ વગેરે દુઃખયાતનાથી મુક્ત થએલ શ્રી તીર્થંકરનું
અનાદિ તેજ તેને હું નમસ્કાર કરૂં છું.

એવી રીતે અદ્વૈત નીતિથી શોભતા પાંડવો છ વર્ષો વસ-
મી રીતે વીતાડી પાછા ફરી દ્વૈત વનમાં આવ્યા. એટલે દુર્યો-
ધને પાંડવોને ત્યાં રહેલા જાણી તાકીદે ત્યાં આવી પોતાના લ-
શ્કરનો દ્વૈતસરોવરને કાંઠે પડાવ નંખાવ્યો. તે વખતે નોકરોએ

અને ચિત્રાંગદે તેને રોકયો; તોપણ તે તળાવની અંદર પેઠો. તેથી ગુસ્સે થએલા વિદ્યાધરે આયુધ અને પરિવાર વગરના દુર્યોધનને ન્હાના ભાઇઓ સહિત પકડી લીધો. એટલે તરત પોકાર કરતી દુર્યોધનના અંતઃપુરની સ્ત્રીઓ વિનયસહિત યુધિષ્ઠિરની પાસે જઇ પતિરૂપ ભિક્ષા માગવા લાગી–' હે જેઠ! જો કે ધૃતરાષ્ટ્રના કુમારોએ તમારો અપરાધ–ગુન્હો કર્યો છે; તોપણ આપ ધર્મકુમાર છો માટે ન્હાના ભાઇઓની ઉપર દયા કરો.' આ પ્રમાણે ડરેલી તે સ્રીઓએ જયારે યુધિષ્ઠિરને કહ્યું ત્યારે ધર્મરાજાએ તેને છૂટો કરવા રણસમર્થ અર્જુનને હુકમ કર્યો. અર્જુને જઇ તે વિદ્યાધર પાસે યુદ્ધની માંગણી કરી એટલે ગુસ્સેથી લાલચોળ આંખ્યો કરતો વિદ્યાધર તરત પાછો ફર્યો. લોઢાનાં બાણ વરસાવતો અને પણચની ધ્વનિથી ગાજતો અર્જુન મેઘની પેઠે દુશ્મનરૂપી જવાસાને બાળી નાંખવા લાગ્યો. અસ્ત્રબળ નિર્બળ થતાં ગ્લાની પામી તે વિદ્યાધર મિત્રતાને અંગીકાર કરી તરત અર્જુનની પાસે આવી પગે પડયો અને દુર્યોધનને મુક્ત કર્યો. અર્જુન વિદ્યાધરને હર્ષ આપે એવી અને નીતિથી સજીવન બનેલી વાણી બોલ્યો–'હે મિત્ર! હું અર્જુન છું અને ગુરૂજનના બંધાયેલા વચનથી આ પ્રમાણે કર્યું છે, માટે દુર્યોધનને સાથે લઈ તમો મારા મોટાભાઇ પાસે આવી તેમને પગે લાગી હું બેગુન્હેગાર છું એમ કહી મને સાચી પ્રતિજ્ઞાવાળો કરો.' આ પ્રમાણે અર્જુનનું બોલવું સાંભળી ચિત્રાંગદ વિદ્યાધર રાજી થયો. પછી તે વિદ્યાધર વિમાનમાં બેસી અર્જુનને અગાડી કરી ધર્મકુમારની આગળ ગયો. યુધિષ્ઠિરને દેખતાંજ

માથામાં દુખાવો થતો હોય તેમ બહુ ગુસ્સો ધરતો દુર્યોધન ધર્મકુમારને પગે લાગ્યો નહીં. ખિલી લીધેલાની પેઠે અક્કડ થઈ ઉભો રહ્યો. અનેક વિદ્યાધરોની સાથે ચિત્રાંગદથી પ્રણમેલા યુધિષ્ઠિરે વારે વારે સ્નેહપૂર્ણ નજરથી દુર્યોધન તરફ જોયું. એ જોઈ ચિત્રાંગદે દુર્યોધનને કહ્યું—'હે મૂર્ખ! આ તારા મોટાભાઈ તારા અન્યાયને સાંખનાર અને તને મારા હાથમાંથી બચાવી જીવતો રાખનાર છે તેને પણ તું પગે પડતો નથી!' એટલું બોલી પરાણે દુર્યોધનને યુધિષ્ઠિરને પગે લગાડયો. પોતાને પગે પડતાં દુર્યોધનને આલિંગન આપી પ્રેમ ધરી ધર્મકુમારે પ્રીતવડે ક્ષેમકુશળતા પૂછી એટલે દુર્યોધને પોતાના દુષ્ટ દિલ મુજબ ઉત્તરમાં જણાવ્યું કે જે પ્રમાણે તમને રાજ્યપદથી ભ્રષ્ટ થયા તે અને દુશ્મનોથી પીડા પામો છો તે શરમ પેદા કરે છે, તે પ્રમાણે મને આ તમારે પગે પાડયો એ મને પીડા કરે છે.' આવું તેનું કટાક્ષ ભર્યું બોલવું સાંભળ્યું છતાં પણ ગુસ્સો ન લાવતાં યુધિષ્ઠિરે તેને દિલાસો આપી તેને પોતાના નગરે મોકલાવી દીધો. તેની આ બધી હકીકત જાણી ભીષ્મ વિદુર વગેરેએ દુર્યોધનને શીખામણ આપવા લાગ્યા કે—'તેં અર્જુનનું પુરૂષાર્થ દીઠું? માટે હવે તેઓની સાથે સલાહ કર.' પરંતુ સન્નિપાતના દરદીને જેમ તરેહ તરેહની દવાઓ ફાયદો કરે નહીં :તેમ દુર્યોધને તે વડીલપૂજ્યોનાં હિતવચનો ફાયદારૂપ ગણ્યાં નહીં. એક વખત જ્યાં પાંડવો હતા, ત્યાં થઈ ધૃતરાષ્ટ્રની દીકરી દુઃશીલ્યાનો પતિ જયદ્રથ રાજા જતો હતો, તેને કુંતીએ પોતાનો જમાઈ જાણી નોતરૂં દઈને રોકયો. અર્જુને તરત દીવ્ય શક્તિવડે ભોજન

સામગ્રી તૈયાર કરીને તેને જમાડયો. સારી દોસ્તીનું પહેલું ફળ ભોજન છે. ત્યાં કમળ જેવા મ્હોંવાળી દ્રૌપદીને દીઠી. તેને દેખતાંજ તે મોહી ગયો. પછી એક વખત કંઈ કપટ કરી પાંડવોને છેતરી જયદ્રથ દ્રૌપદીનું હરણ કરી હીંડતો થયો. ભીમ અને અર્જુનને જ્યારે એ વાતની ખબર પડી કે તુરત ગુસ્સો લાવી તેની પુંઠ પકડવા દોડયા. એ જોઈ કુંતી માએ તેમને કહ્યું–'ભાઈ ગુન્હેગાર છતાં પણ આપણો જમાઈ છે, માટે તેને મારી નાંખશો નહીં' અર્જુને તાકીદે તેની પુંઠ પકડી પકડી પાડયો અને બાણોનો વરસાદ વરસાવી જયદ્રથના લશ્કરને ધનુષ્ય ટંકારથી ડરાવી દશે દિશાએ નાસતું ભાગતું કરી મૂક્યું. સાંબેલેથી ધાન્ય છડયાની પેઠે ગદાના મારથી ભીમે તેની હાથીઓની સેનાને ઉછળતા લોહીથી તરબોળ કરી દુઃખી કરી મૂકી. પછી અર્જુને અર્દ્ધચંદ્ર બાણો વડે જયદ્રથની ધજા અને દાઢી મુંછના વાળ કાપી નાંખ્યા. માજીના વચનને માન્ય રાખી તેને જીવથી મારી ન નાંખ્યો, પણ બોખરો કરી જતો કર્યો. અંતે ભીમ અને અને અર્જુન દ્રૌપદીને રથમાં બેસારી પાછી લઇ આવ્યા, માજીને પગે લાગ્યા. રણમાં લાગેલા થાકના સબબથી ઝરતા પરસેવાનાં ટીપાંઓથી તરબોળ થયેલા શરીરવાળા બન્ને પુત્રોના માથા ઉપર માએ સ્નેહ સહિત બે હાથ મુક્યા. આવી રીતે સઘળા સંતોષવડે મગ્ન થઇ બેઠાં હતાં, તે અરસામાં નારદમુની આકાશમાંથી ઉતરી તેમની વચમાં બેઠા એટલે તેમનો સત્કાર ને પુજન કર્યું. પછી તેમણે પોતાના હૃદયની પેઠે એકાંતે લઇ જઇ નારદે તેઓને કહ્યું–" હે પાંડુ પુત્રો! દુર્યોધનનો વિચાર એવો

છે કે તમારી પાસેથી છુટો થઇ અધમ દુર્યોધન પોતાના શહેરમાં આવી તમને ઠાર મારવાના ઉપાય ચિંતવતો હતો. તમને કપટથી મારવામાં નિરાશ થયો ત્યારે જેણે રાતે દાંડી પીટાવી કે જો કોઇ પણ માણસ પાંડવોને કપટથી કે બળથી મારી નાંખશે તેને હું અરધું રાજ્ય આપીશ. આથી પુરોચત પુરોહિતનો પુત્ર બાપને બાળી માર્યાનું વેર લેવા માટે દુર્યોધનને જાહેર કર્યું કે—'પ્રભુ ! આ કામમાં આપને મહેનત કરવાની કશી જરૂર નથી. મારી પાસે મને વરદાન દેનારી સઘળાં કામોમાં ફતેહ વાળી કૃત્યા નામની વિદ્યા છે. તેના પ્રતાપથી હું ત્રણ જગતને પણ ખળભળાવી દઉં તેવો છું" તે સાંભળી દુષ્ટ દુર્યોધન રાજી થયો. અને વ્હાલું કામ કરવામાં તૈયાર થયેલા પુરોહિતને વસ્ત્રાલંકાર આપી તેનું પુજન કરી તેનાં વખાણ કર્યાં. તે પાપી પુરોહિત હાલ વિદ્યા સાધે છે. સિદ્ધ કરી અહીં આવવાનો છે. એ અમોઘ વિદ્યા વડે જગતને નાશ કરવા શકિતમાન છે. તેથી હે પાંડવો ! સ્નેહ અને સાધર્મિકતાને લીધે મેં આ વાત જણાવી છે, માટે તેના નિવારણ માટેનો ગમે તે ઉપાય શોધો." આવું સાંભળી યુધિષ્ઠિરે કહ્યું—તમે અમને આ વાત જણાવી એ બહુ રૂડું કર્યું છે; પરંતુ પુરોહિત પોતાના કામમાં નિરાશ થશે. એમ બોલી નારદને વિશેષ સન્માન સાથે વિદાય કર્યા. પછી પાંડવો, કુંતી અને દ્રૌપદી સહીત તે કામમાં ખાત્રીરૂપ રાજી થઇ સંતોષ તપ અને કાઉસગ્ગ કરવા માંડયાં. એક પગથી ઉભા રહી સુર્ય સ્હામે નજર જોડી આદર સાથે પરમેષ્ઠિની સ્તુતિ અને ધ્યાનમાં અડગ થઈ રહ્યાં. ટાઢ, તાપ વગેરે ખમી લઇ સમાધિ સહિત જિનેંદ્રના

ધ્યાનમાં તત્પર રહી સાતદિવસ વીતાવી દીધા. આથમે દહાડે ઓચિંતો જબરો પવન વાવા લાગ્યો. જેથી ઝાડ અને મોટા પથરાઓ ઉડી પડવા લાગ્યા. જેમ જેમ વાયરો વધતો ગયો તેમ તેમ પાંડવના ધ્યાન દીપક વધારે અચળ થવા લાગ્યો. એ વખતે ઘોડાના હણુ હણાટથી, સુભટોના સિંહનાદથી, રથના ચુમાટાથી અને ડંકા વ ગેરે વાજીંત્રોથી પર્વતોને પણ ફાડી નાંખે તેવું ચોમાસાના વાદળની પેઠે ચોમેરથી એકઠું થતું સમુદ્ર છોળાતો આવે તેની પેઠે ધુળથી આકાશને ઢાંકી દેતું મોટું લશ્કર ત્યાં આવ્યું. તેમાંથી કોઇએક પુરૂષ તેઓની પાસે આવી ધ્યાન ધરતી કુંતી અને દ્રૌપદીને ઉપાડી ઘોડા ઉપર નાંખી તેમને પોતાના લશ્કરમાં લઇ ગયો. એટલે કુંતામાએ પોકાર કર્યો કે–હે બેટાઓ ! હે રણવીરો ! હે માતુ પ્રેમી ! હે ભીમ અર્જુન ! આ લોકો અમને મારે છે, તેનાથી અમને બચાવો. આવો તેઓનો રોષ ભર્યો ચાબુકનો માર ખમતી દ્રૌપદીની સાથે રહેલી કુંતીનો મોટે અવાજથી પોકાર થતો કાને સાંભળ્યો કે પાંડવોએ ધ્યાન તજી દઇ ગુસ્સા સાથે પોતપોતાનાં શસ્ત્રો લઇ પ્રલય કાળના દરિઓવની પેઠે સિંહ ગર્જના કરી દોડયા. અર્જુને બાણો વરસાવી લશ્કરને પાંજરામાં પુંરેલા પંખીની પેઠે બનાવી દીધું. પૂરો લડાઇનો રંગ લાવી યુધિષ્ઠિર હાથમાં ખડગ લઈ કાળા નાગની પેઠે લશ્કરમાં ઉંચી ડોક સહ દીપવા લાગ્યા. લડાઇમાં હુંશીયાર ભીમ કાંકરાની પેઠે હાથીઓને અને ધાન્યના દાણાની પેઠે દુશ્મનના જથ્થાને ગદાથી પાર કરવા લાગ્યો. નકુળ સહદેવ પણ પુષ્કળ બાણુ વરસાવતા લશ્કરમાં ઘુમવા

લાગ્યા. જરા વારમાં અર્જુનની બાણવૃષ્ટિથી સઘળું લશ્કર કંગાળ થઈ જીવ લઈ ભાગી ગયું. તે વેળાએ ધર્મપુત્રને બહુજ તરસ લાગી અને બીજા ભાઇઓ પણ તરસ્યા થયા હતા એથી પાણીની ખોળ કરવા લાગ્યા. આગળ જતાં કમળવડે શોભતું એક તળાવ દીઠું, તેમાંથી ધરાઇને પાણી પીધું. પણ પાણી પીધા પછી થોડીજ વારે તે બધા બેહોશ થઈ ઢળી પડયા. 'હા! વિધાત્રાનો કેવો નિયમ છે!' એવામાં પોતાના ધણીની ખોળમાં ફરતી દ્રૌપદી ત્યાં આવી પહોંચી. ધણીઓને અચેતનપણે તરફડતા જોઈ દુઃખી અને બેબાકળી થઈ આમ તેમ જોવા લાગી, તેવામાં ત્યાં એક ભીલડી તેણીની નજરે પડી, એને ધારીને જુવે છે એટલામાં તો કાળારંગવાળી, ધુમાડાની પેઠે આકાશમાં રહેલી, દાવાનળ જેવા ફેલાયલા અને કાબરા વાળવાળી, અને વચમાં આકરી આંખ્યો અને કપાળને રાખવા વાળી, એક હાથમાં ખોપરી અને બીજા હાથમાં ખડગ ધારણ કરનારી અને અટ્ટહાસ કરતી બહુજ ભયકારી કૃત્યા હાથમાં કૃત્તિને રાખી પ્રગટ થઈ ત્યાં પાંડવોને તરફડતા જોઈ પોતે તેનો નાશ કરવામાં ઉદાસ થઇ તે મ્હોંમાં જીભને હલાવતી પાંડવોની આસપાસ ફરવા લાગી. તેને દેખીને થરથરતી દ્રૌપદી તે અકૃત્ય કરનારી કૃત્યાને કહેવા લાગી–'હે દેવી! તમારા આવવાથીજ આ માણસો ભયને માર્યે બેહોશ બની ગયા છે, અને જરાવારમાં તેઓ પ્રાણ પણ તજી દેશે એમ દેખાય છે. ત્રણે જગત્માં દેવ દાનવમાં એવો કોઇ પુરૂષ નથી કે જે ઇંદ્રના વજ્ર સરખા તમારા ગુસ્સાને ખમી શકે. હે દેવી! એની મેળેજ મરી ગયેલાઓને મારવા

શા સારૂ વિચાર કરો છો ! એઓને મારવાથી તમારૂં કંઇ પણ પરાક્રમ ગણાશે નહીં, આવી રીતની ભક્તિભરી યુક્તિવાળી દ્રૌપદીની વીનંતી સાંભળી કૃત્યા પોતાને કૃતકૃત્ય માનતી અને હસતી કોઇ જગોએ જતી રહી.

તેના ગયા કેડે પાંડવોની પાસે દ્રૌપદી આવી જોવા લાગી તો મરેલા જેવા જાણી તે મુર્છા પામી ગઇ. અને ભર્ત્તાર વગરની સ્ત્રીની પેઠે તે વારંવાર લાંબે રાગથી વિલાપ કરવા લાગી. પાસે ઉભેલી ભીલડીએ તેણીનાં આંસુ લુછી કહ્યું—' હે સુશીલા ! હે બાળા ! આ જંગલમાં નકામું શા માટે રૂવે છે ? હે યજ્ઞજા ! આ બધા માયાથી બેભાન થઈ પડેલા છે, માટે તેમને મણિકાળા નદીનું પાણી લાવીને છાંટ જેથી શીળવડે અન્ય ગુણો પાછો સજીવન થાય તેમ એઓ સજીવન થશે. ' એ સાંભળી દ્રૌપદી ખુશી થઇ, અને પાસે વહેતી મણિકાળા નદીનું પાણી લાવી અમૃતની પેઠે સીંચી તેઓને સજીવન કર્યા. ઓચિંતા સુઇને ઉઠે તેમ તેઓ ઉઠી બેઠા થયા ને આશ્ચર્ય પામી ગયા. દ્રૌપદીના કહેવાથી બધી હકીકત જાણી ચિત્તમાં વિચારવા લાગ્યાઃ–' અહીં લશ્કર સાથે કયો રાજા આવ્યો ? દ્રૌપદીનું કોણે હરણ કર્યું ? ઝેરી પાણીનું તળાવ અહીં કયાંથી ? આ વ્હાલી દ્રૌપદી ભીલડીના કહેવાથી પોતાની મેળે અહીં કયાંથી આવી ? તેણે અમૃત સરખા સજીવન કરનાર મણિકાળા નદીના પાણીથી આપણને શી રીતે જીવાડયા ? અહા ! દૈવનો કેવો વિલાસ છે ! અરે ! શું આ તે ચિત્તની ભ્રમણા હશે ? કિંવા આવી દૈવની ચેષ્ટા હશે ? વા

અચરજ કરનારા સ્વપ્નની વાત હશે ?' વગેરે વગેરે વિચારતા હતા. તેવામાં મહા તેજવંત દેવ ત્યાં આવી પવિત્ર વાણીથી પાંડવોને કહેવા લાગ્યો-'હે ધર્મપુત્ર! આ કામથી તમો અચરજ પામો છો ? આ સઘળી કૃત્યાના કૃત્યને છેતરનારી મારી માયા હતી. તમે કરેલા અરિહંત ધ્યાનથી સંતુષ્ટમાન થયેલો હું ઇંદ્રનો સેનાપતિ હરિણગનેષિદેવ છું, અને માયા કરીને કૃત્યાને છેતરી છે. હવે ફરી જ્યારે જરૂર પડે ત્યારે મને યાદ કરજો.' એમ કહી પાંડવોને કેટલાક આભૂષણો આપી, પછી વિદાય થઈ તે દેવ પોતાને ઠેકાણે ગયો.

પૂર્વ પુણ્યબળથી સઘળા દુ:ખોથી ને ઉપાધિઓથી મુકત બનેલા પાંડવો પછી વિશેષે કરી સમાધિ સહિત પ્રભુસ્મરણમાં તૈયાર રહેવા લાગ્યા. એક વેળાએ બપોરે રસોઈ તૈયાર થઈ હતી તે વખતે માસખમણના પારણા માટે પવિત્ર તપસ્વી ત્યાં આવી ચડયા. ખરેજ શમતારસરૂપ તે મુનિને નિહાળી પાંડવો રાજી થઇ આંસુ લાવી તેમને પગે લાગ્યા. પછી મહા આનંદમાં આવી મુનિને દાન આપ્યું. તેથી આકાશમાં દેવતાઈ નગારાં વાગ્યાં, સોનાનો વરસાદ થયો, ફૂલ વરસ્યાં, વસ્રોનો ઉત્ક્ષેપ થયો, અને જય જય શબ્દ થયો, પછી શાસનદેવીએ આકાશવાણી મારફત સૂચવ્યું કે-'હે વત્સો! હું શાસનદેવી છું, અને તમારા દાનમહાત્મ્યને લીધે પ્રસન્ન થઈ છું. તમોએ ન સહન થાય તેવા કષ્ટ વેઠી બાર વર્ષ પૂરાં કર્યાં છે અને હવે તેરમું વર્ષ પૂરૂં કરવાનું છે, માટે વેષ બદલી મત્સ્ય દેશમાં જઇ રહીને પૂરૂં કરજો.'

એમ કહી શાસનદેવી અંતર્હિત થયાં. પછી પાંડવો પોતાની પ્રતિજ્ઞાને નિભાવવા વેષ બદલવા સંબંધી વિચાર કરવા લાગ્યા.

ધર્મરાજાએ કહ્યું—'હું માનસિદ્ધિના કારણરૂપ કંક બ્રાહ્મણનો વેષ લઈ વિરાટ રાજાને ઘેર રહીશ., ભીમે કહ્યું—'હું વલ્લવ નામનો રાજાનો રસોઈઓ બનીને રહીશ.' અર્જુને કહ્યું—'હું બૃહન્નટ નામનો નાટયકલાનો શીખવાડનારો થઇને રહીશ.' નકુળ બોલ્યો—'હું ગાંધિક નામનો અશ્વપાળ થઇ રહીશ.' સહદેવે કહ્યું—'હું તંત્રપાળ નામનો ગોવાળ થઇને રહીશ.' દ્રૌપદીએ કહ્યું—'હું સૈરેંધ્રી નામની રાજાની પટરાણીની દાસી થઇને રહીશ; કેમકે તે કામ સુખકારી અને વ્યાજબી છે.' એક બીજાએ આવો ઠરાવ ધારી પોતપોતાના ધારેલા વેષ ધારણ કરી કોઈ ન જાણે તેમ એક પછી એક વિરાટ દેશમાં દાખલ થયા. વિરાટનગર આવી પહોંચ્યું એટલે શહેરની નજીક સ્મશાનની અંદર ખીજડીના ઝાડની ઉપર પાંડવોએ પોતાનાં ધનુર્ધ્યાદિ શસ્ત્રો શંબા સરખા આકારે ગોઠવી દીધાં. પછી સભામાં ગયા અને વિરાટ રાજા સાથે વાતચીત થતાં તેઓ બધાંઓને પોતાનાં ધારેલાં કામો ઉપર રાજાએ નીમી દીધાં. ત્યાં સન્માન સહિત તેઓ છાની વૃત્તિએ સૂખે કરી રહેવા લાગ્યાં. કુંતીને કોઈ ઘરમાં રાખ્યાં ત્યાં પ્રભાતે બધાએ ઉઠીને પગે લાગવાને આવતાં હતાં, અને તેમની શીખામણ પ્રમાણે વ-ર્તતાં હતાં. એક વખતે રસોઈના કામ ઉપર રહેલા ભીમે રણભૂમીમાં સુભટો-મલ્લોને મારી નાંખ્યા, તેથી તે રાજા પાસે વધારે માનવંતો થયો.

વિરાટ રાજાની રાણી સુદૃષ્ણાને એકસોને છ ભાઇઓ હતા, જેઓ રાજાના સાળા હતા. તેઓમાં કીચક નામનો મુખ્ય ભાઈ હતો. તે કીચકે એકવાર પોતાની બહેનના મહેલમાં દ્રૌપદીને દીઠી. રૂપ લાવણ્યતાની સીમારૂપવાળી જોઈ તે મોહિત થઈ ગયો; અને કામ વિહ્વલ બની માથું ધુણાવતો પોતાને ઘેર ચાલ્યો ગયો. એક વેળાએ વચનથી કીચક દ્રૌપદીની આજીજી કરવા જતાં ભારે ધિઃકાર પામ્યો. જેથી પોતાની વિચારણા નિર્લજ્જ બની પોતાની બહેનને જણાવી, એટલે તેને બહેને કહ્યું કે–'હું કંઇ બ્હાનેથી સૈરંધ્રીને તારા મહેલમાં મોકલીશ એટલે તું ત્યાં આજીજી કરી મેળવી લેજે.' આ પ્રમાણે બહેને ભાઇને દિલાસો દઈ મૂર્ખને સંતોષ્યો. એથી કામદેવના તાપથી પૂર્ણ બની ઘેર જઈ કમળની પથારી ઉપર સુઇ ગયો.

તે વખતે તેની સોબતથી ભાઇઓને જીવાડવાને ચાહતી રાણીએ કોઇ બ્હાનું કહાડી પરાણે દ્રૌપદીને કીચકને ત્યાં મોકલી. ભોંય સ્હામી નજર રાખી પોતાને ઘેર આવતી જોઈ કીચક ઉત્કંઠાવાળો બની ઉભો થઈ પહોળા હાથ કરી બોલ્યો–'હે કાતરાક્ષી ! અહીં આવ, અહીં આવ, હે ગૃહિણી ! મને બાઝી પડ. હે પ્યારી કામદેવથી પીડાયલાને તું જીવાડ.' આવાં તેનાં કાનને કડવાં લાગે તેવાં વચન સાંભળી દ્રૌપદી બોલી–'હે મૂર્ખ ! મારા વિષે પાપી વાકય ન બોલ, હે અધમ ! મારા પાંચ પતિઓ છુપી રીતે રહ્યા છે, તેઓ તને મારી નાંખશે. તેનો જરા ખ્યાલ કર.' આ પ્રમાણે બોલતી દ્રૌપદીની કીચકે વેણી પકડી

લીધી અને તે દયામણી રીતે પોકાર કરતી અબળાને તે પાટુ મારવા લાગ્યો. કસાઈ ઘરથી ઘેટી છુટે તેમ પરાણે પરાણે તેના હાથમાંથી છુટી ધુળથી રઘદાએલા શરીરવાળી દ્રૌપદી તરત મત્સ્ય રાજાની સભામાં આવી. ત્યાં ધર્મરાજાને દેખી છુટી વેણીવાળી એ સ્ત્રીએ છાના વેષથી રહેલા પતિઓનાં નામના અક્ષરોસહિત વિલાપ કરવા લાગી કે-'હે રાજેંદ્ર! જેઓ યુદ્ધમાં સ્થિર-યુધિષ્ઠિર, જેઓ ભયંકર-ભીમ, જેઓ જયના ચિન્હવાળા-અર્જુન અને જેઓ ભુજધારી-નકુળ-સહદેવ છે તેઓ છતાં પણ કીચકે મારી મશ્કરી કરી મને માર માર્યો.' આવો વિલાપ કરતી દ્રૌપદીને કંકમુનિ બનેલા ધર્મરાજાએ વિરૂદ્ધ અને રીસ ભર્યા વચનોથી કહ્યું—'હે સ્ત્રી! જો તારા પતિ કોઇ જગોએ છાના હશે અથવા તેમાં કોઈ ભીમ-ભયંકર હશે તો તારૂં રક્ષણ કરશે. હે કુરોદરા! અહીં વિઘ્ન ન કર. રાજમહેલમાં જા.' આવું ગુઢ વચન સાંભળી દ્રૌપદી ચાલી ગઇ. રાત્રે સઘળી હકીકત ભીમને કહી, એટલે ભીમે મીઠે વચનથી તેણીને દિલાસો દઇ કહ્યું—'દુર્યોધનનો ગુન્હો જે અમે ખમ્યો છે, એ મોટાભાઈની સત્યતાને લીધેજ, પણ આ કીચકનો ગુન્હો અમો ખમી રહેવાનાજ નથી; માટે તેને સ્નેહના કપટવચનથી ફોસલાવી રંગમંડપમાં બોલાવી લાવો, પછી આજ રાતેજ તમારા દ્વેષીને હું ઠાર કરી નાંખીશ. આ પ્રમાણે વાત કરી દ્રૌપદી મહેલમાં જતી હતી, ત્યાં રસ્તામાં કીચક મળ્યો એટલે તેણીએ કપટભર્યા સ્નેહવચનો કહીને રાતે રંગમંડપમાં આવવાનું કહ્યું. એ સાંભળી હર્ષ ઘેલો બનેલો તે મુર્ખો રાતના પહેલેજ પહોરે 'હે પ્યારી! ક્યાં છું? ક્યાં છું?

એમ બૂમો મારતો રંગમંડપની અંદર આવ્યો. ત્યાં ભીમ દ્રૌપદીનો વેષ લઈ બેઠો હતો તેનો કીચકે સ્પર્શ કર્યો. એટલે કોઈ ન જાણે તેમ ભીમે તેને મારી નાંખ્યો, અને પછી તાકીદે રસોડામાં જતો રહ્યો. પ્રભાતે કોઇ ન જાણે તેવી રીતે મરી ગએલા કીચકને જોઈ તેના ભાઇઓ તેને પાલખીમાં બેસાડી અગ્નિદાહ કરવા લઈ ગયા. ત્યાં અગાડી સૈરંધ્રીને દેખી ' આ બૈરીને લીધે આપણા ભાઈનો જીવ ગયો છે.' તેમ બોલતા તેઓ દ્રૌપદીનો ચોટલો ઝાલી તેણીને લઇ ચાલ્યા, અને તેણીને ચ્હેમાં નાંખવા તૈયાર થયા. રોતી અને મનમાં ધણીનું ધ્યાન ધરતી દ્રૌપદીને ચ્હેની પાસે લઇ ગયા. એટલામાં ત્યાં ઓચિંતો ભીમ આવી ચડયો, અને દ્રૌપદીના પર જુલ્મ ગુજારતા જોઇ ગુસ્સો કરી ઝાડોને ઉખેડી તેના વડે કીચકોને કુટી કુટીને ચ્હેમાં નાંખતો ગયો. સઘળા કીચકોની અગ્નિમાં આહુતિ આપી પોતાની દ્રૌપદીને દુઃખ વગરની કરી દીધી. કીચકોને કોઇ ગાંધર્વોએ મારી નાંખ્યા એવું જાણી વિરાટરાજા, ભાઈના શોકથી વિહ્વળ બનેલી રાણીને કહેવા લાગ્યા—'હે સુલોચના ! કેટલાક દિવસને માટે તું આમ દિલગીર કરી મને શરીર વિનાનો બનાવ નહીં. ગુસ્સો તજી હમણાં તો એ સૈરંધ્રીનું સન્માન કર, જ્યારે વખત આવશે ત્યારે તેના છુપા રહેલા ગંધર્વ પતિઓ એ રૂપાળી સ્ત્રીને લઇ જશે.' આ પ્રમાણે પતિએ સમજાવી એથી રાણી સ્વસ્થ થઇ.

દુર્યોધનના હુકમથી કેટલાક જાસૂસો બહુ બહુ દેશોમાં ફર્યા ને પાંડવોને ખોળ્યા, પણ ક્યાંય પત્તો લાગ્યો નહીં, તેથી

પાછા જઈ દુર્યોધનને કહેવા લાગ્યા-' હે રાજેંદ્ર ! પાંડવો છતમાં હોય તેમ જણાતુંજ નથી. ' તે સાંભળી દુર્યોધને ભીષ્મ અને વિદુરની સ્હામે જોયું. તેના સ્હામે જોવાનો ભાવ સમજી ભીષ્મ બોલ્યા-'ભગવંતના વિહારની પેઠે દેશમાં સાત ઉપદ્રવો-ભય ન હોય અને રોગનો સંભવ ન હોય તેવી જગાએ પાંડવો રહેલા છે એમ સમજી લેવું' દૂતોએ કહ્યું—'સઘળા દેશોમાં તપાસતાં આધિ વ્યાધિથી રહિત અને ધન ધાન્યથી ભરપુર સ્વર્ગ જેવો મત્સ્ય દેશ છે.' દુર્યોધને કહ્યું—'શાલની પેઠે ભારી પીડા કરનારા એ છૂપા રહ્યા પાંડવોને શી રીતે ખોળવા ?' એ સાંભળી સુશર્મારાજા દુર્યોધનને પગે લાગી બોલ્યો—'પાંડવો ખચિત્ મત્સ્ય દેશમાંજ હશે, તેથી જો આપણે ત્યાં જઈ મત્સ્ય રાજાના શહેરમાંથી ગાયોને હરણ કરી લાવીએ તો ઓચિંતા પાંડવો જાહેરમાં આવશે. મત્સ્ય દેશનો રાજા પહેલાંથીજ આપણો દુશ્મન છે તે પકડાશે, અને ગાયોને હરી જવાથી પાંડવોને પણ હાર કરી શકાશે.' સુશર્માનો આ વિચાર કર્ણ વગેરે વિરોને પસંદ પડયો જેથી તે બધાઓની ઉશ્કેરણીથી દુર્યોધને ગાયો હરવાના વિચારથી, મોટું લશ્કર લઇ મત્સ્યદેશ તરફ ચડાઇ કરી. મજલ દર મજલે લશ્કર સહિત દુર્યોધને મત્સ્યદેશમાં જઇ વિરાટ નગરની પાસે પડાવ કર્યો. પછી દુર્યોધનના હુકમથી પહેલાં નિર્ભય ત્રિગર્ત્તપતિએ દક્ષિણ દિશામાં છોડેલી ગાયોને પોતાના લશ્કરથી ઘેરી લીધી. એથી કકલાટ કરતો ગોવાળ તાકીદે વિરાટરાજાની સભામાં જઇ રાજાને નમી કહેવા લાગ્યો

હે રાજેંદ્ર ! પહેલાં લડાઇના મેદાનમાં કીચકનો જેણે ભંગ કર્યો હતો તે સુશર્મારાજાએ તમારા શહેરની ચરતી ગાયોને ઘેરી લઇ ચાલવા માંડ્યું છે.' તે સાંભળતાંજ ગુસ્સાના જુસ્સાથી મસ્ત બનેલો વિરાટરાજા ધનુષના ટંકારથી જગતને બ્હેરાં બનાવતો લશ્કર લઈ દુશ્મનોની પુંઠે પડયો. શંખ સૂર્ય અને મદિરાશ્વ વગેરે પુત્રોની સાથે લડવૈયાનું ટોળું તૈયાર કરી આવેલા વિરાટે શત્રુઓને ચોમેરથી ઘેરી લીધા. સ્હામસ્હામી ભારે લઢાઈ જામી ને બેશુમાર દુશ્મનોનો ઘાણ વાળી નાંખ્યો. સૂર્ય આથમી ગયો હતો, છતાં પોતાના લશ્કરનો ઘાણ વળવાને લીધે ગુસ્સો લાવી સુશર્મારાજા ધનુષ્યનો ધ્વનિ કરતો મત્સ્યે પતિ દોડયો. જ્યારે સુશર્માએ ગુસ્સાથી શસ્ત્રો વરસાવ્યાં ત્યારે વિરાટનું એ બધું લશ્કર વીંખાઇ ગયું. ફકત વિરાટરાજા એકલોજ કાયમપણે દેખાયો. એથી ઉઘંડ બાણોનો મારો ચલવ્યો એટલે વિરાટ શસ્ત્રઅસ્ત્ર વિનાનો થઇ ગયો કે તેને બાંધી રથમાં નાંખી સુશર્મા લશ્કર સહિત ચાલ્યો. જ્યારે પોતાના વિરાટરાજાને બાંધી લઇ જવાની ખબર પડી ત્યારે ઉન્મત્ત બનેલા યુધિષ્ઠિર, ભીમ, નકુલ, સહદેવ વિગેરેએ ગુસ્સો લાવી તેની પુંઠ પકડી સુશર્માના લશ્કરને ભારે મુંઝવ્યું તે વખતે 'હું તમારો તાબેદાર છું, અને તમોને ઐશ્વર્ય આપીશ.' એમ બોલતા સુશર્માને ભીમે મુશ્કેટાટ બાંધી લીધો ને વિરાટપતિને છુટો કરી દીધો. તે વેળાએ રાજી થએલા વિરાટરાજા ધર્મપુત્રે કહેલું પાંડવોનું આખ્યાન સાંભળવા તૈયાર થઈ ઉત્સવ સહિત ત્યાંજ રાત રહ્યા.

બીજે દહાડે વિરાટનગરની ઉત્તર દિશામાં ચરતી ગાયોને અવિચારી દુર્યોધને ઘેરી લીધી. તે ખબર ગોવાળે તાકીદે અંતઃપુરમાં રહેલા વિરાટપતિના કુમાર ઉત્તરકુમારને કહી. તે સાંભળી ગુસ્સો લાવી પરાક્રમી ઉત્તરકુમારે માતાઓની અગાડી જઈ કહ્યું કે-હું લડાઈ કરવા જવા ચાહું છું, પણ મારો કોઇ સારો સારથી-રથ હાંકનારો નથી, નહીં તો હું એકલોજ ગુસ્સાથી વાયરા સરખા કૌરવના લશ્કરરૂપ ઝાડોને ઉખેડી નાંખું. તેના આવા ઉગ્ર પરાક્રમ ભર્યા વચન સાંભળી દ્રૌપદીના અંતરમાં ગર્વ થયો, એથી તરત બોલી ઉઠી કે-હે રાજકુમાર ! તમારી બહેનના કળાચાર્ય-ગુરૂ બૃહન્નટ છે તે વીરજનને મર્દન કરે તેવા અર્જુનના સારથી છે, તો મરજી મુજબ વર્તનાર તે પુરૂષ તમારા પણ સારથી થશે.' તે સાંભળી ઉત્તરકુમારે બૃહન્નટને બોલાવ્યો ને તેણે ઉત્તરકુમારની બહુ તાણથી સારથીપણું કરવું કબુલ કર્યું. સ્ત્રીઓને હસાવવા પહેલાં અર્જુને અવળું બખ્તર પહેર્યું. પછી રથમાં બેઠા. અર્જુનના હાંકેલા ઘોડાઓના વેગથી તરત ઉત્તરકુમાર કૌરવના લશ્કર પાસે જઈ પહોંચ્યા. ભીષ્મ, કૃપાચાર્ય, કર્ણ અને દુર્યોધન વગેરેથી ગર્વિત સૈન્ય દેખી ધ્રૂજતા ઉત્તરકુમારે અર્જુનને કહ્યું-'રે બૃહન્નટ! સૂર્ય કિરણોથી ચળકતા શસ્ત્રોને ઝાલનારૂં અને સઘળી જગોએ રેલાયલું આ લશ્કર હું દેખી પણ શકતો નથી.' અર્જુને હસીને કહ્યું-'હે કુમાર ! તમે ક્ષત્રી કુળમાં પેદા થએલા છો. પહેલાં પરાક્રમની વાત કરી છે તો હવે પાછા ફરી સ્ત્રી મંડળની અગાડી શું કુલશો ? લડાઇ કરવામાં સ્નેહ ધરતાં ક્ષત્રીઓનું જીવન દુશ્મનોને

કબજે કરાય તો રાજ્યલાભ થાય છે, અને મરણ થાય તો કીર્તિ મળે છે.' ડરેલો ઉત્તરકુમાર બોલ્યો—'મુઆ પછી કેળ સરખા સાર વગરનું કીર્તિ ફળ મારે શું કામ આવે.?' એટલું બોલી રથ ઉપરથી પડતું મુકી ભાગવા લાગ્યો, એટલે અર્જુને પાછળ દોડી પકડી પાડી તેને કહ્યું—'રે કુમાર! ધીરો થા, હું અર્જુન છું, તું મારો સારથી થા. જેથી હું દુશ્મનો જીતી તને કીર્તિ અપાવીશ; માટે ભય છોડી ફલની શંકા કીધા વગર પેલી ખીજડીના ઝાડ ઉપર શંબાકારે ગોઠવેલ મારા ધનુષ્ય ભાથા અહીં લઇ આવ.' આ પ્રમાણે પોતાનું અને ભાઇઓનું સ્વરૂપ કહી તેને ટટાર કરી અસ્ત્રો લઇ ધનંજય ઉત્તરકુમારને સારથી બનાવી રથમાં બેસી દુશ્મનોની સ્હામે ચાલ્યો.

અહીં ભીષ્મે ભયકારી શંખ શબ્દથી અર્જુનને પિછાણી દુર્યોધનને કહ્યું—'આ સ્ત્રી વેષવાળો અર્જુનજ છે. આજે બરોબર વખત હાથ લાગ્યો છે જેથી તને તે ખચિત્ ઠાર મારશે. માટે ત્રણ જગત્‌ને રાજી કરવા માટે હમણાં તું તેની સંગાથે સલાહ કરી દે; નહીં તો ચોથા ભાગના લશ્કર સાથે જાપતા યુક્ત ભાઇઓ સહિત છાનોમાનો ચાલ્યો જા. રાજાનું સંરક્ષણ કરવું જોઇએ એવી નીતિ હોવાથી અમો તારા આંતરામાં રહીશું'. ભીષ્મપિતામહનો આવો વિચાર જાણી બ્હીકણ દુર્યોધન ચોથા ભાગના લશ્કર સાથે ગાયોને લેઇ તાકીદે રસ્તો માપવા મંડયો. એ જોઇ અર્જુને ઉત્તરકુમારને કહ્યું—'જુવો કુમાર! આ દુર્યોધન મારી બ્હીકથી ભાગી જાય છે; વાસ્તે તેની પુઠે ઘોડા

હાંકો.' તરત ઉત્તરકુમારે હાંકેલો રથ સૂર્યરથ સરખો વેગથી અર્જુનની ધજાના વાંદરના હોંકારથી કંગાલ થયેલા લશ્કરની પાસે જઈ પહોંચ્યો. પછી અર્જુને પોતાનો શંખ એવો તો જોરથી ફૂંક્યો કે તેના શબ્દથી ભડકી ગાયો ઉંચાં પૂછડાં કરી એની મેળેજ વિરાટનગર ભણી દોડી ગઈ. તે પછી અર્જુને દુર્યોધનને કહ્યું–'રે અધમ ! પહેલાં ગાયોનું હરણ કરી પછી ભાગી જઇ તારા કુળને કલંકિત કરે છે, પણ દુશ્મનો ભેટ્યા પછી હવે તું શું ભાગી શકીશ ? માટે ઉભો રહે અને ધનુષ્યપર બાણ ચડાવ.' એમ કહી અર્જુને ધનુષ્ય ચડાવ્યું ને બાણોનો મારો ચલાવી લશ્કરને ઢાંકી દીધું. લડવૈયાઓનો ઝોડો નીકળતો જોઈ દયા આવતાં સ્વપ્નદશા દેનારૂ સંમોહનાસ્ત્ર છોડયું જેથી ભીષ્મ શિવાય તમામ લશ્કરને ઉંઘમય કરી મૂક્યું. પછી ઉત્તરકુમાર મારફત દુર્યોધનનાં નીલાં કપડાં, કર્ણનાં પીળાં કપડાં અને બીજા બધાંઓનાં તરેહ તરેહ રંગનાં કપડાં ઉતારી મગાવી લેવરાવ્યાં, તે પછી બાણવડે ભીષ્મના રથના ઘોડાને મારી અર્જુન નગર તરફ ફર્યો અને દુશ્મનનું લશ્કર સાવધ થતાં પોતાના દેશ તરફ નાશી ગયું.

અહિં વિરાટરાજા જીત મેળવીને રાજી થઇ નગરમાં આવ્યા તે વેળાએ જાણવામાં આવ્યું કે ઉત્તરકુમારે દુશ્મનોની પુંઠ પકડી છે, જેથી મનમાં જરા શોચ કરવા લાગ્યો અને પુત્રની પાછલ જવાની તૈયારી કરવા લશ્કર તૈયાર કરતા હતા, એવામાં તો દૂતોએ રાજી થઈ ઉત્તરકુમારની જીતના સમાચાર આપ્યા. રાજાએ હર્ષને લીધે શહેરમાં ઉત્સવ કરાવ્યો, અને પોતે રાજસભામાં કંકમુનિની સાથે ચોપાટ રમવા લાગ્યો. રાજાએ પુત્રની

જીત સંબંધી વખાણ કર્યાં એટલે કંકમુનિએ કહ્યું–'જેનો સારથિ બ્રહન્નટ થયો છે તેની જીત કેમ ન થાય!' નગરમાં આવતાંજ અર્જુન રથ ઉપરથી ઉતરી પોતાને ઠેકાણે ગયો અને ઉત્તરકુમાર સભામાં આવી પિતાને પગે લાગી આગળ બેઠો. કુમારે કહ્યું—'પિતાજી! જેની મદદથી મેં જીત મેળવી છે તે આજથી ત્રીજે દિવસે ભાઇઓ સહ પોતાની મેળેજ જાહેરમાં આવશે.'

ત્રીજો દહાડો થયો એટલે પાંડવોએ પ્રભુ પૂજન કરી પોત પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી ખુશી થઈ રાજસભામાં ગયા. એ જોઇ વિરાટ રાજાએ પાંડવોને જાણી તેઓને પગે લાગી કહ્યું—'આ રાજ્ય, સંપત્તિ અને બીજું જે અહીં કંઈ હાજર છે તે સઘળું આપનુંજ છે.' એમ કહી વિરાટરાજાએ વિનંતી કરી. એથી ધર્મરાજા કેટલોક વખત ત્યાં સુખે રહ્યાં. એક વેળાએ વિરાટરાજાએ ધર્મકુમારને જણાવ્યું કે મારી પુત્રી ઉત્તરા અર્જુનકુમાર અભિમન્યુને લાયક છે. એથી ધર્મરાજાએ હલકારો મોકલી દ્વારિકામાંથી અભિમન્યુને બોલાવી લીધો. પોતાના ભાણેજને લઇ કૃષ્ણ ત્યાં આવ્યા. પછી વિરાટરાજાને અને પાંડવોને ખુશાલી બક્ષતાં કૃષ્ણે સારે દિવસે અભિમન્યુનો વિવાહ મહોત્સવ કર્યો. કેટલોક વખત વીત્યા પછી વિરાટરાજાની પરવાનગી મેળવી ખુશી થયેલા કૃષ્ણ પોતાનાં ફોઇ કુંતી અને પાંડવોને દ્વારકામાં લઈ ગયા. ત્યાં બાકીના (અર્જુન વગર) ચાર પાંડવોને યાદવોની કન્યાઓ પરણાવી.

એક વેળાએ રૂકિમણીએ સ્વપ્નની અંદર ધોળા બળદની ઉપર રહેલા વિમાનની અંદર પોતે બેઠેલી હોય એવું દીઠું, અને

એ હકીકત પતિને કહી. કૃષ્ણે કહ્યું—'તમારે પુત્ર થશે.' તે સાંભળી કોઈ દાસીએ સત્યભામાને ખબર આપી. એથી સત્યભામા કૃષ્ણની પાસે આવી કહેવા લાગી કે–'મેં સ્વપ્નની અંદર એક મોટો હાથી દીઠો છે.' તેણીની રીતભાત ઉપરથી તેણીનું બોલવું જુઠું જાણી કૃષ્ણે કહ્યું–'તું નકામો સંતાપ ન કર' સત્યભામાએ કહ્યું–'જો આ જુઠું હોયતો જેનો કુંવર પહેલો પરણે તેને બીજી પછીથી પુત્રને પરણાવનારી પોતાના માથાના વાળ ઉતારી આપે.' આ વાતના સાક્ષી અને જામીન રાખી બન્ને સ્ત્રીઓ પોત પોતાને મહેલે ગઈ. દૈવયોગે બન્નેને ગર્ભ રહ્યા અને ગર્ભમર્યાદા પૂરી થયે રૂક્મિણીને ઉદ્યોતકારી પ્રદ્યુમ્ન નામે પુત્ર થયો. અને સત્યભામાને ભાનુ નામે પુત્ર થયો. બન્ને જણીઓ એક બીજાની સાથે હરિફાઈથી વર્તવા લાગી. પૂર્વભવની દુશ્મનાઇને લીધે ધુમકેતૂ નામનો કોઇ દેવ રૂક્મિણીનો વેષ લઈ કૃષ્ણ પાસે આવી પ્રદ્યુમ્નને ઉપાડી–હરી ગયો ને વૈતાઢ્ય પર્વત ઉપર ટંકશિળા ઉપર તેને રાખી અંતર્ધાન થઈ ગયો. તે વેળાએ કાલસંવર નામનો વિદ્યાધર ત્યાં આવી ચડયો ને તે બાળકને લઈ પોતાને ઘેર જઇ પોતાની કનકમાળા સ્ત્રીને સોંપ્યો. આજે મારે પુત્ર થયો એવી દાંડી પીટાવી પુત્રની પેઠે તેનું પાલન કરવા લાગી. દિનપર દિન કુમાર મોટો થયો અને સોના સરખી કાંતિવાળા પુત્રનું નામ ત્યાં પણ પ્રદ્યુમ્નજ રાખ્યું. તે પુત્રના વિરહથી કૃષ્ણને દુઃખી થએલા જાણી નારદે શ્રી સીમંધરસ્વામીને પુત્ર કયાં છે તે સંબંધી ખુલાસો પૂછી તે વાત કૃષ્ણને જાહેર કરી ખુશી કર્યા કે–'રૂક્મિણીએ

પૂર્વભવમાં એક મોરડીનાં ઈંડાં કેસરીયા રંગથી ( કંકુથી ) રંગી તેની પાસે મૂકયાં હતાં જેથી મોરડી ભ્રમણાથી છેતરાઈ હતી તેના લીધે આ ભવમાં તેણીને પુત્ર વિયોગ થયેલો છે. તે વિયોગ સોળ વર્ષ કેડે ભાગશે.' એવું પ્રભુવચન સાંભળીને નારદ તે કુમારને જાતે જઇ જોઇ આવી તે વાત કૃષ્ણને જણાવી પોતાને ઠેકાણે ગયા. સોળ વર્ષ પછી પુત્ર મિલાપ થશે એવું જણી રૂ-ક્મિણીને હૈયે ધારણા વળી.

કાલસંવર વિદ્યાધરને ઘેર પ્રદ્યુમ્ન સઘળાં શાસ્ત્રો, સસ્ત્ર અને અસ્ત્રોમાં પ્રવીણ થયો અને પરાક્રમશાલી નીવડયો. યૌવન-વય થતાં સ્ત્રીઓના ચિત્તની અંદર પ્રદ્યુમ્ન કામદેવ સરખો માલમ પડવા લાગ્યો. સુંદર યુવાનીવંત તે પ્રદ્યુમ્નને નિહાળી તેની પાળક માતા કનકમાળા પણ કામવાસના વાળી બની ગઈ. સ્ત્રીઓના અવિચારીપણાને ધિઃકાર છે! તેની સંગાથે સંભોગ કર્યા વિના પોતાના જન્મ અને તારૂણ્યપણાને નકામાં માનતી કનકમાળા એક વખત વિકારવંત વચનોથી પ્રદ્યુમ્નને કહેવા લાગી કે—'હે મોટા ભાગ્યવાળા ! મારૂં શરીર કામદેવ રૂપ લાહ્યથી સળગી ઉઠયું છે તેને તારા સ્પર્શરૂપ અમૃતવડે તાકીદે શાંત કર ! તેણીનાં આવાં વચન સાંભળી કૃષ્ણકુમાર મનમાં બહુજ નારાજ થયો અને બોલ્યો કે-'તારા સરખી પાપીણી માતાને ધિઃકાર છે કે જેનો હું પુત્ર થયો છું.' કનકમાળાએ કહ્યું-'હું તારી મા નથી, તને કાલસંવર કોઈ જગેથી લઈ આવ્યા હતા, મેં તો ફક્ત ઉછેરી મોટો કર્યો છે માટે મારી સાથે ભોગ ભોગવ અને વિશ્વ વિજયકારિણી ગૌરી અને પ્રજ્ઞપ્તિ એ નામની બે વિદ્યાઓ

મારી પાસે છે તે તું લઇ લે. તું દયાળુ થઈ મારા બોલને નકામો ગણી કહાડીશ નહીં, મનમાં અકૃત્ય ન કરવાનો ઠરાવ કરી કૃષ્ણકુમાર બોલ્યો—'પહેલાં મને એ વિદ્યાઓ શીખવાડી દે. પછી તારૂં વચન માન્ય કરીશ.' તેણીએ લાલચને લીધે બન્ને વિદ્યાઓ શીખવાડીને પછી મનકામના પૂર્ણ કરવાને વીનંતી કરી એટલે તે બોલ્યો કે—'તું મારી મા અને વિદ્યાદાત્રી છે જેથી હું તારી સાથે ખરાબ કામ કરીશ નહીં' એટલું બોલી તરત પ્રદ્યુમ્ન શહેર બહાર ચાલ્યો ગયો. કનકમાળાએ નખથી શરીરને ઉઝરડી બૂમ પાડી ચીસો નાખવા લાગી કે—'પ્રદ્યુમ્ન મારી આબરૂ લેવા ચાહતો હતો, અને તેણે મને આવા હાલવાળી બનાવી છે.' વગેરે બૂમ સાંભળી તેણીના દીકરા આવી પહોંચ્યા. અને ઉપર પ્રમાણે વાત જાણી પુત્રો ક્રોધ લાવી આયુધ ઉગામી પ્રદ્યુમ્નને ઠાર મારવા તેની પાછળ દોડયા. પ્રદ્યુમ્ને વિદ્યા બળવડે તેઓને મારી નાંખ્યા. પુત્રના મરવાને લીધે કાળસંવર ક્રોધ કરી લડવા આવ્યો તેને પળવારમાં પ્રદ્યુમ્ને જીતી લઇ તેને કનકમાળાની નઠારી વર્ત્તણુકથી વાકેફ કર્યો. એવામાં ત્યાં નારદ આવી ચડયા. પ્રદ્યુમ્ને તેમનું પૂજન કર્યું. નારદે તેની મા રૂકિમણી બાબતની શ્રીસીમંધરસ્વામી પ્રભુની કહેલી વાત કહી અને વિશેષમાં જણાવ્યું કે—' સત્યભામાનો પુત્ર ભાનુકુમાર જો પહેલાં પરણશે તો તારી માને પ્રતિજ્ઞામાં હારવાને લીધે માથું મુંડાવવું પડશે. મુંડાવાની હરકતથી અને તારી વિયોગ જન્ય પીડાથી રૂકિમણી તારા જીવતાં છતાં તે મરી જશે.' આવી રીતનું નારદનું બોલવું સાંભળી પ્રદ્યુમ્ન નારદને સંગાથે લઇ પ્રજ્ઞપ્તિ વિદ્યાવડે રચેલા વિમાનમાં બેસી તરત દ્વારીકામાં ગયા. વિમાન સ-

હિત નારદને બ્હારની વાડીમાં રાખી સામાન્ય વેષ પહેરીને પ્રદ્યુમ્ન નગરીની અંદર ગયો. ત્યાં ભાનુકુમારને માટે આવેલી જાન તેની નજરે પડી. એટલે તેમાંથી પરણવાવાળી કન્યાનેજ ઉડાવી તેને નારદની પાસે મૂકી આવ્યો. પછી પ્રદ્યુમ્ને વિદ્યાબળથી કૃષ્ણની વાડીને ફૂલફલ વગરની બનાવી દીધી. સઘળાં જળાશયમાંથી પાણી શોષી લીધું અને આખું નગર તૃણ વગરનું કરી મૂક્યું. થોડીવાર કેડે સોદાગરનો વેષ કરી એક ઘોડા ઉપર બેશી નગરની બહાર ખેલવા લાગ્યો. તેના સારા ઘોડાને દેખી ભાનુકુમારને તે ઘોડો ખરીદી લેવાનું દીલ થયું. એથી એ ઘોડાની ઉપર સ્વાર થઇ તપાસી લેવા માટે તે ઘોડો ખેલાવવા લાગ્યો. તરત પ્રદ્યુગ્નની માયાથી તે ઘોડો પડી ગયો અને એથી લોકોએ મશ્કરી કરી. એ જોઇ ભાનુકુમાર શરસાઇ નગરીમાં જતો રહ્યો. પછી પ્રદ્યુમ્ન બ્રાહ્મણનો વેષ લઇ વેદોચ્ચાર કરતો નગરમાં આવ્યો. ત્યાં સત્યભામાની કુબડી દાસીને વિદ્યાબળથી સીધી બનાવી અને માયાવી બ્રાહ્મણે તે કુબડી દાસી પાસે મરજી મુજબ ભોજન માંગ્યું. તેણીએ પોતાની સાથે આવવાનું કહ્યું એટલે તે દાસી સંગાથે સત્યભામાને મહેલે ગયો. સત્યભામાએ તને આસન ઉપર બેસાર્યો. અને કહ્યું કે—'હે બ્રહ્મદેવ! મને રૂકિમણીથી વધારે રૂપાળી બનાવ.' કપટી બ્રાહ્મણે કહ્યું—'જો એવીજ મરજી હોય તો તરત વિરૂપા બની જા. તેના કહેવાથી સત્યભામા મસ્તક મુડાવી જુનાં કપડાં પહેરી અને કાજળથી લીંપાઇ કરૂપા બની ગઇ. પછી કુળદેવી આગળ જઇ માયાવી બ્રાહ્મણના શીખવ્યા મુજબ બડબડ શબ્દ બોલવા લાગી. અને કપટી બ્રાહ્મણને જમવા

બેસાડયો. તેણે વિદ્યાબળવડે સઘળી રસોઇ ખટાવી દીધી. એટલે દાસીઓએ તેને ઉઠાડી મૂકયો. પછી પ્રદ્યુમ્ન બાળયોગીના વેષથી રૂકિમણીને મહેલે ગયો. તેણીના દર્શનથીજ અત્યંત પ્રેમ પેદા થયો. તેને બેસાડવા રૂકિમણી આસન લેવાને દિવાનખાનામાં ગઇ, એટલે પછવાડેથી તે કૃષ્ણના રમણિક સિંહાસન ઉપર બેસી ગયો. તેને ત્યાં બેઠેલ દેખી રૂકિમણીએ કહ્યું—' આ સિંહાસન ઉપર શ્રી વિષ્ણુ કે તેમના પુત્ર વગર બીજું કોઇ બેસે તો તેને દેવો ખમી શકતા નથી.' બાળયોગીએ કહ્યું—' તપબળના પ્રતાપથી મારા ઉપર દેવોની શક્તિ ચાલતી નથી. હું સોળ વર્ષ લગી તપશ્ચર્યા કરી આજેજ અહીં પારણું કરવા માટે આવ્યો છું, માટે મને ભિક્ષા આપો. અને ન આપો તેમ હોય તો તે કહો એટલે હું સત્યભામાને ત્યાં ચાલ્યો જાઉં.' તેનું આવું બોલવું સાંભળી રૂકિમણીએ કહ્યું કે—' મેં માથાનું દાન કરી કુળદેવીની આરાધના કરી હતી. ત્યારે તેણે આજે મને પુત્રનો મેલાપ થવાનું કહ્યું હતું, તેમજ આ આંબાના ઝાડને મોર આવે તો જાણવું કે પુત્ર આવ્યો એમ નિશાની બતાવી હતી છતાં હજુ પુત્રનો મેળાપ થયો નહીં, માટે હવે તમે પણ તેનો શોચ કરી મને કહો કે મારો પુત્ર મને કયારે મળશે ?' બાળ યોગીએ કહ્યું—' મને ક્ષીરભોજન જમાડો ' પછી રૂકિમણીએ ખીર કરવાને માટે સઘળી ચીજો ભેગી કરાવી અને જાતે ખીર બનાવવા બેઠી. કપટી મુનિએ વિદ્યાબળવડે જરાવારમાં તેણીની સઘળી ચીજો બાળી નાંખી તેથી રૂકિમણી દિલગીર થઇ ગઇ. એટલે તેણે કૃષ્ણને જમવાના લાડુ હતા તે માંગ્યા. રૂક્મિણીએ કહ્યું—'તે લાડુ તેમના વગર બીજું કોઇ જીરવી–હજમ કરી શકતુંજ નથી.

હું તમને આપું તો ઋષિહત્યા લાગે'. મુનિએ કહ્યું—'તપના બળથી મારે કંઈ ન પચે તેવું છેજ નહીં' આમ કહેવાથી શંકાશીળ ચિત્તથી એક એક લાડુ આપવા લાગી. તે બીજો ન આપે એટલી વારમાં તો આપેલો લાડુ ચટ કરી જવા લાગ્યો જોઇ અચરજ પામેલી રૂકિમણી હસીને કહેવા લાગી–'તમે ખચિત બળશાળી છો ! અહીં કુળદેવીના જાપ જપતી સત્યભામા અગાડી સેવકોએ આવીને જાહેર કર્યું કે—'આપણો બાગ ફળ ફૂલ વિનાનો થઇ ગયો છે. ગામમાં ઘાસની દુકાનોમાં ઘાસ જણાતું નથી, પાણીનાં નવાણુ પાણી વગરનાં બની ગયાં છે, ભાનુકુમાર ઘોડા ઉપરથી પડી ગયા છે, જાનમાંથી કન્યાનેજ કોઇ ઉપાડી ગયું છે, અને પેલો બુઢ્ઢો બ્રાહ્મણ લોપ થઇ ગયો છે.' આવા શોચદાયક સમાચાર સાંભળી કંટાળતી સત્યભામા ગુસ્સો લાવી હાથમાં દાબડા આપી દાસીઓને રૂકિમણીના માથાના વાળ ઉતરાવી તેમાં ભરીને લાવવા માટે રૂકિમણીને ત્યાં મોકલી. કપટી યોગીએ માયાથી સત્યભામાના વાળવડે દાબડી ભરી કહાડીને રૂક્મિણી વાળ ઉતારી આપતી નથી એમ કહીને દાસીઓને પાછી સત્યભામાની પાસે મોકલી એટલે સત્યભામાએ જામીન બનેલા કૃષ્ણની અગાડી જઇ રૂકિમણીના વાળ માંગ્યા. કૃષ્ણે કહ્યું—'તારાજ માથાના વાળ ઉતરી જવાથી બોડી થઇ છે, હવે બીજા કોના વાળની જરૂર છે?' સત્યભામાએ કહ્યું—'મશ્કરીની વાત જવા દો. મને વાળ લાવી આપો. પછી વાળા લઈ આવવાને માટે કૃષ્ણે ભાઇ બળભદ્રજીને મોકલ્યા. ત્યાં પ્રદ્યુમ્ને કૃષ્ણનું વિકુર્વેલું રૂપ દેખી તેને ત્યાં આવેલા જાણીને શરમાઇ પાછા વળ્યા. ત્યાંથી સભામાં આવી ત્યાં પણ કૃષ્ણને દેખી બળભદ્રે કહ્યું કે—'તમોએ

બે રૂપ ધારણ કરી તમારી વહુને અને મને શરમાવી દીધાં. કૃષ્ણે બળભદ્ર અને સત્યભામાને સોગંદ ખાઇ કહ્યું કે—'હું ત્યાં ગયોજ નથી; એમ કહ્યું તોપણ સત્યભામાએ કહ્યું ' એ તમારૂજ કપટ છે' એમ બોલતી પોતાને મહેલે ચાલી ગઇ.

અહીં નારદે આવી રૂકિમણીને કહ્યું—'આ પ્રદ્યુમ્ન નામનો તમારો કુંવર છે, આવું નારદનું કથન સાંભળતાંજ પ્રદ્યુમ્ને પોતાનું મૂળ સ્વરૂપ પ્રકટ કરી માતાને પગે પડયો. સ્તનમાંથી દૂધ ઝરતી રૂકિમણીએ પુત્રને આલિંગન આપ્યું. પ્રદ્યુમ્ને કહ્યું–'માજી હમણાં મારા પિતાની અગાડી મને ખુલ્લો પાડશો નહીં.'–એમ કહી કપટ વડે માયાવી રથ બનાવી તેમાં રૂકિમણીને બેસાડી તે ચાલી નીકળ્યો. લોકોને ખળભળાવી મૂકે તેવો તેણે શંખનાદ કર્યો અને બોલ્યો કે–'હું આ રૂકિમણીનું હરણ કરી જઉં છું, જો કૃષ્ણ બળવંત હોય તો તેનું રક્ષણ કરો' એમ બોલતો બોલતો તાકીદે શહેરની બહાર નીકળી ગયો. કૃષ્ણે તે શબ્દો સાંભળી કહ્યું–' આ કયો મૂર્ખ મરવાને ચાહે છે?' એટલું બોલી શાર્ઙ્ગ ધનુષ્ય ચડાવી લશ્કર સાથે તેની પુંઠ પકડી. વિદ્યાના બળથી પ્રદ્યુમ્ને કૃષ્ણની સેનામાં ભારે ભંગાણ પાડી કૃષ્ણને આયુધ રહિત બનાવી દીધા. કૃષ્ણ બહુ ઉદાસ થઈ ગયા. તેવામાં નારદે આવીને વાકેફ કર્યા કે–'તમારી સ્હામે લડનારો તમારો કુમાર પ્રદ્યુમ્નજ છે.' કૃષ્ણે પુત્ર જાણી તેને પ્રેમાલિંગન દીધું. પુત્રના મેલાપથી હર્ષવંત બનેલા કૃષ્ણ રૂકિમણી સહિત શહેરના લોકોનો ઉત્સવ નિહાળતા નગરીમાં પેઠા.

તે વેળાએ દુર્યોધને આવી કૃષ્ણને નમન કરી વીનવ્યું કે હે સ્વામી! હમણાં કોઇ મારી કુંવરી અને આપના કુંવરની

વહુને હરી ગએલ છે., તે સાંભળી પ્રદ્યુમ્ને કહ્યું–' હે પ્રભો ! પ્રજ્ઞપ્તિ વિદ્યાબળથી જાણીને તે કન્યાને હાલજ અહીં લાવીશ. એટલું બોલી તે સ્વયંવરા કન્યાને જરાવારમાં ત્યાં લાવ્યો. કૃષ્ણે તે કન્યા પ્રદ્યુમ્નને આપવા માંડી પણ તેણે કહ્યું કે–'એ મારા ન્હાના ભાઇની વહુ છે જેથી મારે પરણવા લાયક નથી. એથી તે કન્યા ભાનુકુમારને પરણાવી. પછી પ્રદ્યુમ્નની મરજી નહીં છતાં પણ કૃષ્ણે મહોત્સવ સહ વિદ્યાધરો અને રાજાઓની કન્યાઓ તેને પરણાવી.

એક વેળાએ સત્યભામાને રીસાએલી જુના ઢોલીઆ ઉપર બેઠેલી દેખી કૃષ્ણે દુભાવાનું કારણ પૂછ્યું. એટલે સત્યભામાએ કહ્યું કે–' મારે પ્રદ્યુમ્ન સરખો પુત્ર થાય તેવો ઉપાય કરો.' એ ઉપરથી કૃષ્ણે ચોથ તપ કરીને નૈગમેષી દેવને સાધી પ્રત્યક્ષ કર્યો. પુત્રની માગણી કરતાં તે એક હાર આપીને અંતર્ધ્યાન થઇ ગયો. એ વાતની જ્યારે પ્રદ્યુમ્નને જાણ થઇ ત્યારે વિદ્યાના મહીમાથી પોતાની માની સહીપણી અને પોતાની ઓરમાન મા જાંબુવતીને સત્યભામાના સરખી આકૃતિવાળી બનાવી કૃષ્ણના મહેલમાં મોકલી. તેને હાર આપીને કૃષ્ણે રતિ વિલાસ અનુભવ્યો. તેજ વખતે કોઇ દેવ દેવલોકમાંથી ચવીને સારાં સ્વપ્નયુક્ત તે જાંબુવતીના ( પેટે ) ગર્ભમાં આવ્યો. પછી જાંબુવતી રાજી થઇ પોતાને મહેલે ગઈ. ત્યાર પછી સત્યભામા રતિ સુખની ઇચ્છાએ કૃષ્ણની પાસે ગઇ. એટલે કૃષ્ણે કહ્યું—' આ સ્ત્રી કામવાસનાથી ધરાતીજ નથી.' એવું ચિંતવી ફરીને તેણીને રતિ સુખ આપ્યું. એ વેળાએ પ્રદ્યુમને કૃષ્ણની ભંભા વગાડી, જેથી કૃષ્ણે ક્ષોભ પામી સત્યભામાને કહ્યું–' તારે બ્હી-

કષ્ણ પુત્ર અવતરશે.' પ્રભાતે તે દેવદત્ત હાર જાંબુવતીના ગળામાં દેખી પ્રદ્યુમનની માયાનાં વખાણ કરતા આશ્ચર્ય પામી ગયા. સારા વખતે જાંબુવતીને શાંબ નામનો પુત્ર અવતર્યો. અને સત્યભામાને ભીરૂક નામનો પુત્ર અવતર્યો. પ્રદ્યુમ્ને કોઇ પ્રયોગ બળથી મામાની દીકરી ( રૂકિમરાજાની પુત્રી ) થી અને શાંબે હેમાંગદ રાજાની દીકરીથી પાણિગ્રહણ કર્યું.

એક વેળાએ સત્યભામાએ જાંબુવતીને કહ્યું કે–' આ તારો શાંબ મારા દીકરાને ડરાવે છે, ત્યારે તેણીએ કહ્યું–' મારો દીકરો ન્યાય નિપુણ છે.' કૃષ્ણે જાંબુવતીને કહ્યું–' આપણે તેની ખાત્રી કરીએ.' એમ કહી જાંબુવતી ભરવાડણ અને કૃષ્ણ ભરવાડનું રૂપ લઇ મહી વેચવા નીકળ્યાં. બન્નેને શહેરમાં ફરતાં જોઇ હમેશાં રખડનારા શાંબે દહીં લેવાના મિષથી ભરવાડણને એકાંતે લઇ જવા તેને પરાણે ખેંચી કે કૃષ્ણે તરત જાંબુવંતીને કહ્યું કે તારો પુત્રજ અન્યાયી છે. છતાં પોતાનાં છોરૂ હાથીઓને મારે તોપણ સિંહણ પોતાનાં છોરૂને ભોળાં અને શાંત માને તેની પેઠે તું તારા છોરૂને ન્યાયી માને તો તેમાં જરા નવાઇ નથી.

બીજે દહાડે શાંબ હાથમાં ખીલો લઇ આવ્યો, તેને કોઇએ પૂછયું કે–'આ ખીલો હાથમાં શા સારૂ રાખ્યો છે ?' તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે–'જે કાલની મારી વાત જાહેરમાં લાવે તેના મ્હોંમાં ઠોકવા માટે રાખ્યો છે.' આવી રીતે તેને મરજી મુજબ વર્ત્તનારો જોઇ કૃષ્ણે શહેરથી બહાર કઢાવી મુકયો. આથી પ્રદ્યુમ્ન પાસેથી તે પ્રજ્ઞપ્તિ વિદ્યા શીખી લઇ

ચાલતો થયો. પ્રદ્યુમ્ન ભીરૂકને રોજ સતાવતો હતો. તે જાણી સત્યભામાએ કહ્યું–'રે મૂર્ખ ! તારે પણ શાંબની પેઠે શહેર છોડી ચાલ્યું જવું છે કે કેમ ?' પ્રદ્યુમ્ને કહ્યું—'હું ક્યાં જઉં ?' ભામાએ કહ્યું—'સ્મશાનમાં જા.' પ્રદ્યુમ્ને કહ્યું—'ફરી પાછો ક્યારે આવું ?' સત્યભામાએ કહ્યું—'જ્યારે હું શાંબને હાથે પકડી અહિં પાછો લાવું ત્યારે. પ્રદ્યુમ્ને કહ્યું—'જેવો માજીનો હુકમ.' એમ કહી પ્રદ્યુમ્ન સ્મશાનમાં ગયો. એટલામાં દૈવયોગે શાંબ પણ ત્યાં આવી પહોંચ્યો. સત્યભામાએ ભીરૂકને પરણવા માટે નવાણું કન્યાઓ એકઠી કરી હતી અને સો પૂરી કરવા એક કન્યાની ખોળમાં હતી. એ બાતમી મળતાં પ્રદ્યુમ્ને માયા બળથી જિતશત્રુરાજાનું રૂપ લીધું, અને શાંબને કન્યા બનાવી. તે બન્નેએ શહેરની બહાર પડાવ નાંખ્યો. સત્યભામાને એ વિષેની ખબર મળતાં તે કન્યાની માગણી કરી. એટલે જિતશત્રુરાજાએ કહ્યું—'મારી કુંવરીને હાથેથી પકડી તમે શહેરમાં લઇ જાઓ, અને તેના વિવાહ વખતે તેનો હાથ ભીરૂકકુમારના હાથ ઉપર જો રખાવો તો હું મારી કન્યા પરણાવવા કબૂલ છું'. ગરજુ સત્યભામાએ તે વાત કબૂલ કરી. પ્રદ્યુમ્ને યોજેલી પ્રજ્ઞપ્તિ વિદ્યાના પ્રતાપથી સત્યભામા શાંબને કન્યા જાણી અતિ વિજય થયો માનવા લાગી. પછી શાંબને હાથથી પકડી સત્યભામા શહેરમાં લાવતી હતી એ જોઇ લોકો વિચારવા લાગ્યા કે–'પુત્રના વિવાહ વખતે શાંબને મનાવી પ્રેમ સહ બોલાવી જાય છે.' આ રીતે શાંબ સત્યભામાના મહેલમાં આવ્યો. વિવાહ વખતે શાંબનો ડાબો હાથ ભીરૂકના જમણા હાથ ઉપર રાખી પોતાના જમણા હાથથી નવાણું કન્યાઓના હાથ પકડી

એકી વખતે વિધિ સહિત અગ્નિની પ્રદક્ષિણા કરી, છેડા બાંધી શાંબ કન્યાઓ સહિત ઉતારે ગયો. ત્યાં ભીરૂક આવ્યો કે શાંબે ભીરૂકને બીવરાવ્યો જેથી ડરીને નાશી ગયો. સત્યભામાને જઇ શાંબ આવ્યાની વાત કહી એટલે ખાત્રી કરવા સત્યભામાએ આવીને જોયું તો શાંબને જોયો. શાંબ માને પગે લાગ્યો. માએ ગુસ્સે થઈ કહ્યું—તને અહીં કોણ લાવ્યું ?' શાંબે કહ્યું—'તમેજ લાવ્યા છો. અને આ નવાણું કન્યાઓ સાથે મને પરણાવ્યો છે એ બાબતનાં હજારો માણસ સાક્ષી છે તેઓને પૂછો જેથી ખાત્રી થશે.' સત્યભામાએ સઘળાંઓને પૂછ્યું તો શાંબનું કહેવુંજ ખરૂં ઠર્યું. એટલે તે બોલી કે જેના માબાપને ભાઇ માયાવી છે તેવા માયાવી શાંબે કન્યા રૂપથી મને ખચિત્ ઠગી છે; માટે મારો તે ખરેખર દુશ્મન છે.' એમ કહી ગુસ્સા સહિત નિસાસા નાખતી દુખતે દિલડે તૂટમૂટ ખાટલીમાં જઇને સૂતી.

આ પ્રમાણે પ્રદ્યુમ્ન વગેરે કૃષ્ણના કુમારો પાંડવોના પુત્રો સંગાથે હળી મળી ખેલ ખેલતા હતા અને યાદવોના સન્માનથી પાંડવો રાત દિન મરજી મુજબ મનોરથ પૂર્ણ કરતા ઘરની પેઠેજ ત્યાં સુખાનુભવ કરતા હતા. એક વખતે સમુદ્રવિજય વગેરે યાદવપતિ બળભદ્ર અને કૃષ્ણ વગેરે એકઠા મળી પાંડવોને કહેવા લાગ્યા—'તમો સાચી પ્રતિજ્ઞાવંત છો અને તમે દુશ્મનોની સઘળી ચેષ્ટા સહન કરી છે; કેમકે સત્પુરૂષો પ્રલયકાળમાં પણ પોતાના વચનથી ચલિત થતા નથી. પરંતુ હવે વખત હાથ લાગ્યો છે માટે તમારી કીર્તિને પાંગળી બનાવનારાં વધી પડેલાં દુશ્મનરૂપ કાંટાવાળાં ઝાડોને કાપી નાખવાંજ ઠીક છે.' ધર્મકુમારે એના ઉત્તરમાં જણાવ્યું કે—'દુઃખદાયી જરા જેટલી લક્ષ્મીના ફા-

યદ્દા વાસ્તે પોતાની પાંખો સરખા ભાઇઓને લડાઇના મેદાનમાં મારાથી શી રીતે મારી નંખાય ?' તે સાંભળી દ્રૌપદીએ ભીમની તરફ જોયું એટલે ભીમે કહ્યું–' આપ તો દુશ્મનોનો વધારો થતો વેઠી લેશો, પણ હવે હું તો તેમનાથી થતી અડચણ નહીંજ વેઠી શકીશ.' આવાં તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે યાદવોને કહ્યું–' જો કે દુશ્મનોને ઠાર કરવા એ વ્યાજબી છે, અને ભીમ વગેરે લડાઇ કરવા તલપાપડ થઇ રહ્યા છે, તોપણ નીતિ છે કે પહેલાં તેઓને સામ વચને સમજાવવા એ વધારે સારૂં છે.' આવો વિચાર જણાતાં સમુદ્રવિજય વગેરેના હુકમથી બહુ બોલકા વિજય નામના દૂતને રથમાં બેસારી કૌરવની પાસે જવા રવાના કર્યો, અને મજલ દર મજલે તે હસ્તિનાપુર જઇ પહોંચ્યો.

સભાની અંદર ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર વગેરે બેઠેલા હતા તે સ્થળે દૂતે દાખલ થઇને દુર્યોધનને કહ્યું કે–' દ્વારકાપતિ અને કંસરિપુ કૃષ્ણનો વિજય નામનો હું દૂત છું. અને તેમણે જે સંદેશો કહેવરાવ્યો છે તે કહેવા આવ્યો છું. માટે સાંભળો ! સાચી પ્રતિજ્ઞાવાળા પાંડુપુત્રો તમારા ભાઇ છે. તેઓ પોતાના કથન મુજબ વખત આવતાં હવે જાહેર થયા છે, જે પ્રકારે તેઓએ પોતાનો વખત વીતાવી સત્યપણે ચાલી યશ ઉજ્વળ કર્યો છે, તે પ્રકારે તેઓને તેઓનું રાજ્ય પાછું સુપરદ કરી સત્યપણે ચાલી યશ ઉજ્વળ કરો. હે રાજન ! એક પૃથ્વી ટુકડા વાસ્તે પહેલાંની પેઠે તમારે લડાઇ ન લેવી પડે તથા માંહોમાંહે દ્રોહ ન થાય તો વધારે સારૂં છે. ઇંદ્રપ્રસ્થ, તિલપ્રસ્થ, વારણાવત, કાશી અને હસ્તિનાપુર એ પાંચ શેહેર તેઓને

આપો. આવી રીતનું દૂતનું બોલવું સાંભળી ગુસ્સો લાવી હોઠ દબાવતો મુંછ પર હાથ નાખતો અને ખભા ઉપર નજર ફેરવતો દુર્યોધન બોલ્યો–'અરે દૂત ! એ જુગારી પાંડવોને હારી બેઠેલ રાજ્ય હવે પાછું શાનું મળશે ? વળી ભીમ વગેરે તો મારા શરૂઆતથીજ દુશ્મન છે, ભાઇ નથી. મારાથી રક્ષિત થએલી પૃથ્વિમાં તેઓ બધે હરેફરે છે એજ તેમને આપેલો ભોંય ભાગ છે. બીજો કોઇ પદાર્થ હું તેમને આપવા ચાહતોજ નથી. પાંડવો મારી સાથે શત્રુતા રાખે કિંવા મિત્રતા રાખે તોપણ મેં જુગારમાં જીતીને રાજ્ય મેળવ્યું છે તેમાંથી તલપૂર પણ તેમને આપવાનો નથી.' આવું સાંભળી દૂતે નીતિપૂર્ણ ફરીથી વચન કહ્યાં કે–'હે રાજન્ ! મારૂં કહ્યું માની ગોત્રની કમબખ્તી ન કરો. હિડંબ, કીચક, બક, ક્રૂર અને કિર્મીર વગેરે દાનવોને જેણે પળવારમાં રોળી નાંખ્યા છે તેવા વાયુકુમાર ભીમની અગાડી હે દુર્યોધન ! તું જિત મેળવીશ એતો આશાજ છોડી દે. વળી હે રાજા ! જો પહેલાં અર્જુને તમે તેની બુરાઈમાંજ તૈયાર હતા છતાં પણ પ્રયત્નથી તમારૂં રક્ષણ કર્યું હતું તેથી પણ તે તમને હમેશાં પૂજવા લાયક છે. ધર્મને જ જે સાર માને છે તે ધર્મ તો તમારી ઉપર પ્રેમ રાખે છે, તેઓ જાજ્વલ્યમાન થતા અગ્નિને જેમ પાણી શાંત કરે તેમ પોતાના ભાઇઓને હમેશાં શાંત રાખે છે, તેમ તેઓએ હમણાં દુશ્મનરૂપ હાથિઓનો દાટ વાળવા સિંહ સરખા કૃષ્ણનો આશરો લીધો છે, તેથી પવનના આસરાથી અગ્નિની પેઠે તમને સૂકા લાકડાની પેઠે તે તરત બાળી દેશે.' આવાં દૂતનાં વચન સાંભળી

ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણ, પાંડુ અને વિદુર આદિ રાજાઓએ પણ વિજયદૂતના સરખાંજ વચનો કહ્યાં; પરંતુ દુર્યોધને તેઓના બોલવાથી તપેલા તેલમાં પાણી પડયાની પેઠે ઉલટો વધારે ગુસ્સો લાવી દૂતનો તિરસ્કાર કરી કાઢીકાઢી મૂકયો. એટલે ગુસ્સે થએલો દૂત બસ હવે ધૃતરાષ્ટ્રના પુત્રો ખચિત્ નાશ થયાજ.' એમ બોલતો બોલતો ત્યાંથી નીકળ્યો. દૂતે તાકીદે દ્વારીકામાં પહોંચી તે હકીકત કૃષ્ણને જાહેર કરી. તે સાંભળી ધારેલી ધારણા પાર પાડવાનો સમય આવેલો જાણી રાજી થયલા ભીમસેન વગેરે ખૂબ મલકાઇ કૂદવા મંડયા. પછી સમુદ્રવિજય રાજાના હુકમથી લડાઇના મેદાનમાં જબરો તાંડવ નાચ કરનારા પાંડવોએ લશ્કરનો જથ્થો એકઠો કરવા માંડયો. યાદવો, મત્સ દેશ પતિ વિરાટરાજા, ધૃષ્ટદ્યુમ્ન, સત્યકી, દ્રુપદ અને સૌભદ્રય વગેરે રાજાઓ પાંડવોના લશ્કરમાં આવ્યા. અર્જુનકુમાર અભિમન્યુ, ભીમકુમાર ઘટોત્કચ અને ક્ષત્રીવટથી ઉજ્વળ થએલા અનેક ક્ષત્રીવીરો પણ આવી મળ્યા ઇંદ્રચૂડ, મણિચૂડ, ચંદ્રાપીડ, વિયદ્ગતિ અને ચિત્રાંગદ વગેરે વિદ્યાધરોના રાજાઓ અર્જુનના પ્રેમના લીધે લશ્કરમાં આવ્યા. એકઠા મળેલા રાજાઓની સભામાં એકબીજાપર મત્સરના કારણથી અર્જુન કર્ણની અને કર્ણ અર્જુનની માંહોમાંહે કતલ ચલાવવાની ચાહના કરવા લાગ્યા.

કર્ણે આંખના ઇસારાથી સમજાવેલા દુર્યોધને લડાઇની વિચારણાથી પોતાના પક્ષના રાજાઓને દૂત મોકલીને બોલાવ્યા. તેથી ભુરિશ્રવા, ભગદત્ત, શલ્ય, શકુનિ, અંગરાજ, ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણ, સોમદત્ત, વાહ્લીક, શુકિત, સૌબલ, કૃતવર્મા, વૃષ-

સેન, હલાયુધ, અને ઉલૂક વગેરે રાજાઓ કૌરવના લશ્કરમાં એકઠા મળ્યા. ગોત્રનું સત્યાનાશ વળી જશે એમ ધારી વિદુર વૈરાગ્યને લીધે દિક્ષા અંગીકાર કરી વનમાં જતા રહ્યા. કુંતીએ પોતાના પક્ષમાં લેવા કર્ણને સૂચવ્યું કે—'તું મારો દીકરો છે' કર્ણે કહ્યું 'મેં મારા પ્રાણ પહેલેથીજ દુર્યોધનને સોંપી દીધેલ છે. હવે તેને તરછોડી હું બીજાનો પક્ષ કરૂં તો, માતા! તમારી કૂખને લાંછન છે. વળી મને અડાકડીની વેળાએ આપે સમાચાર મોકલ્યા તેથી હવે શું દહાડો વળે?' કર્ણે કહેવરાવેલો આવો સંદેશો સાંભળી કુંતી ભાલાથી વિંધાઈ હોય તેવું દુઃખ પામી. પરંતુ તે પુત્રવત્સલ માતા પાંડવોથી પણ તેનો વિશેષ વિજય ચાહવા લાગી.

એ અરસામાં કેટલાક વ્યાપારીઓ યવનદ્વીપથી કરીયાણાં ખરીદી દ્વારિકામાં આવ્યા, ત્યાં તેમણે ઘણાં કરીયાણાં વેચ્યાં; પરંતુ વધારે લાભની આશાથી રત્નકાંબળો ત્યાં ન વેચતાં રાજગ્રહીએ તે વેચવા ગયા. ત્યાં જરાસંધ રાજાની પુત્રી જીવયશાએ તે રત્નકાંબળો ઓછા મૂલે માંગ્યો. તેથી લાભને બદલે ખોટ જતી જોઈ ગુસ્સો લાવી તે વ્યાપારી બોલ્યા—'અમારીજ ભૂલ થઈ કે વધારે લાભની આશાએ દ્વારિકામાં ન વેચી. અહીં લાભ તો ઉંઘી ગયો, પણ મુડી પણ તૂટે છે.' જીવયશાએ પૂછયું— 'વળી દ્વારિકા કયાં છે ને કેવી છે?' ત્યાં રાજ્ય કોણ કરે છે?' વ્યાપારીએ કહ્યું, પશ્ચિમ દરિયાના તીરે બેટમાં કુબેરે બનાવેલી ઈંદ્રપુરી સરખી દ્વારિકા છે. તેમાં યાદવો વસે છે, અને અગ્નિ જેવા પ્રદીપ્ત વસુદેવકુમાર કૃષ્ણ પ્રતાપી રાજ્ય કરે છે.' કૃષ્ણનું

નામ સાંભળતાંજ ચિંતારૂપી તાવથી અકળાયલી જીવયશા રોતી રોતી પિતા જરાસંધની આગળ ગઇ અને મરવાની પરવાનગી માગવા લાગી. જરાસંઘે તેની વાત સાંભળી કહ્યું—'રોઈશ નહીં', હું કૃષ્ણની સ્ત્રીઓને રોવરાવીશ. મારી અજાણને લીધેજ કૃષ્ણ આજ લગી જીવતો રહ્યા છે.' વગેરે બોલી સત્ય પ્રતિજ્ઞાવંત બની જરાસંઘે સિંહનાદ કરી રણભંભા વગડાવી સઘળા રાજાઓને બોલાવ્યા. તરત મહા પરાક્રમવંત સહદેવ વગેરે પુત્રો, ચેદી દેશપતિ શિશુપાળ, સ્વર્ણનાભ, રૂકિમરાજા અને બીજા બહુએ રાજાઓ તથા હજારો સામંતો આવી મળ્યા. મહા ક્રોધી જરાસંઘે દુશ્મનના પ્રાણ પ્રયાણરૂપ પ્રયાણ કર્યું. મંત્રીઓએ અને અપશુકનોએ બહુ બહુ રીતે વાર્યો, પણ પ્રતિવાસુદેવ જરાસંધ લશ્કરવડે ધરતીને ધ્રૂજાવતો પંથ પસાર કરવા લાગ્યો. કલહકૌતુકી નારદે અને જાસૂસોએ આવી રણને તૃણ સરખા ગણનારા કૃષ્ણને જરાસંઘ ચડી આવ્યા સંબંધી ખબર આપ્યા. તેજપુંજ કૃષ્ણે પણ અગ્નિ પેઠે પ્રદીપ્ત બની કૂચ થવા માટે ભંભાનો નાદ કરાવ્યો. જેથી અનેક રાજાઓ એકઠા થયા. દુર્ધર સમુદ્રવિજય અને તેમના પુત્રો, તેમનો ન્હાનો ભાઈ અક્ષોભ, ઉદ્ધવ, ધવ, ક્ષુભિત, મહોદધિ, અંભોનીધિ, જળનિધિ, વામદેવ અને દષ્ટવ્રત એ આઠ પુત્રો, સંબંધી, મિત્રોના પુત્રો વગેરે વગેરે મહાપરાક્રમીઓ એકઠા થયા.

ક્રોષ્ટુકિએ કહાડેલા સારા મુહૂર્તે દારૂક સારથીવાળા અને ગરૂડ ચિન્હયુક્ત રથની અંદર બેસી સઘળા યાદવ મંડળથી વિંટાયલા શુભ શુકનોએ સૂચવેલા વિજયથી રાજી થયેલા કૃષ્ણે

ઇશાન દિશાએ પ્રયાણ કર્યું. યાદવ અને પાંડવોના હીંડતા લશ્કરના ભારવડે ધરતી ધ્રુજવા લાગી. કૃષ્ણે પીસ્તાળીશ યોજન જઈ શનિપલ્ય ગામે છાવણી નાંખી. જરાસંધના લશ્કરથી કૃષ્ણનું લશ્કર ચાર યોજન છેટે હતું. તે વેળાએ કેટલાક વિદ્યાધરો ત્યાં આવી સમુદ્રવિજયને નમી કહેવા લાગ્યા–'હે રાજા ! તમારા ભાઈ વસુદેવના ગુણોથી વશ થઈ અમો અહીં આવેલા છીએ. જેમના કુળમાં જગત્ રક્ષક અરિષ્ટનેમિ ભગવાન્ અને અગણિત પરાક્રમશાળી બળભદ્ર, કૃષ્ણ પેદા થએલ છે અને પ્રદ્યુમ્ન, શાંબ વગેરે ક્રોડો પોતરાં છે, તેઓને બીજાઓની મદદની જરૂર નથી; તોપણ લડાઈનો વખત જાણી ભકિતને લીધે આવેલા છીએ, માટે અમોને તમારા સામંત વર્ગમાં ગણી હુકમ કરો. સમુદ્રવિજય રાજાએ કહ્યું–'બહુ સારૂં.' ત્યારે તેઓ ફરી બોલ્યા કે–માત્ર કૃષ્ણની આગળ જરાસંધ તરખલા બરોબર છે; પરંતુ વૈતાઢય ઉપરના વિદ્યાધરો જરાસંધના પક્ષના છે. તેઓ જ્યાં લગી નથી આવ્યા ત્યાં લગી અમને ત્યાં જવાની રજા આપો અને વસુદેવને સેનાપતિ ઠરાવી પ્રદ્યુમ્ન, શાંબ સહિત અમારી સાથે મોકલો જેથી તે બધાઓને ત્યાંજ જિતી લઇએ. સમુદ્રવિજયે કૃષ્ણની સલાહ લઇ તેમજ કર્યું. એ વખતે અરિષ્ટિનેમિ ભગવાને પોતાના જન્મસ્નાત્ર વેળાએ દેવોએ તેમના હાથે બાંધેલી અસ્રવારિણી ઔષધિ વસુદેવને હાથે બાંધી.

યાદવ અને પાંડવોને ઠાર કરવામાં તૈયાર થએલા જરાસંધને આવ્યો જાણી દુર્યોધન તેની પાસે આવ્યો ને નમન કરી બોલ્યો–'હે સ્વામી! એ ગોવાળ, ગોપાળ અને પાંડવો શી વિ-

શાતમાં છે? જ્યાં લગી હમો હૈયાત છીએ ત્યાં લગી તેઓની સાથે આપને પરાક્રમ દેખાડવું લાયક નથી. માટે હે રાજેંદ્ર! અમને હુકમ આપો કે જેથી અમો યુદ્ધ કરી પાંડવો યાદવો વિનાની ભૂમિ કરી નાંખીએ. 'દુર્યોધનનો અતિ આગ્રહ જાણી જરાસંધે તેને સેનાપતિ નીમ્યો. પછી મહા તોફાની લડવૈયાઓથી શોભતો દુર્યોધન રવાના થઈ તરત અગ્યાર અક્ષૌહિણી લશ્કર લઇ કુરૂક્ષેત્ર—પાણીપતના મેદાનમાં જઇ પહોંચ્યો, અને વીર શિરોમણિ ભીષ્મ પિતામહને નમન કરી હર્ષને આદર સહિત પોતાના સેનાપતિ નીમ્યા.

પાંડવો પણ સાત અક્ષૌહિણી લશ્કર લઇ કુરૂક્ષેત્રમાં જઈ પહોંચ્યા. સર્વાનુમતે પાંડવોએ દ્રુપદરાજાના પુત્ર મહા પરાક્રમી ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિ નીમ્યો. સામ દામ ભેદને બાજુપર રાખી દંડ દેવા લડાઈ માટે દિવસ મુકરર કરી ક્ષત્રીઓના દૈવતરૂપ શસ્ત્રોનું પૂજન કર્યું. માલતીનાં ફૂલોના હારોથી આયુધો પોતાના ધણીને યશ આપવા તૈયાર થયા હોય તેવાં શોભવા લાગ્યાં. રાતે શસ્ત્રોની અગાડી લડાઈનાં વાજાં વાગતાં હતાં. જ્યારે સૂર્ય ઉગ્યો ત્યારે વીરપુરૂષો લશ્કરને મોખરે અને આકાશમાં વિદ્યાધરો સિંહનાદ કરવા લાગ્યા. રણનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, લશ્કર ગોઠવાઇ ગયું અને હાથી સામે હાથી, ઘોડા સ્હામે ઘોડા, રથ સ્હામે રથ અને પેદલ સ્હામે પેદલ ધસારા કરી ઘોર યુદ્ધ કરવા લાગ્યા. જ્યારે મહા યુદ્ધ જામ્યું અને વીરરસથી બ્રહ્માંડ છવાયું ત્યારે મહા ક્રોધવંત અર્જુન કુમાર અભિમન્યુ રથમાં બેસી કૈરવ સેનાનો નાશ કરવા લશ્કરમાં ધસ્યો. અને ભયંકર બાણ વૃષ્ટિવડે વીરોનો ઘાણ વાળી મત્ત થયો. એ જોઇ વૃહદ્બલ અને

કૃપાચાર્ય રથમાં બેસી બાણો વરસાવી આકાશને છાઈ દેતા અભિમન્યુની સ્હામે ચડ્યા એટલે અભિમન્યુ વૃહદ્બલની સ્હામો થયો અને કૈકયરાજા કૃપાચાર્યની સ્હામે થયો. માંહોમાંહે યુદ્ધ કરતા જગત્‌ને ભય પેદા કરતા તે ચારે જણને વેગળે રહી લડવૈયાઓ જોવા લાગ્યા. તેમાંથી એક બીજાના રથો ભાગી ગયા. તોપણ ભોંયપર ઉભા રહી હાથમાં ખડગ પકડી લડતા કૈકય રાજા અને કૃપાચાર્ય જગત્‌નો પ્રલય કરવા શક્તિમાન્ દેખાવા લાગ્યા. બાણોની અત્યંત વૃષ્ટિ કરનારા અભિમન્યુની ધજા અને સારથીને વૃહદ્બળે કાપી નાંખ્યાં. તે વેળાએ ક્રુર ગર્જના કરતો અને પૈડાઓથી પૃથ્વીને ભેદતો ભીષ્મનો રથ તાકીદેથી પાંડવના લશ્કરમાં ધુસી ગયો. અને ભીષ્મે બાણોનો વરસાદ વરસાવી ભંગાણ પાડી દીધું. એ જોઇ અભિમન્યુએ બાણોથી આકાશ છાઈ દઈ દુર્મુખરાજાના સારથી અને ભીષ્મની ધજાને ઉડાવી દીધાં, એથી ભીષ્મને ભારે ગુસ્સો ચડયો એ જોઇ અર્જુનકુમારનું રક્ષણ કરવા પાંડવોના લશ્કરમાંથી દશ યોદ્ધાઓ હથિયાર ઉગામીને ત્યાં આવી પહોંચ્યા. અને રણનો રસીઓ ભીમસેન પણ રથમાં બેસી ત્યાં આવ્યો, કે ભીષ્મે બાણ મારી તેની ધજાને કાપી નાંખી. એથી ભીમને અહુજ ગુસ્સો ચડયો. એટલામાં શલ્ય રાજાના બે હાથી, સારથી અને ઘોડાઓ એકી વખતે જેણે મારી નાંખ્યા હતા તે ઉત્તરકુમારની ઉપર શલ્યરાજાએ સ્વર્ણ શકિત છોડી. તેની સ્હામે સઘળી જાતનાં હથિયારો નાંખી તેને અટકાવા માંડયા પણ નહીં રોકાતાં ઉત્તરકુમારના માથા પર પડી તેનો તરત જીવ લઇ લીધો. એ જોઈ અર્જુને અત્યંત ગુસ્સો લાવી અપાર બાણોને વરસાવી દુશ્મનના લશ્કરને ઢાંકી દીધું, અર્જુનના બાણોથી

કૌરવ સેના કંગાલ બની ગયેલી જાણી ભીષ્મપીતામહ ધનુષ્યનો ધ્વનિ કરતા દોડયા અને બાણો છોડી બેસુમાર વીરોના પ્રાણ પરલોકે પહોંચાડી દીધા. એ વખતે પાંડવોનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન ભીષ્મની ઉપર દોડયો, અને એ બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું.

આવી રીતે આઠ દિન સૂધી લડાઈ ચાલતાં આઠમા દિવસને અંતે પાંડવો વિચાર કરવા લાગ્યા કે દુર્જય ભીષ્મપિતામહ દુશ્મનોના લશ્કરના સેનાપતિ છે, તો તેમને કેવી રીતે મારવા ? એ વેળાએ કૃષ્ણે અર્જુનને કહ્યું કે–'ભીષ્મ સાચી પ્રતિજ્ઞા વાળા છે, તેઓ અસ્ત્ર વિનાના, નપુંસક, સ્ત્રી અને રણથી પીઠ બતાવી ભાગનાર એઓને પ્રહાર કરતા નથી, માટે દ્રુપદરાજાનો શિખંડી પુત્ર નપુંસક છે તેને તમારા રથમાં આગળ બેસાડી તમો ભીષ્મની સ્હામે થાઓ. નપુંસકને દેખી ભીષ્મ હાથમાંથી અસ્ત્ર છોડી દેશે, પછી નિઃશંક થઈ તમો તેની ઉપર પ્રહાર કરજો. પાંડવોએ એ વિચારને માન્ય રાખી નવમે દિવસે તેમજ કર્યું, એથી ભીષ્મે અસ્ત્ર હેઠાં મૂકી દીધાં એટલે અર્જુને છૂપી રીતે તીવ્ર બાણોનો મારો ચલાવી ભીષ્મને ખોખરાં શરીરવાળા બનાવી દીધા. ચર્મના મર્મને ભેદનારાં આ બાણ અર્જુનનાં છે, નપુંસકનાં નથી. એમ કહી ભીષ્મ રથમાં સુઇ ગયા. એ જોઇ કૌરવો અને પાંડવો તેમની આસપાસ વીંટાઈ વળ્યા. ભીષ્મને તરસથી પીડાતા જોઈ દિવ્ય અસ્ત્રને જાણનારા અર્જુને આકાશની અંદરથી સૂર્યનું આકર્ષણ કરે તેમ સર્વને વિસ્મય ઉપજાવતા પૃથિવીમાંની બાણ વડે પાણી એંચ્યું અને ભીષ્મપીતાહને તે પાણી વડે તૃપ્ત કર્યા. ભીષ્મે તે આશ્ચર્ય દુર્યોધનને દેખાડી છેવટના શબ્દો કહ્યા કે—'તારાથી વિશેષ પરાક્રમવંત પાંડવોની સાથે હજુ પણ સલાહ કર.' ભી-

ષ્મનું આ હિત વચન સાંભળ્યું અણુસાંભળ્યું કરી ભીષ્મ ઉપર રાતી આંખ કરી દુર્યોધન કતરાવા લાગ્યો—દેવ વાણીથી ભીષ્મે ચારિત્ર અંગિકાર કરી સર્વ સાવદ્ય તજી અનશન કરી અચ્યુત દેવલોક દેવપણે ઉત્પન્ન થયા.

પછી દુર્યોધને પોતાના લશ્કરમાં દ્રોણાચાર્યને સેનાપતિ નીમ્યા. સવારે તેમને લશ્કરને મોખરે રાખી તે પાણીપતના મેદાનમાં ખડો થયો. તેને જોઈ અર્જુને ધનુર્વિદ્યાના ગુરૂ જાણી ગુરૂ દક્ષિણા રૂપ પહેલાં પ્રણામ કર્યા. પછી તે બેઉના બાણના જથ્થાએ સૂર્યકિરણોને પણ ઢાંકી દિશાઓને ધુંસર કરી દીધી, તે વખતે સંસપ્તકોએ અર્જુનને લશ્કરની બહાર યુદ્ધ કરવાને બોલાવ્યો. તેથી હરિણોની સાથે સિંહની પેઠે અર્જુન તેઓની સંગાથે યુદ્ધ કરવા લાગ્યો. યુદ્ધના બારમે દહાડે ભયકર વીર ભગદત્ત હાથી ઉપર બેસી અર્જુન વગરના પાંડવોના લશ્કરને જોઇ હરકત કરવા લાગ્યો. પોતાના લશ્કરના ક્ષોભના શબ્દો સાંભળી અર્જુન સંસપ્તકોને પડતા મૂકી તાકીદે ભગદત્તની સ્હામે યુદ્ધ કરવા લાગ્યો. ગુસ્સે થયેલા અર્જુને લાંબો વખત એની સાથે યુદ્ધ કરી હાથી સહિત ભગદત્તને મારી નાંખ્યો. દેવોએ ફૂલોની વૃષ્ટિ કરી. ભગદત્ત મરાતાં કૌરવોની સેના રખેવાળ વિનાની બની ગઇ. પછી કેટલાક રાજાઓના કહેવાથી કૌરવોએ ચક્રવ્યૂહ રચ્યો.

અર્જુન લશ્કરની બ્હાર જઈ સંસપ્તકોને મારી નાંખવામાં રોકાયો, એટલે ભીમ વગેરે સહિત અભિમન્યુ ચક્રવ્યૂહની અંદર દાખલ થયો. દુર્યોધન, કૃપાચાર્ય, દ્રોણ, કર્ણ, અને કૃતવર્માનાં અસ્ત્રોને નહીં ગણકારતો અભિમન્યુ ચક્રવ્યૂહને મથી નાંખવા

મંડયો. દુર્યોધન વગેરે વીરોએ ભીમ વગેરેને યુધ્ધમાં રોકી રાખ્યા એથી અભિમન્યુ અને જયદ્રથ માંહોમાંહે યુધ્ધ કરવા લાગ્યા. લોહમય અને દિવ્ય અસ્ત્રોના જથ્થાથી ઘણા વખત સૂધી યુધ્ધ કરી સૂર્ય આથમતી વખતે અભિમન્યુને મારી નાંખ્યો. તે સાંભળી અર્જુન બહુ ગુસ્સો લાવી જયદ્રથને બીજા દિવસના સૂર્ય અસ્ત થતાં પહેલાં મારી નાંખવાની પ્રતિજ્ઞા કરી દુશ્મનોના લશ્કરમાં દાખલ થયો. પણ દ્રોણ વગેરેએ તેને વચમાંજ યુદ્ધમાં રોકી લીધો. પરંતુ જરા વારમાં તો બાણો વરસાવી દુશ્મનોના લડાઈના મેદાનને લોહીના કાદવથી ભરી દીધું. સત્યકી અને ભીમ અર્જુનની પાછળ ગયા. પણ ભીમને દુર્યોધને વચમાંજ રોકી લીધો અને ભુરિશ્રવાએ સત્યકીને રોકી લીધો. ક્ષય રોગ જેમ બીજા રોગોથી વીંટાયલ હોય તેમજ જયદ્રથને ચોમેરથી તેને બચાવવા અનેક વીર રાજાઓ વીંટાઈ રહેલા હતા. તોપણ ઈંદ્ર પુત્ર અર્જુને દિવસ અસ્ત થતાં અગાઉ જયદ્રથને દીઠો. જોકે અર્જુન ઉપર છ વીરોના અસ્ત્રોને પડતાં જગત્ માત્રને પ્રલયની શંકા થઇ પડી હતી. સત્યકીને મારવામાં તૈયાર રહેલા ભુરિશ્રવાના અર્જુને હાથજ કાપી નાંખ્યા. એટલે સત્યકીએ તેને ઠાર મારી નાંખ્યો. જયદ્રથને ઘોડા રથ ને સારથી તથા અસ્ત્ર વિનાનો કરી નાંખી પ્રતિજ્ઞા પ્રમાણે અર્જુને તેને મારી નાંખ્યો. આવી રીતે ચૌદ દહાડાના યુદ્ધમાં દુર્યોધનનું સાત અક્ષૌહિણી લશ્કર મરાઇ ગયું તેથી દુર્યોધનને બહુ દુઃખ થયું. પછી કૌરવોએ રાતે યુદ્ધ કરી ફતેહ મેળવવાની આશા બાંધી પાંડવો સુઇ ગયા તે વખતે ઓચિંતો તેઓ ઉપર હુમલો કરી જબરી કતલ ચલાવી. તે વખતે ભીમ સરખો ભયંકર ભીમકુમાર ઘટો-

ત્કચ દુસ્મનોને કતલ ચલાવતા દેખી માયાથી યુદ્ધ કરવા લાગ્યો. તેને જોઇ કર્ણે ગુસ્સો લાવી તેને બાણોની વૃષ્ટિથી ઢાંકી દીધો. ઘટોત્કચે તે બાણોને ગદાથી ભાગી નાંખી દૂર ફેંકી દીધાં, એ જોઈ કર્ણે ફરી દેવની દીધેલી અગ્નિના તણુખાઓથી ભરપૂર શક્તિ ઘટોત્કચના પ્રાણ લેવા માટે મુકી. તેથી ભીમપુત્ર મરણ પ્રાય બેભાન થઈ પડયો.

પ્રભાતે યુદ્ધમાં યમ જેવા દ્રોણગુરૂએ લશ્કરને ઉપદ્રવવંત કરેલ છતાં પણ વિરાટ અને દ્રુપદરાજા તેની સ્હામે થયા જેથી દ્રોણે તે બન્નેને મારી નાંખ્યા. એ બન્નેના મરણથી ધર્મરાજાનું લશ્કર ભારે ઉદાસ થઇ ગયું. દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન આવી યુદ્ધ કરવા લાગ્યો અને હાથીઓ પડે છે, ઘોડાઓ ત્રાસ પામે છે અને રથો ભાંગે છે એવા ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણાચાર્યના ચાલેલા લાંબા વખતના યુદ્ધને જોઇ આકાશમાં વિદ્યાધરો પણ ડરી ગયા.

એ વખતે માળવાના રાજાનો અશ્વત્થામા નામનો હાથી મરાયો, એવું સાંભળી સઘળા લશ્કરમાં અશ્વત્થામા મરી ગયો, અશ્વત્થામા મરી ગયો એવીજ જોશભર વાયકા ફેલાઈ વળી. એ શબ્દ સાંભળી દ્રોણાચાર્ય યુદ્ધ કરવામાં પાછા પડી ગયા; કેમકે પોતાના દીકરાનું નામ અશ્વત્થામા હતું જેથી પુત્ર મુઓ જાણી નિરાશ થઈ જતાં લડવાની હામ ભાગી પડી. આ વખતને ધ્યાનમાં લઈ કપટ કુશળ ધૃષ્ટદ્યુમ્ને બાણનો મારો ચલાવી દ્રોણાચાર્યને મરણ તોલ ઘાયલ કરી દીધા. એથી દ્રોણે જીવવાની આશા છોડી દઈને દેહનું સાર્થક કરવા અનશન લઈ પ્રાણ તજી દીધો, અને તે અંતના શુભ પરિણામ બળથી બ્રહ્મદેવલોકે દેવ થયા. પોતાના બાપ મુવાના ખબર મળતાં અશ્વત્થામાએ મહ-

તોફાની બની પાંડવોના લશ્કર ઉપર બાણુનો જબરો મારો ચલાવી લશ્કરનો બહુજ ઘાણ વાળી નાંખ્યો અને છેવટ સઘળા લશ્કરનો ઘાણ વાળવાના ઈરાદાથી નારાયણી અસ્ત્ર છોડયું, જેથી તેના તણખાના ખરવાને લીધે ચોમેર તેમજ આકાશ વિજળીની જેઠ ભરાઇ ગયું. કૃષ્ણના કથનથી વિનયથી નમણાશવંત બનેલા પાંડવોએ તે અસ્ત્રને સ્તુતિથી રાજી કરી પાછું વાળી દીધું. 'વિનયથી શું ફતેહ નથી થતી ?' આ પ્રમાણે અવિચ્છિન્ન બાર પહોર લગી લડાઇ ચાલુ રહેતાં પુષ્કળ વીરોનો નાશ થઇ ગયો.

પછી કૌરવોએ અંગદેશપતિ કર્ણને સેનાપતિનું પદ આપ્યું. આશા અતિ બળવંત હોય છે. પ્રભાતે કૌરવો કર્ણને અગાડી કરી આયુધ ઉગામી યુદ્ધ કરવા લડાઈના મેદાનમાં ઉતર્યા બન્ને લશ્કર સ્હામ સ્હામે શસ્ત્ર આસ્ત્રનો મારો ચલાવતાંભારે યુદ્ધ મચ્યું. કાનસૂધી ધનુષ્ય ખેંચી કર્ણ ગંભીર ધ્વનિ કરતો ને દુશ્મનોને રાડ પડાવતો લડાઈના મેદાનની વચ્ચે આવ્યો. સૂર્યપુત્ર કર્ણ સૂર્યના કિરણો સરખાં ચોમેર બાણોને ફેલાવતો અડગ થઈ ઉભો. એ જોઈ બરોબર ભુજબળશાળી અર્જુન પણ તેની સ્હામે આકરાં બાણોનો મારો ચલાવી અડગ થઈ ઉભો રહ્યો. પહેલાંની (દ્રૌપદીનાં ચીર ખેંચ્યા તે વખતની) દાઝથી ભરાયલા ભીમે દુઃશાસનને રોકી પાડયો અને તેને ભોંયપર પછાડી મારી તેના હાથ ઉખેડી નાંખ્યા. દુઃશાસનના લોહીથી લાલ થયલી જમીનને જોઈ તેનો રંગ હજુ બતાવતો હોય તેમ રાતો થઇ સૂર્ય પશ્ચિમ દિશાએ લોપ થઈ ગયો.

પ્રભાતે અર્જુનને મારવાની વિચારણા કરતો કર્ણ શલ્યરાજાને સારથી બનાવી શંખનાદના બ્હાનેથી ગાજતો લડાઈના મેદાનમાં

આવ્યો. દશે દિશાઓમાં તમામ પ્રાણીઓ ઉપર પવનથી મેઘના બુંદના સરખાં તેમનાં બાણો વરસવા લાગ્યાં. સઘળા મંત્રાસ્ત્રોને જાણનારા અર્જુને કર્ણે છોડેલા નાગાસ્ત્રને ગરૂડાસ્ત્રથી પાછું હઠાવ્યું. તેવીજ રીતે બીજા પણ અસ્ત્રોને તેના હરીફ અસ્ત્રોવડે નકામાં કરી દીધાં છેવટે સૂર્ય અસ્ત વખતે પન્નગેંદ્રની મદદથી અર્જુને કર્ણને મારી નાંખ્યો.

બીજે દિવસે શલ્યને સેનાપતિ નીમી કૌરવો ઢીલે લમણે લડાઇના મેદાનમાં ઉતર્યા, કેમકે મોટા મોટા યોદ્ધાઓની દિન પરદિન ખોટ પડતી ચાલી અને તેમાં પણ દ્રોણ, ભીષ્મ, કર્ણ વગેરે ઉપર તો બધી ધામધૂમ હતી; તેઓ તો મરણને શરણ થઈ ગયા જેથી જિતની ઓછી આશા રાખી મમતના માર્યા મેદાનમાં ઉતર્યા. શત્રુઓના મનમાં સાલ સરખો શલ્યરાજા દુશ્મનોની ઉપર બાણોનો જબરો મારો ચલાવવા લાગ્યો એથી યુધિષ્ઠિર રાજાજી ફક્ત અડગપણે રહ્યા. સહદેવે ક્રોધ કરી બાણના જથ્થાથી આકાશને પૂરી પોતાની સ્હામે આવેલા શકુનિને ગુસ્સો લાવી રોકી પાડયો. પછી ઉત્તરકુમારને શલ્યે મારેલો હોવાથી તેનું વેર વાળવા ધર્મરાજાએ ગુસ્સાવડે સકળ શકિતથી શલ્યને મારી નાંખ્યો. વીર પુરૂષોનો ગુસ્સો વૈરીને માર્યા પછી જ શમે છે. પછી સૂર્ય આથમ્યો તેથી પોતાના કામથી શરમાયલો બ્હીકણ દુર્યોધન ગુસ્સો લાવી નાશી ગયો, ને તળાવમાં જઈ સંતાઈ પેઠો. અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્ય દુર્યોધનનાં પગલાં જોતા જોતા તે તળાવની પાસે જઇ પહોંચ્યા. જેવા તે તળાવમાં રહેલા દુર્યોધનને બોલાવતા હતા તેવામાં તો તેની પાછળ પાંડવો એક અક્ષોહિણી લશ્કર સહિત દુશ્મનોને

બુઝાવતા—રંજાડતા ત્યાં આવી પહોંચ્યા અને દુર્યોધનને ઘેરી લઇ તેઓ બોલ્યા કે—'વિરેંદ્ર દુર્યોધન! આ તારૂં કરેલું પોબારાપણું તેં અગાડી મેળવેલી કીર્તિગુણવાળા ક્ષત્રીવટનું પોબારાપણું છે. મતલબમાં તું નાઠો નથી પણ તારૂં ક્ષત્રીવટ નાઠું છે. તેથી તે તને લાયક નથી. શું તું સમુદ્રને શોષી નાંખે તેવા અર્જુનના વિદ્યાસ્ત્ર અગાડી તળાવમાં સંતાયે બચી જઇશ? કદી નહીં! જો તું બધાઓની સંગાથે લડવા શકિતવંત ન હોય તો તારી મરજી મુજબ ગમે તે એક વીર યોધ્ધાની સાથે તારી ધ્યાનમાં આવે તે વડે યુધ્ધ કર.' આવું કથન સાંભળતાંજ દુર્યોધન બહાર નીકળી બોલ્યો—'હું પરાક્રમી ભીમ સાથે ગદાયુધ્ધ કરીશ.' પાંડવોએ એ વાત કબુલ રાખી. એટલે દુર્યોધન તળાવની બહાર આવી ભીમ સાથે ગદાયુધ્ધ કરવા લાગ્યો. તેઓ બન્નેનું ગદાયુધ્ધ લાંબો વખત ચાલ્યું અને બન્ને ભારે ગુસ્સામાં આવતાં તેમની થયેલી રાતી આંખ્યો તરફ દેવો પણ ધારીને જોઇ શકતા નહતા. અંતે થેકડો મારવામાં કુશળ દુર્યોધનના પગમાં ભીમે ગદા મારી તેને ભોંય ભેગો કરી દીધો, અને તેના મુકુટને પાટુ મારી ચુરી નાંખ્યો. એ જોઇ બળદેવજીને માઠું લાગ્યું, પણ ગુસ્સાને દબાવી સંબંધીનો સંબંધ વિચારી પાંડવોને ત્યાંજ છોડી રીસાઇને ચાલતા થયા. તરત પાંડવો ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીને લશ્કરનો જાપતો રાખવા માટે રાખી કૃષ્ણને સાથે લઈ બળરામને મનાવા તેમની પછવાડે ગયા. તે વેળાએ કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા એ ત્રણે વીરો દુર્યોધનની ખબર લેવા લડાઈના મેદાનમાં આવ્યા. દુર્યોધનના હાલ હવાલ થયા જોઈ પોતાની નિંદા

કરતા તેઓ બોલ્યા—'અમને રાજી થઇને રજા આપો તો હજુ પણ અમે પાંડવોને મારી નાંખીએ.' પાંડવોને મારવાનું સાંભળતાંજ દુર્યોધને ઉલ્લાસ વડે હાથને ઇસારેથી તેઓને પાંડવોનું કાટલું કરવાનું કહ્યું—એટલે તેઓ પાંડવ વગરના સૂના બાગવાળા લશ્કરમાં ઘુસી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી સાથે લાંબા વખત લગી યુધ્ધ કરી તે બેઉને મારી પાંડવોના બાળ પુત્રોને હરી લાવ્યા અને તેઓનાં માથાં કાપી લઇ દુર્યોધનની આગળ મૂકયાં, એ જોઈ દુર્યોધને કહ્યું—'ધિઃકાર છે તમને ! આ પાંડવોના પુત્રોનાં માથાં મારી અગાડી શા સારૂ લાવ્યા ? શું આમ કરવાથી કંઈ પાંડવોનો નાશ થયો ?' આમ કહી દુઃખી દિલડે તે માથાં તેઓને પાછાં આપ્યાં, આથી કૃપાચાર્યે વગેરે શરમાઈ શોચ કરતા કોઈ જગોએ ચાલ્યા ગયા.

પાંડવો બળભદ્રને ભકિત વચનોથી ખુશી કરી પોતાના લશ્કરમાં આવ્યા. ત્યાં પોતાના બાળપુત્રોને મારેલા જાણી દિલગીર થયા. પછી પાંડવોએ સરસ્વતીને કાંઠે કૌરવોનાં અને પોતાનાં ફરજંદોનાં પ્રેત કાર્ય કર્યાં.

એ દુર્યોધનને મરી ગએલો સાંભળી જરાસંધે ગુસ્સો લાવી સોમકરાજાને ત્યાં મોકલી દીધો. તેણે આવી પાંડવો સાથે રહેલા સમુદ્રવિજયને ગંભીર વાણીવડે જરાસંધનો કહેલો સંદેશો કહ્યો—'તમારા બળથી અને મદદથી મારા મિત્ર દુર્યોધનને મારી નાંખ્યો છે. તેથી કંસના મારવા કરતાં પણ મને વધારે માઠું લાગ્યું છે, માટે હવે બળભદ્ર, કૃષ્ણ અને પાંડવોને મને સુપરદ કરી દો, નહીંતો હું આવું છું. તમે તાકીદે લડાઇ માટે

આગેવાની લ્યો.' આવો જરાસંધનો સંદેશો સાંભળી બળભદ્ર અને કૃષ્ણે ધિકાર્યો એથી ગુસ્સો લાવી સોમક ચાલ્યો ગયો અને જરાસંધ પાસે જઇ તે સઘળી હકીકત કહી સંભળાવી. એ વેળાએ હંસક પ્રધાને જરાસંધને વીનવ્યું કે—'હે રાજેંદ્ર મુકુટમણિ ! ઉત્સાહ શકિત ને પ્રભુ શકિત કરતાં પણ મંત્ર શકિત વધારે બળવાન્ છે. મંત્રશક્તિ વગરજ કંસ અને કાળ વગેરે મરણને શરણ થયા છે. મંત્ર શકિતવાળાઓને ડગલે ડગલે સંપદા હાથ લાગે છે. માટે વિચારી જુઓ કે યાદવો હાલમાં બધી રીતે ચડતીવાળા છે. વળી તેઓનું પરાક્રમ આપે પહેલાં પણ દીઠેલું છે. તે કરતાં પણ હમણાં તો બળભદ્ર ને કૃષ્ણ સહુથી વિશેષ પરાક્રમવાળા નીવડયા છે, અને તેમના સરખાજ પ્રદ્યુમ્ન શાંબ વગેરે પરાક્રમી પુત્રો પણ વિદ્યમાન છે. વળી તેઓના કુળની અંદર ત્રણ લોકને એકલાજ તાબે કરે તેવા શ્રી અરિષ્ટનેમિકુમાર પ્રગટ થયેલા છે. ઇંદ્રે નમેલા તે અરિષ્ટનેમિની સાથે યુધ્ધ કરવા કોઇ શકિતમાન્ નથી. વળી તેવાજ પરાક્રમવંત પાંડવો પણ તેના લશ્કરમાં છે. તેઓની અંદર એક મહાનેમિ છે તે તો સહુ ગ્રહોમાં સૂર્યની પેઠે તેજસ્વી છે. આવી રીતે હાલના વખતમાં કામબળ અને દુશ્મનોની ભારે ઉન્નતિ જાણી હે નાથ ! આપને હમણાં તેમની સંગાથે લડાઇ કરવી વ્યાજબી નથી. હમણાં સાહસ કરવાથી ઉલટો આપણા તેજનોજ ક્ષય થનાર છે.' પ્રધાનનું આવું બોલવું સાંભળી જરાસંધે ગુસ્સો ચડાવી કહ્યું—'ખચિત્ તને યાદવોએ કોઇ લાલચથી ફોડયો જણાય છે. તારા વિચારની સાથે એ ગોવાળીઆના લશ્કરને લડાઇના મેદાનમાં ઠાર કરી હાલ મારી દીકરીની પ્રતિ-

જ્ઞા પુરી કરીશ.' આ મુજબ કહી જરાસંધે પોતાના મંત્રીઓની પાસે ચક્રવ્યૂહની રચના કરાવી. અને પ્રભાતે શનિપલ્લી ગામની પાસે લડાઈ કરવા માટે આવવા યાદવોને નોતરૂં દેવરાવ્યું. પછી જરાસંધે પોતાને હાથે સઘળાઓની સલાહથી હિરણ્યનાભને પોતાના લશ્કરનો સેનાપતિ નીમી તેને પટ્ટ બાંધ્યો. પ્રભાતે યાદવોએ પણ ગરૂડ વ્યૂહની રચના કરાવી શુભ શુકનથી ઉત્સાહ સાથે લડાઇના મેદાનમાં આવ્યા. સમુદ્રવિજયે પોતાના લશ્કરમાં બળવાન પુરૂષોમાં પહેલા નંબરના અનાદૃષ્ટી વીરશેખરને મોટા ઉત્સાહ સાથે સેનાપતિપદ બક્ષ્યું. એ સમયે માતલી સારથી ઇંદ્રની રજાવડે રથ લઈ ત્યાં આવ્યો, અને શ્રી નેમિપ્રભુને તેમાં બિરાજવા વિનવ્યું એટલે પ્રભુ બિરાજ્યા. એક બીજાના અસ્ત્રોના ઘસારાથી અગ્નિકણવડે દીપ્તમાન્ તે બેઉ વ્યૂહ પ્રલયકાળના અગ્નિનું ભાન કરાવતા અરસપરસ ભેટાભેટ થઈ ગયા. વાજીંત્રોના શબ્દો, ઘોડાના હણહણાટ, રથોના ચુંચાટ, અને સુભટોના સિંહનાદથી જગત્ બધું હતું ન હતું થવા જેવા દેખાવ દેવા લાગ્યાં. જરાસંધના હુંકારસહિત તિરસ્કારવડે અને ચક્રવ્યૂહના આગેવાન વીરોથી પહેલાં તો કૃષ્ણનું લશ્કર ખળભળી ગયું. એથી વ્યૂહની જમણી બાજુ મહાનેમિ, ડાબી બાજુ અર્જુન અને મોખરે અનાદૃષ્ટિ દોડી આવ્યા. મહાનેમિએ સિંહનાદ, અર્જુને દેવદત્ત અને અનાદૃષ્ટિએ બલાહક નામનો શંખ ભારે નાદથી વગાડ્યો. તેઓના શંખનાદથી, ધનુષ્યના ટંકારથી, રથના ચુંચાટથી અને બાણોના જબરા મારાથી શત્રુઓનું લશ્કર બહુજ કંગાલ દશાને ભેટી પડ્યું. એ ત્રણ વીરનરોએ ગુસ્સો લાવી ત્રણે જગોથી દુશ્મનના ચક્રવ્યૂહને તોડી પાડ્યો. એથી

તે રસ્તે થઇ સેંકડો વીરનરો તેની અંદર દાખલ થઇ ગયા. પછી મહાનેમિ સામે રૂકિમ, અર્જુન સ્હામે શિશુપાળ અને અનાદૃષ્ટિ સ્હામે હિરણ્યનાભ ગુસ્સાસહિત યુધ્ધ કરવાને અડી પડયા. તરેહ તરેહનાં આયુધો એક બીજા ઉપર વરસાવતા તે છ વીરોનું યુધ્ધ દેવોને પણ થોડો વખત ભયકારી જણાવા લાગ્યું. મહાનેમિના બાણોએ કોઈ પણ સ્વાર, હાથીસ્વાર પેદલ કે રથવાળાને વીંધ્યા વિના રહેવા દીધાં નહીં. મહાનેમિના બાણોથી ઘેરાઇ ગએલા રૂકિમરાજાની મદદે જરાસંધની રજાથી વેણુહારી વગેરે સાત રાજાઓ આવ્યા. તે આઠે વીરનરોના બાણોને મહાનેમિએ હાથ ચાલાકીથી કાપી નાંખ્યા. અંતે મહાનેમિને મારી નાંખવા રૂકિમ રાજાએ વરૂણ પાસેથી મેળવેલી શક્તિ છોડી, તેમાંથી એમની અગાડી અપાર ક્રૂર વ્યંતરો પ્રગટ થવા લાગ્યા તેથી નેમીભગવાનની રજા લઇ માતલિ સારથીએ મહાનેમિના બાણની અંદર ઇંદ્રના વજ્રનું સંક્રમણ કર્યું. વજ્રમય બાણના મારથી મહાનેમિએ તરત તે શક્તિને હેઠી પાડી દીધી અને રૂકિમરાજાના કપાલમાં એક બીજું બાણ માર્યું. જેથી ભોંયપર પડી ગયો તે તેને પોતાના રથમાં ઉપાડી લઇ વેણુહારી ત્યાંથી રસ્તો માપી ગયો. એટલે બીજા સાત રાજાઓ પણ પોબારા ગણી ગયા. સમુદ્રવિજયે દ્રુમને, સ્તિમિતે ભદ્રકંઠને અને ક્ષોભ્યે સુસુસેન રાજાને મારી નાંખ્યો. આ પ્રમાણે ગુસ્સાવાળા યાદવવીરોએ જરાસંધના બહુ બળીયા રાજાઓનો ઘાણ વાળી નાંખ્યો. તે વેળાએ સૂર્ય આથમી ગયો હોવાથી લડાઇ બંધ પડી જેથી લડવૈયાઓ પોતાની છાવણીમાં ચાલ્યા ગયા.

બીજે દહાડે પ્રભાતે મહારથી રાજાઓથી પરવરેલો હિર ણ્યનાભ યાદવોના લશ્કરની અંદર દાખલ થયો કે તરત જયસેન અને મહીજય ગુસ્સો લાવી શ્રાવણ ભાદરવાની વરસાદની ઝડીની પેઠે બાણોની ઝડી કરતા હિરણ્યનાભની સ્હામે દોડી આવ્યા. તેઓની લોહમય શસ્ત્રોથી અને દિવ્ય અસ્ત્રોથી મહા-ભારે લડાઈ જામી. ક્રોધવંત થયેલા હિરણ્યનાભે તે બન્નેને લાગ ફાવતાં મારી નાંખ્યા. જેથી મહાપરાક્રમી અનાદૃષ્ટિએ હિરણ્યનાભના રથને, ઘોડાઓને, સારથીને અને હિરણ્યનાભને મારી નાંખ્યા. પોતાના ભાઇને મારી નાંખ્યો જાણવાથી રથનેમિએ જ રાસંધના ઓગણત્રીશ છોકરાઓને મારી નાંખ્યા. પછી રથનેમિ જરાસંધના લશ્કરને મથી નાખી પોતાના લશ્કર તરફ પાછો ફર્યો.

ત્રીજે દહાડે પ્રભાતે જરાસંધે શિશુપાળને સેનાપતિ નિમ્યો. અને પોતે બળદેવ તથા કૃષ્ણને મારી નાંખવાની પ્રતિજ્ઞા કરી શિશુપાળને અગાડી રાખી જરાસંધની સેનાએ યાદવોને લડાઈના મેદાનમાં બોલાવ્યા. હંસકપ્રધાને કહેલી હકીકતને આધારે બળ ભદ્ર અને કૃષ્ણને પિછાણી જરાસંધે તેઓની સ્હામે પોતાનો રથ હાંકયો. રથને આવતો દેખી બળભદ્રના દશ પુત્રોએ તેના ઉપર બાણનો મારો ભારે જોસથી ચલાવ્યો. વીરપણાનો ગર્વ રાખનાર વીરવચન બોલનાર શિશુપાળ કૃષ્ણની સ્હામે પોતાનો રથ લઇ જઇ બાણો વરસાવવા લાગ્યો. કૃષ્ણે ક્રોધ કરી શિશુ-પાળના મુકુટ, કવચ, ધનુષ્ય, સારથી, રથ, ઘોડા અને તેનું માથું એક પછી એક કાપી નાખ્યાં. પછી જરાસંધના અઠ્ઠાવીશ પુત્રો બળભદ્રની સાથે કોપ કરી યુદ્ધ કરવા લાગ્યા. પણ બળભદ્રના અસ્ત્રોથી જરાવારમાંજ તે બધાએ મરી ગયા. જરાસંધે ગુસ્સો

લાવી બળભદ્રના પુત્રોને મારી બળભદ્રના માથામાં ગદાનો ઘા કર્યો, જેથી બળભદ્ર મૂર્છાવંત થઈ ગયા. બળભદ્રને મારવા ચાહનારા જરાસંધને જોઇ સઘળા વીરોનો મસ્તકમણિ અર્જુન વચમાં આવીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. કૃષ્ણે બળભદ્રને બેભાન થયા જાણી ગુસ્સાથી જરાસંધના અગણ્યોતેર પુત્રોને મારી નાંખ્યા. સૂર્ય આથમી જતાં પોતપોતાના માલિકની રજાથી લડાઇના મેદાનમાંથી લશ્કર પાછું ફરી ગયું. જરાસંધે દુશ્મનો લડાઈમાં જિતવા મુશ્કેલ છે એવું જાણી જરાનામની અસુર સુંદરીને રાતે યાદવોના લશ્કરમાં મોકલી. શ્રી નેમિનાથ, કૃષ્ણ અને બળભદ્ર વગર બહુજ જરાવસ્થાને પ્રગટ કરતી જરા અસુરી કાળરાત્રીની પેઠે આખા લશ્કરમાં ફેલાઈ ગઈ. મરજી મુજબ ફેલાતી તે જરાને લીધે આખું લશ્કર ચેતનભ્રષ્ટ થઇ ફકત જરા શ્વાસ લેતું હતું. પ્રભાતે જાગતાં વેંતજ પ્રતાપી કૃષ્ણે પોતાના લશ્કરની અવદશા થએલી જોઇ મનમાં જરા દિલગીર થઈ નેમિકુમારને પૂછયું—'હે ભાઈ ! મારા નાશની પેઠે આ બધું લશ્કર શૂન્યચિત્તતાને પામી ગયું છે, બળભદ્ર પણ ગદાના વાગવાથી કાયર અશકત થઈ ગયા છે, અને બીજાઓ પણ હતા છતાં ન હતા જેવા થઈ પડયા છે. આમ થવાને લીધે હું આંખ વગરના શરીરની પેઠે નિસ્તેજ બની ગયો છું. હવે તો ફકત તમારી મદદથીજ દુશ્મનોનો નાશ થાય તેમ છે. દુશ્મનો બધા બળસહિત છે અને કપટવલ્લભ છે તેથી આપણા લશ્કરનો ઘાણ વાળવા આવેલા છે; માટે હવે તો તમે લડાઈના મેદાનમાં ચાલો. આવાં કૃષ્ણનાં વચન સાંભળી અવધિજ્ઞાનવડે જોઈ નેમિ ભગવાને કહ્યું 'હે લક્ષ્મીપતિ ! સાંભળો. શંકાશીલ બનેલા તમારા દુશ્મને

તમારા લશ્કર ઉપર જરા મોકલી છે તેથી આ દશા થઈ છે. તમો એકલાજ આ લડાઇના મેદાનમાં શત્રુદળને મારી નાંખશો એ સાચું છે, પણ આ તમારૂં લશ્કર તો આ જરાથી ખચિત્ મરી જશે, માટે હું કહું તેમ ઉપાય કરો. પાતાળમાં ધરણેંદ્રના મંદિરની અંદર હવે પછી થનારા તીર્થંકર શ્રી પાર્શ્વ નાથજીની મહા મહીમાવાળી પ્રતિમા છે. માટે અઠ્ઠમ કરી આરાધન વડે તે પ્રતિમાને યાચો એટલે ધરણેંદ્ર પ્રસન્ન થઇ એ પ્રતિમા આપશે. તે પ્રતિમાના ચરણના સ્નાત્રજળના છાંટવાથી તમારૂં લશ્કર જરાવારમાં મોહ વગરનું બની સ્વસ્થ થશે.' કૃષ્ણે કહ્યું–'પણ હું એ ધ્યાનમાં રહું તેટલો વખત લશ્કરનું રક્ષણ કોણ કરશે?' નેમિપ્રભુએ કહ્યું–'તેટલો વખત દુશ્મનોના સંકટથી હું બચાવીશ' તે સાંભળી રાજી થઈ કૃષ્ણ ધરણેંદ્રના આરાધનમાં તૈયાર થયા અને પોતાનું પાવન મન તેમાં લીન કરી દીધું.

યાદવોનું લશ્કર નધણીઆતું જોઇ જરાસંધ ચતુરંગી સેના સાથે ચડી આવ્યો ને જબરી બાણવૃષ્ટિ કરવા લાગ્યો. એ જોઈ નેમિકુમારની રજાથી માતલિ સારથી વંટોળીઆની પેઠે પ્રભુ સહિત પોતાના રથને યાદવના લશ્કરની ચોમેર ફેરવવા લાગ્યો. તે રથના ફરવાથી કુલ જગત્ ચેષ્ટા વગરનું બની જાય તો પછી એક જરાસંધનું લશ્કર શી વિશાતમાં હતું? પછી પ્રભુએ ત્રણ જગત્માં શબ્દ વ્યાપનારા મહા શંખનો નાદ પૂર્યો અને ભયકારી શબ્દ કરતું ઇંદ્રધનુષ્ય ખેંચી ટંકારવ કર્યો તેથી સર્વને તે નાદ ખમવો મુશ્કેલ થઇ પડયો. પછી સઘળી દિશાઓ ભણી અપાર બાણો ચાલાકીથી છોડવા શરૂ કર્યાં, જેથી દુશ્મનો જ્યાં જુવે ત્યાં પ્રભુનેજ જોવા લાગ્યા. તેમના રથના

ફરવા સાથે છુટેલી બાણુપંક્તિ ભેદવાને અશક્ત બનેલા તમામ રાજાઓ લડાઇના સાક્ષીરૂપ થઈ દૂર ઉભા રહ્યા. પ્રભુએ તે રાજાઓનાં કવચ, ધનુષ્ય, મુકટ, ધજા અને બાણુ કાપી નાંખ્યા. ફક્ત દયાળુ ભગવાને તેમને જીવતા બચાવી જતા કર્યા.

કૃષ્ણુ ધ્યાનમાં લીન થયા હતા તેમની અગાડી ત્રીજે દહાડે પદ્માવતી દેવી પ્રગટ થયાં. દેવીઓના મંડળ સાથે સન્મુખ ઉભેલાં દેવીને જોઇ, પગે લાગી સ્તુતિ કરી કૃષ્ણે કહ્યું—'હે પાવન દેવી! આજે હું ધન્ય કૃતાર્થ અને પાવન થયો છું. આજે મારાં સઘળાં મનોરથ સફળ થયા કે જેથી આપનાં દર્શન થયાં છે. હે દેવી આપના વૈભવને હું એક જીભવાળો કેટલું વર્ણુવી શકું? જેને કહેવા ઇંદ્રાદિ પણુ અસમર્થ છે.' આવાં ભક્તિ ભરિત વચનોથી પ્રસન્ન થયેલાં દેવી બોલ્યાં–'હે કૃષ્ણુ! જે કામ વાસ્તે મારૂં સ્મરણુ કર્યું હોય તે કહો.' વિષ્ણુએ કહ્યુ–'હે પરમેશ્વરી! આપ સંતુષ્ઠ થયા છો તો મને પાર્શ્વનાથજીનું અદ્‌ભુત બિંબ આપો. જેથી જરાને લીધે સપડાઈ પડેલું આ લશ્કર તેમના નવ્હણુજળથી સજ્જ થઇ દુશ્મનોને જિતે અને હમેશાં આપનું પુજન કરે.' દેવીએ કહ્યું–'હે કૃષ્ણુ! આ તમારા ભાઇ નેમિનાથજીના ચરણામૃતથી પણુ એ કામ થાય તેમ હતું. તેમ તે જો આજ્ઞા કરત તો હું જે ધારૂં તે કરી શકત. કૃષ્ણે કહ્યું–'મેં આપનું આરાધન તેમના કહેવાથીજ કર્યું છે, માટે કૃપાળુ માજી! હવે તે પ્રતિમા આપો એટલે એમના વચનાનુસાર ફત્તેહ મેળવું.' વગેરે કૃષ્ણુનાં બહુ આગ્રહભર્યાં વચનો સાંભળી તે પ્રતિમા દેવીએ મંગાવી કૃષ્ણુને આપી એટલે તેના ન્હવણુ જળથી કૃષ્ણે ક્ષણુવારમાં પોતાના લશ્કરને જરા રહિત કર્યું.

પછી પ્રલયકાળના સાગરની પેઠે દુર્ધર સમુદ્રવિજયને નમન કરી કૃષ્ણ રણના રસમાં રસિક થયા. કૃષ્ણે હર્ષથી પંચ જન્ય શંખનો મહા જોરથી નાદ કર્યો કે જેથી શત્રુઓ હૈયા ભંગ થઈ ગયા. પછી નેમિનાથજીએ એક લાખ રાજાઓને જિ-ની લીધા. કિંતુ પ્રતિવાસુદેવનું મોત વાસુદેવના હાથથીજ થ-વાનું હોવાના નિયમને લીધે ફકત જરાસંધને જતો કર્યો. બધું લશ્કર જ્યારે લડાઇને માટે તૈયાર થયું ત્યારે પ્રભુ લશ્કરના રક્ષણ માટેના બંદોબસ્તમાં પૂર્ણ ધ્યાન દઈ ઉભા રહ્યા. બળભદ્રે પણ વ્યથા રહિત થતાં હળમૂશળ લઇ ઘણા દુશ્મનોનો ઘાણ કહાડી નાંખ્યો. પછી ગુસ્સાથી અંધ બનેલા જરાસંધે બાણોનો વરસાદ વરસાવી દુશ્મનોને દુઃખ દેતાં કૃષ્ણના ભણી પોતાનો રથ ચલાવ્યો. કૃષ્ણ પણ રથમાં બેસી તેમની સ્હામે દોડયા. અને બંનેની ઝપાઝપી થતાં આખું વિશ્વ કંપી ઉઠયું. પરસ્પર અસ્ત્રશસ્ત્રોના પ્રહારથી જુલમ ગુજારવા લાગેલા તેઓએ દેવોને પણ ભયભીત બનાવી દીધા. જ્યારે જરાસંધના અસ્રો નિર્બળ થઈ પડયાં ત્યારે ચક્ર ચલાવવાનો નિશ્ચય કર્યો. ચક્રનું સ્મરણ કરતાં અગ્નિકણોથી જાજવલ્યમાન ચક્ર જરાસંધના હાથમાં આ-વ્યું. એટલે જરાસંધે કૃષ્ણને કહ્યું-'રે ગોવાળીઆ ! અહંકાર તજી દે, અને મારો હુકમ કબુલ કર. જો જીવતો રહિશ તો ગાયો પણ ચરાવી ખાઇશ. નહીં તો આ ચક્ર હમણાં તારા મા-થાને ધડથી જુદું કરી મુકશે.' આવાં વચન સાંભળી કૃષ્ણે કહ્યુ-મુર્ખ જરાસંધ ! તું ખરૂં બોલે છે, તને મારીને ગો એટલે ગાય નહીં પણ પૃથ્વીનું પાલન કરવાનું મારૂં કામ હું કરીશ. માટે હવે ચક્ર છોડી દે. શા વાસ્તે વાર લગાડે છે?"

જરાસંધે તરત ગુસ્સો લાવી ભયંકર ચક્ર છોડી દીધું. તે ચક્ર કૃષ્ણને પ્રદક્ષિણા દઇ કૃષ્ણના હાથમાં આવી ઠર્યું, એટલે પોતે વાસુદેવ છે એમ જાણી કૃષ્ણે તે ચક્રને પાછું શત્રુ ઉપર છોડયું. જેથી તે ચક્રે જરાસંધનું માથું ધડથી જુદું કરી દીધું. એટલે મરણ પામી પાપ પૂર્ણ કરેલા આત્માવાળો જરાસંધ ચોથી નરકે ગયો. દેવોએ આકાશવાણી કરી કે–' આ વાસુદેવ છે.' વગેરે કહી પુષ્પવૃષ્ટિ કરી. પછી સહદેવ વગેરે જરાસંધના પુત્રોએ કૃષ્ણ વાસુદેવને આવી પ્રણામ કર્યા. કૃષ્ણે સન્માન સાથે તેમને તેમનું રાજ્ય આપી ન્યાયથી પ્રજાપાલન કરવા ભલામણ કરી. પછી યાદવોથી પ્રેરેલા અને અપાર ભકિતવંત કૃષ્ણે ત્યાં પદ્માવતીજીએ આપેલી પાર્શ્વનાથ સ્વામીની મુતિ અને તેની સ્હામે પોતાની મુતિ સ્થાપી તે સંખેશ્વર નગર તે મંદિરને હવાલેજ કરી દીધું. યાદવપતિઓએ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજીની પ્રતિમાને વારે વારે પૂજા પ્રીતિવડે બહુ ભકિત કરી પાવન સ્તોત્રોથી મહા પ્રભાવશાળી સૌભાગ્યવંત તે પ્રભુની સ્તુતિ કરી. તે પછી નેમિનાથજીની રજા માગી માતલિ સારથી પોતાને સ્થાનકે ગયો. અને પ્રભુની વીરતાનું કીર્તન કરવા વડે ઇંદ્રને પ્રીતિનુ પાત્ર થયો.

કૃષ્ણે હર્ષ સાથે ઇંદ્રપ્રસ્થ પાંડવોને, અયોધ્યા રૂકમનાભને, શૌરીપુર મહાનેમિને અને બીજાઓને જેવું યોગ્ય જણાયું તેવું નગર ગામ સોંપી રાજી કર્યા. પછી સઘળા યાદવો સહિત માર્ગમાં ચાલતાં રાજાઓના વિજય દંડથી હર્ષવંત થતા કૃષ્ણ લશ્કર લઈ બળભદ્ર સાથે ત્રણ ખંડ સાધવા માટે ચક્રની પછવાડે ચાલ્યા. ૭ મહીનાઓમાં ત્રણ ખંડ જિતી દિગ્‌વિજય કરી સોળહજાર

રાજાઓથી ભકિત સહિત સેવાતા અને ભુજદંડ પ્રચંડવડે દુશ્મનોનો દર્પ દળતા કૃષ્ણ એક છત્ર રાજ્ય મેળવીને પોતાની દ્વારીકામાં આવ્યા પછી પોતાની સ્થિતિ વિચારીને તેમણે પૃથ્વીતળ ઉપરથી ત્રિખંડ નિવાસી દેવોએ દેખાડેલી કોટિશિલા જમીનથી ચાર આંગળ ઉંચી કરી.

**नम्रानेकनरेंद्रमौलिमणिरुग् रोचिष्णु पादांबुजो ।**

**नारी नेत्र सुपात्र पेय सुभग प्रत्यंगचारुत्त्वभृत् ॥**

**विद्याभृत्सुरसेवितो गुणगणा धारो रमावल्लभ ।**

**स्फुर्ज्जत्कीर्ति नदीनगः सभरतस्यार्द्ध सुखेनात्वशात् ॥**

જેમનાં નમતા અનેક રાજાઓના મુકુટના મણિયોની પ્રભાથી ચરણકમળ પ્રકાશિત છે, જેમના દરેક અંગની સૌંદર્યતા સ્રીયોને પોતાની આંખ્યો રૂપી પાત્રોથી પીવા લાયક છે, જેમની વિદ્યાધર અને દેવોએ સેવા કરેલી છે એવા ગુણ સમુહના આધારરૂપ સ્ફુરાયમાન્ કીર્તિરૂપ નદીના પર્વતરૂપ અને લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણ વાસુદેવ આ અર્ધભરત ઉપર સુખપૂર્વક રાજ્ય કરવા લાગ્યા.

ઇતિશ્રી જૈનાચાર્ય ધનેશ્વર સૂરિજી વિરચિત્ શ્રી મહાતીર્થ શત્રુંજય મહત્મ્યની અંદર શ્રી ગિરનાર મહાત્મ્ય સંબંધી બારમો સર્ગ સંપૂર્ણ થયો.



# સર્ગ ૧૩ મો.

## ગિરનાર મહાત્મ્ય.

सुरा सुरा अप्यतुलप्रमाणं । नमंति बद्धांजलयो अमुच्चैः ॥
ध्यायं तियं योगविदो हृदंत स्तंनेमिनाथं प्रणत स्तवीमि ॥ १ ॥

જે અતુલ બળવાળા શ્રીનેમિનાથ પ્રભુને દેવો અને દાનવો હાથ જોડીને પગે લાગે છે અને જેનું યોગ જાણનાર યોગીઓ હૃદયની અંદર ધ્યાન ધરે છે તે નેમિનાથજીની હું નમસ્કાર પૂર્વક સ્તુતિ કરૂં છું.

શ્રી નેમિનાથ પ્રભુ પોતાના સરખી ઉમરના બની આવેલા દેવોની સંગાથે નિર્માનપણે રહેતા હતા, તોપણ રોકાણ રહિત પણે ફકત કૃષ્ણને આનંદ આપવાને વાસ્તે રમ્મત ગમ્મત કરતા હતા. જે જે પ્રમાણે નેમિનાથજીની મરજી થતી હતી તે તે પ્રમાણે દેવોનો જથ્થો ચેષ્ટા કરતો હતો અને પ્રભુ પણ તેનો બદલો દેવોને ચાહતા હોય તેમ દેવોની ચાહના મુજબ વર્ત્તતા હતા. જે જે જગોએ સૂર્યની પેઠે પ્રભુ હરતા ફરતા હોય, તે તે જગો બહુજ મનોહર થતી હતી; અને દેવોના આગ્રહથી જે જે જગોને તજી દેતા હતા તે તે જગો તેમના વિયોગવડે શોભા વગરની બની જતી હતી. એક વેળાએ રમ્મત ગમ્મતથી દેવવૃંદને વિનોદ દેતા પ્રભુ લાખો ચોકીદારોના શસ્ત્રોથી રક્ષણ કરાતી કૃષ્ણની આયુધ શસ્ત્રઅસ્ત્ર રહેવાની શાળા-જગોએ જઇ

ચડયા. દેવો ત્યાં પડેલા ઘણાજ ઉજળા શંખને, કિરણ સમૂહ વ્યાપ્ત ચક્રને, કાંતિવંત ગદાને અને શાર્ઙ્ગ ધનુષ્ય વગેરે શસ્ત્રોને જોઈ ચકિત બની તરેહ તરેહના તર્ક કરવા લાગ્યા.

દેવો આ પ્રમાણે વિચારે છે તેવામાં ત્યાં જગત્નો ઉદ્ધાર કરવામાં કુશળ પ્રભુએ કૌતુકથી કૃષ્ણના પંચજન્ય શંખને હાથમાં લેવાની મરજી કરી. એટલે તે મકાનના અધિકારી—અમલદાર સેવકોએ ભક્તિ સહિત પ્રણામ કરી વીનવ્યું કે—'હે સ્વામી! યદિ આપ પોતાના પરાક્રમથી દુશ્મનોનો નાશ કરનાર અને કૃષ્ણ વાસુદેવના પરાક્રમ સમુદ્ર ભાઇ છો; તદપિ આ શંખને ગ્રહણ કરવાને મહેનત કરશો નહીં, કેમકે એને ગ્રહણ કરવા આપ શક્તિમાન્ નહિ થઇ શકશો.' આવું સેવકોનું બોલવું સાંભળી દેવોના ટોળાંને પણ ચમત્કાર પેદા કરનાર પ્રભુએ હસતાં હસતાં શંખને ઉંચકી લઇ મ્હોંએ લગાડી મીઠી રમ્મતથી પુંક્યો. તે પંચજન્ય શંખની અંદરથી નિકળેલો નાદ આખી દ્વારિકામાં ફેલાઇ દરિયાનાં પૂરની સ્હામે પાર પહોંચી ભૂમિને ધ્રુજાવવા લાગ્યો. સમુદ્રનું પાણી જોસબંધ ઉછળી મર્યાદારહિત થવા લાગ્યું, હાથીઓ, ઘોડાઓ, વગેરે પશુઓ ધ્રુજતા બૂમો પાડવા લાગ્યા, રથો ચાલતા અટકી પડયા, માણસોના કાન બહેર મારી ગયા ને બેહોશ થઇ ભોંયપર લોટવા લાગ્યાં, તથા બળભદ્ર, કૃષ્ણ, દશાર્હ વગેરે તે દુઃખથી દુભાઇ સ્તબ્ધ થઈ ગયા, જરાવારમાં અંતઃકરણમાં ચકિત થઇ આંખ ખોલી અને માથું ધુણાવી કૃષ્ણે તે નાદથી ધુમ થયેલા સભાસદોની રૂબરૂ બળભદ્ર પ્રત્યે કહ્યું—' અગાડી જિતેલા દુશ્મનોના જથ્થાથી આ કોઇ નવોજ દુશ્મન પેદા થયો છે? અથવા જિનેશ્વરે નહિ જણાવેલ કોઇ નવો ચક્રવર્તી

કે ઇંદ્ર ભૂમિમાં વધી પડી પેદા થએલ છે? આ ત્રણ લોકની અંદર એવો કોઈ બીજો પુરૂષ નથી કે બળ વડે મને અને તમને ક્ષોભ પમાડી શકે, છતાં પણ સઘળાઓને અપાર ક્ષોભ પમાડનાર આ શંખ કોણે વગાડયો હશે! હે મહાન્ વીરો! તૈયાર થાઓ, હાથીઓ અને ઘોડાઓને તૈયાર કરો, અસ્ત્રના જથ્થાને ચકચકાટબંધ કરી તૈયાર કરો, અને અતુલ બળશાળી વીરો અહીં આવો. આવી રીતે કહી હોઠને ફરકાવતા, હાથઠોકી ધરતીને ધ્રુજાવતા, અને લડાઈની યાદીથી ભયંકર અંગને ધારણ કરતા કૃષ્ણ તરત સિંહાસન ઉપરથી ઉઠી ઉભા થયા, એટલે બીજાઓ પણ હાથમાં શસ્ત્રો ઝાલી કુદકારા મારતા ઉઠી ઉભા થયા. લડાઇનાં વાજાં વાગવા માંડયા, અને ચતુરંગી સેનાની તૈયારી થતાં તેઓના શબ્દધ્વનિથી ત્રિજગત્ ચલિત થવા સરખો દેખાવ થઈ ગયો. આ પ્રમાણે ભારી લશ્કરની સાથે કૃષ્ણ જેવા પ્રયાણ કરવાની વિચારણા કરતા હતા, એટલામાં તો આયુધશાળાના અધિકારીએ આવી નમણાશયુકત વિનવ્યું કે—'હે દેવ! શાર્ઙ્ગ ધનુષ્ય, ગદા, ખડ્ગ, ચક્ર, આદિને ન ઉપાડતાં ફક્ત પહેલ વ્હેલીજ અમોએ નીતિવાકયોથી મના કરી તે છતાં આપના બન્ધુ અરિષ્ટનેમિએ રમ્મત માત્રથી આપનો શંખ ઉપાડી વગાડયો, તેથી હે નાથ! આ તૈયારી કરેલી બંધ રાખી શાંત થાઓ-' આવું પોતાના ભાઈનું પરાક્રમ સાંભળી કૃષ્ણ અંતરમાં ચકિત થઇ ગયા અને સ્તબ્ધ બની લડાઈના વિચારોને શમાવી દીધા.

ભગવંત અરિષ્ટનેમિએ પણ પોતાનું જરાક પરાક્રમ બતાવી શંખને હેઠો મૂકી દીધો. જેથી જગત્ પાછું પોતાની અસલ

સ્થિતિમાં આવ્યું. પછી ત્યાંથી બરોબર ઉમ્મરવાળા મિત્રોની સાથે ખેલતા અને ખળભળી ઉઠેલા શહેરની ગમ્મત તથા લડાઇને માટે તૈયાર થયેલા લશ્કરી મામલાને જોતા જોતા નેમિનાથ રાજસભામાં આવ્યા.

નેમિનાથને આવેલા જોઇ કૃષ્ણ તરત શરમાઈ ગયા અને બીજાઓ પણ ચુપ થઈ રહ્યા. તે વેળાએ કૃષ્ણ જરા વારમાં પોતાનો અંતરનો ભાવ છુપાવી ભ્રમસહિત નેમિકુમારને પ્રીતિ પ્રગટ કરી બોલાવી પૂછવા લાગ્યા–' હે ભાઈ! તમને યાદ કર્યા તેવાજ અહીં આવ્યા. હે ભાઈ! આયુધશાળામાં રહેલા પંચજન્ય શંખને તમોએ કંઈ પણ કારણ વગર કેમ બજાવ્યો ? કે જેના નાદને લીધે જગત્ ખળભળી ગયું છે. આપણા ઘરમાં બાળકોને રમવાને લાયક બહુએ રમતો છે તે તમને સુંવાળા શરીરવાળાને આનંદ આપનાર ન થઇ કે જેથી આ કઠોર અંગવાળા પુરૂષને લાયક શંખ વગાડવાની રમત કરી. કૃષ્ણના બોલવામાં રહેલા અંદરના ભાવને જણાવનારી બોલી સાંભળી બહુજ ગંભીર નેમિનાથપ્રભુએ આનંદયુક્ત ઉત્તર આપ્યો. પ્રભુનું તેવું બળ અને તેવી ધીરજ જોઈ અચંબો પામી કૃષ્ણ બળભદ્રના મ્હોં સામું જોઇ ગંભીર, પવિત્ર, મીઠાં અને કઠોર વચન બોલ્યા–' ભાઈ! તમારા આ ઉપરના બળ અને ગંભીર ગુણથી હર્ષવંત બનેલો હું આ આખા જગત્‌ને મારા ચાલતા હુકમ–રાજ્યના નિવાસને લાયક થયો છું એમ હું જાણું છું. હીરાના અંકુર સરખી કાંતિથી વિશેષ શોભતા તમોથી અલંકૃત થએલું કુલ યાદવકુળ બીજા બધા કુળને કાચ સરખાં ગણે છે, આ બળભદ્ર મારા બળથી જેમ સઘળા રાજાઓને તરખલા બરોબર જાણે છે, તેમ હું તમારા

બળથી બધા જગત્પતિને તરખલા સરખા માનું છું. હે ભાઈ! તમારા આવા બળથી મને બહુ આનંદ થયો છે. તોપણ રાજી થઈ તમારી ભુજાનું બળ મને બતાવો.' આવી પોતાના ભાવને મળતી કૃષ્ણની વાણી સાંભળી ક્ષોભ વિનાના પ્રભુએ જમીન સ્હામું જોઈ, વ્યાજબી કામ જાણી કૃષ્ણને આનંદ આપવા માટે ભુજ બળ બતાવવાનું કબુલ કર્યું.

પછી બન્ને ભાઈઓ ઉઠી લોકોનાં ટોળાં શહિત આયુધ શાળા ભણી ચાલ્યા. તે વેળાએ નેમિપ્રભુએ વિચાર કર્યો કે—'આ મારા ભાઇ કૃષ્ણ હૃદયની હલકાઇથી મારા વિષે પણ વ્હેમ લાવે છે. હું કૃષ્ણને મન વચન કાયાની શુદ્ધતાથી કહું છું કે મારે જગત્ના અધિપતિપણાની પણ ગરજ નથી, આ સંસાર સાગરમાં પડવું નથી. ભુજા, છાતી, કરતલ અને પગથી જો હું તેને મારીશ તો તેનું શું થશે ? કેળનું ઝાડ પંખીઓના પગને ખમી શકે છે, પણ ઐરાવત હાથીના ઘસારાને ખમી શકતું નથી, તથાપી જે રીતે મારાથી એને કંઇ અનર્થ ન થાય ને ઉન્મત્ત હોવાથી મારૂં બળ જાણી લે, અને તેના માનની પણ સિદ્ધિ થાય તેવી રીતે વિચારીને મારે આ કામ કરવાનું છે.' આવી રીતે મનમાં વિચારી ઉચ્ચ બુદ્ધિવાળા પ્રભુ ગંભીર વાણીથી બોલ્યા—'હે ભાઈ! મલ્લયુદ્ધ વીર પુરૂષોને લાયક નથી. તેમ દિવ્ય શસ્ત્રોથી પણ યુદ્ધ કરવું ઠીક નથી; માટે આપણે પરસ્પર ભુજાને નમાડીનેજ જય પરાજયની કળના કરીએ કે જેથી રમતમાંજ આપણને માનની સિદ્ધિ થશે અને શરમ પેદા કરનાર દેહપીડા પણ નહીં થાય.' આ વાત કબુલ કરી પર્વત સરખા બળવાળા કૃષ્ણ ઉંચો હાથ કરી ઉભા રહ્યા. એટલે

નેમિપ્રભુએ તે કૃષ્ણના હાથને કમળની નાળ પેઠે વાળી નાખ્યો. પછી પ્રભુએ જરા હસીને પોતાની ભુજા ઉંચી કરી. કૃષ્ણે પોતાનું તમામ બળ વાપરી તે હાથ નમાવા મથન કર્યું પણ તે જરાપણ નમ્યો નહીં. 'ઘણા બળવાળા પવનવડે ઝાડો ક્ષોભ પામે છે, પણ મેરૂ પર્વત ક્ષોભ પામતો નથી.' તે પછી કૃષ્ણે તે ભુજાને લપટી પડી મહા મહેનત કરી છતાં પણ તે ભુજા નમી નહીં. પણ તે ભુજાએ સુઘરીના લટકતા માળાની પેઠે લટકતાજ રહ્યા. એટલે હસીને મ્હોંનું વિલ્હાપણું છુપાવી દઈ ભુજાને છોડી દઈ પ્રેમથી આલિંગન આપી કૃષ્ણે કહ્યું—' હે વત્સ! તુચ્છ બળવાળી તમારી મદદથી સઘળે વિજય મેળવનારો હું આ જગત્‌ને તરખલા બરોબર માનું છું, અને પહાડોમાં મેરૂની પેઠે આપણા કુળને ઉચું માનું છું.' આ પ્રકારે પ્રસન્ન ગંભીર વાણી બોલી નેમિનાથને પોતાને સ્થળ જવાની ઇચ્છા જાહેર કરી. પ્રભુ ત્યાંથી ગયા પછી શંકાશીલ મનવાળા કૃષ્ણે પ્રસન્નતા અને આશ્ચર્ય સાથ બળભદ્રને કહ્યું—' આ ભાઇ નેમિનાથ બળના એક દરિયા સમાન છે, તે તો દરિયાના છેડા લગી પૃથિવીને કેમ નહિ સાધતા હશે?' શરદૃઋતુનાં વાદળાની પેઠે આત્મબળને નકામું કેમ કરતા હશે? કૃષ્ણના શંકાવાળા વિચારને જાણી બળભદ્રે શાંત દિલથી કહ્યું—" આ તમામ પોતાની મેળેજ સર્વ સંગને તજી દેનાર અને કામદેવને મથન કરનાર હોવાથી સંસારની અભિરૂચિવાળા નથી. જે મુમુક્ષુ રાગ વગેરે રોગોનો નાશ કરવાને માટે ચારિત્ર લેવા લાયક વખતની વાટ જુએ છે, તે સંસારનો વધારો કરનાર આ રાજયને મદને માટે કેમ ચાહે? જેણે જ્ઞાન વૈરાગ્યના યોગને જાણેલ છે, તેવા પુ-

રૂપનેજ સંસારની અભિરૂચિ સુખનો હેતુ થાય છે. ” મારવાડમાં આંબાના ઝાડને નહીં પ્રાપ્ત કરનાર માણસજ કેરડાના ઝાડની ઇચ્છા કરે છે.’ આવી રીતે બળભદ્રે કહ્યું; તોપણ કૃષ્ણ હમેશાં નેમિનાથથી વ્હેમાયા કરતા હતા. ‘ પાતાળના મૂળમાં અગ્નિ છુપાયો રહેલો છે તોપણ તે શંકા રાખવા લાયકજ છે.’

એક વખત પ્રભુનો વિલાસ કે જે દુનિયાને હર્ષ દેનારો હતો તે જોઈ ઇંદ્ર તાકીદે ત્યાં આવ્યો અને પ્રભુને નમન કરી તેમના પરાક્રમથી ઉદાસ થયલા કૃષ્ણને કહેવા લાગ્યો કે–ત્રેશઠ શલાકા પુરૂષોમાં ૨૪ તીર્થંકરો પરાક્રમની અંદર સહુ કરતાં ઉત્તમ અને તમામ જગત્‌નો વિન્યાસ કરવામાં શકિતવંત હોય છે; તોપણ તેઓ સંસારથી વિમુખ રહે છે. અમારા સરખા ઇંદ્રો પણ જેમની અગાડી દાસ સરખા દેખાય છે, તેવા આ જગત્‌પતિ પ્રભુ તુચ્છ ક્ષણભંગુર રાજ્યની શા માટે ચાહના કરે ?આદિપ્રભુએ કહેલું મેં સાંભળ્યું છે કે બાવીશમાં તીર્થંકર યાદવ ગોત્રમાં રત્ન સરખા થશે, તેઓ જન્મથી વિકાર રહીત રહી શાંત મનથી કુમારપણામાંજ મોક્ષ મેળવશે. હે કૃષ્ણ ! તમોએ અગાડી કોઈ કામોમાં આ નેમિપ્રભુનું લોકોત્તર પરાક્રમ જોએલું છે, છતાં હાલ હૃદયમાં વિકલ્પજાળ કેમ ફેલાવો છો ? પ્રભુ નેમિનાથ આ સ્થિતિમાંજ કેટલોક વખત વ્યતીત કરી પછી લોકોના ઉદ્ધાર અર્થે દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવશે. ’ આવાં ઇંદ્રનાં વચન સાંભળી સંશય દૂર થવાથી કૃષ્ણે પોતાના ગુન્હાની માફી માગી નેમિનાથને આલિંગન દીધું. પછી ઇંદ્રને વિદાય કરી નેમિનાથને સાથે લઈ કૃષ્ણ પોતાના અંતઃપુરમાં ગયા. ત્યાં દ્વારપાળોને હુકમ કર્યો કે—આ મારા ભાઈ ને-

મિનાથને અંતઃપુરમાં જતાં કોઇ દિવસ રોકશો નહીં. તે સત્યભામા વગેરે પોતાની ભાભીઓ સંગાથે ભલે રમ્મત ગમ્મત કરે.' આ પ્રમાણે કહી નેમિનાથને વિદાય કર્યા. પછી કૃષ્ણ વનમાં જઇને પોતાની ગોપિઓ સાથે ક્રીડા કરવા લાગ્યા અને નેમિપ્રભુ પણ વિકાર રહિત બની તેમની સાથે ખેલવા લાગ્યા.

એક વેળાએ ઉન્હાળાની મોસમમાં આકરો તાપ પડતો હતો તે વેળાએ જળક્રીડાની ચાહનાએ કૃષ્ણ નેમિનાથને સંગાથે લઇ અનેક સ્ત્રીઓ સહિત ગિરનાર ઉપર ગયા. ત્યાં એક સરોવરમાં કૃષ્ણની પ્રેરણાથી કૃષ્ણની સ્ત્રીઓ પેઠી અને વિવિધ પ્રકારે જળક્રીડા કરવા મચી પડી. કૃષ્ણને આનંદ આપવા લાગી. જ્યારે બહુજ આનંદમાં આવી ગઇઓ ત્યારે દિયર નેમિનાથનું હાસ્ય તથા તેમની સંગાથે રમ્મત ગમ્મત કરવાનું મન થયું, એથી દિયર સાથે કટાક્ષ ફેંકતી અને વિવિધ ચેષ્ટા વડે જળ ઉછાળતી ખેલવા લાગી. નેમિનાથ પણ વિકાર રહિત બની ફક્ત તે સ્ત્રીઓ જે પ્રમાણે કરે તે પ્રમાણે તેની સામું ન કરતાં અને વારેવારે હાથથી જળ ઉપર પ્રહાર કરતાં તેઓની સંગાથે ખેલવા લાગ્યા. એ પ્રમાણે વિકાર વગર ખેલતા નેમિનાથને નિહાળી કૃષ્ણ બહુજ ખુશી થયા. એવી રીતે બહુ વખત લગી જળક્રીડા કરી કૃષ્ણ સ્ત્રીઓથી પરવાર્યા અને સરોવરને કાંઠે આવીને બેઠા. નેમિનાથ પણ પાણીમાંથી બહાર નીકળી તેમની પાસે બેઠા. તે વેળાએ રૂક્મણીએ હસીને કહ્યું—દિયરજી ! સ્ત્રી વિના વાંઢા રહી અપરિગ્રહીની પેઠે જન્મ નકામો કેમ ખુવો છો ? તમારા ભાઇએ સોળ હજાર સ્ત્રીઓનો વિલાસ અનુભવ્યો છે અને તેનાજ તમે ભાઇ છતાં એક સ્ત્રી પણ પરણતા નથી તો તેથી તમને શરમ નથી આવતી ?

એટલામાં જાંબવતી બોલી—'મને તો આ દિયર નપુંસક હોય એમ લાગે છે કિંવા ઘરખર્ચ ચલાવવામાં અશક્ત હોય એથી સ્ત્રી પરણતા નહીં હશે. આજ લગી થઇ ગએલા તીર્થંકરો પરણી રાજ્ય ભોગવી પછી દીક્ષા લઇ નિવૃતિ પામ્યા છે, પણ આ તો કોઇ નવી જાતનાજ તીર્થંકર થયા દેખાય છે.' એટલામાં આગ્રહ વડે સત્યભામા પણ બોલી—આમ હોવાથી પ્રભુ વિચારવા લાગ્યા કે–'આ બધાં સંસારમાં પડેલાં છે ને બીજાને પણ પાડવા ચાહે છે; પણ હાલ મારે આ બધાનો આગ્રહ ફકત બોલવામાં અંગીકાર કરી બતાવવો, પછી કોઈ બ્હાનેથી હું મારા આત્માનો વિચાર પૂરો પાડીશ.' (જે પોતાના કામનો સમય ઓળખે છે તેજ ચતુર મનાય છે.) આવો વિચાર કરી પ્રભુએ કહ્યું– તમે જે ચાહો છો તે હું કરીશ.' આ પ્રકારનાં નેમિકુમારનાં વચન સાંભળી રાજી થયેલા કૃષ્ણ નેમિનાથને હાથી ઉપર બેસારી સ્ત્રીઓ સહ દ્વારિકામાં ગયા. પછી નેમિનાથે પરણવાનું કબુલ કર્યું એ વાત રાજા સમુદ્રવિજય અને શિવાદેવીને કૃષ્ણે જણાવી. સત્યભામાએ મહા સ્વરૂપવંત પોતાની બહેન રાજીમતી નેમિનાથના લાયક છે એમ જણાવ્યું. એટલે કૃષ્ણ ઉઠી ઉગ્રસેન કે જે રાજીમતીના પિતા થાય તેમની પાસે ગયા. ઉગ્રસેન કૃષ્ણને આવેલા જોઇ ઉભો થયો, આદર સહિત આસનપર બેસારી તેમના આવવાનું કારણ પૂછ્યું. એથી કૃષ્ણે કહ્યું–' તમારી પુત્રી રાજીમતીની મારાથી વધારે ગુણવંત મારા ભાઇ નેમિનાથ સાથે સગાઇ જોડાય એમ ઇચ્છું છું.' ઉગ્રસેને ખુશી થઇ કહ્યું–આ ઘર અને આ દોલત સઘળું આપનુંજ છે તો તેમાં મારૂં મત લેવાની કશી જરૂર ન હતી. તમો જે કરત તે સારૂંજ કરત.' વગેરે વાતચીત

થયા પછી કૃષ્ણ ત્યાંથી ઉઠી સમુદ્રવિજય પાસે ગયા અને બનેલી બીના જાહેર કરી, એટલે લગ્નનો દિવસ નક્કી કરવા વિશ્વાસુ ક્રોષ્ટુકિ જોશીને બોલાવી લગ્ન દિવસ માટે કૃષ્ણે પૂછયું, એ જાણી જોશીએ કહ્યું–' શ્રાવણ શુદિ ૬ નો દિવસ વહુવરની ઉન્નતિ કરનારો દિવસ છે.' એ લગ્ન દિનને વધાવી લઈ જોશીને ભક્તિ સત્કાર કરી વિદાય કર્યો. લગ્ન દિવસની વાત ઉગ્રસેનને પણ જણાવી દીધી. અને બન્ને વેવાઇઓને ત્યાં લગ્ન સંબંધી ધામધુમની તૈયારી થવા લાગી. ધવલ મંગળ ગવાવા લાગ્યાં. અને હર્ષનો નાદ છાઈ અન્યને પણ હર્ષમય બનાવવા લાગ્યો.

જ્યારે લગ્ન દિવસ નજીક આવ્યો ત્યારે આખું શહેર શણગારવામાં આવ્યું. ધજા તોરણો વગેરેના સુંદર દેખાવથી રમણીય બનાવી સુગંધી પદાર્થોથી સુગંધમય કરી દીધું. યોગ્ય સ્થળે બેઠકો ગોઠવવામાં આવી અને તે પછી વડીલ મનુષ્યોએ નેમિપ્રભુને ઉગમણે મુખે આસન ઉપર બેસારી કૃષ્ણ અને બળભદ્રે પ્રીતિથી નવરાવ્યા. પછી ધનુષ્યધારી નેમિપ્રભુને સિંહાસન ઉપર બેસારી કૃષ્ણે વિવાહના લાયક વસ્ત્ર અલંકાર પહેરાવ્યાં અને તે પછી કૃષ્ણ ઉગ્રસેનને મહેલે ગયા. ત્યાં રાજીમતીને આદર વડે કસુંબી વસ્ત્ર પહેરાવ્યાં.

પ્રભાતે વિધિયુક્ત ન્હાઈ, વસ્ત્રાલંકાર ધારણ કરી ચામર છત્ર આદિ વરરાજાનાં ચિન્હો સહિત સાજનથી પરવરેલા મહોત્સવ સહ ધવળ મંગળ ગવાતે અને નૃત્ય સ્તુતિ દેવકૃત મહોત્સવનો અનુભવ લેતા તથા ભવનાટકનું ચિંતવન કરતા વરરાજા આનંદોત્સવ યુક્ત ઉગ્રસેનના મહેલ પાસે પહોંચ્યા.

એ વખતે રાજીમતી ન્હાઈ વસ્ત્રાલંકાર ધારણ કરી સરખી

વયની સાહેલીઓ સહિત પોતાના વરના આવવાનાં વાજાં વાગતાં સાંભળી પ્રફુલ્લીત બની, એ જોઇ તેના અંતરના ભાવને લગતા બોલો સખીઓ કહેવા લાગી કે–' સખી રાજીમતી ! તમે કયાં તીર્થની અંદર જિનેદ્રપ્રભુનું આરાધન કર્યું હતું કે આવો સર્વોત્તમ વર પામ્યાં ? સુંદરી ! જેને દેવો નમે છે, અને જે જગત્‌ના પ્રભુ છે, તે પ્રભુના પધારવાનાંવાજાં વાગે છે, તે સાંભળો જોકે તમારા અંતરમાં રહેલા એ પ્રભુને અમે જોઇએ છીએ અને તમો પણ જુઓ છો; છતાં પણ જો આનંદિત હો તો આપણે એમને રસ્તામાં પધારતા પણ નિહાળીએ. ' આવું સખીયોનું બોલવું સાંભળી રાજીમતી સખીઓ સાથે ગોખમાં આવી બેઠી. ધારી ધારીને જોતી રાજીમતીને સખીઓએ કહ્યું–' સખી ! સખી ! આ જો, આ તારા ત્રણે લોકના સુંદર પતિ તારા પતિ નેમિનાથ પધારે છે. તેમના ચામર છત્રાદિની શોભાતો જો. ' આવા લોકોત્તર નેમિનાથને નિહાળી રાજીમતી વિચારવા લાગી–' એ આ વરરાજા મારા પતિ થાય તો મારૂં મોટું નશીબ. ' આવો વિચાર કરે છે એટલામાં તો તેની જમણી આંખ્ય ફરકવા લાગી જેથી અશુભસૂચક ચિન્હ જાણી રાજીમતીએ સખીઓને કહ્યું– ' સખી ! હાલ મને અપશુકન થાય છે, જેથી મને આ વરનો મેલાપ થવો મુશ્કેલ સમજું છું. ' સખીએ કહ્યું–' બહેન ! જિનેંદ્રના પ્રતાપથી તે અપશુકન શાંત થશે. જુઓ નેમિપ્રભુ સાક્ષાત્‌પણે પધાર્યા, હવે શંકા કરવા જેવું શું છે ?

આવી રીતે રાજીમતી અને સખીઓ વાતો કરે છે એટલામાં તો નેમિનાથપ્રભુનો રથ ઉતાવળેથી ઉગ્રસેનના મહેલ પાસે આવ્યો. એ વેળાએ કામરહિત પ્રભુએ પશુઓનો દયાજનક સ્વર

સાંભળ્યો. તરેહ તરેહનાં પશુ પક્ષીયો ઉંચા મ્હોંકરી પોતપોતાની બોલીમાં પ્રભુને કહેવા લાગ્યાં કે–' હે ત્રિજગરક્ષક પ્રભુ ! અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. જો કે પ્રભુ સઘળું જાણતા હતા; તો પણ તેમણે સારથીને પૂછયું કે–' આ પશુઓનાં ટોળાં કેમ એકઠાં કર્યા છે? અને તે શા માટે દયા લાવવા જેવો અવાજ કરે છે? સારથીએ પગે લાગી કહ્યું–' સ્વામી યાદવો આ પ્રાણીઓને વિ-વાહમાં ભોજન સાધન માટે લાવેલા છે, એ શું આપ જાણતા નથી ? ' તેના કહેવાથી દયાળુ પ્રભુ અંતરમાં બહુજ દુભાઈ ચિંતવવા લાગ્યા–' અહા ! આ સઘળું જગત્ તત્વાર્થની સમજ વિનાનું છે; પરંતુ બંધુજનોના સ્નેહ બંધનમાં સપડાઈ હું પણ શું આવું અકૃત્ય આરંભું? જરાક સુખપ્રાપ્તિને માટે આવું કામ કોણ કરે ? જરાવાર અજવાળું કરવા માટે અગ્નિથી પોતાનું ઘર કોણ સળગાવી મૂકે ? માટે પાપકારી અને મુક્તિમંદિરમાં જતાં આડી નડનારી ભુંગળ સરખી આ ભાઈવર્ગની સ્નેહતા અને ઈંદ્રિયોની વિષયલોલુપતાની મારે કશી જરૂર નથી. આવું ચિં-તવી પ્રભુએ સારથીને કહ્યું–'રથ પાછો વાળ, હું માનુષી સ્ત્રીને તજી દઇ અપાર સુખ આપનારી મુક્તિસ્ત્રીનેજ પરણીશ.' રથને પાછો વાળતા નેમિનાથને જોઈ યાદવપતિ સમુદ્રવિજયે મનમાં ખેદ ધરી રથને રોકવા વચમાં પોતાનો હાથી લાવી ખડો કર્યો અને કહ્યું–' હે મહાન્ બુદ્ધિવંત વત્સ ! આવા ઉત્સવ સમયમાં સહુને દુઃખ લાગે એવું આ શું કામ કરવા માંડયું છે? જો આ તારાં માતુશ્રી કચવાય છે માટે તેમના મનોરથરૂપ વૃક્ષને ભાંગી ન નાખ્ય.' સમુદ્રવિજય આ પ્રમાણે કહે છે એ-ટલામાં તો બળભદ્ર અને કૃષ્ણ પણ આવી રથને આડા ફર્યા

અને અન્ય સંબંધીઓ પણ ચોમેર વીંટાઈ વળ્યાં. માતા પિતાએ કહ્યું–'હે વત્સ ! તું આ શું કરો છો ? પોતે આદરેલા કામને તજી દેતાં અમને મોટું લાંછન બેસે છે. પુત્ર ! તેં બાળકપણાથીજ અમારા મનોરથ પૂર્ણ કર્યા છે તો હવે છેવટની શિખામણ કબુલ રાખી પરણવાનું કબુલ કર.' પ્રભુનો ભાવ ન જાણતાં કૃષ્ણે કહ્યું–'ભાઇ ! આવા પાવન ઉત્સવની અંદર તમને વિરાગવંત થવાનું શું કારણ છે ? તમારાં માતા પિતા અને અમો તમારૂં કલ્યાણ કરવામાંજ તૈયાર રહીએ છીએ. રાજીમતી પણ તમારી ઉપર બહુજ સ્નેહવતી છે, છતાં શા સારૂ નાહક ખેદ કરવો જોઈએ ?' પ્રભુએ કહ્યું–'હવે મને પિતા કે ભાઇઓ ઉપર જરાપણ પ્રીતિ–આનંદ પેદા થતો નથી.

આ સંસારરૂપ જંગલમાં રહેલા વિષયરૂપ દુશ્મનોથી હું ડરૂં છું. એ વિષયો અનાદિ કાળથી આ સંસારમાં ભોગવ્યા છતાં વારે વારે નવા ને નવા દેખાય છે અને તેની અંદર અતૃપ્ત રહેનાર મૂર્ખ પ્રાણીઓ ભાવમાં ભટકયા કરે છે. જો તમો મારા પ્રેમી અને હિતસ્વી હો તો મારૂં હિત થવા સંસારથી કાયર થએલા આ નેમિને દીક્ષા લેવાની સલાહ આપો.' પ્રભુ આવી હેતુ સહિત વાણી બોલ્યા એ સાંભળી યાદવના આગેવાનો કશું પણ ન બોલતાં નીચું જોઈ ઉભા રહ્યા. એ વેળાએ સારસ્વત વગેરે નવ લોકાંતિક દેવોએ આવી પ્રભુને નમન કરી કહ્યું–'હે દયાવંત સ્વામી ! તીર્થ પ્રવર્તાવો.' તુરત રથને તજી દઈ પ્રભુ ઇંદ્રની રજાથી દેવોએ આણેલા દ્રવ્યોવડે સંવત્સરી દાન દેવા ઘર તરફ રવાના થયા.

રાજીમતીને આ બાબતની જાણ થતાં બેહોશ થઈ પૃથિવી

પર પડી ગઈ. સેંકડો સખીઓએ કરેલા ઉપાયોથી ભાન આવ્યું, એટલે વેણી છુટી મ્હેલી હૃદયદ્રાવક વિલાપ કરવા લાગી કે–'હે નાથ મારા અગાડીના કરેલાં પાપોને લીધે ભાગ્યની મંદતાથી મેં આપને પ્રથમજ દુર્લભ જાણ્યા હતા, છતાં પણ પછીથી બોલવાવડે મને વરવી કબુલ કરી અને છેવટે આમ તરછોડી ચાલ્યા એ સારૂં નથી. જે કામ પોતાથી ન બની શકે તે કામ સત્પુરૂષો હાથમાં લેતા નથી, એમ છતાં પણ સારા કે નઠારાને હાથ કરી લીધું કે અંગીકાર કર્યું તો પછી જરૂર નિભાવેજ છે. હે સ્વામી ! જેવો સ્નેહ મારા ઉપર કર્યો એવો રાગ મુક્તિસુંદરી ઉપર કરશો નહીં. કેમકે મને ત્યજી મુક્તિ વરશો, પણ મુક્તિને ત્યજી દેશો તો કશું પામશો નહીં.' ઇત્યાદિ વિલાપ કરતાં કરતાંજ રાજીમતિનું ભોગનીકર્મ ખપી ગયું અને સખિઓએ દિલાસો દઇ કંઈક દુઃખ ઓછું કર્યું.

પ્રભુએ જંગમ કલ્પતરૂની પેઠે એક વર્ષ લગી યાચકો–માગણોને દાન દીધું. દીક્ષાકાળનો સમય અવધિજ્ઞાનથી જોતાં પ્રાપ્ત થયો જાણી ઇંદ્રોએ ત્યાં આવી દીક્ષા અભિષેક કર્યો. પછી સુર અસુરોએ કલ્પેલી ઉત્તરકુરૂ નામની પાલખીમાં પ્રભુ બિરાજમાન થયા. સઘળાં આયુધને ધરતા, ઇંદ્રોના હાથે ચામરોથી વીંજાતા, કૃષ્ણ વગેરે પાછળ હીંડનારા રાજાઓથી પ્રીતિથી પૂજાતા, લોકોના ટોળે ટોળાંથી જોવાતા, સુર અસુરોએ સ્તુતિ કરાતા, ત્રણે લોકોની સ્ત્રીઓના મુખથી ગુણ ગવાઈ રહ્યા છે એવા, ત્રિલોકને આશ્ચર્ય પમાડનારા અને સઘળાં આભૂષણોથી ભૂષિત બનેલા નેમિનાથજી ગિરનાર ઉપરના સહસ્રામ્ર–સહસ્રાવનમાં પધાર્યા. ત્યાં પાલખીમાંથી ઉતરીને આભૂષણોનો ત્યાગ કરી દીધો. એટલે કૃષ્ણે ભક્તિ-

ભાવથી નમ્ર બની તેમની પ્રિતીને વાસ્તે તે આભૂષણો લઈ લીધાં. જન્મદિવસથી ત્રણુસો વર્ષ વહી ગયા પછી શ્રાવણુ શૂદિ છઠ્ઠને દિવસે, પહેલે પહોરે, ચિત્રા નક્ષત્રના ચંદ્રમામાં છઠ્ઠ તપ યુક્ત પ્રભુ પંચ મુષ્ટિ લોચ કરી ચારિત્ર અંગિકાર કરવા તૈયાર થયા. લોચ કરેલા પ્રભુના વાળ ઈંદ્રે ક્ષીર સમુદ્રમાં પધરાવ્યા અને પ્રભુની ભુજા ઉપર એક દેવદુષ્ય વસ્ત્ર મૂક્યું. પછી ઈંદ્રે સોર બકોર બંધ પડાવી દીધો કે પ્રભુએ સામાયિક ઉચ્ચર્યું. તુરત મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. પ્રભુની સંગાથે એક હજાર રાજાઓએ દીક્ષા લીધી. પછી ઇંદ્ર અને કૃષ્ણુ વગેરે રાજાઓ પ્રભુને પગે લાગી પોતપોતાને ઠેકાણે ગયા.

બીજે દિવસે પ્રભુએ નજીકના ગોષ્ટની અંદર વરદત્ત બ્રહ્મણુને ઘેર પરમાન્નથી પારણું કર્યું. દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યા. બીજે દિવસે ત્યાંથી વિહાર કરી અન્ય સ્થળ ફરતાં ચોપનમે દહાડે ફરી સહસાવનમાં વેતસ્ વૃક્ષ નીચે પધાર્યા. ધ્યાનમાં રહેલા પ્રભુને આશોવદી અમાવસ્યાએ ચિત્રા નક્ષત્રના ચંદ્ર સમયે ઘાતિકર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તરત ઇંદ્ર આસન ડોલવાથી હર્ષ પામી ત્યાં આવ્યા અને સમોસરણુ રચ્યું. તેમાં સિંહાસનપર પ્રભુ બિરાજ્યા. જંગલના રખેવાળે કૃષ્ણુને તે બાબતની વધામણી આપી. તેથી તેનું દાન વડે દારિદ્ર દૂર કરી સ્વજન વર્ગ સહિત ગિરનાર ઉપર ગયા. પ્રભુને પ્રદક્ષિણા દઈ પગે લાગી સ્તુતિ કરી ઇંદ્રની પાછળ લાયક આસને બેઠા. બીજા પણુ દેવો ભક્તિથી પોતપોતાના ભુવનમાંથી ત્યાં આવી એક બીજાની સમૃદ્ધિને લીધે હરીફાઈ કરતા પોતપોતાને સ્થળે બેઠા.

# અંબિકાનું ઉપાખ્યાન.

અહીં પ્રસંગને લીધે શ્રીનેમિનાથના શાસન (અમલ) રૂપ પવિત્ર મેઘઘટામાં વિજળીની કાંતિ સરખી કુષ્માંડિકાદેવીનું વિઘ્નનો વિનાશ કરનારૂં ચરિત્ર કહેવામાં આવે છે. શ્રીનેમિનાથના ચરણકમળમાં ભમરી સમાન લુબ્ધ મનવાળી, મનકામના પૂરી પાડવામાં કામધેનુ સરખી, લોકોને ખાસ અંબા માતા સરખી અને ઉત્તમ આંબા, કેરીઓનું ઝુમખું હાથમાં રાખેલ છે એવી યોગેશ્વરી અંબીકાદેવી સુખને અર્થે થાઓ.

સિદ્ધાચળ અને ગિરનાર રુપ બે માથાંવાળો અને સઘળા દેશના ઘરેણા સરખો સૌરાષ્ટ્ર-સોરઠ દેશ છે. જે ભૂમિ તથા સ્વર્ગનો વિજય કરવાને લીધે પાતાળને નીચે કરીને બીજા બધા તીર્થો કરતાં વિમળ મોતી સરખો માલમ પડે છે. ત્યાં રહેલા ગિરનારના દખણાદા ભાગમાં સમૃદ્ધિથી ભરપુર કુબેર નામનું સુંદર શહેર છે. તેની ચોમેર અજિત્ કિલ્લો છે, પાપને પ્રલય કરનારાં મદિરો છે અને દરેક મંદિરમાં અરિહંતપ્રભુની ચિત્રામણરૂપી પ્રતિમાને ભકિતથી સેવી નઠારાં કર્મોનો નાશ કરી યુકિતવડે લોકો લક્ષ્મી સંબંધી ષટ્કર્મનાં સુખ પ્રાપ્ત કરે છે. એ શહેરમાં યાદવપતિ કૃષ્ણનો અમલ કાયમ હતો. ત્યાં જૈનધર્મ ધારક ષટકર્મમાં સાવધાન અદ્‌ભુત વિદ્યાવંત દુર્દૈવભટ્ટ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને વાદિઓની વિદ્યાને માત કરનારો પોતાના ગુણથી લોકોને વ્હાલો લાગનાર દેવલા સ્રીના પેટથી પેદા થએલ સોમભટ્ટ નામે પુત્ર હતો. તે પુત્રને શીળવતી પતિ-

વ્રતા અંબિકા નામની સ્ત્રી હતી. જ્યારે સોમભટ્ટનો પિતા ગુજરી ગયો ત્યારે સોમભટ્ટે જૈન ધર્મને તજી દીધો. ઉદાર બુદ્ધિવંત અંબિકા પણ તેની સોબતથી ભદ્રિક ભાવને અંગીકાર કરવા લાગી. એક વખત પોતાના બાપના શ્રાદ્ધનો દિવસ આવ્યો. મધ્યાન્હ વખતે મહિનાના ઉપવાસવાળા બે મુનિ સોમભટ્ટને ત્યાં આહારપાણી માટે આવી ચડ્યા. મુનિ ગુણયુકત મુનિઓને જોઇ અંબિકા રાજી થઇ અને શુભ ભાવના ભાવવા લાગી, એટલુંજ નહીં પણ તેની સાસુ વગેરે ઘેર નહીં હોવાનો લાગ મળતાં તેણીએ બન્ને મુનિઓને દિલનો ઉમંગ અને અહોભાગ્ય દર્શાવતાં અન્ન વહોરાવ્યું. મુનિઓ ધર્મલાભ દઈ ત્યાંથી ચાલ્યા ગયા. પરંતુ તેના મનમાંથી તે ચાલ્યા ગયા નહીં. જો કે અંબિકાને આથી મહા આનંદ થયો પણ પેટબળી એક કજીયાળી પાડોશણીએ દાન દેતાં જોયાં જેથી ભાટડી વેડા કરતી ઘાંટા કહાડી અંબિકાને ઠપકો દેવા લાગી કે–'હે વહુ ! આ તારી સ્વતંત્રતાને ધિઃકાર છે હજુ લગી શ્રાદ્ધના અન્નમાંથી દેવોને અને પિતૃઓને પિંડ પણ આપેલ નથી, તેમ તારી સાસુ ઘેર નથી છતાં તેં તે અન્નમાંથી મુનિઓને કેમ અન્ન આપ્યું ? બ્રાહ્મણો વગેરે જમ્યા વિના બીજાઓને અન્ન અપાયજ કેમ ?' વગેરે વગેરે લવારો કરી પાડોસીના ઘરમાંથી અંબીકાની સાસુને બોલાવી લાવી તે વાત કહી. એટલે સાસુએ પણ પુષ્કળ ઠપકો આપ્યો. જેથી તે બિચારી ગભરાઈ ગઇ. એટલામાં તો તેણીનો ધણી પણ બ્રાહ્મણોને બોલાવી ત્યાં આવી પહોંચ્યો, એટલે તો માએ કાન ભંભેર્યા અને મુનિદાન દીધેલું જાણી તેણીનો બહુજ તિરસ્કાર કર્યો. આવો મામલો મચવાથી તે અંબિકા પોતાના બન્ને દીકરાઓને લઇ

ઘરમાંથી કહાડી મ્હેલતાં ચાલતી થઇ. અને દિન બની વિચારવા લાગી કે—'મેં કોઇ દિવસ સાસુ સસરાનો હુકમ ઉથાપ્યો નથી. હમેશાં પતિનું હિત કરેલું છે, સુખ રહિત વિકાર વગર સઘળું કામ કર્યે ગઈ હતી અને આજે પર્વ દિવસ જાણી સઘળાંઓના કલ્યાણ માટે દાન આપ્યું છતાં પણ મને નાહુક કનડે છે. દીકરાના આપેલા પિંડ વગેરેથી જો મરી ગએલા પ્રાણીઓ પ્રસન્ન થતાં હોય તો સુકાઇ ગએલા ઝાડને પાણી પાઇ ફરી નવપલ્લવ કરવા જેવું ગણાય. મિથ્યાત્વમાં મૂઢ બનેલા લોકોએ મારા સુપાત્ર દાનની પણ નિંદા કરી છે. તેમ મારે પણ એ વિષે નાહુક બકબકાટ કરવો એ નકામો છે; કેમકે મને મારા સારા કામનો લાભ મળીજ ચુકેલો છે કે મારૂં ગૃવવાસનું દાસીપણું તેથી છુટી ગયું છે. હવે તો આ સંસારસમુદ્રમાં તે પાવન મુનિનું મારે શરણ થાઓ. હું ગિરનાર ઉપર જઈ શ્રી નેમિશ્વર પ્રભુને ઇષ્ટદેવ ધારી નઠારાં કર્મોનો નાશ થવા હમેશાં તપસ્યા કરૂં.' વગેરે અંતઃકરણમાં વિચાર નિરધારી એક દીકરાને કેડ ઉપર અને એકને હાથ ઉપર બેસાડી ઉદાસી તજી દઇ પ્રભુચરણમાં લીન ચિત્તવાળી અંબિકા બેઉ મુનિ અને ગિરનારનું સ્મરણ કરતી અગાડી ચાલી એટલામાં કેડમાં તેડેલા નાનકડા છોકરાએ તરસ લાગવાથી રોવા માંડયું અને મોટાએ ભૂખ લાગવાથી ખાવાનું માગ્યું. આવી રીતે બન્ને બાળકોના કરૂણા ભરેલા રોવાથી અંબિકાને ફરી ઉદાસી વધી પડી, અને આંસુ ઝરવા લાગ્યાં. પછી તે વિચારવા લાગી કે—'આ વનમાં વસી ઘર, અર્થ, પતિ, સુખ સંબંધી વર્ગ અને આ શરીર ઉપરની પણ ગરજને છોડી દઇ મુનિવાક્યના સારથી ઉદાસીને વિસારી દઈ જિનચરણની સેવામાં

તૈયાર થઈ છું. તોપણ આ મારાં બે ભોળાં બાળકો ભુખ તરસને લીધે કલ્પાંત કરે છે, તેઓ વખતને ઓળખતા નથી. તેથી આ બચ્ચાંઓ મારા પ્રાણનો નાશ કરશે. મારા પુત્રોને જોઈતી ચીજ આપવાને અસમર્થ અને અશુભ કર્મ કરનારી મને ધિઃકાર છે. હે ભૂમિમાતા ! પ્રસન્ન થઈ માર્ગ આપ કે જેથી હું અંદર સમાઈ જઇ દુઃખથી છુટું. હે બ્રહ્મા ! અગ્નિથી બનેલી હોઉં તેમ તમારી સૃષ્ટિને નાલાયક મને કેમ સરજી ? હે દુઃખો ! તમે બધાં એકી વખતેજ કેમ આવ્યાં છો ? હાય ! આ જંગલમાં રોવું પણ નકામું છે; કેમકે તે સાંભળી કોને દયા આવે તેમ છે ? અસાતાવેદનીયના ઉદયથી જે કર્મ ભોગવવાં હશે તે ભોગવવાંજ પડશે, તેથી હવે તો પરમાત્માના ચરણમાં ભમરીરૂપ બની જે દુઃખ પડે તે ખમી લઇશ.' આ પ્રકારે વિચારતી નિસાસો નાખી ભોંય પર બેસી ગઈ. એટલામાં તો તેણીએ ઉંચું જોતાં પોતાના મ્હોં આગળ નિર્મળ પાણી ભરેલું તળાવ દીઠું. અને એ વખતે પડખામાં બે આંબાનાં ઝાડો પાકેલી સાખોવાળાં જોયાં એટલુંજ નહીં, પણ તે આંબાની સાખાનું એક લુમખું તેણીના હાથ ઉપર પડયું. તરતજ અંબિકાએ તળાવનું પાણી ખોબો ભરી તરસ્યા બાળકને પાયું અને ભૂખ્યા બાળકને સાખ ખવરાવી તૃપ્ત કર્યું. આમ થવાથી ધર્મ ઉપર બહુજ પ્રીતિ પેદા થઇ.

અંબિકાને ઘેર અંબિકાની સાસુ ગુસ્સો લાવી પુષ્કળ શાપ દેતી, કરેલા પકવાનને અભડાયલું માની નવી રસોઇ બનાવવા માટે ઘરમાં ગઇ. ત્યાં તો મુનિઓના પગલાનાં પ્રતાપથી જે આસન ઉપર બેઠેલાં તે આસનો સોનાનાં બની ગયા અને વાસણો પકવાનોથી ભરાંઇ ગયાં જોઇ બહુજ ખુશી થઈ. તે વેળાએ આ-

કાશમાં દેવવાણી થઈ કે—'રે ક્રોધીલી સ્ત્રી ! તેં મૂર્ખ થઈ અંબિકાને દુભાવી છે, પણ તેમાં તારો વાંક નથી; કેમકે તું એક રાંક બ્રાહ્મણની દીકરી છે, તેથી તેવા દાનના ફળને લાયક તારૂં ઘર નથી. તેણીએ જે દાન આપ્યું તેના સુખકારી ફળનો ફકત અંશ જ મેં તને દેખાડયો છે, પણ પુણ્યકારી અદ્દભુત વૈભવવાળી અંબિકાને તો તેના પરિણામમાં દેવેંદ્રોને પણ પૂજવા લાયક ઉત્તમ સ્થળ મળશે.' આવી આકાશ વાણી સાંભળી ડર પામી અંબિકાની સાસુ ઘરમાંથી બહાર નીકળી પુત્રને કહેવા લાગી કે 'હે પુત્ર અહીં ઘરમા ધન ધાન્યથી પૂર્ણ રચના થઇ ગઈ છે. તે જો અને હવે એ વહુને પાછી બોલાવી લાવ. હે દીકરા ! તું ઉતાવળથી દોડી કાલાવાલા કરીને એ વહુને પાછી લાવી તેણીનું સન્માન કર. એના વિના ઘર સૂનું લાગે છે.' માતાનું આવું બોલવું સાંભળી સોમદેવ વહુના પગલે પગલે પાછળ ચાલ્યો અને આગળ જતાં બે પુત્રો સહિત પોતાની વહુને દીઠી, એટલે તે બોલ્યો કે—'હે બાળા ! એક જરા મારી વાટ જો હું આવું છું.' આવો અવાજ તેણીના કાને પડતાં તેણીએ પાછું વાળીને જોયું તો પોતાનાં વરને દીઠો. એટલે વિચાર કરવા લાગી કે–' હાય ! મારો વર રીસનો માર્યો મારી તરફ ધસી આવે છે. હવે આ જંગલમાં હું કોને શરણે જઉં ? એ નિર્દય હમણાંજ મને પરાણે પકડી માર મારી તોબાહ પોકરાવશે, અહીં કોઇ પણ મને બચાવનાર નથી. અનાથ અને આકાશમાંથી પડેલની પેઠે હું એકલી છું ' અહીંથી જઈને ઘેર પણ ફરી દાસીપણું કરી જીવવાની ચાહના શા માટે રાખવી ? મેં મુનિદાનના પ્રતાપથી જે પુણ્ય દ્રવ્ય પેદા કરેલું છે તેજ મારે પરલોકનાં પ્રવાસ માં ઉપયોગી

બનો. જ્યારે એ પુરૂષ પીડા આપી મારી નાંખશે ત્યારે તે પ-
હેલાંજ કાં ન મરી જવું જોઈએ.' આવો વિચાર કરી કુવામાં
પડીને મરવાની મરજી કરી મોટા કુવાને કાંઠે ચડી ઉભી
રહી, અને પછી તે વીચારવા લાગી કે–'મુનિદાનના પ્રતાપથી
શ્રી જિનેશ્વરના ચરણ, સિદ્ધ, પાપ ભારને હરનારા એ મુનિ
અને દયાના ઉદયવાળો ધર્મ તેનું મને શરણ થાઓ. બ્રાહ્મણ, દ-
રિદ્રી, કંજુસ. ભીલ, મ્લેચ્છ, કલંકવાળો અને અધર્મકુળ એ
એોમાં, તથા અંગ, બંગ, કુરૂ, કચ્છ અને સિંધ વગેરે દેશોમાં
મારો જન્મ ન થશો. યાચક મૂર્ખ, અજ્ઞાની, સૂમ, સેનાપતિ એ
ઓનું પદ, તેમજ મિથ્યાત્વ, ઝેર, અસ્ત્ર તથા દારૂ વગેરે રસ
પદાર્થોનો વ્યાપાર અને પ્રાણીઓને વેચવા સાટવાં વગેરે
મને કોઈ જન્માંતરમાં પણ પ્રાપ્ત થશો નહીં, આ દાનના પ્ર-
ભાવવડે દેવ ગુરૂ અને ધર્મ એ ત્રણે રત્નોને જાણનાર, દેવ પૂ-
જનાર, દાતાર, અધિકારી, ધનવંત અને સારા નરસાની પિછાણ
વાળા કુળમાં તથા સોરઠ, કીર, કાશ્મીર અને દક્ષિણ દિશાના
દેશોમાં મારો જન્મ થજો. તેમજ મને ધનવંતપણું, દાતારપણું,
નિરોગીપણું અને સંપૂર્ણ ઇંદ્રિયોપણું પ્રાપ્ત થજો. અને પ્રાણી-
પર અનુકંપા–દયા, પીડાતા જનોનું સંરક્ષણપણું, અને યોગનો
આસરો મળજો., આ પ્રમાણે સત્યાશ્રય કરી શ્રીજિનેંદ્ર પાદાં-
બુજમાં મન લગાડી, સાહસથી શોભાવંત શરીરવાળી અંબિકાએ
બે પુત્રોની સાથે સહસા તે કુવામાં પડતું મૂકયું. તરત બીજા
વેષમાં એટલે મનુષ્યનું શરીર તજી દઈ, કાંતિવંત બન્ને પુત્રો
સહિત, આનંદી મ્હોંવાળી વ્યંતર દેવોને સેવવા લાયક દેવી થઇ.
તેણીને કુવામાં પડતી જોઈને 'નહીં, નહીં, !' એવો પોકાર ક-

રતો સોમદેવ જેવો કુવાની નજીક ગયો તેવામાં તો પુત્ર સહિત જેનાં અંગ અવયવ વિશીર્ણ થઇ ગયેલ છે એવી અંબિકાને તેણે કુવામાં પડેલી દીઠી, તેથી તે બહુજ નારાજ થઈ ગયો, અને વિચારવા લાગ્યો કે–' હા ! બાલા ! ગુસ્સાને તાબે થઇ તેં આ અકાળે મરણુ કેમ આણ્યું ? કદિ હું જડ જેવો આવું કામ કરૂં, પણ તેં વિદ્વાન થઇ આ શું કર્યું ? હે માનીનિ ! તારા વગરનું નિષ્ફળ આ કલંકવાળું જીવન હવે શા કામનું છે ? હું અભાગી અને નિરાશ થએલો ઘેર જઈ પોતાના માણુસોને શું મ્હોં બતાવીશ ? સ્ત્રી અને પુત્રોના મરણુથી દુઃખી થયલાને હવે મ્હોતજ સુખ દેનારૂં છે; કેમકે જ્યારે આખું ઘર ભાગી ગયું–સંતતીની આશા નાશ પામી ત્યારે હવે હું પણુ નાશનેજ યોગ્ય છું.' આ પ્રમાણે દુઃખથી અકળાયલા વિપ્રે વિચારી અંબિકાને યાદ કરતાં તેજ કુવામાં પડતું મૂકયું. જેથી તરત મરીને અવધિ જ્ઞાનવાળો અને અંબિકાનું સિંહરૂપે વાહન થનારો દેવ થયો. સિંહવાહની અંબિકા બે દીકરાથી પૂરા રાજીપા સાથ ઉજળાં દેખાતાં હતાં. તરતના પેદા થએલા આંબાના ઝાડ ઉપર મીઠા ટહુકડા કરતી કોયલડીઓનાં ટોળાંને જોવામાં પ્રીતીવંત હતાં, બન્ને જમણા હાથોમાં પાશ અને કેરીઓનું લુમખુ અને બન્ને ડાબા હાથમાં પુત્રસ તથા અંકુશને ધારણુ કરનારાં વરદાન આપવામાં પ્રવીણુ વાણીવાળાં એ દેવીને નિહાળી ભક્તિવડે તેમની છાતીમાં ઉલ્લાસ પામતો, ઉદાર પ્રીતિ ધારણુ કરતો અને બન્ને હાથે છડી પકડી ઉભેલો છડીદાર પ્રતિહાર તેમને હર્ષથી ( દેવગતિના નિયમ પ્રમાણે ) પ્રણામ કરી પરિચિતવચને પૂછવા લાગ્યો–' હે દેવી ! હે સ્વામિની ! તમે પૂર્વ ભવની અંદર શું શું

તપ દાન અને તીર્થનો આસરો કર્યો છે, કે જેથી તમે વ્યંતર દેવીઓને સેવવા લાયક થયાં છો ?” પ્રતિહારની આ પ્રમાણે વાણી સાંભળી સાવધ થઇ પુર્વ ભવનું અવલોકન કરી તેમણે પોતાના પ્રતિહારને કહી જણાવ્યું. અને તે પછી ચુપ રહી યોગ સહિત શ્રીજિનેંદ્રના પાદાંબુજનું સ્મરણ કર્યું. પછી દેવોએ વિકુર્વેલા વિમાનમાં બેસી, સંગીત સાંભળવામાં મન લગાડી દિશાઓને પ્રકાશવંત કરતાં તરત અંબિકાદેવી ગિરનાર ઉપર આવ્યાં.

આ વખતે અરિષ્ટનેમિને કર્મ નાશ કરનારૂં કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું હતું. તેથી તેમની પર્ષદામાં તાકીદે જઇ અંબિકાદેવીએ આ પ્રમાણે ધર્મદેશના સાંભલી—‘આ જગત્‌માં ધર્મ કારણ વગરનો ભાઇ છે—બેલી છે; જગત્ વત્સલ, પીડાને મટાડનાર અને ક્ષેમ કરનાર ધર્મજ છે, તેથી તે ધર્મ બહુ ભકિતથી સેવવા લાયક છે. તે ધર્મરૂપી ઝાડની ચાર શાખાઓ છે. તેમાં સુપાત્રને દાન દેવું તે પહેલી શાખા છે, અખંડ શીળ પાળવું તે બીજી શાખા છે, સવળા પ્રકારના વિઘ્નભયને નાશ કરનાર તપ કરવો તે ત્રીજી શાખા છે અને સંસારનો નાશ કરનારી સારી ભાવના ભાવવી તે ચોથી શાખા છે. સિદ્ધગિરિ, અને ગિરનાર વગેરે તીર્થોની સેવા, દેવનું અર્ચન, સુગુરૂની સેવના, અને પાપના જથ્થાનો નાશ કરનાર પંચપરમેષ્ઠિના મંત્રપદનો જાપ એ ધર્મરૂપ ઝાડની ટોચની શાખાના ફુળોની ટીસીઓ છે. અને તેનું ફળ મોક્ષ છે. માટે સારા યોગની સેવનારૂપ શ્રેણી ઉપર ચડી ઉત્કૃષ્ટ શમતાને અંતઃકરણમાં ધારણ કરી ઉદાર સત્વવડે ચિત્તરૂપ વાયરાના ધુજવાથી રહિતપણે તે મોક્ષરૂપી ફળને હાથ કરી લેવું.’ આવી રીતે અહિંસા—જીવદયા ધર્મરૂપ જીવાડનારી

શ્રી નેમિપ્રભુજીની દેશના સાંભળી સઘળા પ્રાણીઓ વિપત્તિરૂપી ઝેરને ઉતારનાર અમૃતપાન સરખી પવિત્ર તૃપ્તિને પામ્યા. તે વેળાએ વરદત્ત રાજાએ વૈરાગ્યવંત બની બે હજાર સેવકોની સાથે દીક્ષા લીધી અને દશ ગણધરોમાં મુખ્ય ગણધરની પદવી પ્રાપ્ત કરી. યક્ષણી નામની રાજકન્યા બીજી સ્ત્રીઓની સાથે સાધ્વી થઈ. દશાર્હ, ભોજ, કૃષ્ણ અને બળભદ્ર વગેરે શ્રાવકો થયા અને તેમની સ્ત્રીઓ શ્રાવિકાઓ થઈ. એવી રીતે ચારગતિ રૂપ અંધારામાં દીવા સરખા ચાર પ્રકારના ધર્મરૂપ ગૃહનો મજબુત આધાર અને મુક્તિસ્ત્રીના હારરૂપ નેમિપ્રભુનો ચતુર્વિધ સંઘ સ્થપાયો. પછી પ્રભુના મુખેથી અંબિકાનું ચરિત્ર સાંભળી અતિ ભક્તિવાળા ઇંદ્રે બીજા દેવોના આગ્રહથી તે અંબિકાને નેમિપ્રભુના શાસનના વિઘ્ન વિનાશનામે શાસન દેવી ઠરાવી.

સુગ્રામ નામના ગામમાં ગોમેધ વગેરે યજ્ઞોનો કરનાર ગોમેધ નામનો ગૌતમ ગોત્રી કુળવંત બ્રાહ્મણ રહેતો હતો. તેની લાખો બ્રાહ્મણો સેવા કરતા હતા. કોઇ ઉત્પાતના સંયોગથી તેની સ્ત્રી અને દીકરા મરી ગયા અને થોડો વખત વીત્યા બાદ તેના શરીરમાં પણ કોઢનો રોગ પેદા થયો. જેથી તેના સઘળા સેવકો અને પોતાના માણસોએ તેને તજી દીધો, એ દુખીયારાના શરીરમાં કીડા પડી ગયા જેથી મહા હેરાનગતિ વેઠવા લાગ્યો, લાહ્ય પણ રૂંવાડે રૂંવાડે બળતી હોવાથી નરકના દુઃખથી પણ એ દુઃખને વધારે માઠું ગણવા લાગ્યો. કોઢીઆ શરીરમાંથી પરૂ લાળ વહ્યાં કરતાં હતાં, સઘળી ધાતુઓ સૂકાઇ ગઇ હતી, અને દુર્ગંધથી લપટી પડેલી માખીઓ તેની આસપાસ બણબણ્યા કરતી હતી. એવી દશાવાળા અને રસ્તામાં આળોટતા તે ગોમે-

ધને દેખી કોઇ શાંત મુનિએ તેને કહ્યું કે હે ભોળા ! ધર્મ બુદ્ધિથી કુગુરૂએ બતાવેલા મિથ્યા-ખોટા લાભથી તેં યજ્ઞમાં બેશુમાર જીવોને હોમી દીધા છે તેથી ઉગેલા આ આકરા પાપ-રૂપ ઝાડને હજી તો ફૂલજ બેઠાં છે, બાકી તેનાં ફળ તો નઠારી ગતિમાં પડીને પ્રાપ્ત કરીશ માટે હજુ પણ જો આ દુઃખથી ડર્યો હોય તો શુભ કર્મમાં સારરૂપ જીવરક્ષણમય શ્રી જીનરા-કયોનો આશરો લે અને સઘળા જીવોની પાસે પોતાના પાપ-ગુન્હાની માફી માગ. સઘળામાં સારભુત તત્ત્વ એજ છે. વળી તા-રા પૂર્વનાં પાપની શાંતિ કરવા શક્તિમાન, સઘળી સમૃદ્ધિ અને લબ્ધિવંત દેવોના સમૂહને સેવવા લાયક અને સેંકડો જીનભુવનોથી જેની પીઠ પાવન છે એવા ગિરનારનું મનમાં ધ્યાન ધર.' આ પ્રકારનાં તે મુનિનાં વચન સાંભળી ગોમેધ સમતા અમૃતથી પૂર્ણ, સંકલ્પવિકલ્પ રહિત અને પીડા વિનાનો બની તરત તે મરી ગયો. અને જરા વારમાં ઉત્તમ ઋધિથી પૂર્ણ યક્ષપણે પેદા થયો. મુનિશ્રેષ્ઠના વચનથી ત્રણ લોકના પતિ પ્રભુના અપાર ગુણોનું સ્તવન કરતો અને તેથી પવિત્ર મુખવંત થએલો તે યક્ષ ત્રણ રત્નના આધારરૂપ ધર્મથી અધિવાસિત થયો. ૬ ભુજાઓ પૈકી ત્રણ ડાબી બાજુના હાથોમાં શકિત, ત્રિશુળ અને નકુળ તથા ત્રણ જમણી બાજુના હાથોમાં ચક્ર, ફરશી અને બીજોરાને ધારણ કરનારો અને મનુષ્ય વાહનવાળો તે ગોમેધ નામનો યક્ષ અંબીકાની પેઠે ભકિતથી ઉત્તમ પરિવારને લઇ ગિરનાર ઉપર રહેલા નેમિભગવાનની પાસે આવ્યો. અને તેમનો પહેલાનો ઉપકાર માની નમન કર્યું. પ્રભુ વચન સાંભળતાં પ્રતિબોધ પામ્યો અને ઇંદ્રની પ્રાર્થનાથી નેમિપ્રભુના શાસનના

અધિષ્ઠાયક પદનો ભાગી થયો, તે વખતે નમન કરી ઇંદ્ર પ્રભુને પૂછયું—'હે સ્વામી ! આ વરદત્ત કયા પુણ્યવડે આપના ગણધરનું પદ પામેલ છે? આવો પ્રશ્ન સાંભળી કૃપાળુ પ્રભુ ભાવિક જીવોના બોધ માટે બોલ્યા કે:—

ગઇ ઉત્સર્પિણીમાં સાગર નામના ત્રીજા તીર્થંકર ઉત્તમ જ્ઞાનને ધારણ કરી પોતાની ચરણરજથી પૃથ્વીને પાવન કરતા વિચરતા હતા. કોઇ વખતે તે પવિત્ર વાણીવાળા જિનેશ્વર ચંપાનગરીના ઉપવનમાં સમોસર્યા. દેશનાની અંદર ચૌદરાજલોક રૂપ પુરૂષ આકૃતિનો વિચાર પ્રસંગ ચાલતાં સઘળા વિશ્વને જાણનાર પ્રભુએ મોક્ષસ્થળ બાબતનો વિચાર દર્શાવ્યો કે–'પિસ્તાલીશ લાખ યોજન લાંબી પહોળી અને ઉંધા કરેલા છત્ર સરખી ઉજળી સિદ્ધશિલા છે. તેની ઉપર એક યોજનના ચોવીશમા ભાગમાં–એટલે કે એક યોજનના ૮૦૦૦ ધનુષ્ય થાય તેના ૨૪ ભાગ કરતાં ૩૩૩ ધનુષ્ય ને ૩૨ આંગળ થાય. એટલી સિદ્ધની ઉત્કૃષ્ટ અવગાહના હોય છે. તેની અંદર સિદ્ધ રહેલા છે. તેઓ વિકાર આદિ સર્વ આધિ ઉપાધિ જન્મ જરા મરણથી રહિત અરૂપી અક્ષય છે ને તેઓનું પૂરૂં સ્વરૂપ ફક્ત કેવળી ભગવંતજ જાણે છે. યોગથી પાવન થએલો પુરૂષ કર્મનો નાશ થતાં પોતે જાણી શકે તેવું અને વચનથી અવાચ્ય એવું મુક્તિસુખ પામે છે.' આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળી પાંચમા બ્રહ્મદેવલોકનો ઇંદ્ર પોતાના સ્વર્ગ સુખને તુચ્છમાની પ્રભુને નમન કરી વિનવવા લાગ્યો કે હે સ્વામી ! મને આ સંસારની ભ્રાંતિ અસ્ત થઇ મોક્ષ સુખ મળશે કે નહીં !' પ્રભુએ કહ્યું–'હે બ્રહ્મેંદ્ર !

આવતી અવસર્પિણીમાં બાવીશમા તીર્થંકર અરિષ્ટ નેમિ થશે, તેમનું મુખ્ય ગણધરપદ મેળવી ભવિજીવોને બોધ દઇ ગિરનારને શોભાવી યોગ મુક્તિવડે મોક્ષ પામશો. એ નિઃસંદેહની વાર્તા છે ' પ્રભુનું આ પ્રમાણે કહેવું સાંભળી બ્રહ્મેંદ્ર હર્ષ સાથે પ્રભુને નમી પોતાના સ્વર્ગમાં ગયો. અને મારી અંદર તે બહુ પ્રેમ રાખવા લાગ્યો. ભવિષ્ય ઉપર થનારા ઉપકારને ધ્યાનમાં રાખી મારી પોતાની કાળા રત્નની મૂર્ત્તિ બનાવી ધ્યાન ધરવા લાગ્યો અને હંમેશાં તે મૂર્ત્તિની અગાડી ગાન તાન કરી શાશ્વત્ પ્રતિમાની પેઠે ત્રિકાળ તેનું પૂજન કરવા લાગ્યો. આ પ્રમાણે ઉત્તમ ભક્તિમાં આયુ પૂરૂં કરી શુભ ધ્યાનમાંજ એક ચિત્ત રાખી એક પછી એક ઉત્તમ જન્મ મેળવી આ વરદત્ત થએલ છે. મારી મૂર્તિ બનાવી પૂજન કર્યું તેના ફળથી ગણધર પદ મેળવ્યું અને મોક્ષ પદ પણ થોડાજ વખતમાં મેળવશે. તે વખતે તે સમયના બ્રહ્મેંદ્રે ઉઠીતે પ્રભુને નમન કરી કહ્યું–'હે વિભુ ! આપની તે મૂર્તિને હું પણ પૂજું છું અને મારા અગાડી થએલા ઇંદ્રોપણ ભક્તિથી સ્તુતિ સહ પૂજતા હતા. અત્યારે આપના કથનથી એ મૂર્તિ બનાવટી છે એમ જાણવામાં આવ્યું. હું તો તેને શાશ્વતીજ માનતો હતો. પ્રભુએ કહ્યું–' હે ઇંદ્ર ! તે મૂર્તિ અહીં લાવો; કેમકે સ્વર્ગમાં રહેવાથી પૃથ્વીની પેઠે હંમેશાં પૂજવા લાયક અને હિતકરનારી રહેતી નથી.' પ્રભુના હુકમથી ઇંદ્ર તે મૂર્તિ તરત લઇ આવ્યો, એટલે કૃષ્ણે હર્ષથી પૂજા કરવાને માટે પ્રભુની પાસેથી તે મૂર્તિ મેળવી પછી સુર અસુર અને નરના રાજાઓ શ્રી નેમિપ્રભુને નમન કરી તેમના મ્હોંએથી તીર્થનું મહાત્મ્ય સાંભળવા લાગ્યા. પ્રભુએ કહ્યું—'આ ગિરનાર

પુંડરીક ગિરિનું સોનામય (પાંચમું) મુખ્ય શિખર છે. આંબા અને કલ્પતરૂઓ વગેરે ઉત્તમ ઝાડોથી શોભિત છે, વહેતાં ઝરણાંઓ વડે તે મહાતીર્થ પાપને ધોઇનાંખે છે, અને અડકવાથી ફરસવાથી અપવિત્રતાને દૂર કરે છે. આ પહાડ પુણ્યના ઢગલા અને ભૂમિના તિલક સરખો છે. વળી સર્વજ્ઞના પદપદ્મથી પવિત્ર થવાને લીધે ત્રણ લોકના ઘરેણા રૂપે શોભે છે. સઘળાં તીર્થોમાં ઉત્તમ અને સઘળાં તીર્થોની યાત્રાનું ફળ દેનાર આ પર્વત દર્શન અને સ્પર્શ વડે સઘળાં પાપનો નાશ કરે છે. જળ તથા ફળ સહિત અને ભદ્રશાળાદિ વનથી વીંટાયલો આ રમણિક ગિરનાર ઇંદ્રોને પણ એક રમવા લાયક પહાડ છે. જ્યાં લગી ગિરનાર જવાય નહીં ત્યાં લગી પાપ માત્ર, દુઃખ માત્ર સંસારમાં વાસ કરે છે. આ ગિરિએ આવી જે જનો પોતાના ન્યાયથી પેદા કરેલા ધર્મને સુપાત્રને સ્વાધીન કરે છે, તે જનોને જન્મોજન્મ સઘળી સંપદાઓ મળે છે. ભવિજનોની અંદર જે ઉત્તમ પ્રાણી હોય તે આ તીર્થમાં ફક્ત એક દિવસ બ્રહ્મચર્ય પાળે છે તે હમેશાં સુર, અસુર, નર અને નારીઓથી સેવવા લાયક થાય છે. વિવેકી જન અહીંયાં દશ પચ્ચખ્ખાણ કરે છે તેને ક્રમે કરી દશ જાતનાં સુખો મળે છે. આ તીર્થમાં જેઓ ચોથભતું, છઠ્ઠ અને અઠ્ઠમ વગેરે તપ કરે છે તેઓ સઘળાં સુખોને અનુભવી જરૂર મોક્ષ પદ પામે છે. જે પ્રાણી હિંસા ભાવથી શ્રીજિનેંદ્રમૂર્તિનું પૂજન કરે છે તે મોક્ષ સુખ અનુભવે છે. તો મનુષ્ય સુખ અનુભવે એમાં તો નવાઇ જેવુંજ શું છે? જે પ્રાણી અહીં સારા સાધુને અન્ન, વસ્ત્ર અને પાત્ર વગેરે વ્હોરાવે છે, તે મુક્તિરમણિનો વિલાસી બને છે. આ તીર્થમાં સોનું, રૂપું, અન્ન, અને વસ્ત્ર વગેરે ભાવ-

વડે જેટલું અપાય તેના કરતાં અપારગણું સહેજમાં પમાય છે. ત્રણ લોકમાં સઘળાં તીર્થોને વિષે ઉત્કૃષ્ટ આ મહાન્ તીર્થ છે. જેની અંદર નિવાસ કરવાથી તિર્યંચ પણ આઠ ભવમાં મોક્ષસુખને અનુભવે છે. આ ગિરનાર ઉપરનાં ઝાડો તથા પંખીઓ પણ ધન્ય અને પુણ્યવાન્ છે, તો મનુષ્ય તેવાં હોય એમાં શી નવાઇ છે? દેવો, ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો અને કિન્નરાદિ આ તીર્થની સેવા કરવા માટે હંમેશાં ઉત્સાહથી આવે છે. દિવ્ય ઔષધિઓ, સુવર્ણ સિદ્ધિઓ અને રસકૂપિકાઓ પણ આ પર્વતમાં કાયમ પણે રહેલ છે. આ તીર્થમાં મોક્ષલક્ષ્મીના મુખ સરખો ગજપદ નામે કુંડ છે, જેમાં કદી પણ જીવ–પૂરાં વગેરે પડતા નથી અને જે તમામ પાપનો નાશ કરવામાં સમર્થ છે. આ ગિરિ બીજા પણ એવા એવા કુંડોનું જન્મ સ્થાન છે કે જેની અંદર ફક્ત છ મહીના લગી ન્હાવાથી પ્રાણીઓના કોઢ વગેરે રોગો પણ નાશ પામે છે.

આવી રીતે નેમિપ્રભુના વદન કમળથી ગિરનાર ગિરિનો મહિમા સાંભળીને પુણ્યવંત એવા સુર, અસુર અને નરેંદ્રો રાજી થયા. પછી કૃષ્ણે પૂછ્યું—'હે પ્રભુ, આ પ્રતિમા મારા જિન મંદિરમાં પધરાવી સ્થાપવાની છે, તે ત્યાં કેટલો વખત રહેશે અને પછી ક્યાં ક્યાં પૂજાશે? પ્રભુએ કહ્યું–' જ્યાં લગી દ્વારિકા કાયમ રહેશે ત્યાં લગી તમારા મંદિરમાં પૂજાશે અને પછી કાંચનગિરિ ઉપર દેવોથી પૂજાશે. અમારા મોક્ષ પછી બહુ દુઃખ દેનાર બે હજાર વર્ષ વહી જશે ત્યારબાદ અંબિકાના હુકમથી રત્ન નામનો સારી વાસનાવાળો ઉત્તમ વણિક ત્યાંથી લાવશે અને આ ગિરનાર ઉપર દેહરાસર બંધાવી તેમાં સ્થાપન કરી તેનું

પૂજન કરશે. પછી એક લાખ, ત્રણ હજાર, બસો ને પચાસ વર્ષ લગી ત્યાં રહી પાછી ત્યાંથી અંતર્ધાન થઇ જશે. એકાંત દુષમકાળની અંદર તેને દરીઆમાં રાખીને ઘણા દેવો તેનું પુજન કરશે અને પછી બીજા દેવો પુજશે.' આ પ્રકારે સાંભળી કૃષ્ણે ફરી પુછયું કે–' એ પુણ્યશાળી રત્ન વણિક કોણ થશે ? કે જે એ પ્રતિમાનું પુજન કરશે.' કૃષ્ણની વીનંતીથી જગદ્ગુરૂ નેમિશ્વર પ્રભુએ કહ્યું–' હે કૃષ્ણ ! તમારી સ્થાપન કરેલી પ્રતિમાનું જ્યારે પુજન બંધ થશે ત્યારે તે વખતમાં જૈન ધર્મની અંદર ધુરંધર વિમળ નામનો રાજા થશે. એ રાજા વિચિત્ર વર્ણથી તૈયાર કરેલી મારી પ્રતિમાને એક લાકડાના દેહરાસરમાં સ્થાપશે. તે પ્રતિમાનું ત્યાં પુજન ચાલતું હશે તે સમયમાં સોરઠ દેશમાંના કાંપિલ્ય નગરમાં રત્ન નામનો એક ધનવાન વાણીઓ થશે. હે કહાન ! તે વખતે બાર દુકાળો પડશે, તેમાં ઘણા જીવો મરી જશે. તે રત્ન શેઠ પણ દુર્બળ સ્થિતિમાં આવી જતાં સોરઠ દેશ છોડી દેશાવરમાં જશે ને ફરતો ફરતો કાશ્મીરમાં પહોંચી સ્થિતિ કરશે. ત્યાં ધન પેદા કરી તેને વાપરીને તેનું ફળ મિળવવાની મરજીથી અરિહંત પુજન કરી હેતે ભકિત પુર્વક તે સંઘની પ્રાર્થના કરશે. સંઘના વચનોથી વિશેષ ઉત્સાહવંત બનેલો રત્ન વણિક હર્ષ સહિત દેહરાસરમાં રહેલા પ્રભુની પુજા કરતો સંઘ લઇને ત્યાંથી નીકળશે. રસ્તાની અંદર શહેરે શહેર ને ગામો ગામ નવાં જિન ભુવનો કરાવતો અને આનંદસૂરી ગુરૂની પુજા કરતો ચાલશે. રસ્તામાં ભૂત, વ્યંતર, વૈતાળ, રાક્ષસ અને યક્ષોથી થતાં સંઘના વિઘ્નોનો અંબાજીના ધ્યાનથી નાશ કરશે. ક્રમે કરી પોતાને વતન જઇ પહોંચી, ભકિત વડે ત્યાંના સંઘને નોતરી

શત્રુંજય ઉપર પ્રભુને નમન કરી ગિરનાર જશે. જે ઠેકાણે મને ( સહસાવનમાં ) કેવળ જ્ઞાન થયું છે તે જગોએ આવી હર્ષથી અમારી પ્રતિમાને પુજી પછી અંગમાં આનંદ વડે મગ્ન થઇ મુખ્ય શિખર ઉપર બેસશે. છત્રશિલાની હેઠળ ચાલતાં તેને પ્રૂજારો થતો તેના દેખવામાં આવશે એટલે તે ભક્તિથી ગુરૂને બોલાવી તેનું કારણ પુછશે. અવધિજ્ઞાનથી તેનો હેતુ ધ્યાનમાં લઇ ગુરૂ તેને આદરથી કહેશે કે, ' આ તીર્થનો ભંગ અને ઉદ્ધાર તારા હાથથીજ થશે. રત્નશેઠ કહેશે કે, જો આ તીર્થનો ભંગ મારાથી થવાનો હોય તો હવે અહીંથી અગાડી જવાની જરૂર નથી. અહીં રહીનેજ જિનેંદ્રમહારાજની પુજા કરીશ. ગુરૂ કહેશે કે, તારાથી તીર્થનો ભંગ નથી પણ તારા અનુગામી સેવકોથી થશે. અને તારાથીતો આ તીર્થનો અધિક ઉદ્ધાર પ્રભુએ કહ્યો છે. આવી ગુરૂની વાણી સાંભળી સંઘવી રત્ન ઉત્સવસહ યાત્રાળુઓની સંગાથે સંઘનો પ્રવેશ મુખ્ય શિખર ઉપર કરાવશે. ત્યાં રાજી થએલા સઘળા યાત્રાળુઓ તરત ગજપદકુંડમાંથી પવિત્ર પાણી કહાડી કહાડીને ન્હાશે. પછી હર્ષ પુર્ણ શરીરે ધોએલાં વસ્ત્ર પહેરી તે કુંડના પાણીથી કળશો ભરી તેઓ જિનમંદિરમાં પેસશે. દેવો મના કરશે છતાં તેમની બોલીમાં નહીં સમજવાથી તેઓ હર્ષના જુસ્સાથી મારી લેપવાળી મૂર્તિને પાણીથી પખાળ કરશે. તે પાણીના અડવાથી લેપવાળી મારી મૂર્તિ ગળી જશે, અને જરા વારમાં ઢીલા માટીના પેંડા જેવી બની જશે. તેને જોતાંજ રત્ન શેઠનું હર્ષસરોવર શોકાગ્નિથી શોષાઇ જઇ તુરત બેભાન થઇ હવે શું કરવું ? એ વિચારમાં જડ સરખું બની જશે તે વેળાએ તે શેઠ વિચારશે કે, તીર્થનો ધ્વંસ કરનાર મને ધિઃકાર છે ! મારી આવી

અજ્ઞાનતાને પણ ધિઃકાર છે. અને આ તીર્થનો નાશ કરનારા મારી મરજી પાછળ ચાલનારાઓને પણ ધિઃકાર છે ! અહીં આવતાં અમારી સારી ભકિતનું અવળું ફળ થયું કે તીર્થનો ઉદ્ધાર ન થતાં તીર્થનો ધ્વંસ થયો. કયા કયા દાન અને તપથી આ પાપથી હું છુટીશ. કારણ કે ચાકરોના ગુન્હાથી ધણીને દંડ કરવો કહેલ છે. કિંવા આવી નકામી ફિકર કરવી શું કામની છે ? આ ગુન્હામાં મારે આ દશાવાળાને શ્રીનેમિનાથનુંજ શરણ થાઓ. આવી રીતે બોલી બધા લોકો મના કરશે. તદપિ એ રત્ન શેઠ સત્વવંત થઇ મારૂં સ્મરણ કરી દૃઢ આસનવડે આહારને તજી ધ્યાનરૂઢ થશે. ઉપવાસી અને ઉપસર્ગ વખતે અડગ રહેનારા એ વણિક પાસે એક માસે અંબિકા આવશે, તેના દર્શનથી રાજી થનારો શેઠ પોતાના તપની ખાત્રી થતાં ઉભો થશે અને અંબિકા તેને કહેશેકે 'વત્સ ! તું ફિકર ન કર, તને ધન્ય છે, કેમકે તેં યાત્રા કરી કરાવીને આ બધા પ્રાણીઓને પુણ્યવંત કર્યા છે. આ પ્રતિમાનો જુના વખતનો લેપ બગડી જવાથી દર વર્ષે નવો લેપ થયાં કરે છે. અહીંજ એમનું પ્રતિષ્ટા સ્થળ છે અને શંકુ અભંગ રહેલે છે. માટે ફરીવાર લેપ કરાવીને તું તેની પ્રતિષ્ઠા કરાવ.' પછી રત્ન શેઠ કહેશે કે, માજી, ! પુર્વની મૂર્તિના ભંગ વડે હું પાપી થયોછું. હું આપની આજ્ઞાથી નવો લેપ કરપવીશ; તોપણ મારા જેવો બીજો કોઇ અણુસમજુ આવશે તો તે તેનો ધ્વંશ કરી નાંખશે, માટે માતા ! પ્રસન્ન થઇ મને કોઈ ન ભાંગે એવી મૂર્તિ આપો કે જેથી પાણીવડે પખાળ કરી પુજા કરનારનાં મન ખુશી થાય. આવી રત્ન વાણીયાની વાણી સાંભળીને દેવી અંતર્ધાન થઇ જશે. એટલે કઠીન નિશ્ચયવાળો તે વણીક

ફરી તપ આદરશે, અંબા તેને હરકત કરવા વિઘ્ન કરશે, પણ તે મહાસત્ત્વ વાણીઓ તેનું દ્રઢપણે સ્મરણ કરશે એથી સિંહ-વાહની અંબિકા સઘળી દિશાઓમાં અજવાળું કરતી તેની આગાડી પ્રત્યક્ષ થઇ કહેશે કે વત્સ ! તારા આ આકરા સત્વવડે હું સંતુષ્ટ થઇછું. માટે મારી આગળથી જે તારી મનેચ્છા હોય તે તું માગી લે. આવું વચન સાંભળી શેઠ કહેશે કે, હે માતા ! આ તીર્થના ઉદ્ધાર શિવાય મારો બીજો મનોરથ નથી. મને નેમિભગવાનની વજ્રમય મુર્તિ આપો કે જેથી તે કાયમ રહે અને પાણીથી પખાળ કરી પૂજા કરનારા પ્રસન્ન થાય. પછી અંબિકા કહેશે કે, વીતરાગ પ્રભુએ મને તીર્થોદ્ધાર કરનાર કહેલ છે માટે આદરથી મારી સાથે ચાલ. પરંતુ મારા ચરણ ન્યાસ વિના બીજે કયાંઇ પણ નજર ફેરવીશ નહીં. તે સાંભળી શેઠ દેવીની પાછળ હીંડશે. અંબિકા ડાબા હાથ ભણી બીજા શિખરો તજી અનુક્રમે ઉગમણા હિમાદ્રિ પર્વત ઉપર જઇ તે કોઇ સિદ્ધને કહેશે કે, કાંચન નામના આ મંદિરની ચોકી કરવાને દેવોએ તને અહીં રાખેલ છે માટે તું તુરત ભક્તિથી આ બંધ કરેલા બારણાને ઉઘાડ. દેવીની આજ્ઞાથી તુરત તે બારણું ઉઘાડશે. તેમાંથી પ્રતિમાઓની કાંતિનો પ્રકાશ બહાર ઝળકી અજવાળું કરશે. ઘડાના મ્હોં જેવડા બારણામાં અંબિકા દાખલ થશે કે તેની પાછળ શેઠ પણ પેશી જશે, પછી તેમાં રહેલી દરેક પ્રતિમાઓ દેખાડતાં કહેશે કે, હે વત્સ ! આ પ્રતિમાના જે જે ભરાવનારા છે તેનાં નામ ધ્યાન દઇ સાંભળ. આ સૌધર્મેંદ્રે નીલમણીનું, આ નાગેંદ્રે પદ્મરાગમણીનું, બિંબ ભરાવેલ છે. આ બિંબ ભરતેશે આદિત્યયશા

અને બાહુબળી વગેરેએ રત્ન માણિકયનાં બનાવી હમેશાં પૂજેલા છે. આ ઉદ્દામ રત્ન માણેકના સારથી બનેલી શાશ્વતી પ્રતિમા સરખી પ્રતિમા છે તે બ્રહ્મેંદ્રની બનાવેલ છે અને તેને બ્રહ્મેંદ્રે બહુ વખત લગી દેવ લોકમાં રાખી પૂજેલ છે. અને બીજી આ મૂર્તિઓ રામકૃષ્ણે કરાવીને પૂજેલી છે. આ બધી પ્રતિમાઓ પૈકી તને જે ગમે તે પ્રતિમા મારી રજાથી લઇ લે. પછી તે શેઠ રત્ન મણિ માણેક અને સોનામય પ્રતિમા લેવા હાથ લંબાવશે એટલે દેવી કહેશે કે, વત્સ ! એ પ્રતિમા ન લઇશ. હવે આવનાર વખતમાં લોકો દયા રહિત, જુઠાં, અપવિત્ર અને દેવગુરૂ તથા ધર્મની નિંદા કરનારાં થશે. પૃથ્વી ઉપર અન્યાયથી પરાયુ ધન અને પરાઇ સ્ત્રીમાં લીન રહેનારા અને ચોર મ્લેચ્છ રાજાઓ થશે. તેથી કોઇ વખત હું કયાંક ગઇ હઇશ એવા વખતમાં સુના મંદિરમાં પેસી કોઇ મર્યાદા વગરના લોકો લોભને લીધે એવી પ્રતિમાની આશાતના કરશે. તેથી જેમ લક્ષ્મી ન હોય તે કરતાં સહસા પ્રાપ્ત થઇને ચાલી જાય તે વધારે દુઃખ થાય છે, તેમ ઉદ્ધાર કરતાં હાનિ થાય તો તને વધારે પસ્તાવો થશે. માટે આ બ્રહ્મેંદ્ર રચિત સ્થિર પ્રતિમા લઇ લે. તે વિજળી, અગ્નિ, પાણી, લોઢાના શસ્ત્ર અને વજ્રથી પણ નાશ ન થાય તેવી છે. આવી રીતે કહી તેની બાર યોજન લગી કાંતિ ફેલાતી હતી, તે માયાવડે છુપાવી ફકત સાધારણ પત્થર જેવી મૂર્તિ બનાવી દેશે. પછી બારીક તાંતણાઓથી તેને બાંધીને દેવી શેઠને કહેશે કે, રથાંન વગર પણ જ્યાં તું મૂકીશ ત્યાં આ પ્રતિમા પહાડની પેઠે કાયમ થઈ જશે. એ પ્રમાણે સમજાવી તે પ્રતિમા આપી અંબા ચાલ્યા જશે અને શેઠ નાકની દાંડી તરફની દિશા ભણીજ જોઇ

પ્રતિમા લઇ રવાના થશે. ક્રમેકરી રસ્તામાં સુસવાટાબંધ ચાલતાં રૂને લઇ ચાલે તેવી હલકા વજનવાળી બનેલી પ્રતિમાને લઇ શેઠ દેહરાસરના બારણા અગાડી આવતાં ચિંતવશે કે, આ પ્રતિમાને અહીં રાખી અંદર રહેલી જુની પ્રતિમાઓના લેપના ઢગલા પડેલા છે તે લઇ લઈને અંદર સ્થાન કરૂં એમ ચિંતવી તે જગોએ પ્રતિમાને રાખી અંદર જઇ બધું ઠીક કરી હર્ષ સાથે તે પ્રતિમાને લેવા આવશે, પણ તે ત્યાંજ અચલ થઈ જવાની શેઠ તેને અંદર લઇ જવા માટે ફરી તપ આદરી દેવીનું ધ્યાન ધરશે, અને જ્યારે સાત દિવસ થશે ત્યારે દેવી આવી પોતાના કહેલા વચનની યાદી આપશે અને તે વચન ભૂલી જવાથી આ પ્રતિમા સ્થિર બની છે માટે હવે મહેનત ન કર. હવે તો આથમણી દિશાના મુખવાળું અહીંજ દેહરાસર બંધાવી તારી પાછલી અવસ્થામાં કરેલું પુણ્ય કાયમ કર. બીજા તીર્થોમાં તો બહુએ ઉદ્ધારો થશે પણ આ તીર્થમાં તો ઉદ્ધાર કરનાર તું એકજ હોવાથી નામના કાયમ રહેશે. આ પ્રમાણે સમજાવી તુષ્ટમાન થઇ વર આપી દેવી અંતર્ધાન થશે. પછી રત્ન શેઠ પણ તે પ્રમાણેજ કરશે. અને તેમાં તે મુર્તિની પ્રતિષ્ટા કરાવશે. સૂરિમંત્રના પદોવડે આકર્ષાયલા દેવો તે પ્રતિમા અને દેવાલયના અધિષ્ટાયક થશે. પછી અષ્ટ પ્રકારી પુજા કરી દંડ ધ્વજા ચડાવી ભકિત સહિત નમણાશવંત અને ઉદાર રત્નશેઠ રાજી થઇ મારી સ્તુતિ કરશે. પછી પાંચ અંગ વડે ભૂમિને ફરસી રોમ હર્ષ સહિત મને સાક્ષાત્ જોતો હોય તેમ મુર્તિને નિહાળી પ્રણામ કરશે. તે વેળાએ ક્ષેત્રપાળ વગેરે દેવોની સાથે અંબિકા ત્યાં આવી શેઠના ગળામાં કમળના ફૂલોના હાર પહેરાવશે. પછી તે શેઠ કૃતાર્થ થઇ સોરઠ દેશમાં

જ રહી સાત ક્ષેત્રમાં ધનરૂપી સારૂં બીજ વાવી તેના ફળરૂપ મોક્ષને પામશે. હે કૃષ્ણ ! આ પ્રમાણે તે રત્ન શેઠ મારી પ્રતિમાને પુજશે. અને તમે પણ તીર્થનો ઉદ્ધાર કરવાથી આવતી ચોવીશીમાં તીર્થંકર થશો.' પ્રભુની આવી વાણી સાંભળી કૃષ્ણે પુછ્યું 'હે ભગવંત ! મુક્તિદાયક આ મૂર્તિને હું કયા તીર્થની અંદર સ્થાપન કરૂં ?' પ્રભુ બોલ્યા—"હે કૃષ્ણ ! અગાડી ઇંદ્રે જ્ઞાનશિલા ઉપર મારૂં મૂર્તિ સહિત સોવનમય દેહરાસર કરાવેલું છે, તેની હેઠળ નવું મંદીર કરાવીને આ મૂર્તિ થાપો' પ્રભુની આજ્ઞાથી કૃષ્ણે એક મહોટું દેહરાસર બંધાવી તેમાં તે નેમિ પ્રભુની મૂર્તિને સ્થાપન કરી. ત્રિજગના જનોએ જેને પૂજેલી અને ભક્તિ મુક્તિને દેનારી તે છે. પ્રભુના વાસક્ષેપથી ગણધરોની પાસે તેની પ્રતિષ્ટા કરાવી. પછી કૃષ્ણે જળ યાત્રા માટે દેવ તથા માનવોને નોતરૂં દીધું. વાજાં બજાવી હાથમાં કુંભવાળી સ્ત્રીઓ અને દેવોથી પરવરેલા કૃષ્ણ કુંડોની પાસે આવ્યા. પહેલાં ઐરાવત કુંડે ગયા ત્યાં તેના નામનો નિશ્ચય કરવા કૃષ્ણે ઇંદ્રને પૂછ્યું કે—'આ કુંડનું આવું નામ શા કારણથી પડયું છે ?' ઇંદ્રે કહ્યું—'પૂર્વે જ્યારે ભરતચક્રવર્તી આવ્યા હતા, ત્યારે તે વખતના ઇંદ્રે ઐરાવત હાથી પાસે આ કુંડ કરાવેલ છે. ચૌદ હજાર નદીઓના પાણીના પુરે આ કુંડમાં પેઠો. તેથી કુંડ પાવન અને પાપનો નાશ કરનાર છે. જેણે આ કુંડના પાણીથી ન્હાઇ જિનેંદ્ર ભગવંતને પખાળ કર્યો છે, તેણે કર્મમેલથી લેપાયલા પોતાના આત્માને પાવન કર્યો છે. આ કુંડનું પાણી પીવાથી ઉધરસ, દમ, અરૂચી, ગ્લાની પ્રસૂતિ, અને પેટપીડાઓ નાશ થાય છે. આ બીજો પાવન કુંડ ધરણેંદ્રે કરેલો છે અને આ કુંડ ચમરેંદ્રના વાહન મોરે કરેલો

છે. એ બંન્ને કુંડના પાણીથી સ્થાવર અને જંગમ ઝેર, તથા ક્ષય અને ન સહન થઇ શકે તેવા રોગો નાશ થઇ જાય છે. અને એ બંન્ને કુંડોના પાણીથી જે પોતે પવિત્ર દિલે ન્હાઇ પ્રભુને પખાળ કરે તેને ત્રણે લોકનું રાજ્ય પાસેજ છે એમ સમજી લેવું. આ બીજા બલીંદ, સૂર્ય, અને ચંદ્ર વગેરેના રચેલા જે કુંડો છે તેઓ પોતાના પાણીવડે પાપનો નાશ કરે છે. આ કુંડ અંબાદેવીએ ભરતચક્રીના ઉદ્ધાર વખતે તેની મિત્રતાને લીધે બનાવેલો છે, તે અંબાકુંડ હાલ વિશિષ્ઠ કુંડના નામથી ઓળખાય છે.' કૃષ્ણે ઇંદ્રને પૂછ્યું કે–'તે વિશિષ્ઠ મહાત્મા કોણ થઇ ગયા છે કે જેના નામને લીધે અંબા કુંડનું નામ લોપ થઈ ગયું છે?' સૌધર્મેંદ્રે કહ્યું—'હે કૃષ્ણ! આઠમા વસુદેવ લક્ષ્મણ સમુદ્ર લગી પૃથ્વીનું અધિપતિપણું ભોગવતા હતા, તે વખતમાં વિશિષ્ઠ નામનો એક આકરો તપકરનાર તપેશ્વરી થયો હતો તે વેદ વેદાંગનો પારગામી અને કુટિલકળામાં પ્રવીણ હતો. કંદ મૂળ, ફળ અને પાણીથી જીવન નિભાવતો હતો અને લોકો પોતાનાં કામ થવાની ચાહનાએ તેની પૂજા કરતા હતા. એક વખતે કોઇ હરિણી તેની ઝુંપડીના આંગણામાં વાવેલા નીવારને ચરવા લાગી. એ જોઇ ગુસ્સો લાવી ધીમે ધીમે પગલે જઇ તેને લાકડી ફટકારી. એથી એ ગર્ભિણી હરિણીના પેટમાંથી બચ્ચું નીકળી પડયું અને પીડા પામી તે મૃગલી તરતજ મરીગઇ. એ જોઈ તે બહુજ કચવાયો અને લોકો તેને બાળકી મારનારો કહી હસવા લાગ્યા. તે પાપનું પ્રાયશ્ચિત લેવાની ચાહનાથી એ પાપથી ડરનારો વિશિષ્ઠ એકલો અડસઠે તીર્થોમાં ફરી પવિત્ર થયો માની પાછો પોતાને આશ્રમે આવ્યો. તે વખતે કોઇ જ્ઞાની

જૈનમુની તેની ઝુંપડી પાસે કાઉસ્સગ્ગધ્યાને કાયમ થયા હતા, તેમને પગે લાગવા આસપાસની વસ્તીમાંથી લોકો ત્યાં આવ્યા. સઘળઓના પૂર્વભવની વ્યાખ્યા કરતા તે મુનીને સાંભળી વિશિષ્ઠે તેમની પાસે આવીને પૂછ્યું કે, મારામાં તે પાપકર્મ રહ્યું છે કે નહીં ? મુનીએ કહ્યું—ક્ષેત્ર અને તપસ્યા વગર ફક્ત પર્વત નદી વગેરે તીર્થોમાં ભટકવાથી તે ભારે કર્મ શી રીતે નાશ પામી જાય ? તેવા કર્મનો નાશકરનાર ગિરનાર તીર્થવગર મિથ્યાત્વ તીર્થની અંદર ભમવાથી કલેશજ થાય છે. વિશિષ્ઠે કહ્યું—હે મુનિ ! તમે જે ક્ષેત્ર અને તપ કહ્યું તે મારા પાપની શાંતિ વાસ્તે વિગતવાર કહો. મુનિએ કહ્યું સોરઠમાં ગિરનાર ઉત્તમ ક્ષેત્ર છે. ત્યાં ઇંદ્રિયોને કબ્જે કરી શ્રીનેમિજિનનું આરાધન કરવું તે તપ છે. જો તારે પાપનો ડર હોય ને નિર્મળ પુણ્ય મેળવવું હોય તો સદ્ગતિ દેવામાં જામીન સરખા ગિરનારનો આશરો લે. તે સાંભળી ઉત્તમ ઉપદેશને મનમાં ધારી વિશિષ્ઠ ત્યાંથી ચાલતો થયો અને નેમિપ્રભુનું સ્મરણ કરતો કેટલેક દિવસે ગિરનાર જઇ પહોંચ્યો. મુખ્ય શિખરને પ્રદક્ષિણા દઇ ત્રિકરણ શુધ્ધે ઉત્તર તરફના રસ્તેથી ડુંગરપર ચડયો. દક્ષિણ તરફ અંબાગિરિની છત્ર શિલાને છોડી અંબાકુંડ પાસે આવ્યો અને તે કુંડના પાણીથી સ્નાન કર્યું એથી સદ્ ધ્યાનના બળથી પૂર્વે કરેલાં પાપને વિસરી ગયો. સ્નાન કરી બહાર નીકળ્યો કે આકાશ વાણી થઈ કે હે મુનિ ! તું હત્યાના પાપથી છુટી પવિત્ર થયો છે. આ કુંડના પાણી વડે ન્હાવાથી અને શુભ ધ્યાનથી અશુભ કર્મ ખપી ગયું જેથી હવે નેમિપ્રભુનો આશરો લે. વિશિષ્ઠે આવી વાણી સાંભળી તરત રાજી થઇ નેમિજિનના દહેરાસરમાં જઇ પાવન પ્રભુને

પ્રણામ કર્યા. સારી ભકિતથી સ્તવના કરી સમાધિ વડે ધ્યાન કરી, અત્યંત તપ આચરી તેણે અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું. છેવટ તાપસવેષ છતાં જિનધ્યાનમાં તત્પર રહેવાથી તે મરીને દેવપણું પામ્યો. અહીં વિશિષ્ઠનો હત્યાનો દોષ ટળી ગએલ છે તેથી હે કૃષ્ણ ! આ પાવન કુંડ વિશિષ્ઠ નામથી જાહેર થયો. આ કુંડના પાણીથી ઘાત, વ્યાધિ, પથરી, પ્રમેહ, કોઢ, દાદર વગેરે રોગો નાબુદ થાય છે. અને મહા હત્યાઓ પણ નાશ પામે છ.

ઇંદ્રની પાસેથી કુંડોની ઉત્પતિ સાંભળી તેમાંથી પાણી લઇ કૃષ્ણ નેમીભગવંતના મંદિરમાં ગયા. ત્યાં ઇંદ્રાની સંગાથે પ્રભુને પખાળ કરી પછી વિધિસહ પૂજન કર્યું. આરતી ઉત્તારી ઉત્સવ સહિત સોના રત્ન અને મણિનાં દાન આપી ત્યાંથી સુવર્ણ મંદિરમાં રહેલા પ્રભુની પૂજા કરી. ભકિતરૂપ દોરડાથી–દામથી ઉદરમાં બંધાયા તેથી દામોદર નામ પડયું. એ નામ ધારણ કરી દામોદરદ્વારમાં પોતાની મૂર્તિ કરાવી અને વિશેષભક્તિ જાહેર કરતાં કૃષ્ણે પોતાના માથા પર નેમિપ્રભુની મૂર્તિ ધારણ કરીને પોતેજ પોળીઆ થયા.

જયાં પ્રભુએ પોતાનું વસ્ત્ર મૂકયું હતું, તે વસ્ત્રાપથ તીર્થમાં કાળમેઘ નામનો એક અમલ કરનાર ક્ષેત્રપતિ થયો હતો. અને તે પોતાના પાણીમાં ન્હાનારને નિર્મળ કરતો હતો. અમલકીર્તિ નામની નદી હતી તેમાં ભવ નામનો દેવપતિ રહેતો હતો. તે ભવ પૂર્વે કોઇ દુર્ભવી હરિણ હતો. વગડામાં ભમતાં કોઈ મુનિ કનેથી ગિરનાર તીર્થનો મહિમા સાંભળી ત્યાં આવ્યો. એક વખતે વનમાં લાહ્ય–દવ લાગવાથી બળી જતી હરિણીની સંગાથે

તે પાણી પાસે આવ્યો. કુંડને દેખી તીર્થની ભાવનાથી તે તેની અંદર પડયો. તેથી મરીને ત્યાંજ ભવનામનો દેવ થયો. અને મૃગલી મરીને તે કુંડની અધિષ્ઠાયક દેવી થઈ જાહેરમાં આવી. ત્યારથી તે કુંડ અને દેવ બેઉને સઘળાં માણસો હંમેશાં પૂજવા લાગ્યાં અને તેઓ નેમિપ્રભુની ભકિત કરવા લાગ્યા.

કર્ણાટક દેશમાં ચક્રપાણિ નામનો એક રાજા થયો હતો તેને પ્રિયંગુમંજરી નામની એક રાણી હતી. કોઈ વખત તેણીએ સ્ત્રી સરખા મનહર શરીરવાળી છતાં વાંદરીના જેવા મ્હોંવાળી એક દીકરીને જન્મ આપ્યો. એ જોઇ રાજા અચરજ પામ્યો. નઠારા ગ્રહજોગવાળી જાણી તેના માટે શાંતિ કર્મ કરાવ્યું. દેહરે દેહરે દેવપુજન કરાવી સુપાત્રોની સેવા કરી. દિનપરદિન મોટી થતી જતી એ કુવરીના અંગમાં લાવણ્યતા આવવા લાગી. તે કન્યાનું સૌભાગ્યમંજરી નામ પાડયું. અનુક્રમે તે ચોસઠે કળામાં કુશળ થઈ. એક વેળાએ રાજસભાની અંદર પિતાના ખોળામાં બેઠેલી હતી, તેવામાં કોઇ પરદેશી પુરૂષ રાજસભામાં આવ્યો. તેણે સઘળાં તીર્થોના મહાત્મ્યનું કીર્તન કરવા માંડયું. પહેલાં સિદ્ધાચળનું મહાત્મ્ય કહી પછી ગિરનારનો મહિમા કહ્યો કે—હે રાજન્ ! આ જગત્માં પુણ્યના જત્થાને પ્રગટ કરનાર, દુઃખ દારિદ્ર હરનાર અને પાપથી અજિત ગિરનાર જય પામે છે. સઘળી જાતનાં કલ્યાણનું નિર્માણ કરવામાં કુશળ ગિરનારની ઉપર રહેવાથી આ જન્મમાં કે અપર જન્મમાં પાપને દ્રારિદ્રનો ડર હોતોજ નથી. તે ગિરિનાં પાવન શિખરો, નદીઓ, ઝરણાંઓ, ધાતુઓ અને ઝાડો સઘળાં પ્રાણીઓને સુખનાં દેનાર

છે. હે રાજન્ ! એ પાવન પર્વત ઉપર નેમિનાથની સેવા માટે આવેલા દેવો સમસ્ત સુખના સ્થળ રૂપ સ્વર્ગને પણ યાદ કરતા નથી. આ પ્રકારે ગિરનારનું મહાત્મ્ય સાંભળી સૌભાગ્યમંજરીને પાછલા ભવની યાદી થવાથી તરત બેભાન થઇને પડી ગઇ. બહુ શીતળ ઉપાય કર્યા એટલે ભાન આવ્યું. એટલે હર્ષ સાથે પોતાના કચવાતા બાપને તે કહેવા લાગી કે—'હે પિતાજી ! આજે મને અતિ આનંદ છે તેનું કારણ સાંભળો. ગયા જન્મમાં હું ગિરનાર ઉપર વાંદરી હતી. તે વેળાએ હમેશાં અળવીતરાંપણાથી બધાં શિખરો, ઝાડો અને નદીઓમાં ફરતી હતી. એ ગિરિના મુખ્ય શિખરથી આથમણી બાજુએ એક અમલકીર્તી નામની નદી છે. તરેહ તરેહના પ્રભાવવાળી દ્રહોથી ભરપુર એ નદી શ્રી નેમિપ્રભુની દ્રષ્ટિથી પાવન થએલી છે. એક વખત અનેક વાંદરોની સાથે હું ગીચ ઝાડોની ઘટામાં મરજી મુજબ ફરતી, જાતિની ચંચળતાને લીધે ત્યાં આવી ચડી. ત્યાં કૂદાકૂદ કરતાં ફળેલા આંબાની મોટી વેલોના તાંતણાઓની અંદર મારૂં માથું સપડાઇ પડયું. જેથી ગળું રૂંધાઈ જતાં તરફડીને તરત મરી ગઈ. પણ તીર્થના નિવાસને લીધે હું તમારી પુત્રી થઈ. આ મારૂં શરીર સુંદર છતાં મ્હોં વાંદરી જેવું છે તેનું કારણ એજ કે વાંદરીનું માથું વેલાથી ફસાયલું હતું તે નમતું નમતું નીચે આવ્યું, એથી શરીર તો એ અમલકીતિ નદીમાં પડી ગયું, પણ માથું ભરાઈ રહેવાને લીધે તેમાં પડી શકયું નહી. નદીમાં પડેલું શરીર સુંદર થયું પણ માથું ન પડવાને લીધે વાંદરી જેવુંજ રહ્યું છે. હવે હે તાતજી ! તે લટકી રહેલું મારા માથાનું ખોખું જો નદીની અંદર નંખાવી દો એટલે

વિટંબના રહિત બની જન્મ વ્યતીત કરૂં. આ પરદેશી માણસે મને એ તીર્થનો મહિમા સંભળાવી તેની યાદી લવરાવી તેથી તાતજી! એ મારો સાચો ભાઈ છે માટે એનું આપ બહુજ સન્માન કરો; આ બીના સાંભળી રાજાએ તે નદીના તટપર માણુસો મોકલી તે માથાનાં હાડને નદીમાં નંખાવી દીધાં. એટલે તરત સુંદર મ્હોં વાળી કુંવરી બની ગઈ. એ જોઈ રાજા અત્યંત વિસ્મય થયો અને પ્રત્યક્ષ તીર્થમહાત્મ્યની પ્રતીતિ થઈ. પછી સૌભાગ્યમંજરી સંસારથી વિરકત બની પોતાનો વિવાહ ન કરવા પિતાને અરજ કરી ગિરનાર પર ચાલી ગઈ. ત્યાં આકરા તપ કરી જિનેંદ્ર ધ્યાનમાં લીન બની તમામ નઠારાં કર્મોને ખપાવી અંતે મરણ પામી તીર્થના મોહને લીધે તે ત્યાં વ્યંતર દેવી થઈ. અને તે નદીના દ્રહ–ધરામાં રહીને સંઘનાં વિઘ્નો નાશ કરવા લાગી. તે મહા મહાત્મ્યવંત તીર્થમાં રહેવાને લીધે સર્વ દેવોને અનુસરવા લાયક મહાદેવી થઈ પડી.

પછી ઈંદ્ર વાવ્યકોણમાં ઇંદ્ર નામનું નગર વસાવીને નેમિપ્રભુને માથે ધારણ કરી ત્યાં રહ્યા. જિનધ્યાનથી પાવન થયેલા બ્રહ્મેંદ્રે સંઘની વૃદ્ધિને અર્થે ડમર નામના બારણામાં પોતાની મૂર્ત્તિ સ્થાપન કરી. જિનધ્યાનથી પાવન મનવંત મલ્લિનાથ નામનો રુદ્ર નંદભદ્ર ગિરિદ્વારમાં દ્વારપાળ થયો. બળવંત બળભદ્ર પોતાના માથાપર છત્રરૂપ કરેલા ભગવંતના ચરણ કમળ વડે તાપ વગરનો બની મહાબળદ્વારમાં રહ્યા. મહા બળવંત વાયુ લોકોના વિઘ્ન રૂપ તરખલાના જત્થાને ઉડાવનાર થઇ બકુલદ્વારમાં રહ્યા. પોતાનાં શસ્ત્રોથી વિઘ્નરૂપ દુશ્મનોને મારનાર અને ઉત્તર કુરૂમાં વસનારી સાતા માતાઓ બદરીદ્વારમાં રહી. કેદાર દ્વારમાં કેદાર

નામના રૂદ્ર ગિરિનો રખવાળ થઈને રહ્યો. આ પ્રમાણે બધી દિશાઓમાં આઠ દેવોએ વાસ કર્યો. જિનેશ્વરની પાસે આઠ પ્રતિહાર્ય હોય તેની પેઠે આઠ દેવો આયુધ ઉગામી પ્રતિહાર બનીને રહ્યા. સઘળા દેવો માથાપર નેમિપ્રભુના પદકજ રાખવાથી પવિત્ર મહાપ્રભાવથી વિઘ્નોને ત્રાસ દઇ નિર્મળ બનીને રહેલા છે. ત્યાં વસતા અગણિત દેવો ત્યાં આવનારની મનેચ્છા પૂરણ કરે છે. તરેહ તરેહના આયુધો ધરી રહેલા અને ભવિક જનોપર પ્રેમ રાખનાર છે. મુખ્ય શિખરથી ઉત્તર દિશે તે દિશાનો રખેવાળ મહાબળવંત મેઘનાદ છે, પશ્ચિમનો રખવાળ રત્ન મેઘનાદ છે. પૂર્વમાં સિદ્ધ ભાસ્ય અને દક્ષિણમાં સિંહનાદ છે. એ ચાર શિખરોથી મુખ્ય શિખર ચતુર્મુખ સરખું હોય તેવું જણાયછે. મુખ્ય શિખરની ચોમેર બબે ન્હાનાં શિખરો છે. ત્યાં મરેલો ને બળેલો જન ઉત્તમ દેવ થાય છે. ત્યાં રહી તપસ્યા કરતાં નેમિપ્રભુનું ધ્યાન ધરતાં માનવો આઠ સિદ્ધિઓ મેળવે છે. ને અંતે મોક્ષ પામે છે. તે શિખરોની ઉપર કલ્પતરૂ, ધારેલી ચીજ દેનારી વેલો, તળાવો, કુવાઓ અને કાળી ચિત્રાવેલો છે. તે પુણ્યવંતને હાથ લાગે છે. એ ગિરિમાં દરેક ઝાડ, સરોવર, કુવા, ધરા તથા જગોમાં નેમિપ્રભુના ધ્યાનમાં તૈયાર રહેનારા દેવો રહે છે. ઉંચા શિખર પર સિંહવાહની સંઘની ઈચ્છા પૂરનારી અંબિકાનું દેવળ છે. જે જગોએ નેમિપ્રભુએ પાછું ફરીને જોયું છે તે જગો આલોકન શિખર નામથી નેમિપ્રભુની મૂર્ત્તિયુક્ત પ્રસિદ્ધ થયલી છે. અંબાગિરિની દખણાદિ બાજુએ ગોમેધ યક્ષ રહેલો છે. ઉત્તરાદિ બાજુએ મહાજ્વાળા દેવી રહેલ છે. કૃષ્ણવાસુદેવે પૂજન કરતી વેળાએ જે જગોએ પોતાનું છત્ર-છત્રી મૂકેલ ને પાછું લીધેલ

તે જગો છત્રશિલાના નામથી ઓળખાય છે. એ ગિરિપર બહુએ શિખર અને ગુફાઓ છે કે જેમાં જિનસેવનમાં તત્પર રહેનારા દેવો રહે છે.

કૃષ્ણે કરેલ જળયાત્રાનો મહોત્સવ પૂરો થવાથી સઘળા દેવો કૃતાર્થ થઇ પ્રભુને પ્રણમી પુનઃ આવવાને આતુર બની પોતપોતાને ઠેકાણે ગયા. અને કૃષ્ણ પણ પુણ્ય કર્મમાં ચિત્તની આતુરતા રાખી નીચે ઉતરવા લાગ્યા. રસ્તાની અંદર બિંદુ ગુફામાં એક મુનિને દીઠા. તરત રાજી થઇ તે મુનિને પગે લાગ્યા. અને તેમના મુખથી ગિરિનો પુષ્કળ પ્રભાવ શ્રવણ કર્યો. પછી ત્યાં રહી પર્વતની સુંદરતા નિહાળતાં વાયવ્ય કોણમાં એક ગિરિને દેખી કૃષ્ણે તે મુનિને પુછયું કે 'એ કયો ગિરિ છે?' મુનિએ કહ્યું—'એ ગિરિ હમણા ઉજયંત ગિરિના માથાના નામથી ઓળખાય છે પણ હવે પછીથી તે ઉમાશંભુના નામથી ઓળખાતો થશે. તેનું કારણ સાંભળો. વૈતાઢ્ય ગિરિપર વિદ્યાબળથી ભયકારી રૂદ્ર નામનો વિદ્યાધર વૈતાઢ્ય ઉપરની તમામ ભૂમિને દબાવશે. તે વિદ્યાધર ઘણીક સ્ત્રીઓનો ધણી થશે. છતાં તેને ઉમા નામની નિર્દોષ શરીરવાળી સ્ત્રી થશે. તે રૂદ્રના ડરને લીધે તેને શંભુ નામથી બોલાવી પોતાની શાંતિને વાસ્તે લોકો તેના ભક્ત બની ઇષ્ટદેવની પેઠે ઉમિયા સહ તેનું પુજન કરશે. એ ખેચર ઉત્તમ રીતે ધ્યાન ધરનારા માનવો ઉપર તુષ્ટમાન થઇ તેમને માંગેલી ચીજ આપશે તેથી તેની લોકો વધારે પુજા કરશે. પહાડ, બગીચા, નદી અને મંદીર વગેરે જગોમાં ખુશ મિજાજથી રમ્મત ગમ્મત કરતો તે રૂદ્ર એ ઉજ્જયંત ગિરિની ટોચે આવીને ઉમા સહિત તપ કરશે. અને ત્યાં રહેલા ચારણ મુનિને ભકિતથી

નમન કરશે. પછી તે મુનિના બોધવચનથી પાપકાર્યેથી અલગ થઇ જશે. અને વિષયના મુળરૂપ સ્ત્રીને જાણી ઉમાને તજી દઈ સહસ્ત્રબિંદુ ગુફામાં તે એકલો તપશ્ચર્યા કરશે. વિયોગી ઉમાને તેની ખબર ન મળવાથી બિંદુ શિલાપર રહી તે પણ તપ કરશે. તેના ધ્યાન યોગને લીધે ગૌરીવિદ્યા અડગ મન વાળી ઉમા ઉપર તુષ્ટમાન થઈ પ્રત્યક્ષ દર્શન દઈ ચિંતવેલો વર દેદે.. તે વરદાનથી રૂદ્રને સહસ્ત્ર બિંદુ ગુફામાં તપ કરતા જાણી, ત્યાં પહોંચી અતિ મોહનરૂપ વડે તેને ધ્યાનથી ચળાવશે. પછી પ્રેમમગ્ન બની રૂદ્ર તેની સંગાથે પાછો રમણ કરશે. તેને લીધે એ ગિરિ ઉમા શંભુ નામથી જાહેર થશે. સહસ્ત્રબિંદુ ગુફામાં એક મનથી તેણે નેમિપ્રભુની આરાધના કરી હતી તેથી તે આવતી ચોવીશીમાં દેવપુજ્ય તીર્થંકર થશે. એવી રીતે મુનિ કનેથી વૃત્તાંત સાંભળી તે ભાવી તીર્થંકરને પ્રણામ કરી કૃષ્ણ વાસુદેવ સપરિવાર ત્યાંથી દ્વારિકા ભણી રવાના થઈ ક્રમે કરી જઈ પહોંચ્યા. અને નેમિજિનેશ્વર પણ ભવિક જીવોને પ્રતિબોધતા પૃથ્વીતલને પાવન કરવા લાગ્યા, રાજીમતીએ સંવેગ રંગમાં રંગાઇ શ્રી નેમિપ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી. અને વસુદેવ વગર બીજા દશાર્હોએ પણ દીક્ષા અંગીકાર કરી. મહાનેમિ રહનેમિ વગેરે યદુપુત્રો પણ દીક્ષા લઇ કઠીન તપ આદરી કાયાનું કલ્યાણ કરવા લાગ્યા.

દ્વારિકાની અંદર થાવચ્ચા નામની એક ધનવાન સ્ત્રી રહેતી હતી, તેને થાવચ્ચાકુમાર નામનો પુત્ર હતો. તેને દેવકન્યા સરખી બત્રીશ બૈરીઓ હતી, તે સાથે ઉંચા પ્રકારનાં બહુ બહુ સુખ ભોગવતાં લાંબો વખત ગુજાર્યો. એક વેળાએ નેમિપ્રભુની દેશના સાંભળી તે વૈરાગ્યવંત થયો જેથી દીક્ષા લેવા માટે.

માતાની રજા માગવા ગયો. એટલે તેની મા મોતીડેથી થાળ ભરી કૃષ્ણ અગાડી ગઇ અને નજરાણું મૂકી પોતાના દીકરાની વિચારણા જણાવી. કૃષ્ણે તેની સાથે આવી થાવચ્ચાકુમારને સંસારની લાલસા વધે તેવાં સરાગ વચનો કહ્યાં, પણ બહુજ વિરકતપણાના લીધે તે કથનો તરફ દુર્લક્ષ દાખવ્યું, તેથી કૃષ્ણે રાજી થઇ તે થાવચ્ચાકુમાર સાથે વ્રત અંગીકાર કરવા જે પુરૂષો તૈયાર હોય તેમણે તૈયાર થવું એ વિષેનો ઢંઢેરો પીટાવ્યો. જેથી એક હજાર પુરૂષો તેની સંગાથે દીક્ષા લેવા એકઠા થયા. કૃષ્ણે તે બધાનો થાવચ્ચાપુત્રની સંગાથે દીક્ષા મહોત્સવ કર્યો. એ થાવચ્ચાકુમાર મુનિ તે સઘળાઓ સહિત શ્રુત જ્ઞાન ધારિ થયા. જીવ, અજીવ વગેરે નવ તત્ત્વને સમજનારા તે થાવચ્ચાકુમાર મુનિને પ્રભુએ સૂરિપદ આપ્યું. પછી તે હજાર મુનિઓની સાથે વિહાર કરી ભૂમિને પાવન કરવા લાગ્યા.

થાવચ્ચાપુત્રાચાર્ય વિહાર કરતા કરતા એક વખત શૈલક નાપના શહેરમાં જઇ પહોંચ્યા. ત્યાંના શૈલક રાજાને પ્રતિબોધી અણુવ્રતધારી કર્યો. પછી ત્યાંથી વિહાર કરી સૌગંધિકપુરીના જંગલમાં સમોસર્યા. ત્યાં સુદર્શન શેઠે તેમને નમસ્કાર કર્યો. તે શેઠે તેમની પાસેથી જીવદયામય ધર્મ સાંભળી તેને અંગીકાર કર્યો. પહેલા એનો ગુરૂ શુક નામે સંન્યાસી હતો, તે એક હજાર ચેલાઓની સાથે પરદેશથી ફરતો ફરતો ત્યાં આવ્યો. ત્યાં સુદર્શનને જૈનધર્મનો સંસ્કારી થયો જાણી તેણે શેઠને કહ્યું–'હે શિષ્ય! કયા પાખંડી ગુરૂ કનેથી તેં આ ધર્મ ગ્રહણ કર્યો?' તેણે કહ્યું–' આ દયામય ધર્મ જ્ઞાની ગુરૂ થાવચ્ચાકુમાર આચાર્ય પાસેથી અંગીકાર કર્યો છે. તે સાંભળી તે

ગુરૂનો વિવાદવડે પરાજય કરવા શિષ્યો ને સુદર્શન સહિત નીલ અશોક વનમાં ગયો. ત્યાં રહેલા તે આચાર્યને જોઇ શુક આગતસ્વાગત બાબતનો પ્રશ્ન કર્યો. તેના ઉત્તરમાં થાવચ્ચાકુમાર આચાર્યે એવો તો રચના ભર્યો શંકા સમાધાનવડે તેને સજડ કરી દીધો કે એક શબ્દ પણ બોલી શકયો નહીં. તેથી તરત શુકતાપસે હજાર ચેલાઓ સાથે તે આચાર્ય કનેથી ચારિત્ર અંગીકાર કર્યું અને જૈનામૃતનો સ્વાદ અનુભવી અનુક્રમે સૂરિ પદ મેળવ્યું, થાવચ્ચાપુત્રે પોતાનો અંત વખત પાસે આવ્યો જાણી આનંદથી સિદ્ધાચળ ઉપર જઈ અનશનકરી એક મહિનો પૂર્ણ થયે જિનેંદ્રના ધ્યાનમાં તલ્લીન બની સકળ પરિવાર સહિત મુક્તિ પદને પ્રાપ્ત કર્યું.

શુકાચાર્યે વિચરતા વિચરતા શૈલક નગરે જઇ પહોંચ્યા. અને ત્યાંના શૈલકરાજાને પાંચશો પ્રધાનો સહિત દીક્ષા આપી. મહા તપ કરનારા શૈલકમુનિ દ્વાદશાંગી ભણીને કેટલોક વખત સૂરિપદના અધિકારી થઇ પદકમળવડે વસુધાતળને પાવન કરવાં લાગ્યા. શુકભટ્ટારકે પણ લાંબો વખત ભૂમિપર વિચરી શત્રુંજય ગિરિપર જઈ અનશન લઇ કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને એક માસ પૂર્ણ થયે—જેઠ શુદી પુનમે એક હજાર મુનિઓ સાથે મોક્ષ ગમન કર્યું.

શૈલકાચાર્ય પણ કેટલોક વખત વસુધામાં વિચર્યા; પરંતુ વીપરિત સમય વખતે આહાર જમવાથી શરીરમાં રોગ પેદા થયો. અને વિચરતા વિચરતા શૈલક નગરે જઇ પહોંચ્યા. પોતાનો ગૃહસ્થપણાના વખતનો પુત્ર મદ્દુકરાજા પોતાના પિતા

મનિંદ્રને પધારેલા જાણી સ્વજન સજ્જન સહિત સ્હામો ગયો. અને ભકિતવડે વંદના કરી પછી તેને પુણ્યપોષક તેમની દેશના સાંભળી સંતોષ પામી પોતાના પિતાની કનેથી શ્રાવકધર્મ અંગીકાર કર્યો. સૂકાઇ ગએલા કાળા પડી ગએલા પોતાના પિતાનાં ચરણ કમલ વાંદી તે બોલ્યો–'હે ગુરૂ ! આપની રજા હોય તો હું વૈદ્યોની કને આપનું દોષ રહિત ઔષધ ઉપયોગમાં લેવરાવું ' ગુરૂની સમ્મતી મળતાં તેણે વૈદ્યોને બોલાવી ઉપાય કરાવ્યો જેથી ગુરૂભકિતના યોગથી નઠારાં કર્મરૂપી રોગથી પોતાના આત્માનો પણ ઉપાય કર્યો. તે જગોએ વધારે વખત રહેવાથી આચાર્યને રસ ગારવમાં ઇચ્છિાવંત થયા જાણી પંથક નામના ચેલાને તેમની વૈયાવચ્ચ કરવા માટે મૂકી બીજા ૪૯૯ શિષ્યો બીજે સ્થળે વિહાર કરી ગયા- કાર્તિક શુદ પુનેમને દહાડે પંથકમુનિએ પડિક્કમણા વખતે ઉંઘી ગએલા ગુરૂને ખામણા ખાંમતાં પોતાનું માથું ગુરૂચરણે અડાડી જગાડ્યા. એથી મને કોણે જગાડયો એમ બોલતા ગુરૂ ઉઠયા. પંથકમુનિ વિનય સાથે બોલ્યો–' હે પૂજ્ય ગુરૂજી! આજે ચોમાસું પૂરૂં થયું છે જેથી આપને ખામણાં દેવાના બ્હાનેથી મેં જગાડ્યા છે. તેથી મને ધિઃકાર છે. હે ક્ષમાશીલ ગુરૂરાજ, એ મારા ગુન્હાની મને માફી બક્ષો.' આ પ્રમાણે પંથકનો વિનય દેખી ગુરૂ શરમાઇ ગયા અને ચારિત્રને કલંક લગાડનારા પોતાના આત્માને અત્યંત નિંદવા લાગ્યા કે–' જીભના રસથી જિતાઈ ગએલા મને ધિઃકાર છે! કે મેં શિથિલતાને લીધે ધર્મરત્નને મેલું કરી દીધું. ઉંઘ–ઘેનને દૂર કરી પડિકકમણું કરતા પંથકે મારૂં મોહરૂપી અંધારૂં દૂર કરાવી મને બે રીતે સચેતન કર્યો છે. ' આ-

પ્રમાણે આત્માની ગર્હણા કરી દોષનો પરિગ્રહ તજી દઈ શૈલ-
કાચાર્ય પોતાના શિષ્ય સાથે વિહાર કરી ચારિત્રને અજવાળવા
લાગ્યા. કેટલાક લોકનો ઉદ્ધાર કરીને છેવટ શત્રુંજય ઉપર જઈ
એક માસ લગી અનશનવ્રત પાળી કેવળજ્ઞાન પામી પાંચશો મુ-
નિયોની સાથે મોક્ષ પદ પામ્યા.

શ્રી નેમિશ્વર પ્રભુ કનેથી સિદ્ધાચળનો મહિમા સાંભળીને
પાંડવોએ જન્મ સફળ કરવા સિદ્ધગિરિની યાત્રા કરવા વિચાર્યું.
તે વેળાએ પિતા પાંડુરાજા સ્વર્ગમાંથી આવીને કહેવા લાગ્યા—'હે
દીકરાઓ! આ તમારો વિચાર ઉત્તમ ભાવનાવાળો છે માટે
ત્રિકરણ શુદ્ધથી વિમળગિરિની યાત્રા કરો. તમો મહા પુણ્યવા-
નોને તે કામમાં હું મદદ કરીશ,' પિતાનો આવો હુકમ હોવા-
થી પાંડવોએ રાજી થઇ યાત્રા માટે સઘળા રાજાઓને તેડું
કર્યું. એથી તે સઘળા રાજાઓ રાજી થઇ મોટા દબદબા ભર્યા
ઠાઠ સાથે સ્વજન સજ્જન સહ હસ્તિનાપુર આવ્યા. પાંડવોએ
તેઓનું સારૂં સન્માન સાચવ્યું. પછી સારા મુહૂર્તે મણિમય
પ્રભુની પ્રતિમા સહિત દેવમંદિર આગાડી રાખીને લશ્કર અને
વાહનો સાથે પ્રયાણ કર્યું. રસ્તામાં સ્વામીવત્સલ, ગુરૂ,
જ્ઞાન અને દેવની પૂજા તથા જુના મંદીરોને ફરી સમરા-
વતા પંથ પસાર કરવા લાગ્યા, સોરઠના સીમાડા લગી સ્હામે
આવી સ્નેહવાળા પાંડવોને યાદવો સહ કૃષ્ણ ભેટયા ત્યાંથી
અગાડી ચાલતાં સિદ્ધાચળની પાસે પહોંચી તેઓએ તીર્થની
અને ગુરૂની વિધિ પ્રમાણે પૂજા કરી આનંદ સાથે શત્રુંજય-
ગિરિપર ચડ્યા; મુખ્ય ટુંકને, રાયણ રૂખને, ત્રણ પ્રદક્ષિણા
દઇ દેવ દાનવોએ પૂજેલાં આદિપ્રભુનાં પગલાંને પગે

લાગ્યા. પછી કૃષ્ણ અને ધર્મ પુત્ર યુધિષ્ઠિર માંહોમાંહે હાથ મેળવીને વરદત્ત ગુરૂની સાથે હર્ષયુક્ત જિનમંદિરમાં દાખલ થયા એટલે પથરાઓના સાંધાઓમાં ફાટ પડવાથી ઘાસ ઉગી જવાને લીધે દેહરાસર જુનું થયું જાણી પ્રભુ મુખ જોવા લાગ્યા. તો તે બિંબ પણ જીર્ણ થએલ જણાયો જેથી તે બન્ને ધાર્મિક વીરોને બહુ દુઃખ લાગ્યું. પછી કૃષ્ણ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા ' જુઓ આપણે રાજય કરતાં છતાં કાળના મહિમાથી આ તીર્થ કેવું જુનું થઈ ગયું છે!' આવો વિચાર કરે છે એવામાં એચિંતા સ્વર્ગમાંથી પાંડુદેવે આવી ખુશનજરથી કહ્યું–' હે કૃષ્ણ! તમો સઘળાં કામોમાં પૂરેપૂરા પરાક્રમી છો. તમોએ અગાડી ગિરનારનો ઉદ્ધાર કરેલો છે, તો મારા પુત્રોને આ સિદ્ધગિરિના ઉદ્ધારનું ફળ આપો ' કૃષ્ણે રાજી થઈ કહ્યું–હે પાંડુદેવ ! એમાં તમારે ભલામણ કે માંગણી કરવાની કશી જરૂર નથી; કેમકે પાંડવો અને અમો જુદાજ નથી એ તે હું અને હું તે એજ છે. કોઈ વાતમાં અમારે અંતર નથી ' પાંડુદેવ કૃષ્ણને ભલામણ કરી પ્રભુને સ્તવી નમી અને ધર્મરાજને એક મણિ દઈને તરત અંતર્ધાન થઇ ગયા, પછી ધર્મપુત્રે આનંદિત થઈ કારીગરોને તેડાવી આદિજિનેશ્વરના શાશ્વત્ દેહરા સરખું મોટું દેહરાસર બંધાવવું શરૂ કર્યું. અને પૂર્ણ થયે પારિજીતની શાખાનો એક વિમળ શંકુ કરી પાંડુદેવે આપેલો મણિ ભગવાનની પ્રતિમાના હૃદય ઉપર સ્થાપ્યો. પછી સુગંધી દીવ્ય દ્રવ્યો વડે સલાટોની પાસે પાંડવોએ આનંદ સહ પ્રભુની પ્રતિમા તૈયાર કરાવી. તે પ્રતિમાની ધર્મકુમારે શ્રીવરદત્તગણધરે, આપેલા શુભ મુહુર્ત્તમાં તેમના હાથથીજ પ્રતિષ્ઠા કરાવી. પછી યુધિષ્ઠિર રાજાએ જગ-

તના ઘરેણા રૂપ પ્રભુને વાસ્તે દાગીના બનાવરાવ્યા. પછી પાંડવોએ અષ્ટ પ્રકારે પૂજા કરી મંદિર ઉપર દંડ ધજા ચડાવ્યો. માંગણોને મનમાનતાં દાન દીધાં. સંઘનું પૂજન કર્યું. ઈંદ્રોત્સવ કરી ચામર છત્ર આગળ ધરી આરતી ઉતારી બહુજ દાન આપ્યું. અને સત્કાર્યની અનુમોદના કરતા પછી સર્વ રાજાઓ સહ ધર્મકુમાર ગિરિથી નીચે ઉતર્યા.

ત્યાંથી ચંદ્રપ્રભાસ (પ્રભાસ) તીર્થમાં જઇ ચંદ્રપ્રભુની, ગિરનાર ઉપર નેમિનાથની અને આબુ ઉપર આદિનાથ પ્રભુની તેઓએ આનંદયુક્ત પૂજા કરી. પછી વૈભાર ગિરિએ તથા સમ્મેતશિખરે ગયા. અને ચોવીશે તીર્થંકરોની દશત્રિક સહિત પૂજા કરવા વડે તેમણે ઉપાસના કરી. આ મુજબ સંઘવીનું સારૂં કર્ત્તવ્ય બજાવી પાવનમનવાળા ક્રમે કરી દ્વારિકામાં જઇ પહોંચ્યા. ત્યાં કૃષ્ણને મૂકી તેમણે કરેલા ઘરેણાનો સત્કાર ગ્રહણ કરી, સર્વ રાજાઓને વિદાયગિરિ આપી પાંડવો હસ્તિનાપુરમાં આવ્યા. આ પ્રમાણે પાંડવોએ પોતાના પુણ્યોદ્ધાર સરખા શેત્રુંજયનો ઉદ્ધાર કર્યો.

દ્વારિકાની અંદર કૃષ્ણ પોતાના નિવાસ સ્થાનમાં જિનેંદ્રનું ધ્યાન ધરતા રહેવા લાગ્યા. એક વખત કૃષ્ણે પોતાના પુત્રોને કહ્યું-'જે તમારામાંથી પ્રભાતે પહેલા નેમિભગવંતને નમન કરવા જશે તેને હું મારો વ્હાલો ઘોડો આપીશ. એ વાત પ્રદ્યુમ્ને અને પાલકે સાંભળી. તેથી પાલક તો સૂર્ય ઉગ્યાં પહેલાં નેમિપ્રભુને નમી પાછો આવી ઉભો રહ્યો અને પ્રદ્યુમ્ને તો પોતાના મકાનમાંજ રહીને નેમિપ્રભુને ભાવ નમસ્કાર કર્યો. પછી કૃષ્ણે

નેમિપ્રભુને પૂછ્યું–'પ્રભુ ! આજે આપને પહેલા કોણે પ્રણામ કર્યા હતા !' પ્રભુએ કહ્યું–'પાલક અહીં પ્રથમ આવ્યો હતો છતાં તે ન આવ્યોજ જાણવો કેમકે પ્રદ્યુમ્ન રાતે જવાથી જીવ હિંસા થાય તે પાપની બ્હીકથી ન આવ્યો અને પાલક ઘોડો મળવાના લોભથી અહીં આવ્યો, માટે વાસુદેવ ફક્ત કાયા વગેરેથી ફળ મળતું નથી પણ ભાવથકીજ મળે છે. સર્વ ધર્મને પેદા કરનાર ભાવજ છે., કૃષ્ણે 'જીવતત્ત્વવિષે પ્રશ્ન કર્યો જેથી જગદ્‌ગુરૂએ કહ્યું કે–' ચોરાશીલાખ જીવાયોનિ છે તેમાં પૃથ્વી પાણી, અગ્નિ, પવન, અને ઝાડ એ પાંચ સ્થાવર અને છઠા ત્રસ છે. પૃથ્વી વગેરેમાં ચોમાસાની મોસમમાં અનેક જાતના જીવો પેદા થાય છે, તેઓની એકંદર ગણત્રી તરેહ તરેહની છે.' કૃષ્ણે એમ જાણી ચોમાસામાં પોતાના ઘરમાંજ નિવાસ કરી વખત વ્યતીત કર્યો. મતલબમાં જીવની હિંસા થાય એ ડરને લીધે બહાર નીકળ્યા નહી. જેથી લોકો કહેવા લાગ્યા કે હમણાં હરિ સુઈ ગયા છે. દેવોને રાત હોતીજ નથી તો સુવાનું હોયજ શાનું ? પણ ઉપરના કારણથી દેવ પોઢયા એમ કહેવાનો ચાલ પડેલો છે.

એક વેળાએ શ્રી નેમિનાથ પ્રભુ સહસાવનમાં સમોસર્યા, ત્યાં કૃષ્ણે આવી નમન કર્યું–અને પૂછ્યું કે–' હે નાથ ! દેવની બનાવેલી આ દ્વારિકા અને યાદવો પોતાની મેળે નાશ પામશે કે બીજાથી નાશ થશે ?' પ્રભુએ કહ્યું–' શાંબ વગેરે તમારા પુત્રો દારૂ પી દ્વીપાયનને મારશે તેથી તે ગુસ્સાનો માર્યો દ્વારિકાને બાળી નાંખશે. અને તમારૂં મરણ તમારા ભાઇ જરાકુમારના

હાથથી થશે.' પ્રભુમુખથી આવું ભવિષ્ય સાંભળી અંતરમાં ઉદાસ થઈ ઘેર ગયા. તે હકીકત જાણીને યાદવોએ જરાકુમારનો તિરસ્કાર કર્યો. તેથી જરાકુમારે કૃષ્ણના સંરક્ષણ નિમિત્ત વનમાં જઈ વાસ કર્યો. દ્વીપાયન પણ બીજી જગ્યાએ ચાલ્યો ગયો અને કૃષ્ણે દારૂને એકઠો કરી પહાડની ગુફાઓમાં છંટાવી દીધો. તે દારૂ કાદંબરી નામની ગુફામાં રહેવાથી કેટલેક વખતે પાસેના ફૂલોમાં ગંધ સાથે તેનો ગંધ મળી જવાથી તે બહુજ નિશો લાવનાર થઇ પડયો. એક વેળાએ શાંબકુમાર ફરતો ફરતો તે બાજુએ ગયો અને તેની વાસના લઈ તેમાં લીન થઇ ખૂબ તેની વાસના લીધી અને એની તારીફ બહુજ કરી. જેથી બીજા કુમારો પણ તે પ્રમાણે વાસના લઇ મસ્ત બન્યા. બધા તે નિશાને લીધે ઘુમતા ઘુમતા એક પહાડની ગુફામાં ગયા. ત્યાં પોતાનો દુશ્મન દ્વીપાયન ધ્યાન ધરતો હતો. તેને જોઈ આ દ્વારિકાને બાળી યાદવોનો નાશ કરનાર છે માટે એને અહીંજ ઠાર મારી નાંખો, જેથી આપણી નગરી અને યાદવોનો નાશ પછી થઈ શકશે નહીં.' ઇત્યાદિ શાંબે કહ્યું. તે સાંભળી બધા કુંવરો ગુસ્સો લાવી લાકડી, મુક્કી પાટુ વગેરેથી તેને ખૂબ માર મારી દ્વારિકામાં જતા રહ્યા, તેની ખબર થતાં કૃષ્ણને બહુ દિલગિરી થઇ તેથી તે બળભદ્ર સહીત દ્વીપાયન આગળ જઈ તેને શાંત કરવા લાગ્યા–' હે ક્ષમાશીલ ! મારા તોફાની છોકરાઓએ દારૂની ધુનમાં આપનાપર જુલમ ગુજાર્યો છે તે માફ કરો. આપ જેવા પુરૂષોને ગુસ્સો હોતો નથી, સત્પુરૂષો નઠારા માણસોથી પીડાતાં છતાં પણ જરા પણ ગુસ્સો લાવતા નથી.' કૃષ્ણની આજીજી સાંભળી દ્વીપાયને કહ્યું–' તમારી આજીજી નકામી છે કે-

મકે મને પ્રહેલાં માર પડયાની પીડા થઇ ત્યારેજ દ્વારિકાને બાળી દેવાનું નિયાણું કર્યું છે. તમે બે ભાઇજ ઉગરશો. બીજા તો બધા બળી મરણ પામશે.' આવું તેનું કહેવું સાંભળી 'હશે ત્યારે જે થવાનું હશે તે થશે. એમાં કંઈ મિથ્યા થનારજ નથી.' એમ કહેતા કહેતા ત્યાંથી ચાલી આવ્યા. દ્વીપાયન મરીને નિયાણાને લીધે અગ્નિકુમાર દેવ થયો. કૃષ્ણે દ્વારિકામાં એવો ઢંઢેરો પીટાવ્યો કે 'ભવિષ્યમાં થનાર અગ્નિકોપને અટકાવવા માટે સહુએ ધર્મમાં તલ્લીન રહેવું'. આથી લોકો ધર્મમાં લીન રહેવા લાગ્યા. તે સમયમાં શ્રીનેમિપ્રભુ વિહાર કરતા ગિરનાર ઉપર સમોસર્યા. તે ખબર મળતાં કૃષ્ણે સપરિવારથી ત્યાં જઈ પ્રભુને વાંધા. પ્રભુના મુખથી મોહનાશક વાણી સાંભળી પ્રધુમ્ન, શાંબ વગેરે કુમારોએ દીક્ષા લીધી અને રૂકિમણી, જાંબુવતી વગેરે ઘણી યાદવસ્ત્રીઓએ ચારિત્ર ગ્રહણ કર્યું. અને બીજી કેટલીક જણીઓએ શુભ વાસના વડે શ્રાવકપણું ગ્રહણ કર્યું. પછી કૃષ્ણે પૂછયું—'સ્વામી, દ્વારિકા કયારે બળનાર છે?' પ્રભુએ કહ્યું—'આજથી બાર વર્ષે ગુસ્સે થએલો દ્વીપાયન દ્વારિકાને બાળી નાંખશે.' તે સાંભળી કૃષ્ણ મનમાં દિલગીર થઇ પોતાના પાટનગરમાં ગયા. અને પ્રભુ વસુધાતળને પાવન કરવા બીજે વિચર્યા.

દ્વારિકાની અંદર કૃષ્ણના હુકમથી સહુએ જન વિશેષ રીતે ધર્મકાર્ય કરવા લાગ્યા. દ્વીપાયન પોતાનો લાગ ખોળતો હતો; કેમકે જયાંલગી ધર્મકાર્યમાં લોકો તલ્લીન રહેલ હોય ત્યાં લગી કોઇપણ ઉપદ્રવ કરી શકવા શકિત ધરાવી શકતો નથી.

જ્યારે ધર્મકાર્યમાં શિથિલ થાય ત્યારેજ ઉપદ્રવ થવાનો સંભવ હોય છે. આમ હોવાથી બાર વર્ષ વહી ગયાં. જ્યારે બાર વર્ષ થયાં અને ઉપદ્રવ કશો થતો ન જણાયો ત્યારે લોકો ધર્મક્રિયામાં ઢીલા પડી ગયા, તપ કરવામાં કંટાળી ગયા, દારૂ માંસ વાપરવા લાગ્યા અને મરજી મુજબ કામ કરવા લાગ્યા. આ મામલો મચ્યો જાણી દ્વીપાયન ઉત્પાત કરવા લાગ્યો, વંટોળીઆથી ઘાસ તથા લાકડાંને અને માણસોને ઉછાળી ઉછાળી નગરીમાં નાંખવા લાગ્યો. અને તે પછી બહોતેર કુળકોટી શહેરમાં વસનારા અને સાઠ કુળકોટી બહાર વસનારા કુળ યાદવોને એકઠા કરી દ્વીપાયને દ્વારિકાને ચોમેરથી સળગાવી દીધી જેથી સર્વનો નાશ થઇ ગયો. વસુદેવ, દેવકી અને રોહિણી સમાધિવડે અનશન કરી અગ્નિવડે દગ્ધ થઈ મરીને દેવગતિને પામ્યા. દેવના કથનથી કૃષ્ણ અને બળભદ્ર નગરીની બહાર નિકળી ગયા. તે જીર્ણોદ્યાનમાં જઈ ઉભા રહી પોતાની નગરીને બળતી જોઈ ન શક્યા એથી પાંડવોની મથુરા ભણી રવાના થયા. દ્વારીકા છ મહીના લગી બળ્યા કરી. પછી દરિયે છોળ મારી તેને ડુબાવી લોપ કરી દીધી. પાંડુ મથુરા ભણી જતાં રસ્તામાં હસ્તિકલ્પ નગરમાં બળભદ્ર ખાવાનું લેવાને માટે ગયા, ત્યાં ત્યાંના રાજા અચ્છદંતે લશ્કરવડે તેમને ઘેરી લીધા, જેથી બળભદ્રે સિંહનાદ કર્યો, એ સાંભળી મોટા ભાઈને સપડાયા જાણી કૃષ્ણ ત્યાં જઇ પહોંચ્યા અને લશ્કર સહિત અચ્છદંતને જિતી લઈ બળભદ્રને મુકત કર્યો. પછી નગરની બહાર જઈ બન્ને ભાઇઓએ ભોજન કર્યું. ત્યાંથી અગાડી ચાલતાં જ્યારે કૃષ્ણ તરસથી પીડાવા લાગ્યા ત્યારે બળભદ્ર પાણી લેવા ગયો. પાછળથી પોતે કપડું ઓઢી પગપર પગ ચડાવી

ઝાડ તળે સુઇ ગયા. જે પોતાનો ભાઈ જરાકુમાર બાર વર્ષથી નિર્જન વનમાં રહી શિકાર કરી ગુજારો ચલાવતો હતો તે ત્યાં આવી ચડયો અને મૃગને ભરોસે ચલાવેલું તીર કૃષ્ણના પગમાં આવીને વાગ્યું એથી કૃષ્ણે ઉભા થઇ કહ્યું–'મને કપટથી બાણ મારનાર કોણ છે, જે હો તે તરત પોતાનું નામ ગોત્ર જાહેર કરો.' ઝાડને ઓથે રહેલા જરાકુમારે એ વચન સાંભળી કહ્યું–'હું જરાદેવીનો જરાકુમાર છું અને કૃષ્ણનો જીવ બચે તે માટે બાર વર્ષથી ઉજડ વન સેવું છું. કોઈ દિવસ (બાર વર્ષની અંદર) આ વનમાં મેં માણસનું આવવું જાણ્યું કે જોયું નથી જેથી મેં હરિણના ભરોસે બાણ માર્યું એનાથી પીડા પામેલા તમો કોણ છો? જે હો તે સાચું કહો,' કૃષ્ણે કહ્યું–' ભાઇ જરાકુમાર! જેને બચાવવા તું વન સેવતો હતો તે કૃષ્ણ હું પંડેજ છું. તારૂં વનમાં વસવું અંતે ફોકટ ગયું છે. હશે જે થનાર હતું તે થયું, પણ તું અહીંથી તરત ચાલ્યો જા, નહીં તો બળભદ્ર તને મારી નાંખશે. આ મારૂં કૌસ્તુભ નીશાની તરીકે લઈ તું પાંડવોની પાસે જા અને આ બધી વાત તેમને જાહેર કરજે એટલે તેઓ તને મદદ આપશે.' આ પ્રમાણે કહી નિશાની આપી તેને તરત વિદાય કર્યો. પણ પાછળથી ઘાની વેદનાવડે જરાવારમાં કૃષ્ણને નઠારી લેશ્યા પેદા થઈ આવી. એ લેશ્યાથી મરણ પામી ત્રીજી નરક પ્રાપ્ત થઈ આ પ્રમાણે કૃષ્ણનું એક હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ થયું.

બળભદ્ર થોડી વાર પછીજ પડીઆમાં પાણી લઇ ત્યાં આવ્યા. ન્હાનાભાઇને ભોંયપર સુતેલા જોઈ થોડી વાર તો ન બોલ્યા-

વ્યા. પણ મ્હોંમાં માંખીઓ પેસતી જોતાં શંકા આવી એથી સ્નેહ વચનથી બોલાવ્યા, બોલ્યા નહિં ત્યારે ઢંઢોળ્યા, પણ ન બોલ્યા અને મરણ પ્રાય જાણ્યા એટલે તુરત બળભદ્ર બેભાન થઈ રોવા લાગ્યા. અને તે પછી વનમાં ચોમેર પગમાં બાણ મારનારને ખોળવા લાગ્યા. પણ દીઠામાં આવ્યો નહીં એટલે જબરો સિંહનાદ કરી ઝાડો અને પ્રાણીઓને મુંઝાવી દીધાં. તે પછી અત્યંત સ્નેહવડે કૃષ્ણની લાશને ખાંધ ઉપર રાખી બળભદ્ર જંગલે જંગલ ભટકવા લાગ્યા અને વારંવાર લાશને નીચે મૂકી સ્નેહ વચનથી બોલાવવા લાગ્યા. આ પ્રમાણે છ મહિના થયા છતાં મોહ મટ્યો નહીં જેથી તેમને બોધ આપવા તેમનો સારથી સિદ્ધાર્થ જે દેવ થયો છે તે ત્યાં આવ્યો. અને તદ્દન ભાંગી ગયેલા રથને સાજો-તૈયાર બનાવવા, પત્થર ઉપર કમળ ઉગાડવા, બળી ગયેલા ઝાડને પાણી પાઇ લીલું બનાવવા યત્ન આદર્યા. એ જોઇ બળભદ્રે હસી તેને કહ્યું–'મૂર્ખ! આ જે જે તું કામ કરે છે તે શું કદિ થનારાં છે? દેવે કહ્યું–શું મારાં કામ નહીં થશે ત્યારે શું આ મરી ગયેલ તમારો ભાઇ જીવતો થનારો છે!' વગેરે વચનો વડે બોધ પમાડયો. એથી બળભદ્રે કૃષ્ણને મરી ગએલા જાણી સિંધુ સંગમ તીર્થમાં કૃષ્ણની લાશને અગ્નિ સંસ્કાર કર્યો.

તે વેળાએ શ્રી નેમિપ્રભુએ મોકલેલા ચારણ મુનિ ત્યાં આવ્યા અને બળભદ્રને પ્રતિબોધી દીક્ષા અંગીકાર કરાવી. બળભદ્ર મુનિ તુંગિયાગિરિ શિખરે પ્રભુની પાસે ગયા. કોઈ વખતે બળભદ્ર મુનિ પારણાને માટે કોઇ નગરમાં આહાર લેવા જતા હતા. ત્યાં કુવા કાંઠે પાણી ભરવા આવેલી કોઇ બૈરીએ તેમના

રૂપથી મોહ પામી તેમની સ્હામેજ જોયા કર્યું અને ઘડાને ફાંસો નાખવાને બદલે બેભાનપણે પોતાના બાળકના ગળામાંજ દેરડાનો ગાળો નાખી તેને કુવામાં ફાંસ્યો. એ જોઇ પોતાના રૂપને ધિઃ-કારતા બળભદ્ર મુનિ પાછા ફરી જંગલમાં જતા રહ્યા ને ફરી વસ્તીમાં ન જવાનો નિશ્ચય કરી વનમાંજ રહેવા લાગ્યા. વનમાં રહી તપ કરી વિચરનારા બળરામ મુનિની સમતાના પ્રભાવથી વનના ઘાતકી સિંહ વાઘ વગેરે જીવો પણ પોતાની ક્રુરતા તજી દઇ કોમળ પ્રકૃતિના બની ગયા. એક હરિણ પૂર્વ જન્મના સં-બંધને લીધે તેમની પાસે આવી હરરોજ ચેલાની પેઠે તેમની પ્રેમ પૂર્વક ઉપાસના કરવા લાગ્યો. એક વેળાએ કોઇ રાજકાજ માટે કોઇ સુતાર ત્યાં કોઈ ઇમારતી કામનું લાકડું કાપવા આવ્યો. બપોરે તેનું ભાત આવેલું તે હરિણના દીઠામાં આવતાં તે હરિણ બળ-ભદ્ર મુનિને ત્યાં આહારને માટે લઇ ગયો. મુનિને જોઇ સુતાર બહુ ખુશી થયો અને આત્માને ધન્ય માની શુદ્ધ અન્ન તેણે બળરામ મુનિને વહોરાવ્યું. સુતારનું દાતારપણું ને મુનિનું સુ-પાત્રપણું ભક્તિથી અનુમોદતો તે હરિણ હર્ષનાં આંસુ લાવી ઉ-ભેલો હતો, એટલામાં અડધું કાપેલું લાકડાનું બીંબ અકસ્માત્ તુટી પડયું જેથી સુતાર, મુનિ અને મૃગ એ ત્રણે મરી પાંચમા દેવલોકમાં પદ્મોત્તર વિમાનવાસી દેવો થયા.

પ્રદ્યુમ્ન અને શાંબ વગેરે યાદવ પુત્રો વિધિસહ નેમિજિ-નની આરાધના કરતા હતા, તેમને કોઇ વખતે પ્રભુએ કહ્યું–'હે વત્સો ! તમે નઠારી ગતિના બારણાને બંધ કરનાર શ્રી સિદ્ધા-ચળ તીર્થે જાઓ. ત્યાં ધ્યાન ધરતાં તમને મુક્તિની પ્રાપ્તિ થશે. પ્રભુની આવી વાણી સાંભળી સાડાત્રણ કોટી મુનિઓ સંગાથે

શાંબ, પ્રદ્યુમ્ન મુનિ પ્રભુને પ્રણમી પ્રસન્ન ચિત્તે શત્રુંજય તીર્થે ગયા. રાયણવૃક્ષ અને પ્રભુના મંદિરને છોડી દક્ષિણ તરફ તેજ ગિરિવરની સાતમી ટુંક ઉપર ગિરનારની નજીક જઇને આસન-પર બેસી, ઇંદ્રિયોને દમી, સમતાવંત બની, શ્વાસને રોકી સ્થિર થઇ પ્રભુ ધ્યાનમાં લીન બની ગયા અને જરાવારમાં અર્હંત જ્યોતિનું ધ્યાન ધરવાથી લયનો લાભ કરી ધ્યાતા ધ્યેય અને ધ્યાનમાં ભેદ તજી એ ત્રણેની ઐકયતા વડે કેવળજ્ઞાન પામ્યા. ક્રમ યોગથી પછી સકળ કર્મનો નાશ કરી મુક્તિપદ પામ્યા. એ સુભદ્ર શિખર ઉપર સાડાત્રણ કોટી મુનિ મુકિત વર્યા હોવાથી ત્યાં જનારા જનો સુભાવ બળથી મોક્ષ મેળવી શકે છે. એ ગિરિ-સિદ્ધિ મહેલનું આંગણું છેજ; કેમકે ત્યાં ગએલા પુરૂષો કપર્દી અને ગોમેધ યક્ષ સરખા દ્વારપાળની મદદથી સિદ્ધિ મેળવે છે. જરાકુમાર પાંડવોની પાસે ગયો. અને કૃષ્ણે આપેલું કૌસ્તુભમણિ બતાવી દ્વારિકા બળી ગયા વગેરેની બધી હકીકત કહી બતાવી. તે સાંભળી પાંડવો ઉદાસ થઇ ગયા અને દીક્ષા લેવા માટે નેમિ-પ્રભુનું શરણ લેવા આતુર થયા. નેમિજિનેશ્વરે તરતજ પાંડવોને પ્રતિબોધ દેવા ધર્મઘોષ નામના મોટા મુનિને પાંચસો મુનિઓ સાથે ત્યાં મોકલ્યા. પાંડવો પણ સપરિવારે તેઓને વાંદવાને ગયા અને મોહનાશક દેશના સાંભળી. પછી તે જ્ઞાની મુનિને નમી આદર વડે પોતાના પૂર્વભવ પૂછ્યા; એટલે જ્ઞાની મુનિએ જ્ઞાન બળ વડે પૂર્વભવ વૃત્તાંત જાણી ગંભીર વાણીથી કહ્યું—' આસન્ન-ચલ નામના નગરમાં તમો પાંચે ભાઇઓ ખેડુત હતાં અને પાંચે જણને એક બીજાથી બહુજ સ્નેહ હતો. પુરાતિ શાંતનુ, દેવ, સુમતિ અને સુભદ્રક એવાં નામો સાથે પોતાના ગુણોથી

જાહેર થયા હતા, કોઇ વખત તેઓએ દારિદ્રયથી કંટાળી યશોધર મુનિના બોધથી દીક્ષા અંગીકાર કરી પોતાના શરીરની પણ દરકાર નહી એવા તે પાંચે મુનિઓએ ઉન્હાળાના આકરા તાપ સરખા તપરૂપ સૂર્યના આકરાં કિરણોથી પોતાના કર્મરૂપ ખાબોચીઆંને સુકાવી દીધાં. એઓ પૈકી પહેલે કનકાવળી, બીજે રત્નાવળી, ત્રીજે મુક્તાવળી, ચોથે સિંહનિકેતન અને પાંચમે આચામ્લવર્દ્ધન એમ જુદાં જુદાં તપ કર્યાં. અનુક્રમે પંચેંદ્રિયનો નિગ્રહ કરી કર્મદેહ અને ધાતુદેહને તપાગ્નિ વડે શોષવી અંતે અનશન કરી સમાધિ મરણથી કાળ કરી તેઓ અનુત્તર વિમાનમાં દેવો થયા. ત્યાંથી ચ્યવીને તમે પાંડુરાજાના પાંચે પુત્રો થયા અને આ ભવમાંજ મોક્ષ પામનાર છો.' આવી રીતે પોતાના પૂર્વ જન્મની હકીકત સાંભળી મહા સંવેગ રંગથી રંગાતાં અભિમન્યુના પુત્ર પરિક્ષિતને રાજ્યગાદી આપી ધર્મઘોષ ગુરૂની પાસે પાંડવોએ દીક્ષા લીધી. કુંતી અને દ્રૌપદીએ સ્નેહબંધન રહિત બની દીક્ષા લીધી, પાંચે પાંડવો તરેહતરેહના અભિગ્રહ લઇ તપ કરવા લાગ્યા.

દ્વારિકા બળી ગયા પછી યાદવોની સલાહ લઇ પરીક્ષિત રાજાએ મહાનેમિના પુત્ર મેદિનીમલ્લને શૌરીપુરમાંથી લઇ આવી સોરઠમાં ગિરનારની તળેટિમાં આવેલા જુનાગઢની રાજગાદી ઉપર બેસાર્યો. તેના રાજ્યથી પ્રધાનો, અંતઃપુરના લોકો, રાજાઓ અને સઘળી રૈયત ધર્મવંત અને ગુણવંત તથા વધારે ઉદયવંત બની. પછી પરીક્ષિતરાજા આનંદસહ શત્રુંજય અને ગિરનારની યાત્રા કરી યાદવ રાજાની રજા લઈ પોતાને નગરે ગયા.

પ્રભુ નેમિજિને ક્રમે કરી પૃથ્વીપર વિચરતા છંકાપુર પધારી ધુમકેતુ અસુર બ્રાહ્મણને, ગિરિ નજીક રહેલા અભ્રપુરમાં વેતાળ સંકલદુષ્ટને, કોહિટક વનમાં કાચંડાઓને મારનાર કર્કોટક નાગને, સિદ્ધવડે સિદ્ધયોગીને, નગર કોટમાં નાગ નામના પુરૂષને, ઇંદ્રકીલ ગિરિમાં અધમ વિદ્યાધર ઇંદ્રકેતુને, દેવગિરિમાં દુર્ગાદિત્યને અને બ્રહ્મગિરિમાં બ્રહ્મનાથ તાપસને પ્રતિબોધ આપી જૈનતત્ત્વ સહ સમક્તિ પાત્ર કર્યા. આ વગર બીજા પણ ઘણા લોકો, ભીલો મ્લેચ્છો, પાપીઓ, વનચર–જંગલીઓ અને પંખીઓ વગેરેને પ્રભુએ હર્ષ સહિત પ્રતિબોધી તથા ધર્મ તીર્થનો નાશ કરનારા અને લોકોનો બહુજ દ્વેષ કરનારા કેટલાક માણસોને ભગવંતે સમકિત મૂળ શ્રાવક ધર્મ અંગીકાર કરાવ્યો. તેથી તીર્થનાશકજ તીર્થના પ્રભાવક થયા, અને નેમિનાથના પાદાંબુજ પૂજી મરીને સદ્દગતિ પામ્યા.

આવી રીતે આર્ય અને અનાર્ય દેશોમાં વિચરી નેમિનાથ સ્વામીએ ચોવીશ હજાર ને સાતસો સાધુઓ, ચાલીશ હજાર સાધ્વીઓ, એક લાખ ઓગણસાઠ હજાર શ્રાવકો, અને ત્રણ લાખ ઓગણચાલીશ હજાર શ્રાવિકાઓ–આટલો પોતાનો પ્રતિબોધેલો પરિવાર થયો. નિર્વાણ સમય પાસે આવેલ જાણી દેવ, દાનવ માનવોને ધ્યાન કરવા લાયક પ્રભુ ગિરનાર ઉપર પધાર્યા અને ત્યાં પ્રભુએ દેશના દઇ ઘણા મનુષ્યોને બોધ પમાડી દીક્ષાના સંસ્કારી કર્યા. ત્યાર પછી પાદપોપગમ અનશન આદરી પ્રભુએ મુક્તિસુંદરીનું મુખ જોવા નિશ્ચય કર્યો. એ વખતે આસનો ડોલવાથી સઘળાં ઇંદ્રો દિલગીર થતા ત્યાં આવ્યા. આષાઢ શુદિ આઠમને દિવસે ચિત્રાનક્ષત્રની અંદર શૈલેસી ધ્યાનવડે પ્રભુ પાંચસો-

છત્રીશ સાધુઓ સહિત મોક્ષે પધાર્યા. પછી કલ્પવૃક્ષોનાં લાકડાંઓથી ઇંદ્રોએ નેમિજિનના અને બીજા મુનિઓના શરીરને અગ્નિ સંસ્કાર કર્યો અને ત્યાંથી નંદીશ્વર દ્વીપે જઇ અઠ્ઠાઈ ઉત્સવ કરી જિનેંદ્રના ધ્યાનની અંદર તત્પર બની પોતપોતાને સ્થાનકે ગયા.

જે ગિરનાર ઉપર શ્રી નેમિજિનનાં દીક્ષા, જ્ઞાન અને મોક્ષ એ ત્રણ કલ્યાણક થયાં છે તે ગિરનારને હું પગે લાગું છું. જે જગોએ અરિહંત પ્રભુનું એક કલ્યાણ થયું હોય તેને પણ તીર્થ કહે છે તો આ ત્રણ કલ્યાણકવાળો ગિરનાર તે કરતાં મહાન તીર્થ કહેવા લાયકજ છે. પરમાત્માના પગથી પાવન થએલ ગિરનારની રજ શુદ્ધિ કરનારા ચૂર્ણની પેઠે આ જગત્‌ને શુદ્ધ કરે છે. આ ગિરિમાં દરેક ટુંકોની ઉપર પાણી, સ્થળ, અને આકાશમાં ફરનારા જે જે જીવો હોય છે તે તે સઘળા ત્રણ ભવમાં મોક્ષે જાય છે. તેમજ આ ગિરિ ઉપરનાં ઝાડો, પથરાઓ અને પૃથ્વી, જળ, વાયુ તથ અગ્નિ એ કાયોમાં રહેલા અચેતન જીવો છે તેઓ પણ કેટલેક દિવસે મોક્ષે જવાવાળા છે. જે ગિરિની માટી ગુરૂગમ મળવાથી તેલ અને ઘીની સાથે મેળવી આગમાં ધમી લેવાથી સોનું થઇ જાય છે તેનો કયા શબ્દોમાં મહીમા વર્ણવવો? ગિરનાર ઉપર રહી તપ અને ક્ષમા સહિત શમતારસમાં મગ્ન થએલા મુનિ સાત ધાતુઓવાળા શરીરને તજી દપ્ય શાશ્વત્ દેહને—મોક્ષને પામે છે. જેવી રીતે પારસમણિના અડવાથી લોઢું પણ સોનું બની જાય છે, તેમ આ ગિરિના ફરસવાથી પ્રાણી ચિન્મય સ્વરૂપી થઇ જાય છે. મલયાચળ ઉપરનાં બીજાં ઝાડો પણ ચંદન સમાનજ સુગંધીવાળાં બની જાય છે તેમ અહીં

આવનારા પાપી પ્રાણીઓ પણ પૂજનીક બની જાય છે. ત્રણે જગત્‌માં નેમિનાથ સરખા કોઇ સ્વામી, ગિરનાર સરખો કોઈ પર્વત, અને ગજપદ સરખો કોઇ કુંડ નથી. એ ગિરિ ઉપર શ્રી નેમિનાથ પ્રભુના આઠ ભાઇઓ, કૃષ્ણની આઠ પટરાણીઓ, રાજીમતી અને બીજા પણ ઘણા જીવો મોક્ષે ગયા છે.

દીક્ષા લઇને વિચરતા પાંડવોએ હસ્તિકલ્પનગરમાં લોકોના મુખથી નેમિ પ્રભુનું નિર્વાણ સાંભળ્યું જેથી દિલગીરી સાથે ગિરનારને દખણાદી બાજુએ રાખી સિદ્ધગિરિ ઉપર આવી અનશન અંગીકાર કર્યું. ક્રમે કરી કુંતીમાતા સહિત ઘાતી કર્મનો નાશ કરી અંતગડકેવળી થઇ તેઓ મોક્ષ પામ્યા. આ પ્રકારે પુંડરીક ગિરિપર ઉદ્ધાર કરનાર પાંડવો વીશ કોટી મુનિઓ અને કુંતીજી સહ મોક્ષે પધાર્યા અને એઓના મોક્ષ પધારવા પછી બીજા બે હજાર મુનિઓ પણ અનંત ચતુષ્ટય પામીને મોક્ષે ગયા. પુણ્યવંતાં સતી દ્રૌપદી પાંચમે દેવલોકે ગયાં અને બીજા કેટલાક મુનિયો મોક્ષે અને સ્વર્ગે ગયા.

દ્વારિકા બળી ગયાના અને યાદવોના નાશની ખબર સાંભળી દિલગીર થતા નારદ શત્રુંજય પર ગયા અને પોતાના અવિરતીપણાની નિંદા કરતા અને આદિશ્વરજિનને પ્રણમતા નારદે ત્યાં તેજ શિખર ઉપર સંસારનો લય કરનારૂં અનશન અંગીકાર કર્યું. ચાર શરણ ગ્રહણ કરી, ચાર મંગળને સ્વીકારી ત્રિકરણ શુદ્ધિવડે કષાયોને તજી, ચાર શાખા—દાન, શીળ, તપ, ભાવવાળા ધર્મનો આશરો લઇ શુકલ ધ્યાનનો ચોથો અંશ મેળવી નારદે મોક્ષ પદ મેળવ્યું. આ પ્રમાણે ઉત્સર્પિણી અને અવસર્પિણી સમયમાં મળીને એકાણું લાખ નારદો સિદ્ધગિરિ ઉપર મોક્ષે ગએલા છે.

જયરામ વગેરે ત્રણ કોટી રાજર્ષિઓ સિદ્ધાચળે આવી યુગાદિ જિનેંદ્રના ધ્યાનવડે કેવળી થઇ મોક્ષ પામેલા છે. આ મહાતીર્થની અંદર અગણિત ઉદ્ધારો, અગણિત પ્રતિમાઓ અને અગણિત મંદીરો થયેલાં છે.

इत्थं श्रीरैवताद्रि प्रभव पृथुतरोदार माहात्म्य मेतत् ।
पुण्यंकिंचि त्सुरेंद्र प्रकटित मिहतात्सिद्धिशैलानुसारि ॥
शेषोद्धारास्थितिं वा शृणु मसृणमनानाशिनी महसां या ।
मस्मद्वाणीश्रवंतीश्रवदमृतभवां भावनाभावितात्मा ॥

શ્રી મહાવીર સ્વામી સૌધર્મેંદ્રને કહે છે કે–'હે ઇંદ્ર! આ મુજબ શત્રુંજયગિરિના મહાત્મ્યને અનુસરીને ગિરનારનું મોટું ઉદાર અને પાવન મહાત્મ્ય થોડુંક મેં દર્શાવ્યું છે, હવે બાકીના ઉદ્ધારની સ્થિતિ બાબત પાપનો લય કરનારી અને અમૃતને વરસાવનારી મારી વાણીને પવિત્ર મનથી ભાવના સહિત ભાવિત ચિત્ત કરીને શ્રવણ કર.

ઇતિ શ્રી પરમ જૈનાચાર્ય શ્રી ધનેશ્વરસૂરિ વિરચિત મહાતીર્થ શ્રી શત્રુંજય મહાત્મ્યની અંદર સમાયલા ગિરનાર મહાત્મ્ય વિષે શ્રી નેમિનાથ દીક્ષા, જ્ઞાન, મોક્ષ તથા પાંડવોનો ઉદ્ધાર વગેરેના વર્ણનવાળો તેરમો સર્ગ સંપૂર્ણ થયો.



# સર્ગ ૧૪ મો.

## શ્રી પાર્શ્વનાથાદિ ચરિત્ર.

**फणामणिकराग्रस्य मुखेंदोर्नखदीधितेः**
**तमस्त्रिजगतो यातं स पार्श्वः पातु वो जिनः**

અર્થઃ—જે પાર્શ્વનાથ પ્રભુના લાંછન રૂપ સાપની ફણાના મણિ કિરણો વડે, મુખરૂપ ચંદ્રમાવડે અને નખના કિરણો વડે સ્વર્ગ મૃત્યુ ને પાતાળનું અંધારૂં નાશ થયું છે, તે પાર્શ્વપ્રભુ તમને પાવન કરો.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રની અંદર વારાણસી (બનારસ) નામની નગરી કે જે ગંગાના કિનારાથી વિશેષ શોભાવંતી જણાય છે. તે નગરીમાં ભારતવંશની અંદર ઇક્ષ્વાકુ કુળના યશ છત્રરૂપ, ગુણોના ઘર સરખા અને પરમાત્માના હુકમને માથે ચડાવનારા અશ્વસેન નામના રાજા હતા. તેમને આનંદકારી ગુણોથી શોભિત, પવિત્ર હૃદયવંત, સઘળી સ્ત્રીઓના મસ્તકમણિ સમાન અને શીળના નિવાસરૂપ વામાદેવી નામની રાણી હતી. એક વેળાએ વામાદેવી રાતના પાછલા પહોરમાં બિછાનામાં સુતાં હતાં તે વખતે સુખની ખાણ સરખાં ચૌદ મોટાં સ્વપ્નો ચૈત્ર શુદિ ચોથે વિશાખા નક્ષત્રના ચંદ્રમાં છતે દીઠાં. તે વેળાએ પ્રણિત નામના દશમાં દેવલોકમાંથી ચ્યવીને તીર્થંકર થનાર જીવ વામાદેવીના ગર્ભમાં ઉત્પન્ન થયા. તે ચ્યવન કલ્યાણક વખતે

ત્રણે જગત્‌માં અજવાળું થયું. ગર્ભની મર્યાદા પૂરી થવાથી પોષ વદિ દશમીની રાત્રે વિશાખા નક્ષત્રનો ચંદ્રમા આવતા શુભ યોગે દેવ દાનવો માનવોને પૂજવા યોગ્ય સાપના લાંછનવાળા એક કુંવરને વામાદેવીએ સુખપૂર્વક જન્મ આપ્યો. દિશ્ કુંવરીઓએ રાજ્યભુવનની અંદર અને દેવોએ મેરૂપર્વત ઉપર પ્રભુનો જન્મ મહોત્સવ કર્યો. અશ્વસેન રાજાએ પણ હર્ષ સાથે પોતાના વૈભવના ઉત્કર્ષવડે મહોત્સવ કર્યો. જે વેળાએ પ્રભુ માતાની કુખમાં હતા તે વેળાએ માતા વામાદેવીએ પડખામાં જતા સાપને અંધારૂં છતાં દીઠો હતો, તેથી પિતાએ તે કુંવરનું 'પાર્શ્વ' એવું નામ પાડયું. પછી પ્રભુએ આ અવસ્થા થોડા દોષ-વાળી છે એવું જાણી બાળકઅવસ્થા અંગીકાર કરી. પણ તે અવસ્થાનો અનુભવ કરી સઘળા દોષનો ત્યાગ કરનારા પ્રભુએ પાછી તજી દીધી તે વ્યાજબીજ કર્યું. તરૂણ અવસ્થામાં પાર્શ્વ-કુમાર પિતાના આગ્રહને લીધે નરવર્મ રાજાની કુંવરી સુંદર કાંતિવાળી પ્રભાવતીને મહોત્સવ સાથે પરણ્યા.

એક વેળાએ પાર્શ્વનાથ પ્રભુએ કમઠ નામના તાપસને ધુંણી ધીકતા લાકડામાંથી સર્પ બળતો બતાવી ધર્મબોધમાં સચેતન કર્યો. આકળ વિકળ થએલા સાપને મરતી વખતે પ્રભુનાં દર્શન થવાને લીધે (અને સેવકના મુખથી નવકારમંત્ર સંભ-ળાવ્યાને લીધે) મરીને તે સાપ પાતાળનો ધણી ધરણેંદ્ર થયો. પાપથી મળેલા ધર્મ કરનાર કમઠને લોકો નિંદવા લાગ્યા તેથી, પ્રભુ પાર્શ્વનાથ ઉપર ઇર્ષ્યા કરતો અંતે મરીને તે મેઘમાળી નામનો દેવ થયો. પ્રભુ ત્રીશ વર્ષના થયા તે વખતે ભોગાવળી

કર્મનો ક્ષય થયો જાણી લોકાંતિક દેવોના કથનથી સંવત્સરી દાન દેવા લાગ્યા અને તે પછી દીક્ષા લેવા તૈયાર થયા. પોષ શૂદી અગીઆરસે અનુરાધા નક્ષત્રમાં દિવસના પહેલા પહોરે અઠ્ઠમ તપ સહિત ત્રણસો રાજકુમારોની સાથે દીક્ષા લીધી. તે વેળાએ ચોથું જ્ઞાન–મનઃપર્યવ જ્ઞાન પ્રભુને ઉત્પન્ન થયું. એ જોઇ દેવો આનંદિત બની નમન કરી મનમાં તેજ વિષેની યાદી કરતા કરતા પોતપોતાને ઠેકાણે ગયા.

બીજે દાહાડે કોપકટક નગરની અંદર ધન્ય ગૃહસ્થને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. પંચ દીવ્ય પ્રગટયા. ત્યાંથી વિહાર કરી કલિગિરિમાં કુંડ સરોવરની તીરે કાદંબરી અટવીમાં કાઉસ્સગ્ગ કર્યો. તે જગોએ મહીધર નામનો એક જંગલી હાથી પાણી પીવા આવ્યો. પ્રભુદર્શન થતાં પૂર્વભવનું સ્મરણ થતાં તે પ્રભુની સેવા કરવા લાગ્યો. પાસે રહેલા દેવો ત્યાં ગાન તાન કરવા લાગ્યા. કેમકે 'આંગણામાં કલ્પતરૂ આવતાં તેનો લાભ લેવા કોણ દિલગીર રહે?' ત્યાંથી પ્રભુ વિહાર કરી ગયા કેડે અંગ દેશનો રાજા પ્રભુને વાંદવા માટે આવ્યો. પ્રભુને તે સ્થળે ન દેખવાથી અતિ દિલગીર પામી બેભાન થઇ ગયો. એ જોઇ દેવોએ તે રાજાને બેભાન થએલ દેખી તેની પ્રીતિને લીધે પ્રભુની નવ હાથ ઉંચી પ્રતિમા બનાવી આપી તેને આનંદ આપ્યો. મહીધર હાથી આયુ પૂર્ણ થયા કેડે મરીને વ્યંતરીક દેવ થયો. તે દેવ અને બીજા દેવો તે પ્રતિમાનું ધ્યાન કરનારા મનુષ્યોની મનેચ્છા પૂર્ણ કરવા લાગ્યા. અંગરાજાએ રાજી થઇ ત્યાં મોટું મંદિર બંધાવ્યું ત્યારથી એ કલિકુંડ તીર્થના નામથી જાહેર થયું. કલિ-

ગિરિની અંદર તે કુંડની તીરે રહેલી તે પ્રભુની પ્રતિમાનું જે દર્શન કરે છે, સંભારે છે અને તેનું પૂજન કરે છે તેનું સહુ રીતે હિત થાય છે. એ મોટું તીર્થ દેવોએ ભક્તિવડે અધિષ્ઠિત કરેલું છે તેથી ત્યાં રહી મંત્ર ધ્યાન કરનારને આ ભવ ને પરભવ ધારેલી ફત્તેહ આપે છે. અહીં પાર્શ્વપ્રભુએ શિવપુરીના કોશંબક નામના વનમાં કાઉસ્સગ્ગ કર્યો. ત્યાં ધરણેંદ્ર પ્રભુ પદવંદન કરવા આવ્યો અને પોતાનો ભવ પરિતાપ દૂર કરવા પ્રભુની ઉપર ફણાનું છત્ર કર્યું. તેમજ તેની દેવીઓએ પ્રભુ અગાડી સંગીત કર્યું તે વખતથી તે જગોએ અહિછત્રા નામની નગરી વસી. તે નગરીમાં જઇ જે પ્રભુને પગે લાગે છે તે અક્ષય પદ મેળવે છે.

ત્યાંથી પ્રભુ રાજપુરમાં કાઉસ્સગ્ગ કરી ઉભા રહ્યા. ત્યાંના રાજા ઇશ્વરે આવી હર્ષપૂર્વક વંદના કરી. પૂર્વભવ જોઇ ત્યાં તેણે મોટું મંદિર બંધાવ્યું. તેમાં પોતે પોતાના પૂર્વભવની કુકડાની મૂર્તિ કરાવી તેથી એ કુર્કટેશ્વર તીર્થ જગમાં જાહેર થયું એ તીર્થ સકળ મનકામના પૂરનાર હોવાથી સર્વને સેવવા લાયક છે.

પ્રભુએ ત્યાંથી આગળ વિચરી કોઇ શહેરની પાસેના તાપસની ઝુંપડી નજીક નઠારાં કર્મોનો નાશ કરવા કાઉસ્સગ્ગ કર્યો. તે વખતે પોતાના દશે ભવનો દુશ્મન કમઠાસુર ત્યાં આવી કપટ ખોળી પ્રભુને ઉપસર્ગ કરવા લાગ્યો. ચીતરા, હાથી, સિંહ, વેતાળ, સાપ, વીંછીના ઉપસર્ગથી જ્યારે પ્રભુ જરાપણ ડગ્યા નહીં ત્યારે તેણે આકાશમાં મેઘમાળા રચી. ઝાડોને ઉખેડતો અને જોરાઇથી પત્થરોને ઉછાળી ફેંકી દેતો કલ્પાંત કાળ સરખો ભયંકર તોફાની વાયરો વાવા લાગ્યો. જમીન ફોડતો પહાડોને

તોડતો અને હાથીઓને ત્રાસ દેતો વરસાદ પ્રભુને ચળાવવા માટે ભયંકર ગર્જના કરતો. મોટી ધારાઓથી વિજળી સાથે વરસવા લાગ્યો. જેથી સર્વ જગો પાણીથી ઉભરાઇ જવા લાગી અને પાણીનું જોર વધતાં પ્રભુની નાસિકા સુધી પાણી ચડી આવ્યું.

આ કારણથી ધરણેંદ્રનું આસન કંપતાં તેણે અવધિજ્ઞાનથી જોયું અને પ્રભુની સ્થિતિ જાણી ખેદ પામી તરત પોતાના પરિવાર સાથે સાપનું રૂપ ધર્યું, અને જ્યાં પ્રભુ છે ત્યાં જઇ પોતાના શરીરનો આંટો દઈ પ્રભુને અદ્ધર ઉંચકી લઇ માથે ફેણાનું છત્ર બનાવી લીધું. ઇંદ્રાણીઓએ તે વેળાએ સંગીત કર્યું. સમદર્શી પ્રભુએ ગુન્હેગાર અને સેવક ઉપર સરખી વિચારણા રાખી; છતાં પણ મેઘમાળી વૃષ્ટિના તોફાનથી બંધ પડયો નહિ, ત્યારે ધરણેંદ્રે ગુસ્સો લાવી પોતાના સેવકોને તે દુષ્ટનો નાશ કરવાનો હુકમ આપ્યો. તે ધરણેંદ્રના સેવકોને લાલ નેત્રવાળા પોતાનો નાશ કરવા આવતા જોઇને તે પ્રભુને જ શરણે ગયો અને તમામ તોફાનની માયાને સંકેલી લઇ પ્રભું પાસે ગુન્હાની માફી માગી સ્તવના કરી ઉભો રહ્યા. આવી રીતે તે કમઠાસુર ભક્ત થતાં ધરણેંદ્રની પેઠે તે પણ પ્રભુનો સેવક બન્યો અને ધરણેંદ્રની આજ્ઞા અનુસાર સંઘનાં વિઘ્નો દૂર કરવા લાગ્યો. તે પછી તે બન્ને ભક્ત પોતપોતાને સ્થળે ગયા અને પ્રભુએ ત્યાંથી બીજે ઠેકાણે વિહાર કર્યો.

વિચરતે વિચરતે પ્રભુ કાશી નગરીના ઉદ્યાનમાં ધાવડાંના ઝાડ હેઠળ ચૈત્ર શૂદી ચોથને દિવસે અનુરાધા નક્ષત્રમાં દીક્ષા લીધાથી ચોરાશીમા દિવસે પ્રભુને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. સુર અસુરોએ આવીને સમવસરણ રચ્યું, તેની અંદર બિરાજી જગ-

વ્યના જીવોના હર્ષ વાસ્તે પ્રભુએ દેશના દીધી. તે સાંભળી અ-
શ્વશેન વગેરે રાજાઓએ અને વામા રાણી તેમજ પ્રભાવતી
વગેરે સ્ત્રીઓએ પ્રતિબોધ પામીને દીક્ષા અંગીકાર કરી. હસ્તિ-
સેન વગેરે કેટલાક રાજાઓ અને તેઓની રાણીઓએ સમક્તિ
અંગીકાર કર્યું. આર્યદત્ત વગેરે દશ ગણધરો થયા. ચરણુન્યાસ
વડે ઠેકાણે ઠેકાણે તીર્થ સ્થાપતા અતિશયોથી શોભાયમાન પ્રભુ
પાર્શ્વનાથ સ્વામી વિહાર કરતા કરતા તીર્થરાજ શત્રુંજયગિરિ
ઉપર પધાર્યા. ત્યાં શ્રી આદિનાથ પ્રભુની પેઠેજ તીર્થનો મહિમા
વર્ણવ્યો. એથી તેની અનુમોદના કરવાને લીધે કેટલાક મનુષ્યો
સમક્તિ, કેટલાંક બારવ્રત અને કેટલાંક ચારિત્ર આદરી આત્મ-
કલ્યાણમાં લીન થયાં. અને એ ઉપદેશથી જનાવરો પણ તે
ગિરિ ઉપર મોક્ષ પામ્યાં. તે પછી પ્રભુ ગિરનારે પધારી
ત્યાં વિચરીને પછી ફરી કાશીના જંગલમાં આવીને સમોસર્યા.
ભાઈ હસ્તિસેને ત્યાં આવી પ્રભુપદને વાંદ્યા. ઇંદ્રો પણ ત્યાં
આવ્યા, એટલે દયાળુ ભગવંતે તેઓને ભવજળથી પાર ઉતારવા
દેશના આપી કે–' શત્રુંજયગિરિ, અરિહંતની પૂજા, સંઘવીનું
પદ, સુગુરૂ, સમક્તિ, શીલ અને સમતા, એ મોક્ષસુખને દેનાર
સાત વાનાં છે તેનું હમેશાં તમો સેવન કરો. કેમકે એ સપ્તક
અવશ્ય સાત વાનાં સાત નરકરૂપ અંધકારનો નાશ કરવા સૂર્ય
સરખાં છે. અને આઠ કર્મનો અંત લાવી અંતે મોક્ષ આપે છે.'

આ પ્રમાણે દેશના સાંભળી હર્ષવંત બની હસ્તિસેન રા-
જાએ સંઘવીનું પદ અંગીકાર કરવા પ્રભુને પગે લાગી માગણી
કરી. એટલે પ્રભુએ તુરત ઇંદ્રે આણેલો વાસક્ષેપ તેના માથા
ઉપર નાંખી સંઘવીનું પદ બક્ષ્યું. અને સંઘવીના નિયમ પ્ર-

માણે સંઘ કહાડી વિધિ અનુસાર સ્વામિવત્સલ, દેવદર્શન, ગુરૂભક્તિ આદિ કરતાં કરતાં તે હસ્તિસેન રાજાએ શત્રુંજય ઉપર જઇ પહોંચી નદીઓમાંથી પવિત્ર જળ લાવી મહોત્સવ વડે આદિપ્રભુને નમન પૂર્વક સ્નાન કર્યું. પછી દર શિખરે મંદિરો બંધાવ્યાં. પુણ્યસંચય કરીને ચંદ્રપ્રભાસમાં, શ્રીશૈલમાં અને ગિરનારમાં પણ પ્રભુને નમન કરી સ્તવી તેણે પાંચ પ્રકારનાં દાન દીધાં, અને સાત ક્ષેત્રમાં મોક્ષફળ મેળવવા માટે ધન લાવી પુણ્ય જળથી તેનું સીંચન કર્યું. તે પછી હસ્તિસેન રાજા દાન, શીલ, તપ અને ભાવ એ ચારે પ્રકારના ધર્મનું ધ્યાન ધરતો પાછો ફરી પ્રભુને નમી કાશી નગરીમાં આવ્યો. ત્યાં તેણે એક મંદિર બંધાવ્યું. અને એ ધાર્મિકરાજાના મનમાં પ્રભુ, આંખમાં ગુરૂ, વાણીમાં તત્ત્વ, શ્રવણમાં જ્ઞાન, હાથમાં દાન, અને માથા ઉપર પ્રભુનો હુકમ હમેશાં રહેલાં હતાં.

વસુધાતળને વિચરી પાવન કરતા અને ભવિજીવોને પ્રતિબોધતા તે પ્રભુને વીશ હજાર ને નવસો લબ્ધિવંત સાધુઓ, ત્રીશ હજાર ને આઠ સાધ્વીઓ, એક લાખ ને ચોસઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખને સત્યોતેર હજાર શ્રાવિકાઓ—એટલો પરિવાર પ્રભુના હાથથી ધર્મ પામેલો થયો.

અનુક્રમે સો વર્ષનું આયુષ્ય પૂરૂં થતાં ભગવંત સમ્મેત શિખરે પધાર્યા. ત્યાં એક મહિનાના અનશનથી બાકી રહેલાં નામનાં કર્મ ક્ષય કરી તેત્રીશ મુનિઓની સંગાથે આષાઢ શૂદિ આઠમને દિવસે અનુરાધા નક્ષત્રમાં પ્રભુ પાર્શ્વનાથ સ્વામી મોક્ષે

પધાર્યા. હસ્તિસેન રાજાએ પણ પોતાના રાજ્યનો ભાર પુત્ર મહારથને માથે મૂકી દીક્ષા લઈ શત્રુંજય ઉપર સમતાની મદદથી શાંતપણે મોક્ષ સુખ સંપાદન કર્યું.

મહાવીર પ્રભુ ઇંદ્રને કહે છે કે-'હે ઇંદ્ર! મારા અગાડીના વખતમાં મોક્ષે ગએલા મુનિઓ અને ચીર્થના ઉદ્ધાર કરનારા સંઘવીઓ અવસર્પિણી કાળમાં જેઓ થઇ ગયા છે, તેમાંના મુખ્ય મુખ્ય મેં તમને કહી સંભળાવ્યા, પણ જેઓ મારા મોક્ષ પછીના વખતમાં પ્રાણીઓ એકાંત દુઃખી થવાના છે તેનું વર્ણન મારા આગળથી ભાવસહિત તમે સાંભળો. એક વખત વૈભાર ગિરિ ઉપર અમને વાંદવાને માટે આવેલા શ્રેણીકરાજા અમારા વચનવડે શત્રુંજય ગિરિની યાત્રા કરીને સિદ્ધાચળમાં અને રાજગૃહીમાં જિનમંદિરો બંધાવશે. હે ઇંદ્ર! મારા નિર્વાણ પછી ત્રણ વર્ષને સાડા આઠ મહિના વીત્યા કેડે ધર્મનો નાશ કરવાવાળો પાંચમો આરો બેસશે. તે પછી ચારસો સાઠ વર્ષ અને પિસ્તાળીશ દિવસ કેડે વિક્રમ રાજા આ પૃથિવી ઉપર ચકવે રાજ્ય કરનાર થશે અને સિદ્ધસેન દિવાકરસૂરીના ઉપદેશથી જિનવચનની પેઠે પોતાની સઘળી રૈયતને દેવાથી છોડાવી, મારો સંવત્સર બંધ પાડી પોતાનો સંવત્સર ચલાવશે. તે વખતમાં ઈંદ્રમાન્ય અરીહંતનાં દેરાસરોથી શોભિત કાંપિલપૂર નગરમાં વ્યાપારિઓમાં માથાના મણિ સરખો ભાવડ નામનો એક શેઠ થશે. તેને શીળવતી ભાવલા નામની સ્ત્રી થશે. ગૃહસ્થપણાના ધર્મને પાળતાં ધર્મના આશરાથી અતિ સુખમાં દિવસો ગુજારશે. તે પછી પુર્વકર્મના અશુભ ઉદયબળથી ન ગણી શકાય તેટલી લક્ષ્મી જોત જોતાંમાં જતી રહેશે. પણ તે શેઠમાંથી સત્વ નહીં જશે. લક્ષ્મી જતાં

સાધારણ વેષવાળો અને ન્હાના ઘરમાં વસનારો ભાવડ ધનની અછતવાળો થઈ જશે છતાં ધર્મમાં વિશેષ ભાવ રાખનાર રહી હાટ વગેરે માંડી ધન પેદા કરી ગુજરાન ચલાવશે. ત્રણ વખત પ્રભુપૂજન કરી, ગુરૂરાજને વાંદી, બન્ને સંધ્યાએ પડિક્કમણાં સાચા ભાવથી કરશે. એક વેળાએ કોઈ બે મુનિ તેને ત્યાં આવી ચડશે તે વેળાએ ભાવલા તેમને વ્હોરાવી ધન મળવા સંબંધી પૂછશે. તે મુનિ પૈકી એક મુનિ જ્ઞાનબળથી જાણી તેને કહેશે કે—'આજે એક ઘોડી વેચાવા આવશે તે તું વેચાઉ લઈ લેજે. તેનાથી બહુ ધનની પ્રાપ્તિ થશે. આ કહેણ પાપ વ્યાપારને લગતું છે; તોપણ અંતે ઘણા લાભનું કારણ નિવડવાથી અમે કહેલું છે. કેમકે તે ધનથી તમારો દીકરો શત્રુંજયનો ઉદ્ધાર કરાવશે.' મુનિનું આવું બોલવું સાંભળી તે ભાવલા રાજી થઈ પગે લાગશે. મુનિ ધર્મલાભરૂપ આશિષ દઈ પોતાના ઉપાશ્રયમાં આવી સદ્‌ગુરૂની સેવા કરશે તેવામાં ઘેર આવેલા ઘોડી વેચનાર પુરૂષને દેખી ભાવલા પોતાના ધણીને મુનિનું હિતવચન કહેશે. એટલે ભાવડ કેટલાક રોકડાં અને કેટલાક ઉધાર નાણાંથી કામધેનુ સરખી ઘેર આવેલી ઘોડીને ખરીદશે. પછી ભાવડ બધાં કામ મૂકી દઇ તે ઘોડીનીજ સેવા કરશે. સભ્ભર ઘોડી સમય આવતાં અત્યંત કીમતી વછેરાને જન્મ દેશે ને તે વછેરો ત્રણ વર્ષનો થતાં બહુજ રૂપાળો પાણીદાર નિવડતાં લોકના કહેવાથી રાજાને તે ખરીદવાની આતુરતા થશે. પછી તપન નામનો રાજા ઉતાવળો થઇ જાતે ભાવડને ઘેર જઈ ત્રણ લાખ રૂપિયા આપી તે વછેરાને ખરીદી લેશે. ભાવડ તે ધનવડે ઘણી ઘોડીઓ સંઘરશે અને તેવી જાતવાન ઘોડીઓ જા-

તવાન વછેરાં દેશે જેથી ભાવડનું દારિદ્ર દૂર થઈ જશે.

તે વખતમાં સાર્વભૌમ રાજા વીરવિક્રમાદિત્યને જાણી ભાવડ એકવર્ણી ઘોડા લેઈને તેને ભેટ કરશે. તેની અપૂર્વ ભેટથી વિક્રમાજીત્ સંતોષ પામીને બાર ગામ સાથે તેને મહુવા શહેર બક્ષીસમાં દેશે. તે પછી ભાવડ શેઠ મહામહોત્સવ સાથે મહુવામાં જશે, અને ત્યાં સઘળાં ઉત્તમ લક્ષણોવાળાં રૂપ ગુણુ શાળી પુત્ર જન્મની વધામણી મળશે, જેથી ભાવડના આનંદ સાગર છોળાઇ જશે. વધામણી મળ્યા પછી પુષ્કળ દીનજનોને મ્હોં માગ્યાં ધન આપી દયા વડે સંતુષ્ટ–ખુશી કરશે. તે પુણ્યશાળી પુત્રનું ગોત્રને મળતું જાવડ નામ પાડશે. ધાવમાતાઓથી લાલન પાલન કરાતો અને તેમનું દૂધ પીતો તે પુત્ર માતા પિતાના મનોરથ [ સમજણો થયા પછી ] પૂરા કરશે.

કોઈ વેળાએ જોષીએ બતાવેલી સારી જમીન ઉપર પોતાના વૈભવના ઉદયથી ભાવડ પોતાના પુત્રના નામથી એક શહેર વસાવશે. 'પુણ્યથી ઇષ્ટફળ થાય છે, અને પુણ્ય દાતા જિનવરો છે; તેમાં પણ શ્રી વીરપ્રભુજી પાસેના પુણ્યને દેનારા છે.' એવું વિચારી તે શહેરમાં ભાવડ મારૂં એક મંદિર બંધાવશે. અને ધર્મધ્યાન કરવાની વિચારણાથી એક પોષધશાળા બંધાવશે. જ્યારે જાવડ પાંચ વર્ષના થશે ત્યારે વિદ્યાધ્યયન કરશે અને જોબન પ્રાપ્ત થશે, કે તેના પિતા તેના લાયક કન્યા મેળવવાની ચિંતા કરશે. પછી કાંપિલપુરમાં પોતાની ન્યાતના હજારો ઘર હોવાથી ત્યાં કન્યાની શોધ માટે સ્ત્રીલક્ષણના જાણ પોતાના સાળાને મોકલશે. કાંપિલપુર જતાં રસ્તામાં શત્રુંજયની તળેટીમાં આવેલા ઘેટી ગામની અંદર તે કંઇ કામ પ્રસંગે જશે અને એક

રાત રહેશે. તે ગામમાં ભાવડની જાતનો શૂરનામનો વાણીઓ રહેતો હતો. તેને સુશીલા નામની કન્યા દેવકન્યા સરખાં દેખાવની અને સુંદર વાણીવાળી હતી. તે ઘરના આગણામાં બીજી કન્યાઓ સાથે રમવા આવશે કે તેને જોઈ જાવડનો મામો આશ્ચર્યવંત થશે. પછી તે કન્યાને બોલાવી તેનું ગોત્ર નામ વગેરે પૂછી, શરીરના લક્ષણ વગેરે તપાસી લઈ તેને ખોળામાં બેસાડશે અને તે પછી કોઈની મારફત તેના બાપને બોલાવી તેને વ્હાલ સાથે ભેટી પાસે બેસાડી મીઠી વાણીથી જાડવનો મામો, ભાણેજ જાડવને માટે યોગ્ય કન્યાની માંગણી કરશે. પોતાના ગજા પ્રમાણે નમણાશ બતાવી શૂર વણિક નીચું જોઈ ચુપ રહેશે. એટલે કન્યા પોતેજ હશીને કહેશે કે—જે કુળવંત પુરૂષ મારાં ચાર પ્રશ્નના ઉત્તર દેશે તે મારા લાયક પતિ થશે. અને જો તેવો પતિ નહીં મળશે તો હું તપ કરી જીંદગી પૂર્ણ કરીશ. કન્યાનું આવું બોલવું સાંભળી રાજી થઇ જાડવનો મામો તે કન્યાને લઇ મહુવે જશે અને ત્યાં ભાવડ સ્વજનોની સાથે અમારા [ મહાવીર સ્વામીના ] દેહરાસરમાં બેસશે. તે પછી પોતાના સંબંધી વગેરે સહિત તથા વસ્ત્ર અલંકારથી મંડિત તે કન્યા તે મંદિરમાં આવી પહેલાં બધા લોકોને જોશે અને સઘળાંને જોઇ છેવટ તેની નજર જાવડને જોઇ આનંદિત થશે. પછી મંદહાસ્ય સાથે તે કન્યા સારાં વચનોથી જાવડને કહેશે કે—'હે ચતુર ! શાસ્ત્રમાં કહેલ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું મારા અગાડી વર્ણન કરી બતાવો.' તે સાંભળી સઘળાં શાસ્ત્રોમાં નિપુણ જાવડ કુમાર ગંભીર વાણીથી કહેશે કે—' ત્રણ રત્નનો આધાર અને પ્રાણીમાત્રનું હિત કરનાર ચારિત્ર લક્ષણ-

વંતો ધર્મ કોને સુખકર નથી ? હિંસા, ચોરી, પરદ્રોહ, મોહ અને કલેશથી રહિત તેમજ સાતક્ષેત્રોમાં ઉપયોગી જે અર્થ–ધન તે અનર્થનો નાશ કરનાર છે. જાતિ સ્વભાવને ગુણને ધારણ કરનાર બીજી ઇંદ્રિયોને જરાવારમાં લોપી દેનાર અને ધર્મ અર્થને હરકત ન કરનાર કામ ધણીધણીયાણીના પાવન ભાવને બાંધનારો છે. કષાય દોષથી રહિત, સમતાવંત, મનને જીતનાર અને શુકલધ્યાનમય જે આત્માનો આવિર્ભાવ તે મોક્ષ કહેલ છે. ' આ પ્રમાણે ચાર પુરૂષાર્થનો નિર્ણય કરેલો સાંભળી સુશીલા તરતજ વરમાળા તેમના ગળામાં પહેરાવશે. તે પછી બન્નેનાં–વરવહૂનાં માતા પિતા આનંદમાં મગ્ન થઇ શુભ દિવસે તેઓનું લગ્ન કરશે. તે પછી અતિ સ્નેહવાળાં ધણી ધણીઆણી ધન પેદા કરવામાં અને દુશ્મનોનો દાટ વાળવામાં ચતુર છતાં ચાર પુરૂષાર્થ પૈકી ત્રણ પુરૂસાર્થ થોડાજ વખતમાં સિદ્ધ કરી લેશે.

એક વખત ઘોડા ખેલાવવા નિકળેલો જાવડ ગુરૂની વાણીથી અર્થને સાધનારી આશાવેલમાં દોરાશે અને કેટલોક વખત વહી ગયા પછી ભાવડ સ્વર્ગવાસી થશે એટલે જાવડ પોતાના શહેરનું ધર્મની પેઠે પ્રતિપાલન કરશે પછી દુષમ કાળના માહાત્મ્યથી મોગલોનું લશ્કર પોતાના બળથી જાવડનાં ગોમોને તાબે કરી લેશે અને ગાયો, ધન્ય, ધાન્ય, છોકરાં બૈરાં તથા ઉત્તમ, મધ્યમ, અધમલોકોને સોરઠ, કચ્છ અને લાટ વગેરે દેશોમાંથી લઈ જઇ પોતાના મુલકમાં તે મુગલો ચાલ્યા જશે. ત્યાં તે મુગલો બધાં વર્ણોને પોત પોતાના લાયક કામમાં જોડી દઇ બહુજ ધન આપી પોતાના મુલકમાં રાખશે. તે વખતે ત્યાં પણ સઘળી ચીજોના વ્યાપારમાં હુંશીઆર જાવડ ધન પૈદા કરશે અને આર્ય

દેશની પેઠેજ અનાર્ય દેશમાં પણ પોતાની જ્ઞાતિને એકઠી કરી વસાવી ધર્મવંત રહી ત્યાં પણ અમારૂં દેહરૂં બંધાવશે. આર્ય અનાર્ય દેશમાં વિહાર કરતા મુનિવરો અનુક્રમે આનંદ સહિત ત્યાં પધારશે. એટલે જાવડ તેમને વાંદશે અને વખાણ સાંભળતી વેળાએ સિદ્ધાચળના મહિમાના ઉદય પ્રસંગે 'પાંચમા આરામાં જાવડ નામનો એક તીર્થનો ઉદ્ધાર કરનાર થશે.' એવું મુનિમુખથી સાંભળી જાવડ આનંદ સહિત મુનિરાજને પુછશે કે-હે ગુરૂ જે તીર્થનો ઉદ્ધાર કરનાર જાવડ થશે તે જાવડ બીજો કે હુંજ?" ઉપયોગ દઇ ગુરૂ કહેશે કે-' જ્યારે પુંડરીકગિરિના અધિષ્ઠાયકો જીવઘાત કરશે, દારૂ, માંસ ખાશે અને તે યક્ષો સિદ્ધાચળની આસપાસ પચાસ યોજન (૨૦૦ ગાઉ) સુધી ઉજડ કરી નાખશે. કદિ કોઈ માણુસ તે સીમાનેજ વળોટી અંદર દાખલ થશે તો તેને મિથ્યાત્વી બની ગયેલો કપર્દીયક્ષ બહુ ગુસ્સો લાવી મારી નાંખશે. ભગવંત યુગાદિ પ્રભુ પણ અપુજ્ય રહેવા લાગશે, તેવા બારીક વખતમાં તે સિદ્ધાચળનો ઉદ્ધાર કરવાને તું પોતેજ ભાગ્યશાળી થઇશ. માટે બાહુબળીએ પ્રભુના કથનથી કરાવેલા યુગાદી પ્રભુની મૂર્તિને તું ચક્રેશ્વરી દેવીની ભક્તિ કરીને તેમની પાસેથી માંગી લે.' આવી રીતે મુનિ વચનોને સાંભળી ગુરૂને નમી રાજી થતો જાવડ પોતાને ઘેર જઇ તરત પ્રભુની પૂજા કરી બળિવિધાન સહિત હલકા દેવોને સંતોષી મનમાં ચક્રેશ્વરી દેવીનું ધ્યાન ધરતો. સમાધિ સહ તપસ્યા મહિનાના તપને અંતે ચક્રેશ્વરી પ્રસન્ન થઈ પ્રત્યક્ષ થઇ મહાપુરૂષને કહેશે કે-' હે જાવડ! તું તક્ષશિલા [ ગિજની ]-એ જા અને ત્યાંના રાજા જગન્મલ્લને કહે એટલે તેના બતાવ-

વાથી ધર્મચક્રની આગળ તે અરિહંત પ્રભુની મૂર્તિને તું દેખીશ. પછી પ્રભુએ કહેલો અને સુભાગ્યથી જાહેરમાં આવનારો તું મારી કૃપાથી સઘળી રીતના ધર્મમાં સાર રૂપ તીર્થનો ઉદ્ધાર કરીશ.' અમૃત સરખાં વચન સાંભળી હૃદયમાં તેમનું સ્મરણ કરતો તે તરત તક્ષશિલાએ જશે અને ઘણા ભેટણાવડે ત્યાંના રાજાને પ્રસન્ન કરી દેવીએ બતાવેલી પ્રતિમાને વાસ્તે પ્રીતિ સહિત પ્રાર્થના કરશે. પછી રાજાની પ્રસન્નતા મેળવી ધર્મચક્ર નજીક જઇ ભકિત પૂર્વક પ્રદક્ષિણા કરીને સમાહિતપણે જાવડ તેની પૂજા કરશે. કેટલોક વખત વહિ ગયા પછી ઉજ્વળ, સુંદર અને પ્રેમ પેદા કરનારી શ્રી આદિપ્રભુની મૂર્તિ પ્રગટ થશે. પછી તે મૂર્તિને પંચામૃત વડે સ્નાન કરાવી, પૂજી રથમાં સ્થાપી ઉત્સવ સહિત તક્ષશિલામાં લઇ જશે. પછી રાજાની મદદ મેળવી ત્યાં રહેલા પોતાના ગોત્રીઓને સાથે લઈ એકાશણાં કરતો જાવડ શત્રુંજય તીર્થની સ્હામે તે પ્રતિમાને લઈ જશે. રસ્તામાં ઠેકાણે ઠેકાણે ધરતીકંપ, મહાઘાત, નિર્ઘાત અને અગ્નિકોપ વગેરે મિથ્યા દૃષ્ટિવંત દેવોનાં કરેલાં વિઘ્નોને દુર કરતો કેટલીક મુદતે સોરઠમાં જશે અને મહુવે પહોંચી ગામને ગોંદરે ઠેરશે.

એ વખતે અગાડી કરીયાણાં ભરી જે વહાણો જાવડે ચીણુ મહાચીણુ (ચીન અને મહાચીન) તથા ભોટ દેશ ભણી હુંકારેલાં હતાં, તે પવનથી તોફાનમાં ફસાઇ જતાં સ્વર્ણદ્વીપે જશે. અગ્નિના દાહથી ખલાસી લોકો તેની અંદર સોનાની ખાતરી કરી તે અઢારે વહાણુ સોનાથી ભરી દેશે, અને જાવડના સારા

નશીબને લીધે મહુવામાં પ્રવેશ કરવાના મુહુર્ત્ત વખતેજ ત્યાં આવી પહોંચશે. એ વખતે એક પુરૂષ તેની પાસે આવી વધામણી દેશે કે–' અહીં શહેરની નજીકના વનમાં શ્રી વજ્રસ્વામી નામના મુનિ પધાર્યા છે.' એટલાંમાજ બીજો પુરૂષ આવીને વધાણી આપશે કે–' પહેલાં બાર વર્ષ અગાઉ હંકારેલાં વહાણો કે જે ગુમ થવામાંજ ખપ્યાં હતાં તે વહાણો કુશળ ખેમે સોનું ભરી અહીં આવી પહોંચ્યાં છે. આ બન્ને વધામણીઓ મળતાં શેઠ એ વિચારમાં પડયો કે–' એ બેમાંથી પહેલું કયું કામ કરૂં ?' એમાં ભરઢોળ કરી છેવટ એ નિશ્ચય પર આવ્યો કે–' પાપથી પેદા થનારી લક્ષ્મી કયાં ? અને પુણ્યથી મળનારા પાવન મુનિશ્વર કયાં ? માટે પહેલાં મુનિશ્વરનાં દર્શન કરી તેમની દેશના સાંભળી પછી વહાણની ખબર લઈશ.' આવો વિચાર કરી ધન્ય આત્માવંત જાવડ મહોત્સવવડે સ્વજન સહિત વનમાં જઈ ગુરૂને વાંદશે અને તેમના મુખની સન્મુખ બેશી ગુરૂમુખને જોશે. એટલામાં દિશાઓને પ્રકાશવંત કરતો આકાશમાર્ગેથીજ મનને આનંદ દેતો કોઇ એક દેવ ત્યાં આવી મુનિને પગે લાગી કહેવા લાગ્યો કે–' હે સ્વામી પૂર્વે તીર્થમાન નગરના પતિ સુકર્માનો કપર્દી નામનો દુર્દાંત અને દારૂડીઓ હું પુત્ર હતો. આપ દયાનિધિએ મને પચ્ચખ્ખાણ કરાવી શંત્રુજય તીર્થની યાદી દેવરાવી અને પંચ પરમેષ્ટિ પદનો બોધ કરી પાપ કર્મથી નરકમાં પડતાં બચાવ્યો હતો. જેવી રીતે આપે મને બચાવ્યો તે આપના ઉપકારનું લક્ષણ વિશેષપણે સાંભળો:—

હું પૂર્વભવમાં દારૂ પીવામાં તલ્લીન રહેતો હતો, તે જોઈ આપે મને દારૂ પીવાની બાધા આપી દુષ્ટકર્મથી બચાવ્યો. છતાં

પણ એક વેળાએ અગાશીમાં બેસી સ્ત્રીઓની સંગાથમાં હું કાદંબરી નામનો દારૂ પીતો હતો. ગ્લાશમાં દારૂ ભરી જેવો હું નવકારમંત્રને યાદ કરતો પીવા જતો હતો, તેવામાં ઉપરથી પંખીએ ખાધેલા સાપનું ઝેર તેની અંદર પડ્યું. તે ન જાણવામાં આવતાં હું તે દારૂ પી ગયો, જેથી જરાવારમાં ઝેર ચડતાં બેભાન થઇ પડયો. વારંવાર મારા વ્યસનની નિંદા કરતો, આપને યાદ કરતો અને પરમેષ્ટિમંત્ર બોલતો હું મરીને આ યક્ષ જાતિમાં પેદા થયો છું. મારૂં નામ કપર્દી યક્ષ છે. હું એક લાખ યક્ષોનો અધિપતિ છું, અને જગત્નો ઉદ્ધાર કરવા શક્તિવંત છું. માટે હે સ્વામી! ફરમાવો શો હુકમ છે?' આવી રીતની વિનયવાણી બોલી તે ચારભુજાવાળો, પાશ, અંકુશ, બીજોરૂં અને અક્ષમાળાને ધારણ કરનારો, હાથીના વાહનવાળો, નિધાનપતિ દેવોથી ચોમેરથી સેવાયલો અને સોના સરખી કાંતિવાળો કપર્દી યક્ષ વજ્રસ્વામીની પાસે બેસશે. પછી શ્રુતજ્ઞાની વજ્રસ્વામી સિદ્ધાચળનો પ્રભાવ કહી બતાવી જાવડને કહેશે કે–'હે મોટા ભાગ્યના ધણી! તું એ મહાતીર્થ સિદ્ધગિરિની યાત્રા કર અને એ તીર્થનો ઉદ્ધાર કર કે તે શુભ કામમાં તારા સુગાગ્યે હું અને આ યક્ષ બન્ને તને મદદ આપીશું' આ પ્રમાણે સાંભળી જાવડ તરત ત્યાંથી ઉભો થઈ વહાણમાંથી વસ્તુ ઉતારી માંગલિક કરીને કલ્યાણની ચાહનાએ સિદ્ધાચળે જવા પ્રમાણ કરશે.

પહેલે દાહાડે સિદ્ધગિરિના પહેલી ચોકીવાળા દેવો તે સંઘવીની સંઘવણ જયમતીને તાવ લાવશે. તે વેળાએ તપસી વજ્રસ્વામી તેનાપર પોતાની નજર ફેરવી ઉપાય કરશે; કેમકે આકાશમાં લાખો

યક્ષો સહિત ચાલતો નવિન કપર્દી યક્ષ દુષ્ટ દેવો તરફથી આવી પડતાં ભયંકર વિઘ્નોને દૂર કરશે. અનુક્રમે તે સંઘ આદિપુર પહોંચશે કે તે અધમ દેવો ડુંગર કંપાવશે એટલે વજ્રસ્વામી શાંતિકર્મ કરી તીર્થજળ, અક્ષત અને ફૂલો આક્ષેપપૂર્વક પહાડ ઉપર છાંટી તેને અડગ કરશે. પછી વજ્રસ્વામીએ બતાવેલા શુભ દિવસે ભગવંતની પ્રતિમાને અગાડી રાખી દુંદુભી—નગારાં નગાડાવતે સંઘ ડુંગર ઉપર ચડશે. તે વખતે ત્યાં રહેલા મિથ્યાત્વી દેવો ભયંકર શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને નઠારા ગ્રહોના જત્થાને દેખાડશે. ગરંતુ વજ્ર-સ્વામી અને કપર્દી યક્ષ તે વિઘ્નોને તુરત દૂર કરી દેશે તેથી સર્વ સંઘ સુખે સમાધે ગિરિની ટુંક ઉપર પહોંચશે. ત્યાં મડદાં, ચરબી, હાડકાં, લોહી, ખરી, વાળ અને માંસ વગેરે મહા ખરાબ ચીજોથી ખરડાલો તે પર્વત જોઇ બધા યાત્રાળુઓ દિલગીર થશે, તે વેળાએ જાવડ સેવકોની પાસે પુષ્કળ પાણી મંગાવી જરા વારમાં ડુંગર ધોવરાવી નિર્મળ કરાવશે. પછી પવન લાગતાં ડોલતાં, તમામ જગોએ ઘાસ ઉગેલાં અને પડી ગયેલાં મંદિરોને દેખી સંઘવી બહુજ નારાજ થશે, રાત પડયા પછી સંઘ ત્યાં નિવાસ કરીને ઉંઘી જશે કે તરત તે દેવો રથમાં રહેલી પ્રતિમાને પહાડ પરથી નીચે ઉતારશે. પ્રભાતે જાવડ જાગીને જુવે તો રથમાંની પ્રતિમાજ ન મળે એથી બહુ દિલગીર થશે. પછી વજ્રસ્વામી ઉદવેગથી તેને દેવોએ હરેલી જાણી કપર્દી યક્ષને તે પ્રતિમા બતાવી મંગાવી લેશે. પણ ફરીવાર યાત્રાળુઓના ઉંઘી ગયા બાદ તે પ્રતિમાને મિથ્યાત્વી દેવો ઉપાડી જશે. અને પ્રભાતે તે પ્રતિમાને યાત્રાળુઓ ફરી પર્વતપર લાવશે. આ પ્રમાણે એકવીશ દિવસ સૂધી પ્રતિમા લઇ જવી ને પાછી

લાવવાનું કામ ચાલુ રહેશે. પછી વજ્રસ્વામીએ કપર્દી યક્ષને અને જાવડને અલગ અલગ રાખી કહેશે કે–'હે યક્ષ! હવે તારી શક્તિને યાદ કર, અને તારા યક્ષોને હુકમ કર. તું દેવોની સંગાથે અસુરરૂપ વાસ્રમાં વાયુરૂપ બની આકાશમાં વ્યાપી રહે; કારણ કે તારૂં શરીર મંત્રના આસરાને લીધે ન ભેદી શકાય તેવું છે, તેથી તું વજાવત્ છું.' અને હે સંઘવી જાવડ! તું સંઘવણ સહિત ચારે ધર્મને ધારણ કરનારો છું, માટે તમો બન્ને જુગાદિ પ્રભુને હૃદયમાં ધારણ કરી અને પંચપરમેષ્ટિનું સ્મરણ કરી પ્રતિમાના રથની હેઠળ તેના પૈડાંની કને પ્રતિમાને કાયમ કરવાને વાસ્તે સુઇ જજો. તે મિથ્યાત્વી દેવો શકિતવંત છતાં પણ તમો બન્નેને જરાપણ ઉલંઘી શકશે નહીં અને આ બાળ અબળા વગેરે સઘળો સંઘ જુગાદિ ભગવંતનું સ્મરણ કરતો પ્રભાત લગી કાઉસ્સગ્ગ કરી સ્થિર રહો,' આવી રીતનું ગુરૂનું બોલવું સાંભળી સર્વે પોત પોતાના કામમાં તાકીદ કરશે. અને વજ્રસ્વામી ધ્યાનમાં અડગ થઇને રહેશે. પછી શબ્દસહિત કુંફાડા મારતા તે પાપી અસુંરો ત્યાં આવશે; પણ ધ્યાનના પ્રભાવથી કોઇ પણ પ્રકારે સંઘમાં પ્રવેશ કરી શકશે નહીં. પ્રભાતે સૂર્યનું અજવાળું થશે કે પુણ્ય પ્રકાશક વજ્રસ્વામી ધ્યાન પૂરૂં કરીને જોશે તો સઘળું જેમનું તેમ દેખશે. પછી સઘળી બાજુએ મંગલીકનાં વાજાં વગડાવતા તમામ યાત્રાળુઓ રાજી થતા તે પ્રતિમાને મંદિરમાં પધરાવશે. પછી વજ્રસ્વામી સંઘવી અને સંઘવણ તથા મહાધરો મંદિરમાં દાખલ થઈ યત્ન પૂર્વક સઘળી વ્યવસ્થા અલગ કરી આખા મંદિરને પવિત્ર કરશે. પછી દુષ્ટ દેવોના

નાશ નિમિત્તે વજ્રસ્વામી સમાધિ સહિત ધ્યાનથી સઘળી જગો-એ વાસક્ષેપ અક્ષત નાંખી શાંતિ કરશે.

હવે પ્રથમનો જે મિથ્યાત્વી કપર્દી યક્ષ હતો, તે કેટલાક અસુરોની સાથે અનર્થ કરવાની મરજીથી ગુસ્સો લાવીને પહેલાંની પ્રતિમામાં અધ્યાસ કરીને રહેશે. વર્ણભ્રષ્ટ અને જુની થએલી આ પ્રતિમાને બહાર કાઢીને મજબુત અને નવી લાવેલી પ્રતિમાને અંદર સ્થાપી દેવા જાવડ પહેલાંની મૂર્તિને બહાર લઇ જશે. તે વેળાએ શ્રી વજ્રસ્વામીએ મંત્રથી સ્થંભાવેલો ઉપર કહેલો અસુરનો જત્થો તેને ઉપદ્રવ કરવાને અસમર્થ થઇ ઘોરસ્વર પોકારશે તેથી પૃથિવી સમુદ્ર કંપી ઉઠશે. મનુષ્ય વગેરે પ્રાણીઓ મૂર્છા પામી જશે. મંદિર ભીંતો અને ઝાડો તરત પડી જશે. એ પર્વતના પણ દક્ષિણ ઉત્તરમાં બે ભાગ પડી જશે અને મહા ભયંકર તોફાન મચી જશે. ફકત વજ્રસ્વામી અને સંઘવી સંઘવણ વિના બીજા બધા અચેતન બની ભોંયપર લોટતા થશે. આવી રીતે બધાની દશા જોઈ વજ્રસ્વામીએ પ્રતિબોધેલો નવો કપર્દી યક્ષ હાથમાં વજ્ર લઈ અસુરોનો અંત લાવવા બહુજ તેઓનો તિરસ્કાર કરતો અસુરોની સ્હામે દોડશે. તેને દેખી પહેલાંનો કપર્દીયક્ષ ત્યાંથી ભાગીને દરીઆને કાંઠે આવેલા ચંદ્રપ્રભાસ (પ્રભાસપાટણ) ક્ષેત્રની અંદર જઇ બીજું નામ ધારણ કરીને રહેશે. પછી વજ્રસ્વામી લોકોને ભાનમાં લાવવાને વાસ્તે પહેલાંની મૂર્તિના અધિષ્ઠાયકોને શાંત વાણીથી કહેશે કે–'જાવડે લાવેલી પ્રભુની નવી પ્રતિમા મંદિરની અંદર રહો અને પહેલાંની પ્રતિમા સાથે તમો પણ મંદિરની બહારજ કાયમ થાઓ. મૂળનાયકને નમસ્કાર, સ્નાત્ર. પૂજા, ધૂપ, અને આરતી મંગળ-

દીવો કરીને પછી પહેલાંની પ્રતિમાને પણ એ પ્રમાણેજ કરશે. આ મુખ્ય મૂળ નાયકનીજ આજ્ઞા હમેશાં કાયમ થાઓ જે આ મર્યાદાને તોડશે, તેના માથાને તોડનારો નવો કપર્દી યક્ષ થશે.' આવી સારા પરિણામવાળી આજ્ઞા કરીને વજ્રસ્વામી પહેલાના સઘળા અધિષ્ટાયક દેવોને શાંત કરશે એથી તેઓ પણ લોકોને શાંતિ આપી રાજી કરશે. પછી જયજય ધ્વની સાથે મંગળ વાજીંત્રો વાગતે પ્રત્યક્ષ દેવાતનવંત નવી પ્રતિમાનો પ્રતિષ્ટા મહોત્સવ થશે. જાવડની ગુરૂમાં જે ભકિત, પ્રભુની જે પૂજા, મહત્તાવંત જે દાન, ભાવનામાં જે હર્ષ અને હ્રદયની જે વિમળતા હતી તેવી બીજા કોઈનામાં ન હતી.

પછી સંઘવી સંઘવણ સહિત ધજા ચડાવવાને માટે મંદીરના શિખરે ચડશે, તે વેળાએ ત્યાં રહીને “અહા! આ સંસારમાં હું ધન્ય છું. મારૂં ભાગ્ય અદ્‌ભુત છે. જેથી બીજાઓને મહા મુશ્કેલ અને દોષ રહીત આ શત્રુંજય તીર્થ છે તેનો મેં ઉદ્ધાર કર્યો, મારા ભાગ્યથી લબ્ધિવંત સંસાર સાગરથી તારનાર અને વિઘ્નવૃંદ વિધ્નવંસક શ્રી વજ્રસ્વામી સરખા મને ગુરૂ મળ્યા છે. વળી જેની બાહુબળીએ પૂજા કરી ધ્યાન કર્યું હતું, તે મોટા પ્રભાવવંત સમૃધ્ધિવંત અને બીજાને જે દુઃખે હાથ આવી શકે તેવી પ્રતિમા મને હાથ લાગી, તેથી પણ હું ભાગ્યશાળી છું. આ મુકિતદાતા શત્રુંજય તીર્થ દુઃખે ભેટી શકાય તેવું થઈ પડેલું હતું તેને મેં સહેલથી ભેટયા જેવું કરી દીધું, તે પણ મારો મોટો ઉદય છે. શ્રીવજ્રસ્વામીએ પ્રતિબોધેલ, સર્વ વિઘ્નોનો નાશ કરનાર અને કોટી દેવોથી સેવાયલ જે કપર્દી યક્ષ મને

પ્રત્યક્ષ થયો, તે પણ મારો મોટો ભાગ્યનો ઉદય છે. આ મનુષ્ય જન્મ રૂપ ઝાડનું મુખ્ય ફૂળ આજ છે કે સંઘને અગાડી કરી અહીં આવી જિનેંદ્રને પગે લગાય. આજેજ મારો જન્મ સફળ થયો, આજેજ મારો પ્રભાત સમય થયો, આજેજ મારી ઉપર સઘળા દેવતાઓ સંતોષિત થયા અને આજેજ મારે સુમંગળ વૃદ્ધિ પામ્યું. આવું અદ્ભુત પુણ્ય કર્યા પછી પણ કર્મને તાબે બનેલો પ્રાણી આર્ત, રૌદ્ર, વગેરે નઠારાં ધ્યાન વડે પોતાને કલંકવાળો બનાવે છે, અહા એ કેવી દિલગીરીની વાત છે! માટે હવે તો આ ગૃહસ્થાવાસ તજી દઈ જિનધ્યાનની અંદર તત્પર થઇ જો હું સઘળાં કર્મોને ખપાવું તો મોક્ષ મારી નજર અગાડીજ છે.” આવી રીતે જાવડ અને તેની ધર્મપત્નીને શુભ ભાવનાથી ચિંતવન કરતાં જરા વારમાં કલંક રહિત શુભ ધ્યાન પ્રગટ થશે, હર્ષના બહુજ વધારાથી અને આયુષ્યના પુર્ણપણાથી હૃદયના ફાટવાથી ત્યાંજ તેઓ મરીને બન્ને ચોથા દેવલોકમાં દેવ થશે. પછી અક્ષય વાસનાવાળા વ્યંતરદેવો તેમના પવિત્ર શરીરને લઈ જરા વારમાં ક્ષીરસાગરમાં નાખશે. સઘળા દેવો વગેરેને શુદ્ધ ત્રિકરણથી માનવા લાયક તે દેવો હમેશાં શત્રુંજયનું સ્મરણ અને તીર્થનો મહિમા ફેલાવે છે.

શંત્રુજય ઉપર આવેલો જાવડનો પુત્ર જાજનાગ અને સઘળો સંઘ તે બેઉને નહી દેખવાથી બહુજ શોકવંત થશે. પછી ચક્રેશ્વરી દેવી આવીને વ્હાલાં વચન કહી યુક્તિવડે તેમને ખુશી થવા લાયક હકીકત સંભળાવી તેમને બહુજ રાજી કરશે. પછી જાજનાગ પણ ગુરૂના કહેવાથી સંઘને લઈ ગિરનાર વગેરે તીર્થોએ જઈ અરિહંત દેવનું હર્ષસહિત વંદન કરશે. સારો ઉદયવંત તે

જાજનાગ બીજી બધી જગોએ મંદિરો કરાવશે. પિતાનો આચાર સઘળી બાબતમાં જાળવશે. વિક્રમાદિત્યની પછી જાવડનો કરેલો ઉદ્ધાર એકસોને આઠ વર્ષે થશે. ત્યાર પછી કેટલોક વખત વહી ગયા પછી બીજા વાદ કરનારાંઓથી વાદમાં જિતાવા મુશ્કેલ અને વિદ્યાબળમાં શક્તિવંત બૌદ્ધ લોકો રાજાઓને પ્રતિબોધ દઇ બીજા ધર્મોનો લય કરી જગત્‌માં બૌદ્ધ ધર્મ ફેલાવશે અને સઘળાં તીર્થો પોતાની સત્તામાં લેશે. પછી ચંદ્રગચ્છમાં ધનેશ્વર સૂરી
તીર્થો પોતાની સત્તામાં લેશે. પછી ચંદ્રગચ્છમાં ધનેશ્વર સૂરી
થશે, તે અનેક તપથી પાવન થએલા આચાર્ય વલ્લભિપુર (વળા) ના રાજા શિલાદિત્યને પાવન જૈન ધર્મનો બોધ પ્રાપ્ત કરાવશે. તેજ આચાર્ય શિલાદિત્યની કને બૌધ લોકોને દેશપાર કરાવી તીર્થોમાં શાંતિકર્મ કરીને મંદિરો બંધાવશે. વિક્રમાદિત્ય પછી ચારસોને સત્યોતેર વર્ષે તે ધર્મની વૃદ્ધિ કરનારો શિલાદિત્ય રાજા થશે. ત્યાર કેડે આ જૈન શાસનની અંદર ( પાટણની ગાદીએ ) કુમાપાળ, બાહડ, વસ્તુપાળ અને સમરાશાહ વગેરે પ્રભાવિક પુરૂષો થશે.

તે વખતમાં ઘણું કરીને રાજાઓ મ્લેચ્છ સરખા પ્રધાનો ધનના લાલચુ અને લોકો આચારથી રહિત તેમજ બીજાઓને ઠગવાવાળા થશે. કેટલાક ગીતાર્થ ફક્ત લિંગનાજ ( મુનિવેશનાજ) ધારણ કરનારા, કેટલાક આચાર વિનાના, કેટલાક અપવિદ્યામાં આદરવંત અને સાચી વિદ્યામાં અનાદરવંત થશે. એટલુંજ નહીં પણ પોતાની બુદ્ધિથી નવી તરેહના આચારને કલ્પનારા, દુરાગ્રહી હૃદયવાળા, બાહ્યક્રિયાની અંદર કઠિનતા દેખાડનારા અને અભ્યંતરમાં બહુજ અહંકાર ધરાનારા થશે. તેમજ મુખ્ય માર્ગને દૂર

કરી અંદરો અંદર મતભેદ પાડી અગાડીના પક્ષને છોડી દઇ બીજા પક્ષમાં મગ્ન રહેનારા અકસો આઠ આચાર્ય થશે. હે ઇંદ્ર ! મારા નિર્વાણ કેડે એક હજાર નવસોને ચૌદ વર્ષ વિત્યા પછી ચૈત્રની આઠમને દિવસે વિષ્ટિ કરણમાં પાટલીપુત્ર નગર (પટના) માં કલ્કી, ચતુર્વક્ર અને રૂદ્ર એ ત્રણ નામવાળો મ્લેચ્છ પુત્ર રાજા થશે. તે વખતે મથુરા પુરીમાં રામ કૃષ્ણના મંદિરો ઓ- ચિંતાં તૂટી પડશે. સાતે ઇતિઓ ( અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડનું તોફાન, પોતાના રાજનો ભય, પરાજયનો ભય, ઉંદર વધવાથી ખેતીની ખરાબી થવી અને પોપટ જીવડાંઓનો વધારો થઇ પાકેલાં અનાજ ફળને ખાઇ તળીઆ ઝાટક કરી દેવું. એ સાત ઇતિ ) સાતે પ્રકારના ભય ( ઇહ લોક ભય, પરલોક ભય, આદાન ભય, અકસ્માત્ ભય, આજીવિકા ભય, મરણ ભય અને અપયશ ભય એ સાત ભય ), ગંધરસનો નાશ, દુકાળ, અને રાજવિરોધ તથા કરોડો ઉત્પાત થશે. એ કલ્કી છત્રીશ વર્ષનો થશે ત્યારે રાજા થશે, તે નંદરાજાના સોનાના રાજસ્તૂપોને લઇ આવશે, પછી ધ- નનોજ લોભી બની તે શહેરને ખોદાવીને પણ ધન મેળવશે. અને સઘળા રાજાઓને પોતે ખંડિયા રાજા બનાવશે. ધનને વા- સ્તે શહેરને ખોદતાં લગ્નદેવી નામની એક શિલામય ગાય પ્રગટ થશે. જે મુનિઓને પીડાકારી થશે. તેની નજરે પડવું તેજ ન- ઠારૂં થવાના કારણભૂત થશે. તેથી તેવું સમજી કેટલાક મુનિઓ બીજે જતા રહેશે અને કેટલાક ત્યાં રહેશે. પેલો કલ્કી બીજા ધર્મના સાધુઓનો દંડ લઇ ગુસ્સાને લીધે જૈન મુનિઓની કનેથી પણ દંડ માગશે એટલે શહેરનો અધિષ્ઠાયક દેવ પરાણે-જોર જુલ્મથી તેને રોકશે. પછી વર્ષાદ સત્તર અહોરાત્રી લગી વર્ષશે

તેથી તે નગર બોળાઇ જશે. તે વખતે કલ્કી, પ્રતિપદ નામના આચાર્ય અને કેટલાક સંઘના માણસો ઉંચે ઠેકાણે ચડી જઇ પોતાનો જાન બચાવશે અને કેટલાક પાણીના પૂરમાં તણાઇ દરિયામાં ઘસડાઇ જશે. પછી નંદરાજાના ધનવડે કલ્કી તે શહેરને ફરી વસાવસે અને પચાશ વર્ષ લગી ધર્મથી સુકાળ ચલાવશે. પછી મરણનો વખત પાસે આવવાને લીધે નઠારી બુદ્ધિવાળો કલ્કી લિંગનો ત્યાગ કરેલા પાખંડીઓ પાસે જૈન લોકોને હેરાનગતિ કરાવશે. તે વખતે પ્રતિપદાચાર્ય અને સંઘ કાઉસ્સગ્ગ કરીને રહેશે. તેથી ઇંદ્રનું આસન ડોલવાને લીધે ઇંદ્ર બ્રાહ્મણનું રૂપ લઇ ત્યાં આવશે. યુક્તિ પ્રયુક્તિવડે રોકતાં છતાં પણ જ્યારે કલ્કી તે જૈન સંઘ પાસેથી દંડ લેવો મોકુફ કરશે નહીં ત્યારે ઇંદ્રના મારથી કલ્કી મરી જશે. છયાશી વર્ષનું આયુષ્ય ભોગવી તે કલ્કી નઠારા નરકમાં વાસ કરશે. પછી ઇંદ્ર કલ્કીના પુત્ર દત્તને ગાદી ઉપર બેસારશે. જૈન ધર્મનો તેને ઉપદેશ આપી, સંઘને નમન કરી પછી ઇંદ્ર પોતાના કલ્પમાં જશે. પછી પ્રત્યક્ષ પાપફળનો જાણનાર દત્ત ઇંદ્રના હુકમથી તેમજ પ્રતિપદાચાર્યના કથનથી કેટલાંક જન દેહરાસરો બંધાવશે. પછી સંઘ અને ગુરૂને અગાડી કરીને દત્ત રાજા શત્રુંજય વગેરે તીર્થોએ જઇ યાત્રા અને ઉદ્ધાર કરશે. પછી ત્રિખંડ ભરતક્ષેત્રની અંદર દરેક શહેર, ગામ, ખેડાં, કર્બટ, પાટણ, ડુંગર, તીર્થ અને આર્યઅનાર્ય દેશમાં પાવન ઉંચાં જિનમંદિરો બંધાવશે. અને હમેશાં જીવદયામાં તત્પર રહી ગુરૂનો હુકમ ઉઠાવશે. એ દત્તના રાજ્યમાં મુખ્ય પક્ષનો આસરો લેનાર, ચારિત્ર ગુણ સંપન્ન ઉત્તમ મુનિઓ થશે. ઇંદ્રનાં હુકમથી વરસાદ બરોબર વખતે વરસશે, અને ઇતિ ભીતિનો નાશ થશે.

સઘળું જગત્ ગાય ભેંશ અને ઘોડાઓથી ભરપૂર બની સ્વર્ગના સરખું બનશે. રાજા દત્ત રાજ્ય કરતાં રાજાઓ ન્યાયી, પ્રધાનો હિતકારી, અને લોકો સમૃદ્ધિવંત તથા ધર્મવંત થશે. આ પ્રમાણે થતાં પાંચમા આરાના અંત લગી હમેશાં જૈન ધર્મ ચાલુ રહ્યાંજ કરશે.

તે પછી દુષમકાળ આવતાં લોકો અધર્મી, દરિદ્રી, ટુંકી આવરદાવાળા રોગી અને કર–વેરાઓથી પીડાયલા થશે. રાજાઓ ધનના લાલચુ, ચોરી કરવા કરાવવામાં તૈયાર, અને બહુ ભયકારી થશે. કુળવંતી સ્ત્રીઓ પણ નઠારાં આચરણવાળી થશે. ગામડાંઓ ઉજડ સ્મશાન સરખાં થઇ જશે. લોકો બેશરમા, દયા વગરના, દેવગુરૂની નિંદા કરનારા અને દિનપ્રતિદિન બહુજ રાંક અને સત્ય વગરના થશે. પાંચમા આરાને અંતે આ ભરતક્ષેત્રની અંદર છેવટે દુઃપ્રસહ આચાર્ય, ફલ્ગુ સાધ્વી, નાગિલ શ્રાવક, સત્યશ્રી શ્રાવિકા, વિમળ વાહન રાજા અને સુમુખ નામનો મંત્રી થશે. દુઃપ્રસહસૂરીના ઉપદેશથી વિમળવાહન રાજા વિમળગિરિ ઉપર જઇ યાત્રા અને ઉદ્ધાર કરશે. તે વેળાએ મનુષ્ય બે હાથની ઉંચાઇવાળાં અને વીશ વર્ષની આવરદાવાળાં થશે. તેઓ પૈકી કોઇકજ ધર્મી થશે. ઘણું કરીને બાકીનાં અધર્મીજ થશે દુઃપ્રસહાચાર્ય બાર વર્ષ ગૃહસ્થપણામાં રહી અને આઠ વર્ષ ચારિત્રપાળી છેવટે અઠ્ઠમ કરી કાળ ધર્મને સ્વીકારી પહેલા દેવલોકમાં દેવ થશે. પાંચમા આરાના છેલ્લા દિવસના પેહેલે પહોરે ચારિત્રનો, મધ્યાન્હે રાજ્યધર્મનો અને પાછલે પહોરે અગ્નિનો નાશ થશે. આવી રીતે એકવીશ હજાર વર્ષનો પાંચમો આરો પૂરો થયા પછી તેટલાંજ વર્ષનો છઠ્ઠો આરો શરૂ થશે. તે વખતે લોકો જનાવર

સરખા લાજ વિનાના, ગુફાઓમાં વસનારા અને માછલાં ખાઇ ગુજરાન ચલાવનારાં થશે. તેઓ બીજ માત્રજ રહેશે. તે વખતે શત્રુંજય સાત હાથ જેટલોજ બહાર જણાશે, અને પછી પાછો ઉત્સર્પિણી કાળમાં પહેલાંની પેઠેજ વધવા માંડશે. ક્રમે કરી પદ્મનાભ તીર્થંકરના શાસનમાં પહેલાની પેઠેજ શત્રુંજયનો ઉદ્ધાર થશે. પદ્મનાભ પ્રભુની મૂર્તિ બિરાજમાન થશે અને આ રાયણરૂખ પણ ફરી ઉગશે. આ મુજબ આ ગિરિરાજ જીનેશ્વર પરમાત્માની પેઠે ઉદય પામી કીર્તનવડે, દર્શનવડે અને ફરસ્યાવડે પ્રાણીઓને તારશે.

પાપના ભાર અને વિકારરૂપ અંધારાને મટાડનાર, સેંકડો સારાં કામોથી પામવા લાયક, સઘળી પીડાઓનાં મટાડનાર અને અનુપમ મહિમા ભાજન પુંડરીક ગિરિવર જય પામો, સઘળી ઇંદ્રિયોના બોધથી જાગેલા વિવેકવાળા મનની અંદર જેઓએ હમેશાં વીતરાગને ધારણ કરેલ છે એવા અને જેઓએ સેંકડો જન્મમાં પુણ્ય કરેલાં હોય છે તેવા રાજાઓ પણ ત્રિકરણ શુદ્ધથી એ પુંડરીકગિરિની સેવા ફક્ત એક વેળાજ મેળવી શકે છે. એક ક્ષણભર પણ એ ગિરિમાં રહીને બહુ વેગળે જતા રહેશે તો તે ત્યાં પણ શત્રુંજયને નહી ભેટી શકનારા લોકોમાં પુણ્યવંત ગણાઈ તેઓને સેવા કરવા લાયક થાય છે અને તે કદીપણ પરમાત્માને તજી બીજાને ભજતોજ નથી! રે પ્રાણી! પાપથી શા માટે પીડાય છે? બહુ સંતાપ શા સારૂ કરે છ? અને બહુ યમ નિયમનાં કષ્ટ વડે આત્માને શા સારૂ કષ્ટ આપે છે? રાગ દ્વેષ રૂપ ઝાડોમાં અગ્નિના સરખો અને સમતાને સેવનારો થઇ સિદ્ધગિરિનો ફક્ત એકજવાર આશરો લે, કે જેથી તું તારા તમામ

જામેલાં કર્મોને ખપાવી દઇશ. જ્યાં લગી બોધ જગાડનારો પ્રાણી સિદ્ધાચળે જઇને શ્રી આદિનાથ પ્રભુનું ધ્યાન કરતો નથી, ત્યાં લગી ભૂમિમાં ભટકતો પાપરૂપી લડવૈયો તેને ભારે પીડા આપે છે. અને ત્યાં લગીજ સેંકડો શાખાવડે દુર્ગમ જણાતો આ સંસાર તેનામાં અવિરતપણે પ્રસરે છે. રે કળિકાળ તું કોણ છે? અરે પાપો! તમે હવે શી વિશાદમાં છો? રે તૃષ્ણા! તું વળી કોણ છે? રે વિષયો! તમો કઇ ગણત્રીમાં છો? તમોએ આ જગતના નાશને માટે માથું ઉંચકયું છે; પણ હવે તમારૂં મૂલથી નિકંદન કરનાર માટે ઇંદ્રિયોનો રોધ કરી યોગીજનો શત્રુંજય ઉપર રહી ભગવાન આદિ પ્રભુનું સેવન કરે છે. એ ગિરિવરની ટુંકો, ગુફાઓ, તળાવો, વનો, પાણી, કુંડો, નદીઓ, પથરાઓ, માટી અને બીજું જે કંઇ તેના પર રહેલ છે તે ચેતન રહિત હોવા છતાં પણ ભારે જામેલાં પાપોનો પણ નાશ કરે છે તો જે પ્રાણી પોતાના મનનો રોધ કરીને ત્યાં રહેલા છે તેની તો વાતજ શું કરવી?

આ મુજબ આ ગિરિરાજનું ઉત્તમ મહાત્મ્ય સહેજ માત્ર ઉતારાથી અમે કહેલું છે. મ્હોંમાં કદિ ઘણી જીભો હોય તો પણ તેનું પૂરેપૂરૂં માહાત્મ્ય તો કહી શકાય એમજ નથી. વધારે ન કહેતાં ટુંકામાં એટલુંજ કહેવું બસ છે કે જો કંઇ પણ જાણપણું હોય અને જો પાપનો ડર હોય તો બીજી બધી લોલુપતા તજી દઇ એ આદિનાથ સહિત પુંડરીક ગિરિનું ત્યાં જઇ સેવન કરો.

આ પ્રકારે શ્રીમહાવીર પ્રભુ ઉપદેશરૂપ અમૃતનો વરસાદ વરસાવી મૌન રહ્યા અને ભવિક જનોના ચિત્તમાં વાવેલા

વિમળ બીમાંથી પુણ્યાંકુર ઉગેલા જોવાને જાણે આતુર થયા હોય તેવા દેખાવા લાગ્યા. સમસ્ત પ્રાણીઓએ વિકસેલાં નેત્રોથી તથા મન તનને અચળ રાખી પ્રભુના વચનરૂપ અમૃતનું પાન કર્યું (પીધું.) તેથી આંખ્યો તથા શરીરની અંદરથી સ્થિર અને અસ્થિર પણાનો તેમ ઉઘાડ વાસપણાનો જે ભેદ હતો તે મટી ગયો. જેમણે પહેલાં દેવોએ પ્રગટ કરેલા રસને આધિન થઇ તેનો હર્ષથી આસરો લીધો હતો. તેમનામાંથી કેટલાક અત્યારે ઉત્સુકપણાથી પ્રભુના સ્વરમાં લીન થયા અને કેટલાક પોતાના નશીબનો આશરો લઇ તેના રસવડે પ્રાપ્ત થયા. જેઓ પહેલાં પુણ્યનિવાસ કરવાને ઉત્સુક હતા તેઓ અત્યારે પવિત્ર પૃથિવીની અંદર વિહાર કરવાને માટે સાધુ થયા. અને જેઓ પહેલાં અવિરતીં હતા તેઓ અત્યારે વિરતી બની ગયા. આ મુજબ દેશનાઃ દઇને શ્રીવીરપ્રભુ વિમળગિરિના શિખર ઉપરથી ઉતર્યા. પછી દેવો અને મનુષ્યો પણ તીર્થને પગે લાગી પોત પોતાને ઘેર ગયા.

## ગ્રંથ રચનારનું કથન.

આ શત્રુંજય ગિરિના મહીમાનું કીર્તન કરવાથી મને જે કંઈ પુણ્ય મળ્યું હોય તેનાથી મિથ્યાત્વને મટાડવાનો વિમળ બોધ મને પ્રાપ્ત થાઓ. આ ગ્રંથમાં અજ્ઞાનતા અને પ્રમાદને લીધે જે કંઇ ઓછું કે વધારે કહેવાઇ ગયું હોય તે મારૂં દુષ્કૃત જિનેશ્વર ધ્યાનવડે ફોગટ થાઓ. મિથ્યારૂપી રાતનો નાશ કરનાર અંતરંગના ષડ્ રિપુઓના વિજયથી પ્રતાપવંત ભવિજીવોને બોધ

કરનાર, મહાપાપોરૂપ અંધારાની શોભાને ચોરનાર, પોતાની વાણી રૂપ કિરણોવડે ભવિકજીવરૂપ કમળોને ખિલવનાર, ફેલાતા કિરણો વડે ઉજળા અને સિદ્ધાચળ રૂપી ઉદયગિરિ ઉપર રહેલો આદિ નાથરૂપી સૂર્ય હમેશાં સંરક્ષણ કરો. બૌધ લોકોની બુદ્ધિને નિરાશા ઉપજાવનાર શ્રીચંદ્રગચ્છરૂપી સમુદ્રની અંદર ચંદ્રમા સરખા અને જાગ્રત ગુણોને ધારણ કરનાર શ્રીધનેશ્વર સૂરિએ યાદવવંશના આભૂષણ રત્ન અને તીર્થનો ઉદ્ધાર કરનાર અરિહંત ભક્ત શ્રી શિલાદિત્ય રાજાની અતિઘણી ભલામણને લીધે વિશેષ હર્ષ દેનાર આ શત્રુંજયગિરિનું મહાત્મ્ય રચે છે.

यावज्जागर्त्ति जैनस्त्रिजगति जनतादत्तशमा सुधर्मो
यावद्धाकाशतल्पे कलयत उदयं पुष्पदंतो तमंतो
तत्तत्पुंरत्न वृताश्रय इह वसुधामंडले मंडनाम
स्तावन्नंदत्त मंदोदाये विविध रसांभो निधि ग्रन्थंएषः

જયાં લગી લોક સમુદાયને સુખ દેનાર શ્રી જૈન ધર્મ સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં જાગ્રત રહે અને જયાં લગી અંધારાનો નાશ કરનાર ચંદ્રમા તથા સૂર્ય આકાશરૂપ બિછાયતમાં ઉગ્યા કરે, ત્યાં લગી તે તે પુરૂષરત્નોના ચરિત્રથી પૃથિવી મંડળમાં શૃંગારરૂપ અને તરેહ તરેહના રસોના દરીઆ સરખો આ ગ્રંથ પુરા ઉદય સહિત વૃદ્ધિને પ્રાપ્ત કરો.

ઇતિ શ્રીમન્ જૈનાચાર્ય ધનેશ્વર સૂરી વિરચિત શ્રીમહાતીર્થ શત્રુંજય મહાત્મ્ય વિષે શ્રી પાર્શ્વનાથાદિ મહાપુરૂષ ચરિત્ર વર્ણન નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ.

